અપ્રસિદ્ધ ગૂજરાતી કાવ્યો વાંચવાનો શોખ ગુર્જર પ્રજાજ-
— નમતિદિન વિશેષ વૃદ્ધિ પામતો જાય છે, તે તેમની ઇચ્છા પૂર્ણ
માટે એક કાળે બે સ્થળેથી, અપ્રસિદ્ધ ગૂજરાતી કાવ્યો પ-
માં આણવાનો પ્રયત્ન થયો છે; મુંબઇમાં ગૂજરાતી છાપા-
તરફથી, ને વડોદરામાં રા. હરગોવિંદદાસ તરફથી; અને તે
બંનો તરફથી અદ્યાપિપર્યંત ચાલુંજ રહ્યાં છે, એ ખુશીની વાત છે.
દરાના પુસ્તકોને મદદ માટે ગાયકવાડ સરકારે, રૂ ૧૨૦૦૦ આપવાનો
ર કીધો છે. ગૂજરાતી છાપાખાનું પોતા તરફથી, જે ગ્રંથો પ્રકટ કરે
તે કોઇનો પણ આશ્રય વગરજ કરે છે, ને તેનો આ ચોથો ગ્રંથ છે.

પ્રાચિન, મધ્યકાળના ને અર્વાચિન ગત કવિઓના ગ્રંથો પ-
માં મુકતાં, તે એવા મોઘા ન થવા જોઇયે કે જેથી પ્રજાને
એક બોજારૂપ થઇ પડે તેવો હેતુ અદ્યાપિપર્યંત અમારી તરફથી
રહ્યો છે, ને આશા છે કે શ્રીમાન અને વિદ્વાનમંડળ તેની કદર પ-
રીતે લક્ષમાં લઈ પોતાનો ઉદાર આશ્રય આપવામાં પાછળ પડયું
ને પાછળ પડશે પણ નહીં.

આ ચોથા ગ્રંથમાં સોળમા સૈકડામાં થઇ ગયેલા ભીમકવિ, ન
વચ્છરાજ ને વસ્તાનાં કાવ્યો ગુર્જર પ્રજાને તદન અણજાંણ્યાં છે.
. કવિઓની કવિતા, આ ગ્રંથમાં માત્ર એક વાનગી દાખલ આ-
પવામાં આવી છે, તેપરથી સ્પષ્ટ જણાશે, કે ભીમકવિની કવિતા
ત્તમ છે, ને જુની ભાષાના નમુના તરીકે વચ્છરાજની રત્નમંજરી-
માંની કવિતા જોવા જોગ છે.

જુના ગ્રંથો શોધી આપવામાં મદદ કરવા માટે રા. રા છ-
ગનલાલ ઠાકોરદાસ મોદી બી. એ, રા. રા. રતિરામ દુર્ગારામ દવે
બી. એ, રા. રા. હરિલાલ હર્ષદરાય ધ્રુવ બી એ, એલ. એલ
બી, અમરેલીના જડજ; અને વડોદરાવાળા વ્યાસ માણેકશંકર વૈજ-
નાથનો ઉપકાર માનવામાં આવે છે.

અક્ષયનોમ ને ગુરૂવાર.
સં. ૧૯૪૭

ઇચ્છારામ સૂ. દેશાઈ.

## ભાણદાસ.



## જીવણરામ.



## વજીયો.



## શિવાનંદ.

## દયારામ.

વૃહત્

# કાવ્યદોહન.

ગ્રંથ ૪ થો.

## નરસિંહ મેહેતો.

### સુરતસંગ્રામ.

પદ ૧ લું-રાગ પ્રભાત.

ક બકી મારીઆં, અસુર ઓધારીઆ, જેવું બળ આપતું તેહ તવા;
રી ને કંસ વળી, મરડિયા કંઠ ધરી, મલ્લ માતંગ જે કાળ જેવા.
ળયવન કારમો, રુદ્રસું બારમો, ઇય* પણ બાળીઓ નાથ એવા;
રાસંધ મહા બળી, તીને માર્યો છળી, શૂર શિરોમણી દક્ષ દેવા.
ષ્મ આદિક મળી, આવિયા બળ કરી, પાંડવ છોડવ્યા નાથ કેવા;
સુરતસંગ્રામમાં, હારિયો વામમાં, જેની નરસૈંયો કરે નિત્ય સેવા.

પદ ૨ જું.

રનો વીર એ, રણતણો ધીર એ, અડગ અચળ હરિ નાથ મહારો
ર નહિ કોઈએ, આધ અવિલોકીએ, એ સમો સુભટ નહિ કોઇ ધારે
યરે સાયર એ, અન્યોપમા માયર એ, નહિ કોઈ મહીમાં અહિ† વખાણે
નાથ નખરાં કરે, નારિયુ મન હરે, વિકૃત અવિલોકિયે આજ ટાણે

* એને. † સર્પ-શેષનાગ.

થાય તેમાં આશ્ચર્ય નથી. પ્રીતમદાસથી જ્યાં ત્યાં મધુરા સુંદર શબ્દો એ તો સુંદર રીતે ગોઠવાયા છે, કે તે પ્રીતમદાસને ઉત્તમ પંક્તિના કવિમેં ગણાવે છે. જો કે પ્રીતમદાસની શૃંગાર કવિતામાં પંડીતાઇ નથી, તો પણ જે કંઇ છે, તે ચિતડું ચોરી શકવાની શક્તિ ધરાવે છે.

વેદાંતજ્ઞાન વિચારવાની કવિતાનો ભિતરનું હારદ બહુ ઠોક મારતું ને ઘટ છતા કોમળ ને રસભરીત છે. જેમ કોઇએક નિર્મળ નદીને પ્રવાહ, શાંતિથી વહ્યો જતો હોય ને તે જેમ આનંદ આપે છે તે( એની કવિતા આનંદ આપે છે, ને તેમાનો બોધ મનમા ઠસી જ છે. "હરીનો મારગ છે શુરાનો," એ પદ એની વિરલી પ્રકૃતિ દર્શાં નારૂ છે. અખા પેરે એ પણ કોઇ કોઈ સ્થળે જબરા ઠોક મારે છે વેદાંત કવિતામા કોઇ કોઇ સ્થળે સારા અલંકારો વાપર્યા છે, શબ્દ રચન છે તે બહુ મનહર છે, ને તાત્કાળમા અસર કરે છે. જીવને બોધ ને દેહમાર્થ મમતા છોડાવવાના એના પદો કોઇપણ કવિની વાણીને શોભા આપે તેવ છે. પ્રીતમદાસની વેદાંતની કવિતામા જ્યાં ત્યાં જે વૈરાગ્યનો ભાવ રસળતે જણાય છે, તે સમયે સમયે મનને ઉદાસીન કરતા વાર કરતો નથી.

ગુરુ મહિમા, ગુરુપર પ્રેમ, ગુરૂ વિના જ્ઞાન નહીં, સંત સાચા ને સંત તેજ તારણનું મૂળ છે, ને ગુરૂનેજ આરાધવા. એ ભાવથી જેટલી કવિતા લખાઇ છે, તે ખરા ઉમળકાની, ખરી લાગણીની કવિતા છે. કકાઓમાં ઠોક સાથે બોધ આપ્યો છે, ને મહિમા ને મહિનામા આસ્થા સાથે જ્ઞાન ને ભક્તિરસ બતાવ્યો છે બેશક, પ્રીતમદાસની સર્વે કવિતા "સાર્થ ઘટ કોમળ સરસ ને રસભરી" છે, એટલું નહિ, પણ હૃદયને સમયે આલ્હાદિત કરતી, ઉત્સાહ સાથે શાંતપ્રકૃતિમા પ્રેમના વેહમા ત[illegible] કહીં કહીં ભભક ભરી [illegible] હાવકી મધુરી ને વિનોદી છે. પ્રીતમદાસ એ ચેશતરનું [illegible] શકાય. પ્રીતમદાસ એક ભાટ છતા, વિધાને સંસર્ગ ન છતા [illegible]નિક, અનુભવથી, વિદ્વાનોના સમાગમથી, જેટલી ને જેવી કવિતા [illegible] શક્યો છે એ, ગુજરાતી કવિતામા સેતરંજના મુખ્ય મોહરારૂપ તો [illegible], પણ પેહળરૂપ [illegible] જતે દહાડે પ્રીતમદાસ ભાટોને અગ્રગણ્ય કવિ [illegible]

# વસ્તો.

ગૂજરાતમાંનાજ ઘણાખરા કવિઓની જન્મતિથી મેળવવીજ મુશ્કેલ નથી, પરંતુ આખા ભરતખંડના કવિઓની જન્મતિથી, જન્મ સ્થળ, મૃત્યુકાળ કોઇપણ મેળવવા અતિઘણા મુશ્કેલ છે-રે દુર્લભ છે. તેઓના ચરિત્ર માટે કંઇપણ લખવા માટે, અહિયાં તહિંયાંથી જે કંઇ છુટક છુટક હકીકત મળી શકે તેટલાપરથીજ જે કંઇ લખી શકાય, તે હાલને સમે તો બસ છે.

વસ્તાભાઇ કાલિદાસ, એ મૂળ બોરસદના, પણ પાછળથી બુરાનપુર જઇને રહેલા, લેઉવા પાટિદાર, સંવત ૧૬૫૩ની સાલમાં હૈયાત હતા. મૂળ લેઉવા પાટિદાર-કણબી હતા, એટલે એમણે સારો વિદ્યાભ્યાસ કીધો હોય, તેમ માનવાને કંઇપણ કારણ નથી. તે કાળમાં વિદ્યાનાં સાધનો પણ નહીં, ને તેમાં નગરજનોને માટે એવા કંઈ સાધન હોય, પણ ગ્રામ્યવાસીઓને તેવાં સાધનોની ઘણી ખોટ હોય છે.

સંવત ૧૯૨૬માં હુ ડાકોર ગયો હતો, ત્યાં મને કબીરપંથી એક સાધુ ભગવાનદાસને અચાનક મળવાનું થયું, ને તેઓ પાસથી શુકદેવાખ્યાનની એક પ્રત મળી. એમાંનાં કેટલાંક કડવાં અને તે વેળાએ કંઇક ચમત્કૃતિ ભરેલાં લાગવાથી, ત્યાંથીજ મેં એક પ્રત ઉતારી લીધી, તે પછી પાછળથી બે પ્રત મેળવવામાં આવી, પણ તે બંનો પ્રતને પ્રથમ પ્રત સાથે મિલાવતાં ઘણો તફાવત માલમ પડયો, પણ એ ત્રણે પ્રતને સાથે રાખીને આ ગ્રંથમાં આવેલા શુકદેવાખ્યાનનું સંશોધન થયું છે.

એ પછી સંવત ૧૯૪૦ની સાલમાં નંદરબાર મારે જવાનું થવાથી, ત્યાંથી એ કવિની છાપતું "સુભદ્રાહરણ" મળી આવ્યું. અને તે શિવાય એક ત્રીજો ગ્રંથ "સાધુચરિત્ર" હમણાં હાથ આવ્યો છે. આ ત્રણે ગ્રંથોમાં "સાધુચરિત્ર"માં કવિતાની કંઇક ખૂબી છે. ખરી, બાકીના બે ગ્રંથોમાં કવિતાની ચમત્કૃતિ જોવામાં આવે તેમ નથી.

સાધુ ભગવાનદાસે, જ્યારે મને શુકદેવાખ્યાન આપ્યું, ત્યારે આ કવિ

સંબંધી જે કંઈક ચમત્કૃતિ ભરેલી વાતો જણાવી છે, તે મારી નોંધ પોથીમાંથી અત્રે નેવીને તેવીજ ઉતારી લીધી છે. આ ચરિત્ર ને વાતો 'ગુણદાદરણ'માં કવિએ ગ્રંથને અંતે સંક્ષિપ્તમાં પણ આપેલી છે.

"વસ્તાભાઈ તો મોટા સંત હતા, ને બાળપણથીજ સંસારપર વૈરાગ્ય ઉત્પન્ન થવાથી પરણ્યા નહોતા. એઓ હમેશાં ખેતર ખેડવાને જતા હતા, ને આ કામ કરતાં કરતાં હરિકીર્તનની ધૂનમાં એવા તો એક તાર થઇ જતા, કે તેમનું કામ પડયું રહેતું હતું. તેઓ ઉમ્મરે આવ્યા, ત્યારે તેમના દાદા, નારાયણદાસ, જે હૈયાત હતા, તેઓએ વસ્તાભાઇને પરણાવવાનો ઘણો આગ્રહ કીધો, પણ તેમનું મન સંસારમાં ચોટયું નહીં, ને તેમના મનમાં તો હરીનામની ધૂન લાગી રહેલી, એટલે બીજી કોઈપણ વાત તેમને રૂચી નહીં. તેઓએ પરણવા માટે નાપાડી, તેથી તેમનાં સગાં વહાલાં ઘણાં નારાજ થયા, ને એક ઓરડું જુદું કાઢી આપીને ત્યાં તેઓને રાખ્યા.

"તેમની ૧૭–૧૮ વરસની ઉમ્મરે ઘેરથી છાનામાના ચાલી નિકળ્યા, તે ઠેઠ રામેશ્વરની જાત્રાએ ગયા. તેઓ સંતોના ટોળામાં રહેતા, ને સંતોની ઘણી સેવાચાકરી કરતા હતા. રામેશ્વરમાં તેઓએ ત્રણ ચાર માસ મુકામ કીધો હતો. ત્યાંથી દક્ષણના બાળાજીનાં દર્શન માટે ગયા હતા, ને ત્યાંથી ગોકર્ણેશ્વર મહાદેવનાં દર્શન માટે જતાં, તેઓ પર્વતપરથી પડી જવાથી એક પગે લંગડા થયા હતા. કેટલેક વરસે દક્ષણની સર્વે જાત્રા કરીને તેઓ પાછા ફર્યા, ત્યારે તેઓના પિતા તથા પિતામહ બંને મરણ પામ્યા હતા ને તેમના બે ભાઇઓએ બાપદાદાની સર્વે મિલકત વેહેંચી લીધી હતી. વસ્તાભાઇને આથી કંઇપણ ખેદ થયો નહીં, પણ તેઓએ તાત્કાળ એક ભજન બનાવી ગાયું, ને પછી સંસારમાંથી ચિત્ત હઠાવી, જે કંઇ મળી આવતું તેપર નિર્વાહ કરતા હતા.

"એ ભજન તે આ છેઃ–

પદ

"માયાને છોડી દીધી, પ્રભુ ભજ માયાને છોડી દીધી. ટેક.
માતતાત-પિતામહ હાલ્યા, હારી બાજી હાથ કીધી;
વૈકુંઠનાથને મેડે જાતાં, લાખેણી લહાણી લીધી–માયા૦
આ સંસારમાં સુખ નહીં કેથે, વસ્તાભાઈ ભાલે,
ભાઈઓએ દૂર હાંકી મેલ્યો, હાણે કીધું છ' નંદલાલે–માયા૦

માયાને કુવામાં ડાલી, કાયા છોડી જાશું;
મનડાને મિલાપ કરાવા, ગંગાજી જઈ નાશું-માયા૦
હરીની લેહ લાગી મનમાં, બીજી ન રૂચે માયા;
વસ્તાભાઈને હરીનો નેડો, હરીના વસ્તા જાયા-માયા૦
એ હરીને હવે પાગે પડશું, તાર કે હરીભાઈ માર;
વસ્તાભાઈ હરિ સંગે તરી, ઉતરશે ભવપાર-માયા૦

"એ પછી વસ્તો એકલોજ ગોકુળ મથુરાની જાત્રા કરવા નિકળ્યો હતો તે ત્રણ વરસે ફરતો ફરતો બુરાનપુરમાં આવીને રહ્યો હતો. એ બુરાનપુરમ મોહનદાસ સાધુના અખાડામાં રહેતા, ને શ્રીમદ્‌ભાગવતની બહુ વાતે કરતા હતા.

"એઓ મોટા ભક્ત હતા, ને હરી વિના બીજો વિચારજ કરતા નહીં. એક વખતે એમની ન્યાતની એક કણબેણ, જે એમની પાસે કથા સાભળવા આવતી હતી, તેણે નાત્રું કરવાની ઈચ્છા દર્શાવી. ત્યારે વસ્તાભાઇએ કહ્યું કે, 'બાઇ, તમે વળો એ દુગ્ધામાં કયાં પડો છો? પ્રભુએ તમને ગદ્ધાઇ-માંથી કાઢયાં છે તો હવે પાછા શું કામ ગદ્ધાઇમાં પડો છો? આ સંસાર ગંદવાડથી ભરેલો છે, એમાં ધણી કોણ ને ધણીઆણી કોણ?" એ સંબંધની કવિતા સુભદ્રાહરણના અંતમાં દાખલ કરતાં કવિ લખે છે કેઃ-

'માયાથી મળ્યા છે સહુ, ધણી માને એ મારી વહુ;
કોની વહુ ને કોનો વર, ગદ્ધાઈમાં પડી બન્યા છે ખર.
હરિનું ભજન વેગળું કરી, પરણવાની કાં મંછા ધરી;
ગદ્ધાઈમાંથી કાઢયા પરાં, ત્યારે હરિને કાં વિસરાં.
મળમૂત્રમય આ સંસાર, તેને તરી બાઇ ઉતરો પાર;
સાચુ સુખ હરી પરણે થાય, બાકી તો દુઃખનુ કેવાય
માતા મારાં તમો સમજો, હરિ સાથે સુખે વરો;
ગમે પ્રભુને માયા ન લેશ, બાઈ રાચે ભજે પરમેશ.'

"આ પ્રમાણે અનેક વાતો કરી તે બાઇનું મન સંસારપરથી ખસેડ્યું, પછી તે બાઇએ વસ્તાભાઇની મરતા સુધી સેવા કરી હતી.

"એક પ્રસંગે બુરાનપુરના અખાડામાંથી સઘળા સાધુઓ પ્રયાગ-રાજમાં સ્નાન કરવા માટે ગયા હતા, એકલા વસ્તાભાઇ ને બીજા બેએક સાધુઓજ ત્યા રહ્યા હતા. ચોમાસાના દિવસ પાસે આવવાથી વાડામા વસ્તા-ભાઇ ખોદતા હતા, તેવામાં ધનથી ભરેલી એક તાંબડી તેમના હાથમાં

આવી. બીજા સાધુઓએ તે ધન પોતા પાસે રાખવાને કહ્યું, પણ વસ્તા-ભાઇએ કહ્યું કે, 'ધનના દુઃખથી તો દેશ તજ્યો, વેશ તજ્યો, તો હવે ધનને શું રહવું છે?' આમ કહી, સાધુઓના સંઘને જમાડી દીધો. એ વાત તે વેળાના ત્યાના મુસલમાન અધિકારીના જાણવામાં આવતા, તેણે વસ્તાને પકડી મંગાવ્યો ને ધન માંગ્યું; ને તે નહીં આપવાથી પુષ્કળ માર માર્યો. પણ તેના શરીરપર મારની એક પણ નિશાનિ જણાઇ નહીં, તેથી તે અધિકારી ઘણો અચરત પામી ગયો.

"એ બડા ભક્ત થા, ને સંતોપર બહુ આસ્થા હતી." મરણ વખતે સાધુ ભગવાનદાસના કહેવાપરથી એમ ધારી શકાય કે તેનું વય ઘણું વૃદ્ધ હોવુ જોઇએ.

એની કવિતામા "સાધુચરિત્ર" એ ઉત્તમ છે. એની બીજી પ્રત કોઈ પણ સ્થળેથી મળી શકી નથી. જો કે એ ગ્રંથમા ઘણુ અશુદ્ધ છે, તોપણ એમાં નરસિંહ મેહેતો, મીરાબાઇ તથા નાભાજીની જે સ્તુતિ કીધી છે તે કવિતા સારી છે.

એ બુરાનપુરમાંજ મરણ પામેલો જણાય છે.



સ્કંધ કર મેલતી, રેલતી ખેલતી, આવી રણ બીચ નિશાન ગાડી;
દાસ નરસૈં ભણે, ગોપ આવ્યા રણે, વેણ રણમાંહિ વજાડી ધાડી.

પદ ૩૨ મું.

નર વાનરતણું, યુદ્ધ ભાખું ઘણું, પણ કયાંહિ વિચિત્રતા હોય આવી;
દેવી દૃષ્ટાંત જે, લાગે સિદ્ધાંત તે, કારણ તેહનું દઊં બતાવી.
દેવી તો એકલી, શ્યામ ઘણી મળી, તે ખરૂં યુદ્ધ આ પ્રેમે પ્રેર્યું;
ભિન્નતા તો અશી, ત્યાંહી જુઓ કશી, પ્રેમીના પ્રેમ શી રીત હેરૂં.
નહિ સૈન્યમાંહે મણા, પુરુષ શ્યામાતણાં, દરશાયે જુગલાં તહિં ઘણેરાં;
સામ સામે તહીં, આવી મળ્યાં સહી, લશ્કર ગોપી ગોપેશ કેરાં.
બોલે બડઇ ભલી, જુગલ જુગલ મળી, હસ્ત અન્યોન્ય ઝડપે ઝાલે;
ઉમંગી આફળે, કામના ના ફળે, દાસ નરસૈં બિચ બિચ મહાલે.

પદ ૩૩ મું.

નારને નર ભળ્યાં, મીલ મીલે મળ્યાં, મકરાકૃતી બ્યૂહ શ્રીકૃષ્ણે રચિયો;
રાધિકા તે સમે, ચિંતવે કેમ તમે, નાગાકૃતિ બ્યૂહ સન્મુખ સજિયો.
કૃષ્ણ સમગ્રમાં, સૈન્યના અગ્રમાં, આગે રક્ષા કરે જે સિદામો;
પૂઠ પાછળ ખડા, વીર કહાવે બડા, સવ્ય અપસવ્ય નામો ને રામો.
નિર્ખિયો રાધિકા, કામની સાધિકા, મૂખ મરડી નરસૈં બોલાવ્યો;
કહે જઇ કૃષ્ણને, ત્યાગી દે તૃષ્ણને, શ્યામળા સ્વાંગ આ શો મચાવ્યો.
આવીઆ સો ભલા, તુજ કારણ અલ્યા, માહરે કારણે ગોપી આવી;
નરસૈં જઈ કહે, સર્વ કોરે રહે, જોઉં હુંથી કેવો જાશ ફાવી.

પદ ૩૪ મું.

રાધિકાએ કહ્યું, તેહ સર્વે લહ્યું, બોલિયો નરસૈંયો જઇ ડરાવું;
લેઈ આજ્ઞા પછે, કૃષ્ણશું જઇ મચે, વ્યર્થ કલ્ય઼ા કરે હું હરાવું.
થરત્વ લજાવિયું, રાધિકે કાવિયું, એહ નિર્બળ કે આપ કાવ્યા;
દર્પ તારો હરી, ધૈર્ય મનમાં ધરી, કાવિયું લશ્કર શે કાજ લાવ્યા.
તુજ મુજ કારણે, બહુ પડે ધારણે, મહીષ લઢયે જયમ વૃક્ષ ભાજે;
વાંક છે તાહરો, કાંઇક છે માહરો, અન્યને દુઃખ કેહ કેમ છાજે.
આપણ બે મળી, યુદ્ધ કરવું ભળી, હાર ખાએ તેની પક્ષ લાજે;
નરસૈંયો વીનવે, શેને સહુને દમે, રાધા ને તું મચો યુદ્ધ કાજે.

### પદ ૩૫ મું-કૃષ્ણ વચન.

કેણ એવું સુણી, મંનમાંહે ધુણી, બરકીને બોલિયો બળ ભ્રાતા;
જઇ કહે એહને, ટાળી સંદેહને, કેમ ડરે તું થઈ ગોપ મદમાતા.
દ્દંદને કારણે, હું ખડો બારણે, આવી ભડિયે નહીં કામ અન્યે;
સુમનીવા તાહરી, તેવી છે માહરી, કહું એહ કારણે ધન્ય ધન્યે.
કરાવવા વર્જના, કૃષ્ણની ગર્જના, વિનવે નરસૈંયો કોઇ વારો;
મોદક મિષ્ટ નહીં, વાક ચાતુર્ય નહીં, દાણનો ઘાટ નહિ મન વિચારો.
રાધિકા વામ જે, કામનું ધામ તે, સુરત સંગ્રામ તે શુરે કરવો;
બેહરી મારશો, સૈન્ય શું હારશો, લાગીએ નરસૈં કેહ ગર્વ ગરવો.

### પદ ૩૬ મું-નૃસિંહ વચન.

કૃષ્ણ કહે દાસ તું, રાધિકા પાસ તું, જઇ કહે યુદ્ધ માટે રે આવે;
ઘટ જવી ગરજના, કરિયે વિસરજના, જાવરે અહીં નહીં દાવ ફાવે.
જે અલ્યા જાણું છું, માર્ગ હું સાણું છું, ગોપ પરા કરી આવ સામો;
મતી ઉલટી થઈ, સમઝ સઘળી ગઈ, કરિયે જે બોધ તેને નકામો.
રાય રાવણને સતી*, વારતી પાર્વતી, તોયરે બોધ બે દક્ષ† ન માન્યો;
એ ગતિ આપની, કાપ્ય સંતાપની, ન જશ અપજશ સહી, મેલ્ય તાનો.
વળી વળી શું કહું, બોધ તારો ગ્રહું, જા અમો જાણું સહુ પંથ તારે;
નરસૈંયાના ધણી, હળવો હુંને ગણી, જોઇએ જીવણા ઝીત કયારે.

### પદ ૩૭ મું.

દાસ નરસૈં ગયો, ગોપી ભેગો થયો, રાધાને જઇ કહ્યું દ્દંદ્દ કરવા;
દર્પને પરહરી, ગોપી આવી મળી, લાગી સહુ તેહ ઉમંગ હરવા.
કાલિ મર્દન કર્યો, ગોવરધન કર ધર્યો, સ્વામિની શ્યામળો એક બળિયો;
સહુને સંતાપતો, તાપ બતાવતો, શી રીતે નિર્બળો આપ કળિયો.
શાસ્ત્ર શૃંગારનો, નિપુણ આગારનો, શામળો હે સખી તેં ન જાણ્યો;
દ્દંદને કારણે, જો ખડો બારણે, એકલો એ અલી જાય માણ્યો.
નમન કરી રાધિકા, ગોપીની બાધિકા, બોલી બાળા બિચ બોલ મોટા;
નરસૈંના સ્વામીને, અતિઘણા કામીને, બિરદથી પાડું સખી આજ ખોટા.

* મંદોદરી રાણી રાવણને વારતી હતી; ને પાર્વતી પોતાના પિતા દક્ષને વારતી હતી કે જમાઇને ન ટાળો. † દશાનન ને દક્ષ-બે દદા.

પદ ૩૮ મું.

સર્વે મળી ગોપિયો, ધન્ય કહે ગોપિયો, તુલના તાહરી તું રે તરૂણી;
અવતાર મૃગિતણો, શબ્દ સિંહના ભણો, ગોપી રજ કેરડાં છો ધરૂણી
સાજ સારો સજી, વેશ શૂરનો ભજી, જુવ્વણી જુવતી જા રે જામી;
ભૂષિત રહે ભામિની, સહુ કહે કામિની, સ્વામિની કામીના જા રે સામી.
દાસ નરસૈં તણો, ગોપી શું ગદ ભણ્યો, શીખ સખિ માહરી એક સુણીએ;
યુદ્ધ અજશું કરો, સાજ સિંહનો ધરો, શૂર ધર્મે કહ્યું વ્યાસ મુનીએ.
એક્ષતણું યુદ્ધ જે, અતિ વિશુદ્ધ તે, એ સખિ દાવ જુગાર રમવો;
નરસૈં વખાણિયે, રાધા કેહ જાણિયે, લહું સખિ એહને માત કરવો.

પદ ૩૯ મું.

ગોપ ભેગા થઇ, કૃષ્ણ પાસે જઈ, બોલિયા કામ એક્ષનું કાચૂં;
રામ રસની ભરી, એકલી શે વરી, બરકિયા બળદેવ એહ સાચૂં.
નિપુણ એ વામમાં, સુરતસંગ્રામમાં, કાનુડા કારસું કામ કીધૂં;
હરવિયા નારીએ, જારી વિજારીએ, કાનજી માન ગુમાવી દીધૂં.
શી કરો કાળજી, વારતા વાલજી, હરવિયે સુવતી સર્વત્ર ઉભો;
સર્વ જાણો તમો, ભેદ ભણિયા અમો, રોજી નિશ્ચિંત હુંને ન દુભો.
મિથ્યાત્વ જી છોડિયે, માનને મોડિયે, જિકર જૂદી પડે આપ કરી;
સ્વામી નરસૈં લહે, કરગરી સહુ કહે, માનશો નહિ અમો જાણ વેરી.

પદ ૪૦ મું.

ક્રોધ કરી કાનજી, માન ધરી વાનજી, બરકિયા શકટ શું શ્વાન તાણે;
રહિત વિલંબ મેં, કેશી પ્રલંબ મેં, મરદિયા હતું કોહ કોણ તેહ ટાણે.
રામજી રોળિયો, રાવણો ચોળિયો, કહો વાનરે વિઘન કેતુ વારયૂં;
વેરાવ વિખરાવ, સુખ બોલતા ભાવ, સાધવા દાવ શું કરવું લારં.
વાર વનમાળિયા, આ અમો હાવિયા, કાળિયા કેઇ પેરે કામ સાધો;
ઉર નહીં ધારતા, બળદેવ વારતા, બોલતા ડોલતા જશ બાંધો.
કહી વ્રજ વાટમાં, ચાલિયા ઘાટમાં, ઠાઠ વિણ હાડકા હામ બેસે;
આવી નરસૈંયો કહે, ચાલી શરણુ રહે, કેહ જઇ કોઇ ગુપ ખીચ પેસે.

પદ ૪૧ મું.

ગોપ ગયા પૂઠી, રામ બોલ્યા રૂઠી, સૈન્ય વિણુ સામંત શું રે કરશે;
માવજી માનીએ, શીખ દઉં છાનીરે, કાનજી કામની દર્પ હરશે.

હાર વિણુ ઊર નહીં, ઊર વિણુ હાર નહીં, તેમ અન્યોન્યે રાત દીપે;
શૂર વિણુ સૈન્ય નહીં, સૈન્ય વિણુ શૂર નહીં, દીપ ચળકાટ અન્યોન્ય દીપે.
ક્રોધી લહિ વીરને, મૂકતા ધીરને, ખરકો આહીરને મરજી હોએ;
સન્મુખ નવ રહે, પૂઠ પાછળ જણી, વળતી નિંદે ન મુને ન કોએ.
જા જયદેવ જઇ, સર્વને લાવ્ય સહી, દ્વંદ નહિ પણ હવે યુદ્ધ કરિયે;
નરસૈંયો મલપતો, સખી સંગે તળપતો, હે હરિ હવે ડરિયે ન જરિયે.

## પદ ૪૨ મું-(બળદેવ ને ગોપી યુદ્ધ સંગ્રામ.)

કહે તું ક્યારે ભડું, સૈન્ય આવી ખડું, બળદેવ ઉભિયા સર્વે આગે;
દ્વંદને નવ લહી, રાધે પ્રકળ ગઇ, મળિ વિશાખા તહીં કલ્પે ભાગે.
ઉન્મત્ત ગોવાળિયા, હારમાં હાલિયા, પાળિયા જઇ કરી પાણુ સાતા;
ખેંચતા પકડતા, વેંચતા ઝકડતા, રગડતા રામને ગોપ માતા.
કેણી સાચી કરી, વેણી શીરની ધરી, એણીરે સાહી મૃગનેણી કેરી;
બાથમાં ભીડતાં, સાથમાં હીંડતાં, હાથમાંહે ધરી માથ ફેરી.
પાદ ગ્રહી પાડતા, સાદ દઇ ત્રાડતા, વાદ વાદે વદી નાદ કરતા;
વસ્ત્રને ચીરતા, અસ્ત્રને ધીરતા, નરસૈં શસ્ત્ર ને દસ્ત્ર હરતા.

## પદ ૪૩ મું.

મર્દવા કારણે, ગર્દમાં ધારણે, દર્દમાં તારુણી મર્દ હરતા;
રદ દંશે મળી, -હદમાં જાતા વળી, મુદ મનમાં થઇ કુચ પકડતા.
હરખ આઘાતથી, નખના પાતથી, લખલખાવી લલી લાખ વેળા;
ચર્ણુ ધરી ધર્ણુમાં, વર્ણુ કે કર્ણુમાં, શર્ણુમાં છે કોઈ હર્ણુ વેળા.
હસ્ત દ્રય નાખીને, મસ્તપણું દાખીને, વસ્ત અસભ્ય સમસ્ત લૂટે;
રૂંભને રોળીને, સુંભને ચોળીને, દુંભને કુંભ લઇ કુંભ કૂટે.
પકડી ઉછાળતા, ઝકડીને ઝાલતા, કકડીને કાઢતા હકડી હાકે;
દાસ નરસૈંયાને, ત્રાસથી સાંધને, હાસ કરી નાથતા નાથ નાકે.

## પદ ૪૪ મું.

વિશાખાને ધરી, લોટપોટ ત્યાં કરી, ખેંચતા પાસ બળદેવ બળિયા;
ખેચતા ચમીને, નગ પડે ભમીને, વામનાં શાં કહો વાન વળિયાં.
દૈસના પ્રાણુને, પકડી પાષાણુને, પિષ્ટ પેષણુ કરી મુક્ત કરતા;
ઉત્તમ વસ્તમાં, તેહના હસ્તમાં, આવતાં યુવતીના હોશ હરતા.

પિંડ દૃય પીસતાં, મનમાં હીસતાં, ત્રાહે ત્રાહે કરતી વિશાખા;
ચુંબને ચોળતા, સપ્ત વિધિ ઘોળતા, અષ્ટ આલિંગને ચોળી નાંખ્યા.
અષ્ટાદશ હાવમાં, વળિ પંચ ભાવમાં, પકડતા દાવમાં દારૂ પાય;
નવ હવાં ચૂકિયે, કોઇદિ નવ મૂકિયે, ભ્રાત નરસૈંનો બહુ પીડાય.

## પદ ૪૫ મું.

એમ રૂદન કરે, નીર નયણે ઝરે, ગોપ ગોપીને તોએ ન મૂકે;
છૂટવા છેલડી, ગર્વ કરે ઘેલડી, ગોપાંગ કેદિ નવ દાવ ચૂકે.
કેશ વિખરઇ ગયા, અધર ખંડિત થયા, ચોળી ને ચરણિયા સર્વે ખોયાં;
બળ કરી ઊઠતી, બહુ બહુ રૂઠતી, ફાવિયું નહીં તવ ખૂબ રોયાં.
પાણી પ્રસ્વેદનું, નયન ઉદ્વેગનું, મળી સરિતા અતિ મોટી ચાલી;
માનિની જે મળી, ધરણમાં તે ઢળી, નિહાળતી રાધિકે રણ સર્વે ખ્યાલી.
દીનપણું દાખતી, ભામિની ભાખતી, સ્વામિની મૂકાવિયે પાગ લાગું;
દાસ નરસૈં તણી, આહી દશા બની, કરગરૂં છોડવો માન માગું.

## પદ ૪૬ મું—રાધાકૃષ્ણ સંગ્રામ.

મર્યાદને લોપીને, દુઃખી કરી ગોપીને, ઘોપીને ધાઇ રણ બીચ રાધે;
દૃગ અસિ સજ કરી, ઢાલ ઉરની ધરી, ભ્રુવ શરાસન બિચ શરને સાંધે.
કટાર જે વાંકડી, ઉછળતી લોકડી, સાંકડી આંખ માંહેથી ધાડી;
ભુશંડી મુદ્રાવડે, ઘાટ કંઇના ઘડે, કવચ કસુંબી ધરી ચાલી લાડી
મેદી મોજાં સ્થળે, મુનિવર મન છળે, પાશ લઇ પાણિમાં પડતી બાળી;
ધરી ગેંદ અવધ્યમાં, કચુકી મધ્યમાં, મૂકીને મારતી આલી ટાળી.
ભાલો ધરી ભોકતી, ગોપને રોકતી, ઓપતી રોપતી પાગ આવી;
દાસ નરસૈંયાને, છોડવ્યો ધાઇને, રાઇને છોડવી શરી કાવી.

## પદ ૪૭ મું.

ધનુષ્ય ધરી ધ્યાનમાં, મારતી માનમાં, કાનમાં કહી ગયો કામ આવી;
પંચશર માંહેલું, કંજ જે સોહલું, દોહલું, મૂકીને જા રે ફાવી.
કંજ ધરી ધીરમાં, તાપન તીરમાં, મૂકયું આહીરમાં સર્વે જોતાં;
બાણને તાણતાં, વત્તિ રહી હાણતાં, વાણને જાણતાં હર્ખ ખોતા.
હૃદયમાં કાનમાં, ભાનમાં સાનમા, વાન ઉપાન બિચ તીર લાગ્યા;
ધારી કટારિયે, મારી સંહારિયે, વારિયે હારી એ જોરે ભાગ્યા.

ધાઈ ગોપની માંહિ, નરસૈં જે-સાંઈ, સાંઈ સકટ દઇ શર આણે;
મંત્ર વિધ વિધના, શધાની રિદ્ધના, સિદ્ધ પરસિદ્ધ નરસૈંયો વખાણે.

### પદ ૪૮ મું.

સંતાપ થયો નકી, તાપ તાપનથકી, વાત સુણી સ્વામિની ચાપ લેછે;
સર્વે મળી સામટા, ધશી પડ્યા ભામટા, કામટા કુડલાં કેહણું કેહ છે.
અંગ ઉમંગ લઈ, રંગ બેરંગ થઈ, ઉચરે વ્યંગ ઉછરંગ આગે;
નાદ કરી પાદને, વાદ ધરી માદને, સાદ ઉલ્હાદ વિખવાદ માગે.
હરિણી ભળિ સિંહિપર, કરિણી વળિ સિંહિકર, ધરિણી વરાહપર જાય ધાઇ;
તેમ ઓપી પડ્યા હામુકા, ગોપી પર કામુકા, લેપી મુકા બુઘ્રા લે રે સાધ.
નિર્ખિ નઘરોરને, માખણુ ચોરને, ટોરના ઢોરને જુવતિ સાતી;
વીરની અંગના, ધીરની ભંગના, નરસૈં તણી સંગના બહુ કુલાતી.

### પદ ૪૯ મું.

ગોપનું બળ લખી, સાવધ થઈ સખી, ચાપની બીચ ધરી ચૂત મારે;
કુસુમાકર છોડિને, કુસુમકર ઓઢિને, મારતી ગોપને વાર વારે.
શર સુસવાટ કંઈ, દીસતો વાટ નહીં, ઘાટ તહીં તોય કંઈના ઘડાએ;
ઉછળી આડા પડે, માંહમાંહે લડે, કંધક તો ચિત્રની વત જડાએ.
એડી ઊંચી થઈ, ગેડી નીચી ગઈ, છેડી જવ છેલડી છોરૂં પાડ્યાં;
વાંસળી માંસમાં, પાંસળી પાસમાં, પડી ગઈ બાળ એ વિધ રમાડ્યાં.
એક પર એક વળિ, ઢીગ થાતો મળી, લેપતી ટોપી ફેટા રે ફાટે;
નરસૈં નિહાળતો, કંધકને પાડતો, રાધિકે વખાણતો વાટ ધાટે.

### પદ ૫૦ મું.

શરતણા મારથી, હારિયા મહારથી, અડગ અચળ પડ્યા મહીની માંહી;
નષ્ટ ગૌરવ લખી, ગોપનું સહુ સખી, પાડતી ત્રાડતી સાહી બાંહી.
ભામિની ભાળતી, ઊંચકી અફાળતી, કંધ ન સંભાળતી બાળી સાંહી;
ધરી શીરના કેશ, કરી વિપરિત વેશ, હરી વસ્ત લવલેશ દેતી રે સાંઈ.
અહી પુલિનમાં પાદ, કરતી સિંહનાદ, સભારી વિખવાદ ને સાદ દેતી;
ધરી ધ્યાનમાં રોશ, ખેંચતી કંધ કોશ, સંભારી આક્રોશ ને દૂર વેતી.
મારતી ફરી ફરી, કુચ કરમાં ધરી, હરિતણી ભીલ કરી તાર તાર;
રમ્યો નરસૈં બહુ, ધુમી ગણતો સહુ, ઝુમી ઝઝુમી કરે માર માર.

### પદ ૫૨ મું.

બરકતા બાળરે, શ્યામ સંભાળજે, હરિ ટાળ આ દુઃખ અમે ચર્ણ લાગું;
ધાર મન ધીરડી, વાર આહીરડી, સંહાર આ ભાર બહુ માન માગું.
કટારથી કંપું નહિ, નયનથી જંપું નહિ, કૃત્રિમ ખડ્ગ હરિ બહુ રે કુદૂં;
વીર કરે હાણુ, કંઇ તીર લઇ પ્રાણુ, પણ આ કરે રૂડું પ્રભુ એથી ભુંડું.
દર્શાયે ધાવ નહીં, દદે બહુ ભાવ સહી, તું વિણુ કહિયે કુને હરિ લાગે ભાલા;
નયન શરાસને, ગોપ રોકમા વને, શિકારથી સાચવો સ્વામિ વાલા.
શર્ણાગત આપના, હવિ ન સંતાપના, તાપ નાના વિધના ત્રોડી નાંખો;
નરસૈંયો મહામતિ, પકડી બાંધે અતિ, ઝકડી ઝાલી એને કેદ રાખો.

### પદ ૫૨ મું.

ગોપ ગોપન કારણુ,ધનુષ્મ ધરી ધારણ,ખડગ ખપુવો ધરી ખાંતે આવ્યા;
કંધક રાધા જશાં, આયુધ તો કશ્માં, હરિ નયન શરાસન સંગ લાવ્યા.
નાથ અનાથનો, ગોપના માથનો, વાહરે આવી ચઢ્યો કૃષ્ણુ કામી;
ઇચ્છિત વસ્ત જે, દેખી સમસ્ત તે, ગોપી ધોપી સહુ શ્યામ સામી.
ઢાંકે મધ મક્ષિકા, રાયને રક્ષિકા, ધાન્યને તીડ આચ્છાદિ નાખે;
તેમ થઇ ઓપિકા, કૃષ્ણુ પર ગોપિકા, ત્રાડ પાડે નિજ બળ દાખે.
અંક પર વામ લે, હસ્ત ધરી આમળે, પાદ ગ્રહી કુચ સાથે અફાળે;
નરસૈં ધરી ચર્ણને, ઝાતતો મર્ણને, શર્ણ થા રાધિકા દુઃખ ટાળે.

### પદ ૫૩ મું.

જેમ યજ્ઞની વેદીને, નીસરે ભેદીને, અભ્ર છેદીને આદિત્ય દરશે;
તેમ કૃષ્ણ પરમાતમા, ભેદીને આતમા, તીર ધરી વીર વરમે રે હરખે.
તાપ સતાપમા, ચાપ ધરી માપમાં, મૂકી અશોકને શોક કીધો;
૮ ગ્ર કરી મારિયું, કમળ વિકારિયું, વારિયું સોમ સંતાપ દીધો.
પરી ગઇ બાળિકા, મલ્લ જશી માલિકા,રાધાએ જહીં તહીં શોક દીઠો;
સાધી નીલોત્પલ, બાળી દર્શાવે બળ, શર વડે શરતણો તાપ નીઠો.
મૂર્છા રેહડી ગઈ, ગોપી સાવધ થઈ,જઇ કરી કૃષ્ણુપર મારો કરતી;
મારિયે મારિયે, કંઇ ન વિચારિયે, નરસં નવિ હારિયે મરતી વરતી.

પદ ૫૪ મું.

બ્યર્થ શર જોઇને, સાધિયું સોઇને, ધોઇને મલિદા માંહિ મૂક્યું;
કહી ગઈ કાનમાં, ભૂલવું ભાનમાં, વાનમાં વાગું હરિ નહિ રે ચૂકું.
સત્ય કરી વાણીને, પાડી તહીં રાણીને,માની પટરાણીને આણી આગે;
પૂરની તાણીમાં, પડતી કોઈ પાણીમાં,શાણા અજાણીમાં જઈ રે ભાગે.
રાધે પડી ધર્ણમાં, નહિ કોઈ શર્ણમાં, હર્ણ કરવા તહીં ગોપ ધાતા;
નરસૈં નિદ્રાળવી, જાય નિહાળવી, તો પછી અધર જઈ કોણ સાતા.
ગોપ જાએ ખરા, જોઈ થાએ પરા, ધરા તજી સિંહણી પેર ગાજી;
તીર ધરી ધીરમાં, મૂક્યું આહીરમાં, વીર નરસૈં ગયો કંઇક લાજી.

પદ ૫૫ મું.

ઉરમાંહિ લાગતાં, ઉન્માદન વાગતાં, ભાગતાં આહીરાં આંહી તાંહી;
કૃશ થઈ કૃષ્ણજી, ત્યાગી દઇ તૃષ્ણજી,ભ્રાત આદિ પડયા મહીંની માંહી.
નારીમાં માલિની, નિપુણ ગોવાલિણી, સાંઇ દઇ કંઇકના હોશ હરતી;
નારીના કોપથી, હારિયા ગોપતિ, તહિ મંડળી જોઇ માવે રે મરતી.
ધરીને સંમોહન, ઉઠીઆ મોહન, મારિયું શર નારીને બળથી;
કંઇ પડી બારણે, કંઇ પડી ધારણે, રાધિયે વારીને રાખ્યું કળથી.
અરવિંદ આહીરને, વીર ગોવિંદને, મારતી માનિની માન ખોવા;
નરસૈંયા ભાખતી, અધિકપણું રાખતી, દાખતી બળ તે શૂરત્વ જોવા.

પદ ૫૬ મું.

અધિકતા નારીની, મેં રે સંહારીનિ, ધારી ધરણીં ધણી ગોપ મેળ;
દરશાવિયે ક્ષેમરે, કરવું હવે કેમરે, આખિરે આપણે વાંકી વેળ.
આસરો તમતણો, તેહ આવું ભણો, તો હરિ પ્રાણનું દાન દીજે;
બળ કહે માવજી, સાધીએ દાવજી, અબળથી યુદ્ધ કોહ કેમ કીજે.
સીદામો બોલિયા, તોલ મન તોળિયા, નાસતાં નાથજી કેમ બચશો;
ગિરિ નહીં આડમાં, છૂપીએ ઝાડમાં, ભાખીએ આપ શો દાવ રચશો.
ઉપાય હું નવ લહું, તોય સહુને કહું, બોલતા એમ એક બાણ લાગ્યું;
ધાઇ નરસૈં, વિઘન કરે માંહી, ધરણે પડયા ગોપને નાખે આગ્યું.

પદ ૫૭ મું.

સન્મુખ સિદામજી, કહી સુખ રામજી, પડી ગયો રામ હે રામ બોલી;
સહુ સહુનું રૂવે, કુણ તેને જૂવે, નાખતી ગોપને ગોપી રોળી.

દુઃખ જોઇ દયાળ, ધરી વિજયમાળ, અલિ રાધે સંભાળ કહી આંગિ સાહી;
સાવધ થઈ હરિ, શસ્ત્રને પરહરી, સાઇ જઈ બાથમાં રાઈ ડાહી.
બંગ અરવિંદને, ચૂસે મકરંદને, હરિ હરિવદનીને તેમ તાણે;
સિંહના કર વિષે, મૃગલિ જેવી દીસે, તેવી અબળા દીસે યુદ્ધ ટાણે.
આંખની પલકમાં, વિદ્યુત ઝલકમાં, કંઇકને મારી મચડીરે નાખી;
નરસૈંયો ઓટમાં, પડી જતો દોટમાં, દુઃખ થાતું તેના દેવ સાખી.

પદ ૫૮ મું.

પકડી મનોરમા, ચંદ્રભાગા રમા, લલના લલિતાદિ લુહાવી દીધી;
કરતી જે બાધિકા, આવી ગઇ રાધિકા, પકડી દૂષ પાણિમાં સીધી કીધી.
છકડીને છૂટતી, રાજપર રૂઠતી, સાજ સજીને તે આવી રે સામી;
દૂર કરી ગોપીને, ધાઈ ગઇ ઘોપીને, કોપીને પકડીઓ કૃષ્ણ કામી.
સાંઇ રંભન કીધલાં, ચુંબન દીધલાં, હાવ કંઈ ભાવના દાવ સાધી;
પણ દાવ જે રાધિકા, અર્થ કંઈ સાધિ ના, બ્યાધિ ઉપાધિ કંઈ નહિ સમાધી.
રાધિકા રાણી મચી, વિવિધ યુક્તિ રચી, બચી નહીં તોય કોઈ કૃષ્ણ કરથી;
સપડાઈ ગઇ સ્વામિની, કળ કળે કામિની, તહિં નાસતો નરસૈંયો નાથ ડરથી.

પદ ૫૯ મું.

કૃષ્ણ કર રાધિ ગઈ, ગોપી ત્વરિત થઈ, પરો કરી પ્રાણને પડીય સાવા;
મૂળ ઉપાધિનું, બંધન રાધિનું, સુણી ગોપ ગોપીને દે કેમ જાવા.
રાધા બચાવવા, માધવને હઠાવવા, સાધી શૂરત્વને યુદ્ધ કરતાં;
પકડતાં પાડતાં, ત્રાડતાં મારતાં, હારતાં નહીં પણ હોશ હરતાં.
હારતાં ઝીતતાં, ખીજતાં સીજતાં, સીઝતાં એકમેકે રે અળિયાં;
વળી વળીને લઢી, મૂકતાં બહુ હડી, ઘડી ઘડી ઘાટને વાટ મળિયાં.
એક જે મણિયો, નહિ કોઈ શણિયો, તોય તે કંઈકના પ્રાણ હરતો;
રાધિકા મનવશી, ગોપિકા સહુ તશી, નરસૈંનો નાથ નહિ કોથી ડરતો.

પદ ૬૦ મું.

સહન કરી મારને, હૃદયના હારને, મુક્ત કરવાને મહિલા રે મોડી;
શિરોમણી વહુની, ભીતિ નહિ મહુની, થાય જય તેહની વેહલી મોડી.
એહ નિશ્ચય કરી, જઇને ધરતી હરિ, વારતા ગોપથી નહિ રે વળતી;
ધણીકને ઘેરીને, નાખી વિખેરીને, તોય જઈ ત્રણ ત્રિયા રે મળતી.

રણ ક્રીતી રાધિકા, શરતણી બાધિકા, હોય જો એકલી નહિ રે ડરતી;
તો તે થયાં ચ્યાર, હે શ્યામ સંભાળ,વળી ટાળ્ય મન ગર્વગઇ હોંશ હરતી.
જો આવ્યા જાય છે, કૃષ્ણ કર સાય છે, થાય છે સાવધ ગોપ ગોટા;
બળ જેતું અમાપ, મારી તેને થાપ, ગઇ આપ લઇ ચાપને મારી સોટા.

પદ ૬૧ મું.

છૂટી ગોપેશથી, વીપરિત વેશથી, મળી જઈ મીલમાં રાધારાણી;
આનંદ સૈ કોઇને, રાધાને જોઇને, ગર્જતી બાળ મળી સિંહ વાણી.
પણ ધરી માનતું, કર્મ લખી કાનનું, બોલી બાળા બીજ બોલ ગોટા;
પ્રતિજ્ઞા પ્રમાણમાં, ધનુષ્ય ધરી પાણમાં, વંદું નહિ રાધિકા બોલ ખોટા.
તજાવી દર્પ વૃષ્ણજી, નિરખતાં કૃષ્ણજી, નવ કરૂં એમ નહીં નામ રાધી;
વાદવા વામ કેદ, ભાર વેનાર વેદ, હવે હરિ જાય કંઇ દાવ સાધી.
હેરકો હરિતણા, તેહ જઇને ભણ્યા, સુણીએ શ્યામ રાધાની વાણી;
નરસૈયા સમક્ષમાં, ગોપીના પક્ષમાં, પણ કરે આપ લઇ ચાપ પાણિ.

પદ ૬૨ મું.

ગોષ્ઠિ કરતા જયહાં, આવી રાધા ત્યહાં, ચાપમાં શોષણ સાંધી માર્યું;
સણણાટ કરતું સખિ, આવતું શર ઓલખી, સંહારવા શ્યામજે મન ધાર્યું.
તેહના સાથમાં, હરિતણા હાથમાં, લાગિયું બાણ લાલિત્ય હરતું;
ભાવ મન મોડમાં, પડી ગયા જોડમાં, દીસ રામાદિનું તેથી ડરતું.
મળી રામ સિદામ, વિચારતા આમ, કરિયે કંઇ સામ તો સર્વ જીવે;
વિચારતાં વાગતાં, આહિરાં ભાગતાં, લાગતાં શરતણે ભારી દીવે.
શોષણે શુષ્ક થઈ, ગોપ ગયા કંઈ કંઈ, કંઇક તો જાણીને ધણિ પડતા;
નરસૈં કો નાસતા, ત્રો વિધિ ત્રાસતા, મળી રામ સિદામ વિચાર કરતા.

પદ ૬૩ મું.

કૃષ્ણ મુર્ચ્છિત બન્યા,ગોપ દષ્ટે ઘણા,માતી મહિલા વિધં વિધ માર મારે;
સમય જોઈ સાંકડો, મૂકિયે આંકડો, તેહને રામ આ વિધ વારે.
સુણિયે સિદામજી, નહિ બને કામજી, રામ નહિ આંકડો મૂકે માને;
જો રાખવો ટેક,ઉપાય છે એક, મચાવિયે જંગ જાય સ્વર કાને.
આડમાં ઊભિયે, હું કે તું દૂભિયે, કૃષ્ણને લઇ ઘણા ગોપ નાસે;
કંઇ કરે બાધિકા, જાણીનેનહિ રાધિકા, જંગ મચેને વળે ગોપ વાસે.

ગિરિધર ગોપને, રચિયું ગોપને, કૃષ્ણની સાથ કોઇ કોણ આવે;
નરસૈંયા સહુ ડરે, રાધા વિઘન કરે, સાચવે ભાતને ભાત કહાવે.

પદ ૬૪ મું.

નિશે કરી ગોપ, આણી મને કોપ, આરોપ કરી પ્રાણને સ્થિર થાતા;
કૃષ્ણ પાછળ ધરી, પ્રૌઢી પંક્તિ કરી, રામ વહન કરી શ્યામ થાતા.
અંક લઇ ચાલતા, પૂઠ નિહાળતા, ભાળતા ચો દિશે રાધા ડરથી;
પડતા અને ઊઠતા, અન્યોન્યે રૂઠતા, ભાખતા છૂટિયા કાળ કરથી.
જાતાં નથી ફાવતું, મન ભમાવતું, ધૈર્ય તજાવતું રો ન આવે;
તજી કરી વીરતા, એમ અધીરતા, આણતા ગોપ ઉન્મત્ત કહાવે.
ધરી યુદ્ધની હામ, કરે કામ સિદામ, વારે કંઈ વામને હોંશ હરતો;
નરસૈંયો તેવાર, લાવે સમાચાર, રાધા અવિધાર જાય રામ ડરતો.

પદ ૬૫ મું.

સુણ્યું શ્યામળો જાય છે, સાવધ થાય છે, સાય છે આડમાં જેહ ઊભા;
રાધિયે રોળિયા, ચતુરને ચોળિયા, ઘોળિયા ઢોળિયા બહુ રે દુભ્યા.
સિદામનું કામ, કરતી કંઈ શ્યામ,રે રામ કંઇ શ્યામ પૂછંતી બાળી;
દોડતી દમકતી, ધમકતી ઝમકતી, રાધિકા નાસતી ગોપ ટાળી.
ગોપ આલોકતા, તે જઈ રોકતા, શૃગાલી શી શોભતી સિંહણ આગે;
ગણે નહી કોઇને, ફોડતી જોઇને, શોધતી સોઇને અણવિ ભાગે.
નિરખિયા નાથને, ગોપના સાથને, હાથને સાહી અન્યોન્ય ફોડે;
નરસૈંયા ડોલતી, છેલને છોલતી, બોલતી રાધિ શે યુદ્ધ છોડે.

પદ ૬૬ મું.

વાણીને સુણતાં, તીર્થમાં ધૂણતાં, તેમ ગોવાળિયા સર્વે કંપે;
પાહડ માંહે પડે, ઝાડ માંહે અડે, તોય નહિ નાસતા ગોપ જંપે.
લાગ્યા વ્રજ વાટમાં, રાધા ઉચ્ચાટમાં,જો સખિ શ્યામળો જાય નાશી;
સ્તંભન ધરી ધીર, તાકંતિ તે તીર, મારંતિ કંઇ વીર મનમાં ઉલાશી.
લાગંતે તૈં તીર, ભાગંત આહીર, ત્યાગંત શરીર કંઈ વીર મોટા;
જે હુતા માતિયા, દશ વીશ સાથિયા, તે પડ્યા પૃથ્વીમાં જેમ સોટા.
ભૃંગ કુસુદપર, રાહુ જયમ ચંદ્રપર, તેમ બળદેવપર કૃષ્ણ રાજે;
નરસૈંયો. નાસતો, મંન ઉલ્લાસતો, પકડતો કાનને રાધા કાજે.

ધર્યું પડ્યા ગોપને, પકડતી કોપને, ઝકડતી ઝાલતી ફેંકી દેતી;
ગેંદ ને ગેડી લઇ, કંઈકને એડી દઇ, છેડીને છેલડી વ્યંગ કેતી.
બાંધી ફેંટાવડે, માંહામાંહે લઢે, કંઇકને ઉંચકી નાર ફેંકે;
અશુદ્ધના ચક્ષને, ગીધ કરે ભક્ષને, દક્ષને જોઇ ફરે કંઇક સેંકે.
કાક કાકા કરે, બાજ તે બહુ ફરે, સાવધ બહુ મરે કોણ લેખે;
નરસૈંયો મહામતિ, પકડી મારે અતિ, પણ તહિં રાધિકા તો ઉવેખે.

પદ ૭૧ મું.

રાધિકા ભાખતી, શૂરપણું દાખતી, હે સખિ કોઇને નવ દુઃખ દેશો;
ચોભિયે થોભિયે, હવે ને શોભિયે, જો પ્રિય હુને ગણો બંધ રેશો.
કૃષ્ણ સીદામ નહીં, સખિ વળી રામ નહીં, નાયક વિણ સર્વને કેમ દુભો;
સિંહ પરો થયે, વ્યાઘ્ર નારી ગયે, તેમ અજાવત આહીર કેમ ઉભો.
ગોપ ઉપાધિનો, બોધ જે રાધિનો, માનીને સર્વ કોઈ સીધી ચાલી;
એમ ઝીતી ગોપેશને, સર કરી દેશને, ભણતી હર હર હરિવદની હાલી.
રણસ્થળે આવિયાં, શૂર જે કાવિયાં, નીર રે લજ્જાવિમાં નર કેરાં;
ઝીતી રણ ધીરને, વીરના વીરને, ચાલિયાં નરસૈયા ડેર ડેરાં.

પદ ૭૨ મું.

રાધા ઘનશ્યામનો, સુરતસંગ્રામ આ, વળી વર્ણવી આમ હું વંદુ સહુને;
છે દોષ દરિયાવ, પણ ગાયન ભાવ, કરિયે ભાઇ રાવ નમન બહુને.
અપભ્રષ્ટ ગિરા વિષે કાવ્ય કેવું દિસે, ગાઇ હિસે ને જ્યમ તીર લાગે;
તેમાં કોવિદ કવિ નહિ, વાત કંઇ નવિ નહિ, ભકત અનુભવી નહીં રે આગે.
વાસ વસવા નહીં, સાધન પાસ નહીં, વળી કૃષ્ણનો દાસ થઇ ઉલટે ભણવું;
નાગરવટ નહીં, કંઇ ખટખટ નહીં, એક ધરી હઠ હરિ ગાન કરવું.
હરકતો સહુ સુણી, કાવ્ય જાયે ભણી, મતિ સહુ સહુ તણી જોડી જોયું;
આ નરસૈં અનાથ, કીધો હરે સનાથ, સાધો મુજ હાથ ને કષ્ટ ખોયું.

---

સુરત સંગ્રામ સમાપ્ત.

---

# નરસિંહ વિલાસ.

### પદ ૧ લું-રાગ ભૈરવ.

રઝળતી રાંડનાં, રડવડે છોકરાં, કોણ શિક્ષા દઇ ઠોર આણે;
અંધ ગુરુએ વળી, નિરંધ ચેલા કર્યા, પરબ્રહ્મની વાત તે શું રે જાણે. ૧
તું ના જાણીશ જો, હું હરીજન થયો, વિષ્ણુ પદ ગાઇને ભક્તિ ભવમેં;
કરણી તો કાગની, હોડ કરે હંસની, એ તો વાતો હરી કાડે લવમેં. ૨
નીરગુણ નાથને, નીરખી નવસકો, સગુણ સુરતી તારે કેમ જાણે;
ચૈતન્ય નિંદા કરે, જડને વંદન કરે, અચેત ભૂલ્યો બીનભાવ આણે. ૩
એકાકાર નિરાધાર જોયે, જો નહિ મન ગલે,બિન સંસારની ભ્રાંત ભાગે;
દાસ નરસહીંઓ કહે, તેને ચર્ણે નમું, જ્ઞાન વિજ્ઞાનની જોત જાગે. ૪

### પદ ૨ જું-રાગ રામકલી.

ધ્યાન ધર ધ્યાન ધર, નેત્રમાં નાથ છે, અંતર ભાળની એક સુરતી;
દેહીમાં દરસશે, પ્રેમથી પરસશે, અજબ અનોપમ અધર મુરતી. ૧
મોરલીના નાદમાં, શ્રવણના સાદમાં, ઝાંઝરી ઝાલરી ડમક વાજે;
તાલ મૃદંગ ને ચંગ ઉપમા ઘણી, ભેરીનો નાદ બ્રહ્માંડ ગાજે. ૨
મન પરસન થશે, કર્યાં કર્મ નાસશે, ભાસશે બ્રહ્મ વ્રજ વંન વેલી;
કુંજલલિતા માંહે, શ્રી કૃષ્ણ લીલા કરે, નિરખની નૌતમ નિત્ય કેલી. ૩
સુરત સંગ્રામમાં, વીલસે રંગમાં, દરસશે દેહીનું માન મરતાં;
નરસૈયાચા સ્વામી, સર્વ સુખ આપશે, દુકૃીત કાપશે ધ્યાન ધરતાં. ૪

### પદ ૩ જુ-રાગ પ્રભાત.

વર્ણના ધર્મ તે, કર્મ કરવાં ટળ્યા, મર્મ જાણ્યો ત્યારે ભર્મ ભાગ્યો;
શ્રી રાધિકા કૃષ્ણ ભજ, સચ્ચિદાનંદને," તેથી નથી કાંઇ ધર્મ આઘો. ૧
મનુષ્યને કર્મ કરવાં ઘટે જ્યાં લગી, ત્યાં લગી ભક્તિને ભેદ અળગો;
ભાવે ગોવિંદમાં, ભજંન ભેદી રહો, એક ઉપાસના જઇને વળગો. ૨

જગ્ય ને જોગ જગન નરથી ટળ્યા, ભૂખ વેઠી સીદ વ્રત કરતો;
તીર્થની શોચના, મેલ મનથી પરી, દેહ દમીને કાં જંજાલ કરતો. ૩
સકલ સાંધનતું, શ્રીહરી નામ છે, પાર પામ્યા કોઈ સંત પૂરા;
શાસ્ત્રરૂપી એ સમુદ્ર તરે જેટલા, જાલ કાપી ગયા જન શૂરા. ૪
મારે તો આશરો, એક હરિ નામનો, છેક આવ્યો હવે ક્યાંરે જઇએ;
ભણે નરસૈંયો એ, નામને આશરે, નામ ને મૂર્તિમાં લીન રહીએ. ૫

## પદ ૪ થું-રાગ ભૈરવ.

અલ્યા ભૂલમાં ભૂલમાં, ભક્તિ ભૂધરતણી, કારમી માયા જોઇ કાંરે હરખ્યો;
સ્વપ્નની વારતં, શું રે રાચી રહ્યો, પ્રેમ દૃષ્ટે કરી હરી નિરખ્યો. ૧
શાંને તેં દેહ ધરી, સમરને શ્રી હરી, આવ્યો સંસારમાં શું રે કરવા;
માયાની જાળમાં, મોહ પામી રહ્યો, અવનિ પર અવતર્યો ભાર કરવા. ૨
ભક્તિ કારણુ જોને, ભૂધરે દેહ ધરી, ભાવે ભરવાડની છાશ પીધી;
શંકર ઉગારીને, ભસ્માંગદ મારિયો, આપી કૈલાસ ઉમયારે દીધી. ૩
લોકની લાજ, મરજાદ તે પરહરો, નીરભે થઇને હરી ગુણુ ગાવો;
મનના મનોરથ, પૂરશે માવજી, તજી સંસાર વૈકુંઠ જાવો. ૪
દેહ દમન પદ કર્મથી વેગળો, સાધન વાળો જે જગન જાગે;
નરસૈંયાચા સ્વામિ, સબળ વશ ભક્તિને, અવર ઉપાય નહીં દેહ તાગે. ૫

## પદ ૫ મું-રાગ પ્રભાત.

નામ પામ્યા પણ, રામને નવ લહ્યા, વિના વિવેક ઋપી જોગ જાળે;
નામ પામ્યા પણ, રામને નવ લહ્યા, વિના વિવેક ઋપી જોગ જાળે;
પુત્ર વિના જેમ, ઘર મધ્યે પારણું, વર વિના તે જેમ જાન મહાલે. નામ૦ ૧
પિંડમાં પ્રભુ પણ, પ્રગટ દેખે નહીં, ફોકટ ભમે તે દૂર ભારે;
આગણીત ભરમને, ના ગણી લખ્યા કર્યા, દેહી ભાવ કરી ચોરી મારે. નામ૦ ૨
મને એમ જાણ્યું જે, હું હરીજન થયો, વૈષ્ણવપદ ગાયને ભક્તિ ભાવે;
કરણી તો કાગની, હોડ કરે હંસની, પેટની વારતા કળી ન જાવે. નામ૦ ૩
નામે અરથ સર્યા, કંઈ જીવ ઓ ધર્યા, વસ્તુ વિના નહીં ભૂખ ભાગે;
એહની દાઝના, ભેખ ધરે એ સમે, વરસાદ વિના જેમ મેઘ ગાજે. નામ૦ ૪
નિરાકારે એકાકારે, મેરૂગરજિતનું એ, જ્ઞાન વિના અજ્ઞાને જાચે;
જાણે નરસિંહ તેને ચરણે નમું, જેને જ્ઞાન અજ્ઞાનની જોત જાગે. નામ૦ ૫

## પદ ૬ ઠું—રાગ પ્રભાત.

નિરખને ગગનમાં, કોણ ઘુમી રહ્યો, તેજ હું તેજ હું શબ્દ બોલે;—ટેક
શ્યામના ચરણમાં, ઇચ્છું છું મરણરે, નથી અહિંયાં કોઇ કૃષ્ણ તોલે. નિ૦
શામ શોભા તણી, બુદ્ધિ ના શકે કળી, અનંત ઓછવમાં પંથ ભૂલી;
જડ ને ચૈતન, રસ કરી જાણવો, પકડી પ્રેમે સજીવંન મૂળી. નિ૦
જળહળ જ્યોત ઉદ્યોત રવિ કોટમાં, હેમનો કોર જ્યાં નીસરે તોલે;
સચ્ચિદાનંદ આનંદ ક્રીડા કરે, સોનાનાં પારણાં માંહે ઝૂલે. નિ૦
બત્તિ વિણુ તેલ વિણ, સૂત્ર વિણુ જો વળી, અચળ ઝળકે સદા અનળ દીવો;
નેત્ર વિણુ નિરખવો, રૂપ વિણુ પરખવો, વણુ જિવ્હાએ રસ સરસ પીવો. નિ૦
અકળ અવિનાશી એ, નવજ જાએ કળ્યો, અરધ ઉરધની માંહે મહાલે;
નરસંઇયાચો સ્વામી, સકળ વ્યાપી રહ્યો, પ્રેમના તંતમાં સંત ઝાલે. નિ૦

## પદ ૭ મું—પ્રભાત.

સાંભળ સૈયર સુરત ધરીને, આજ અનોપમ દીઠોરે;
જે દીઠો તે જોવા સરખો, અમૃત પેં અતિ મીઠોરે. સાંભળ૦
દૃષ્ટે ન આવે નિગમજ ગાવે, વાણી રહિત વિચારોરે;
સત્ય અનંતજ જેહેને કહીએ, તે નવધાથી ન્યારોરે. સાંભળ૦
નવધામાં તો નહીં નરવેડો, દશધામાં દેખાશેરે;
અચવો રસ છે એહેની પાસે, તે પ્રેમી જનને પાશેરે. સાંભળ૦
અદ્વૈત બ્રહ્મ અનોપમ લીલા, અસંખ્ય જુગનો એહેવોરે;
જોગ જગન જપ તપ મુની દુર્લભ, માને તેહેનો મેવોરે. સાંભળ૦
જ્યાં લગી જયમ છે ત્યમનો ત્યમ છે, વધે ઘટે નહીં વહાલોરે;
આવે ના જાએ જાએ ના આવે, નહીં ભર્યો નહીં ઠાલોરે. સાંભળ૦
પૂર્ણાનંદ પોતે પુરુષોત્તમ, અપરમ ગત છે એનીરે;
એ પદ ક્ષર અક્ષરની ઉપર, તમો જો જો ચિત્તમાં ચેતીરે. સાંભળ૦
હું તું મટશે દુખ્યા ટળશે, નિરભે થાશો નરખીરે;
ભલે મળ્યો નરસૈંયાચો સ્વામી, હું હૈડામાં હરખીરે. સાંભળ૦

## પદ ૮ મું.

સમરની શ્રીહરી, મેલ મમતાપરી, જોને વિચારીને આપ તાહારૂં;
તું અલ્યા કોણુ ને, કેને વળગી રહ્યો, વણુ સમજ્યો કહે છે માહારૂં માહારૂં. સ૦

દેહ તારી નથી, જોને જુગતે કથી, રાખી તે નહીં રહે નક્કિ જાશે;
ધનતણું ધ્યાન તું, અહોનિશ ચિંતવે, એરે અંતર તારે આડ થાશે. સ.
પાસેના પીયુને, કેમ ગયો વીસરી, હાથથી ગઇ બાજી થઇરે ખોટી;
ઘેને ઘેરાઈ રહ્યો, નિદ્રામાં ઉંધી રહ્યો, જાગે તો નરસૈંને આશ મોટી. સ.

પદ ૯ મું-પ્રભાત.

સાંભળરે સાંમળીઆ વહાલા, તાહારે માહારે ઘણી માયારે;
જો મેહેતો જમવા ના આવે, તક્ષણ પાડું માહરી કાયારે. સાંભ૦
નાગરી નાત સહુ જમવા ચાલી, ચંબુ લોટા લીધારે;
નરસૈંયાને નાત બહારો પાડતાં, નાગર હેઠા કીધારે. સાંભ૦
માન મૂકી મનાવા ચાલ્યા, મેહેતા શરણે રાખોરે;
તમારી ભક્તિ અમે નવ જાણી, તેનો વેદપુરાણે સાખોરે. સાંભ૦
ભક્તના મનમાં કછુ નવ આવે, મેહેતા મળતા ચાલ્યારે;
માનબાઇને સ્વામી સામળીએ, નાતના હેઠ સમાર્યારે. સાંભ૦

પદ ૧૦ મું.

ઝાંઝર ઝમકે હું ઝબકીને જાગી,
જાણું મારા પિયુજીને કંઠડે હું લાગી. ઝાંઝ૦
પછી તો લજાણીરે આલિંગન દેતાં,
મારે વહાલેજીએ પૂછ્યું સખિ તુંને વર્ષ કેતાં? ઝાંઝ૦
મારાં રે વરસ વહાલા હું શુંરે જાણું,
માસ તો થયા છે મુને એકસો બાણું. ઝાંઝ૦
ભણે નરસૈંયો મેં સુખ દીઠું,
કાહાને કહ્યું તે મુંને કેવું લાગ્યું મીઠું. ઝાંઝ૦

પદ ૧૧ મું.

આંખડલીને ચાળેરે, ચતુર્ભુજ મોહી રહ્યારે, હવે કેમ જીવુંરે મોરીરે માય;
પ્રેહને સંતાપેરે, સખિ મુજ દેહેરે, હરી વિના સઘું એક સાંસો ન થાય. આં૦
હુંને ઉભીતીરે, મંદિર માહરેરે, વહાલે મારે કીધીરે નેણની શાન;
મુગટ બીરાજેરે, માથે મોર પીછનોરે, સુંદર મુરલી હરીને ગાન. આં૦
જમુનાની તીરેરે, ગૌધન ચારતારે, રમતા ગોવાળીયાની સાથ;
મહીડાંની મશેરે, હરજી જોવા નીસર્યારે, આવિયાં વૃંદાવન કેરે ઘાટ. આં૦

### પદ ૧૮ મું.

લાડકવાયા લોકડિયાંરે, ચોરે ચડાવી પ્રીતલડી;
ક્યાંની હું ને ક્યાંનો કાનજી, સગપણની શી રીતલડી. લાડ૦
કોક કહે કાહાન તારા કાજે, મારગડે ઉભલો રહે છે;
જોઉં ભલો તો કોડ દીવાળી, તારૂં તો શું લે છે રે. લાડ૦
એ નેક નારી એને ઇચ્છે છે, નથી બેઠો મુજ સારૂ રે;
ને નરસૈંનો સ્વામી જોવા સરીખડો, વરઘોડો કીધો વારૂ રે. લાડ૦

### પદ ૧૯ મું.

જમના કાંઠે ઉભો સુંદર શામળો જો,
મીઠી મોરલીમા મધુરી વેણુ વજાડતો જો.
ગોપી જમુનાજી ન્હાવાને નીસર્યાંજો,
ન્હાવા નીસર્યાં ને અંગનાં આભ્રણ વીસર્યાંજો.
ગોપી આકુળ વ્યાકુળ થઈ છે ઉતાવળીજો,
મ્હારા અંગનાં આભ્રણ કહોની સખી ક્યાં વળીજો.
વહાલે વનમાં વજાડી ઝીણી વાંસળી જો,
વાગી વાંસળી ને કોરી મારી પાંસળીજો.
મ્હેતા નરસૈંના સ્વામીને વીનવૂં જો,
મારી ચૂંદડી આપો તો પાયે પડૂંજો.

### પદ ૨૦ મું–પ્રભાતિયું.

પરણીને પારકે, હાથ શું ભાળવી, લજ્યા ન આવીરે કંથ તુજને;
અધપી કોટિ, અપરાધ હોય શામળા, મ્હેલ મન આંબળા રાખ મુજને. પર.
કર ગ્રહ્યો કહાનજી, કોય મૂકે નહીં, મન ધરી માવજી મયારે કીજે;
જેમ જેમ જામનિ, જાયરે જાદવા, તેમ તેમ પાતકી મંન રીઝે. પર.
સુંદરી સોળ સહસ્ર હરિ તાહરે, તેમાં એક અવર હું દાસ તારી;
નરસૈંયાના સ્વામી, જેમ ઘટે તેમ કરો, કરની ગોપાળ સંભાળ મારી. પર.

### પદ ૨૧ મું.

ઉભો રહેની ગોવાળિયા, તારી મોરલી મીઠી વાય;
અલ્યા છેલ છબીલા નંદનારે; તું ગીત મધુરાં ગાય. ઉભો૦

અમો સઘળી સહીઅર રીજશું, ત્યારે આપશું ગોરસ દાન;
કહું છું કાનજી એટલુરે, મારો પાલવડો મો તાણ. ઉભો૦
પાલવ મેલની પાતળારે, લોક સાથે શાં લાડ;
કહું છું કાનજી તમનેરે, ખાશો મારા મુખલડાની ગાળ. ઉભો૦
કામણ દુમણ તારી વેણુમાં, તારી આંખડલીમાં છે જંત્ર;
વશ કીધી વ્રજ નારીઓરે, તું ક્યાં શીખ્યો એ મંત્ર. ઉભો૦
તારૂં મુખ દીઠે સુખ ઉપજે, મારાં નયણાં શીતળ થાય;
નાચી દેખાડો નાથજીરે, માહારા તનના તાપ સમાય. ઉભો૦
પીળાં પીતાંબર પહેરીઆંરે, મોર મુગટ ધરિયો શીશ;
વૃંદાવનની કુંજ ગલનમાં, રાસ રમીએ જુગદીશ. ઉભો૦
ગોપી સહુ ટોળે મળી, હીંડે છે મોડા મોડ;
નરસૈંયાચા પ્રભુ પાતળારે, મારા ભવનાં બંધન છોડ. ઉભો૦

## પદ ૨૨ મું.

વાલા કહું છું કેવારની, પાલવડો મારો મેહેલ.—ટેક.
માથે મારૂં મહી તપે, ગોરસની હેલાહેલ;
સહીઅર સહુ વહી ગઈ, મને થાય ઘણી અવેર. વાલા૦ ૧
વાસના તારી ઘટઘટમાં, જેમ વાલમાં પડ્યું તેલ;
તારી વાસનાનો મને પાસ લાગ્યો, જેમ બેહેકે ફુલેલ. વાલા૦ ૨
તારે મારે પ્રીત બંધાણી, જેમ સુતરની ફેલ;
લોક સહુ વાત કરે, એમ બેહુનો થયો મેળ. વાલા૦ ૩
તું છેલ છબીલો, રૂપે રૂડો, હું છબીલી છેલ;
નરસૈંયાચા પ્રભુ પાતળારે, તારા મનનો આંટો મેલ. વાલા૦ ૪

## પદ ૨૩ મું.

કઠણ થયા મોહન મથુરાં જઇ, કાગળ નવ લખ્યો કટકોરે—ટેક.
ગોકુળમાં સહુ વાત કરે છે, કાહાન કુબજાશું અટક્યોરે. કઠણ૦
કુબજા કાળી ને અંગે કુબડી, શું કરતી હશે લટકોરે. કઠણ૦
ચતુર હોય તે ચિત્તમાં ચેતે, મુરખને શો ચટકોરે. કઠણ૦
નરસૈંયાચા પ્રભુ તમને ન ઘટે, નીચ સાથે શીદ ભટકોરે. કઠણ૦

## પદ ૨૪ મું.

મેહેલો મન મોહન મારી મટુકી, મારૂં મહીડું છળકાય;
ભિંજે મારી નવરંગ ચુંદડી, કાનજી લાગું તારે પાય—
પાલવ મૂકોની પાતળા.
મટુકી તે મારી નવ મૂકીએરે, મનથી કીધો એ વિચાર;
તુજને તે જાવા નહીં દીંઉ, તું છે ફૂટડીરે નાર—
નહીં મૂકું તારી મટકી.
ફજેત થવાની આ વાતડીરે, કાનજી માંડી તેં આજ;
વ્રજમાં તે જાણશે નંદજી, કહો કેમ રેહેશે લાજ—પાલવ૰
લાજ જશે તો જશે લોકમાંરે, કોણ સંગ કરવો છે વ્યાપાર;
કાનજીતું બોલ્યું ફરે નહીં, તારી મટુકીરે ઉતાર—નહીં૰
કાનજી માનીએ મારૂં કીધુંરે, નડે છે લોકડીયાની લાજ;
અમ ઘેર કંથડો પીડશે, જીવને શોકડીઆનું શાલ—પાલવ૰
મારે તારે બંધાણી પ્રીતડીરે, દધી વેચવા નીત આવ;
દાણ નહીં માંગું દોકડો, રૂડું માંખણ તું લાવ—નહીં૰
મટુકી તે મારી ફૂટશેરે, મહી જાશે રેલાઈ;
તારે હાથે એ આવે નહીં, છોડી દે કંસની દુવાઇ—પાલવ૰
કંસ પાપીઓ શું કરેરે, મારીશ મથુરાને દ્વાર;
પણ દાણ નહીં મૂકું દોકડો, કોણ છે મને પૂછનાર—નહીં૰
આવડી તે વાર નવ રોકીએ રે, હરી અળગારે રહો;
દુરીજન લોકો નિંદશે, દુર રહી કેહેવું હોય તે કહો—પાલવ૰
દહાડી દહાડી દાણ ચોરતીરે, અબળા આવી હાથ આજ;
લાજ રાખુંરે શ્રીપુખાનનીરે, નથી આવતી કાં લાજ—નહીં૰
સાસુ અમારી ખીજશેરે, નણદલ દેશેરે ગાળ;
વળગા રુગી તમે ના કરોરે, તૂટશે નવસરો હાર—પાલવ૰
સાસુડી તારીને વારશુંરે, નણદલને દેઇશ જવાબ;
હાર અમુલખ આપશું, તું ટાળ ને સંતાપ—નહીં૰
દુઃખના દયાળ છો શ્રીનાથજીરે. ... રો શ્યામ શરીર;
કરજોડીને વીનવું, છાના મ... વીર—૫

મુખડે તારે મોહી રહ્યો છું, શરદ પુનેમનો ચંદ;
આંખલડી તારી અણીઆલડી, વાંકો કેડનો છે લંક–નહીં૦
ધોરી બળદ જીણી વેલડીરે, કંઠે ઘાલી ઘુઘરમાળ;
બેસાડું તેમાં આવ રાધિકારે, હાંકું હું નંદનો ગોવાળ–નહીં૦
નરસૈં મેહેતાની માંગણીરે, હ્યોને ચતુર સુજાણ;
ગોરસ કેરડાં શાં ગજાં, સોંપ્યાં તન મન પ્રાણ–પાલવ૦

### પદ ૨૫ મું–પ્રભાત.

ગુણની વીધીરે, ગોપ ગાય દૂવે;
વીપરીત રવૈએ, કાંઇ રાધા વલોવે. ૧
રાધાજીએ માધવજીનું, મુખડું જોયું;
ગોળીને વરાંસે, મહીડું ધર્ણી ઢોળ્યું. ૨
ગોકુળ માંહે ગોવિંદ રાજા, રાધિકા રાણી;
દોહતાં દોહતાં ધેન, જાતી ન જાણી. ૩
સોળ સહસ્ર સુંદરી મળી, અચરજ પામી;
ભક્તવત્સળ મળ્યો, નરસૈંનો સ્વામી; ૪

### પદ ૨૬ મું.

ઓ પેલો ચાંદલિયો, આઇ મુને રમવાને આલો;
નક્ષત્ર લાવીને, મા મારા ગજવામાં ઘાલો. ૧
રૂવે ને રાતડો થાય, ચાંદા સાંમુ જૂવે;
માતારે જશોદાજી, હરીનાં આંસુડાં લૂવે. ૨
લોકનાં અનેરાં બાળક, ઘેલો તુ કાં થાય,
ચાંદો આકાશે વહાલા, તે કેમ લેવાય. ૩
વાડકામાં પાણી ઘાલી, ચાંદલિયો દાખ્યો;
નરસૈંનો સ્વામી શામળીઓ, રડતો રાખ્યો. ૪

### પદ ૨૭ મું.

વહાલાજી જાગો તો એક વાત કહું, માહારે લાલ ગોવરધનધારીરે;
પ્રાત થયો મંદિર કેમ જાશું, મોહન મદન મોરારીરે. વહા૦
અમારા પતિનો સંગ તજીને, આવ્યાં શર્ણ તમારેરે;
આલિંગન દો ભીડીને ઘાઢું, જાવું છે ઘેર અમારેરે. વહા૦

તમ સાથે રમતાં રેણી વિહાંણી, હજી નહીં પ્રેમે ધરાયાંરે;
નરસૈંયાનો સ્વામી ભલે મળીઓ, નારપણું ભલે પામ્યાંરે. વહા૦

પદ ૨૮ મું.

અનેક જૂગ વીત્યા રે, પંથે ચાલતાં રે, તોયે અંતર રહ્યા રે' લગાર ;
પ્રભુજી છે પાસે રે, હરી નથી વેગળા રે, આડડોને પડયો છે ઓંકાર—અનેક૦
દીનકર રૂંધ્યો રે, જેમ કાંઇ વાદળે રે, થયું અજવાળું મટયો અંધકાર;
વાદળુને મટયું રે, લાગ્યું જેમ દીસવા રે, ભાનુ કાંઇ દેખાયો તેવાર—અનેક૦
લોકડીયાનીલાજ રે,બાઇમેતો નાણીયો રે, મેહેલી કાંઈ કુળતણી વળી લાજ;
જાદવાને માથે રે, છેડો લઈ નાખીયો રે, તારે પ્રભુવર પામી છૌં આજ—અનેક૦
નાવને સ્વરૂપે રે, બાઇ એનું નામ છે રે, માલમી છે વળી સરજનહાર;
નરસૈંયાનો સ્વામી રે, જે કોઈ અનુભવે રે, તે તારી ઉતારે ભવપાર—અનેક૦

---

નરસિંહ વિલાસ સમાપ્ત.

---

# ભીમ.

એ કવિ સિદ્ધપુરના વતની જણાય છે. ઔદીચ્ય બ્રાહ્મણ હતો, તે સંવત્ ૧૫૪૦માં હૈયાત હતો. એના ગ્રંથો હરિલીલા-ષોડશકળા; હરિવંશ; શંકર ઉપાસનાનાં પદ વગેરે છે.

## હરિલીલા ષોડશકળા.

### કળા ૧ લી.

#### શ્લોક.

श्रीकृष्णाय नमस्तुभ्यं भक्तानुग्रहकारिणे।
तापत्रयनिहंत्रे च वासुदेवाय ते नमः ॥ १ ॥
नमस्ते देवदेवेश नमस्ते मधुसूदन।
नमस्ते पुंडरीकाक्ष नारायण नमोस्तुते ॥ २ ॥
नमस्ते पद्मनाभाय सृष्टिस्थित्यंतकारिणे।
विश्वमूर्त्ते नमस्तेस्तु लीलाविग्रहधारिणे ॥ ३ ॥
नमस्ते लोकनाथाय विष्णवे परमात्मने।
नृसिंहाय नमस्तुभ्यं वामनाय नमोनमः ॥ ४ ॥
नमस्ते मत्स्यरूपाय वराहाय नमोस्तुते।
नमस्ते जामदग्न्याय रामचंद्राय ते नमः ॥ ५ ॥

#### પૂર્વછાયા.

પ્રથમ શ્લોક પાંચે કરી, કીધો કૃષ્ણ પ્રણામ;
વિઘ્ન રહિત વાણી વિષે, ગાશું હરિ ગુણ ગ્રામ. ૧-૫
આ વાણિએ હરિ સ્તવે, તે ચતુર્ભુજ જેહ;
વિષ્ણુતણી પૂજા કરે, હસ્તે ભણીજે તેહ. ૬

श्लोक.

सा जिव्हा या हरिंस्तौति तच्चित्तं यत्तदार्पितं ।
तावेव केवलौश्लाघ्यौ यौ तत्पूजाकरौ करौ ॥ ६ ॥

ચોપાઈ.

નર્નતકર અશે પ્રયેગ, શાખા વૃક્ષ જરો સંયોગ;
અચ્યુત અર્ચન ચંદન યુક્તિ, વિષ્ણુ પાદાંબુજકેરી ભક્તિ. ૭

श्लोक.*

नूनं तत्करयोः प्रोक्तं वृक्षशालागोपालव ।
नव्योपि पृज्यतां वंदे, हरिपादांबुजद्वयं ॥ ७ ॥

ચોપાઈ.

મુખ જિવ્હા વિષવેલિસમાન, જેણે નહિ ગોવિંદ ગુણગાન;
કપા મુખે નહિ હેતુ મુખનું, વૃક્ષતણાં તે કોટર કર્યું. ૮

श्लोक.

जिव्हा लब्धा प्रियामुक्ता कीर्तनीयन्नकीर्तयेत् ।
तथापि मोक्षनिंश्रेणीं स नरोहंति दुर्मतिः ॥ ८ ॥

ચોપાઈ.

રસના જિવ્હા તારૂં નામ, જો બોલિશ ભગવદ્ ગુણગ્રામ;
નહિ તો વિષવલ્લી તૂં જાણ, અથવા રોગરૂપ તું હાણ. ૯

श्लोक.*

नूनं तत्कंसालुंच अथवा प्रतिजीहका ।
नूनं च रोग गावाय यत्कथांति हरिगुर्णान् ॥ ९ ॥

ચોપાઈ.

તુંબી ફલ નર મસ્તક તેહ, વિષ્ણુ ચરણે નમે નહિ જેહ;
હરિ ભક્તિ જેહને આદર નહીં, પુરુષ સ્થાણુ તે કહિયે સહી. ૧૦

---

* આવી નિશાનીવાળા શ્લોકો મૂળ પ્રતમાંજ અશુદ્ધ છે. અને તેમનો અર્થ કવિતા સાથે મળતો નથી.

श्लोक.

वक्त्रं सा विषवल्लरी न रसना या स्तौति नो माधवं
तौ कर्णौ तरुकोटरौ न शृणुतः श्रीनाथयोर्यौ गुणान् ।
तत्तुंबीफलमेव देवनमने यस्तानतनौचकै
सस्थाणुर्न पुमानयश्च भवतो भक्त्या वयुतयादरात् ॥१०॥

ચોપાઈ.

કૃષ્ણ કથા ઉત્તમ સંવાદ, સાંભળતાં ઉપજે ઉલ્હાદ;
પરમ પ્રીતિ પામે નર જેહ, પુરુષ ધુરંધર ભણિયે તેહ.
કમલની પેરે વિકસિત વયણ, હર્ષાનંદ ઉપજે નિજ નયણ;
સ્થિર વશ કરે મન ઇન્દ્રિય પંચ, જે કાયા થાયે રોમાંચ.
સફળ જન્મ તેહેનો અવતાર, પૃથ્વી ભણે બહુ તે ભાર;
પામર જન અવર છે ઘણા, યમસદન ગતિ પરાયણા. ૧૧

श्लोक.

हरिस्मृत्याल्हादितमनाः सपदिकीर्त्तनेनाहि
रोमांचकायो नयनमपिचसानंद सलिलं ।
स एव चंद्रार्क व्यूहं पुरुषार्थ साधन परः
किमन्यैर्भूभारैर्यमसदनगतागतपरैः ॥ ११ ॥

પૂર્વછાયા.

જીવતવ્ય વિષ્ણુ ભગતતણું, ઉત્તમ પંચે દિન;
કલ્પ કોટિ કાંઇ નહીં, જો હરિ ભક્તિ હીન. ૧૨

श्लोक.

जीवितं विष्णुभक्तिश्च वरं पंचदिनानिच ।
कल्पकोटिसहस्राणि, भक्तिहीनश्चकेशव ॥ १२ ॥

શ્રીરાગ.-ગીત ગણેશનું.

ગજમુખ વીઘન હરણ જયો દેવ,
ઉત્તમ મતિ આપે દેવેશ. ધ્રુવપદ.

ગણુપતિ પાય પૂજું સદા, જેણે પામિજે મંગળ મુદા;
સેવકનાં ભવબંધન છોડે, ભીમ ભણે બેહુ કર જોડે. ૧૩

## ચોપાઈ.

ગણુપતિ પ્રથમે કરૂં પ્રણામ, ગાઉં કૃષ્ણુતણા ગુણુગ્રામ;
મૂષક વાહન શુભ શણુગાર, પાયે ઘુઘરીનો ઝમકાર. ૧૪
ગૌરીનંદન ગુણુભંડાર, મોદિકતણો સદા કરે આહાર;
સ્વામી એકદંત અવિધાર, નિર્મળ મતિ મુજ આપો સાર. ૧૫

## રાગ દેશાખ.—ગીત સરસ્વતીનું.

વિનતી સુણો બ્રહ્માણી, કરુણા મુજ ઉપેર આણી;
આપો ભક્તિ નિજ અમૃતવાણી, ગુણ ગાઉં હું સારંગપાણી. ૧૬
શ્રીશારદાને પાયે લાગું, અભય અવિચળ પદ માગું;
એ વર માગું મા તમ પાસ, પીડા ટાળો ગર્ભના પાસ. ૧૭
કરો હૃદે પ્રસિદ્ધિ પ્રકાશ, ભણે ભીમ શ્રીવિષ્ણુનો દાસ;
ભાવ ધરી સરસ્વતી પૂજીએ, સાર વિચાર તે તો બુજિયે. ૧૮
જેહતણે પ્રસાદે કરી, મુનીવરે અવિદ્યા પરહરી;
ઉપાસે અમર અજ ને ઇશ, સેવે સદા તે સુર તેત્રીશ. ૧૯
ગાય ગીત તે પરમ પવિત્ર, કર વેણા વાજે વાજિત્ર;
મણિ માણુક ભૂષિત ભામિની,કરૂં વિનતી સુણુ સ્વામિની. ૨૦
સેવક ઉપરે કીજે દયા, અવિચળ વાણી આપો મયા;
ગણુપતિ સરસ્વતિતણે પ્રસાદ, શુક પરીક્ષિતનો સંવાદ. ૨૧
ગાઇશ શ્રીભાગવત પુરાણુ, જેણે પામિયે પદ નિર્વાણુ;
કપટ રહિત જ્યાં બોલ્યા ધર્મ, વિષ્ણુ ભક્તિનો જાણી મર્મ. ૨૨
તત્ક્ષણુ દોષ અવિદ્યા જાય, ઇશ્વર હૃદેમાંય રૂંધાય;
આતમરિતિ પામે એકાંત, સાંભળતાં ભાજે ભવભ્રાંત. ૨૩
ઉપજે પરમ વિવેક વિરાગ, નાસે મોહ મત્સર મદ રાગ;
ભવ છૂટીજે જન્મ ને મરણુ, નિર્મળ હોયે અંતઃકરણુ. ૨૪
ગાતાં ગુણુ તે શ્રી ગોપાળ, ભવસાગર તરીએ તત્કાળ;
આદિ પુરુષ તે છેજ અછેદ, તેહેનો પાર ન જાણે વેદ. ૨૫

મન બુદ્ધિ ચિત્તે નવ જાણિયે, તો વાણીએ કયમ વખાણીએ;
પૂરણ બ્રહ્મ સદા અવિનાશ, સકલ ભૂત કેરો આવાસ. ૨૬
વ્યાપક વિષ્ણુ સકલ હરિ એક, રોમ રૂપે બ્રહ્માંડ અનેક;
રહિત વિકાર ભણીજે એષ, ભક્ત કારણ ધરે બહુ વેષ. ૨૭
લીલા વિગ્રહ લે અવતાર, પૃથ્વીતણો ઉતારે ભાર;
અહર્નિશિ અવિચળ થાપે ધર્મ,ટાળે તમ રજ દોષ અધર્મ. ૨૮
બિરદ એહેવું શ્રી હરિ વહે, પાળે સાધુ દુષ્ટને દહે;
જન્મ કર્મ નારાયણ તણાં,સંખ્યા રહિતજ છે અતિ ઘણાં. ૨૯
મેઘ બિંદુ તૃણ અવનીપાર, શા ગણિયે ગુણ શ્રીમોરાર;
સ્ત્રી બાળા તણું કોમળ શરીર, ઝીલે સાગર ભર્યો ગંભીર. ૩૦

ગાથા.

તારા કવણ ગણે હો, કવણ ગણે એ ભૂમિરજ કણિકા;
હરિ ગુણ કવણ ગણે હો,હરિગુણ લહરી કવણ ગણી જાણે. ૩૧

ઉથલો.

મિથુન રાશી રવિ આવિયો, અગસ્તને આથમણુ;
તિથિ અષાઢી પૂર્ણિમા, ચંદ્રતણે ઉગમણુ. ૩૨
સો નારી હાથે વિહુ, તરિ જય તેહજ વાર;
શેષ અમર ઋષિ શારદા, પામે હરિગુણ પાર. ૩૩

સોરઠા.

ઇશ્વર અમર અશેષ, સહસ્ર અઠયાસી શારદા;
પાર ન પામે શેષ, સ્તવતાં ગુણ ત્રીકમ તણા. ૩૪
યુગ યુગ અનેક અપાર,ગુણ ગણતાં ગોવિંદતણા;
તોહે સમ્યક્ પાર, પ્રજાપતિ પામે નહીં. ૩૫
ગાતાં ગુણ દેવેશ, વેદ ભેદ જાણે નહીં;
ભીમ ભણે તે રેશ, કવણ માત્ર હું અલ્પ ધી. ૩૬

ચોપાઈ.

વામન મંન વિમાસે ઘણું, ફળ પામેવા તરુવરતણું;
વાંછે ગરુડ ગતિ કપોત, જયમ આદિત્યજ મળ્યો ખદ્યોત. ૩૭

હરિગુણ સાગર અમૃત નીર, તેહથકી હોય નિર્મળ શરીર;
સહસ્ત્ર અઠ્યાસી મજ્જન કરે, તાપ ત્રણ્ય તે હેલાં હરે. ૩૮
શુક સનકાદિક શારદ જેહ, કરે કલ્લોલ દિવસનિશિ તેહ;
હરિગુણ જળ પામેવા પાર, તુંબાં તેણે વહે ત્રિપુરાર. ૩૯
બ્રહ્મા અગ્નિ આંગિરા જીવ*, સારસ્વત ને શેષ સુગ્રીવ;
નારદ અંબરીષ અર્જુન, સાગર સત્ય રૂપ ને મનુ. ૪૦
ગાધિ વિદેહી ઇલ ઇક્ષ્વાક, નહુષ નંદ નળ નાયક નાભ;
કર્દમ કપિલ સમીરણ વરુણ, રંતિદેવ રઘુ ને ઋતુપર્ણ. ૪૧
દધિચિ દુર્વાસા ને ચંદ્ર, વસિષ્ઠ ગુરુ વાસુકિ નાગેંદ્ર;
ધ્રુવ પ્રલ્હાદ પરાશર સૂર, ભીષ્મ બલી ઉદ્ધવ અક્રૂર. ૪૨
ગય હરિશ્ચંદ્ર દ્રોણ યશવંત, વિદુર વિભીષણ ને હનુમંત;
રુક્માંગદ શિબિ વિશ્વક્સેન, અલર્ક ઉદર્ક અરિષ્ટ સુષેણ. ૪૩
વાલ્મિક દત્તાત્રય ને વ્યાસ, સૌભરિ જય વિજય હરિદાસ;
દક્ષ દિલીપ ઉમા સરસ્વતી, પિપ્પલાદ પાંચાળી સતી. ૪૪
પરીક્ષ દેવલ સનત્કુમાર, ઋષભ પૃથુરાજા અવતાર;
માંધાતા અજ ને મુચકુંદ, પંખી એહ કરે આનંદ. ૪૫
તેણે જળે શ્રી સોહે પદ્મિની, સોળ સહસ્ત્ર ઝીલે કામિની;
પૂરવ પુણ્યતણો કહું સંચ, ભરીશ માસા માત્ર એક ચંચ. ૪૬
આગે અનેક કવિજન હવા, તેણે પ્રબંધ કર્યા જૂજુવા;
તેહ કથાનાં લેઈશ રૂપ, માંડીશ સરોવર જમલો કૂપ. ૪૭
કવિજન કોઇ મ ધરશો રોષ, દેખિ કનક જમલો જળ કોષ;
કરૂં વીનતી બેહુ કરજોડ, ભૂલા ભણી મ દેશો ખોડ. ૪૮
કયાં ગુંજા કયાં રત્ન અમૂલ્ય, કયાં આવળ કયાં ચંપાફૂલ;
કયાં તરુ ચંદન કયહાં કરીર, કયહાં ખીલર કયાં ગંગાનીર. ૪૯
કયાં સરસવ કયાં પર્વત મેર, કયાં બદરીફળ કયાં નાળીકેર;
કયાં અગર કયાં એરંડમૂળ, કયાં કાંબળો કયાં પટફૂળ. ૫૦
કયાં સ્ત્રી અવર કયહાં શ્રી રમા†, કયાં તારા ને કયાં ચંદ્રમા;
કયાં વન પંખી કયહાં મરાળ, કયાં કવિ અવર કયહાં હું બાળ. ૫૧

---

*બૃહસ્પતિ. † મહાલક્ષ્મી.

દુહા.

હું બાળક ને બાળિ બુધ, કયાં ગુણ પુરુષપુરાણ;
ત્યાં ગાંદેર મજ્જન કરઈ, કવણ માન પ્રમાણ. ૫૨
હું બાળક ને બાગિ બુધ, કયાં એ ગવ્હર ગ્રંથ;
કીડી મુખ કોહોળું કહો, કેઇ પેરે છાજંત. ૫૩

ચોપાઈ.

હું બાળક ને બાળી બુદ્ધ, વળી ન જાણું અક્ષર શુદ્ધ;
લઘુ ગુરુ માત્રા પ્લુત પ્રસ્તાર, તાલ પ્રબંધ છંદ અલંકાર. ૫૪
ભરહ* ભેદ પિંગલ ગુણ ગીત, વસ્તબંધ ગાથા ને કવિત્ત;
આલિત રાગ મધ્યમ દતાર, નવરસતણો ન લહું વિચાર. ૫૫
ધ્રુવ માત્રા પદ માત્રા સંહી, અડયલ મુડયલ ને ચોપાઇ;
પૂર્વછાયા રસાઉલા, દૂહા કુંડળિયા કુંડલા. ૫૬
ત્રાટિક સાટિક નાના નાચ, તાન માન ને નાટિક નાચ;
કમ્પક સમ્પક ન જાણું વહી,એકતાળી ત્રવડી ત્રયપદી. ૫૭
સ્થાનક ભૂષણ આયુધ જાત, સ્વર વ્યંજન લક્ષણ ઉદાત્ત;
રૂપકકેરાં વાહન વર્ણ, શ્લોક સમાસ અને વ્યાકર્ણ. ૫૮
કથા સબંધ કહું કયમ કરી, જાણું નહી કવિની ચાતુરી;
સાહસ સત્તતણે આધાર, બોલિશ નિજ ગુણ તણા†મુરારી. ૫૯
ભક્તિ ભાવ આણી મનમાંહે, ગાઇશ ગોવિંદ ભોળે ભાવે;
જાણું નહીં અધિક આક્ષેપ, કરીશ કથા માત્ર સંક્ષેપ. ૬૦
કૃષ્ણતણા ગુણ છેજ અનેક, તેનો હું કયમ કરું વિવેક;
થોડું થોડું લેઇશ સાર, જ્યમ મધુકર મધુ કરે આહાર. ૬૧

પૂર્વછાયો.

દ્વાદશસ્કંધતણી કથા, શુક પરીક્ષિત સંવાદ;
ભાવ ધરી અમો ગાઇશું, બ્રાહ્મણતણે પ્રસાદ. ૬૨

ચોપાઈ.

પેહેલું વિપ્ર ચરણ વંદીએ, ચાર પદારથ તો સાધીએ;
વાડવનણું વચન માગીશ. તો હું કૃષ્ણકથા કરીશ.

* નાટયનો આચાર્ય ભરત. (એ માગધી શબ્દ છે). † મુરારતણા.

અહ નિશિ કરું વિપ્રની સેવ, ભુમીતણા જે જંગમ દેવ;
જેની વાણી નિર્મળ નીર. પાતક છૂટે સર્વ શરીર. ૬૩

श्लोक.

ब्राह्मणं जंगमं तीर्थं निर्जलं सर्वकामिकं ।
तेषां वाक्योदकेनैव, शुद्ध्यंति मलिनोजनाः ॥ ६२ ॥

ચોપાઈ.

વિષ્ણુ ભણે દ્વિજરૂપે હું, તેને પૂજ્યે પૂજા લહું;
તેશું વૈર કરે જે અન્ન, વિષ્ણુ ભણે તે મારો શત્ર. ૬૪

श्लोक.

ये ब्राह्मणास्ते नरनाथ सोहं, तैर्ष्वचिंतैपुस्त्वमचिंतोहं ।
तैरेवतुष्टो प्यहमेवतुष्टो, वैरंचतैरेवममापिवैरं ॥६४॥

ચોપાઈ.

બ્રાહ્મણ જેણે સંતોષ્યા નહીં, તે નારાયણ પામે ક્યહીં;
વિષ્ણુ વિપ્ર જે અંતર કરે, તે નર નરક પંથે સાંચરે. ૬૫

श्लोक.

वहवस्तेनजानंति मम मायाविमोहिता ।
सदाहं द्विजरूपेण, विचरामि महीतले ॥ ६५ ॥

ચોપાઈ.

હરિ વિપ્ર ગંગાતું વાર, ભાગીરથી, વિષ્ણુ દ્વિજ સાર;
વિપ્ર ગંગ શ્રીનાથ મુરાર, પાવન એ ત્રય ભુવન મુઝાર. ૬૬

श्लोक.

हरिर्भागीरथीविप्रा, विप्राभागीरथीहरिः ।
भागीरथीहरिर्विप्रा सारमेकं जगत्त्रयम् ॥ ६६ ॥

ચોપાઈ.

દેવાધીન સકલ સંસાર, વર્તે દેવ મંત્ર આધાર;
મંત્ર અમોઘ જેહ છે અભેદ,સફળ મંત્રનું મંદિર વેદ.

નિગમ સાર ત્રિભુવન મોઝાર,વસે વેદ બ્રાહ્મણ આધાર;
તેણે કરી સેવવા વિપ્ર, સકલ પદારથ આપે ક્ષિપ્ર. ૬૭

## શ્લોક.

देवाधीनं जगत्सर्वं मंत्राधीनाश्च देवताः ।
तेमंत्राःब्राह्मणाधीना तस्मात्ब्राह्मणदेवता ॥ ६७ ॥

## ચોપાઈ.

પ્રણમ્યા આપે ઉત્તમ ઠામ, ધર્મ અર્થ ને પૂરે કામ;
જેને વિપ્ર હોય સાનુકૂલ, તે પામે નર મુક્તિનું મૂલ. ૬૮
કારણ એહ વિમાસી કરી, ભાવ ભક્તિ હૃદેમાં ધરી;
આવી દ્વિજને લાગ્યો પાય, મુજને કીધો બહુ પસાય. ૬૯
કરજોડી બ્રાહ્મણ વીનવ્યા, સ્વામી મુજ ઉપર કરો દયા;
મન માંડે. ઉલટ‌ંસ ઘણી. કથા કરેવા કેશવતણી. ૭૦
તમારી અનુકંપાએ કરી, ગાઇશ ગુણ હું સુતદેવકી;
રખે કથા રહેતી વચમાંહે, પછી લોક હસારત થાયે. ૭૧
ગુરુચરણે મસ્તક નામિયે, ચાર પદારથ તો પામિયે;
આણી હૃદે વિચાર વિવેક, પૂરવછાયો આપ્યો એક. ૭૨

## પૂર્વછાયો.

સોળ કળા સંજીવની, બીજું નામ મયંક;
પૂરી પાતક નાશની, હરિ કથા નિષ્કલંક. ૭૩

## ચોપાઈ.

વળી ઉપરે આપ્યું વરદાન. પામિશ ધરણીધરનું ધ્યાન;
ત્રૂઠ્યા દ્વિજ દીધી આશીષ, તુજને પ્રસન્ન થશે જગદીશ. ૭૪
વિપ્રતણું વચન પામિયું, કરજોડી મસ્તક નામિયું;
તો મેં જાણી અક્ષરયુક્તિ, પામ્યો કેશવ કેરી ભક્તિ. ૭૫
યથાશક્તિ હરિ પૂજા કરો, રસના રામ નામ ઉચ્ચરો;
સત્ સંગતિ સેવા દ્વારિકા, તેહ ભણીજે ભવતારિકા. ૭૬
ગાઉં ગોવિંદનાં નિજ ગીત, ચતુર્ભુજ ચરણે લાગ્યું ચિત્ત;
એકવાર મેં કમળાપતી, કીધી શ્લોક સાતે વીનતી. ૭૭

कृष्ण कृष्ण महाबाहो, मुरारेवचनं मम।"
शृणुर्वंत प्रियामुक्ता, युक्तं विष्णु रमापति ॥ १ ॥
कामक्रोधाभितप्तानां लोभोपहतचेतसां ।
नरके मज्जतां नाथ, त्वमेव शरणं नृणां ॥ २ ॥
तव प्रसादेन गोविंद, गुणानां तव कीर्तनात्।
शरण्योहं यथा शक्त्या तन्मे रक्षितुमर्हसि ॥ ३ ॥
तृष्णया पीडित दीनं हीनं भक्त्यादिभिर्गुणैः ।
विवेकरहितं तात त्राहि मा शरणागत ॥ ४ ॥
नारायण हृषीकेश प्रसीद पुरुषोत्तम ।
त्वया कृपालुर्ना स्वामिन् अनुग्राह्यो भवाम्यहं ॥ ५ ॥
एवमुक्तो महा विष्णुः प्रत्युवाच स मां प्रति ।
मयि भक्तिर्दृढा नूनं मत्प्रसादात्भविष्यति ॥ ६ ॥
तदाप्रभृति गोविंदे कृष्णेदेवकीनंदने ।
भक्तिर्मे निश्चला जाता महाभयविनाशिनी ॥ ७ ॥

## ચોપાઈ.

અંતર્યામી સર્વવાસ, હૃદેયથી તે કરે પ્રકાશ;
ભીમ વચન કર જોડી કહે, હરિ વિણ કોણ કોને શીખવે. ૭૮

## श्लोक.

शास्ता विष्णुरशेषश्च युक्तोयं हृदि संस्थितः ।
तमृते परमात्मानं ततः कः केन शिष्यते ॥ ७८ ॥

## ચોપાઈ.

આગે શ્લોકતણો ઇતિહાસ, મેં સાંભળિયો ભણિયા વ્યાસ;
દેવ ઋષિ કહે યાદવરાય, વાસો વસો કયહાં ભુવન માંય. ૭૯
નારદ પૂછે જોડી હાથ, શ્રીમુખ વચન કહે જગનાથ;
કરો દયા મુજ ઊપર ઈશ, ક્યાં શોધ્યા મળો જગદીશ. ૮૦

श्लोक.

द्वारावत्यां सुखासीनं भगवंतं जनार्दनं ।
प्रणम्य शिरसा देवं नारदः परिपृच्छसि ॥ ७९ ॥
केषु केषु च स्थानेषु द्रष्टव्यो स मया प्रभो।
तत्त्वं कथय देवेश अनुग्राह्यो भवाम्यहं ॥ ८० ॥

ચોપાઈ.

વળતા બોલ્યા ત્રિભુવનરાય, વસું નહીં ગિરિકંદરમાંય;
નવ વૈકુંઠ ન સાગર ક્ષીર, નવ વ્રત જપ તપ તીરથ નીર.
નારદ સાંભળ સાચું કહું, અહનિશિ જ્યાં હું વાસો રહું;
વૈષ્ણવતણા હૃદેમાં વિષ્ણુ, અથવા કૃષ્ણકથા ત્યાં કૃષ્ણ. ૮૧

श्लोक.

नाहं वसामि वैकुंठे योगिनां हृदये नहि ।
मद्भक्ता यत्र गायंति तत्र तिष्ठामि नारद ॥ ८१ ॥

ચોપાઈ.

તે બણીએ ભાગવતપ્રધાન, સકલ ભૂતશું ચિત્ત સમાન;
કૃષ્ણ કથા જે સમરે નિત્ય, ભણે સુણે જે એકે ચિત્ત. ૮૨

ते साधवो भागवतप्रधाना, समस्तभूतेषु समानचित्ता ।
हरेः कथा ये कथयंति पुण्यां, गायंतिशृण्वंतिमुदा स्मरंति ॥८२॥

ચોપાઈ

ત્યાં ગંગા ગયા ગોમતી, ત્યાં ક્ષિપ્રા સરયૂ સરસ્વતી;
હરિ દામોદર શંખોદ્ધાર, કૃષ્ણા કાવેરી કેદાર.
ત્યાં પુરુષોત્તમ સાગર સેત, કાશી કાંતિ ને કુરુક્ષેત્ર;
ત્યાં યમુના રેવા મધુમતી, માયા મથુરા ગહિપાવતી.
સુવર્ણરેખા તાપી મહી, શાલિગ્રામ ક્ષેત્ર ત્યાં સહી;
ભદ્રા કપિલા અશ્વાવતી, ચંદ્રભાગા ને ચર્મણવતી.

તુંગભદ્રા ત્યાં ગોદાવરી, અયોધ્યા ને અવંતીપુરી;
ત્યાં કોશ કૃષ્ણા કૌશિકી, સિન્ધુ નદી સીતા ગલ્વકી.
માન સરોવર ગંગાદ્વાર, શુકર ક્ષેત્ર શૃંગ ઓંકાર;
તીરથ રાજ ત્યહાં પ્રયાગ, સહાં અશ્વમેધાદિક યાગ.
ત્યાં જપ તપ તીરથ વ્રત દાન, ત્યાં શમ દમ નિજ નિર્મળ જ્ઞાન;
સહાં યોગવિદ્યા અભ્યાસ, ત્યાં યંત્રમંત્ર ષડંગ ન્યાસ.
ત્યાં બદરીનારાયણ વાસ, સિદ્ધક્ષેત્ર પુષ્કર પ્રભાસ;
ત્યાં વૈતરણી રુકમાવતી, ગંગાસાગર સાભ્રમતી.
નૈમિષ ચંપક દંડક નામ, કૃતમાળા શ્રીસોભરિ સ્વામ:
વિમલ પુંડર ઓ અશ્વિની, નાના નદી સમુદ્રગામિની.
ત્યાં આબૂ ત્ર્યબક ગોકર્ણ, સાત સમુદ્ર સહીતા વરુણ;
તીરથ સકલ ક્ષેત્ર શ્રીરંગ, જ્યાં શ્રીકૃષ્ણકથા પ્રસંગ. ૮૩

तत्रैव गंगा यमुनात्रवेणी गोदावरीसिंधु सरस्वती च ।
सर्वाणि तीर्थानि वसंति तत्र यत्राच्युतोदारकथाप्रसंगः ॥८३॥

ચોપાઈ.

ત્યાં લગિ ગર્ભવાસ વેદના, ત્યાં લગિ યમતણી યાતના;
ત્યાં લગિ ક્રોધ લોભ સંતાપ. ત્યાં લગિ મોહમત્સરનો વ્યાપ. ૮૪
ત્યાં લગિ દુષ્ટ દાવાનલ દહે, ત્યાં લગિ પાપ શરીરે રહે;
ત્યાં લગિ ભ્રમણ ચક્ર સંસાર, જ્યાં લગિ હૃદે ન વમે મુરાર. ૮૫

શ્લોક.

तावद्भ्रमंति संसारे मनुष्या मंदबुद्धयः ।
यावद्रूपं न पश्यंति केशवस्य महात्मनः ॥ ८४ ॥
तावद्भ्रमंति ते दुःखं चिंतासंसारसागरे ।
यावत्कमलपत्राक्षं न स्मरंति जनार्दनं ॥ ८५ ॥

ચોપાઈ.

ત્યાં લગિ ગને ધરે બહુ ગર્વ, ઇતિહાસાદિક શાસ્ત્રજ સર્વ;
ત્યાં લગિ તારા તેજ પુરાણ, જ્યાં લગિ ભાગવત ન ઉગે ભાણ. ૮૬

## પૂર્વછાયા.

તાપ ત્રણ્ય ત્યાંહાં લગી, હોયે હાણ વિહાણ;
ભક્તિ ભાવે સુણિયું નહીં, શ્રી ભાગવત પુરાણ. ૮૭
શ્રવણે જેણે સુણ્યું નહીં, ભાવે ભાગવત પુરાણ;
મનુષ્ય રૂપે અવતર્યા, ચાલંતા પાષાણ. ૮૮

## ચોપાઈ.

સુણ્યું નહીં ભાગવત પુરાણ, આરાધ્યા નહિ પુરુષ પુરાણ;
વિપ્ર વદને નવ હોમ્યું અન્ન, વૃથા જન્મ તે પામ્યા જન. ૮૯

यैर्नश्रुतं भागवतं पुराणं नाराधितोयैः पुरुषःपुराणः ।
हुतं मुखे नैव धरामराणां तेषां वृथा जन्म गतं नराणां ॥ ८९ ॥

## ચોપાઈ.

અતિ ઉત્તમ ભાગવતી કથા, સદા પવિત્ર જાન્હવી યથા;
ત્રણ્ય પુરુષ થાયે પાવંન, પાઠક પૃચ્છક શ્રોતાજંન. ૯૦

वासुदेवकथाप्रश्नः पुरुषान् त्रीन्पूनाति हि ।
वक्तारं पृच्छकं श्रोतॄं तत्पादसलिलं यथा ॥ ९० ॥

## ચોપાઈ.

પાતક છૂટે ભવ સંતાપ, પૃચ્છકનાં નાસે સૌ પાપ;
જે જન એક મને સાંભળે, તેને આવાગમનજ ટળે. ૯૧
જ્ઞાન સાગર ભાગવત સાર, ભક્તિ વૈરાગ્ય વિવેક વિચાર;
બ્રહ્મવિદ્યા ને આત્મબોધ, વળી વિશેષે શાક્તપ્રયોગ. ૯૨
તેણે કારણે શૂદ્ર નરનાર, કઠિન ગ્રંથ નવ લહે વિચાર;
પ્રાકૃત અર્થ જાણવા સહી, ભીમ ભણે કીધી ચોપઈ. ૯૩
કરીશ કથા એહ સમરથ, માંહે મૂકીશ પરમારથ;
અલ્પ મતિ નહીં જાણે કોય, જાણ હશે જ્ઞાની જે જોય. ૯૪

## સોરઠા.

જાણ અજાણનાં ભેદ, જાણ કેઇ પેરે જાણિયે;
જાણ ભણીજે તેહ, જે હરિગુણ ગાતાં હરખિયે. ૯૫

અથવા જાણજ્યો તેહ, જેને મન માધવ વસે;
તેને કરૂં પ્રણામ, પાખળ પ્રદક્ષિણા કરી. ૯૬

ચોપાઈ.

વિઘ્ન કરે જે કુચ્છિત મતી, યાત્રા જાતાં દ્વારામતી;
હરિગુણ ગાતાં જે નર હસે, કલ્પ કોટિ તે રૈરવ વસે. ૯૭

विघ्नमाचरते पुंसां द्वारिकापथि गच्छतां।
नरके पचंति ते मूढा कल्पमात्रं च रौरवं ॥ ९७ ॥

ચોપાઈ.

એ માંહે અતિ છે અમૃત, જ્યમ તિલ તૈલ દૂધમાં ધૃત;
કાષ્ટ હુતાશન પુષ્પે વાસ, રંગે ત્યમ એ પ્રબોધ પ્રકાશ. ૯૮
વૈષ્ણવતું જીવન એ કથા, પ્રાણાધારિ પ્રાણીને યથા;
કલિમલ હરી કરે નિર્દોષ, આપે ધર્મ અર્થ કામ મોક્ષ. ૯૯
મધ્યે પ્રજ્ઞા ટીકા સહી, એહ કથા પ્રીછાશે નહીં;
વિષ્ણુભક્ત નર હશે જેહ, સમ્યક્ અર્થ જાણશે તેહ. ૧૦૦

भक्त्या भागवतं शास्त्रं न वुद्ध्या न,च टीकया।
स्वगृहं किं तया रम्यं न स्त्री रम्या न चानया ॥१००॥

ચોપાઇ.

તેહ નહીં પ્રીછે પાપિષ્ટ, જેહની બાહેર હોશે દૃષ્ટ;
પુત્ર મિત્ર કલત્ર ધન ધાન્ય, દેહાદિક વિષે અભિમાન. ૧૦૧
માયા મોહ દુરાશા કરી, જેની પ્રજ્ઞા લીધી હરી;
બાંધ્યા વાચા કેરે બંધ, તે નર દેખંતા થયા અંધ. ૧૦૨
ભક્તિ ભાવ આણી મનમાંય,દેવ વિપ્ર ગુરુ પૂજ્યા પાય;
કરી પ્રણામ હરિ હર બ્રહ્મ, કીધો કથાતણો આરંભ. ૧૦૩
સોળ કળા શશિવયણી એહ,ભક્તિ વૈરાગ જ્ઞાનમય જેહ;
કથા રોપ તે છેય અનેક, એટલે કળા પોહોંતી એક. ૧૦૪

ઇતિ શ્રી વિષ્ણુદાસ ભીમ વિરચિત હરિલીલા ષોડશકળામાં
પેહેલી કળા સમાપ્ત.

## કળા ૨ જી.

### પૂર્વછાયો.

કારણ કૃષ્ણ કથાતણું, કરિશ કહું કુણ હેત;
જેહ મહિમા બોલિયે, કહેશું તે સંકેત. ૧

### ચોપાઈ.

ભવસાગર દુસ્તર અપાર, તેહતણો નહિ લાભે પાર;
તૃષ્ણા જલચર મદ મત્સર, કામ ક્રોધ ભણિયે મગર. ૨
પાખળ માયા મોટી પાળે, વડવાનલ તે લોભ અગાળે;
આવાગમન તે ભરણ ઉભરણ, અનેક લહરી જામણ મરણ. ૩
હર્ષ શોક પર્વત વિશાળ, મદમત્સર મમતા શેવાળ;
અતિ ઘણી આશા પાતક પંક, તે દેખીને ઉપન્યો અકંપ. ૪
મનમાંહે વિમાસણ કરી, એહ પાર કયમ પામિશ હરી;
જાણું કારણ સમ્યક્ સહી, વહાણ વિના ઉતરાયે નહીં. ૫
કૃષ્ણકથા કરીશ નિજ નાવ, દૃઢ શ્રદ્ધા ને નાંગર ભાવ;
વિવેક કૂપમાં લાંગર કરીશ, એણીપેર ભવસાગર ઉતરીશ. ૬

### પૂર્વછાયા.

સંક્ષેપે શ્રીભાગવત, કરીશ વિધિ મહિમાય;
એક દ્વાદશ ત્રણ્ય શત એ, કહો નિશ્ચય સંખ્યાય. ૭
પ્રથમે સકળ ગ્રંથતણું, ઉત્તમ એહ અપાર;
અર્થ જુગતે તેહના, બોલિશ એહ વિચાર ૮
ભક્તિ વૈરાગ પરિપર વસે, તાત્પર્ય નિર્વાણ;
દશવિધિલીલા વિષ્ણુની, બોલિશ એહ પુરાણ. ૯
પછી અનુક્રમ એ કરી, લીલા તણો વિચાર;
કહિશ કથા એ વિસ્તરી, દ્વાદશસ્કંધજ સાર. ૧૦
પ્રથમે અધ્યા અષ્ટદશ, અને પ્રકરણ ત્રણ્ય;
વક્તા શ્રોતા બોલિયે, ઉત્તમ મધ્યમ હીન. ૧૧

### ચોપાઈ.

શુક પરીક્ષિત અતિશ ઉદાસ, ભગવાન નારદ વેદવ્યાસ;
સૂત મહાઋષિ શૌનક જેહ, એણીપેર લક્ષણ બોલ્યા તેહ. ૧૨

બીજે શ્રવણતણી વિધિ કરી, સૂક્ષ્મ સ્થૂલ ધારણા ધરી;
દશ અધ્યાય તે છે વિચાર, સમ્યક્ શ્રદ્ધા ધ્યાન વિચાર. ૧૩
હરિલીલા બોલીશે ઈશ, ત્રીજે અધ્યા છે તેત્રીશ;
અરૂપ રૂપ ધરે તે સ્વર્ગ, સાંભળતાં નર છૂટે નર્ક. ૧૪
ચોથે અધ્યા છે એકત્રીશ, કરી સૃષ્ટિ કહે જગદીશ;
એહજ ભણિયે લીલા સર્ગ, જેણે પામીજે અપવર્ગ. ૧૫
પાંચમે અધ્યા છે છવ્વીશ, મર્યાદા કીધી જગદીશ;
ખંડ દ્વીપનાં નિર્મળ માન, ઉત્તમ લીલા ભણિયે સ્થાન. ૧૬
છઠ્ઠે પોષણ જાણ્યું સહી, વિષ્ણુભક્તને દુર્ગતિ નહીં;
કીધા બહુ અપરાધો અત્ર, તથાપિ નરક પાતક નહિ તત્ર. ૧૭
યમયાતના ટાળે શ્રીરામ, આપે નિજપદ ઉત્તમ ધામ;
ઓગણીશ અધ્યા તે કથા, ઈંદ્ર અજામિલ રાખ્યા યથા. ૧૮
સપ્તમે અધ્યા દશ ને પંચ, અતિ કર્મણા પૂરવ સંચ;
જય વિજય મને અતિ વિરોધ, દીધો શાપ ધરીને ક્રોધ. ૧૯
ચતુર શિરોમણિ એ પ્રલ્હાદ, હિરણ્યકશિપુ ને હિરણ્યાક્ષ;
દ્વિક્ષત્રિય હરિ ઉપાસના, અકામ સકામ બેઉ વાસના. ૨૦
મન્વન્તર વૈષ્ણવનો ધર્મ, અષ્ટમ બોલ્યો તેનો મર્મ;
સંકષ્ટ પડે ધરે હરિ ધ્યાન, સંપદ અર્થે આપે દાન. ૨૧
જાણેવા અહનિશિ સિદ્ધાંત, બોલિશ ત્યહાં ત્રણ્ય દૃષ્ટાંત;
ચોવીશે અધ્યા તે કથા, ગજેંદ્ર સમુદ્રમંથન બળિ કથા. ૨૨
નવમે અધ્યા છે ચોવીશ, ઉત્તમ કથા તણીભુવઈશ*;
સૂર્ય સોમવંશના રાય, બોલિશ તેહતણા મહિમાય. ૨૩
દશમે કૃષ્ણકથા વિસ્તાર, સાંભળતાં નાસે સંસાર;
નેવું અધ્યાય છે તેને સાર, નિરોધ નામ દૈત્ય સંહાર. ૨૪
એકાદશે ઉદ્ધવ દેવેશ, અધ્યા એકત્રીશ ઉપદેશ;
કર્મ ભક્તિ જ્ઞાન નિર્વાણ, મુક્તિ ભક્તિનું સાધન જાણ. ૨૫
દ્વાદશ ત્રયોદશ અધ્યા સાર, આત્મબોધતણો વિસ્તાર;
મુક્ત બ્રહ્મરૂપ થઈ રહે, આશ્ચર્ય એહ મહા ઋષિ કહે. ૨૬

---

* તણીભુવઈશ-ભુવઈશતણી-ઈશ્વરની.

નવમે બોલ બોલીશ એહ, દશમી સિદ્ધિ કારણે તેહ;
સંક્ષેપે કીધો પ્રબંધ, એણીપેર બોલ્યા દ્વાદશ સ્કંધ. ૨૭

દોહા.

એકમને આદર કરી, પાય પ્રણમી દેવેશ;
હવે અર્થ અધ્યાતણો, બુદ્ધિમાને બોલેશ. ૨૮
અખિલ એહ જાણું નહીં, સમ્યક્ કરી સંવાદ;
નામ માત્ર એ ગ્રંથનું, કરિશ કથા અનુવાદ. ૨૯

ચોપાઈ.

સકળ ક્ષેત્રમાં નૈમિષ સાર, તે મહિમા નવ લાભે પાર;
અનેક જન્મ કોટિના સંચ, તતક્ષણ ટાળે પાતક પંચ. ૩૦

પૂર્વછાયો.

બ્રહ્માએ સરજી મૂકિયું, અવનિચક્ર સંસાર;
અવરે ક્યહીં ભાગ્યું નહીં, બુંઠી થઇ તે ધાર. ૩૧

ચોપાઈ.

શૌનક પ્રમુખ મહા ઋષિ જત્ર, સહસ્ત્ર વર્ષ લગિ માંડયો સત્ર;
યાગ યજે દમે નિત દેહ, સર્વે વિષ્ણુપરાયણ નેહ. ૩૨
આપે અન્ન અવારી દાન, સકળ ક્રિયા તેણે અવસાન;
એક અવસરે ઋષિ સંઘાત, મળ્યા સૂતને પૂછી વાત. ૩૩

વસ્તબંધ.

સાંભળ. સૂત તું સકળ શાસ્ત્ર પુરાણ વેત્તા,
વ્યાસતણો શિષ્ય પરમ ભાગવત, અવરે કહું ગુણ કેતા;
કલિયુગ દારૂણ આવિયો, વિપરીત આચરણ તેહતણાં;
તે દેખીને અમને, ભય ઉપન્યો અતિ ઘણો.
વિષ્ણુ ક્ષેત્ર જાણી કરી, તીરથમાહે પવિત્ર;
યાગતણું મિશ કરી અમો, સૌ આવ્યા છોં અત્ર. ૩૪

ચોપાઈ.

લંપટ ચોર ચપટ અતિ દુષ્ટ, પ્રજાને પીડે પાપિષ્ટ;
કૂડ કપટ લોભ અન્યાય, પુત્ર પિતા નવ માને માય. ૩૫

રાજા સર્વસ્વ લે છે દંડ, વંચદ્રોહ વરતે પાખંડ;
શૌચ સત્ય દયા વ્રત દાન, વિવેક વિચાર રહિત હરિ ધ્યાન. ૩૬
ધર્મ તણો કો ન લહે માગ, થોડી છવી થોડો ભાગ;
ભેદ ન લાભે વર્ણાવર્ણ, કલિયુગનાં એવાં આવર્ણ. ૩૭

## પૂર્વછાયો.

હવે સૂત કહો તમો, વાસુદેવ મહિમાય;
ભવસાગરમાં બૂડતાં, તરવાતણો ઉપાય. ૩૮

## ચોપાઈ.

શાસ્ત્ર સકલતણો ઉપક્રમ, ઉપાસના પુરુષોત્તમ ધર્મ;
લીલા વિવિધ વિષ્ણુ અવતાર, પાચ પ્રશ્ન ત્યાં કીધાં સાર, ૩૯
સૂતતણે મન હરખ ન માય, અંગની ગેમાવળી હરખાય;
નયન હર્ષાશ્રુ ગદ્‌ગદ્ કંઠ, ગુણ ગાવા તે નાથ વૈકુંઠ. ૪૦
સાધુ સાધુ વાણી ઉચ્ચરી, શૌનકતણી પ્રશંસા કરી;
ઇષ્ટ દેવને કરી પ્રણામ, કહે સૂત ગોવિંદ ગુણ ગ્રામ. ૪૧
સકલ શાસ્ત્ર નિર્ધારિત અર્થ, વિષ્ણુ સત્ય પ્રપંચજ અર્થ;
પરમ પુરુષની એહજ યુક્તિ, જેથી ઉપજે અધોક્ષજભક્તિ. ૪૨
વિષ્ણુ ઉપાસના હોય પ્રકાર, નિરાકાર અને સાકાર;
ભક્તિયોગ વાસુદેવ નિધાન, જેણે વૈરાગ્ય તત્ક્ષણ જ્ઞાન. ૪૩
જ્યમ ઊપજે ભક્તિ ભગવાન, ઓલિશ તેહતણો સોપાન;
પુણ્ય તીર્થ શાસ્ત્ર સંવાદ, સાધુ પુરુષતણા પ્રસાદ. ૪૪
અનેક ભોગ સૂખ દિન રાત, આવે નહીં તુલા નવમાત્ર;
મોક્ષ સ્વર્ગનો નહીં પ્રસંગ, જેસો શુચિ ભાગવત પ્રસંગ. ૪૫
હવે અવતાર તણાજગદીશ*, બોવીશ જે કીધા ચોવીશ;
વિષ્ણુતણી લીલા નિર્મલા, કિંચિત્ અંશ ને કિંચિત્ કળા. ૪૬
મત્સ્ય કૂર્મ ને શ્રીવારાહ, નારસિંહ વામન મહિમાહ:
પર્શુરામ શ્રીરામ મુરાર. બુદ્ધ કલ્કિ કેરા અવતાર. ૪૭
મનુ સ્વાયંભૂ સનત્કુમાર, નરનારાયણ અતિશ ઉદાર;
યજ્ઞ કપિલ દત્તાત્રય વ્યાસ, પ્રભુ હયગ્રિવ ને ઋષભ ઉદાસ. ૪૮

---

* તણાજગદીશ-જગદીશતણા.

ધન્વંતરી વૈદ્ય ગોવિંદ, હંસરૂપ સંવાદ સુનંદ;
મોહિનીએ મોહ્યા ત્રિપુરાર, નારદ દેવઋષી અવતાર. ૪૯
યદ્યપિ ચોવીશે પરિધાન, શ્રીકૃષ્ણ આપણો ભગવાન;
શૌનકે પૂછ્યાં પાંચે જેહ, તેનો ઉત્તર દીધો તેહ. ૫૦

પૂર્વછાયો.

હવે એક ઉત્તમ કહિશ, કથા સબંધ સુચંગ;
અર્થ ત્રણ્ય અધ્યાતણો, નારદ વ્યાસ પ્રસંગ. ૫૧

ચોપાઈ.

સકલ શાસ્ત્રમાં ભારત સાર, તેને ઉત્તમ પર્વ અઢાર;
વિવેક વિચાર સહિત વચંન, અતિ રૂડાં તે પાંચ રતંન.* ૫૨
વેદવ્યાસ કષ્ટ દિનરાત, મળિયા નારદ પૂછી વાત;
ભારત સવા લાખમેં કિયું†, તોયે તાપ ન છાંડે હિયું‡. ૫૩
નારદ ભણે લોક છે રગત, ધર્મ અર્થ ને કામાસક્ત;
તેહ વિશેષે પ્રેરે તેહ, શાસ્ત્ર સંકષ્ટ જોવ્યાં લેહ. ૫૪
કવણ કાજ તે વચન વિચિત્ર, કૃષ્ણ કથા જ્યાં નહીં પવિત્ર;
અનેક વાક્યઅલંકૃત વાણ, નિશ્ચય કામાસક્તિ જાણ. ૫૫
માનસરોવરહંસા જેહ, વાયસ તીર્થે ન રમે તેહ;
નિષ્કર્મ, કર્મવર્જિત ભગવાન, સોહે નહીં નિરંજન ધ્યાન. ૫૬
સ્વધર્મ ત્યજે ભજે ગોવિંદ, તોહે પામે પરમાનંદ;
સેવા કરે મૂકી માત્સર્ય, તેનું શું કહીએ આશ્ચર્ય. ૫૭
વાક્ વિસર્ગ ગુણ મોરાર, યદ્યપિ અબંધ તોહે સાર;
જ્યાં જશ એ નિત નામ અનંત, ભણે સુણે સંગ્રહેજ સંત. ૫૮
સાંભળ એક કહું તુજ મર્મ, બોલિશ મોક્ષ સંબંધી ધર્મ;
પરમહંસને વલ્લભ જેહ, ભક્તિ- વૈરાગ્ય અનુક્રમે એહ. ૫૯
કૃષ્ણતણા ગુણ કહે સંકેત, ભવબંધન વિનાશન હેત;
વાસુદેવ વરણવિયે કાંતિ, પામિશ હ્રદે તેથી તું શાંતિ. ૬૦

---

* એ પાંચ રત્નનાં નામ,—ગીતા, વિષ્ણુસહસ્રનામ, અનુસ્મૃતિ ભિષ્મસ્તવરાજ, ગજેંદ્રમોક્ષ.

† કર્યું. ‡ હૈડું.

સાંભળ એક કહું દૃષ્ટાંત, મારા જન્મતણું વૃત્તાંતઃ
એ આખ્યાનજ છે અદ્ભૂત, બ્રાહ્મણ ઘેર હું દાસી પુત્ર. ૬૧
અહનિશિ દ્વિજ શુશ્રૂષા કરૂં, વચન કહે તે મનમા ધરૂ;
પ્રસન્ન હવા ઋષિ મુજને જત્ર, દ્વાદશાક્ષરી આપ્યો મંત્ર. ૬૨
મહા પુરુષતણો સંવાય, જાણ્યો વિષ્ણુ ભક્તિ મહિમાય;
ભક્તિભાવ સતોષ્યા હરી, નારદપણું પામ્યો તેણે કરી. ૬૩
તો હવે એક મને થઇ વ્યાસ, કરો તમે હરિગુણ અભ્યાસ;
દેઇ શીખ નારદ ભગવાન, પોહોત્યા આપણને સ્વસ્થાન. ૬૪
વચન સુણી શ્રીવેદવ્યાસ, માંડયો ધર્મ પરમ અભ્યાસ;
સ્વર્ગાદિક દશ લક્ષણ જાણ, કીધું શ્રીભાગવત પુરાણ ૬૫
અધિકારી દેખીને એહ, તેહ ભણાવ્યા શ્રી શુકદેવ;
ઉત્તમ શ્રોતા એ મહિમાય, કીધો પ્રગટ પરીક્ષિત રાય. ૬૬
બ્રાહ્મણ શાપે તપે શરીર, રાજા બેઠો ગંગાતીર;
એક પ્રસંગે મળિયા ત્યાહા, સુતે કથા સભળાવી જહા. ૬૭
શૌનક ભણે કવણ તે રાય, કેઈ પેર મળિયા શુક સંવાય;
મુક્તિ પરીક્ષિત પામ્યો યથા, વર્ણવો વિસ્તારી તે કથા. ૬૮
સૂત ભણે સુણ શૌનક વાત, જે સાભળ્યુ દિવસ શુભ સાત;
વચન અનેક કહ્યા તે સાર, શ્રીભાગવત તણો વિસ્તાર. ૬૯
ભારત અતે દ્રોણસુત બાણ, મૂકયું હરવા પાંડવ પ્રાણ;
શરણાગત રાખ્યા શ્રીરગ, કુંતી સ્તવન કરે પ્રસગ ૭૦
સુરસેવા નિજ વર્ણાશ્રમ, રાય યુધિષ્ઠિરે પૃછયો ધર્મ;
કારણ સર્વ કહ્યુ તે તણું, ભીષ્મ પદ પામ્યા હરિતણુ ૭૧
કૃષ્ણદેવ દ્વારિકા મુઝાર, આવી મળિયા યદુ પરિવાર;
જન્મ પરીક્ષિત શ્રોતાતણો, રાયે ઉત્સવ કીધો ઘણો. ૭૨
વિદુર કાપડી વેષજ ધરી, આવ્યા તીરથ યાત્રા કરી;
ધર્મપુત્રે બહુ દીધું માન, કેટલાક દિવસ વસ્યા તે સ્થાન ૭૩
એકવાર એકાંતે રાત, વિદુર કહે સુણ બાંધવ વાત,
મર્મ વચન બહુ બોલ્યા ભેદ, રાજા તે પામ્યો મન ખેદ. ૭૪
ધૃતરાષ્ટ્ર ગાધારી નાર, લેઈ ચાલ્યો વંન મુઝાર;
કીધું ઉત્તર દેશ પ્રયાણ, યોગ યુક્તિએ છાંડયા પ્રાણ ૭૫

પ્રાતઃકાળે યુધિષ્ઠિર રાય, પિતાતણા પૂજેવા પાય;
મંદિરમાહે દેખે નહીં, અતિ ઘણું દુઃખ પામ્યા સહી ૭૬
દેવર્ષિ આવ્યા તેણે ખેવ, સાંભળ કહું હિતારથ એવ;
જો માનીશ ધ્રુવ અધુત્ર લોક. તોહે તુજને ન ઘટે શોક. ૭૭
વળી એક અસંભવ વાત, તું સાંભળીશ દિવસ માંસાત*.
કલિયુગે ભુમી કિધો પ્રવેષ, નારદ ચાલ્યા દઇ ઉપદેશ. ૭૮
નગર માંહે હોય ઉત્પાત, તેટલે દિવસ વહી ગયા સાત;
દ્વારામતી થકો અર્જુન, આવ્યો મુખ કરમાણું મન. ૭૯
રાજા પૂછે કહોની મર્મ, તમો કરસો શું કાંઇ અધર્મ;
કુડી સાખ પરાઈ ભરી, કે તેં પરધન લીધું હરી. ૮૦
લોભે સત્ય વચનનો લોપ, બ્રાહ્મણ ઉપરે કીધો કોપ;
કે તું પરનારીશુ રમ્યો, કે શ્રીકૃષ્ણ સૂર્ય આથમ્યો. ૮૧
ગદ ગદ કંઠે કહે સુતઇંદ્ર†, બાંધવ હું વંચ્યો ગોવિંદ;
હૈયામાંય ન માયે શોક, પગે લાગીને મૂકી પોક. ૮૨
રડતો રાખી પૂછે રાય, કહો એહ વાર્ત્તા મહિમાય;
યાદવ સહિત છાડિયો દેહ, મુને શિખામણ દીધી એહ. ૮૩
કળિયુગે લાગે પાપ અનેક, તમો રખે હવે રહો દિન એક;
મોહે પડી નવ છાંડો રાજ, તો લહી મરશો દ્રૌપદી કાજ. ૮૪
પુત્ર પરીક્ષિતને કરી અભિશેક, છાંડો રાજકાજનો વિવેક;
મોહ મત્સર માયા પરહરો, કૃષ્ણચરણ હૃદયામાં ધરો. ૮૫
અનશન વ્રત પેહેરણ વૃક્ષપાન,મૌન વ્રત અંતર હરિધ્યાન;
શમ દમ સત્ય સંઘાતે લીયા‡, પાંડવ હેમપથે ચાલિયા. ૮૬
પાળે રાજ્ય પરીક્ષિત સહી, ધર્મમાર્ગ કો છાંડે નહીં;
એક વાર રાજા વન જાય, વાત કરતાં વૃષભ ને ગાય. ૮૭
ધરા ધર્મ સંવાદ વિચિત્ર, નૃપતિ વેષ શૂદ્રશિર છત્ર;
વૃષભના છેદ્યા ત્રણ્યે પાય, તે ત્યાં દૃષ્ટે દીઠું રાય. ૮૮
રાજા ભણે કવણ તું દુષ્ટ, નિંદિત કર્મ કરે પાપિષ્ટ;
જાણે નહીં મજ કરતો રાજ, તારૂં મસ્તક છેદું આજ. ૮૯

---

*માંસાત-સાતમાં. †અર્જુન. ‡લીધા.

કાઢયું ખડ્ગ પરીક્ષિત રાય, તજી છત્ર તવ લાગ્યો પાય;
શૂદ્ર નહીં મુજ કળિયુગ નામ, સ્વામી વસવા આપો ઠામ. ૯૦
રાય પરીક્ષિતે કરી વિચાર, વસવા આપ્યાં સ્થાનક ચાર;
કળિયુગ જ્યાં નારી રજસ્વળા, એક મૂક ત્યાં તારી કળા. ૯૧
બીજી કળા જ્યાં સુરાપાન, દ્યૂતક્રીડા એ ત્રીજે ઠામ;
જીવદ્રોહ જે સોના* નામ, ચોથો વસવા આપ્યો ઠામ. ૯૨
કળિયુગ કરે વિનંતી સહી, ચારજ ઠામે સમાઉં નહીં;
વળતું કહે પરીક્ષિત રાય, ઉગરતો વસે સુવર્ણમાંય. ૯૩
નારીસંગ મદિરા અહંકાર, કિતવપણું ને હિંસા વિચાર;
બંધ દ્રોહ ચિંતા આયાસ, સ્વજનતણો નાણે† વિશ્વાસ. ૯૪
કામ ક્રોધ તૃષ્ણા આરંભ, ભોગ શ્રમ ને અનૃત દંભ;
અનેક વ્યસન દ્વેષ ઉન્માદ, માહો માંહે કુટુંબ વિષાદ. ૯૫
કરે વિરોધ પુત્ર ને બાપ, લોભે લાગી ન ગણે પાપ;
અહનિશિ મમતા ઉપજે મંન, એટલા કારણ અવગુણ ધંન. ૯૬
વળતું વચન પૂછશે જંન, તેં કાં દૂષણ બોલ્યું ધંન;
સકલ ક્રિયા ધનમૂલજ સહી, નિર્ધનને શબ અંતર નહીં. ૯૭

## શ્લોક.

धनमर्जय काकुत्स्थ धनमूलमिदं जगत् ।
अंतरं नैव पश्यामि निर्धनस्य मृतस्य च ॥ ९७ ॥

## ચોપાઈ.

જે કરશો એવો આક્ષેપ, તે ઉપરે ઉત્તર સંક્ષેપ;
ઋષિ રાજાને બોલ્યા ધર્મ, ધન શબ્દે વિદ્યા તપ ધર્મ. ૯૮

## શ્લોક.

वरं शरावहस्तस्य चांडालागारविक्षिषु ।
भिक्षार्थं पठनं राम विमुखं हतजीवनं ॥ ९८ ॥

---

* સુના ખાટકી.
† નાણે—ન આણે.

## ચોપાઈ.

બીજા ઉત્તર કેરા હામ, ચિંતા મનની તજે શ્રીરામ;
ત્રૈસ્વર્ગસાધન ધન જાણુ, મોક્ષ સંબંધી એહ પુરાણુ. ૯૯
બેહુ દ્રષ્ટાંતે પ્રીછ્યો નહીં, ત્રીજે ઉત્તર આપ્યો સહી;
તેને દૂષણ બોલ્યું એહ, ધનવંત અવિવેકી જેહ. ૧૦૦

## શ્લોક.

विद्यामदो धनमद स्तृतीयोभिजनो मद ।
एते सतां मदा मोक्ता एतदेव सतां मद ॥ १०० ॥

## ચોપાઈ.

ધન મદે કદર્ય પામે શોક, ધનમદે કદર્યને પીડે લોક;
પર ઉપકાર સાધુ નિર્દોષ, ધન વિવેકી પામે મોક્ષ. ૧૦૧

## શ્લોક.

श्रीशोकाय कदर्याणां विनाशाय दुरात्मना ।
परोपकाराय साधूनां मोक्षाय च महात्मनां ॥ १०१ ॥

## ચોપાઈ.

પૂર્વ કર્મ પ્રભાવે કરી, મૂકી સેના ખેડાં તુરી;
એકાકી આવ્યો વનમાંય, ઋષિ આશ્રમે પરીક્ષિતરાય. ૧૦૨
મુનિવર શમીક કરે છે ધ્યાન, રાજાને નવ દીધું માન;
ગળામાંહે શબ ઘાલ્યો સાપ, પાછો વળિયો મન સંતાપ. ૧૦૩
દુષ્ટ કર્મ મેં કીધું આજ, પડો શરીર બળો એ રાજ;
દઢ વૈરાગ્ય હૃદેમાં ધર્યો, રાજા નગરભણી સાંચર્યો. ૧૦૪
શૃંગી નામ પુત્ર ઋષિ તણો, લોચન રક્ત ક્રોધ મને ઘણો;
જેણે દૂભ્યો મારો બાપ, તેને તક્ષક ડસજો સાપ. ૧૦૫
કીધો સમય દહાડા સાત, પુત્ર વરાંસ્યો બોલ્યો તાત;
વેગે રાજ કરાવો જાણ, કર કંઇ યત્ન તું છાંડિશ પ્રાણ. ૧૦૬
ઋષિનું વચન સાંભળ્યું રાય, ઉપન્યો તે આનંદ મનમાંય;
છૂટયા રાજ્યતણા સંતાપ, સુજને દયા નહીં એ શાપ. ૧૦૭

રાય નગરમાં પેઠો નહીં, મંત્રીને શીખામણ કહી;
સ્થાપી રાજ્ય જન્મેજય ધીર, રાજા ચાલ્યો ગંગાતીર. ૧૦૮
અનશન વિધિ કુશઆસન રાય, મળિયા અનેક ઋષિ સંવાય;
પૂર્વપુણ્ય કેરે નિશ્ચેવ, તત્ક્ષણ ત્યાં આવ્યા શુકદેવ. ૧૦૯
હરખ્યા ઋષિ દીધું બહુ માન,આસન છાંડી કર્યાં પ્રણામ;
માણિક જડિત કનકમણિ જેહ, નિજ સિંહાસને બેઠા તેહ. ૧૧૦
કર જોડી પરીક્ષિત રાય, હૈયામાહે હરખ ન માય;
દેઇ પ્રદક્ષિણા પ્રણમ્યા યતી, વિવિધ વિનય કીધી વીનતી. ૧૧૧
વૈષ્ણવને પૂછે હિત વાત, આયુતણી સંખ્યા દિન સાત;
ક્ષણ ક્ષણ મારૂં મન આવટે, મરણ સમે શું કરવું ઘટે. ૧૧૨
કીર્તન શ્રવણ મંત્ર તપ ધ્યાન, સાધન શમ દમ આતમ જ્ઞાન;
જેણે ટળે સંસારી ક્લેશ, તે મુજને આપો ઉપદેશ. ૧૧૩
ભીમ ભણે પ્રગટારથ એહ, કોને રખે રહે સદેહ;
મુક્તિ કથા પોહોંતી નિર્મળા, પ્રથમસ્કંધ ને બીજી કળા. ૧૧૪

**ઇતિ શ્રી વિષ્ણુદાસ ભીમ વિરચિત હરિલીલા ષોડશ કળામાં બીજી કળા સંપૂર્ણ.**

---

## કળા ૩ જી.

### પૂર્વછાયો.

વિવિધ વચન રાજાતણાં, શ્રવણે સુણિયાં એવ;
ભક્ત ઉપર કરુણા કરી, બોલ્યા શ્રી શુકદેવ. ૧

### ચોપાઈ.

ઉત્તમ પ્રશ્ન પરીક્ષિત રાજ, કીધું લોક હિતારથ કાજ;
ભક્તિ વૈરાગ્ય સહિત વિચાર, શ્રોતવ્ય સકળ માંહે ને સાર. ૨
નરને શ્રોતવ્ય છેજ અનેક, ગૃહે આસક્ત રહિત વિવેક;
નિશિ નિદ્રા સંભોગ તરુણ, દિવસે અર્થ કુટુંબનું ભરણ. ૩
પુત્ર મિત્ર કલત્ર ધન દેહ, આપોપું ત્યાં જોડે નેહ;
આવ્યા મરણ મોહના બંધ, દેખતો નવિ દેખે અંધ. ૪

ને કારણ કૌરવ નરેંદ્ર, સર્વ ભાવે ભજવો ગોવિંદ;
કીર્ત્તન શ્રવણ સ્મરણ અનુદિન્ન, કરવા વાંછે મુક્તિ જે જંન. ૫
પરમ લાભતણું અવતરણ, અંતે નારાયણનું સ્મરણ;
હરિ ગુણ કથા પવિત્ર બહુ મતી, નિર્મળ થકા રમે જ્યાં યતી. ૬
કહિશ પુરાણ ભાગવત એહ, મુજને પિતાએ ભણાવ્યું તેહ;
યદ્યપિ હું નિર્ગુણ રહીત, પુરુષોત્તમ લીલાએ ચિત્ત. ૭
મન સંતાપ ન આણીશ તાત, તારી જીવી છે દિન સાત;
પુરા* એક ખટ્વાંગ નરેંદ્ર, મુહૂર્તે પદ પામ્યો ગોવિંદ. ૮
ભક્તિયોગ કેરાભગવાન, સૂક્ષ્મ સ્થૂલ બેહુ પેરે ધ્યાન;
વિરાટ પુરુષજ વિશ્વાકાર, પ્રથમે એક એહ પ્રકાર. ૯
હૃદે કમળમા સામળ વાન, મસ્તક મુગટ ને કુંડળ કાન;
ચારે હસ્ત પ્રસન્ન મુખ સદા, શંખ ચક્ર પંકજ ને ગદા. ૧૦
પેહેરણ પીત પટોળી સાર, અંગદ બાહુ રત્ન મણી હાર;
કમલેક્ષણ શ્રી લક્ષ્મણરામ, પદપલ્લવ સેવક વિશ્રામ. ૧૧
કૌસ્તુભમણિ ગળે તુળસી માળ, સૂક્ષ્મ ધ્યાન તણુંગોપાળ†;
એકેકું ધ્યા એવું અંગ, પછી સકલ રૂપ શ્રીરંગ. ૧૨
બેહુ ધ્યાન ધારણા કહી, અંતરમળને ટાળે સહી;
ઉત્તમ એહતણું ફળ જાણ, અવિચળ પદ આપે નિર્વાણ. ૧૩
સકળ દેવનાં એહજ કામ, ભજતાંને આપે શ્રીરામ;
અકામ સકામ મોક્ષ કામદી, તોહે ભજવો કનકાંગદી. ૧૪
ઉગમતો આથમતો ભાણ, આયુ હરે વર્જિત હરિધ્યાન;
તરુવર જ્યમ જીવે નર સોય, ધમણજ શ્વાસ કરંતી જોય. ૧૫
પશુતણી પેર કરે આહાર, નામ ન જાણે તણુંમુરાર‡;
તેને વખાણી દે બહુ માન, ગર્દભ ઉંટ શૂકર ને શ્વાન ૧૬
કર્ણું બીલડું હરિગુણ નવ સુણે, જિવ્હા દાદુરિકા નવ ભણે;
મુકુંદને નવ કરે જુહાર, મસ્તક મુકુટ વહે તે ભાર. ૧૭
પૂજા કરે તણીજગનાથ,‖ કંકણ સહિત નહીં શબના હાથ;
મોરપીછ દર્શન વિન નેત્ર, પાદ વૃક્ષ વર્જિત હરિક્ષેત્ર. ૧૮

---

* પૂર્વે † ગોપાળતણું. ‡ મોરારનું § કાણું.
‖ જગનાથની.

જીવત શબ વૈષ્ણવ વિણબંધ, શ્વાસન શબ તુલસી વિન ગંધ;
રીઝે નહીં હૃદે તું સાર, કૃષ્ણ કથા નેત્રે જલધાર. ૧૯
કીર્તન સ્મરણ વંદન શ્રીહરી, દર્શન સ્પર્શન પૂજા કરી;
તત્ક્ષણ પાપ લોકનાં હરે, શુકજી પ્રણામ તેને કરે. ૨૦
ઉચરી અનેક સુભદ્રા નામ, તેરે શ્લોકે કર્યો પ્રણામ;
સાંભળ પરીક્ષિત તે તું આદ, બ્રહ્મા નારદનો સંવાદ. ૨૧
નારદ કહે વીનતી તાત, પૂછું એક અનોપમ વાત;
ભૂત ભવ્ય બ્રહ્માંડ પ્રકાશ, ઉત્પત્તિ રક્ષણ અને વિનાશ. ૨૨
સકળ ભૂત કેશવ સાધાર, તું વર્ત્તે તેને આધાર;
મારા મનમાં એહ વિવેક, આદિ પુરુષ તે તુંયજ એક. ૨૩
ભણે બ્રહ્મા સુત સાંભળ એવ, આદિ પુરુષ નારાયણદેવ;
અનંત અવિગત વર્જિત શોક, જેના અવયવ કલ્પ્યા લોક. ૨૪
જીવ સ્વભાવ કાલ ને કર્મ, ત્રય ગુણ કારણ કર્ધ્યે ધર્મ;
મુનિવર વેદ યોગ વિજ્ઞાન, સત્ય શમ દમ દયા વ્રત દાન. ૨૫
દેવ યજ્ઞ તપ તીરથ સાર, વર્ત્તે નારાયણ આધાર;
વાસુદેવ સ્વામી સમરથ, તે વિણ નથી અનેરો અર્થ. ૨૬
લીલા વેશ વિષ્ણુ અવતરે, સકળ વિશ્વની ચિંતા કરે;
ભૂત ભવિષ્ય વર્તમાન દેવેશ, હું સરજું તેને આદેશ. ૨૭
કમલમાંહે મારી ઉત્પત્ત, ઉપન્યો પણ નવ જાણું યુક્ત;
જાણું નહીં ગહન ગતિ ગૂઢ, બાહેર આવિ થયો દિગ્મૂઢ. ૨૮
પદ્મનાળે પાછો સંચર્યો, અનેક વાર ત્યાં ફેરા ફર્યો;
પૂરવ સ્થાનક આવ્યો વળી, તપ તપવાણી ત્યાં સાંભળી. ૨૯
સહસ્ર વર્ષ કીધું તપ ધ્યાન, મુજને પ્રસન્ન હવા ભગવાન;
હરિ હર્ષિત તવ દીધો હાથ, ભક્તવત્સલ બોલ્યા જગનાથ. ૩૦
કૃષ્ણ ભણે સુણ બ્રહ્મા વાત, મુજવિણ અવર નહીં કો માત્ર;
મારે વિષે વિશ્વ વિસ્તાર, જેમ સૂત્ર મણિ પ્રોયો હાર. ૩૧
થોડા માંહે કહ્યું અતિ ઘણું, જેવું રૂપજ છે આમતણું;
સ્થિર થઈ સાંભળ વચન વિવેક, ઉત્તમ અડપલ્ર આપ્યો એક. ૩૨
અડપલ્ર આદિ હું અજ છૌં એક, મધ્યે ભાસું હું અજ એક;
સૃષ્ટિવિનાશન હું અજ એક, સદા નિરંતર હું અજ એક. ૩૩

વળી એક અનોપમ ધ્યાન, આતમતત્વે હું નિજધ્યાન;
સર્વ આતમા હું અજ એક, મુજ થકો ચ્યુત નહિ વતરેક. ૩૪
મુજપો બીજો દેખિશ જેહ, તુજને બાધા કરશે તેહ;
બોલ્યું અક્ષર એહજ સાર, મુજપો બીજો તે સંસાર. ૩૫
નિજ ઉપદેશ દેઈ ભગવાન, તતક્ષણ થયા અંતર્ધાન;
માયા રૂપ દેખાડ્યું સર્વ, જાણ્યું નગર તણું ગાંધર્વ*. ૩૬
બ્રહ્મા પામ્યા નિજ પ્રબોધ, નારદને દીધો સંબોધ;
નારદ વેદવ્યાસ સંવાદ, શૂક ભણે મુજ પિતાપ્રસાદ. ૩૭
રાજા ભણે મોક્ષ ને બંધ, જીવ દેહ કેઇ પેર સંબંધ;
મુજને ઉત્તર આપો એવ, વળતા બોલ્યા શ્રી શુકદેવ. ૩૮
ઘટ આકાશ આતમા સંગ, સંકેતો જયમ રજ્જુ ભુજંગ;
બંધ મોક્ષ બેહુ ભ્રમ માત્ર, સવિતા વિષે યથા દિન રાત્ર. ૩૯
ઉપાધિ ભેદ એણી પેરે જાણ, રંજિત કુસુમ સ્ફટિક પાષાણ;
ઘટઘટ પ્રતે જુજુવા નરેંદ્ર, એક અનેક યથા જળ ચંદ્ર. ૪૦
અનાદિ જીવં દેહ સંયોગ, વ્યાધીને વળગ્યો જયમ રોગ;
અજ્ઞાનને કીધો અભ્યાસ, જાણે સ્વપ્ન દૃષ્ટ પ્રકાશ. ૪૧
સૂખ દુઃખ છે નિમિત્ત ભ્રમ, અંતઃકરણતણું નિજ કર્મ;
અંતઃકરણ જયહાં નવ ગળે, ત્યાં લગ ભવ દુઃખ ભ્રાંતિ ન ટળે. ૪૨
સંક્ષેપે ગુરુનો આદેશ, મોક્ષતણાં સાધન બોલીશ;
કહિશ ઉપાય તેહનો સહી, જેણે જન્મ પામિયે નહીં. ૪૩
ભૂતદયા નિજ વર્ણાચાર, સત્ય શ્રદ્ધા સંતોષ વિચાર;
ચિત્ત શુદ્ધ થવાને યુક્તિ, વિષ્ણુ તણી પામે નિજમુક્તિ. ૪૪
એક મને ભજતાં ભગવાન, ભક્તતણું ટાળે અજ્ઞાન;
કરે દયા સ્વામી ગોવિંદ, આપે નિજપદ પરમાનંદ. ૪૫
ભીમ ભણે કથા એ સાર, ધ્યાન શ્રદ્ધા વિવેક વિચાર;
દ્વિતીયસ્કંધ જ્ઞાન નિર્વાણ, એટલે કળા પોહોંતી જાણ. ૪૬

ઇતિ શ્રી વિષ્ણુદાસ ભીમવિરચિત હરિલીલા
ષોડશકળાની ત્રીજી કળા સમાપ્ત.

---

* ગાંધર્વનું.

## કળા ૪ થી.

### પૂર્વછાયો.

વળી એક ઉત્તમ કહું, વિષ્ણુતણે પ્રસાદ;
મહા મુની મૈત્રેય ને, વિદુરતણો સંવાદ. ૧

### ચોપાઈ.

એક વાર ધૃતરાષ્ટ્ર રાય, ઉપન્યો શોક તેહ મનમાંય;
રાતિ વિદુરે કહ્યું એકાંત, પુછે રાજા કારણ શાંત. ૨
વિદુર ભણે સુણ સાચું વયણ, પૂટ્યાં હૃદયતણાં નિજ નયણ;
એક પુત્ર દુર્યોધન કાજ, કાંએ નિગમે અવિચલ રાજ. ૩
એક શકુનિ ને દુર્યોધન, કર્ણ કુમંત્રી દુઃશાસન;
દુષ્ટ ચતુષ્ટય એ અવતાર, કૌરવવંશતણા અંગાર. ૪
જે શીખામણ દીધી રાતે, તેહ સભાયે સુણી પ્રભાતે;
કોપ્યો દુર્યોધન ભૂપાળ, વિદુર તેડીને દીધી ગાળ. ૫
વિદુરે તે વાણી સાંભળી, મનમાંહે ઉપની અતિ રળી;
રાજા દ્વાર નિવેખી બાણ, કીધું તીરથ ભણી પ્રયાણ. ૬
બ્રહ્મચર્ય શમ દમ તપ ધ્યાન, ભોમિ શયન અપભક્ષણ પાન;
એકાએક વિચરે ઉદાસ, એમ કરતાં આવિયા પ્રભાસ. ૭
સુણી વાત હસ્તિનાપુર માંય, રાજ્ય કરે યુધિષ્ઠિર રાય;
વેગે ચાલ્યો સાહસ ધીર, ઉદ્ધવ મળિયા યમુના તીર. ૮
એહુ ભક્ત તણાભગવાન*, સાહસ સત્ય ને શીલ સમાન;
ક્રિયા યોગ પરમારથ ધ્યાન, ભક્તિ વૈરાગ્ય તુલા વિજ્ઞાન. ૯
એક મને કૃષ્ણ પતિપ્રાણ, તેનું કેઇ પેર કરૂં વખાણ;
ભીમ ભણે વિચાર નવ લહું, અધિકો ઓછો કોને કહું. ૧૦
બાન્ને માંહોમાહે પ્રણામ, શ્રીવાસુદેવ કૃષ્ણ ને રામ;
યાદવ સહિત સકલ પરિવાર, કુશલ વાર્તા પૂછી સાર. ૧૧
ઉદ્ધવ બોલ્યા ગદગદ કંઠ, કૃષ્ણદેવ પોહોંસા વૈકુંઠ;
ભાર ટાળવા વિશ્વાવાસ, યાદવાસ્થલી કીધી પ્રભાસ. ૧૨

---

* ભગવાનના,

મુજને જ્ઞાન કહ્યું ગોવિંદ, અતિશય ઉત્તમ હે યોગીંદ્ર;
વિદુર ભકત વિસાર્યો નહીં, મૈત્રેયની શિખામણ કહી. ૧૩
ચાલ્યા વિદુર હિતારથ લેય, ગંગાતીરે મળ્યા મૈત્રેય;
કરી પ્રણામ વિચાર વિવેક, વિવિધિ વચન પૂછ્યાં અનેક. ૧૪
કહો મુનિવર લીલા જગદીશ, ઉત્પત્તિ તત્વ તણીચોવીશ*;
મહા પુરુષની રચના કહી, વિદુર વચન તે પ્રીછ્યાં સહી. ૧૫
અનંત નાભિ કમલ મહિમાય, બ્રહ્માની ઉત્પત્તિ તે માંય;
સ્તવન કરી સંતોષ્યા હરી, દશવિધિ સ્વર્ગ સૃષ્ટ વિસ્તરી. ૧૬
દ્દદે સુર અસુર યક્ષ નર નાગ,સ્થાવર જંગમતણા વિભાગ;
ચૌદ લોક સર્જ્યા બહુ જંન, યથા વાસના વિકલ્પ મંન. ૧૭
કાલ અંશ પ્રમાણુજ યુક્તિ, સનકાદિક કેરી ઉત્પત્તિ;
સ્વર્ગ ધરા અતુલ મહિમાય, પ્રગટ્યું રૂપ તણુંવારાહ. ૧૮
ગર્ભ ધ્યાન સબલ અસુરાક્ષ,બાંધવ હિરણ્યકશિપુ હિરણ્યાક્ષ;
મુનિવર શાપ કારણે તેહ, વૈકુંઠનાથે અનુગ્રહ એહ. ૧૯

## પૂર્વછાયા.

સબળપણું હિરણ્યાક્ષતણું, વરાહશું સંગ્રામ;
તત્ક્ષણ તેનો વધ કરો, દેવ સ્તવે શ્રીસ્વામ. ૨૦
કારણ સૃષ્ટિતણું કહ્યું, કર્દમ તપ મહિમાય;
પુત્ર કામે વર પામિયા, દેવહૂતી વિહિવાય. ૨૧
વિચિત્ર ભોગ કપિલ જન્મ ને, વિષ્ણુ ભકિત વિચાર;
કથા તત્વ ચોવીશની, પ્રકૃતિ પુરુષ વિચાર. ૨૨
અવિચલ પદની પ્રાપ્તિનો, છેજ અનુક્રમ એહ;
કપિલ કહે માતા પ્રત્યે, બોલિશ સાધન તેહ. ૨૩

## ચોપાઈ.

પ્રથમ પુરુષને શ્રદ્ધા સાર, વર્ણ ધર્મ જાણે આચાર;
કામતણી વાંછા નવ કરે, નિમિત્ત નિસ કર્મ આચરે. ૨૪
સેવે ચર્ણ સદા શ્રીરામ, જિવ્હા અગ્ર વસે હરિનામ;
શ્રીપતિ સેવક જન સાધાર, ટાળે દોષ તણાસંસાર†. ૨૫

---

* ચોવિશની. †સંસારના.

હિંસા ન કરે કેરીભૂત*, બાહેર રક્ત માંહે અવધૂત;
મુક્તિ પામવા ઉપરે મુદા, નેતિ નેતિ વિચારે સદા. ૨૬
ક્ષુધા તૃષા નિદ્રા ભય વ્યાધ, જન્મ જરા મૃત્યુ દોષ અગાધ;
ક્ષણભંગુર વપુકેરો અંત, નેતિ સદોદિત એક અનંત. ૨૭
પુત્ર કલત્ર મિત્ર ધન દેહ, મૂકે મમતા તણો સનેહ;
અધિક લોભ મનમાં નવ ધરે, યાવત્ અર્થ પરિગ્રહ કરે. ૨૮
કામ ક્રોધ છાંડે મદ રાગ, વિષયા ભોગ વિષય વૈરાગ;
શમ દમ બ્રહ્મચર્ય સમુદાય, સાધુ પુરુષના પ્રણમે પાય. ૨૯
સર્વ તત્ત્વ જાણે વિજ્ઞાન, રાગ દ્વેષ વર્જિત અભિમાન;
સર્વ ભૂતસમ શાંતિ રેહ, સાધૂ પુરુષ ભણીજે તેહ. ૩૦
પૂછે બંધન મોક્ષ વિચાર, વળતું કહે ગૃહે તે સાર;
ગુરુનું વચન હિતારથ જેહ, વળિ વળિ અહનિશિ ચિંતે તેહ. ૩૧
નિશ્ચલ ધ્યાન એણીપેરે ધ્યાય, માંડે તેહતણો ઉપાય;
જન્મનો કોલાહલ પરહરે, સંગતિ કોઇ તણી નવ કરે. ૩૨
લિંગે રહિત ધરે નિત વેષ, સેવે તીરથ ઉત્તમ દેશ;
પુણ્ય ભોમિ જ્યાં અન્ન સુકાલ,તસ્કર વસુધા ભય નહિ વ્યાલ. ૩૩
સત્ત શૌચ મજ્જન મન શાંત, ભક્ષ ભોજ નર દે એકાંત;
અંગ કૂર્મતણિ પેરે કરે, સર્વ ઇંદ્રિય પાછી સંવરે. ૩૪
આસન રુચિ નિરંજન ઠામ, શ્રદ્ધા સહિત ધરે નિત ધ્યાન;
અંતર્યામી આત્મા રામ, દેહાદિક તજે અભિમાન. ૩૫
અંતર ધ્યાન એણીપેર ધરે, બાહેર અર્થ દૃષ્ટિ વીસરે;
થોડા કાળ માંહે આનંદ, પામે નિજપદ પરમાનંદ. ૩૬
રાજયોગ મેં વર્ણ્યો એહ, પામે નર એકમનો જેહ;
શ્રદ્ધા ક્ષમા દયા તપ દાન, હોયે ભક્ત તણોભગવાન†. ૩૭
જ્ઞાન તણો ઓલ્યો અભ્યાસ, આચરતાં છૂટે ભવ પાશ;
ભણતાં ટાળે સૌ સંતાપ, સાંભળતાં નાસે ભવ પાપ. ૩૮

પૂર્વ છાયો.

ભક્તિયોગ ભૂધરતણો, નવ લક્ષણ ગુણ ત્રણ્ય;
સાત્વિક રાજસ તામસી, ઉત્તમ મધ્યમ હીન. ૩૯

---

* ભૂતકેરી. † ભગવાનના.

## ચોપાઈ.

હિંસાકાજ ભક્તિ જે કરે, દંભકપણું મનમાંહે ધરે;
મત્સર સહિત સદા નર જેહ,તામસ ત્રિવિધિ ભણીજે તેહ. ૪૦
ભોગ પામવાતણે ઉદ્દેશ, તે કારણ સેવે દેવેશ;
અષ્ટ મહા સિદ્ધિ વાંછે જેહ,રાજસ ત્રિવિધિ ભણીજે તેહ. ૪૧
પાપ નાસવા કારણ ભજે, શ્રીવિષ્ણુને એક મને યજે;
અકામ વિધિ આચારે જેહ, સાત્વિક ત્રિવિધિ ભણીજે તેહ. ૪૨
અહનિશિ હૃદે વસે ગોવિંદ, અંતરયામી પરમાનંદ;
ભક્તિ હિતાર્થે ભજે નર જેહ, નિર્ગુણ ભક્તિ ભણીજે તેહ. ૪૩
પુણ્યે પામીજે સુર લોક, પાપ પ્રભાવે નરક બહુ શોક;
એહુ મિશ્ર કરે નર યદા, યોનિ માનુષી પામે તદા. ૪૪
અતિશે દુર્લભ માનુષ દેહ, ભવસાગરતું વાહન એહ;
હરિગુણ સેવા પ્રેરે જેહ, તરવા ઊપર આત્મા તેહ. ૪૫
ભણે મૈત્રેય વિદુર સુણ વાત, એણીપેર વિવિધ વચન નિજ માત;
પુત્ર કપિલે દીધો પ્રતિબોધ, કીધો ઈંદ્રે પ્રાણનિરોધ. ૪૬
સિદ્ધ ક્ષેત્ર ઉત્તમ ભુવિમાંહે, સાન્નિધ્ય શ્રીસરસ્વતી પ્રવાહ;
બિંદુ સરોવર બેઠા ધ્યાન, દેવહુતી પામ્યાં વિજ્ઞાન. ૪૭
ભીમ ભણે ત્રીજે તેત્રીશ, રૂપક આઠ આગળ ચાળીશ;
લીલા પ્રથમ સ્વર્ગ વિસ્તાર, પાયો એક કળા થઇ ચાર. ૪૮

ઇતિ શ્રી વિષ્ણુદાસ ભીમ વિરચિત
ષોડશકળામાં ચોથી કળા સમાપ્ત.

---

## કળા ૫ મી.

### પૂર્વછાયા.

આખ્યાન ચાર ચોયેજ છે, ભૂધર ભક્તાધીન;
સ્ત્રી ગૌરી બાલક ધ્રુવ, પૃથુરાજા પ્રાચીન. ૧
અન્વય મુક્તિકથાતણો, દક્ષપુત્રી વિવાહ;
યાગ પ્રજાપતિતણો, કીધો અતિ ઉત્સાહ. ૨

શિવ બેઠા ઊઠયા નહીં, દક્ષ કોપ મનમાંહે;
શાપ ભૃગુ નંદી તણો, દીધો માંહો માંહે. ૩

## ચોપાઈ.

દક્ષે મહા પશુ માંડયો યાગ, રુદ્રતણો નવ કીધો ભાગ;
યજ્ઞપુરુષ વિણ હવો ઉછાહ, જાણે વર પાખે વીવાહ. ૪
સતી ભણે શંકર અવિધાર, માંડયો યાગ પિતાગૃહદ્વાર;
મારા મનમાં હરખ અપાર, મળવા સખી કુટુંબ પરિવાર. ૫
શંકર ભણે સતી સુણ સહી, વણ તેડયાં તો જાવું નહીં;
ગયા પછી કો નવ દે માન, મરણ સરીખું એ અપમાન. ૬
વળી વળી માન માગે સતી, કર જોડીને કરે વિનતી;
અતિ ઘણું રળિયાતજ થઈ, પિહેર જવાની મતિ થઈ. ૭
ઈશ ભણે ઉમયા સુણ વાત, દક્ષ અદક્ષ તમારો તાત;
તન ધન યૌવન ગર્વ અપાર, જાણે નહીં વિવેક વિચાર. ૮
અનેક પેરે શિખામણ કહી, વારંતાં ઉમયા નવ રહી;
રોષ ભરી તે મનમાં થઈ, વૃષભ ચઢીને પિહેર ગઈ. ૯
ઉમયા આવી સાંભળી સહી, માબાપે બોલાવી નહીં;
સ્વજન કુટુંબ કો નવ દે માન, દક્ષતણે ઘટ વિપરિત સાન. ૧૦
જ્યમ નિજ દેશ રહિત રાજાન, ઉમયાએ દીઠું અપમાન;
સતી ભણે સાંભળહો તાત, શિવ વિણ અશિવ કરિશ ઉત્પાત. ૧૧
વિદ્યા તપ વપુ વય કુલવંત, શાંતિતણો ગુણ ભણિયે નિત્ય;
અસંતને જે આપે યદા, વિપરિત ફળ પામે તે તદા. ૧૨
તુજ ઉત્પન્ન માહરો દેહ, કુચ્છિતાન્ન જ્યમ છાંડું તેહ;
દુર્જન સંગતિ કેરો દોષ, તન તજે થાયે નિર્દોષ. ૧૩
બેઠાં આસન ઉત્તર દિશે, પ્રાણ અપાન બેહુ આકર્ષે;
યોગાનલ ઉપજાવી બહુ, વપુ વજ્ર પ્રજ્વાળ્યું સહુ. ૧૪
વર્ત્યો હાહાકાર તે વાર, શંકર સેવક કરતા માર;
ઊઠયા ક્રોધ કરીને જેહ, ભૃગુકૃત્યા ગણે છતી તેહ. ૧૫
તેટલે વાત ગઈ કૈલાશ, કોપ્યા રુદ્ર કરે નિશ્વાસ;
તોડે જટા સંતાપ શરીર, વીરભદ્ર ઉપજાવ્યો વીર. ૧૬

દીધી આજ્ઞા ચાલ્યો તેહ, અનેક ગણ સંઘાતે લેહ;
ક્રોધ કરી વિધ્વંસ્યો યાગ, સાલા સુર જે લેતા ભાગ. ૧૭
એકતણું ઉપાડયું કુંચ, એક તણી લુંચી એક મૂછ;
એકનું વાંકું કીધું વદન, એકનાં કાઢયાં બેહુ નયન. ૧૮
એકના ફૂટી પાડયા દંત, જાણ્યું એ કરશે કલ્પાંત;
એકનું હૃદે કમળ ભેદિયું, દક્ષતણું મસ્તક છેદિયું. ૧૯
બ્રહ્મા પોહોંત્યા ગિરિ કૈલાશ, શિવ સંતોષ્યા લીલ વિલાસ;
વેગે આવી વાર્યા તેહ, દક્ષતણો જીવાડયો દેહ. ૨૦
હર આવ્યા પરિપૂરણ યાગ, રુદ્રતણો ત્યાં કીધો ભાગ;
સસરા જમાઈકેરો ક્રોધ, ટાળ્યો માંહો માંહે વિરોધ. ૨૧

## પૂર્વછાયા.

ઉત્તાનપાદ રાજાતણો, પુત્ર ભણીજે જેહ;
પિતાતણા સિંહાસનપર, જઇ ખોળે બેઠો તેહ. ૨૨
દીઠો માતા મંત્રીએ, પુત્ર લડાવે બાપ;
મર્મ વચન વનિતા કહે, મનમાંહે પરિતાપ. ૨૩
ભાગ્યહીન નારીતણા, પુત્ર નવ ધરે આજ;
મારી કૂખે અવતરે, તો તું પામે રાજ. ૨૪

## ચોપાઈ.

ઊઠયો પુત્ર ક્રોધ મન ધરી, માતાને પ્રદક્ષિણા કરી;
ચાલ્યો વન સેવે દેવેશ, નારદે દીધો નિજ ઉપદેશ. ૨૫
ક્ષુધા તૃષા નિદ્રા પરહરી, એક મને આરાધે હરી;
પ્રસન્ન હવા સ્વામી ભગવાન, અવિચળ પદ આપ્યું વરદાન. ૨૬
વળી વિષ્ણુ આપે વર એહ, અણુવાંછિત પિતાઘરે જેહ;
ભોગ ભોગવે કહે જગદીશ, રાજ સહસ્ર વર્ષ છત્રીશ. ૨૭
પુત્ર આવિયો પાછો વળી, વધામણી તાતે સાંભળી;
આપ્યાં રત્ન કનક ભંડાર, ઘેર ઘેર ઉત્સવ મંગલ સાર. ૨૮
પિતા તણી અનુજ્ઞા કરી, પાળ્યું રાજ્ય સંતોષ્યા હરી;
અંતકાળે વન છાંડયો દેહ, અવિચળ પદ પામ્યો ધ્રુવતેહ. ૨૯
ગ્રહ નક્ષત્ર તારા મુનિજંન, તે પાખળે ફરે અનુદિંન;
વિષ્ણુભક્તિકેરો મહિમાય, પ્રત્યક્ષ પેખ્યો એ ધ્રુવરાય. ૩૦

અંગતણો સુત રાજા વેન, યાગ ભાગ લોપીઆ તેણ;
પ્રજા પીડાતણો સંતાપ, વિપ્રતણો તે પામ્યો શાપ. ૩૧
મુનિવર મળિને મથિયા બાહુ, વિષ્ણુકલા સંભવી તે માંહુ;
પૃથુ ઉપન્યા હરખિયા સહુ, સ્તવન કરે બંદીજન બહુ. ૩૨
અંન મેદિની* મેલે નહીં, તેહ ઉપરે કોપિયો સહી;
વેગે કીધું ધનુષ સંધાન, બીતાંધરા‡ સ્તવે રાજાન. ૩૩
મુનિવર સુરનર સન્મુખ હુવા, કિંનર વસ નાગ જૂજુવા;
ધરા દોહી જાણે સૂરભી, પાત્ર ભેદ નાના ઓષધી. ૩૪
અશ્વમેધ આરંભ્યો નરેંદ્ર, સમ્યક્ હાર મનાવ્યો ઈંદ્ર;
વેગે આવ્યા શ્રીભગવાન, પ્રસન્ન હુવા આપ્યું વરદાન. ૩૫
એક મને સેવે દેવેશ, પ્રજાને દીધો ઉપદેશ;
પાળે રાજ વિવેક વિચાર, આવ્યા મુનિવર સનત્કુમાર. ૩૬
તેણે કીધો બહૂ પસાય, સુણી વચન વન ચાલ્યા રાય;
અહનિશ અંતરયામી ધ્યાન, રુદ્રગીત પામ્યા વરદાન. ૩૭

પૂર્વછાયા.

પિતા વૃદ્ધ બહુ કર્મે જડ, પામે નહીં પ્રબોધ;
રાજાના હિત કારણે, નારદ કહે નિજ બોધ. ૩૮
જેહ પશૂ તેં મારિયાં, નિર્દયપણે નરેંદ્ર;
તે પરલોકે તુજ આવતાં, ઊભાં તેનાં વૃંદ. ૩૯
અંતરિક્ષ આવી રહ્યાં, લોહાકેરાં શૃંગ;
કટકા સહસ્ર વિહારવા, વેરી કેરાં અંગ. ૪૦
તે દેખી બીહીનો અતિ, રાજા વિસ્મય મંન;
કથા મિશે નારદ કહે, અધ્યાતમ આખ્યાન. ૪૧

ચોપાઈ.

રાજા એક પુરંજન નામ, નિજ અંતઃપુર તેનો ઠામ;
મનવેગી હય ચઢિયો તેહ, સબળ લોક સંઘાતે લેહ. ૪૨
સમ્યક્ સ્વર્ગ લોક વિશાળ, અનેક પેર જોયું પાતાળ;
અધક્ષણ એક ન આવે શાંતિ, મૃત્યુ લોક જોવાની ખાંતિ. ૪૩

---

* પૃથ્વી. †–‡ બીનેલી પૃથ્વી.

ચાલ્યો સપ્ત પુરી અનુસરી, વિવિધ વેલાઉલિ પાટણ પુરી;
ફર્યો લક્ષ ચોર્યાશી ગ્રામ, પામ્યો નહીં કહીં વિશ્રામ. ૪૪
હેમાચળની દક્ષિણ દિશે, પુરી એક અનોપમ વસે;
નવખારી નગરી વિસ્તાર, ગોખ જાળિયાં વિસમા માળ. ૪૫
પાછળ સપ્ત ધાતુ પ્રાકાર, ઉઠ કોટી કોશીસાં સાર;
ઓહોતંર કોશ વિષયા વંન, નિર્મળ નદી વહે અનુદિન. ૪૬
એક અધોમુખિ નરકનું દ્વાર, રક્ષપાળ ત્યાં મૃત્યુ તલહાર;
પૂરવ પોળે વસે વાગીશ, છત્ર શ્વેત લાંહાં છત્રીશ. ૪૭
નાના રસ સુગંધી મહિમાય, ચમર ઢળે ને વિંજે વાય;
દીપ દિવટિયા દીવા ધરે, હસ્તિ પાયદલ રક્ષા કરે. ૪૮
ચાર પદારથ પૂરિત તેહ, સકળ પુરીમાં ઉત્તમ એહ;
મસ્તકેક પંચ પરધાન, સૌકોને આપે સન્માન. ૪૯
હાટ પીઠ ચોવટાં અપાર, મઠ મંદિર નવ લાભે પાર;
વિચિત્ર મોટો એક અવાસ, સોળ ખુણા ઉંચો પ્રકાશ. ૫૦
સકળ સુલક્ષણ તેહ મુઝાર, વસે એક ગુણવંતી નાર;
સહિત સખી દશ સોહે રૂપ, તે દેખી મન રંજ્યું ભૂપ. ૫૧
રાજા ભણે સુણો ભામિની, કોણ તાત માત તમતણી;
મુજ સરખો સમરથ ભરતાર, બીજો નહિ એણે સંસાર. ૫૨
વનિતા કહે રાય અવધાર, ઉત્તમ ઘેર મારો અવતાર;
મજ સમોવડ વાંછું ભરતાર, તારે દર્શને હરખ અપાર. ૫૩

## પૂર્વછાયો.

માંહોમાંહિ સમય કર્યો, નરનારી સંયોગ;
રાજા મોહ્યો માનની, વિલસે નાના ભોગ. ૫૪

## ચોપાઈ.

મણિ માણુક મહા રત્નભંડાર, વેરી સહૂ મનાવ્યા હાર;
અનહદ વાજે ઘોર નિશાણ, ત્રણ્ય લોક વરતાવે આણ. ૫૫
એક વાર મૃગયા વન ગયો, પ્રહર સમય તે પાછળ થયો;
રાણી કહે વીનતી રાય, તમવિન ઘડિ વરસો સો થાય. ૫૬

ક્રીડા કરે રાત્ર દિન એહ, એહે ભાવે માનુષ દેહ;
સમ્યક્ વનિતાએ છળ્યો તેહ, જ્યમ જ્યમ કહે કરે સમ તેહ ૫૭
સંતતિ બેટા બેટી બહુ, આવળી સવળી ટીંડે વહુ;
જમાઇ દોહિત્ર અપરપાર, તેહતણો વાધ્યો પરિવાર ૫૮
અનેક દિવસ ગયા તે વહી, મરણ દુઃખ વીસરિયુ સહી;
કાળ શિચાણો દેખે નહીં, મંદિર બેઠો નિર્ભય થઇ. ૫૯
કામ ક્રોધ મત્સર અહંકાર, પુણ્યતણો વીસર્‌યો વિચાર;
સબળપણે વેરી લોપિયા, અવસર આવે તે કોપિયા. ૬૦
કાળતણી કન્યા રાક્ષસી, દળ લેઈ આવી ધસમસી;
અષ્ટોત્તરશત સખિ સંઘાત, નગરમાહે માંડ્યો ઉત્પાત ૬૧
ત્રણ્ય મહા ભડ પાયક તેર, તેણે ગઢ વીંટયો ચોફેર;
માહે સેનાપતિ સરીશ, યુદ્ધ કરે રાવત એકવીશ. ૬૨
તત્ક્ષણ સર્વકોના બળ હર્યા, કોટકાંગરા જર્જર કર્યા;
પોળતણા છાજા પાડિયા, ગોખ જાળિયા ઊજાડિયાં ૬૩
કાંપે નગરનિવાસી લોક, રાજાના મનમાહે શોક;
રાણીતણે ઘટ નહિ કંઇ સાન, તાલાવેલી કરે પ્રધાન. ૬૪
ભેળ્યું નગર લોક લુંટિયા, સામા થયા તેને કૂટિયા;
મણિ માણક ધન લીધું હરી, નગરી બારે વાટે કરી ૬૫
મરતા રાયતણે મન મોહ, વહાલી વનિતાતણો વિછોહ;
સ્ત્રીજન્મ પામ્યો તેણે કરી, વિદર્ભ રાય ઘેરે દીકરી ૬૬
સુભટ એક મોટો રાજાન, વિવેક વિચાર ભક્તિ ભગવાન,
તે તેડાવ્યો દેઈ માન, કન્યા કેર દીધુ દાન ૬૭
પુરુષતણી પરિચર્યા કરે, અહનિશિ વિષ્ણુધ્યાન મન વરે;
પતિભક્તિ હોએ નિર્દોષ, સાધુ સમાગમે પામી મોક્ષ. ૬૮
વળી એક દેઈ સન્માન, મૃત્યુતણું કહિયું આખ્યાન,
રાજા પામ્યો આતમજ્ઞાન, નારદ પોહોત્યા નિજ સ્વસ્થાન. ૬૯
પ્રચેતા સત તે શુદ્ધ અપાર, તેને દક્ષ પુત્ર અવતાર;
અહનિશિ સેવે પુરુષ પુરાણ, અવિચળ પદ પામ્યો નિર્વાણ ૭૦
ભીમ ભણે ચોથે વીસર્ગ, ભણીએ દ્વાર તણું અપવર્ગ;
એહ કથા મારે મન ગમી, પોહોતી પવિત્ર કળા પાચમી. ૭૧

**ઇતિશ્રી વિષ્ણુદાસ ભીમ વિરચિત હરિલીલા ષોડશ કળામાં પાચમી કળા સમાપ્ત.**

## કળા ૬ ઠી.

### પૂર્વછાયો.

પાંચમે પ્રિયવ્રતનો, વંશ વર્ણું વિસ્તાર;
મર્યાદા ત્રિભુવનતણી, બોલિશ એહ વિચાર. ૧

### ચોપાઈ.

પ્રિયવ્રત રાજા તપ આચરે, રાજ્યતણી ચિંતા નવ કરે;
ગિરિ ગંધમાદનની મોઝાર, એક મને તે ભજે મુરાર. ૨
પિતા કહે નાના ઉપદેશ, ગૃહબંધન નવ કરે પ્રવેષ;
બ્રહ્માને આદેશે કરી, પાળે રાજ્ય યથા વિધિ કરી. ૩
કીધા સાગર દ્વીપ વિવેક, તપ તીરથ વ્રત યાગ અનેક;
વિષ્ણુધ્યાને છાંડયો નિજદેહ,અવિચળ હરિપદ પામ્યો તેહ. ૪
આગ્નીધ્ર તેહનો કુમાર, રાજ્ય કરે નવનિધિ ભંડાર;
તેહતણો સુત નાભિ નરેંદ્ર, સુત માટે યાચ્યા ગોવિંદ. ૫
તેને મેરૂદેવી નાર, તેની કુક્ષે વસ્યા મુરાર;
પુત્ર જન્મિયો હરખ અપાર, ઋષભદેવ અચ્યુત અવતાર. ૬
યાગ દાન નાના વિધિ ભોગ, જાણે સમ્યક્ આતમ યોગ;
પુત્રતણીપેર પાળે લોક, દેઈ ઉપદેશ ટાળીઆ શોક. ૭
વાસવસુતા જયંતી જેહ, ઋષભદેવ ઘેર નારી તેહ;
શત સંખ્યા તેને સંતાન, તેમાં વડો ભરત અભિધાન. ૮
તે માંહે નવ ખંડ નરેંદ્ર, ઊર્ધ્વરેતા નવ યોગેંદ્ર;
એકાશી દ્વિજ દીક્ષા વહે, તેમને રાજા પ્રબોધ કહે. ૯

### ભુજંગ પ્રયાત.

અરે પુત્ર સાંભળો સાચો સંકેત, જેણે કારણે બંધ મોક્ષાદિ હેત;
થોડા માંહે કહું વિચારજ રૂડો, હરિ સત્ય સ્વરૂપ સંસાર કૂડો. ૧૦
એ દુર્લભ માનુષા દેહ યોગ, તેણે કાં વાંછો વિષયનો ભોગ;
જેહ પૂર્વ પુણ્યતણે છે પ્રભાવે, દુઃખતણી પેર અણુ વાંછિત આવે. ૧૧
વિષયા સુખ લે શ્વાન શૃગાલ મેષ, વળી ખર ઊંટ અસુર નર વિશેષ;
પામ્યા જ્ઞાનાંતર જો માનુષ દેહ, પ્રબોધ રહિત જે પુરુષ પશુ તેહ. ૧૨

## શ્લોક.

आहारनिद्राभयमैथुनानि सामान्यमेतत्पशुभिर्नराणां ।
ज्ञानं नराणां अधिकोविशेषः ज्ञानेन हीनाः पशुभिः समानाः ॥१२॥

### ભુજંગ પ્રયાત.

તપસા તણું મૂળ એ દેહ જાણો, તેણે શાને પ્રમાદ અહંકાર આણો;
તપ આચરતાં મન શુદ્ધ થાયે, જેણેથી માયા મોહ અજ્ઞાન જાયે. ૧૩
મમતા અહંકાર કામ ક્રોધ ચેત, મોહ મદ મત્સર તૃષ્ણા સમેત;
સ્ત્રી પ્રસંગી તણો સંગ જેહ, નાના વિધિ નરક તણું દ્વાર તેહ. ૧૪
સત્સંગતિ તો ટાળે પાપ, નવ લાગે દુષ્ટ સંસારનો તાપ;
એકે મને કરે સાધુની સેવ, તેને મોક્ષનો માર્ગ કેહે છે દેવ. ૧૫
જે સમચિત્ત રહિત રાગ દ્વેષ, કહ્યાં નર સંતનાં લક્ષણ એષ;
આદર કરી અનુસરો તે ઉપાય, ચાલ્યા ઉપદેશ દેઈને રાય. ૧૬
હુઆ કાક પક્ષી પશુ વિવિધિ લિંગ, ભક્ષ અજગર સમ નિરિચ્છ સંગ;
દિગંબર જડ મૂક અવધૂત વેષ, ફરયા કંકણ બંગાલ કર્ણાટક દેશ. ૧૭
તેનો અભિપ્રાય કોણે નવ જાણ્યો, જેણે જેસો દીઠો તેણે તસો આણ્યો;
છાંડી નિજ પવિત્ર માર્ગ વેદ કર્મ, અને માંડયા અનેક પાખંડ ધર્મ. ૧૮
મુખ પાખે પાષાણ પર્વત માંહે, બેઠા આસને વંન કેરે દાહે;
એણીપેરે છાંડયું કલેવર એવ, સ્વસ્થાનક પોહોંચ્યા શ્રી ઋષભદેવ. ૧૯

### ચોપાઈ.

તેહતણો સુત ભરત નરેંદ્ર, જાણે કે અવતરિયો ઇંદ્ર;
પાળે રાજ યથાવિધિ કરી, અંતકાળે મમતા પરહરી. ૨૦
મોટું તીરથ ઉત્તમ ઠામ, નદી ગંડકી શાલિગ્રામ;
તસ્કર રહિત નિરંજન દેશ, એક મને સેવે દેવેશ. ૨૧
હરણી વ્યાધે માર્યું બાણ, નાંખ્યો ગર્ભ ને છાંડયા પ્રાણ;
બાળક પૂર તણાણું જાય, દયા કરીને લીધું રાય. ૨૨
રાત દિવસ તે ઉપરે મોહ, અધક્ષણ તેનો ન સહે વિછોહ;
એમ કરતાં તે પામ્યું મરણ, તે ધ્યાને રાય થયા હરણ. ૨૩
સમરે મમતાતણો વિલાસ, એકાકી તે રહે ઉદાસ;
નદી ગંડકી છાંડયો દેહ, બ્રાહ્મણ ઘેર અવતરિયા તેહ. ૨૪

પિતા ભણાવે સમ્યક્ સહી, મૂકતણી પેરે બોલે નહીં;
મૂરખ જાણે નહીં વિચાર, રાખે સાલતણાં કેદાર. ૨૫
આવ્યા ચોર અંધારી રાત, કરી કાલિકા કેરી જાત્ર;
નાહું પશૂ ન લાભે યદા, સઘળે જોતા હીંડે તદા. ૨૬
દેખી અતિ ઘણો મોટો દેહ, પશુતણીપેરે બાંધ્યો તેહ;
મજ્જન ભોજન દઇ સુંદર કર્યો,લઈ કાલિકા આગળ ધર્યો. ૨૭
દેવીના મનમાંહે તાપ, જાણ્યું એ વળગ્યો સંતાપ;
કાઢ્યું ખડ્ગ તે રોષે કરી, ચોરતણાં શિર લીધાં હરી. ૨૮
સિંધુ દેશનો રહૂગણુ રાય, કપિલ કને તે ભણવા જાય;
તે જડ બ્રાહ્મણ વેઠે ધર્યો, લેઇ શિબિકાએ જોતર્યો. ૨૯
જાણે નહીં પાલખી વહી, તેને રાયે શિખામણ કહી;
મોટો આમિષપૂરિત દેહ, મર્મ વચન બોલિયો તેહ. ૩૦
તુજને વળગ્યો પ્રમાદ રોગ, તેની કરૂં ચિકિત્સા યોગ્ય;
જડ ઉન્મત્ત સરીખો ભૂત, વળતું વચન કહે અવધૂત. ૩૧

મોટો દેહ વહે નહિ યાન, છાંડો એ મિથ્યા અભિમાન;
એક જોતરિયા એક સારથી, બીજો અશુભ પદારથ નથી. ૩૨

રાજા સેવક કેરો ન્યાય, એ અજ્ઞાનતણો મહિમાય;
કાયા પંચભૂતનો બંધ, મુજને તેનો કશો સબંધ. ૩૩

તારો ભાર સિંહાસન રહે, તેનો ભાર પાલખી વહે;
શિબિકા ભાર વહે છે સ્કંધ, તેનો હૃદય ને ઉર કટિબંધ. ૩૪

કુરત ઉરૂ જંધા ને ચરણ, તેનો ભાર વહે છે ધરણ;
પૃથ્વી ભાર વહે નાગેંદ્ર, મુજને ભાર નથી રાજેંદ્ર. ૩૫

સુખ દુઃખ શોક મોહ અગાધ, ક્ષુધા તૃષા તૃષ્ણા પ્રમાદ;
સ્તુતિ નિંદા ભય લજ્જા હાણ, એહ શરીરતણા ગુણ જાણ. ૩૬

મમતા વળગી મોટી બ્યાધ, તેની પીડા છેજ અગાધ;
જન્મ જરા મૃત દારુણ રોગ, તેનું ઓખદ આતમ યોગ. ૩૭

તેનાં વચન સુણીને રાય, કર જોડીને લાગ્યો પાય;
બ્રાહ્મણ મેં કીધો અપરાધ, મોટો અવગુણ એહ અગાધ. ૩૮

ઈંદ્રવજ્ર યમદંડ અપાર, તેની શંકા નહીં લગાર;
વરુણ પાશ શિવ ત્રિશૂળ સહી, કાળ કર્મથી બીહું નહીં. ૩૯
બીહું મહંતતણે અપમાન, જે મેં કીધું બહુ અભિમાન;
મુજને ક્ષમા કરો ભગવાન, વળી વળી માગું વરદાન. ૪૦
રાગ દ્વેષ નવ આણે જેહ, આતમ લાભે પુરણ તેહ;
બંધ મોક્ષ પૂછે ઉપાય, કહે ભરત જડ સાંભળ રાય. ૪૧

## રાગ દેશાખ.

થડ વિણ વૃક્ષ મહા એક લાગ્યો, પ્રસરી શાખા પંચરે;
બીજ અંકુર બહુ ફળ ફૂલ્યાં, ત્રિવિધે વિસ્તર સંચરે. ૪૨ ધ્રુવપદ
અલિક સંસારજ છેરે અનોપમ, અજ્ઞાને પ્રતિ ભાસેરે;
સ્વપ્ને ધન કાલાંતરે દીઠું, મંન ધરી વિશ્વાસરે. ૪૩
વિવેક વિચાર એ દઢ વિશ્વાસે, જ્ઞાન પ્રકાશે નાશરે;
જાગ્યા પૂઠે મૂળ ન દેખે, ધંન તણી શી આશરે. ૪૪
વાંઝણીએ જયમ પુત્રજ જાયો, તે જાણે જાત્યંધરે;
અમાસ કેરી રાતડીએ દીઠો, સોળ કળાશું ચંદરે. ૪૫
જળ વિણ નદી વહે નિરંતર, પૂર ન પાછું થાયરે;
વદન વિનાનો અળગત બોલે, પાદ વિનાનો ઉજાયરે. ૪૬
આકાશ ફૂલ્યો ફૂલડે તવ, ઋતવણ મોર્યો વસંતરે;
સસલાને શિર શીંગડાં, અણજાયો નર બળવંતરે. ૪૭
એહ વાણીએ જોય વિચારી, દીસે તે અણછતું ભાસેરે;
ભીમ ભણે શ્રીરામ પસાયે, તેહને સદા પ્રકાશરે. ૪૮

## ચોપાઈ.

બ્રાહ્મણ મહિમા છેજ અપાર, તેહ તણો નવ લાભે પાર;
બાહ્ય ગૂઢ ને માંહે પ્રકાસ, રાખે ઢાંક્યો જેમ હુતાશ. ૪૯
વળી વચન સાંભળ રાજેંદ્ર, હિતકારણ તે કહે વિપ્રેંદ્ર;
પ્રપંચ દીસે મિથ્યા રૂપ, અદષ્ટ તે હરિ સત્ય સ્વરૂપ. ૫૦
સદા નિરંતર અનુસરે એહ, છાંડે અભિમાન તણું દેહ;
વૈરાગ્ય કારણે કહે વીનવી, વિચિત્ર વાટ ભોમિ આટવી. ૫૧

રાજા પામ્યો પરમ નિધાન, પ્રણમ્યાં ચરણ તણાંભગવાન;
પ્રિયવ્રત તણો વંશ વિસ્તાર, ગય રાજા હરિ ભકત અપાર. ૫૨
સપ્ત દ્વીપ ભૂગોલ વિસ્તાર, જંબૂદ્વીપ કમલ આકાર;
શ્લોક માન અનુમાને કહું, તે મર્યાદા કેઇ પેર લહું. ૫૩
લક્ષ યોજનજ ઊંચો મેરુ, પર્વત ચાર તેની ચોફેર;
વળી ચોદિશે પર્વત આઠ, કૈલાશાદિક શોભી ઘાટ. ૫૪

### પૂર્વછાયો.

મેરુ થકી ત્રણ ઉત્તરે, ત્રણ દક્ષિણ પ્રચંડ;
એક પૂર્વ એક પશ્ચિમે, મધ્ય ઇલાવ્રત ખંડ. ૫૫

### ચોપાઈ.

ઈલાવ્રતની પૂરવ દિશે, આંબો એક મહા ઉલસે;
તે ફળરસ વહી અરુણા* નદી, મધુર સ્વાદ નાના ઓષધી. ૫૬
દક્ષિણ તરુવર જાંબુ રહે, તે ફળ રસ જાંબુવતી† વહે;
તેહ નદી ઉપજે સોવરણ, હોયે તેહતણાં આભરણ. ૫૭
પશ્ચિમ કદંબનદી મધુમતી, સાંહાં વસે જન સુકૃતમતી;
ઉત્તર વડથી નિર્મળ નદી, આપે વસ્ત્ર દૂધ ઘૃત દધી. ૫૮
બ્રહ્મલોકથી આવી ગંગ, તેના ચાર પ્રવાહ સુચંગ;
સીતાદિક ચોહો દિશે પ્રચંડ, અલકનંદા ભારતખંડ. ૫૯

### પૂર્વછાયો.

નવખંડે નારાયણજ, નવ મૂર્ત્તિ છે જેહ;
ભકત ઉપાસે ભાવ ધરિ, ઓલિશ મહિમા તેહ. ૬૦

### ચોપાઈ.

ઇલાવ્રતમાંહે દેવ અનંત, ઈશ ઉપાસે ઉમયા કાંત;
ભદ્રાશ્વ હયગ્રીવ મુકુંદ, ધ્યાયે ભદ્રશ્રવા નરેંદ્ર. ૬૧
શ્રી નૃસિંહ એ ખંડ મુઝાર, આરાધે પ્રલ્હાદ મુરાર;
કેતુમાલ માંહે કામદેવ, કમલા કરે છે તેની સેવ. ૬૨

* અરુણોદા એવું નામ છે.
† જંબુ એવું નામ છે.

રમ્યખંડ મત્સ્યદેવ અનુદિન, કરે ઉપાસના રાજા મનં‡;
હિરણ્યમય કૂરમ અવતાર, કરે ભક્તિ અર્યમા અપાર. ૬૩
ભૂદેવી ઉત્તરકુરુ માંહે, અહનિશિ ધ્યાયે દેવ વરાહ;
કિંપુરુષ હનુમંત શ્રીરામ, અધક્ષણ એક ન મૂકે નામ. ૬૪
ભારતખંડ અતુલ મહિમાય, નરનારાયણ કેરા પાય;
નારદ વળિ વળિ કરે પ્રણામ, નવ મૂર્ત્તિનાં કહિયે નામ. ૬૫
કર્મ ભુમી આ ભારતખંડ, તેનો મહિમા અતિ પ્રચંડ;
પર્વત સરિત શિરોમણિ જહાં, વાંછે જન્મ દેવતા સહાં. ૬૬
જંબુદ્વીપ લક્ષ વિસ્તાર, ક્ષાર સમુદ્ર તહાં છે સાર;
સાત દ્વીપ સાગર નવાણ, એકેક અધિકું દ્વિગુણ પ્રમાણ. ૬૭
લક્ષ યોજન રવિ ઊંચા એક, સોમ નક્ષત્ર એણી પેર વિવેક;
ભૃગુ મંગળ બુધ જીવ સુમખ્ય, શનિ સાતે ઋષિ બેબે લક્ષ. ૬૮
તેહ ઉપરે વસે ધ્રુવરાય, વિષ્ણુભક્ત મોટો મહિમાય;
એણીપેર બોલ્યા ઊરધ લોક, પર્વત માનસ લોકાલોક. ૬૯
અતલ વિતલ સુતલ વિશાલ, નિતલ રસાતલ ને પાતાલ;
બળિ મય રુદ્ર વાસુકી શેષ, અધિપતિ જોજન અયુત વિશેષ. ૭૦

## પૂર્વછાયો.

હવે નરક નાનાતણાં, લક્ષણ કહિયે જેહ;
બોલિશ સંક્ષેપે કરી, અધિકારી છે તેહ. ૭૧

## ચોપાઈ.

ાત્ર દિવસ પરપીડા કરે, વાણી દુષ્ટ વચન આચરે;
ાધિ કાયા પૂરિત જેહ, તામસ નરક પડે નર તેહ. ૭૨
ાાપણ ઓળે ધન પારકે, પરસંપત્તિ દેખી નવ શકે;
નરનારી અભિલાષી જેહ, તામસઅંધ પડે નર તેહ. ૭૩
ભૂતતણી જે હિંસા કરે, કૂડી સાખ પરાઈ ભરે;
માય બાપ ઉવેખે જેહ, રૌરવ નરક પડે નર તેહ. ૭૪
ગોચર ખેડે ગાયો તણાં, અર્પ્યા દાન કરે આપણાં;
અહનિશિ પાપ આચરે જેહ, નરક અધોમુખ પડે નર તેહ. ૭૫

‡ મનુ.

પિતુપર્યાગત લોપે લેશ, બ્રાહ્મણ ઉપરે આણે દ્વેષ;
સાધુ પુરૂષને દૂભે જેહ, કુંભીપાક પડે નર તેહ. ૭૬
છાંડે સત્ય સનાતન ધર્મ, પાખંડે લાગે કરી કુકર્મ;
મર્મ પરાયા બોલે જેહ, અસીપત્ર પામે નર તેહ. ૭૭
અહનિશિ કરે પરાઈ વાત, વિષ્ણુકથા નવ જાણે ખ્યાત;
યાત્રાએ વિઘ્ન આચરે જેહ, નરક શુચીમુખ પામે તેહ. ૭૮
પરધન ચોરી પોષે દેહ, વેશ્યા ઉપરે આણે સ્નેહ;
પંચ મહાપાતકિ નર જેહ, કૃમિભોજન પામે નર તેહ. ૭૯
પર પીડાનો કરે ઉપાય, પાણી પીતી વાળે ગાય;
વેદ શાસ્ત્રને નિંદે જેહ, દૂંદ શુકર નર પામે તેહ. ૮૦
કરે સદા દુષ્કૃતનો સંચ, નિંદક ચાડ પિશુન લે લંચ;
ધૃત ક્રીડા છે વલ્લભ જેહ, વૈતરણી પામે નર તેહ ૮૧
અધિકારી જે પીડે ગામ, કૂડ કરીને લે બહુ દામ;
દીન અનાથને દૂભે જેહ, શ્રુકર નરક પડે નર તેહ. ૮૨
સાટે બોલે કૂડા બોલ, પાછળ મૂકે ખોટું તોલ;
અધિક લઇ ઓછું આપે જેહ, દારુણ નરકે પડે નર તેહ. ૮૩
વૃત્તિ ભોગવે ન કરે કામ, રણમાંહે છાંડે સંગ્રામ;
સ્વામી મૂકી નાસે જેહ, નરક અંધે પડે નર તેહ. ૮૪
વ્યાધિતણો નહિ જાણે યોગ, લોભે દે પડિ ટળવા રોગ;
કૂડાં ઓષધ આપે જેહ, ક્ષાર નરકે પડે નર તેહ. ૮૫
યૌવન મદ ભરિત અપરાધ, સાસુ ઉપરે દોષ અગાધ;
સેવા છાંડે સ્વામીતણી, નારી નરકે પડે પાપિણી. ૮૬
નારીતણાં નરક છે બહુ, એક મને સાંભળજો સહુ;
વનિતા પતિ પરહરે જેહ, નરક અધોમુખ પામે તેહ. ૮૭
પતિ વચન જે લોપે નાર, તેનો કદિ ન થાય ઉદ્ધાર;
શ્વસુરતણો જે લોપે કાર, સહે નરકમાં અતિશે માર. ૮૮
નારીના છે દોષ અસખ્ય, પતિ દૂભે થાએ અધપંખ્ય;
લોડણ ભંડણ ને માંઝાર, થાયે પતિ દુભનારી નાર. ૮૯
પાપ વિપાક અતિશ વિસ્તાર, તેનો કેઇ પેર કરૂં વિચાર;
બુદ્ધિમાને કહ્યાં મેં એહ, નરકતણાં અધિકારી જેહ. ૯૦

ભીમ ભણે પાંચમે વિચાર, પ્રિયવ્રત ઋષભ દેવ અવતાર;
ત્રિભુવન મર્યાદા વિસ્તાર, છઠ્ઠી કળા પહોંતી સાર. ૭૧

ઇતિ શ્રી વિષ્ણુદાસ ભીમ વિરચિત હરિલીલા ષોડશ કળામાં છઠ્ઠી કળા સમાપ્ત.

---

## કળા ૭ મી.

### પૂર્વછાયા.

છઠ્ઠે પોષણ સાંભળ્યું, ભક્તિ વિવર્ધન જેહ;
ઇંદ્ર અજામિલ રાખિયા, સંકટ પડિયાં બેહ. ૧
અનેક નરક નામાં સુણી, ભીતી પરીક્ષિત રાય;
કર જોડી શુક વીનવ્યા, કહો છૂટવા ઉપાય. ૨

### ચોપાઈ.

વિદ્યા તપ હુત યાગ અનેક, તીરથ સકળ તણા અભિશેક;
કૃચ્છ્રચાંદ્રાયણ ઉપચાર, પ્રાણ નિરોધ ને યોગાચાર. ૩
પાપ નાસવાતણો પ્રકાર, બોલી અનેક સ્મૃતિયો સાર;
સમૂલ પાતક જાયે નહીં, કુંજરશૌચ તણી પેર સહી. ૪

### પૂર્વછાયો.

નરક ન દેખે માનવી, આચરતાં જે કર્મ;
કહો ગુરુ મુજ કરુણા કરી, આદિ અનોપમ ધર્મ. ૫

### ચોપાઈ.

શુક ભણે સુણ રાજા વયણ, જેણે નરક ન દેખે નયણ;
રહે નહીં પાતક લવલેશ, તે તુજને આપું ઉપદેશ. ૬
નિર્મળ નર નવ થાયે તેહ, નારાયણ પરાઙ્મુખ જેહ;
પવિત્ર કરી નવ શકે લગાર, સુરાભાંડ ગંગાનું વાર. ૭
સમૂલ પાતક જેણી પેર જાય, સાંભળ તેહ તણો ઉપાય;
વાસુદેવ નિજ ધ્યાન વિચાર, પ્રથમ એક છે એહ પ્રકાર. ૮
ઉત્તમ કથા પરીક્ષિત રાય, વિષ્ણુભક્તિ કેરો અભિપ્રાય;
સેવકભયભંજન ભગવાન, તે ઉપરે બોલિશ આખ્યાન. ૯

નામ અજામિલ બ્રાહ્મણ એક, જાણે પુણ્ય વિચાર વિવેક;
વેદ ભણે તપ સંજમ સાર, સત્ય શમ દમ પાળે આચાર. ૧૦
માત પિતાના પૂજે પાય, પાત્રી લેવા વાડીએ જાય;
એક વાર દીઠું વન માંય, વેશ્યા શૂદ્ર તણો સંવાય. ૧૧

પૂર્વછાયો.

વેશ્યા પાવક પરજળે, ઇંધણ લલના અંગ;
કામી ધન યૌવન દહે, જાણે દીપ પતંગ. ૧૨

શ્લોક.

वेश्यासौमदनज्वाला रूपेंधनसमाधिना ।
कामिभिर्यत्र हूयंते यौवनानि धनानि च ॥ ११ ॥

પૂર્વછાયો.

હાવ ભાવ નારી તણા, દેખી નયણ વિનાણ;
વપુ લાગ્યાં વાડવ તણે, મન્મય કેરાં બાણ. ૧૩

* શ્લોક.

अपूर्वोयं धनुर्वेदो मन्मथस्य महात्मना ।
शरीरस्य क्षयं कृत्वा भेत्ति तत्रगतं मम ॥ १२

ચોપાઇ.

યૌવન મદ બળ ભરિત અપાર, વળિવળિ મનશું કરે વિચાર;
ચંચળ ચિત્ત ન આવે ઠામ, હૈડે પેઠો પાપી કામ. ૧૪

* શ્લોક.

विकल्प सकलकलां हसंति श्रुतिपंडितं विडंबंति ।
अधैर्यंते धीर पुरुषान् क्षणान्मकरध्वजो देवः ॥ १३

ચોપાઇ.

ત્યાં લગ પંડિત શીલ કુલીન, શૂર ઇંદ્રિયજિત બુદ્ધિ પ્રવીણ;
સાહસ સત્ય વિવેક અભંગ, જ્યાં લગ હૃદે વસે ન અનંગ. ૧૫

श्लोक.

तावत्गुणित्वं पांडित्यं कुलीनत्वं विवेकिता ।
यावज्ज्वलति नांगेषु हतपंचेषुपावकः ॥ १६

ચોપાઈ.

મોટા વૈરી મન્મથ માર, પંડિત જિણે મનાવ્યા હાર;
ગણુ ગાંધર્વ ને કિન્નર સતી, સુરનર પન્નગ છલ્યા જતી.
કામ તણા છે અવગુણ બહુ, એક જીભે કઈ પેરે કહું;
સર્વસ્વ હરે સદા દુઃખ પૂર, જે જીતે તે ભણિયે શૂર. ૧૬

श्लोक.

जितेंद्रियो भवेच्छूरो धर्मचारी च पंडित ।
सत्यवादी भवेद्वक्ता दाता भूतहितेरता ॥ १६

ચોપાઇ.

રણસંગ્રામે સુભટ નર ઘણા, મદ ઉતારે હસ્તીતણા;
કંદર્પદર્પ હરે નર જેહ, વસુધા વિરલા દીસે તેહ. ૧૭

श्लोक.

मत्तेभकुंभ दलनेभुविसंति शूराः
केचित्प्रचंडमृगराजवधेपिं दक्षा ।
किंतु ब्रवीमि बलिना पुरतः प्रसह्य
कंदर्पदर्पदलने विरला मनुष्याः ॥ १७

ચોપાઈ.

ધન્ય ધન્ય નર સાહસ ધીર, પંડિત શૂર વિચિક્ષણ વીર;
વિઘ્ન રહિત એણે સંસાર, યૌવન સંકટ પામ્યા પાર. ૧૮

श्लोक.

ते विद्यास्ते महात्मानः स्तएवपुरुषाविभो ।
ये सुखेन समुत्तीर्णाः साधु यौवनसंकटात् ॥ १८

પૂર્વછાયા.

નરનારી ક્રીડા કરે, સ્થાન જિણે એકાંત;
ત્યાં તો કદિ જાવું નહીં, જે નર વાંછે શાંતિ. ૧૯
યૌવન ભરી નારી વસે, સ્થાને જે એકાંત;
ત્યાં તો કદિ જાવું નહીં, જે નર વાંછે શાંતિ. ૨૦
માત બેહેન પુત્રી તણું, આસન શયન એકાંત;
ત્યાં તો કદિ જાવું નહીં, જે જન ઇચ્છે શાંતિ. ૨૧

ચોપાઈ.

મોક્ષાર્થી વિશેષે સહી, નારીસંગતિ માંડે નહીં;
આસન નિદ્રા એક ઠામ, નિરખે નહીં લખી ચિત્રામ. ૨૨
દર્શન પુરુષતણું ચિત્ત હરે, સ્પર્શે સાહસ બળ વીસરે;
ભોગે વીર્ય લિયે આકર્ષી, નારી પ્રત્યક્ષજ રાક્ષસી. ૨૩

શ્લોક.

दर्शनाद्धरते चित्तं स्पर्शनात् हरते बलम् ।
संभोगात् हरते वीर्यं नारी प्रत्यक्षराक्षसी ॥ १३

ચોપાઈ.

લીલા હાસ્ય કટાક્ષે વયણ, લજ્જા ભાવે જોયે નયણ;
પ્રેમ ક્રોધ ભય વચન વિચાર, એ પેર નરને બાંધે નાર. ૨૪

શ્લોક.

स्मितेन भावेन च लज्जया भया
दपांगपर्याप्तकटाक्षविक्षितैः ।
वचोभिरक्षत् कलहेन लीलया
समस्तभावैः खलु बंधनं स्त्रियः ॥ १४

ચોપાઈ.

ભક્ષ ભૂષણ આચ્છાદન કરી, જંબુકતણી પેરે હાલી ભરી;
આહાર કરે રુધિરનો અંત, સ્ત્રી ધન યૌવન ગૃહ સુખ માંસ. ૨૫

### શ્લોક.

जलौकावत् स्त्रियोप्रोक्ता भूषणाच्छादनाशनैः ।
संताप्य भृताशूच पुरुषं चापि कर्षति ॥ २५
जलौकारक्तमादत्ते केवलं श्यापरीनिता
प्रमदा तु बलं मांसं धनं वीर्यं सुखं ग्रहं ॥ २६

### ચોપાઈ.

બ્રહ્માએ સરજ્યું નારી રૂપ, પુરુષ બૂડવા કારણ કૂપ;
બાંધી બુદ્ધે કરી વિશાળ, મુક્તિ માર્ગની આડી પાળ. ૨૭

### શ્લોક.

यस्य स्त्री तस्य भोजेच्छा निस्त्रियः चेत् क्वभोगभुक् ।
स्त्रीयं त्यक्त्वा जगत्त्यक्तं जगत्त्यक्त्वा सुखी भवेत् ॥ २७

### ચોપાઈ.

વચન એક સાચું ઊચરૂં, પક્ષપાત કોની નવ કરૂં;
સ્ત્રી સરખું બીજું મનોહાર, દુઃખનું કારણ નહીં સંસાર. ૨૮

### શ્લોક.

सत्यं जनावच्मि न पक्षपातै लौकेपुसर्वेष्वपि तथ्यमेतत् ।
नान्यंमनोहारिच अंगनाभ्यो दुःखस्य हेतुर्नरकस्यनान्यत् ॥ २८

### પૂર્વછાયો.

રૂપજ છે નારીતણું, સમ્યક્ જેવું સાર;
કારણ છે કલેવરતણું, બોલિશ કરી વિચાર. ૨૯

### ચોપાઈ.

શુક્ર શોણિત પલ મજ્જમેદ, અસ્થિ ત્વચા નખ લાળજ સ્વેદ;
પાંચ સાતનો મળ્યો સઘાત, કૃતમ્ન અશુચિ પિત્ત કફ વાત. ૩૦
વ્યાધિ જરા મૃત ભાજન પિંડ, નવ છિદ્રે જર્જર શતખંડ;
નસાજાળ બાંધ્યા બહુ બંધ, વિષ્ટા મૂત્ર અને દુર્ગંધ. ૩૧

નારીનું છે એવું રૂપ, કામી જાણે અમૃતકૂપ;
મન્મથે પીડયો મજ્જન કરે, પછી નરક પથે સાંચરે. ૩૨
અનેક દૂષણ દેખે સહી, કૂડ કપટ તે છાંડે નહીં;
ભોગ ભુજંગમ વર્જિત જ્ઞાન, યથા મેષ ગર્દભ ને શ્વાન. ૩૩
પરનારીના અવગુણ એહ, પાતક પચ સરીસાં તેહ;
અહીં સહે બહુ પરિભવ પિંડ, પરલોકે યમ કેરો દંડ. ૩૪
બ્રહ્મચર્ય વ્રત ઉત્તમ એહ, અષ્ટવિધિ પાળે નર જેહ;
જીત્યો તેણે સમૂળ સંસાર, વળી વળી તેને કરૂં જુહાર. ૩૫

## પૂર્વછાયા.

નિંદા કીધી નારિની, નરનું કર્યું વખાણ;
યથા રૂપ વનિતાતણું, તથા પુરુષનું જાણ. ૩૬
ગંધ ન જાણે પદ કમળ, લજ્જા મુકુંદ મુરાર;
જીવત શબ નરને ભજે, મતિ મૂઢા સા નાર. ૩૭
સેવકના હિતકારણે, દીધી શીખ સુચંગ;
હવે યથા યુક્તે કહિશ, પૂરવ કથા પ્રસંગ. ૩૮
અજામીલ વેશ્યાતણો, લાગ્યો મોહ અપાર;
રાત્રિ દિવસ ક્રીડા કરે, તજયું કુટુંબ પરિવાર. ૩૯
આણે ધન ધૂરતપણે, કરી વિનાણ વિચિત્ર;
એમ કરતાં સંતતિ થઈ, તેહતણે દશ પુત્ર. ૪૦
નામ નારાયણ સુતતણું, સૌથી મોટો જેહ;
લાડ પાળે માબાપ અતિ, છે ઘણું વલ્લભ એહ. ૪૧

## ચોપાઈ.

અજામીલ વેશ્યાઘેર વાસ, બાંધ્યો બંધન આશાપાશ;
વરસ આઠ ને ઉપર અશી, યથા ચોર ઘાલ્યો ભાખશી. ૪૨
મરણકાળ તેનો અદ્ભુત, લેવાને આવ્યા જમદૂત;
ત્રણ ભયંકર ને વિકરાળ, દારુણ રૂપ સિરીખા કાળ. ૪૩
તે દેખી ભય અતિ મન ધર્યો, સુત નારાયણજી સાંભર્યો;
ગાઢે કીધો સાદ અપાર, તત્ક્ષણ આવ્યા હરિગણ ચાર. ૪૪

## પૂર્વછાયા.

૩૫ અનોપમ તે તણાં, આવ્યા ગણુગોવિંદ;
શંખ ચક્ર ગદા ધરે, સેવક ચરણમુકુંદ. ૪૧
તે પૂછે યમ દૂતને, કહો તમારૂં નામ;
ક્યહાં વસો કોતું કરો, આજ્ઞાકારી કામ. ૪૬

## ચોપાઈ.

અમો દૂત તણાશ્રીધર્મ, પુણ્ય પાપનો જાણું મર્મ;
જેવું પાપ હોય જેહને, તેવો દંડ કરૂં તેહને. ૪૭
અમ આયસ દીધું ધર્મ રાજ, એને લેવા આવ્યા આજ;
નિષ્ઠુર પાપી કેરો પિંડ, નરકમાંહિ પચશે શતખંડ. ૪૮
વચન કહે ગણુત્રિભુવનતાત, રે યમદૂત સુણો એક વાત;
લોક પીડવાતણો ઉપાય, રક્ષા ભલી કરો છો ન્યાય. ૪૯
પટલતણી પેરે કીધી સહી, સાચું જૂઠું જૂઓ નહીં;
લેખું માંડીઉં પ્રજાતણું, અને ઘર ઉગાર્યું આપણું. ૫૦
તમો દૂત તણાશ્રીધર્મ, બોલો મુખ આપણો અધર્મ;
નવ ઓળખો ભકત ભગવાન, પિંડતણું વહો અભિમાન. ૫૧
જાણો નહીં યોગ જગનાથ, સાપતણે મુખ ઘાલ્યો હાથ;
પાછા વળો ભણીજમલોક, નહિતર માર્યા જાશો ફોક. ૫૨
મંત્રે મંડુકી ખાપડી, મણિધરમસ્તક બેસે ચડી;
તેનું કોઈ નવ લિયે નામ, જેને માથે સમરથ સ્વામ. ૫૩
તે પદ પામે પરમાનંદ, મરતાં નામ તણુંગોવિંદ;
એક વાર વાણી ઊચરે, મહાપાપ ઉપપાતક હરે. ૫૪
વાલ એકજતણો અંગાર, ઇંધણ તણા દહે શત ભાર;
સમ એક નામ તણુંગોપાલ, પાતક પંચ હરે તતકાલ. ૫૫
સવિતા સહસ્ર કિરણ પ્રકાશ, અંધકારનો કરે વિનાશ;
સમ એક નામ તણુંગોપાલ, પાતક પંચ હરે તતકાલ. ૫૬
બળવંત સિંહ કેશરી એક, જયમ જીતે ગજયૂથ અનેક;
સમ એક નામ તણુંગોપાલ, પાતક પંચ હરે તતકાલ. ૫૭
જેને એક શરણુ શ્રીરામ, જિવ્હાગ્રે નવ મૂકે નામ;
તેને સ્પર્શ કરિ ન શકે પાપ, જેમ પદ્મપત્ર ને આપ. ૫૮

કૃષ્ણ કથારત જેનું ચિત્ત, લજ્જા છાંડી ગાયે ગીત;
તેને સ્પર્શી ન શકે પાપ, જેમજ પદ્મપત્ર ને આપ. ૫૯
પાતક જન્મ કોટિનાં દહે, એક વાર હરિ વાણી કહે;
ઇચ્છા રહિત નામ જગનાથ,પાવક માંહે પડયો જ્યમ હાથ. ૬૦
નામ હરિ દ્વય અક્ષર સાર, ભાવ ધરીને લે એકવાર;
મોક્ષ મારગ ઉપરે જાણ, કર્મ કાછડો બાંધ્યો તેણ. ૬૧
કૃષ્ણકથા સમરે જે સહી, અધક્ષણ એક વિસારે નહીં;
બાકી સર્વ નિષેધ છે જેહ, સઘળા એના કિંકર તેહ. ૬૨
યાગ ક્રિયા શ્રાદ્ધાદિક કર્મ, આચરતાં નાના વિધિ ધર્મ;
ન્યૂનાધિક સકલ મહિમાય, હરિસ્મરણે પરિપૂરણ થાય. ૬૩

### શ્લોક.*

स्मर्त्तव्यः सततं विष्णुः विस्मर्त्तव्यो कदाच न ।
सर्वे विधिनिषेधाय रेतरेयुव किंकरा ॥ ६२ ॥
यस्यस्मृत्याचनामोक्त्या तपोयज्ञक्रियादिषु ।
न्यूनं संपूर्णतांयाति सद्योवंदे तमच्युतम् ॥६३॥

### ચોપાઈ.

વળી વચન કહું એકાંત, સકળ પુરાણતણું સિદ્ધાંત;
વ્રત દાન તપ તીરથ સાર, સમોવડ નાવે નામ મુરાર. ૬૪

### અડયલ.

જેને હ્રદે વસે વનમાળી, તેણે પ્રતિજ્ઞા સાચી પાળી;
જન્મે આવ્યાની લીધી વાળી, આવ્યા ગયાની ખડબડ ટાળી. ૬૫
કહું એક શિખામણ સારી, જો તમો માનો વાત અમારી;
જે જન ભણિયે ભક્ત મુરાર, દૂરથકી છાંડો નર નાર. ૬૬
રે જમ દૂતા ખરા વિગુતા, જો વૈષ્ણવની કરશો ચિંતા;
પાછા વળો મનમાહે વિમાસી, રાવ કરો યમ આગળ બેસી. ૬૭

### ચોપાઈ.

એણીપેર કથા અનેક અદ્દ્ભૂત, ઉત્તર રહિત કર્યા જમદૂત;
વીત્યો વાદ વળ્યા તેતણે, પોહોંત્યા સ્થાનક આપાપણે. ૬૮

સાંભળિયો હરિગણુ સવાદ, અજામિલ ઊપન્યો વિષવાદ;
નિંદે મને યૌવન ધનધીર, ધિક્ધિક્ પુત્ર કલત્ર શરીર. ૬૯
અહનિશિ ધ્યાન વિષ્ણુનું ધરે, શ્રદ્ધા શમ દમ તપ આચરે;
તજ્યું કલેવર ગંગાદ્વાર, અવિચળ પદ આપ્યું મોરાર ૭૦

## પૂર્વછાયા.

દૂત કહે યમ સાભળો, અદ્ભુત હરિગણુ આર;
આજ્ઞા લોપી તગતણી, અમો મનાવ્યા હાર. ૭૧
ધર્મરાય વળતુ કહે, વચન અનોપમ એહ;
હું પ્રભુ અવર પુરુષતણો, વિષ્ણુ ભક્ત નહિ જેહ. ૭૨
વૈષ્ણવકેર આગણુ, સદા વિવર્જિત પાપ,
ત્યા નહિ જાશો આજથી, જો હિત ઇચ્છો આપ ૭૩
દૂત ભણે લક્ષણ કહો, જે જન ભક્ત મુરાર;
કદાચિતે જાનુ નહીં, તેહતણા ઘરદ્વાર. ૭૪
ધર્મરાજ સેવક પ્રતે, કહે શિખામણુ સાર;
લક્ષણુ વિષ્ણુ ભક્તતણા, બોલિશ કરી વિચાર ૭૫

## ચોપાઈ.

સર્વ ભૂતશું સમ ચિત્ત ધરે, ગુરુમંત્રે અનુકંપા કરે;
યથા લાભ સંતોષી જેહ, વિષ્ણુભક્ત નર ભણિયે તેહ. ૭૬
પરનારી દેખી મનમાહે, માતા પુત્રી ભગિની ભાવ,
સદાચાર વિવેકી જેહ, વિષ્ણુભક્ત નર ભણિયે તેહ. ૭૭
સત્ય શૌચ તપ સયમ સાર, ક્ષણભંગુર જાણે સંસાર;
શમ દમ દાન દયાપર જેહ, વિષ્ણુભક્ત નર ભણિયે તેહ. ૭૮
ઇન્દ્રતણા નવ વાછે ભોગ, લાભાલાભ સંયોગ વિયોગ;
દુઃખ શોક નવ આણે જેહ, વિષ્ણુભક્ત નર ભણિયે તેહ. ૭૯
કામ ક્રોધ તૃષ્ણા નવ કરે, શ્રદ્ધા સહિત ધર્મ આચરે,
મન અહંકાર ન આણે જેહ, વિષ્ણુ ભક્ત નર ભણિયે તેહ. ૮૦
પિતુ પિતામહ પોખે બ્યાય, દેવ વિપ્ર ગુરુ પૂજે પાય;
વર્ણાચાર ન છાંડે જેહ, વિષ્ણુભક્ત નર ભણિયે તેહ. ૮૧

રસના રામ નામ ઉચ્ચરે, તુલસી મંજર મસ્તક ધરે;
તિલક કરે હરિ ચંદન જેહ, વિષ્ણુભકત નર ભણિયે તેહ. ૮૨
ભૂધર ભજે ભકત નહિ ભેદ, અર્પિત કર્મ ઉદર નૈવેદ;
અનંત આયુધ ભૂષણ જેહ, વિષ્ણુભક્ત નર ભણિયે તેહ. ૮૩
વિષ્ણુતણા ગાયે ગુણ ગ્રામ, વૈષ્ણવ જનને કરે પ્રણામ;
પુરી દ્વારિકા વલ્લભ જેહ, વિષ્ણુભક્ત નર ભણિયે તેહ. ૮૪
વ્રત એકાદશી વૈષ્ણવ મંત્ર, જાણે મારગ આગમ તંત્ર;
હરિ ચરણોદક વલ્લભ જેહ, વિષ્ણુભક્ત નર ભણિયે તેહ. ૮૫
ગોપીચંદન શાલિગ્રામ, અહનિશિ હૃદે વસે શ્રીરામ;
ગીતા ગંગા વલ્લભ જેહ, વિષ્ણુભકત નર ભણિયે તેહ. ૮૬
સાંભળતાં ગુણ યાદવવીર, હોય રોમાંચિત સકલ શરીર;
નયનાનંદ ઝરે જળ જેહ, વિષ્ણુભકત નર ભણિયે તેહ. ૮૭
વંચદ્રોહ પરધન નવ હરે, મનસા વાચા પરહિત કરે;
પર ઉપવાદ ન બોલે જેહ, વિષ્ણુભકત નર ભણિયે તેહ. ૮૮
સદા સકોમલ બોલે વયણ, કોનો દોષ ન દેખે નયણ;
સર્વ ભૂતને વલ્લભ જેહ, વિષ્ણુભકત નર ભણિયે તેહ. ૮૯
જે વન વાવે તુલસી તણું, પરહરજો તેનું આંગણું;
વિષ્ણુ કથા વંચાયે જયહાં, રખે વરાંસે જાઓ ત્યહાં; ૯૦
સંગતિ સાધુ પુરુષની કરે, કૂટ કપટ પંથજ પરહરે;
ક્ષમાવંત નર નિર્મળ જેહ, વિષ્ણુ ભકત ભણિયે નર તેહ. ૯૧
વૈષ્ણવ કેરૂં કુલ સ્વસ્થાન, માય બાપ બાંધવ સંતાન;
સંગતિ પ્રીતિ સેન વિશ્રામ, દૂત મ લેશો તેનું નામ. ૯૨
વળી શિખામણ કહું શી ઘણી, દેશ મ જાશો વૈષ્ણવ ભણી;
એણી પેરે વચન વિચાર અનેક, યમ સેવકને કહ્યો વિવેક. ૯૩
ભક્તવત્સલ ભણિયે ભગવંત, એક મને સાંભળજો સંત;
એણે દષ્ટાંતે કહિયે કથા, મુક્તિ અજામિલ પામ્યો યથા. ૯૪
ભક્તિ યોગ કેરો દેશ, લક્ષણ મિશે દિધો ઉપદેશ;
એહ કથા જો આવે હૈયે, એકેકે સાધન છૂટિયે. ૯૫
પોપટ વાણી જેમ ઉચરી, હૈયામાં નવ આવે હરી;
વિષ્ણુભકિત કેહેતાં સોહલી, સમ્યક્ પેર કરતાં દોહલી. ૯૬

શીખ અવરને દીધી સહી, મારે પોતે એકે નહીં;
ભીમ ભણે નવ જાણું વાદ, છૂટિશ વિષ્ણુતણે પ્રસાદ. ૯૭

પૂર્વછાયો.

દક્ષતણી તપસા કરી, પુત્ર ઊપન્યા જેહ;
નારદને વચને કરી, મુક્તિ પામિયા તેહ. ૯૮

ચોપાઈ.

વિશ્વરૂપ પુત્રી સુત જેહ, દેવ પુરોહિત ભણિયે તેહ;
દીધું હીત કરીને ઘણું, કવચ શ્રીનારાયણતણું. ૯૯

પૂર્વછાયો.

ઇંદ્રે તેનો વધ કર્યો, દેહ હત્યા પ્રતિકાર
સ્ત્રી તરુવર જળ મેદિની,આપ્યાં સ્થાનક ચાર. ૧૦૦

ચોપાઈ.

ઉપન્યો એક વૃત્રાસુર નામ, વાસવશું માંડયો સંગ્રામ;
તે બળભર અતિ જ્ઞાન અપાર,બોલ્યા વચન વિવેક વિચાર. ૧૦૧
તેને વધે પાતક પ્રતિકાર, પૂરવ જન્મ કયા અવતાર;
રાજા ચિત્રકેતુ ત્રૈલોક, પુત્રતણે તે પામ્યો શોક. ૧૦૨
આવ્યા ઋષિ નારદ અંગિરા, કીધો વિશોક સકોમલ ગિરા;
જીવતણો નિજ વચન નિબોધ, નારદે આપ્યો વિદ્યાબોધ. ૧૦૩
સંકર્ષણ દર્શન ઉલ્હાદ,. તેને કીધો બહુ પ્રસાદ;
આપી વિદ્યા પરમાર્થ બુદ્ધિ, થોડે કાળે પામ્યો સિદ્ધિ. ૧૦૪
એકવાર પોહોંત્યો કૈલાસ, હસિયો દેખી લીલાવિલાસ;
પારવતીને શાપે કરી, પામ્યો તેહ યોનિ આસુરી. ૧૦૫
ઉતપત દિતિને ઉદર નિવાસ, મરુતગણ ઓગણ પંચાસ;
પતિ પૂછયા કશ્યપ ભગવાન, કહ્યું સુતનું વચન વિધાન. ૧૦૬
ભીમ ભણે સાંભળતાં એહ, અતિ ઘણું પાતક છૂટે દેહ;
છઠ્ઠે સ્કંધ વચન વિખ્યાત, એટલે કળા પહોંતી સાત. ૧૦૭

**ઇતિશ્રી વિષ્ણુદાસ ભીમ વિરચિત હરિલીલા ષોડશ કળામાં સાતમી કળા સમાપ્ત.**

## કળા ૮ મી.

### પૂર્વછાયા.

સપ્તમે શ્રીપ્રલ્હાદનો, ભક્તિયોગ ભગવાન;
હિરણ્યકશિપુ રિપુ મારિયો, બોલિશ તે આખ્યાન. ૧
વધ દેખી શિશુપાળનો, રાય યુધિષ્ઠિર વાત;
મુનિવર નારદ પૂછીઆ, કહો વૃત્તાંતજ તાત. ૨
નારદ કહે કથા કહું, સુણો યુધિષ્ઠિર રાય;
કૃષ્ણચરણને પામિયા, તેહતણો મહિમાય. ૩

### ચોપાઈ.

એકવાર સનકાદિક ચાર, તે પોહોંચ્યા વૈકુંઠ મુઝાર;
જાતાં વાર્યા મુનિ સંતાપ, જય વિજયને દીધો શાપ. ૪
ઋષિ વિનવિયા ભાવજ ધરી, તે ઉપરે અનુકંપા કરી;
પામિશ હરિપદ નિજ વિશ્રામ, ત્રીજે જન્મ તમારો ઠામ. ૫

### પૂર્વછાયા.

હિરણ્યકશિપુ હિરણ્યાક્ષનો, પ્રથમ જન્મ ભૂપાળ;
બીજે રાવણ કુંભકરણ, દંતવક્ત્ર શિશુપાળ. ૬
વધ દેખી હિરણ્યાક્ષનો, માતા પામી શોક;
પુત્ર જન્મ બહુ બોલીઆ, કીધો તેહ વિશોક. ૭

### ચોપાઈ.

હિરણ્યકશિપુ મન કરે વિચાર, તપ માંડયું અતિ ઉગ્ર અપાર;
રહે નિરંતર વંન મુઝાર, તજ્યું અન્ન ફળ ભોજન વાર. ૮
એમ કરતાં દિન પોહોત્યા ઘણા,નખ ને કેશ ગયા શિરતણા;
બ્રહ્મા આવ્યા અંતર્ધાન, બેઠ વત્સ માગો વરદાન. ૯
ઘર બાહેર નભ ધરા મુઝાર, દેવ અસુર નર પન્નગ નાર;
સૂકે લીલે દિન કે રાત, મુજને મરણ ન આવે તાત. ૧૦
માગ્યું તે આપ્યું વરદાન, થયા વિરંચી અંતર્ધાન;
હિરણ્યકશિપુ હરખે આવિયો, વેગે મેળાવો મેળિયો. ૧૧
ક્રોધ કરી ચાલ્યો અસુરેંદ્ર, યુદ્ધ કરીને છત્યો ઇન્દ્ર;
કાઢયા દેવ ધરીને કંઠ, નાઠા તે પોહોંચ્યા વૈકુંઠ. ૧૨

કેશવને જઇ કર્યો પ્રણામ, કરજોડીને વિનવ્યા સ્વામ;
હિરણ્યકશિપે પ્રભવ્યા અપાર, રાખ રાખ શ્રી વિશ્વાધાર. ૧૩
વિષ્ણુ ભણે દેવો સાંભળો, કરીશ કાજ હું પાછા વળો;
સુતશું દ્રેપ આણશે યદા, પાપી મરણ પામશે તદા. ૧૪
હિરણ્યકશિપુનું બળ બહુ, મારી હાર મનાવ્યા સહુ;
જીત્યા સુરનર પન્નગ લોક, પાળે રાજ્ય તણું ત્રૈલોક. ૧૫
સુત પ્રલ્હાદ વડો તેતણે, ગુરુના પુત્ર કહે તે ભણે;
પિતા પ્રશંસી પૂછે વાત, શું શું ભણિયા કહોની તાત. ૧૬
વળતું વચન કહે પ્રલ્હાદ, કરી ન જાણું બીજો વાદ;
હરિનું નામ ન મૂકું ઘડી, સાચી વિદ્યા એ આવડી. ૧૭
કથાશ્રવણ ને કીર્તન સાર, સ્મરણ ભજવાતણો પ્રકાર;
અર્ચન વંદન સેવા ભેદ, સખ્યપણું આતમનૈવેદ. ૧૮
નવવિધિ ભકિત તણીમુરાર, સઘળા ભણવામાંહે સાર;
સાંભળ સાચું બોલું તાત, રુચી નહીં મુજ બીજી વાત. ૧૯
પિતા ભણાવે સુત નિરગુણ, તુજને એ શિખ દેછે કવણ;
જેશું હું વાંધું સંગ્રામ, તૂં કાં લે છે તેનું નામ. ૨૦
પુત્ર પિતાશું વળતું વદે, વિષ્ણુ વસે સૌકોને હૃદે;
અંતર્યામી રૂપે રહે, તે મુજને શીખામણ કહે. ૨૧

## श्लोक.

शास्ताविष्णुरशेषस्य जगतो हृदि संस्थितः।
तामृते कथितात्मानां ततः कः केन शिष्यते॥ २१

## ચોપાઇ.

અસુર ભણેરે નિષ્ઠુર પુત્ર, તું અવતરિયો મારો શત્રુ;
પિતાવચન મનમાં નવ ધરે, વૈરીતણો પક્ષ અનુસરે. ૨૨
વ્રત દાન તપ તીરથ બહુ, પુસ્તક પોથાં થોથાં સહુ;
મુક્તિ સંપદા વાંછું તાત, ભણું ગોવિંદ ગોવિંદ દિનરાત. ૨૩

## श्लोक.

किंतात वेदागमशास्त्रचिंतनै स्तीर्थैः समस्तैरपि किं प्रयोजनैः।
यदात्मनो वांछितमुक्तिसंपदा गोविंद गोविंद इति स्फुटंरट ॥ २२

## ચોપાઈ.

હિરણ્યકશિપુ રોષે ઉધ્રસે, હોઠ બેહુ તે દંતે ડસે;
તેડયા સેવક કીધો સાદ, ગાઢો તારો એ પ્રલ્હાદ. ૨૪
વચન સુણી લઈ ચાલ્યા તેહ, ગિરિગવ્હરમાં નાંખ્યો તેહ;
વૃક્ષ શિલા વળી મુદ્દગર માર, પણ પીડા નવ પામે લગાર. ૨૫
પરિભવ સિંહ મહિષ ગજ વ્યાલ,વિષ હળાહળ પાવક જ્વાળ;
ભેદે નહીં વજ્રમય અંગ, રક્ષા કરે સ્વામી ગોવિંદ. ૨૬

## શ્લોક.

अरिर्मित्रं विषं पथ्यं अधर्मो धर्मता व्रजेत् ॥
त्वयि तुष्टे जगन्नाथ विपरीते विपर्ययः । २६

## ચોપાઈ.

પાછો આણ્યો રાજદ્વાર, સેવક ભણે સ્વામિ અવિધાર;
અનેક પેરે દૂભ્યો સહી, એને ટીકી લાગે નહીં. ૨૭
ગુરુના પુત્ર વિચિક્ષણ જેહ, શુંડામૃક તેડાવ્યા તેહ;
વળી ભણવાને મૂકયો એહ, રાજનીતિ ભણાવે તેહ. ૨૮
હરિ પુરુષોત્તમ પરમાનંદ, કેશવ કૃષ્ણ મુરારિ મુકુંદ;
સત્ય સનાતન રાઘવ રામ, જીભે જપે ગોવિંદ ગુણગ્રામ. ૨૯
મોટો રાજા એક મુંકુંદ, ભવભયભંજન શ્રીગોવિંદ;
તે ત્યાં નિત્ય ભણે પ્રલ્હાદ, બીજો છાંડે વાદવિવાદ. ૩૦
એક વાર સૂની નિશાળ, તેડયા સઘળા નાના બાળ;
અહનિશિ ધ્યાઓ શ્રીગોપાળ,બીજુ ભણવું આળ પંપાળ. ૩૧
વળતા બાળક બોલ્યા સાર, એ સીધો છે સૂત્ર વિચાર;
વેદ જાણવા સ્વર વ્યંજન, અમો ભણું અક્ષર બાવન. ૩૨
ભણે પ્રલ્હાદ સુણોરે મિત્ર, તમો ભણો છો તે કોણ સૂત્ર;
સિધો વર્ણું વ્યાપક નિર્વાણ. ક્ષરે નહીં તે અક્ષર જાણ. ૩૩
નારદતણાં વચન છે જેહ, સુણો ઉપદેશ કહું છું તેહ;
બાળપણે સેવો દેવેશ, વિષય ન વ્યાપે યૌવન વેશ. ૩૪
વાંછે પુત્ર કલત્ર સંયોગ, મિત્ર પશૂ ધન નાના ભોગ;
રાગ દ્વેષ તૃષ્ણા અહંકાર, મત્સર મૃષા દર્પ અપાર. ૩૫

કામ ક્રોધ મદ લોભ વિશાલ, આશા બંધન માયા જાલ;
મસ્તક કુટુંબતણો બહુ ભાર, ચિંતાવ્યાકુલ ગૃહવ્યાપાર. ૩૬
વિષ્ણુવારતા નવ સાંભરે, મન માંકડ તો દશ દિશિ ફરે;
છાંડી જાયે યૌવન વેષ, પૂઠે જરા કરેજ પ્રવેશ. ૩૭
જરા શાકિની દોષ અગાધ, જમને આવે સઘળી વ્યાધ;
ઈંદ્રિય સકળ હીનબળ થઈ, બળ બુદ્ધિ ને પરાક્રમ નહીં. ૩૮
ઢીલી ત્વચા લિબરિયા ગાલ, શિર કંપે ચખ ગળે અપાર;
દશન રહિત મુખ જર્જર ગાત્ર, શોક મોહ પીડે દિનરાત્ર. ૩૯
પુત્ર કલત્ર આદર નવ કરે, બેઠો પરવશ પેટજ ભરે;
ભૂખ્યાં તરસ્યાં નહિ સંભાળ, લજ્જા રહિત થયા ગૃહપાળ. ૪૦
સગાં સબંધી ન કરે વાત, ઘરડો બળદ જ્યમ કાઢી નાથ;
તોહે જાણે હૂં ઘરધણી, મન વળગી મમતા પાપિણી. ૪૧
કાળ પોહોંતે પામે મરણ, યમયાતના વળી અવતરણ;
યૌવન જરા મરણ ભયપાશ,વળી અધોમુખ ઉદર નિવાસ. ૪૨
સ્વર્ગ ધરા પુનરપિ પાતાળ, જાણે રેંહેંટતણી ઘટમાળ;
એણિપેર ફેરા ફરે અપાર, ભવસાગર નવ પામે પાર. ૪૩
સાચી વાત સાંભળો સહી, વિષ્ણુ વિના છૂટીએ નહીં;
ક્ષણભંગુર છે અસ્થિર દેહ, સેવો નિત્ય આતમા તેહ. ૪૪
એક સદોદિત સર્વાવાસ, સત્ય સનાતન સ્વયપ્રકાશ;
અનંત અંતરયામી હરી, બીજી વિદ્યા મૂકો પરી. ૪૫
એણીપેર વચન વિવેક વિચાર, હરિ ઓળખવાતણો પ્રકાર;
દયા કરીને દીધી શીખ, સઘળા કીધા આપ સરીખ. ૪૬
આવ્યા ગુરુ દીઠો પ્રલ્હાદ, કરતો વિષ્ણુકથા સંવાદ;
મનમાંહે વિમાસણ થઈ, પગની જ્વાળા મસ્તક ગઈ. ૪૭
અરે કુબુદ્ધી ફરું કર્યું, એકજ તૂં વંઠયે નવ સર્યું;
વણસાડી સઘળી નીશાળ, રોષે ભરિને દીધી ગાળ. ૪૮
લેઈ ચાલ્યા બાંહે ધરી, રાવ રાય આગળ જઇ કરી;
પૂરવ કથાતણી પેર કહી, શીખ અમારી માને નહીં. ૪૯
હિરણ્યકશિપુ કહે રે દુષ્ટ, મુજ ભય તુજને નહિ પાપિષ્ટ;
હું ટાળું તુજ જાણી બાળ, મરણતણો તુજ આવ્યો કાળ. ૫૦

ભણે પ્રલ્હાદ કહું એક વાત, દુખકેરૂં કારણ મન તાત;
અંતર્યામી મારો સ્વામ, મરણતણો તેણે રૂંધ્યો ઠામ. ૫૧
પુત્ર કરે છે કૂડો ભાવ, કયાં છે તારો સ્વામી દેખાવ;
બેઠો રહેશે તારો સ્વામ, હવડાં ટાળિશ તારો ઠામ. ૫૨
ભણે પ્રલ્હાદ પિતા અવિચાર, કાલસર્પ કહિયે સંસાર;
તે તો તુને મૂકશે નહીં, હરિ ઓળખ તો છૂટે સહી. ૫૩
એણે વચને ઉપન્યો વિષાદ, કોપ કરી સાહ્યો પ્રલ્હાદ;
વધ કરવા કીધો પ્રારંભ, બાંધ્યો લેઇ સરીસો સ્થંભ. ૫૪
ક્યાં તારો સ્વામી પ્રલ્હાદ, ગાઢે કરની તેને સાદ;
કટકા સહસ્ર કરિશ તુજ દેહ, દેખિશ આડો થાતો તેહ. ૫૫
મારો સ્વામી જે મેં કહ્યો, સ્થાવર જંગમ વ્યાપી રહ્યો;
સાચું વચન કહું વળી એહ, સ્થંભમાંહિ બેઠો છે તેહ. ૫૬

## श्लोक.

भूतानि विष्णुर्भुवनानि विष्णुः
वनानि विष्णुर्गहनानि विष्णुः ।
रात्री दिवा स्त्रीपुरुषेषु विष्णुः
यदास्तिनास्ति रिति देव विष्णुः ॥ ५६

## ચોપાઈ.

તારો સ્વામી સબળ અપાર, જાણીશું જો કરશે વ્હાર;
તેડ તેડ ટાળે દુઃખ સાલ, જમલી બૂસટ જમશો ગાલ. ૫૭
ઊઠયો અસુર ધરીને ક્રોધ, રાતાં લોચન બળવંત યોધ;
વજ્ર સરીખું કાઢયું અસી, વેગે ઉપરે આવ્યો ધસી. ૫૮

## श्लोक.

प्रातिज्ञा तव गोविंद मद्भक्तो नावसीदति ।
इति संस्मृत्य संस्मृत्य प्राण संधारयाम्यहं ॥ ५८

## ચોપાઈ.

શ્રીપતિ સેવક વાણી સુણી, પતિજ્ઞા પાળી આપણી;
સ્થંભ ફોડી નીસરિયા હરી, પ્રગટ્યું રૂપ પુરુષ કેસરી. ૫૯
શ્રીનૃસિંહ કોપે ધડ હડે, મંદિર કોટકોશીસાં પડે;
ગર્જિત કરે બગાઈ બહુ, દેવ અસુર દલ નાઠું સહુ. ૬૦
ગબ્હર ગુફા સરીખું વયણુ, જ્વળતો પાવક બેહૂ નયણુ;
કરનખ દશન અતિ વિકરાલ, અસુરાયણ કુળ કેરો કાળ. ૬૧
શંકા અસુરતણા મનમાંહે, પલાયનતણો કરે ઉપાય;
ઝડપીને લીધો જગનાથ, ચઢ્યો કોપ સીંચાણા હાથ. ૬૨
લઇ ઉત્સંગે પાડયો તેહ, નખે વિલૂરી સઘળી દેહ;
પિધું રુધિર ને ફોડયું પેટ, ખોળે થકી નાંખિયો હેઠ. ૬૩
સહુ સંધાણુ જૂજવું કર્યું, માંસ મેદ કાળજ કાઢિયું;
ગળા માંહે ઘાલી અંતરાળ, સોહે યથા કમળની માળ. ૬૪

## પૂર્વછાયા.

વપુ દેખી નરસિંહતું, મુનિવર સુર નર નાર;
કોય ન આવે આસને, અતિ ઉગ્ર રૂપ અપાર. ૬૫
દેવ ભણે શ્રી સાંભળો, સંતોખો હરિ ભૂપ;
કહે કમળા હું કથમ કરું, બીહું જોઈને રૂપ. ૬૬
શ્રી નૃસિંહ ક્રોધજ તજો, સ્વામી કરો પ્રસાદ;
કર જોડીને વીનવે, સ્તવન કરે પ્રલ્હાદ. ૬૭

## રાગ દેશાખ.

તું હરિ છે એક સનાતન, ભકતવત્સલ ભગવંત;
સર્વ ભૂતને રુદે વસે, અંતર્યામિ તું અનંત. ૬૮
કરજોડી પ્રલ્હાદ ભણે, ઓ સ્વામી કીજે સાર;
સચરાચર તમ રૂપજ દીસે, ભક્ત કારજ અવતાર. ૬૯
મુનિવર દેવ મહાજન સહુ નર, પન્નગ યતિ યોગેંદ્ર;
વિદ્યાધર સિદ્ધ સહુ સેવિત, તારાં ચરણ મુકુંદ. ૭૦
રૂપ અસંભવ નાથ સંવરી, છાંડો ક્રોધ કૃપાળ;
ભીમ ભણે સ્વામી શ્રીનાથે, પ્રલ્હાદની કીધી સંભાળ. ૭૧

### ચોપાઈ.

વિવિધ વચને સ્તવ્યા જગદીશ, શ્લોક ચાર ઉપરે ચાળીશ;
પ્રસન્ન હવા સ્વામી સુર આધ,અવિચળ પદ આપ્યું પ્રલ્હાદ. ૭૨
સેવકને યશ દીધો મુરાર, આગે ભક્ત યથા ત્રિપુરાર;
દશ અધ્યા બોલ્યો વિસ્તાર, શ્રીનૃસિંહતણો અવતાર. ૭૩
સદાચાર સાધારણ ધર્મ, એકાદશમે તેનો મર્મ;
શ્રદ્ધા સહિત આચરે જેહ, ભવ ભય બંધન છૂટે તેહ. ૭૪
સત્ય દયા તપ સંયમ સાર, શૌચ ક્ષમા દમ વિવેક વિચાર;
મૌન અહિંસા અર્થન ચાગ, બ્રહ્મચર્ય વિધા ધન ત્યાગ. ૭૫
અહનિશિ સત્સંગતિ સંતોષ, સર્વ ભૂત મન વર્જિત દોષ;
અન્ન વિભાગ યથાવિધિ એષ, પુજ્ય પુરુષને વિષે વિશેષ. ૭૬
કીર્ત્તન શ્રવણાદિક મન ધરે, નવવિધિ ભક્તિ વિષ્ણુની કરે;
જેને હોયે લક્ષણ ત્રીશ, તે નર પદ પામે જગદીશ. ૭૭
ઉગરતા અધ્યાય છે ચાર, આશ્રમ ધર્મતણા આચાર;
ગૃહસ્થધર્મ ને મોક્ષ ઉપાય, બોલ્યો તેહતણો મહિમાય. ૭૮
ભીમ ભણે સપ્તમસ્કંધ, અધ્યા પંદરતણો પ્રબંધ;
રૂપક સોળ આગળે સાહ, અરધ કથા કળા થઈ આઠ. ૭૯

**ઇતિશ્રી વિષ્ણુદાસ ભીમ વિરચિત હરિલીલા ષોડશ કળામાં આઠમી કળા સમાપ્ત.**

---

## કળા ૯ મી.

### પૂર્વછાયા.

અષ્ટમમાં ઉત્તમ કથા, ઉતપત ચતુર્દશ* મનુ;
ગજ મોક્ષણ સાગર મથન,બલિરાય બંધન ભણું. ૧

---

* એ ચૌદ મનવંતરોનાં નામ નીચે પ્રમાણે:—
૧ સ્વાયંભુવ; ૨ સ્વારોચિષ; ૩ ઉત્તમ; ૪ તામસ; ૫ રૈવત; ૬ ચક્ષુષ; ૭ શ્રાદ્ધદેવ; ૮ સાવર્ણિ; ૯ દક્ષ સાવર્ણિ; ૧૦ બ્રહ્મસાવર્ણિ ૧૧ ધર્મસાવર્ણિ; ૧૨ રુદ્ર સાવર્ણિ; ૧૩ દેવસાવર્ણિ; ૧૪ ઈંદ્રસાવર્ણિ.

પેહેલી સંખ્યા મનુતણી, વળી ગજમોક્ષણ જેહ;
સાગરમંથન બલિબંધન, કહીશ અનુક્રમે તેહ. ૨

## ચોપાઈ.

પ્રથમે મનુ સ્વયંભુવ રાય, સ્વારોચિષ ઉત્તમ મહિમાય;
તામસ રૈવત ચાક્ષુપ જેહ, શ્રાદ્ધદેવ સાવર્ણિક તેહ. ૩
દક્ષ બ્રહ્મા ને ધર્મ નરેંદ્ર, રુદ્રદેવ સાવર્ણિક ઇંદ્ર;
રાજ્ય કરંતાં ચોદે મનુ, વહાણું બ્રહ્માના દિંનનું. ૪
અગસ્ત્ય ઋષિને શાપે કરી, દારુણ યોનિ મૂઢ કુંજરી;
પામ્યો ઇંદ્રદ્યુમ્ન તે રાય, છૂટો બોલિશ તે મહિમાય. ૫
પર્વત મોટો ત્રિકૂટ જેહ, શત યોજન વિસ્તારે તેહ;
સોનારૂપાકેરાં શૃંગ, વાસ વસે ત્યાં દેવ સુચંગ. ૬
પારિજાતિક કલ્પદ્રુમ અંબ, સાલ તાલ તમાલ કુદુંબ;
જાંબુ નિંબ બિજોરી દ્રાક્ષ, ફોફળ ફણુસ બીલી રુદ્રાક્ષ. ૭
વડ પીપળ રાયણ આંબલી, ગુંદી ગોરડીઆં ગુગળી;
ખેર ખજુર ને દાડમ સાર, જંબીરી બદરી દેવદાર. ૮
ચંપક ચારોળી નારંગ, કરણ કેળિ અખોડ સુચંગ;
બકુલવેલિ બિલસરી જાય, ચંદન અગર અતુલ મહિમાય. ૯
અશોક આવળ બાવળ બહુ, પલાશ ને ધાવડિયા મહુ;
શીશમ સાગ સાર ટિંબરૂ, અરણી ને અરલૂ ઉંબરૂ. ૧૦
લવિંગ એળચી સકડ શમી, નાલિકેરિ ફલભારે નમી;
અનેક વૃક્ષ વિચિત્ર અપાર, ત્યાં વનસ્પતિ ભાર અઢાર. ૧૧
નિર્મળ નીર સરોવર સાર, અતિશે પૂરિત કમલ કલ્હાર;
દેખી ઉત્તમ તેહ તડાગ, પાણી પીવા આવ્યો નાગ. ૧૨
યૂથ સહિત . સોહે ગજદેહ, પર્વત સરખો મોટો તેહ;
જઇ જળમાંહે મૂકયો પાગ, નક્રપાશ બાંધ્યો તે નાગ. ૧૩
હસ્તિ તો ખેંચે વન ભણી, તાણે ગ્રાહ સરોવર ભણી;
તાલાવેલિ કરે ગજ તેમ, નિર્ધન પુરુષ કુટુંબી જેમ. ૧૪
સહસ્ર વર્ષ કીધો સંગ્રામ, તોહે નવ પામે વિશ્રામ;
ભક્તિ ભાવ આણી મનગાંય, વીનવિયા સ્વામી હરિરાય. ૧૫

પૂર્વછાયો.

મનસા મધુસૂદન તણી, પૂજે કૃષ્ણ સુચંગ;
સ્તવન કરે શ્રી હરિતણું, શ્લોક પાંચ શુભચંગ. ૧૬

શ્લોक.

हरे मुरारेऽच्युत वासुदेव, नारायणानंत नृसिंहविष्णोः ।
गोविंदरामेश्वर पद्मपाणे मां त्राहि विष्णो भवसागरात्त्वं ॥ १ ॥
मुकुंद गोलोकप विश्वनाथ कृपानिधे राघवरत्ननाभ ।
वैकुंठ परमात्मनुपद्मपाणे मा त्राहि विष्णो भवसागरात्त्वं ॥ २ ॥
श्रीनाथ दामोदर विश्वनाथ लक्ष्मीपते माधव चक्रपाणे ।
गोपाल गोपीवर गोपदेव मा त्राहि विष्णो भवसागरात्त्वं ॥ ३ ॥
*श्रीकेशवानंत श्रीरामचंद्र देवेशलोकेशजगदेकभूप ।
क्षेत्रज्ञ तत्कंट श्रीविश्वयोने मा त्राहि विष्णो भवसागरात्त्व ॥ ४ ॥
अधोक्षजोपेंद्र च नाथनाथ स्वामिन् शरण्यो हरिविश्वनाथ ।
सदोदितानंद मनाब्धिपोत मा त्राहि विष्णो भवसागरात्त्वं ॥ ५ ॥

ચોપાઈ.

ગજનાં વચન સુણી ગોપાલ, ગરુડે ચડી આવ્યા તત્કાલ;
ગ્રાહ વિડારી છોડયો નાગ†, કર જોડી પ્રણમ્યા હરિ પાગ. ૧૭
અંતર્ધાન હવા ભગવાન, બેહુ પામ્યા તે સ્વસ્થાન;
ગજમોક્ષણનો બહુ મહિમાય, સંસારસ્વપ્ન સુણતાં જાય. ૧૮

પૂર્વછાયો.

હવે મથન સાગરતણું, અમૃત કારણ તેહ;
રુદ્ર મોહ ત્યાં પામિયા, દેખી મોહિની દેહ. ૧૯

ચોપાઈ.

લક્ષ્મી રહિત હુવો દેવેંદ્ર, પ્રણમ્યા પાય તણાગોવિંદ;
હરિ વચન સ્તવિયા બળિરાય, આણ્યો મંદર‡ કરી ઉપાય. ૨૦

---

† હસ્તિ. ‡ મંદરાચળ.

ગિરિ મંદર સાગરમાં ધર્યો, વાસુકિ નાગ નેતરે કર્યો;
મુખ્ય દાનવ પુચ્છે સુર ભૂપ, તળે વિષ્ણુ કશ્યપનું રૂપ. ૨૧
પ્રથમે વિષ ઊપનિયું એવ, કૃપા કરી પીધું મહાદેવ;
દાધ્યા દાનવ દશ દિશિ એમ, દવિ પ્રજાળ્યાં તરુવર જેમ. ૨૨
મથન કરે સ્વયં ભગવાન, મકર કુંડલ શોભે કાન;
સમુદ્ર વિલોવે ત્રિભુવન ધણી,ગોરસ ઘોળે જ્યમ ગોવાલણી. ૨૩
મથતાં કામધેન નીસરી, અશ્વ ધનુષ ઐરાવત કરી*;
પારિજાતિક રંભા અપ્સરા, કૌસ્તુભ †મણિ ને દેવાંગના. ૨૪
પાંચજન્ય શશિ શોભા ઘણી, દૈત્ય કાજ સરશે વારુણી;
ધન્વંતરિકર અમૃત જેહ, અસુરે પાડી લીધું તેહ. ૨૫
દેવોતણું શરણુ હરિ ભૂપ, તત્ક્ષણ કર્યું મોહિની રૂપ;
તે દેખી મોહ્યા અસુરેંદ્ર, અમૃત લીધું શ્રી ગોવિંદ. ૨૬
પાયું દેવ અમૃત તે માંહ, ચંદ્ર સૂર્ય વિચ બેઠો રાહ;
કહ્યો તેણે વિષ્ણુનો ભેદ, ચક્ર લેઇ કીધો શિરચ્છેદ. ૨૭
મસ્તક અમર થયું તે તણું, દાનવ વૈર કરે અતિ ઘણું;
તેહ રહ્યા ગ્રહસ્થાનક વ્યાપ, શશિ સવિતાને ગ્રસે અઘાપ. ૨૮
દાનવ દેવ સરીસું યુદ્ધ, રોષ ભરી મૂકયાં આયુધ;
ઈંદ્રે નમુચિ તણું શિર હર્યું, નારદ ઋષિનું વાર્યું કર્યું. ૨૯
અસુરે તજિ અમૃતની આશ, કાંત્યું પીંજ્યું થયું કપાસ;
દૈત્ય કાળ મોહે પાછા વળ્યા, કેવલ કલેશ વિભાગી મળ્યા. ૩૦
રુદ્ર ભણે સ્વામી શ્રીરંગ, નારી રૂપ દેખાડો સુચંગ;
હસિયા હરિ મનમાંહે ઘણું, તત્ક્ષણ રૂપ કર્યું સ્ત્રીતણું. ૩૧
રુદ્ર મોહ નારી સંભોગ, હરિમાયાનો દુસ્તર યોગ;
પ્રગટ હવા કીધો પ્રસાદ, ઉમયા ઈશ તણો સંવાદ. ૩૨

પૂર્વછાયો.

હવે ચરિત્ર રાય બળિતણું, શોભન કર્મ અપાર;
વામન રૂપ એ વિષ્ણુનું, કશ્યપ ઘેર અવતાર. ૩૩

---

* હાથી.

† ચૌદ રત્નનો દોહો.

ગરલ, ધેનુ, હય, ધનુ, કરી, પારિજાતિ, મણિ, રંભ;
શંખ, રમા, શશિ, વારુણી, વૈદ્ય, સુધા, ચલ અંસ.

## ચોપાઈ.

સ્વર્ગ લોકનો અતિ મહિમાય, એક વાર પોહોંચ્યો બળિરાય;
વળિ પાછો આવ્યો સ્વસ્થાન, કરે યાગ નાના વિધિ દાન. ૩૪
કરે અદિતિ તપ વ્રત સાર, ફાગણ માસ દહાડા બાર;
પ્રથમે આરંભ દ્વાદશી અંત, અહનિશિ ધ્યાયે દેવ અનંત. ૩૫
ધૂપ દીપ નાના ઉપચાર, ચંદન કુસુમ સકલ શણગાર;
ભાવ ધરી પૂજે હરિ રાય, પ્રત્યક્ષ હુવા દેવ વરાહ. ૩૬
માગ માગ અદિતિ વરદાન, તેને ઉદરે વસ્યા ભગવાન;
શ્રવણ દ્વાદશી મહિમા સાર, વામન જન્મ્યા જયજયકાર. ૩૭

## સાટિક.

શ્રી વામન ચૌદ વિદ્યા અવધીત,તેજવંત જાણે બીજો આદીત;
લઈ કમંડલ પુરુષ પુરાણ, ભૃગુ ક્ષેત્ર ભણી કીધું પ્રયાણ. ૩૮
ચારે વેદ ઉચરે વાચ, યજ્ઞ માંહે જઇ કીધો યાચ;
હર્ષિત સ્વાગત કરે બળિરાય, એહ વિપ્રતણો અનંત મહિમાય. ૩૯
શુક્ર ભણે સાંભળ બળિરાય, એ વિપ્રતણો અતુલ મહિમાય;
માયાવી વિષ્ણુ વામન રૂપ, કપટ કરી માગે છે ભૂપ. ૪૦
રાજા કહે ધન્ય મારો દિન એહ, શ્રી વાસુદેવ આવ્યા સ્વયંદેહ;
જેહ તણે ચરણે સુર લાગે, તે વિષ્ણુ સ્વયં મુજ કને માગે. ૪૧
દેશ કાલ દ્રવ્ય સંપત્તિ સાર, ભક્તિભાવ મન શ્રદ્ધા અપાર;
એ છે સહુ સુલભ સંસાર, દુર્લભ પાત્ર એ દેવ મુરાર. ૪૨

## ચોપાઈ.

શુક્ર ભણે સુણ રાજા વાત, મારું કહ્યું સાંભળ રે તાત;
વળી વળી માગું વરદાન, વૃત્તિ વિનાશન મ કરિશ દાન. ૪૩

## પૂર્વછાયા.

અસત્ય વચન કેમ બોલીએ, રાજા કહે સંસાર;
સુરનર પન્નગ ચૌદ લોક, સત્યતણે આધાર. ૪૪
સ્ત્રી સંકટ સંગમ વિહિવા, ગૌ બ્રાહ્મણને કાજ;
જૂઠું બોલે દોષ નહીં, શુક્ર ભણે બળિરાજ. ૪૫

પુત્ર કલત્ર સંપત્તિ સકલ, એ છે સર્વે અનિત્ય;
રાજા ભણે તે કારણે, હું નહિ છાંડું સત્ય. ૪૬
કરજોડી બળિ વીનવે, મનવાંછિત જે દાન;
ભુમી, હિરણ્ય, રથ, ગજ, તુરી, માગો શ્રી ભગવાન. ૪૭
વળતા વાડવ બોલિયા, મુજને છે સંતોષ;
તોહે કાંઈ એક માગશું, તારે કારણ તોષ. ૪૮
સનોષી બ્રાહ્મણ સુખી, એહ સનાતન ધર્મ;
લોભ કરંતાં વણસિયે, તૃષ્ણા મૂલ અધર્મ. ૪૯
અતોષી નિર્ધન ભલો, સુખ સંપત્તિ સંભૂત;
કોટિધ્વજ સંતોષ વિણ, હીંડે હા હા દૂત. ૫૦
અધિક લોભ મુજને નહીં, વામન બોલે મર્મ;
મઢી કરેવા મેદની, માગું ત્રણ્ય કદમ. ૫૧

## ચોપાઈ.

આણ્યું ઉદક કરે બળિ દાન, પાત્ર વિપ્ર વામન ભગવાન;
આડો આવ્યો શુક્ર સમક્ષ, વેગે તે કીધો એક ચક્ષ. ૫૨
દીધું દાન સંતોષ્યો ભૂપ, તત્ક્ષણ કીધું ત્રિવિક્રમ રૂપ;
વૃદ્ધિ કરંતાં વામન વીર, વિશ્વરૂપ સોહે શરીર. ૫૩
છત્ર મુકુટ મણિનાં આભરણ, કુંડલ નાભ હૃદે ઉર ચરણ.
નખે છેધું બ્રહ્માંડ સુચંગ, બ્રહ્મકટાહથી આવ્યાં ગંગ. ૫૪
ભોમી ભરતાં શ્યામલવર્ણું, સકલ બ્રહ્માંડ ભર્યું એ ચરણ;
ત્રીજા કેરો નહિ ત્યાં ઠાય, વરુણપાશે બાંધ્યો બળિરાય. ૫૫
કરે વિનંતિ વિંધ્યાવળી, કરજોડી પ્રણમે હરિ વળી;
તત્ક્ષણ ત્યાં આવ્યા પ્રહ્લાદ, ત્રૂઠયા વિષ્ણુ કર્યો પ્રસાદ. ૫૬
રાજા પ્રતિ કહે ભગવાન, 'મનવાંછિત માંગો વરદાન;
બોલ બોલ હું પૂરું કામ, ચરણ શરણ તમારે સ્વામ. ૫૭
છોડયા બંધન કેરા પાશ, ગોત્ર કુટુંબ સહિત બળિ વાસ;
સંધાતે સ્વામી ગોપાળ, સુતળે પ્રવેશ કર્યો તત્કાળ. ૫૮
જવ મળ્યા પિતામહ પ્રહ્લાદ, અહનિશ વિષ્ણુકથા સંવાદ;
ભક્તે બાંધ્યા પોળદ્વાર, રહિયા સ્વામી દેવ મુરાર. ૫૯

સત્યવ્રત રાજા તપ આચરે, નદી કૃતમાળાએ તર્પણ કરે;
મચ્છ ભણે સાંભળો વૃત્તાંત, સાત દિવસ માંહે કલ્પાંત. ૬૦
સર્વ ઓષધી નાવ સુચંગ, બાંધી લેઇ સરીશું શૃંગ;
રાજા પૂછે પુરુષ પુરાણ, કહિયું સમ્યક્ મત્સ્યપુરાણ. ૬૧
ભીમ ભણે એ કથા પવિત્ર, વામન કેરૂં અતુલ ચરિત્ર;
નરનો નિર્મળ થાયે દેહ, નવમી કળા પોહોંતી તેહ. ૬૨

**ઇતિશ્રી વિષ્ણુદાસ ભીમ વિરચિત હરિલીલા ષોડશકળામાં નવમી કળા સમાપ્ત.**

---

## કળા ૧૦ મી.

### પૂર્વછાયો.

નવમી ઈશ કથા કહું, સમર્થ રાજા જેહ;
સૂર્ય સોમવંશી તણા, બોલિશ મહિમા તેહ. ૧

### ચોપાઈ.

બેહુ વંશતણા રાજાન, તે માંહે રામ કૃષ્ણ પ્રધાન;
તે શ્રી વિષ્ણુતણા અવતાર, અવતરિયા હરવા ભૂભાર. ૨

### પૂર્વછાયો.

શ્રી સવિતાને પ્રણમે, સુર નર નાયક નાક;
વૈવસ્વત રાજા વડો, તેનો પુત્ર ઈક્ષ્વાક. ૩

### ચોપાઈ.

ઇલિ ઈક્ષ્વાકનો રાય યયાતિ, છત્યા તેણે સકલ અરાત્ય;
તેને સુતા સુકન્યા જેહ, મુનિવર વચને પ્રણમ્યા તેહ. ૪
નાભાગ સુત રાજા અંબરીષ, જાણ્યો તેણે સંસાર અલિક;
સપ્તદ્વીપ કેરો તે રાજ, રાજા ભણે નહીં મજ કાજ. ૫
તેની રક્ષા કારણે હરી, ચક્ર આપ્યું અનુકંપા કરી;
રાજનીતિ પાળે નિજદેશ, અધર્મતણો નહીં લવલેશ.

ધન તન મમતા વિષય વિરક્ત, વિષમા ભોગ નહીં આસક્ત;
યાગ કરે આપે બહુ દાન, ભક્તિ ભાવે ધ્યાવે ભગવાન. ૭
વાણી વિષ્ણુતણા ગુણ ગાય, કરે પૂજારથ તીરથ પાય;
નયણે નિરખે નરહરિ લિંગ, ગંધ નિર્માલ્ય ચરણ શ્રીરંગ. ૮
વાંછે પ્રીતિ સદા સતસંગ, કાયા સુપ્રસન્ન વૈષ્ણવ અંગ;
શિરે પ્રણામ કથારસ કાન, મન મધુસૂદનનું નિજધ્યાન. ૯
દશ ઇન્દ્રિયકેરા વ્યાપાર, તે લેઇ સોંપ્યા સર્વાધાર;
નિદ્રા ભોગ તજી અન્નપાન, અભયા વ્રત કરે રાજાન. ૧૦
આવ્યો ઉત્તમ કાર્તિક માસ, શુક્લ એકાદશી ઉપવાસ;
વિવિધિ વ્રત રાજા આચરે, તેહતણું ઉદ્યાપન કરે. ૧૧
અષ્ટ અર્બુદ આપી ગાય, દ્વિજ સંતોષ્યા લાગી પાય;
રાય ઉપકર્મ કરે પારણે, દુર્વાસા આવ્યા આંગણે. ૧૨

## પૂર્વછાયા.

રાય અતિ ઘણું હરખિયો, કીધા હર્ષે પ્રણામ;
પવિત્ર કરવા અમને, ભલે પધાર્યા સ્વામ. ૧૩
દુર્વાસા આમંત્રિયા, દેઈ બહુ સન્માન;
તત્ક્ષણ યમુના ચાલિયા, કરવા નિત્યસ્નાન. ૧૪

## ચોપાઈ.

દ્વિજ નાવે થોડી દ્વાદશી, રાજા મંન વિમાસણ વશી;
વ્રત સંપૂરણ ભોજન વિપ્ર, તેનું કારણ કહોની ક્ષિપ્ર. ૧૫
વિપ્ર ભણે ચોસઠે પ્રવાસ, પાણી ભંગ ન કરે અપવાસ;
રાયે કીધો આશો વિચાર, આસન બેશી ઉદકનો આહાર. ૧૬

## પૂર્વછાયા.

દુર્વાસા ત્યાં આવિયા, કોપે કંપે દેહ;
આગે પાવક પરજળે, વળી ઘૃત સીંચ્યુ તેહ. ૧૭
તોડી જટા મસ્તક તણી, નાશ કરેવા રાય;
તત્ક્ષણ કૃત્યા ઊપની, કાયા પર્વત પ્રાય. ૧૮
રાયભણી તે સાંચરી, મનમાંહે બહુ ખીજ;
ચક્રે તે ભસ્મી કરી, વૃક્ષ દહે જ્યમ વીજ. ૧૯

### ચોપાઈ.

સૂર્ય કોટિ સરીખું જેહ, ઋષિ દુર્વાસા દાધે દેહ;
નાઠા તે સહિ ન શકે તાપ, પૂઠે દવ જ્યમ આગળ સાપ. ૨૦
મેરુ મહા ગિરિ સાગર સાત, ગગ્હર શબ્દ કરે નિર્ઘાત;
ભુવિ પાતાળ ફર્યા સુરલોક, તોહે પૂઠ ન છાંડે શોક. ૨૧
બ્રહ્મ લોકે પોહોંચ્યા સહી, બ્રહ્મા ભણે રખાએ નહીં;
રુદ્ર ભણી ચાલ્યા કૈલાશ, ઉગરવા કેરી નહીં આશ. ૨૨
નેત્ર ઉરે ગળે ગદગદ કંઠ, ઉતાવળા ગયા વૈકુંઠ;
ચક્રતાપ મુજ બાળે અંગ, રાખ્ય રાખ્ય સ્વામી શ્રીરંગ. ૨૩
શરણ પામીઓ બ્રાહ્મણ દીન, વિષ્ણુ ભણે હું ભક્તાધીન;
બીજો કાંઈ નથી ઉપાય, પાછા વળી સંતોખો રાય. ૨૪
વચન સુણી દુર્વાસા વિપ્ર, રાજા પાસે આવ્યા ક્ષિપ્ર;
વિનય કરીને લાગ્યા ચરણ, ત્રાહે ત્રાહે શરણાગત શરણ. ૨૫

### પૂર્વછાયા.

રાજા ભણે બ્રાહ્મણ હરિ, મારે એહ સમાન;
ચક્ર સ્તવી સંતોષિયું, દુર્વાસા ભગવાન. ૨૬
વિપ્ર સંગાથે પારણું, ખટરસ બહુ પકવાન;
હરખ્યા ઋષિ પાછા વળ્યા, હુઆ અંતર્ધાન. ૨૭
જુવો વિષ્ણુ ભગત તણો, એહ અતુલ્ય મહિમાય;
શાપ ન લાગ્યો અંત કાળે, હરિપદ પામ્યો રાય. ૨૮

### ચોપાઈ.

મોટા રાજા જે યૈવનાશ્વ, ગર્ભ તેહને ઉદરે નિવાસ;
પુત્ર જન્મિયો ફાડી કૂખ, ચક્રવર્ત્તિ માન્ધાતા ભૂપ. ૨૯
તેને સપ્ત દ્વીપ આવાસ, ત્રણ્ય પુત્ર કન્યા પંચાસ;
સૌભરિ ઋષિને દીધી તેહ, પતિ સંઘાતે છાંડી દેહ. ૩૦
સબળ જેહ ત્રિશંકુ નરેંદ્ર, તેનો સુત સત્ય હરિશ્ચંદ્ર;
ભૂતસિદ્ધિ જાણે હરિ ધ્યાન, રાજા પામ્યો પદ નિરવાણ. ૩૧
બાહુકસુત જે સમરથ રાય, મોટો તેહતણો મહિમાય;
સાત સમુદ્ર જેણે ખાઈ કરી, સગર તણી કીર્ત્તિ સાગરી. ૩૨

દિલિપ પુત્ર ભગીરથ રાય, આણી ગંગા તપ મહિમાય;
આગળ થકો રાય મહારથી, પૂઠે આવે ભાગીરથી. ૩૩
કપિલ શાપે પ્રજાળ્યા દેહ, સાઠ સહસ્ર ઉદ્ધરિયા તેહ;
તેહતણી કીર્ત્તિ અભિનવી, મૃત્યુલોકે આણી જાન્હવી. ૩૪
જેને દર્શને જાયે પાપ, સ્પર્શન માત્ર ટાળે સંતાપ;
મજ્જને નાસે ભવ સંસાર, સેવા પુણ્ય ન જાણું પાર. ૩૫
સ્મરતાં પૂરે સર્વે કામ, મરણે આપે અવિચળ ઠામ;
સઘળો ગંગાનો વિધિ એપ, ઉત્તર વાહિની ત્યાંહાં વિશેષ. ૩૬
ધવલ પ્રવાહ ધર્મનું રૂપ, મસ્તકે વહે સદાશિવ ભૂપ;
પાવન ચર્ણોદક શ્રીરંગ, ધન્ય ધન્ય જે સેવે ગંગ. ૩૭

## श्लोक.

धर्मद्रव्यमपां बीजं वैकुंठचरणच्युतं ।
धृतं मुर्ध्नि महेशेन ततस्तदमलं जलं ॥ ३७ ॥

## ચોપાઈ.

રાજા અજને સુત દશરથ, તેને ચાર પુત્ર સમરથ;
પિતુવચને વન ચાલ્યા રામ, પિતા પરમ પદ ઉચર્યું નામ. ૩૮

## છપ્પય.

બાંધવ લક્ષ્મણ રામ, સતી સંઘાતે સીતા,
ગુહા દેશ ચિત્રકૂટ, રામગિરિ વેગે પહોંતા;
લક્ષ્મણ લાવે જેહ, તેહ રાઘવને સોંપે,
વનફળ કરે આહાર, સાહસે સત્ય ન લોપે;
મારિચ મૃગ થઇ આવિયો, માયા રૂપ ધરી કરી;
શ્રીરામે તે રણ મારિયો, રાવણ ગયો સીતા હરી. ૩૯
પંખી જટાયુ જેહ, તેહ પણ વારે ચઢિયો,
પેટભરૂ એ પંખિ, તેહ પણ રણમાં પડિયો;
ત્યાં આવ્યા શ્રીરામ, નામ દશરથસુત જાણી,
કર જોડી વીનવી, કહી સુધ સીતા રાણી;
રામ રામ વાણી વદે, આનંદ મન અતિ જેહને;
અવિચળ ગતિ તેની હવી, જે પંખી જન્મ જટાયુને. ૪૦

કીધી રૂપ વિરૂપ, નાક વિન રાક્ષસનારી,
અહલ્યા ગૌતમ ઘરુણિ, ચરણ રજ ધરતાં તારી;
ખર દૂખર ત્રિશિરા, તેહ પણ રણમાં મારયા,
ચૌદ સહસ્ત્ર સુરશત્રુ, બાણથી નર્કે નિવાર્યા;
સપ્ત તાડ તે ભેદિયા, વાનર મળ્યા કથા કહી;
તત્ક્ષણ વાળી મારિયો, સુગ્રીવ રાય કીધો સહી. ૪૧
મુદ્રિકા લેઇ હનુમાન, માન પ્રભુને અતિ સોહાતા,
લાગી નહીં લગાર, વેગશું લંકા પોહોંતા;
સીતાને સુધ કહી, દહી સર્વ નગરી ભેદી,
ચરણ જુહારી રામ, સ્વામીને કથા નિવેદી;
નર પામર ભવસાગર તરે, રામનામ મહિમા અશો;
અનુસરયા સહૂ વાનર તરયા, તો અસંભાવ્ય તેનો કશો. ૪૨

## श्लोक.*

रामनाम तव नाम जपंतः, पामरा अपि तरंति भवाब्धिम् ।
अंगसंगभवदंगुलिमुद्रिका, चित्र मेनरम कपिरब्धिं ॥ ४२

## છપ્પય.

રાઘવ† લેઈને રીંછ, બીજી ભડ સૈન્ય અપારા,
કપિ રાજા સુગ્રીવ, સહિત તે પદ્મ અઢારા;
સાગર બાંધી પાજ, કાજ વૈદેહી સીતા,
ઇંદ્રજીત કુંભકર્ણ, પ્રહસ્ત શુકસારણ જીતા;
નલ નીલ રીંછ પાષાણ ગિરિ, સૈન્ય સબલ રાઘવતણું;
જળે તારયા પાષાણ તે, પૂર્ણ પ્રતાપ રાઘવતણો. ૪૩

## ચોપાઈ.

શારંગ ધનુષ ધરી શ્રીરામ, બહુ રાક્ષસ જીત્યા સંગ્રામ;
રાવણનાં દશ મસ્તક કાપિ, લંકારાજ વિભીષણ થાપિ. ૪૪
નગર અયોધ્યા ઉત્તમ ઠામ, સીતા લઈ આવ્યા શ્રીરામ;
તરિયાં તોરણ ઘરઘર બાર, ગીત મહોત્સવ ગાયે નાર. ૪૫

† રાઘવ; રામ.

નવનિધિ સંપતિ સુખિયા લોક,વ્યાધિ વિયોગ નહીં દુખ શોક;
જરા મરણ તણો ભય હરયો, ત્રેતામાંહે કૃતયુગ કરયો. ૪૬
દીન ઉપરે અધિક સંવાય, શ્વાન પક્ષીનો કીધો ન્યાય;
એણીપેર રાજ્ય કરે શ્રી રામ, પ્રજાને પૂરે સર્વ કામ. ૪૭
વર્ષ સહસ્ર અગિયાર શ્રીરામ,કરી રાજ્ય પહોંતા નિજ ધામ;
સિંહાસન બેઠો કુશ રાય, તેહતણો મોટો મહિમાય. ૪૮
તેહતણા પુત્રપૌત્ર અનેક, તેહતણો કથમ કરૂં વિવેક;
રાજ બીજ રાખેવા એહ, આશ્રમ બદરી મૂક્યો તેહ. ૪૯
મિથિલા નગરી રાજા જનક, યાગ કરી બહુ આપે કનક;
એક મને ધ્યાતાં હરિ ધ્યાન,બોહોતર પામ્યા આતમ જ્ઞાન. ૫૦

## પૂર્વછાયો.

હવે શ્રી સોમવંશની, કથા અનોપમ સાર;
કાંઇ સંક્ષેપે કરી, બોલિશ તેહ વિચાર. ૫૧

## ચોપાઈ.

અત્રિ ઋષિનો રાજા સોમ, તેહ પ્રકાશ કરે નિત વ્યોમ;
અમૃત ઝરે હરે દુઃખ દેહ, વ્યાધિ નિવારે વનસ્પતિ તેહ. ૫૨
તેહતણો સુત બુધ બલરૂપ, તે ગ્રહપદવી પામ્યો ભૂપ;
બુધ બુદ્ધિવંતો ગુણ નિર્મળા, તેહતણે ઘેર નારી ઇલા. ૫૩
બુધતણો તે સુત પુરુરવા, તેહતણા ગુણ અતિ અભિનવા;
નવ ખંડ સકળ ભોગવી ધરા, મન મોહ્યું ઉર્વશી અપ્સરા. ૫૪
સ્ત્રી વિરહે ઉપનો વૈરાગ, નાના વિધ કીધા બહુ યાગ;
યજ્ઞ પુરુષ સંતોષ્યા રામ, ગૈલ પામિયો ઉત્તમ ઠામ. ૫૫
પરશુરામ નારાયણ અંશ, અવતરિયા ભાર્ગવને વંશ;
પિતા જમદગ્નિ રેણુકા માય, જેના.સુરનર વંદે પાય. ૫૬
કીધું વચન સંતોષ્યા બાપ, મારી માતા વર્જિત પાપ;
પ્રસન્ન થઈ આપ્યો વર એહ,બાંધવ સહિત જીવાડી તેહ. ૫૭
રાજા આવ્યો મેલી સૈન, સબળપણે લેઈ ચાલ્યો ધેન;
તપ પૂરણ કરિ આવ્યા રામ, કોપ ચડ્યો કીધો સંગ્રામ. ૫૮

સહસ્ર બાહુ છેદિ તતકાળ, જાણે વૃક્ષતણી કરી ડાળ;
માર્યો કાર્તવીર્ય રણમાંય, યુદ્ધ કરી ઘેર આણી ગાય. ૫૯
તોહે રામ ન જાયે રીસ, ક્ષત્રી હણીઆ વાર એકવીશ;
કીધી ધરા નિષ્કંટક એહ, કશ્યપ ઋષિને આપી તેહ. ૬૦
વાસુદેવ કેરો અવતાર, એનાં ચરિત્ર ન જાણું પાર;
સદા અમર એ પુરુષપુરાણ, બાણાધિપમાં અધિક પ્રમાણ. ૬૧
ગાધિતણો સુત વિશ્વામિત્ર, રાજર્ષિ તે હવા પવિત્ર;
ઋતુધ્વજતણો મોટો મહિમાય, તેહ તણો સુત અર્કલ રાય. ૬૨

## પૂર્વછાયો.

પુત્ર પુરુરવાતણો ક્ષત્રી અવધિ રાજન;
તેની સંતતિ અતિ ઘણી, પુત્ર પૌત્ર સંતાન. ૬૩

## ચોપાઈ.

નહુષતણો સુત યયાતિરાય, તેહતણો મોટો મહિમાય;
અનેક ભોગ કર્યા અદ્‌ભુતા, ઘેર ભાર્યા શુક્રની સુતા. ૬૪
તપ વ્રત કરે કરે પ્રભુ યાગ, અંતકાળે પામ્યો વૈરાગ;
તત્ક્ષણ સંપત્તિ આતમજ્ઞાન, તેહતણો સુત પુરુ રાજાન. ૬૫
સબળ એક રાજા દુષ્યંત, વેરી કેરો કીધો અંત;
તેના અનેક ગુણ નિર્મળા, પરણ્યો રાણી શકુંતળા. ૬૬
તેનો પુત્ર ભરત અભિધાન, ચક્રવર્તિ મોટો રાજાન;
ભૂતળ રાજા એવો સહી, તે સરખો કો હૂઓ નહીં. ૬૭
રંતિદેવ સંકૃતનો પુત્ર, મોટો રાજા પરમ પવિત્ર;
આપે દાન સકળ સંપત્ત, ભોજન માત્ર ન રાખે વિત્ત. ૬૮
એકવાર નવ પામે અન્ન, અડતાળીશ દિવસે ભોજન;
બેસે રાજા પારણે જવે, એક અભ્યાગત આવ્યો તવે. ૬૯
તે સંતોષ્યો પૂજી પાય, એક વિભાગ આપિયો રાય;
વળી કરે ઉપક્રમ આહાર, અંત્યજ એક આવિયો દ્વાર. ૭૦
દીનરૂપ સંઘાતે શ્વાન, ગાઢે સાદે માગે ધાન;
રાગે તેને કરી જુહાર, એક વિભાગ આપિયો આહાર. ૭૧

ઉગરતું અંન વાધ્યું જેહ, એક વિભાગે પોખિયો તેહ;
રાજા પાણી કરે આહાર, મનમાંહે આનંદ અપાર. ૭૨
બેઠો રાય આરોગે વારિ, ચોહોરી એક આવિયો બાર;
જિવ્હા સુકે માગે નીર, ઉદક વિના નવ રહે શરીર. ૭૩
જળ આપી સંતોષ્યો તેહ, રાજા મંન વિચારે એહ;
આગે અનેક ભૂપતિ ગયા, કાચી કાયા સાચી મયા. ૭૪
વ્રત દાન તપ તીરથ સાર, તે સમોવડ નાવે સંસાર;
વળી એક કહું મોટો મર્મ, દયા વિના નહીં સાચો ધર્મ. ૭૫
હેમ ધરા મોતી ભંડાર, સુલભ છે એહના દાતાર;
સર્વ ભૂત દયાપર જેહ, પુરુષ ધુરંધર દુર્લભ તેહ. ૭૬

## श्लोक.

हेमधनधरादान दातारः सुलभा भुवि ।
दुर्लभाः पुरुषा लोके सर्वभूतदयापराः ॥ ७६ ॥

## ચોપાઈ.

સકલ ધર્મનું સાધન જેહ, થોડામાંહે બોલ્યું તેહ;
જેણે આપ પીડાએ સહી, તેહ અવરને કીજે નહીં. ૭૭

## श्लोक.

श्रूयतां धर्मं सर्वस्य श्रुत्वा चैव विवार्जित : ।
आत्मनः प्रतिकूलानि परेषां न समाचरेत् ॥ ७७ ॥

## ચોપાઈ.

સત્ય દયા તપ સાહસધીર, છાંડી મમતાતણું શરીર;
એણી પેરે રંતિદેવ રાજાન, તેહ પામીઓ આતમજ્ઞાન. ૭૮
શંતનુ સુત રાજા ગાંગેવ, જેનું દર્શન સરખું દેવ;
તેણે કીધો બહુ સંગ્રામ, યુદ્ધ કરી સંતોષ્યા રામ. ૭૯
પાંડુતણો સુત રાય અર્જુન, તેનો સુભટ મહા અભિમન્ય;
તેનો સુત પરીક્ષિતરાય, જન્મેજય મોટો મહિમાય. ૮૦

યદુરાજા કુળે યાદવ હુઆ, તેહતણા મહિમા જાણુવા;
અંધક ભોજ ને વૃષ્ણી વિશાલ, સાત્વિકદાસા હરિભૂપાલ. ૮૧
યાદવમાંહે વડા વસુદેવ, જેને રામ કૃષ્ણ સુત એવ;
તે મહાવિષ્ણુતણા અવતાર, જેનાં કર્મ ન જાણૂં પાર. ૮૨
સૂર્ય સોમવંશ છે વિસ્તાર, મહિમા અનંત ન જાણું પાર;
સંક્ષેપે મેં કીધા એહ, અધ્યા નાયક રાજા જેહ. ૮૩
જેની કીર્ત્તિ કલિમલ હરે, તત્ક્ષણુ શુદ્ધ વાસના કરે;
છોડે પાશ તણાસંસાર, અવિચળ પદના હરિ દાતાર. ૮૪
નવમે પવિત્ર કથા એ સાર, અનેક રાયતણા અવતાર;
ભીમ ભણે બુદ્ધિમાને કહી, દશમી કળા પોહોંતી સહી. ૮૫

**ઇતિશ્રી વિષ્ણુદાસ ભીમ વિરચિત હરિલીલા ષોડશ કળામાં દશમી કળા સમાપ્ત.**

---

## કળા ૧૧ મી.

### પૂર્વછાયા.

શ્રી નારાયણુ સકલજનજીવન જગદાધાર;
મુરારિ માધવ મુકુંદ હરિ, ગોવિંદ ગુણુ નહિ પાર. ૧
નરક નિવારણુ ભય હરણુ, ભૂધર ભક્તાધાર;
એક વાણીએ કયમ કહું, ચરિત્ર ન જાણું પાર. ૨
દશમે લક્ષણુ આહમું, નિરોધ દૈત્ય સંહાર;
ભૂમિભાર ઉતારવા, યાદવકુલ અવતાર. ૩
જ્ઞાન વૈરાગ્ય વિવિધિ ભક્તિ, ધર્મ સ્વર્ગ નિધાન;
અવતાર અન્ય અંશકલા, કૃષ્ણુ સ્વયં ભગવાન. ૪
તેણે કારણુ બોલિયે, દશમ કૃષ્ણુ ચરિત્ર;
ઉત્તમ કથા સુમંગલા, સુલલિત કથા પવિત્ર. ૫

### શ્લોક.

अंशावतारः कर्त्तव्यो हरिस्तेषु महात्मनां ।
कृष्णावतार स्त्वंशेन तच्चित्रं दशमे मतं ॥ ६ ॥

## પૂર્વછાયા.

સનકાદિક ગાયે સદા, શ્રવણુ સુખાવહ એહ;
મનોહર ભવભય ટાળવા, ભેષજ ભણિયે તેહ. ૬
તેહ કવણુ સેવે નહીં, જેને મસ્તકે કાન;
ભવ લાધ્યો માનુષ્યનો, જે* ઘટ હોયે સાન. ૭

## ચોપાઈ.

કહેતાં કૃષ્ણુકથાની યુક્તિ, વિરમે અથવા પામે તૃપ્તિ;
એક વિના જે હૂતા પશુ, બીજા નર એ પોખે અશુ. ૮
બહુ રાજાન અસુર મંડળી, તેને ભારે ભુમિ આકુળી;
એક વાર ગૌ રૂપે થઈ, બ્રહ્મા આગળ રાવે ગઈ. ૯
ધરા ભણે બ્રહ્મા અવિધાર, સકલ લોક મારે આધાર;
મુજને પીડા છેય અપાર, સહિ ન શકું હું દુષ્ટનો ભાર. ૧૦
તેહતણી અનુકંપા કરી, બ્રહ્માએ વીનવિયા હરી;
સુર સેવકની રક્ષા કરો, મૃત્યુલોક માંહે અવતરો. ૧૧
વળતું વચન કહે દેવેશ, મસ્તકના બે આપ્યા કેશ;
પૃથ્વીતણો હરવાને ભાર, બાંધવ રામકૃષ્ણુ અવતાર. ૧૨
વિષ્ણુતણી વાણી સાંભળી, બ્રહ્મા આવ્યા પાછા વળી;
હરખ્યા દેવ હવો આનંદ, મુનિવર પામ્યા પરમાનંદ. ૧૩
ધરા માંહે મોટા રાજાન, કરે યાગ પૂરણુ ધન ધાન્ય;
તેમાં યાદવવંશ વિશાલ, દેવ ઉગ્રસેન ભૂપાલ. ૧૪
દેવક સુતા દેવકી જેહ, વસુદેવને પરણાવી તેહ;
કંસ મને રળિયાતજ થયો, બેહેન વળાવા સાથે ગયો. ૧૫
શબ્દ એક હવો આકાશ, કંસ તાહરો કરશે નાશ;
સમ્યક્ વેરી જાણે તેહ, એનો ગર્ભ આઠમો જેહ. ૧૬
કંસે વાત સાંભળી તેહ, વિષનું વૃક્ષ ઉછેદૂં એહ;
આઠતણું દોણુ લેશે પાપ, એક મારશે ટળે સંતાપ. ૧૭
અસુરતણે મન રીસજ વરી, સાહ્યા કેશને કાઢ્યું અશી;
બનેવીને શંકા ચડી, દીઠી સાળાની સુખડી. ૧૮

* જેને ઘટ-હૃદયે સાન-સમજ હોય તે.

### પૂર્વછાયા.

બળ કાંઈ ચાલે નહીં, વિમાસે વસુદેવ;
ઊઠી આગ દોડીખડે, જોયો કર્મ નખેવ. ૧૯
એ પરભવ કોને કહું, વાડ ચીભડાં ખાય;
યુક્તિ કરીને પ્રીછવું, . બીજો નથી ઉપાય. ૨૦
શામ વચન બોલે નહીં, અવસર આવ્યાં જેહ;
ચતુરપણે ચેતે નહીં, વેહેલો વણસે તેહ. ૨૧

### श्लोक.

प्रस्तावंसदृशं वाक्यं प्रभावसदृशंवलम् ।
आत्मशक्तिसमं कोपं योजानाति सपंडितः ॥२१॥

### ચોપાઈ.

ભણે વસુદેવ કંસ અવિધાર, પાપ ન કીજે એણે સંસાર;
અબળા વધ ન ઘટે નરેશ, સાંભળ અધ્યાતમ ઉપદેશ. ૨૨
કાયા પંચ ભૂત વિસ્તાર, યૌવન જરા કૌમાર વિચાર;
દેહી દેહતણો વિછોહ, ધીર પુરૂષ નવ પામે મોહ. ૨૩
જીવતણા છે નાના દેહ, તેહતણો નવ આવે છેહ;
છાંડે જૂનું એહ શરીર, પેહેરે નવું યથા નર ચીર. ૨૪
દેહી- યદા કરે પ્રયાણ, ખડ માંકડી તણી પેરે જાણ;
ચરણ આગલાં આઘાં કરે, તો પગ પાછલ્યા ઊધરે. ૨૫
અનાદિ માહોમાંહે સબંધ, જાણે કૂપે પડિયો અંધ;
જ્ઞાનરૂપ નિજ પામે નહીં, ત્યાં લગિ બંધન છૂટે નહીં. ૨૬
પુત્ર કલત્ર યથા ધન દેહ, સ્વપ્ન પદારથ સરખું તેહ;
પીડે શરીર એ અવિચળ હંસ, વચન વિવેક પ્રીછ્યો કંસ. ૨૭
સત્ય વચન વળી બોલું એહ, મારે સંતતિ થાશે જેહ;
તે હું તુજને આપિશ સ્વામ, કીધો સમય પોહોંતા ઠામ. ૨૮
પ્રથમે જન્મ્યા કીર્તિવંત, કહે દેવકી સાંભળ કંથ;
કંસ કુબુદ્ધિ ભણીએ કાળ, હું નહિ આપું મારું બાળ. ૨૯
ભણે વસુદેવ કહું અભિપ્રાય, બોલ્યા બોલ કેમ પાછા થાય;
સત્ય વચન આપણ મૂકિયે, તો જન્મતણું સુકૃત ચૂકિયે. ૩૦

સત્યે ધરા ધરે નાગેંદ્ર, સત્યે તપે દિવાકર ચંદ્ર;
મેઘ, વાયુ આ વિશ્વમુઝાર, ચૌદ લોક તે સત્યાધાર. ૩૧

## શ્લોક.

सत्येन धार्यते पृथ्वी, सत्येन तपते रविः ।
सत्येन वायवोवान्ति सर्वं सत्ये प्रतिष्ठितं ॥ ३१ ॥

## ચોપાઈ.

બળિ રુકમાંગદ હરિશ્ચંદ્રરાય, શંબર અમ્બરીષ સત્ય સખાય;
ધ્રુવ પ્રલ્હાદ પ્રસિદ્ધયા જેહ, મુનિવર દધિચી આપ્યો દેહ. ૩૨
સત્યે ધર્મ દયા વ્રત દાન, સત્યાધીનજ છે વિજ્ઞાન;
જપ તપ તીરથ કામ નવનિધિ, જહાં સત્ય તહાં સઘળી સિદ્ધિ. ૩૩
વળી વચન કહે વસુદેવ, સુખ દુઃખ પ્રાપ્તે કર્મની ખેવ;
એહ શરીરજ અતિ અનિત્ય, તે માટે નહીં છાંડું સત્ય. ૩૪
શોક મોહ મનમાં નવ ધર્યા, પુત્ર ઉત્સંગે લેઇ પરવર્યા;
મલપંતા તે મૂકે પાય, જમલો લીધો સત્ય સખાય. ૩૫
ચાલતાં નવ લાગી ખેવ, તેણે અવસરે સોહ્યા વસુદેવ;
લેઇ પ્રથમ ફળ યાદવ પેટ, જાણે વનમાળી લાવ્યો ભેટ. ૩૬
મામાના મનમાંહે હેજ, ખોળે લઈ મૂકયો ભાણેજ;
કંસે તે પાછો આપિયો, લેઈ મંદિરમાં આવિયો. ૩૭
તેહ વાત જાણી સહુ હેત, નારદે આવી કહ્યો સંકેત;
કોપે ચડયો કંસાસુર કાળ, પાછું આણી માર્યું બાળ. ૩૮
ઉપજતાં વેરી ને વ્યાધિ, છેદે તો ચિત્તે હોય સમાધિ;
આગે છેય અસુર સંવાદ, વણશીજે કરતાં પ્રમાદ. ૩૯
વેગે કરી તેડાવ્યાં તેહ, લઈ કરાગ્રહે રાખ્યાં એહ;
આગળ ભોગળ લોહ કમાડ, જાણે આંબા પાખળ વાડ. ૪૦
ખટ બાળક માર્યાં બળ ઘણે, પાપતણી શંકા નવ ગણે;
તેહતણું કારણ છે શાપ, પૂર્વ જન્મતણું છે પાપ. ૪૧
સાતમે સંકર્ષણ એવ, તેહ કારણ જાણો બળદેવ;
માયાને દીધો આદેશ, સંવર્ત્ય ગર્ભ કહે દેવેશ. ૪૨

## પૂર્વછાયા.

માયાએ આકર્ષિયું, બળભદ્રતણું શરીર;
સહસ્ર કિરણ સવિતાતણા, હરે જેણીપેરે નીર ૪૩
ઉદર જનેતા રોહિણી, આણી મૂકયો વેગ,
શીપમાહે સ્વાતીતણો, જાણે વૂઠયો મેઘ ૪૪
રત્ન અમૂલિક નીપન્યુ, સંકર્ષણ શરીર,
ગોકુળે ગુદી ઊછળી, જન્મ્યા બળભદ્રવીર. ૪૫

## ચોપાઈ.

પ્રભાત તે ગઢ મથુરામાહે, વાત કરે સહુ સભામાહે;
દેવકીનો ગર્ભ ગયો છે ગળી, તે કંસે વાણી સાભળી ૪૬
મનમાહે તો ઉપની રળી, એ તો શીગે સાકળ ટળી,
છુટયા પાપ તો એહ અગાધ, ઔષધ પાખે કાઢી વ્યાધ. ૪૭
આઠમે વેરી તો આવશે, પૂરે માસે તે જન્મશે;
પગે ધરી તેને મારીશ, પછી નિશ્ચિંત રાજ્ય કરીશ. ૪૮
કંસ કપોત વિમાસે અશું, શ્રીપતિ સેન કહે એ કશુ,
અંધ ન દેખે ઝખે આળ, માથા ઊપર ભમનો કાળ. ૪૯
દૈનતણી છે વિસમી વાત, બળ બુધ પ્રપચ નહી કો માત્ર;
જીવતતણો ઉધારો ફોક, મૃત્યુ ગાઠડી બાધુ રોક ૫૦
રાત દિવસ તે ચિંતા કરે, બહુ કામના મનમા ધરે;
દેખે નહી મરણ મતિહીન, જેમ જાળમા પડિયુ મીન. ૫૧
કર્મે સાન્યુ પાવક દહે, નહિતર વાટે પડિઉ રહે;
એક અનાથ વનથી ઉગરે, એક રાખતા ઘરે શૂમરે. ૫૨
નલિની ઘર કીધુ જળ માહે, દાધી હેમ તણે તે દાહે,
મન અહકાર મ કરશો કોય, કીધુ કર્મતણુ તે હોય. ૫૩
કર્મતણો મોટો મહિમાય, નાકે નાથ્યા વૃષભ ન્યાય,
સમભાવ્યા બધને રાણારાય, જ્યા જ્યા તાણ્યા ત્યા ત્યા જાય. ૫૪

## પૂર્વછાયો

વચન એક માચું કહુ, સાભળજો સહુ કોય,
પુરુષારથ કાઈ નહીં, દૈવ કરે તે હોય.

## ચોપાઈ.

સંધાને સુર કેરો સાથ, આઠમે આવ્યા શ્રી જગનાથ;
અવતરિયા આપે દેવેશ, ઉદર માંહે તવ કીવો પ્રવેશ. ૫૫
કથા કહંતાં સંશય હરો, કો પંડિત કારણ પૂછશે;
સકલ વિશ્વ જેને આધાર, કેમ સમાયા ઉદર મુઝાર. ૫૬
જે પેર ઉદરે રહ્યા શ્રીકાંત, તેહ ઉપર બોલિશ દષ્ટાંત;
કીધું સૂક્ષમ રૂપ સુપક્ષ, જાણે બીજમાંહે વડવૃક્ષ. ૫૭
સઘળો પૃથ્વી કેરૂં ધન, જેમ સમાણું માંહેરતન;*
અંતર્યામી અંતરે રહ્યો, જ્યમ રાખે પાવક ટાંકિયો. ૫૮

## પૂર્વછાયા.

કંસે દીઠી દેવકી, બેહેન ધરે બહુ તેજ;
વેરી મારો અવતર્યો આઠમો ભાણેજ. ૫૯
ઉદર માંહે આવી વસ્યો, વિષ્ણુતણો તે અંશ;
વધ કરવાને ચાલિયો, કારાગૃહમાં કંસ. ૬૦
બેહેનતણો વધ નવ ઘટે, દારુણ કર્મ એ સંસ;
એવું વિમાસી મનશું, પાછો વળિયો કંસ. ૬૧
બ્રહ્માદિક સુર આવિયા, પ્રણમ્યા શ્રી ભગવાન;
સ્તવન કરી પાછા વળ્યા, પોહોંત્યા નિજ સ્વસ્થાન. ૬૨

## ચોપાઈ.

શ્રાવણ માસ નક્ષત્ર રોહિણી, નિશિ અંધારી આઠમતણી;
કૌલવકર્ણ અને બુધવાર, મધ્યરાત્રિ જન્મ્યા મોરાર. ૬૩
લોહજડિત સાંકળ ઊજડી, રખવાળાને ઘારણ પડી;
ભાગી ભોગળ સબળ અપાર, મંદિર તણા ઉઘડિયા દ્વાર. ૬૪
શંખ ચક્ર ને પંકજ ગદા, કમળ નેત્ર વિકસિત મુખ સુદા;
કૌસ્તુભમણિ મંડિત જગનાથ, મસ્તક મુગટ ચાર નિજ હાથ. ૬૫
દેખી તેહ અતુલ મહિમાય, માત તાત બેહુ લાગ્યાં પાય;
સ્તવન કરી સંતોષ્યા ભૂપ, તત્ક્ષણ કીધું બાળક રૂપ. ૬૬

---

* રતન માંહે.

તેને લઇ ચાલ્યા વસુદેવ, ગોકુળમાં પોહોંત્યા તતખેવ;
બેટી ઊલટ પાલટ કરી, લઈ આવ્યા જાગ્યા પાહરી. ૬૭
આવ્યો ક્રોધે કંસ ભૂપાળ, વેગે કરીને સાહ્યું બાળ;
પગે સાહીને કરે વિનાશ, તેટલે કન્યા ગઈ આકાશ. ૬૮
કીધું રૂપ યોગિણી માત, સાંભળ કંસ કહું એક વાત;
મૂષકનો વેરી જ્યમ વ્યાલ, ભુવિ અવતરિયો તારો કાળ. ૬૯
મર્મ વચન સાંભળિયાં એહ, લોઢાં બાંજી મૂક્યાં બેહ;
બેહેન દેવકી લાગું પાય, મુજ અપરાધ ક્ષમા કર માય. ૭૦
વળતું વચન બેહેન ઉચરે, બાંધવતણી પ્રશંસા કરે;
સુખ દુઃખ પ્રાપ્તિ પૂરવ કર્મ, એણી પેરે બોલ્યાં બહુ ધર્મ. ૭૧
તોહે કંસ ન પામે સુખ, હૈયામાંહે સાલે દુઃખ;
દહે કહી જે કન્યા કથા, આગ અંગૂઠે મૂકી યથા. ૭૨
કંસ કરે વિમાસણ ઘણી, જ્યમ નિર્ધન બહુ રણનો ધણી;
મનમાંહે અતિ ચિંતા થઈ, વ્યાધિની પેરે નિદ્રા ગઈ. ૭૩

## શ્લોક.

निद्रा तात कुतस्तेषां ये रणे व्याधिपीडिताः ।
अधरोहि कलत्राणां येचान्येकृतवैरिणः ॥ ७३॥

## પૂર્વછાયા.

રાત્ર દિવસ નિદ્રા નહીં, ભય પેઠો મનમાંય;
તેલ વિહોણો દીવડો, ક્ષણ ક્ષણ ઝાંખો થાય. ૭૪
દિન દિન કંસકળા પડે, એ દ્રષ્ટાંત નરેંદ્ર;
પૂનમસુંતો સાંચરે, ભણી અમાવાસ્યા ચંદ્ર†. ૭૫
જડ છેદી તરુવરતણી, દિન દિન સૂકે ડાળ;
કંસ હંસ છાંડી ગયો, ગરુડતણે ભય વ્યાલ. ૭૬
દુઃખ દાવાનલ પીડિઉં,નહીં સમાધિ ન સુખ;
દેહ માંહે ઊગિયું, ચિંતા વેરી વૃક્ષ. ૭૭

---

† ચંદ્ર પૂનમથી અમાવાસ્યા તરફ જાય–અર્થાત્ દિન દિન કળા ઝાંખી
થતી જાય છે

## શ્લોક.

चिंतातुराणां न सुखं न निद्रा, अर्थातुराणां स्वजनो न बंधुः ।
कामातुराणां न भयं न लज्जा, क्षुधातुराणां न बलं न तेजः ॥ ७७ ॥

## પૂર્વછાયો.

કંસે સેવક તેડિયા, રક્ષા કરો ઉપાય;
તેટલે કથા ચાલી ગઈ, વેગે ગોકુળ માંય. ૭૮

## ગીત-રાગ વસંત

નંદ કરે નિજ મન આનંદ, પુત્ર જનમિયો પરમાનંદ;
હરખ્યા સુરનર નાયક ઈંદ્ર.કોપ્યો કંસાસુર મતિ મંદ.
ગોકુળ જન્મ્યા શ્રી ગોવિંદ. ધ્રુવપદ. ૭૯
હરખ્યા સુરનર પન્નગ સહુ તે, ઉત્સવ કરે આનંદ; ગોકુળ૦ ૮૦
રાસ રમે ઘેરે નૃત્ય હોયે, ઉંબર ધીએ ધોયે;
મુનીવર સુરનાં મન તે મોહે, અંતરે બ્રહ્મા જોયે. ગોકુળ૦ ૮૧
ઘેરે ગાય સહુ મંગળ ચાર, ઉત્સવ હોયે અતિ અપાર;
આપે બહુ કનક ભંડાર, બંદી કહે જય જયકાર. ગોકુળ૦ ૮૨
ગોકુળ કેરી તે નારી, સહુ આવી શણગારજ સારી;
એક અબળા એક કુમારી, હેતે વધાવે મુરારી. ગોકુળ૦ ૮૩
અવતરિયા દેવ અનંત, કરેવા દાનવ અંત;
પાળેવા સેવક સંત, ભીમ સ્વામી શ્રીકંથ. ગોકુળ૦ ૮૪

## ચોપાઈ.

કંસ બેહેન બોલાવી બળી, વિઘ્ન કરેવા પુત્ર દેવકી;
બહુ બાળક માર્યાં પાપિણી, વેગે પોહોંતી ગોકુળ ભણી. ૮૫
વિપરીત રૂપ ધર્યું કામિની, નવ યૌવન ભરિત ભામિની;
લીલા પાય ભરે ગજગતિ, જાણે મરવા ચાલી સતી. ૮૬
નાના વિધ સોહે શૃંગાર, પોહોંતી નંદતણા ગૃહબાર;
બેહેન બોલાવી યશોમતી, રમતા દીઠા કમળાપતી. ૮૭

પૂર્વછાયા

ખાઈ બેઠો તમતણો, બોલાવવાને કાજ;
હરખે ભરી ઉતાવળી, મળવા આવી આજ. ૮૮
વાચા ચંદન શીતળી, મુખે રળિયાતજ જેહ;
હૈએ ખડ્ગ લોહાતણું, ધૂરત લક્ષણ તેહ. ૮૯

## શ્લોક.

मुखं पद्मदलाकार वाचाचदनशीतला ।
हृदय कर्तरी तुल्य त्रिविधं धूर्त्तलक्षणम् ॥ ८९ ॥

પૂર્વછાયા

મામીનું મન ઓળખ્યુ, હરખ્યા શ્યામલવર્ણ,
રમતા આવ્યા આસને, કરવાને પયપાન. ૯૦
બોલે બોલ કોડામણા, મનમાહે બહુ પાપ,
લીધો વરામે દોરડો, ખોળે થયો તે સાપ ૯૧
મુખ જોયું મામીતણું, વદને અંગૂઠો ચર્યું;
મિહતણે વેગ પરોણો, જાણે આવ્યો હર્ષુ. ૯૨

## ચોપાઈ.

વિખ હલાહલ ભરિયું જેહ, સ્તન મુખમાહે ધરિયો તેહ;
કર બીડી ધાવ્યા શ્રીરંગ દીના કીધા આડે અંગ. ૯૩
ધટે રાકિની વળગી સહી, વિછોડતા વિછૂટે નહીં;
મુક મુક કેશવ તમ દાસ, વળી નહિ આવુ તારે પાસ. ૯૪
સમ્યક્ હુંય વરાશી મૂળ, ચોળી પેટ ઉપાયું શૂળ,
મારણ આવી પામી મૃત્ય, ચૂખી ધરકેરં હુ કૃત્ય. ૯૫
મૂક મૂક કહેતા એ વાત, રોપી લીધા સઘળા ગાત્ર;
અંતઃકરણ આરોગ્યા હરી, જાણે કાઠ બોગવ્યુ કરી ૯૬
મરતા કીધુ મોટું તંન, બાળક ધાવે શામળવંન,
તે ઉપરે સોહા શ્રી રંગ, જાણે રે મસ્તકે શિવલિંગ. ૯૭

પૂર્વછાયો.

મરતાં ધાવું જોઇએ, દર્શન શાલિગ્રામ;
તે તન ઉપરે પૂતના, મૂર્ત્તિવંતા શ્યામ. ૯૮

ચોપાઈ.

વેગે આવ્યા સૌ ગોવાળ, ઉંચા ચઢી ઉતાર્યું બાળ;
ગોકુળ વર્ત્યો જયજયકાર, ગાયે ગોપી મંગળ સાર. ૯૯
માંહોમાંહે કરે સંવાદ, એક ભણે અંબિકા પ્રસાદ;
એક ભણે માતાનું કર્મ, નંદતણું બહુ પોતે ધર્મ. ૧૦૦
એક કરે ખડી ચાપડી, એક બાંધે બાળકને રાખડી;
આપણને ત્રુઠ્યા જગનાથ, અંતરે દીધો આડો હાથ. ૧૦૧
મોટી પડી પૂતના જેહ, કટકા કરીને બાળી દેહ;
પરિમળ જેશો ઉવેખ્યો અગર, તેણે સુગંધે મોહ્યું નગર. ૧૦૨

દુહા-સોરઠા.

છેજ અનંત ઉદાર, પાત્ર કુપાત્ર જાણે નહીં;
પાપ કરંતી નાર, નરક નિવારી પૂતના. ૧૦૩
ભૂધર ભક્તિ કાજ, કુલ ક્રિયા જોયે નહીં;
લંકા કેરું રાજ, રાક્ષસ રોશે આપિયું. ૧૦૪
સારે સેવકકાજ, સમર્થ સ્વામી શંખધર;
સ્થિર થાપ્યો પ્રહ્લાદ, અસુર ભણી ન ઉવેખિયો. ૧૦૫

ચોપાઈ.

ધન્ય ધન્ય નારી પૂતની, પરિભવ છૂટી યમદૂતના;
ટળ્યું સંસારતણું એ દુઃખ, વૈર કરંતાં પામી મોક્ષ. ૧૦૬
અગરથ સ્વામી શ્રીભગવાન, વેરીને આપે સ્વસ્થાન;
કાળકૂટ વિષ પાયું જેહ, માતાની ગતિ પામી તેહ. ૧૦૭

શ્લોક.

ये ये हताश्चक्रधरेण दैत्या स्त्रैलोक्यनाथेन जनार्दनेन ।
ते ते गता विष्णुपुरीं नरेंद्र क्रोधोऽपि देवस्य वरेण तुल्यः ॥ १०७॥

### ચોપાઈ.

ભક્તવત્સલ કેશવ કૃપાળ, સાચે મન સેવે ગોપાળ;
સંકટ ટાળે સેવકતણું. અવિચળ પદ આપે આપણું. ૧૦૮
ઈશ આત્મા પ્રિય ભગવાન, માયા મોહ હરે અજ્ઞાન;
હરે સખા પુરુષોત્તમ મિત્ર, ધાતા માતા પરમ પવિત્ર ૧૦૯
શ્રીપતિ સંત સદા દાતાર, દીન અનાથતણા આધાર;
ત્રાતા ભ્રાતા સખ્ય શરણ્ય. દુસ્તર ભવસાગરનું તરણ્ય. ૧૧૦
એવું અનંત છેજ ઉદાર, તેશું પ્રીતિ કરોજી અપાર;
મુજ જોયંતા સમ્યક સહી, હરિ સમોવડ કો આવે નહીં. ૧૧૧
મનસા ધ્યાવો વિશ્વાવાસ, ભક્તિ કરંતા નહિ આયાસ;
દેહે અંતર્યામી રૂપ, કા ઉલગો અનેરા ભૂપ. ૧૧૨
અનેક કષ્ટ જન્મ ભોગવી, આવ્યો કષ્ટે જન્મમાનવી*;
નારાયણ શરણે ચિત્ત ધરે, ગર્ભવાસે નહીં અવતરે. ૧૧૩

### શ્લોક.

ये मानवा विगतरागपरावरज्ञा
नारायणं सुरगुरु सततं स्मरंति ।
ध्यानेन तेन हतकल्मषचेतनास्ते
मातुः पयोधररसं नपुनः पिबंति ॥११३॥
"स्मरामि अच्युतानंद सर्वपापक्षयंकर ।
यथा हुतो कर्पुरभस्मे तस्यैव दृश्यते ॥११४॥

### ચોપાઈ.

ગુણ ગોવિંદતણા અપાર, તેહનણો નવ પામું પાર,
બીમ ભણે પોઠાની એ સાર, વરપૂતના કથા અગિયાર. ૧૧૫

**ઇતિશ્રી વિષ્ણુદાસભીમવિરચિત હરિલીલાષોડશકળામાં**
**અગિયારમી કળા સમાપ્ત.**

---

* નાનવીનો જન્મ

## કળા ૧૨ મી.

### પૂર્વછાયો.

બાળચરિત્ર ગોવિંદતણાં, જાણું નહીં વિચાર;
તથાપિ બુદ્ધિમાને કહિશ, થોડું થોડું સાર. ૧

### ચોપાઈ.

ઝોળીમાંહે સુવાર્યું બાળ, સૂતે બાળે કીધી આળ;
પાગપ્રહાર શકટનો ભંગ, તૃણાવર્તનું છેદ્યું અંગ. ૨
ગર્ગાચાર્ય ગુરૂ આવિયા, બાળક બેહૂ બોલાવિયા;
નામકરણ કીધું તેતણું, રામકૃષ્ણ બાંધવ બળ ઘણું. ૩
આળ કરંતાં માટી ખાય, વદન ઉઘાડી જોયું માય;
ચૌદ ભુવન મુખમાંહે વસે, પામી મોહ યશોદા હસે. ૪
નહાનાં બાળક સાથે રમે, કરે વાત જે મનમાં ગમે;
લોકતણાં લેઈ સૂખડાં, ઘૃત માંખણ પોખે માંકડાં. ૫
મહિડાં વલોવે યશોમતિ, એક વાર શ્રી કમળાપતિ;
ગોળી ફોડી ચાલ્યું દધી, જાણે પૂરે આવી નદી. ૬
ગાયતણાં આણ્યાં દામણાં, બાળક બંધેવાને ઘણાં;
વિશ્વરૂપ બાંધ્યું નવ જાય, બંધનમાને મોટા થાય. ૭
ખેદ યશોદા પામી સહી, કાહાનડ તો બંધાયે નહીં.
માતાને અનુકંપા કરી, આપોપું બંધાવ્યું હરી. ૮
કેશવ હળુએ હળુએ રડે, ચૌદ લોક જે ભાંજે ઘડે;
ભવનાં બંધન છોડે જેહ, ઉખળે બાંધ્યો રોવે તેહ. ૯
તરુવર છે બે યમલાર્જુન, માંહે ચાલ્યા શામળવંન;
લીલાં બેહૂ નાંખ્યાં મોડી, મનુષ રૂપ તે બેહુ કર જોડી. ૧૦
માતાપેં બંધાવ્યું આપ, સેવકના ટાળ્યા ભય તાપ;
સ્થાવરયોનિ પામિયા જેહ, બાંધી બંધન છોડ્યા તેહ. ૧૧
મુનિવર નારદ કેરે શાપ, કેશવસ્પર્શન છૂટ્યા પાપ;
તેને દીધો અવિચળ ઠામ, હરિ પામ્યા દામોદર નામ. ૧૨
વળી પવિત્ર પરાક્રમ સુણો. કીધો વિવિધે વધ બગતણો;
યથા અઘાસુર ભખિયે સર્પ, તેહતણો ઊતાર્યો દર્પ. ૧૩

બહુ ગોવાળ સંઘાતે ગાય, ચારેવા વૃંદાવન જાય;
બ્રહ્મા આવ્યા કપટજ કરી, વચ્છ ગોવાળા લીધાં હરી. ૧૪
તત્ક્ષણુ નવાં નિપાવ્યાં તેહ, ગૌ ગોપી મન અધિક સ્નેહ;
બ્રહ્મા વરસ એક ત્યાં રહી, જોવા પાછા આવ્યા સહી. ૧૫
દેખી કૃષ્ણુતણુંબહુ રૂપ, આગળ આપ સરીખા ભૂપ;
વિસ્મય પામ્યા પ્રજાપતિ, કર જોડી કરે વીનતી. ૧૬

પૂર્વછાયા.

ઉદરમાંહે બાળક વસે, પીડા કરે અગાધ;
માતા મન આણે નહીં, તેહતણો અપરાધ. ૧૭
બ્રહ્માંડ કોટિ વ્યાપી રહ્યો, કયાં તારો મહિમાય;
હું એકમાંહે અવતર્યો, આઠ હાથની કાય. ૧૮
તૂં આત્મ અનાત્મપણે, જાણ્યો નહિ પ્રભુ જેહ;
પ્રપંચ પંચે ભૂતનું, પ્રગટયું કારણુ તેહ. ૧૯

ચોપાઈ.

મુક્તિપંથ કેરૂં સોપાન, તારી ભક્તિ તજે અજ્ઞાન;
સાળ કૂસકા ખંડન કરે, તેને એક કલેશ ઊગરે. ૨૦
જે તવ પદ પલ્લવ અનુસરે, તે ભવસાગર હેલાં તરે;
બ્રહ્મા હરિને કરે પ્રણામ, દીધું આયસ પોહોંતા ઠામ. ૨૧
મોટો દાનવ ધેનુક નામ, બળદેવે છત્યો સંગ્રામ;
મસ્તક મૂકી બેહૂ પાગ, કૃષ્ણે દમિયો કાળીનાગ. ૨૨
ગોકુળ બળતું રાખ્યું એવ, પ્રલંબઅંત કર્યો બળદેવ;
પીધો દવ ને રાખી ગાય, રતિ ખ્રણું ન કેરો મહિમાય. ૨૩
વંશ વજાડે શ્રીગોવિંદ, ચારે ગાય કરે આનંદ;
મધુરે સ્વરે ગાએ ગીત, ગોપી કેરાં હરિયાં ચિત્ત. ૨૪
ગોપી મન રળિયાતજ ઘણૂં, અર્ચન કરે અંબિકાતણું;
વાંછે વર શ્રી વિશ્વાવાસ, કૃષ્ણે કર્યો તેશું પરિહાસ. ૨૫
વસ્ત્ર હરી લીધાં ગોપાળ, વળી પાછાં આપ્યાં તત્કાળ;
ગોપીને દીધું વરદાન, પૂરિશ કામ કહે ભગવાન. ૨૬
બ્રાહ્મણુ યાગ કરે છે જહાં, ગોવાળા મોકલિયા તહાં;
જાણો ધર્મ તમો મુનિજંન, રામકૃષ્ણુ માગે છે અન્ન. ૨૭

દીક્ષિત ધુમ્રધીર તે સહી, યજ્ઞપુરુષને જાણે નહીં;
નવ બોલે વ્રતધારી મુન્ય, નાપે* ઉત્તર નાપે અન્ન. ૨૮
તેહતણી નારીઓ જેહ, અંતર્યામી પ્રેરી તેહ;
આણ્યું અન્ન કરી સંવાદ, પામ્યાં શ્રીકૃષ્ણનો પ્રસાદ. ૨૯
ગોવર્ધન મહોત્સવ કર્યો, ઇન્દ્રે કોપ મનમાં ધર્યો;
મુશળધાર મોકલિયા મેઘ, ગોકુળ સકલ પળાવો વેગ. ૩૦
દેખી તે વરસંતા ઘન, લીધા ધરિયો ગોવર્ધન;
ગોપ ગોપિકા રાખી ગાય, સુરપતિ આવી લાગ્યો પાય. ૩૧
દીઠું કૃષ્ણતણું તે કર્મ, ગોપી ભણે અમો જાણું મર્મ;
માનવ નહીં એ પ્રત્યક્ષ દેવ, કૃષ્ણ વિષે મતિ કીધી એવ. ૩૨
ગાએ દેવ આવી અનેક, ગોવિંદને દીધા અભિશેક;
વરુણ પાશે મુકાવ્યા નંદ, ગોકુલમાંહે થયો આનંદ. ૩૩
ક્રીડા વૃંદાવન મોઝાર, સહિત ગોપિકા કરે મુરાર;
પૂનમ કેરી નિશિ નિર્મળા, ઋતુ શરદ સોહે શશિકળા. ૩૪
કેશવ પામ્યા અંતર્ધાન, તત્ક્ષણ અદૃષ્ટ હુઆ ભગવાન;
ઓલંભા ગોપી શ્રીરંગ, વળી રમે નાના વિધિ રંગ. ૩૫

## રાગ વસંત વિરાડી.

આનંદ એક અભિનવોરે, વૃંદાવન મોઝાર;
વંશ વજાડે વિઠ્ઠલો, તેણે છદે નાચે નાર.
વૃંદાવને ગોપી નાચેરે, તેણે છંદે રાચે રામ. ધ્રુવપદ. ૩૬
પાખળ વૃંદ વનિતાતણુંરે, વચમાં લીલ વિલાસ;
સુંદરી સર્વ નવ યૌવના સેં, રંગભેર ખેલે રાસ. વૃંદાવને. ૩૭
સખિ સહુ દીસે શોભતીરે, વચે હરિ શ્યામળવંન;
ભીમ ભણે અંતર લેહેલાગી, ધન્ય ધન્ય ગોપી જંન. વૃંદાવને. ૩૮

## ચોપાઈ.

ક્રીડા કરતાં અદૃષ્ટ હુઆ, ગોપી વિરહ કરે જૂજુવા;
જોતી જોતી હીંડે નાર, રોતી રોતી વંન મુઝાર. ૩૯

---

* ન-આપે.

કૃષ્ણતણે વિરહે આકળી, શરીરતણી શુધ સાનજ ટળી;
તાલાવેલી કરે સુંદરી, ચોડે નિરે યથા જળચરી. ૪૦
શોક મોહ વેદના અપાર, વૃક્ષ કને પૂછે સુધ સાર;
ગંન અમારાં લીધાં હરી, ધૂરત કૃષ્ણ ગયો છેતરી. ૪૧
કેળિતણી પેરે ધ્રૂજે તેહ, જાણ્યું સત્ય છાંડશે દેહ;
અંતર્યામી સર્વાધાર, મનશું કીધો એશો વિચાર. ૪૨
દયાવંત સ્વામી ગોવિંદ, પ્રસક્ષ હુઆ પરમાનંદ;
ગોપીને મન ઉપની રળી, રાસ ક્રીડા માંડી વળી. ૪૩

## રાગ મારૂ ધન્યાશ્રી.

માધવ અંતરે ધારી, અંગના અંતર હરી;
રાસ ક્રીડા વૃંદાવને, રમે આનંદ ભરી.
નંદાનંદે કીધલા ઉત્સાહ,ગોપીયાંશું રાસ રમે વૃંદાવન માંહીં. ધ્રુવપદ. ૪૪
અંગના નવ યૌવનવંતી,સહી સમાણી સોહંતી;
ચતુર ચતુરે વાણી, વિઠ્ઠલ મને મોહંતી. ૪૫
પેહેરણ પટોળી ભાળી, ચીર ચુંનડી ફાલી;
સુવર્ણ માણેક મોતી, ભૂષણે સોહંતી. ૪૬
વેણા વેણુ મૃદંગ રસાળ, શુદ્ધાંગ વાજતી તાળ;
નાનાવિધિ નૃત્ય કરે, સ્વર બાંધે રસાળ. ૪૭
પરમ લીલા સુખકારી,ધન્યરે ગોવાલણી નારી;
ભીમચે સ્વામી, શ્રી કૃષ્ણે સંસાર તારી. ૪૮

## ચોપાઈ.

અશિયા નંદ કરે આક્રંદ, તેનું દુઃખ ટાળ્યું ગોવિંદ;
છુટો શાપ સ્પર્શે ભગવાન, વિદ્યાધર પામ્યો સ્વસ્થાન. ૪૯
શંખચૂડ દાનવ બળવંત, કૃષ્ણે કીધો તેનો અંત;
વેગે મસ્તક છેદી કરી, રત્ન અમૂલિક લીધું હરી. ૫૦
ગોકુળમાં ગોવાલણી ગીત, ગાયે ગોવિંદ ચરણે ચિત્ત;
અહનિશિ ધ્યાયે સુંદર શ્યામ, અધક્ષણ એક ન મૂકે નામ. ૫૧
વૃષભાસુર નામે પાપીષ્ટ, ગોકુળ માંહે કર્યું અરિષ્ટ;
કૃષ્ણે કીધો તે સંહાર, કંસતણે મન રોષ અપાર. ૫૨

નારદ ભણે કંસ રિપુ એહ, રામકૃષ્ણ અવતરિયા એહ;
વચન સુણી કારાગૃહ એવ,કલત્ર સહિત રાખ્યા વસુદેવ. ૫૩
કંસે વિઘ્ન કરેવા તેહ, મોકલિયા નિજ સેવક એહ;
કેશી વ્યોમ પરાક્રમ ઘણો, કૃષ્ણે વધ કીધો તેતણો. ૫૪

## પૂર્વછાયા.

કંસ કહે અક્રૂરને, સુણો અમારી વાત;
રામ કૃષ્ણ રિપુ માહરા, વેગે આણો તાત. ૫૫
ગોકુળ નંદ ગોપજ વસે, દહી દૂધ ઘૃત ભાગ;
કહેજો કંસે માંડિયો, મથુરા માંહે યાગ. ૫૬

## ચોપાઈ.

રાજાને આદેશે કરી, વેગે ચાલ્યા રથ જોતરી;
કીધું ગોકુળભણી પ્રયાણ, દીઠાં પગલાં પુરુષ પુરાણ. ૫૭
ધન્ય ધન્ય મારો અવતાર, જે હુ દેખિશ દેવ મુરાર;
મન હર્ષિત ગોકુળ અક્રૂર, આવ્યા આથમતે શ્રી સૂર. ૫૮
નંદાદિક ગોકુળ હરિ રામ,મળિયા સ્વાગત કરી પ્રણામ;
કંસતણો કહિયો આદેશ, વેગે તેડ્યા છો દેવેશ. ૫૯
નદ કહે ગોકુળ ને ગાય, મણિ માણિક જે માગે રાય;
તે હૂં સમ્યક્ આપું સહી, રામ કૃષ્ણ મોકલાએ નહીં. ૬૦
કરે સજાઈ શ્રી ગોવિંદ, દેઈ પ્રબોધ પ્રીછવ્યા નંદ;
નાનાવિધ લીધા ઉપહાર, રથે બેઠા શ્રી દેવ મુરાર. ૬૧
દેખી કૃષ્ણતણું પ્રયાણ, ગોપી ભણે અમારા પ્રાણ;
હરવાને આવ્યો અક્રૂર, જૂઠું કર્મ કરે છે ક્રૂર. ૬૨
જોને દુષ્ટતણો મહિમાય, આંખ અમારી લેઈ જાય;
હાય હાય દૈવ અદૈવત એહ, કૃષ્ણ વિના કયમ ધરશું દેહ. ૬૩
કાયા કયમ જીવે વિણ પ્રાણ, નેત્ર યથા દર્શન વિન ભાણ;
તેમ અમારો એ આતમા, લેઈ ચાલ્યો એ દુરાતમા. ૬૪
એણિપેરે ગોપી કરે વિલાપ, અક્રૂરને દે છે બહુ શાપ;
કાયા કાપે ગદગદ ગળે, પલવટવાળી પાળી પળે. ૬૫
સૂકે વયણ નયણ જળ ધરે, કૃષ્ણતણા રથ આડી ફરે;
આસવાસના દેઇ અનંત, ગોપસહિત ચાલ્યા ભગવંત. ૬૬

અક્રૂર યમુના કરતાં સ્નાન, જળમાંહે દીઠા ભગવાન;
જોઈ રથે બેઠા છે જેહ, વળી જળમાંહે દેખે તેહ. ૬૭
અતિ વિસ્મય પામ્યો મનમાંહે, ભક્તવત્સલ કેશવને ત્રાહે;
અનંત પુરુષોત્તમ મહિમાય, સ્તવન કરીને લાગ્યા પાય. ૬૮
અક્રૂર માગે એ વરદાન, મારે ઘેર આવો ભગવાન;
ઉત્તમ હરિપદ પંકજ રેણુ, મુજ કુળ પવિત્ર થાયે તેણુ. ૬૯
તમારા મનોરથ જેહ, કૃષ્ણ કહે હું પૂરિશ તેહ;
અક્રૂર આવ્યા નગર મુઝાર, વાત નિવેદી રાજદ્વાર. ૭૦
રામકૃષ્ણ રથે બેઠા સહી, વેગે મથુરા આવ્યા સહી;
નગરદ્વાર ચોભ્યા દેવેશ, પ્રભાત કીધો નગરપ્રવેશ. ૭૧
ગોપ સહિત સોહ્યા ગોવિંદ, જાણે દેવ સંઘાતે ઇંદ્ર;
મુનિવર સુરનર પન્નગ બહુ, હરિને જોવા આવ્યા સહુ. ૭૨
માર્ગે મળિયો પરિયટ જેહ, માગ્યાં વસ્ત્ર ન આપ્યાં તેહ;
રજક કહે વનચર ગોપાળ, નવ ઓળખ્યો તેં કંસ ભૂપાળ. ૭૩
કૃષ્ણે તેની વાણી સુણી, શીખામણ દીધી અતિ ઘણી;
મુસટે માર્યું શિર રડવડ્યું, જાણે વૃક્ષતણું ફળ પડ્યું. ૭૪
ભેલ પડયો લૂસે સંઘાત, અપુત્રિયાની જેમ ઘર વાત;
વસ્ત્ર હરી લીધાં ગોપાળ, સઘળા કીધા ઝાકઝમાળ. ૭૫
સુદામો વનમાળી નામ, માળા આપી કર્યો પ્રણામ;
માગે ભક્તિ તણી ભગવાન, તેને તે દીધું વરદાન. ૭૬
કુબ્જા હાથે કચોળું જેહ, બાવન ચંદને ભરિયું તેહ;
પૂજ્યા રામ કૃષ્ણ નિજરૂપ, તેનું કીધું સુંદર રૂપ. ૭૭
ધનુષ શાળા કંસાસુરતણી, તેમાં પેઠા ત્રિભુવન ધણી;
સઘળા સુભટ દેવરાવ્યા માગ, જાણે ઠોકરિને ઘેર વાઘ. ૭૮
મહા ધનુષ પૂજાએ જેહ, હાથે હાથે લીધું તેહ;
ભાંજ્યું શબ્દ ગયો આકાશ, મથુરામાંહે પડિયો ત્રાસ. ૭૯
રાત પડી આપણુપે ઠામ, આવ્યા નંદ કૃષ્ણ ને રામ;
દેખે કંસ તે સ્વપ્ન મુઝાર, કાળાં કાપડ પેહેર્યાં નાર. ૮૦
ઊંટ શૃગાલ શ્વાન ખર સાથ, કાઢી કાતી ખપ્પર હાથ;
વેગે ચાલે મળ્યા ઇશવાર, કંસ કર્યો ગર્દભ અસ્વાર. ૮૧

નાગો તેસે ખરડયો દેહ, દક્ષિણ દિશે ચલાવ્યો તેહ;
શિર છેદે જાગ્યો ભયભીત, પ્રાત હતું ઊગ્યો આદીત. ૮૨

પૂર્વછાયો.

કરી ગજરાજ તેડિયા, મુષ્ટિક શલ ચાણૂર;
મલ્લ અખાડે રામ કૃષ્ણ, મારી કરજો ચૂર. ૮૩

રાગ-સીધડો.

કંસે ભાણેજનો કરવાને ભંગરે,
રંગ ભોગે મલ્લ સજ કર્યા એ;
તેડા એ નંદ લઈ ઉપહાર એ,
વાર મ લાવો ઉતાવળા એ. ૮૪

ત્રૂટક છંદની ચાલ.

ઉતાવળા ભાણેજ, ગાઉલા મળવા હેજ;
ચાલિયા કેશવ રામ, જીતવા રણ સંગ્રામ.
પ્રવેશ નગર મુઝાર, આવિયા પોળદ્વાર;
કુવલયાપીડ ગજેંદ્ર, મૂકે નહીં ગોવિંદ.
ગોવિંદને મૂકે નહીં, આડો ધર્યો પોહોતાર;
કૂડ કંસે માંડિયું તે, કારણ દેવ મારાર. ૮૫

રાગ-સીધડો.

શ્રીકૃષ્ણ કહે મુજ આપોની માગ એ,
નાગ નવલો તે હઠે ચઢ્યો એ;
ભણેરે પોહોતાર, અણુઝ ગોપાળ એ,
કાળ પોહોંત્યો હવે તમતણો એ. ૮૬

ત્રૂટક છંદની ચાલ.

તમતણો પોહોંત્યો કાળ, છૂટશો નહિ થઇ બાળ;
કોપે ચડયો અંકુશ, ગજ ખેડીઓ તે દુષ્ટ.
આવતો દેખી એહ, હરિ પુચ્છે સાહ્યો તેહ;
તાણ્યો કરંતાં રીસ, પાછો ધનુષ પંચવીસ.

મુખમાંહે મોટી દાઢ, પગ દઇને લીધી કાઢી;
કાઢી દાઢતો તેહતણી, પ્રાણ હીન કર્યો કરી;
પોહોતાર માર્યો તેહ તાર્યો, ચાલિયા વેગે કરી. ૮૭

રાગ-સીધડો.

બળિભદ્ર સહિત સોહ્યા શ્રીરંગ એ,
ગંગ યમુના યશ નિર્મળા એ;
આવિયા સુરનર મુનિવર ભૂપ એ,
રૂપ જોવાને શ્રી હરિતણું એ. ૮૮

ત્રૂટક છંદની ચાલ.

શ્રી કૃષ્ણ રંગ સુઝાર, બાળક દેખે નાર;
દેવતા ત્રિભુવન કાય, પેઠીજ પર્વત પ્રાય.
યાદવ દેખે ભૂપ, કામિનિ કંદ્રપ રૂપ;
યોગી આતમ હંસ, રિપુ રૂપ દેખે કંસ;
રૂપ દેખે કંસ તે ત્યાં, કાળ વેષ મુરાર;
એ રૂપ નાના રૂપ સોહ્યા,શ્રીરંગ સભા સુઝાર. ૮૯

રાગ-સીધડો.

રંગ મંડપ માંહે બોલે છે મલ્લ એ;
ચાલ ચાલ કહે કૃષ્ણને એ;
માંહોમાંહે કરે અતિ યુદ્ધ અપાર એ,
હાર ન માને કો કેહી તણી એ. ૯૦

ત્રૂટક છંદની ચાલ.

કોય ન માને હાર, તે મલ્લ અતિ ઝુઝાર;
પ્રહાર મૂકે મૂઠે, કડકડે કૂરમ પૂઠે.
ધમધમે ધરણી વ્યાલ,ડગમગ્યા દશ દિગપાલ;
એહે ન સૂઝે સૂર, નીસાણ વાજે તૂર.
કરે વિવિધ વિનાણ, જડ ઉજડે સંધાણ;
તેણે નાદે ગાજે વ્યોમ, જન હુઆ ઊર્ધ્વ રોમ.
યોધ હુઆ રોમ ઊર્ધ્વ, દેખી દારુણ એહ;
કહે કયહાં એ મલ્લ બળી, કયહાં બાળક એહ. ૯૧

## રાગ-સીધડો.

જય જય શ્રી જય દામોદર દેવ એ,
એવી આશીષ મુનિવર ઉચરે એ;
બાથે તે આવીઆ, બલભદ્ર વીર એ,
મુષ્ટિક ધીર ભાજે નહીં એ. ૯૨

## ત્રૂટક છંદની ચાલ.

ભાજે નહીં તે યોધ, બળિભદ્ર ચડિયા ક્રોધ;
પ્રહાર મૂકે ઢીક, તેણે દૈએ આવે હીક.
મારીઓ મુષ્ટિક મલ્લ, શત ખંડ કીધો શલ્લ;
કર ચરણ દંતા ક્ષીણ,એક કીધો નાક વિહીણુ.
ચાણૂર કેરું જોર, શ્રી કૃષ્ણે કીધું ચૂર;
શલતણું શરીર જૂટ, રિપુ કીધ કાંસાકૂટ.
રિપુ કૂટકાંસા પેર, કીધો છૂલા મલ્લ મુરાર;
ભીમ પ્રણમે દેવ ને મુનિવર કરે જયકાર. ૯૩

## સોરઠા.

મુષ્ટિક શલ ચાણૂર, મલ્લ અખાડે મોડિયા;
સોહે શ્રીપતિ શૂર, રંગ ભોમિ રળિયામણી. ૯૪
કંસ કરે કાં રોષ, મન માંહે માધવ વશ્યો;
જહુજ મળે જળ કોષ, સોનાશું સોહે નહીં. ૯૫
કંસ પહોંત્યો કાળ, કેશવશું કલેશજ કર્યો;
સિંહ સરસું શિયાળ, પુરુષાર્થે પહોંચે નહીં. ૯૬

## ચોપાઈ.

કંસ કહે એ બાંધો બેહ, રામકૃષ્ણ રિપુ મારા જેહ;
લોઢે ભરો નંદના પાય, વેગે લૂંટો ગોકુળ ગાય. ૯૭
વચન સુણી કોપ્યા દેવેશ, મંચકે ચઢીને સાહ્યા કેશ;
હેઠો નાંખ્યો ઉપરે હરી, તેની કાયા ચૂરણ કરી. ૯૮
ભાઈ આઠ કંસના જેહ, યુદ્ધ કરેવા આવ્યા તેહ;
હેમાં હરખ્યા પુરુષપુરાણ, કાઢી લીધા તેના પ્રાણ. ૯૯

માય બાપના છોડયા પાશ, કુસુમવૃષ્ટિ હોઈ આકાશ;
દેવ સહિત આવ્યા દેવેંદ્ર, પ્રણમ્યા પાગ તણાગોવિંદ. ૧૦૦
સેવકકેરાં સીધ્યાં કાજ, ઉગ્રસેનને દીધું રાજ;
નંદાદિક ગોકુળ મોઝાર, મથુરા મધ્યે વસ્યા મુરાર. ૧૦૧
ભીમ ભણે કથા મન વશી, રૂપક આઠ આગળાં એંશી;
કંસવધજ બોલ્યો વિસ્તાર, પાયા ત્રણ્ય કળા થઈ બાર. ૧૦૨

**ઈતિશ્રી વિષ્ણુદાસ ભીમ વિરચિત હરિલીલા ષોડશ કળામાં બારમી કળા સમાપ્ત.**

---

## કળા ૧૩ મી.

### પૂર્વછાયો.

હવે ચરિત્ર ગોવિંદતણાં, મથુરાં કીધાં જેહ;
અધ્યા સાઠ તણી કથા, કિંચિત્ બોલિશ તેહ. ૧

### ચોપાઈ.

બાંધવ બેહૂ કેશવ રામ, પુરી અવંતી ઉત્તમ ઠામ;
સાંદીપનિ બ્રાહ્મણનું નામ, તેને વેગે કર્યો પ્રણામ. ૨
વિદ્યાર્થી કેશવ ને રામ, ત્રીજો મિત્ર સુદામા નામ;
રાત્રિ દિવસ એકમના ભણે, સુખ દુઃખ દેહતણાં નવ ગણે. ૩
ભણવા લાગ્યા ગુરુને મઠે, ચૌદ વિદ્યા ને કળા ચોસઠે;
કરતાં પાઠ ન લાગી ઘડી, જાણે કરે આગિ આવડી. ૪
ગુરુ દક્ષિણા એ વર વર્યો, માગ્યો પુત્ર જે સાગરે હર્યો;
વેગે આણી આપ્યો તેહ, વેગે મધુપુરી આવ્યા બેહ. ૫

### પૂર્વછાયા.

કૃષ્ણ કહે ઉદ્ધવ પ્રતિ, વેગે ગોકુળ જાય;
કહો સંદેશા અમતણા, નંદ યશોદા માય. ૬
ઉદ્ધવ વેગે ચાલિયા, ગોકુળ પહોંત્યા તેહ;
કથા કહી સંતોખિયાં, નંદ યશોદા બેહ. ૭

દેખી રથ ઉદ્ધવતણો, નંદતણા ગૃહદ્વાર;
દે ઓળભા અતિ ઘણા, ગોકુળ કેરી નાર. ૮

છંદ પાધડી.

આગે કૃષ્ણ ગોવાળા રૂપ, હવે હવો મથુરાનો ભૂપ;
તો કા કરે અમારી સાર, એહ નિર્લજ નગણો અપાર. ૯
પરમ પુરુષ એ માનુષ વેષ, કોશું નહિ વલ્લભ ને દ્વેષ,
જે પ્રીતિ કરે એશુ અપાર, તે ચૂકે સુખ તણામસાર. ૧૦
એ તો છીણું પુરુષ અપાર, કોણે ન લીધો એનો પાર,
એને જોતા મૂર્છે મન, વળી પાછો આવે નન જન ૧૧
જેને નવ જાણીએ વિવિધિ વચિત્ત, તે વાણીએ કયમ કહીએ કવિત્ત;
રક્ષા કારણ લીધા અનતાર, પૃથ્વી તણો ઉતારવા ભાર. ૧૨
માયા મન હરે મોરાર, એ મોહ્યો નગરની નાર;
જેને ઘેર ત્રિભુવનનું રાજ, તેને અમ સરખા કનણ કાજ. ૧૩
એ કુળ ક્રિયા રહિત પીંઢાર પ્રૌઢ, એની લીલા છે ગતિગૂઢ;
નિશિ રાસક્રીડા પ્રેમ દીધ, ચિત્ત અમારા હરિને લીધ ૧૪
કુચ કુંકુમ અકલ સકલ ગાત્ર, વૃંદાવન રમતા મધરાત;
આલાપ્યો મોહન વંશ જેહ, કહેજેજી કા વિસાર્યો તેહ. ૧૫
હે કૃષ્ણ કૃષ્ણ લીલા વિલાસ, શરણાગતવત્સલ શ્રીનિવાસ;
ત્રય તાપ નિવારણ સ્વયંપ્રકાશ, વેગે સ્વામી કરો શોક નાશ. ૧૬
કેશવ પુરુષોત્તમ લોક નાથ, જલ નિધિ બુડતા દીજે હાથ,
તુ અંતર્યામી સર્વે દેખે, કરુણાનિધિ અમ કા ઉવેખે. ૧૭
ગોપી વિરહાતુર દેખી ભૃગ, મદેશા કહે શ્રીરંગ;
અમ અતર તાપ દહે અનંગ, વેગે કરુણાજળ સીંચો અગ. ૧૮

ચોપાઈ.

એણી પેરે ભ્રમર ગીતા સુણી, ઉત્તમ તેટની વાણી ઘણી;
ધન્ય ધન્ય ગોપીના અવતાર, ઉદ્ધવ વળિયા કરી જુહાર. ૧૯
કવણ કાજ ઉત્તમ અવતાર, કૃષ્ણ કથા રસ નહીં વિચાર;
જે જન વિષ્ણુ સદા મન ધરે, મોટું કુળ તેને શુ કરે. ૨૦
કયહા વ્યભિચાર દુષ્ટ વનચરી, કયહા અનાદિ પુરુષ શ્રીહરી;
બ્રહ્મા શંકર કરે વિચાર, તેહતણો નવ પામે પાર. ૨૧

ગોપીને દીધો ઉપદેશ, અંતરયામી હૃદે નિવેશ;
ઉદ્ધવ વળિયા કરી પ્રણામ, આવી મળિયા કેશવ રામ. ૨૨
એક વાર સ્વામી ગોપાળ, કુબ્જા ઘર પોહોંચા ભૂપાળ;
તેને દીધું અતિ ઘણું માન, અક્રૂર ઘેર આવ્યા ભગવાન. ૨૩

## પૂર્વછાયા.

ભક્તિભાવે સંતોખિયા, કીધો બહુ પસાય;
અક્રૂર વેગે મોકલ્યા, જ્યહાં યુધિષ્ટિર રાય. ૨૪
કંસતણો વધ સાંભળ્યો, જરાસંધ ભૂપાળ;
દળ મેલીને આવિયો, ક્રોધભરે તત્કાળ. ૨૫
વેર જમાઈ વાળવા, અસુરતણે મન રીશ;
વીંટ્યું નગર અક્ષૌહિણી,ત્રણ્ય આગળે વીશ. ૨૬
તેનું દળ દોહોદિશ કર્યું, તત્ક્ષણ શ્રીગોવિંદ;
તોહે ન રહે આવતો, રૂપે થયો જાત્યંધ. ૨૭
સત્તરવાર એણીપરે, છતિયો જરાસધ;
તોહે ન રહે આવતો, યુદ્ધ કરેવા મંદ. ૨૮

## ચોપાઈ.

ખુરાસાન કેરો રાજાન, કાલયવન તેનું અભિધાન;
વેગે વીંટી મથુરાપુરી, મધ પાખળ જ્યમ માંખી ફરી. ૨૯
તે દેખીને શ્રીગોપાળ, આયુધ સર્વ તજ્યાં તત્કાળ;
નાઠા જોઈ સ્યામળવન, પૂઠે ચાલ્યો કાળયવન. ૩૦
ગુફામાંય પેઠા ભગવાન, તત્ક્ષણ હૂઆ અંતર્ધાન;
સૂતો પુરુષ જગાડયો જેહ, ક્રોધ કરીને બાળ્યો તેહ. ૩૧
કાલયવન કીધો ભસ્માંત, પ્રત્યક્ષ હૂઆ દેવ અનંત;
દેખી રૂપ તણું ગોવિંદ, કર જોડી સ્તવે મુચુકુંદ ૩૨
તારી માયાએ મોહ્યા જંન, પુત્ર કલત્ર મિત્ર કારણ ધંન;
વાંછે વિષયા પેખે ઇશું, ગૃહ અંધકૂપ પડયો જ્યમ પશુ. ૩૩
અરથ ગરથ વિષયા અભિમાન,તમને ભજે નહીં ભગવાન,
તેણે કારણ પામ્યો શરણ, મૂકું નહીં તમારાં ચરણ. ૩૪

તૂઠ્યા હરિ દીધું વરદાન, તૂં માહરૂં પામિશ વિજ્ઞાન;
કરી પ્રણામ ચાલ્યા મુચુકુંદ, મથુરાં આવ્યા દેવ અનંત. ૩૫
કાલયવનકેરૂં દળ જેહ, મારી દોહો દિશ કીધું તેહ;
કોપ્યો જરાસંધ મહા બળી, કટક લેઈને આવ્યો વળી. ૩૬

## પૂર્વછાયા.

વિશ્વકર્મા તેડિયા, શીખ દેઇ ગોવિંદ;
ઉત્તગ નગરી નીપની, તત્ક્ષણ માંહે સમુદ્ર. ૩૭
યાદવ જન મથુરાંતણા, સેવક સહુ પરિવાર;
વેગે વાસી દ્વારિકા, ક્ષણ નવ લાગી વાર. ૩૮
કેશવ રામ મહા બળી, બાંધવ ભણિયે જેહ;
પૂઠે આવે જરાસંધ, નાઠા ચાલ્યા તેહ. ૩૯

## ચોપાઇ.

પર્વત ઉપરે ચઢિયા સહી, જરાસંધ તવ દેખે નહીં;
વન પ્રજાળ્યું કરી ઉપાય, પાછો વળિયો માગધ રાય. ૪૦
રામ કૃષ્ણ બેહુ લીલાં કરી, ગિરિ મૂકી ચાલ્યા નીસરી;
પુરી પહોંત્યા કમળાપતી, ઘેર ઘેર ઉત્સવ દ્વારામતી. ૪૧
ભીમ ભણે મથુરા મોઝાર, કર્યાં ચરિત્ર જે કર્યાં મુરાર;
ચાલી કથા દ્વારિકા ગઈ, તેર કળા તે પહોંતી સહી. ૪૨

**ઈતિ શ્રી વિષ્ણુદાસ ભીમ વિરચિત હરિલીલા ષોડશ કળામાં તેરમી કળા સમાપ્ત.**

---

## કળા ૧૪ મી.

## પૂર્વછાયો.

ઉગરતા અધ્યા છે સુંદર, આઠ ધાટય ચાળીશ;
બોલિશ સંક્ષેપે કરી, ગુણસાગર જગદીશ. ૧

## ચોપાઈ.

પુરી કનકમય યોજન બાર, તે પાખળ સાગર પ્રાકાર;
છજાં મણી મંડિત ચોહોપક્ષ, મોટાં ધવલ ગૃહ નવલક્ષ. ૨

વૈડુર્ય જ કેરી પાવડી, પાછળ તેહ પિરોજે જડી;
તોરણ ધ્વજા શોભિત અવાસ, ઉપરે ઝળકે ચંદ્રપ્રકાશ. ૩
હીરા મોતી જ્યોતિ સુચંગ, મંદિર જડિત દ્વાર નવરંગ;
ગોખ જાળિયાં વિવિધ વિચિત્ર, નીસરણી ગજદંત પવિત્ર. ૪
પોળદ્વારે પરવાળી સ્તંભ, ઘેર ઘેર આંગણ નાચે રંભ;
પારિજાતિક કલ્પદ્રુમ સાર, વાડીતણો ન લાભે પાર. ૫
પંચ શબ્દ વાજે વાજિત્ર, ચમર ઢળે નાના વિધિ છત્ર;
છપ્પન કોટિ યાદવ ઝુંઝાર, વર્તે ન્યાય વિવેક વિચાર. ૬
ગજ રથ તુરી અર્થ ભંડાર, નવનિધિ સંપત્તિ સર્વે સાર;
વ્યાધિ જરા ભય વર્જિત શોક, કોટિધ્વજ વસે ત્યાં લોક. ૭
ચાર પદારથ પોળ દ્વાર, ઇંદ્રવત યશવંત પ્રતિહાર;
સિદ્ધનાથ હરસિધ અંબિકા, માતા ચોસઠ ને ચંડિકા. ૮
નિર્મળ નીર વહે ગોમતી, ભુમિ વૈકુંઠ દ્વારામતી;
સનકાદિક સેવે દિન રાત્ર, બ્રહ્માદિક સુર આવે યાત્ર. ૯
જેની સીમ માંહે પ્રવેશ, કરિ ન શકે પાતક લવલેશ;
ભવદુઃખ સંકટ ટાળે સહી, તેહ કવણ નર સેવે નહીં. १०

## श्लोक.

यस्याःसीमप्रविष्टस्तु ब्रह्महत्यादिपातकात्।
मुच्यते तत्क्षणादेव तांपुरीं को न सेवते ॥ १० ॥

## ચોપાઈ.

જ્યહાં રોગ ભણિજે નિજ ભોગ, ભોગ પરમમતિ આતમ યોગ;
મરણે મંગળ આપે સહી, તેહ કવણ નર સેવે નહીં. ११

## श्लोक.

यत्र रोगःस्थितो भोगो यत्र योगः परंतप।
मरणं मंगलं यत्र तांपुरीं को न सेवयेत् ॥ ११ ॥

## ચોપાઈ.

જ્યાં નિદ્રા ભણિયે નિજધ્યાન, ચારૂ કરે તે ઉત્તમ દાન;
વપુ વ્યાપાર પ્રદક્ષિણા સહી, તેહ કવણ નર સેવે નહીં. १२

## श्लोक.*

व्ययोदानव्ययोनिद्रा अग्न्यां शरीर मद्व्रयं ।
अयतां परमां भाग तांपुरी को न सेवयेत् ॥ १२ ॥

## ચોપાઈ.

સકળ કામ પૂરે કામધેન, કરે રાજ્ય સ્વામી ઉગ્રસેન;
રામદેવ પરણ્યા રેવતી, રુકિમણિ વર વાંછે શ્રીપતિ. ૧૩

## રાગ-(રુકિમણી હરણનું ધવળ.)

ભીમકસેન રાજા ભણે. રુકિમણીવર શ્રીગોપાળ;
રુકમૈયે ઉવેખિયા, તેડાવ્યોરે રાય શિશુપાળ. ૧૪
રુકિમણીમનઝાંખી થઈ,દ્વિજ મોકલ્યો દ્વારિકા મુઝાર;
વેગે બ્રાહ્મણ આવિયો, વીનવ્યા દેવ મોરાર. ૧૫

## પ્રબંધ.

રુકિમણી તણા સંદેશડા, સાંભળો દેવ દયાળ;
દમઘોષ સુત મુજ લેવા આવ્યો, સિંહભાગ શિયાળ. ૧૬
મચ્છ કચ્છ વારાહ નૃસિંહ, શ્રીવામન પરશુરામ;
સીતાકારણ સેતુ બાંધ્યો, મહા બળિયા શ્રીરામ. ૧૭
તે પ્રીતિ કાં વિસારી, વિઠ્ઠલ, કરો વેગે સાર;
જળ વિના સૂકે પદ્મિની, તું સિંચન સર્વાધાર. ૧૮
નિજ વચન શ્રીપતિ સાંભળ્યાં, સજ થયા શ્રીગોપાળ;
દ્વિજ સહિત કેશવ રથે બેઠા, ચાલિયા તત્કાળ. ૧૯
તત્કાળ કુંદન નગર આવ્યા, પુંઠે દળ લઇ રામ;
ભીમક રાજાએ અર્ઘ્ય દીધા,પ્રણમ્યા પગ હરિ સ્વામ. ૨૦
મુખ જોએ માધવતણું ત્યાં, મળી સુરનર લોક;
રુકિમણીને વર એ ઘટે, ડાહોલી તેડયો ફોક. ૨૧
ગજ રથ તુરી દળ સજ કર્યાં, સંઘાતે સર્વ ઝુઝાર;
કન્યા ચાલી અંબિકા, પૂજવા કરી શણગાર. ૨૨
વાટ જુવે વાડવતણી, વર વામ ફરકે અંગ;
તેટલે વિપ્ર વધામણી, આવિયા પતિ શ્રીરંગ. ૨૩

આનંદ ભેર ઉતાવળી, તે પોહોંતી દેવળ દ્વાર;
પૂજા કરી ઉમયાતણી, તે આગે કંથ મુરાર. ૨૪
બહુ ધૂપ દીપ નૈવેધ નાના, અનોપમ ઉપહાર;
નિજ ગીત ગાયે મધુર સ્વરે, વળી વળી કરે જુહાર. ૨૫
આભ્રણ આપે સખી સહુને, મણિ રત્ન કંકણ હાર;
નીસરી મંડપ માંહેથી, મન હરખનો નહિ પાર. ૨૬
માનનિ માધવ મીટ દીઠાં, દેવી વિશ્વાવાસ;
હરિ હાથ સાહી રથે બેઠા, પડયો દળમાં ત્રાસ. ૨૭

રાગ–ધવળ.

રાવ કરે ઉતાવળા, સાંભળ હો રાય શિશુપાળ;
કન્યા છેલે હરી ગયો, બાંધવરે રામ ગોપાળ. ૨૮
સહુ દેખતાં હરી જાય જ્યમ, અમૃતરે છળે સુરરાજ;
કાજ વંઠયું સર્વ આપણું, હસશેરે હવે સહુકો રાજ-
લાજ લાગી તુંને અત ઘણી. ૨૯

પ્રબંધ.

અતિ ઘણી હવે લાજ લાગી, એમ કહે શિશુપાળ;
વાહારાં ચાલ્યા વેગશું, સજ થયા સહુ ભૂપાળ. ૩૦
કહે જરાસંધ ક્યહાં જાશે, દુષ્ટ એ પીંડાર;
આગે યુદ્ધે કરી જીત્યો, કૃષ્ણ સત્તર વાર. ૩૧
સંગ્રામ હોએ દેવ જોએ, મળ્યા રાણા રાય;
આયુધ મૂકે તે ન ચૂકે, યોધ લેતા ધાય. ૩૨
નિસાણ વાજે વ્યોમ ગાજે, હાડ ભાંજે ભીર;
કર ચરણ ફૂટે પેટ ફૂટે, અસુર કીધા ચૂર. ૩૩
ચૂર તેના યોધ કીધા, શૂર શ્રી ગોપાળ;
ભાગ્યો જરાસંધ વળ્યો પાછો, લાજિયો શિશુપાળ. ૩૪

રાગ–ધવળ.

રુકમૈયો રાવત ભલો, બળ બોલેરે મુખે દેછે ગાળ;
ક્યમ જાયે તું જીવતો, મુજ આગળરે વનચર ગોપાળ. ૩૫
તેં આગે માર્યો માઉલો, હવેરે તુજ ખૂટયો કાળ;
બેહેન લઇ પાછો વળું, દેખંતાંરે આ સહુ ભૂપાળ-
કરી પ્રતિજ્ઞા સાંચરયો. ૩૬

પ્રબંધ.

સાંચરચો વેગે ક્રોધશું, અક્ષૌહિણી દળ એક;
સંગ્રામ માંડ્યો કૃષ્ણશું, તે મૂકે બાણ અનેક. ૩૭
ઉઝરે મુછ કુછ કાપિયાં, તેનાં લીલાયે જગંનાથ;
તે પશુનીપેરે બાંધિયો, રથે ઘાલીને લીધો સાથ. ૩૮
રુક્મિણી માગે માન માધવ, બંધ બાળક છોડ;
અપરાધ શમાવો સાળાકેરા, રખે લાગે ખોડ. ૩૯
બળિદેવે આવી વેગે વાર્યા, કૃષ્ણે કાપ્યા બંધ;
કેશવકેરો મહિમા જાણ્યો, ચરણે નામ્યું કંધ. ૪૦
હરિ ચરણે નામ્યું કંધ તે નૂ સંધ કીધું માન;
નિજ નયર* દીધું તેહને, ગુણનાથ કીધો સ્વામ. ૪૧

રાગ-ધવળ.

દ્વારામતિ ભણી સાંચર્યા, કેશવ ને વળી બળિભદ્રવીર;
માધવ પોહોંત્યા નિજપુરી, સોહેરે અતિ સાગર તીર. ૪૨
મહા નદી છે રૂઅડી, અતિ ઉત્તમ છે રૂપણિ વંન;
હાથ મેળાવો હરિતણો, રૂડોજી રુકિમણીનો કંથ-
સુરનર સહુકો આવિયા. ૪૩

પ્રબંધ.

સુરનર કિન્નર સર્વે જોયે, હોયે હરખ અપાર;
અપ્સરા ગાંધર્વ ગીત ગાયે, પ્રીતિ ગોવિંદ સાર. ૪૪
રાણી રુક્મિણી હાથ સાહી, પરણ્યા દેવ મુરાર;
ચોરીમાંહે પધારિયા, તવ વધાવે સ્ત્રી ચાર. ૪૫
અનેક ભાતે ભક્ષ ભોજન, આપ્યાં ફોફળ પાન;
સુરનર પન્નગ પેખિયા, સંતોખિયા દેઇ માન. ૪૬
નિજ ચીર ચંદન કનક માણિક, આપિયા ભંડાર;
ભવભય બંધન છેદિયાં, હરખિયા માંગણ હાર. ૪૭
હરખિયા માંગણહાર સ્વામી, જયજય દેવ મુરાર;
રુક્મિણી લેઇશ્રીકૃષ્ણઆવ્યા, દ્વારિકા નગર મુઝાર. ૪૮

(ગીત સંપૂર્ણ.)

*નયર એટલે નગર.

## ચોપાઈ.

જાંબુવંત મહાબળ રીછ, રામચંદ્ર કેરો તે શ્રીછ;
તેહતણો પરાજય કરી, મણિસ્યમંતક લાવ્યા હરી. ૪૯
સત્યાનામ સત્રાજિત સુતા, કાલિંદી સત્યભામા વૃંદા સુતા;
જાંબુવતિ ભદ્રા લક્ષ્મણા, વિહિવા અનુક્રમ તેહજ તણા. ૫૦
ભૂમિપુત્ર નરકાસુર નામ, અસુર મહાબળ રણસંગ્રામ;
કૃષ્ણે તેહતણો વધ કરી, સોળ સહસ્ર આણી સુંદરી. ૫૧
રુક્મિણીએ પ્રદ્યુમ્ન જન્મિયો, તેને અસુર હરીને ગયો;
શંબર મારી માયાવતી, લેઇ આવ્યો ધરિ દ્વારામતિ. ૫૨
કુંડલ સર હરીને જેહ, આદિત્યને હરિ આપ્યું તેહ;
પારિજાતિક આણ્યો બળ ઘણે, રાખ્યો સત્યભામા આંગણે. ૫૩
રુક્મિણી પ્રતિ હસું શ્રી કાંત, એકવાર કીધું એકાંત;
અહં અકિંચન ઉદાસીન, કૃપા રહિત સેવક આધીન. ૫૪
નાહો આવ્યો ભય રાજેંદ્ર, પામ્યો સમ્યક્ શરણ સમુદ્ર;
વંશ હીન વર્યા ગોપાળ, તમ સમોવડ રાજા શિશુપાળ. ૫૫
નિષ્ઠુર વચન કૃષ્ણનાં સુણી, ભૂમંડળે પડી રુક્મિણી;
વદન કમળ સૂકે કામિની, થોડે નીરે યથા પદ્મિની. ૫૬
તત્ક્ષણ તે લેઇ ઉત્સંગ, કરુણાજળ સીંચે શ્રીરંગ;
શ્રીપતિ શોક હર્યો તેતણો, માંહોમાંહિ પ્રેમ અતિ ઘણો. ૫૭
રુક્મૈયા પુત્રી અનિરુદ્ધ, પરણ્યો સર્વ મત્ત વિરુદ્ધ;
હસિયો રમતાં પાસાસાર, બળભદ્રે કીધો સંહાર. ૫૮
વદ્દ સહિત અનિરુદ્ધ મુરાર, આવ્યા દ્વારામતી મુઝાર;
ઉષાહરણ કેરો વિસ્તાર, આગે તે બોલિયો અપાર. ૫૯
નૃગ રાજા છોડયો દુઃખ પાશ, તેને નામે કુંડ કૃકલાશ;
ગર્વ કરંતી યમુનાદેવિ, સંકર્ષણે મનાવી સેવિ. ૬૦
પૌંડ્રક વાસુદેવ કાશીશ, કૃષ્ણે તેહેનું છેદ્યું શીશ;
વાનર દ્વિવિદ જે મહાબળી, તેનો નાશજ કીધો વળી. ૬૧
દુર્યોધન સુતા લક્ષ્મણા, સાંબે હરી કૌરવ યુદ્ધે ઘણા;
બાંધ્યો તે છોડાવ્યો રામ, વહુવર લઇ આવ્યા નિજધામ. ૬૨

મોરો ગૃહસ્થાશ્રમ ભગવાન, અનેક પુત્ર પૌત્રસંતાન;
નારદ મુની વિસ્મિત અપાર, અનંત ચરિત્ર ન જાણું પાર. ૬૩
જંગ જરાસંધ વધ ઉપાય, આગમવાગ યુધિષ્ઠિર રાય;
બ્રાહ્મણરૂપે વેગે થયા, માગધ રાજા આગળે ગયા. ૬૪
જરાસંધ વધ કીધો ભીમ, અર્જુન જીત્યા સઘળી સીમ;
કૃષ્ણે માર્યો રિપુ શિશુપાળ, પરિભવ દુર્યોધન ભૂપાળ. ૬૫
સાલવ યુદ્ધ યાદવશું કર્યું, કૃષ્ણે તેનું મસ્તક હર્યું;
દંતવક્ર બિલ્વણ વિનાશ, વ્યાસતણો બળિદેવે નાશ. ૬૬
બ્રાહ્મણ એક સુદામા નામ, પીડિત ક્ષુધા દરિદ્રી ક્ષામ;
કણીક માગે આખું ગામ, ભોજન માત્ર લાવે તે ધામ. ૬૭
સદાચાર હરિભક્તિ પવિત્ર, તેને રામ કૃષ્ણ બે મિત્ર;
ભણે ભાર્યા સ્વામી વાત, શાને સહો પીડા દિન રાત્ર. ૬૮
જેને કૃષ્ણ સરખા શ્રીકાંત, દાતા અંતર્યામી શાંત;
તો કાં દુઃખ કંથ આચરો, ગંગાતીરે કાં તરસે મરો. ૬૯
વળી વળી નારિ કરે વીનતી, વેગે જાઓ દ્વારામતી;
વિપ્ર ભણે મુજ ઠાલા હાથ, કયમ મળિયે સ્વામી જગનાથ. ૭૦
કોના માંગી આણ્યા જેહ, ગાંઠે બાંધ્યા તાંદૂલ તેહ;
કેશવ કારણ લેઇ સુખડી, ચાલ્યો વિપ્ર ન લાગી ઘડી. ૭૧
દીન કુચીલ બહુ વર્જિત ભાગ્ય, બ્યાઉ ફાટી બેહુ પાગ્ય;
કયમ મળશે મને લજ્જા ધરે, વિમાસણ કરતો સાચરે. ૭૨
વેગે વાડવ પહોંત્યો બેટ, યથા મેરુ ને સોનું ભેટ;
નગર દ્વારામતી મુઝાર, મળિયા સ્વામી દેવ મુરાર. ૭૩
સહી આસન છાંડી શ્રીરંગ, પ્રેમ સહિત કીધું આલિંગન;
પાગ પખાળે ત્રિભુવન ધણી, ચરણોદક વાંછે રુક્મિણી. ૭૪
જોયો કૃષ્ણતણો મહિમાય, બ્રાહ્મણ કેરા ધોવે પાય;
જેની ચરણરેણુએ જન ઉધરે, બ્રહ્મા શંકર મસ્તક ધરે. ૭૫
અર્ઘ પાદ્ય કીધું ભગવાન, યથા યુક્ત દેઈ સન્માન;
ખટરસ ભોજન રહિત કલંક, થાક્યા વિપ્ર પોઢ્યા પર્યંક. ૭૬
બ્રાહ્મણના હરિ ચાંપે પાય, રાણી રુક્મિણી વીંજે વાય;
માંહો માંહે કરે બેહુ વાત, જે ગુરુ ઘેર વસિયા દિનરાત. ૭૭

માગી કૃષ્ણે સૂખડી સહી, તેહ લાજતો આપે નહીં;
પત્ર ફુલફળ અક્ષત વારિ, ભક્તિએ લઉં કહે મુરારિ. ૭૮
સુદામે આપી સૂખડી, કૃષ્ણ આરોગે દોય મૂઠડી;
ત્રીજી સહજ ભરે જગનાથ, કમળાએ જઇ સાહ્યો હાથ. ૭૯
ગોકલાવી દ્વિજ પાછો વળ્યો, હરખ સહિત તે પથે પળ્યો;
તત્ક્ષણ તે પામ્યો નવનિધિ, ઇંદ્રતણા ઘર કેરી રિદ્ધિ. ૮૦
સહિતસંગ કુરુક્ષેત્ર મુઝાર, માંહોમાહે મળી સર્વે નાર;
કૃષ્ણ સત્યભામા રુકિમણી, વાત કરે છે વિહિવાતણી. ૮૧
ઉત્તમ યાગ કર્યા વસુદેવ, નારદે પ્રસ્થાવન એવ;
પુત્ર દેવકીએ માગ્યા જેહ, પ્રત્યક્ષ લઇ દેખાડ્યા તેહ. ૮૨
શ્રુતદેવ. બ્રાહ્મણનું નામ, તેને ઘેર ભોજન હરિરામ;
રાજા જનક ભાવ મન ધરી, ખટરસ અન્ન આરોગ્યા હરી. ૮૩
સુભદ્રાજી હરિયાં અર્જુન, તેને પુત્ર હવો અભિમુન;
ચક્રવ્યૂહ કર્યો સંગ્રામ, તેહ પામિયો ઉત્તમ ધામ. ૮૪
આદિ પુરુષને પ્રણમે વેદ, તે પુરુષનો પાર ન જાણે ભેદ;
વળિ વળિ અહર્નિશિ કરે વિચાર, શબ્દાતીત અનંત અપાર. ૮૫
ભૃગુ પોહોંચ્યા વૈકુંઠ મુઝાર, સૂતા દીઠા દેવ મુરાર;
હૈડે કીધો ચરણ પ્રહાર, જાગ્યા વિષ્ણુ ન લાગી વાર. ૮૬
બ્રાહ્મણતણા ઉલ્લાંસે પાય, ગ્રહ્યા મુનિવર કરે પસાય;
કરજોડી માગે વરદાન, શ્રીવત્સલાંછન અને અભિદાન. ૮૭
દઇ વરદાન વળ્યા તેણીખેવ, જોયો મહિમા બ્રાહ્મણદેવ;
ભૃગુ ભણે હરિ પ્રત્યક્ષ રૂપ, બ્રહ્મા રુદ્રતણો તું ભૂપ. ૮૮
બ્રાહ્મણના સુત આપ્યા હરી, અર્જુન વાચા સાચી કરી;
એણીપેર દ્વારામતી મુઝાર, પાળે રાજ દેવ મુરાર. ૮૯
ભીમ ભણે નેવુ અખ્યા જેહ, ચોડો ચોડો કહ્યો પ્રમેહ;
દશમે નિરોધ લીલા સાર, પહોંતી કળા દશ આગળ ચાર. ૯૦

ઇતિશ્રી વિષ્ણુદાસ ભીમ વિરચિત હરિલીલા ષોડશકળામાં
ચોદમી કળા સમાપ્ત.

---

## કળા ૧૫ મી.

### પૂર્વછાયો.

એકાદશમે બોલિયે, મુક્તિતણો ઉપદેશ;
વસુદેવને નારદ કહે, ઉદ્ધવને દેવેશ. ૧

### ચોપાઈ.

અનેક રિપુ માર્યા ભૂપાળ, કરે વિમાસણ શ્રી ગોપાળ;
જ્યાં લગિ યાદવ ઊભા સહી, ત્યાં લગિ ભાર ઊતર્યો નહીં. ૨
મારા ભુજ અનુસરિયા જેહ, પરિભવ અવર ન પામે તેહ;
તે કારણ શ્રી વિશ્વાવાસ, વિપ્ર શાપ મિશ કીધો નાશ. ૩

### પૂર્વછાયો.

કૃષ્ણ કહે યાદવ પ્રતિ, દ્વિજ દે શાપ અમૂજ;
અથવા ક્રોધ ભરે કહે, તોહે બ્રાહ્મણ પૂજ્ય. ૪

### શ્લોક

रे यादवा विष्णुकुलप्रसूताः शृण्वन्तु वाक्यं मधुसूदनस्य ।
घ्नन्तः शपन्तः परुषं वदन्तस्तथापि विप्राः सततं नमस्याः ॥ ४ ॥

### ચોપાઈ.

તીર્થ પિંડ તારક છે જહાં, દુર્વાસા ઋષિ આવ્યા તહાં;
યાદવ કુંવર જાણે સિદ્ધ, વિનાશકાળે વિપરિત બુદ્ધ. ૫

### શ્લોક

न भूतपूर्वो न कदापि दृष्टो हेम्नः कुरंगो न च कोऽप्यवेतः ।
तथापि तृष्णा रघुनंदनस्य विनाशकाले विपरीतबुद्धिः ॥ ५ ॥

### ચોપાઈ.

સાંબ કરાવ્યો નારી રૂપ, કપટ કરી જઈ પૂછે ભૂપ;
કહો વિપ્ર એ જુઓ વિચાર, શું છોરૂ જણશે આ નાર. ૬
તેનું કારણ જાણી કરી, મુનીવરે વાણી ઉચ્ચરી;
મૂશળ જણશે નારી એહ, તમકુળ નાશ કરેવા તેહ. ૭

તત્ક્ષણ પામ્યા કરિયું તેહ, મૂશળ લઇ ઘર આવ્યા તેહ;
ઉગ્રસેન રાજા અવિચાર, વાત નિવેદી રાજ્યદ્વાર. ૮
મૂશળ લેઇને ચૂરણ કર્યું, ઘસતાં ઘસતાં જે ઉગર્યું;
તે લેઇ નાંખ્યું સમુદ્ર અગાધ, મત્સ્ય વિદારી લીધું વ્યાધ. ૯
એક વાર આવ્યા ઋષિદેવ, કરજોડી પૂછે વસુદેવ;
કર્મે કર્મ તણો હોય નાશ, મુજને તે તો કહો અભ્યાસ. ૧૦
તેનું વચન સાંભળ્યું સંત, હસિયા મુનિવર કરુણાવંત;
નારદ કહે પુરાતન કથા, નિમી પૂછ્યા નવયોગી યથા. ૧૧
ધર્મ ભાગવત વૈષ્ણવ વર્ણું, માયાકેરું એ અવતર્ણું;
બ્રહ્મ કર્મે ઉચિત અવતાર, ભાગવત કળિયુગે ધર્મ વિચાર. ૧૨
એ નવ પ્રશ્ન કર્યા રાજેંદ્ર, મર્મ વચન એમ કહે યોગેંદ્ર;
કવિ હરિ પ્રમુખ જયંતી પુત્ર, ઉર્ધ્વ રેતા પરમ પવિત્ર. ૧૩
વાસુદેવ અર્પિત સર્વ કર્મ, ઉત્તમ એ ભાગવતના ધર્મ;
રાગ દ્વેષ વર્જિત નર જેહ, વૈષ્ણવ કેરું લક્ષણ તેહ. ૧૪
મિથ્યા દર્શન માયા રૂપ, તેનું તારણ વિચાર સ્વરૂપ;
શુદ્ધ સર્વ વ્યાપક હરિ બ્રહ્મ, વેદાંગમ પૂજા હરિ બ્રહ્મ. ૧૫
પુરુષાદિક લીલા અવતાર, અભક્તિ કેરું ફલ સંસાર;
ધ્યાન યાગ અર્ચન ને ગીત, ચાર યુગના ધર્મ પવિત્ર. ૧૬
એ નવ ઉત્તર નારદ કહી, ઠામ આપણે પહોંત્યા સહી;
વાસુદેવે કીધો પુણ્ય સંચ, પ્રથમે કારણ અધ્યા પંચ. ૧૭
તવ બ્રહ્માદિક દેવ આવિયા, સ્તવન કરી હરિ સંતોખિયા;
સ્વામી આરોહણ નિજધામ, પાછા વળિયા કરી પ્રણામ. ૧૮
પૂછે પૂછે કારણ શાંતિ, કરજોડી ઉદ્ધવ એકાંતિ;
વાંછે આરોહણ નિજધામ, મુજને સાથે તેડો સ્વામ. ૧૯
એક મનો ઉદ્ધવ ઉદાસ, વળતા બોલ્યા વિશ્વાવાસ;
તું મુજ વલ્લભ છેજ અપાર, સાંભળ કહું વિવેક વિચાર. ૨૦
સર્વ ભૂતને હૃદે વસંત, એક અભેદ અનાદિ અનંત;
અંતર્યામી અવ્યય ઈશ, મુજને જાણ કહે જગદીશ. ૨૧
મિથ્યા કલ્પિત એ સંસાર, પ્રપંચ છે દીસે આકાર;
સાચું એક કહું સાધાર, વ્યાપક વિષ્ણુ સદા અવિકાર. ૨૨

વસે સમીપે સનાતન એહ, અહર્નિશિ મનસા ચિંતવ તેહ;
પ્રતીતિ કારણ શ્રીભગવાન, કહિશ એક ઉત્તમ આખ્યાન. ૨૩
પૂરવ પુરુષ અમારે જેહ, યદુનામે વન પહોંતા તેહ;
ઉત્તમ ત્યાં સંવાદ અદ્‌ભૂત, રાજા પ્રત્યે કહે અવધૂત. ૨૪
મારે ગુરુઓ છે ચોવીશ, જેણે આચર્ણે પ્રાપ્તિ જગદીશ;
એકેકના ગુણ લીધા જેહ, એકમનો થઇ સાંભળ તેહ. ૨૫
પૃથ્વી વાયુ અને આકાશ, ક્ષમાવંત સત્સંગ ઉદાસ;
જળ નિર્મળ પાંકશ શીતયા, મળત્યાગી વર્જિત વિક્રિયા. ૨૬
રવિ અભેદ ને સ્વેહ કપોત, અજગર દૈવ લબ્ધ સંતોષ;
સિંધુનદી પૂરિત અક્ષોભ, પ્રતેં નાશ સ્વરૂપ પ્રતિ લોભ. ૨૭
મધુકર સાર સાર સંગ્રહે, સ્પર્શ મૂઢ હસ્તી દુઃખ સહે;
સંચિત ત્યાગી તરતે ગૂઢ, મધુહા હરણી મીન રસમૂઢ. ૨૮
તહાં લગી જિતેંદ્રિય સહી, જ્યાં લગિ જિહ્વા જીતે નહીં;
પંડિત કોય મ ધરશો ગર્વ, જીતી જિહ્વા જીત્યું સર્વ. ૨૯
આશા રહિત હોય નિર્મળા, વિદેહ નગરે પુરા પિંગળા;
પંખી લોક પદત સુખ ધ્યાન, બાલક મથા વિના અભિમાન. ૩૦
કુમારીને સર કારણે, એકાકી એક મનો તેણે;
ગૃહારંભ આદર નવકરૂં, સર્પતણીપેર હું સંચરૂં. ૩૧
કર્ણ નાભીએ કહિયે સાન, ચૈચળ ધ્યાતા ધ્યે ઈ સામાન;
ગુરુ ચોવીશે કહિયા જેહ, પંચવિશમો આ અસ્થિર દેહ. ૩૨

## પૂર્વછાયા.

ચાલતાં ઉદ્ધવને હીત જાણી, બોલ્યા શ્રીભગવાન;
કૃપા અનાદિ વિવેક સંબંધી, પરમારથ વિજ્ઞાન. ૩૩
ભગવંત ભાવ આણી મનમાંહે, સાંભળે નિજ ઉપદેશ;
કહે કૃષ્ણ કરુણાકર કેશવ, ભકતવત્સલ દેવેશ. ૩૪
શ્રદ્ધાવંત પુરુષ જે ભણિયે, જાણે વર્ણાચાર;
કરે કામ કામના વર્જિત, હૃદે વિવેક વિચાર. ૩૫
શાસ્ત્ર શ્રવણ કરે ગુરુ પ્રણમી, બંધ મોક્ષ બેહુ જેહ;
નીચી નીચી પગથી છાંડે, ચડે ઉંચીએ તેહ. ૩૬

બંધ મોક્ષ બેહૂ ગુણ કારણ, ગુણનું માયા મૂળ;
ઉત્તમ વિષે વિચાર કરંતાં, એ બેહૂ ભ્રમ મૂળ. ૩૭
વચન અનોપમ મંનજ મારૂં, બોલે પુરુષ પુરાણ;
જપે ધ્યાન ધરે મનમાંહે, પામે પદ નિરવાણ. ૩૮
ઈશ્વર સર્વે ભૂત નિવાસી, હ્રદે પ્રકાશે ગતિ ગુઢ;
ભ્રાંતિમતિ સર્વ ભૂત પામવા, માયા યંત્રારૂઢ. ૩૯
ભક્ત ભાવ આણી મનમાંહે, શરણે તેને જાય;
એ સંસાર પાર પામેવા, બીજો નથી ઉપાય. ૪૦
પૂર્વ કેરાં સ્થાનક સવિતા, મરુત ધરા હોતાશ;
ગૌ બ્રાહ્મણ સર્વે ભૂત આતમા, વૈષ્ણવ જળ આકાશ. ૪૧
યથા યુક્ત શું પૂજા કરવી, ઘટતી એણે સંસાર;
તેવું કરતાં મુજ પદ પામિશ, બોલે દેવ મુરાર. ૪૨
સત્વ, રજ, તમ ગુણનાં કારણ, આગમ જળજનદેશ;
કાલ કર્મ દોષ જપ ધ્યાને, સાધન ને ઉપદેશ. ૪૩
વૃદ્ધ ત્યજે તે તામસ ભણિયે, સેવ્ય તે સત્વ જાણ;
જેને પરો ઊવેખી મૂકે, રાજસ તે નિરવાણ. ૪૪
વિષયા ચિત્ત ચિત્તમાં વિષયા, એહ સંબંધ અનાદ;
તે કારણ જાણેવા બોલું, હંસ સનંદન વાદ. ૪૫
જિહાં પુરુષ હરિભક્તિ કરંતો, પામે પરમ વૈરાગ;
મિથ્યા રૂપ અરોપિત દેખે, કરે તદા બેહુ ત્યાગ. ૪૬
અનેક જન તે મુક્તિ પામવા, નર નાનાવિધિ ધ્યાવે;
કરતાં કરતાં કરસણની પેર, આવે અથવા નાવે. ૪૭
સઘળાં સાધન માંહે મોટું, સાધન શ્રીભગવાન;
તેણે કારણે ચૌદમે બોલ્યું, ભક્તિ યોગ પરધાન. ૪૮
અષ્ટ સિદ્ધિ અણિમાદિક કહિયે, બીજી દશ ને ચાર;
સમ્યક પંદરમે અધ્યાયે, બોલ્યો તેહ વિચાર. ૪૯
સિદ્ધિ સઘળી એ નવવાં છે, મનસા કહે જગદીશ;
નિર્ગુણ ભક્તિ ઉદ્ધવ અમારી, બોલીજે બાવીશ. ૫૦
યોગ વિભુતિ સાધન મેલી, ભક્તિનો કરે ઉપાય;
અધ્યા ત્રોહે વિશેષ્ય કરીને, વર્ણુ ધર્મ મહિમાય. ૫૧

ક્રમ ભક્તિ ને જ્ઞાન અનુક્રમ, યોગતણે એ સાર;
તેહતણા જે છે અધિકારી, બોલિશ તેહ વિચાર. ૫૨

## ચોપાઈ.

જેનું નામ વિષયા સંજોગ, તેને સાધન કરવો યોગ;
સર્વ કર્મ અર્પિત ભગવાન, લક્ષણ ક્રિયા-યોગ અભિધાન. ૫૩
નીતિ શક્રીત બહુ વિરક્ત, તે અધિકારી ભણિયે ભક્ત;
શ્રદ્ધા કથા તણી ભગવાન, લક્ષણ ભણિયે યોગ અભિધાન. ૫૪
વિષયાદર્શન દોષ અગાધ, તેને જ્ઞાન યોગ સુમાધ;
એકાકીધ્યાયે ભગવાન, લક્ષણ જ્ઞાન યોગ અભિધાન. ૫૫
નેષ્ટા જ્ઞાન ઉપેક્ષા વિરક્ત, ગગદ્વેષ વર્જિત મદ્ભક્ત;
સલિંગ આશ્રમ છાંડે જેહ, જડવત્ વસુધા વરતે તેહ. ૫૬
રાગદ્વેષ દર્શન એ દોષ, ગુણભેદ વર્જિત નિર્દોષ;
એમ કરતાં મન વિસમે ઘણું, પ્રકરણ કારણ શાસ્ત્રજતણું. ૫૭
વિધિ નવે બોલિયા જેહ, પુરુષતણા હિત કારણ તેહ;
સકલ શાસ્ત્રતણું સિદ્ધાંત, સાધન વિના ન આવે શાંત. ૫૮
કર્મ કરંતા મન શુદ્ધ થાય, રાગાદિક અવગુણ સર્વે જાય;
એણીપેરે જ્ઞાન ઉપજે સહી, વળી જન્મ તે પામે નહીં. ૫૯
વિષ્ણુ વિષે મન નિશ્ચા સમે, ઇંદ્રિયનિગ્રહ ભણિયે દમે;
તિતિક્ષા દુઃખ સહે શરીર, રૂપ જિહ્વા જીપે ધીર. ૬૦
ભણિયે ભક્તિ ધર્મ ભગવાન, એકાંતમ દરશન વિજ્ઞાન;
ગુણ અસંગ વૈરાગ વિધાન, અણિમાદિક તે સ્વર્ગ નિધાન. ૬૧
યમ નિયમાદિક છે તેત્રીશ, સમ્યક્ તે બોલ્યા જગદીશ;
હવે કહે સાંભળ સયોગ, મન જીપે વા કારણ યોગ. ૬૨
પુરી અવંતી બ્રાહ્મણ એક, શ્રીમદ પૂરિત નહીં વિવેક;
દાન પુણ્ય તીરથ નવ યાત્ર, ધન પાખળે ફરે દિનરાત્ર. ૬૩
દેવ પિતૃ નવ બ્રાહ્મણ યાગ, નહિ વપુ પોષે કુટુંબ વિભાગ;
અહર્નિશિ મનમાંહે આવટે, જાણે રક્ષે મળ્યામાં ઘટે. ૬૪
અનેક કૂડ કપટ આચરે, લોભ લાલસા મનમાં ધરે;
ધનના ગોત્રિયા છે જેહ, કદર્ય ઉપરે કોપ્યા તેહ. ૬૫

श्लोक.

चत्वारो धनदायादाः धर्मचोराग्निपार्थिवाः ॥
जेष्टाय मनुते पुंसो हरंत्यन्ये बला धनम् ॥ ६९ ॥

ચોપાઈ.

કેટલું રાજાએ લીધું હરી, કેટલું ચોર ગયા છેતરી;
દાન ભોગાદિક વણુથી જાય, ચોથો ધનનો નથી ઉપાય. ૬૬

श्लोक.

दानं भोगश्च नाशश्च त्रयो योगा धनस्य च ॥
यो ददाति न यो भुंक्ते तृतीया तस्य वै गतिः॥ ६६ ॥

ચોપાઈ.

રાખંતાં ધન વહેચું વીર, જાણે અવઢ કૂપનું નીર;
રહ્યું નહીં ધરે એકજ શીય, જાણે ગજ ભોગવ્યું કપીય. ૬૭

श्लोक.

भवितव्यं भवत्येव नालिकेरफलाबुवत् ॥
गंतव्यं गच्छति सदा गजभुक्तकापिथ्यवत् ॥ ६७ ॥

ચોપાઈ.

કાળે ધનનો કર્યો વિનાશ, એકાકી તે રહે ઉદાસ;
ભિક્ષુક રૂપે વસુધા ફરે, સહે લોક જે પીડા કરે. ૬૮
દંડકમંડલુ લેઇ ઉડાડ, મસ્તક તાડે દે અતિ ગાળ;
એણી પેરે પીડે દુરિજન લોક, તોહે મને ન આણે શોક. ૬૯
મને જય કારણે ગાયું ગીત, તે સાંભળિયું એકે ચિત;
મોટો વૈરી ભણિયે મંન, ધીરપણે તેણે જીત્યું જંન. ૭૦
કાળ કર્મ ગ્રહ સમ્યક્ સહી, દુઃખદાયક કો દેતા નહીં;
અવર નથી કો વૈરી જંન, સુખ દુઃખ કેરૂં કારણ મંન. ૭૧

## श्लोक.

येनैवालिंगिता कान्ता तेनैवालिंगिता सुता ॥
मन एव मनुष्याणां कारणं बंधमोक्षयोः ॥ ७१ ॥

## ચોપાઈ.

મન બંધન મોક્ષ વિસ્તાર, મન કલ્પના એ સંસાર;
મનશું મન અવલોકે જેહ, સર્વ સિદ્ધિ પામે નર તેહ. ૭૨

## श्लोक.

मन आद्यं मनो मध्यं मनःसंकल्पना जगत् ॥
मनसा मन आलोच्य स्वयं सिद्ध्यंति योगिनः ॥ ७२ ॥

## ચોપાઈ.

ચોવીશમે તત્ત્વ વિસ્તાર, બોલ્યો તેહ તણો વિચાર;
ભૂતતણી ઉત્પત્તિ સંહાર, જાણે તે નર પામે પાર. ૭૩
મંન કરે તે આત્મા કરે, નેત્ર દોપ જે વસુધા ફરે;
ઉપાધિ ભેદ દહે ગોવિંદ, જળ સંયોગે કાંપે ચંદ્ર. ૭૪
સ્વર્ગ લોક કેરી અપ્સરા, શાપ પ્રભાવે પામી ધરા;
કેટલા દિવસ રાય ધરે વશી, સ્વસ્થાનક પોહોંતી ઉર્વશી. ૭૫
રાજા ઇઅલ ભણે જપ ધ્યાન, તપ તીરથ નાના વિધિ દાન;
કવણ કાજ તે સેવે જંન, તેનું નારી હરીઉં મંન. ૭૬
જાણ્યો વિષયા બંધન ભેદ, તત્ક્ષણ તે પામ્યો નિર્વેદ;
એકાકી વને વસ્યો નરેંદ્ર, અવિચળ પદ પામ્યો ગોવિંદ. ૭૭
હરિ પૂજા વિધિ શ્રદ્ધા સાર, યથા શક્તિ ષોડશ ઉપચાર;
પૂર્વ મુખે બેસી આસંન, ભક્તિ ભાવને આણી મંન. ૭૮
પવિત્રપણે યથા વિધિ કરી, પૂજા અર્ચા ગીત આચરી;
દેવ મંત્ર પૂજા વિસર્જન, પ્રતિમાદેરૂં કરે અર્ચન. ૭૯
પૂજા વિધિ પુરુષોત્તમતણી, તેની રચના બોલી ઘણી;
હવે ભક્તને નિજ ઉપદેશ, આદર કરી કહે દેવેશ. ૮૦
ખટ વિકાર જન્માદિક જેહ, ધર્મ દેહના ભણિયે તેહ;
જીવન ઉત્તમ લક્ષણ બાર, અહર્નિશિ તેનો કરે વિચાર. ૮૧

જાગૃત સુષુપ્તિ અને સ્વપન, એહ અવસ્થા કારણ મન;
શુદ્ધ આતમા સાક્ષી જાણ, ગુણ ત્રય દૃષ્ટા પુરુષ પુરાણ. ૮૨
વળી એક રૂડો કહું વિચાર, થોડા માંહે બોલ્યું સાર;
દેહ વિષયા મમતા દોષ, તેનો ત્યાગ તે ભણિયે મોક્ષ. ૮૩
કૃત્ય જે ઉદ્ધવ સકળ સનેહ, પુત્ર કલત્ર ધન મમતા તેહ;
મુજને મન આરોપી સહી, સમાનેયો વિચરજે સહી. ૮૪
સર્વ ભૂતશું સમચિત આણ, મ કરિશ નિંદા અને વખાણ;
વિશ્વરૂપ આતમા દેખે, એવું જાણી ભક્તિ વિશેખે. ૮૫
ઉત્તમ તીરથ બદરી નામ, નર નારાયણ કેરો ઠામ;
વેગે જાઓ કહે ભગવાન, મુજ પદ પામિશ પરમનિધાન. ૮૬
ઉદ્ધવ મને વિમાસણ કરે, ગદગદ કંઠ નયણે જળ ઝરે;
ચરણ કૃષ્ણના સરસો મોહ, તેનો સહી નવ શકે વિછોહ. ૮૭
વળી વળી કરે પ્રેમ પ્રણામ, ઉદ્ધવ સંભારે ગુણ શ્યામ;
સ્વામીતણું વચન પરમાણ, કીધું પદ પામ્યો નિરવાણ. ૮૮
દેખી નગર માંહિ ઉત્પાત, કૃષ્ણ કહે યાદવને વાત;
નહિ રહેવું અહિં એકે રાત્ર, ચાલો તીરથ કરવા યાત્ર. ૮૯
ઉત્તમ છે ક્ષેત્રજ મધુમતી, પ્રત્યક્ષ પ્રવાહ વહે સરસ્વતી;
યાદવ પ્રેર્યા વિશ્વાવાસ, વેગે સહુ આવિયા પ્રભાસ. ૯૦
દાન પુણ્ય અતિ ઘણું આદરી, કર્મ સયોગે મદિરા કરી;
કલહ માંહો માંહે વિનાશ, દહે વન જ્યમ વેણુ હુતાશ. ૯૧
શેષ દેવ ગયા પાતાળ, પીપળ યડ બેઠા ગોપાળ;
મૃગ વરાંસે વ્યાધે બાણ, કૃષ્ણ ચરણે તે થયું પ્રમાણ. ૯૨
બેઠા દીઠા શ્રીપતિ સ્વામ, પ્રદક્ષિણા કરિ કર્યો પ્રણામ;
વધ કરો કહે મારો વ્યાધ, મેં કીધો મોટો અપરાધ. ૯૩
દયાવંત સ્વામી ઘનશ્યામ, તેને આપ્યો ઉત્તમ ઠામ;
આવ્યો નિજ સેવક સારથી, મોકલિયો હરિ દ્વારામતી. ૯૪
કૃષ્ણદેહ પોહોંત્યા સ્વસ્થાન, જાણે આથમિયો હરિ ભાણ;
દારુક દ્વારામતી મુઝાર, કહી અવસ્થા તણી મુરાર. ૯૫
વસુદેવાદિક યાદવ જેહ, ઠામ આપણે પોહોંતા તેહ;
અમર દેવ બોલ્યા એમ વાણ, કૃષ્ણચંદ્રને હો કલ્યાણ. ૯૬

ભીમ ભણે સંક્ષેપે સહી, સમ્યક્ અર્થ એ પ્રીછું નહીં;
મુક્તિ કથા પોહોંતી નિર્મળા, એટલે પૂરણ પંનર કળા. ૭૭

**ઇતિશ્રી વિષ્ણુદાસ ભીમ વિરચિત હરિલીલા પોડશકળામાં પંદરમી કળા સમાપ્ત.**

---

## કળા ૧૬ મી.

### પૂર્વછાયા.

બારમે બોલિયે આશ્રય, આનંદ સર્વાધાર;
રાજા એ ઉપકર્મ કર્યો, તેહતણો સંહાર. ૧
વિષય સકળ શાસ્ત્રનો, નિર્ધારિત છે જેહ;
નિત્યાનિત્ય વિચારિયે, એક લીજે એક નેહ. ૨
એક સનાતન આતમા, અંતરયામી જેહ;
અધિષ્ઠાન ઉપાસિયે, પ્રપંચ મિથ્યા દેહ. ૩
તે કારણ હવાં બોલિયે, એવું પ્રપંચ રૂપ;
ભક્તિ વૈરાગે પામિયે, પછે વિષ્ણુ સ્વરૂપ. ૪
સર્વે સોમવંશી તણા, પડતા પડતા રાય;
કળિયુગ દારુણ આવિયો, તેહતણો મહિમાય. ૫
ધર્મતણા પગ ક્ષીણ થયા, અધર્મના પગ ચાર;
અલ્પ આયુ આળસ ઘણું, તેજ રહિત નરનાર. ૬
વંશ વ્યવસ્થા પરહરી, ભીલમ્લેચ્છ રાજાન;
તાંમસ મોહે આવર્યા, ભજે નહીં ભગવાન. ૭

### ચોપાઈ.

અનેક અસુર કરે ઉન્માદ, ગાએ વધે પડે પરસાદ;
માણુસ વેચી લે સહુ દામ, ધર્મતણું નવ જાણે નામ. ૮
લોકતણાં ધન રાજા હરે, પ્રજાકેરી પીડા કરે;
સ્વયં ચીભડાં ખાએ વાડ, વાહાર જોયંતાં આવે ધાડ. ૯
ચાડ પુરુષ બોલે અન્યાય, કષ્ટ સહે છે રાણારાય;
પીડે સાધુ દુષ્ટ સન્માન, વિવેક વિચાર રહિત રાજાન. ૧૦

સબળે નબળો નર ગંજિયે, જો બોલે તો મુખ ભંજિયે;
ધનવંત રાઙ લે પામે ન્યાય, નિર્ધન આટા રહેણે જાય. ૧૧
જેને ઘેર ધન તે ગુણવંત, તેહ વિવેકી તેહજ સંત;
તેને સહુકો માને સહી, કુળ ક્રિયા કો જોએ નહીં. ૧૨
ક્ષુધા તૃષા ભય પીડિત શોક, બુદ્ધિબળ સાહસવર્જિત લોક;
હર્ષામર્ષ મોહ મદરાગ, થોડી જીવીત થોડો ભાગ. ૧૩
ચોર ચરટ અન્યાયી બહુ, લોભે વાહ્યું હાંડે સહુ;
ચિંતા વ્યાકુળ આધિ વ્યાધિ, તેને તત્ક્ષણ નહીં સમાધિ. ૧૪
હા હા હૂં હૂં કરતા ફરે, લોભે એકને એક છેતરે;
કૂડ કપટ કેવળ નરનાર્ય, સત્યવાદી વીરલા સંસાર્ય. ૧૫
લંપટ દુષ્ટ જુગારી જેહ, પરધન ચોરે પોખે દેહ;
મારગ લોપે ધર્મજ તણા, વરુઆખોલા દીસે ઘણા. ૧૬
વ્યાધે દુઃખને દારુણ રોગ, સ્વામી સજ્જન તણા વિયોગ;
વરસે નહીં માગિયા મેઘ, નરનારી પામે ઉદ્વેગ. ૧૭
એકતણી એક પીડા કરે, માહોમાહિ ક્લેશ આદરે;
શાસ્ત્રતણી નવ જાણે વાટ, તે કારણે પામે ઉચાટ. ૧૮
કરે વાત જે જેહને ગમે, કન્યા ગર્ભે વરસ આઠમે;
પિતુ પિતામહ બેસી રહે, ઘેલ્ય શિખામણ સાંભળો કહે. ૧૯
મળે પુરુષ વર્ષ સોળ સુઝાર, માટી ગળિયા મોટી નાર;
ગુરુ ગોત્રજ ને સોહાશણી, પૂજા કરે નહીં તે તણી. ૨૦
સાસુકેરી નોહે લાજ, ઘરમાંહે વહુવાર રાજ;
પરાભવજ સહે ડોકરાં, ગાળ દિયે તેનાં છોકરાં. ૨૧
માય બાપની સેવા રહી, લોઠે વહુ માનીએ નહીં;
મનમાં શંકા નહીં લગાર, રંગે આપણે રમે નરનાર. ૨૨
કુળવંતીનો કરે વિછોહ, વેશ્યા ઉપરે આણે મોહ;
દંભકપણે આચરે કર્મ, સત્ય સનાતન છાંડે ધર્મ. ૨૩
ક્ષમા દયા તપ તીરથ યાત્ર, તેની કોય ન જાણે વાત;
લોકતણા અવળા આચાર, સત્ય અધવસો પાપ અઢાર. ૨૪
બ્રાહ્મણને કો માને નહીં, રાચે ભાંડતણી ભાંડધ;
દાન પુણ્યનો નહીં વિવેક, પાખંડ મારગ છેજ અનેક. ૨૫

ચોર વાટ નવ દેખે મૃત્ય, પરધન હરે આરોગે ધૃત;
દેહ પોખવાતણો ઉપાય, ચોખા પીટી મેલા થાય. ૨૬
પરનારી સરસો સંવાદ, મોહે જિહ્વાતણો સવાદ;
દેહ માત્ર માને આતમા, મરણ પામે દુરાતમા. ૨૭
મુંડ્યાં શિર મોઢે અજ્ઞાન, જાણે નહીં તત્ત્વ વિજ્ઞાન;
મલધારી વિપરીત આચરે, વેદશાસ્ત્રની નિંદા કરે. ૨૮
યોગી ભોગી રોગ અપાર, એક પુરુષ પૂંઠે દૂષ નાર;
જાણે નહીં વિવેક વિચાર, ખાપરે ખાયે એકાકાર. ૨૯
સત્ય સનાતન મારગ વેદ, તેનો કોય ન જાણે ભેદ;
વર્ણાવર્ણજ નહીં વિચાર, કળિયુગકેરો એ આચાર. ૩૦
વળી એક મોટો અપરાધ, દારુણ રોગ છેજ અગાધ;
સઘળા અવગુણ નિર્ધન જેહ, શુક ભણે સુણ રાજા તેહ. ૩૧
વાસુદેવ સ્વામી ગોપાળ, અવિચળ પદ દાયક કૃપાળ;
શ્રીપતિ પુરુષોત્તમ ભગવંત, અંતરયામી દેવ અનંત. ૩૨
કારણ ઉત્પત્તિ વિપત્તિ જેહ, માતાપિતા પિતામહ તેહ;
સર્વ ભૂતકેરો આતમા, ભજે નહીં તે દુરાતમા. ૩૩
જેને નામે જાયે દોષ, પામર જન તે પામે મોક્ષ;
શ્રી હરિ સહુકાનો આધાર, ભવસાગર ઊતારે પાર. ૩૪
કળિયુગ ભણિયે દોષ નિધાન, એકજ મહાગુણ છે નિધાન;
નામજ લેતાં વિશ્વાવાસ, ટાળે જનની ઉદર નિવાસ. ૩૫
જાણ હશે તે જાણે સહી, એ સરખું કંઇ બીજું નહીં;
કળિયુગમાંહે કેશવ નામ, આપે અવિચળ ઉત્તમ ઠામ. ૩૬

## શ્લોક.

नास्ति नास्ति महाभक्ताः कलिकालसमो युगः ॥
स्मरणात्कीर्त्तनाद्विष्णोः प्राप्यते परमं पदम् ॥ ३६ ॥

## પૂર્વછાયા.

કૃતયુગ સાત્વિક સકલ જન, ધર્મતણા પગ ચાર;
અહર્નિશિ ધ્યાએ વિષ્ણુને, અધર્મ નહીં લગાર. ૩૭

ત્રેતા ત્રણ પગ ધર્મના, અધર્મનો પગ એક;
વેદ ત્રયી શ્રીહરિતણી, પૂજા સહિત વિવેક. ૩૮
દ્વાપર ધર્મ અધર્મનો, સરખા સરખો ભાગ;
સંતોખે શ્રીવાસુદેવ, ઉત્તમ નાના યાગ. ૩૯
કળિયુગે અધર્મ વિસ્તર્યો, ધર્મતણો લવલેશ;
નામજ લેતાં ભવતણું, ભય ટાળે દેવેશ. ૪૦
નાના ધર્મે અનેક છે, તેનો નહિ અધિકાર;
કળિયુગે કલ્મષ માનવી, કેશવ કીર્તન સાર. ૪૧

## શ્લોક.

रामेतिवर्णद्वयमादरेण सदा स्मरन्मुक्तिमुपैति जंतुः ॥
कलौ युगे कल्मषनाशकं तदन्यत्र धर्मे खलु नाधिकारः ॥ ४१ ॥

## ચોપાઈ.

કળિયુગે કૃષ્ણ કલંકી નામ, વિષ્ણુયશા સુત સંભલ ગ્રામ;
પૂજા સાધુ દુષ્ટ સંહાર, કરશે વસુધા મંગળ ચાર. ૪૨
નિત્ય નૈમિત્ય પ્રાકૃત્ય અત્યંત, એણીપેરે હોયે કલ્પાંત;
નિરોધ કેરા કહિયા ભેદ, મુકતે માયાતણો ઉછેદ. ૪૩
દેહી દેહ તણો વિછોહ, છાંડે પરીક્ષિત મિથ્યા મોહ;
અસંગ આતમા વર્જિત બંધ, શરીર કેરો નહીં સમંધ. ૪૪
જીવ ભાવ તૂં પરહર ભૂપ, સ્મરે આપણું સત્ય સ્વરૂપ;
વ્યાપક વિષ્ણુ એક ભગવાન, શ્રદ્ધાસહિત સમાચરે ધ્યાન. ૪૫
હું મરીશ એ પડશે દેહ, પશુતણી મતિ પરહર એહ;
અનુસર અંતરયામી રામ, પામિશ અવિચળ હરિપદ ઠામ. ૪૬
વચન હિતારથ બોલ્યા એવ, લેઇ શીખ ચાલ્યા શુકદેવ;
તત્ક્ષણ આવ્યા તક્ષક નાગ, રાજાકેરો ડશિયો પાગ. ૪૭
રાયતણે ઘટ નહિ સંતાપ, નિમિત્ત માત્ર તે પામ્યો શાપ;
આસન બેઠા ગંગાતીર, આત્મધ્યાને ત્યજ્યું શરીર. ૪૮
જન્મેજય રાજા બળવંત, નાગતણો તેણે કીધો અંત;
હોમ કરંતાં તક્ષક દેહ, સુરગુરુ આવ્યા રાખ્યો તેહ. ૪૯

સૂત ભણે સુણ શૌનક મુક્તિ, વેદપુરાણ તણી ઉપાત્ત;
મારકંડ માયા વિસ્તાર, અધ્યા ત્રણે કર્યો વિચાર. ૫૦
સવિતા મંડળ શ્રીભગવાન, એક અધ્યાયે બોલ્યું ધ્યાન;
ભાગવતતણો ઉપસંહાર, તેણે કર્યો પવિત્ર વિચાર. ૫૧
દ્વાદશમે બોલિયો અપાર, આશ્રય આનંદ રૂપક સાર;
બારમે ગંગા કરે કલ્લોલ, એટલે કળા પોહોંતી સોળ. ૫૨

## ફલશ્રુતિ-અનુક્રમણિકા-ચોપાઈ.

પંડિત બોપદેવ દ્વિજએક, કીધો હરિલીલા વિવેક;
તેને આધારે કહિયે કથા, સરોવર જમલો કુવો યથા. ૫૩
હરિજન સુણો વાત અમતણી, ખોડ મ દેશો ભૂલ્યા ભણી;
બુદ્ધિમાને બોલ્યું આખ્યાન, કથા પ્રીતિ પામ્યો ભગવાન. ૫૪

## પૂર્વછાયો.

સમ્યક્ સોળ કળાતણું, રૂપક છે વળી જેહ;
પાયપ્રણમી ગોવિંદના, બોલિશ સંખ્યા તેહ. ૫૫

## ચોપાઈ.

પ્રથમે ત્રણ શત અઠ્ઠાવીશ, બીજે ત્રણ્ય અને તેત્રીશ;
ત્રીજે ત્રણ્ય ચ્યાશ ને આઠ, ચોથે ચાર વીશ બેહુ ઘાટ. ૫૬
સોળે કળા કથા એ સાર, તેહતણો કીધો વિચાર;
શરવાળે રૂપક શોભંન, બાર શત ઉપરે બાવંન. ૫૭
ભક્તિ વૈરાગ્ય વિવેક વિચાર, સમ્યક્ પાયા પોહોંત્યા ચાર;
સોળ કળા સંપૂરણ કથા, સોહે સજનતણાં મન યથા. ૫૮
આશ્વિનમાસતણી પૂર્ણિમા, જાણે હરિ ઉગ્યો ચંદ્રમા;
*સોળ કળા શશિયર સકલંક, આ શ્રી કૃષ્ણ કથા નિષ્કલંક.* ૫૯
સંવત પંનર રુદ્રની વીશ, વર્ષ એક ઉપરે ચાળીશ;
ઉત્તમ ઉત્તરાયન વિશેષ, ઋતુ વસંત સંક્રાંતિ મેષ. ૬૦
પતિ મધસુદન માસ વૈશાખ, તિથિ સપ્તમિ અજુવાળો પાખ;
ગંજયોગ પુષ્ય ગુરુવાર, વણિજ કરણ શુભલગ્ન અપાર. ૬૧
સિદ્ધક્ષેત્ર માધવ સરસ્વતી, રુદ્રદેવ શ્રી કર્દમ યતી;
અલક્ષ ગણેશ ઈશ કેદાર, ગોવિંદ સ્વામિ ભક્તિ સાધાર. ૬૨

સંનિધિ સમસ્ત વૈષ્ણવતણી, કથા અનોપમ શોભા ઘણી;
સોળ કળા હરિ લીલા નામ, વિષ્ણુ ભકત કેરો વિશ્રામ. ૬૩
કથા સંપૂર્ણતણો વિવેક, અથવા એહ નિષ્પયો એક;
સકળ કળા દ્વાદશ ચોપાઇ, આરાધે એકમનો થઇ. ૬૪
જેહ ફળ સકળ તીરથ કરસે, યાગ દાન તપ વ્રત આચરસે;
શમ દમ યોગ દયાદિક જેહ, એહ કથા ફળ આપે તેહ. ૬૫
છોડે પંચ મહા ભડ પાપ, ટાળે ગર્ભવાસ સંતાપ;
ભણે સુણે એકમનો જેહ, અવિચળ હરિપદ પામે તેહ. ૬૬

પૂર્વછાયો.

સંખ્યા સઘળા ગ્રંથની, અધ્યા પ્રકરણ જેહ;
લીલા શ્રી વાસુદેવની, બોલિશ સમ્યક્ તેહ. ૬૭

ચોપાઈ.

અષ્ટાદશ દશ ને તેત્રીશ, નવ આગળે વીશ છવ્વીશ;
નવ દશ પંચદ નેત્રે વીશ, વળી ચોવીશ નેઉ એકત્રીશ. ૬૮
સંખ્યા તેરજ છે તેરમે, જ્યાં મન યોગેશ્વરતું રમે;
દશ લીલા પ્રકરણ બત્રીશ, અધ્યા ત્રણ શત ને બત્રીશ. ૬૯
ભીમ ભણે ભાગવત વિચાર, અનુક્રમણી રમણીય અપાર;
બ્રાહ્મણતણે પ્રસાદે કરી, કીધી કથા સતોષ્યા હરી. ૭૦

श्लोक.

इति भागवतं शास्त्रं क्रमेण रमणीकृतम् ॥
ब्राह्मणस्य प्रसादेन भीमेनानंततुष्टये ॥ ७० ॥

ઇતિ શ્રી વિષ્ણુદાસ ભીમ વિરચિત હરિલીલા ષોડશ
કળામાં સોળમી કળા સમાપ્ત.

કળશાનું ગીત.

કળિયુગે કૃષ્ણના નામ સમોવડે, દાન તે બાપડાં તોલે નાવે;
સદાચારી હરિ ભક્ત સકોમળ, તેહને કૃષ્ણ કીર્તન ભાવે. ૧

હરિલીલા ષોડશકળા સમાપ્ત.

# શિવદાસ.

એ ખંભાતનો નાગર બ્રાહ્મણ હતો, ને સન ૧૬૬૩ માં હૈયાત હતો. એનાં એકાદશી માહાત્મ્ય, દ્રૌપદી સ્વયંવર, ડાંગવ આખ્યાન અને પરચુરણ પદો વગેરે પ્રસિદ્ધ છે.

## દ્રૌપદી સ્વયંવર.

### કડવું ૧ લું.—રાગ કેદારો.

શ્રી શંકરસુતને નમું, પ્રેમ ધરીને પરણમું;
અભિનવું રૂપ મનોહર તાહરૂં રે. ૧
સુધબુધનો તું એક સ્વામી, કૃપા કરો અંતરજામી;
નિજ જાણી બુદ્ધિ અગોચર આપો મનેરે. ૨

ઢાળ.

બુદ્ધિ અગોચર મને આપો, કૃપા કરો સુજ- નાથ;
કહું સ્વયંવર દ્રુપદ કુંવરીનો, તું શિર દેજે હાથ. ૩
શ્રી ગુરુ ચરણ કમળને વંદી, બોલું છું આખ્યાન;
વૈષ્ણવ જન કો ખોડ મ દેશો નથી નિર્મળ જ્ઞાન. ૪
શ્રી મહાભારત આદિ પર્વમાં, દ્રૌપદિ હરણ કથાય;
મચ્છ વેધી અર્જુન જીત્યા, મળિયા રાણા રાય. ૫
ચાર વેદથી ગુરુત્વ જેનું, વેદ પાંચમો જાણ;
ગાતાં સુણતાં નરનારી તે, પામે પદ નિર્વાણ. ૬
મહત પ્રશ્ન કરે જન્મેજય, કહો મુજને ઋષિરાય;
આ પાંડવનાં પરાક્રમ સુણવા, ઇચ્છા ઘણી મુને થાય. ૭

જે પાંડવને મહા વન મધ્યેથી, હસ્તિનાપુર મુનિ લાવ્યા;
દ્રોણ કને વિદ્યા સહુ શીખ્યા, ભૂપ તણે મન ભાવ્યા. ૮
કૌરવે કપટ કરી વિષ દીધું, ભીમ સુભટને જ્યારે;
ગંગા જળ-હૃદ મધ્યે નાખ્યો, રાખ્યો જુગદાધારે. ૯
લાખા ભુવનથી કેઇ પેરે રાખ્યા, બળતી સર્ણંગે ચાલ્યા;
નિકળ્યા ક્યાં તે માત સહિત કહો, રિપુએ જે વિધ ખાળ્યા. ૧૦
મહા દુઃખથી સુખ કેઇપેરે પામ્યા, કહો મુજને સ્વામી;
જેની સહાય કરી કરુણાનિધિ, આનંદે અંતરજામી. ૧૧
એવાં વચન સુણીને બોલ્યા, વૈશંપાયન વાણી;
તેં ભલો પ્રશ્ન પૂછ્યો જન્મેજય, સાંભળ આનંદ આણી. ૧૨
જે પાંડવ પૂર્વજ નિજ તારા, રહેતા હસ્તિનાપુર જ્યારે;
દ્વેષ બહુ મન આણે કૌરવ, પાંડવ ઉપર ત્યારે. ૧૩
ભીષ્મ દ્રોણ બહુ હેત કરે, તે પણ કૌરવની ચોરી;
વિદુર પ્રીત રાખે પાંડવપર, લહી ધર્મના ધોરી. ૧૪
શકુનિ કર્ણ દુઃશાસન આદે, દુર્યોધન દિલ પાપી;
પાંડવને હણવાને અર્થે, ઘણી અવળી મતિ આપી. ૧૫
આપણ શિર વૈરી એ પ્રગટ્યા, પાંચે બળિયા વીર;
રાજ્ય સર્વ થાશે પાંડવનું, સત્ય માનજો ધીર. ૧૬
તે માટે પ્રપંચ કરો, જ્યમ પાંચે મૃત્યુ પામે;
પછી નિષ્કંટક રાજ થશે આપણું, સર્વ દોષ તો વામે. ૧૭
[illegible] કહે દુર્યોધન આદિ, વારણાવત જઇ આજ;
[illegible] ત્યાં સુંદર, પાંડવ રહેવા કાજ. ૧૮
[illegible] શિવરાત્રિ આવશે, સમય ભલો તે રાય;
[illegible] કારણ પાંડવ મોકલી, બાળો તે ઘર માંય. ૧૯
[illegible] કરીને ઉઠ્યા, દુર્યોધન ભૂપાળ;
[illegible]ચન પ્રધાન હતો તે, તેડાવ્યો તત્કાળ. ૨૦
એકાંતે તેને બેસાડીને, સર્વ કહી ત્યાં વાત;
જા વારણાવત લાખતણાં ઘર, ચુસ્ત કરે તું ભ્રાત. ૨૧
જેમ કોઇ અવર નવ જાણે, તે ગતિ કર તું કાજ;
તેમાં પાંડવ પ્રજાળીશ તો, આપિશ અર્ધું રાજ. ૨૨

શિવ યાત્રા અર્થે અહીં આવશે, પાંડવ પાંચે ભ્રાત;
બાળજે એકઠાં લાગ જોઈને, રહે ન કુંતા માત. ૨૩
જો બળતાં નાસે ત્યાંથી, તો મારે તું તત્કાળ;
તો તું સરખો મિત્ર નથી કો, એમ બોલ્યો ભૂપાળ. ૨૪
એવો પરઠ કરી મોકલિયો, પુરોચન તે ઠામ;
કામ કરી વળજે તું વહેલો, કાઢી પાંડવ નામ. ૨૫
તે વાત વિદુરે જાણી ત્યારે, વ્યગ્ર થયા મનમાંય;
એ પાપી પાંડવને બાળે, લાખા ગૃહની માંય. ૨૬
કરૂં ઉપાય જ્યમ પુત્ર ઉગરે, અગ્નિતણા મુખમાંથી;
નબાપા પાંડવ ઉગારૂં, કાકો થઇ દુઃખમાંથી. ૨૭
એવું મન જાણીને વિદુરે, કીધો સણુંગ ઉપાય;
ભીષ્મ દ્રોણ ધૃતરાષ્ટ્ર ન જાણે, કપટ કર્યું જે રાય. ૨૮

વલણ.

કપટ કીધું રાયેરે, પાપમતિ કૌરવે રચી;
શિવદાસ કહે જેને વિષ્ણુ વહાલા,તેને રાખે શ્રી કમલાપતિ. ૨૯

## કડવું ૨૭ મું-રાગ ગોડી.

વૈશંપાયન બોલ્યા વાણ, સુણ જન્મેજય ચતુરસુજાણ;
કપટ કરી કૌરવ રાજાન, મોકલ્યો પુરોચન પ્રધાન. ૧
વારણાવત જઇ અશ્વમેવ, લાખતણાં ઘર બાંધ્યાં તેવ;
સુંદર મહેલ કરાવ્યા સોય, પણ તે મર્મ ન [illegible]
વિદુરે વાત વિચારી ત્યાંય, સણુંગ એક કી[illegible]
જ્યમ કો અવર ન જાણે વીર, કાઢી વાટ ગંગાને તીર.
પાંડવ હેત જાણી નિર્ધાર, ત્રણ જોજનપર કીધું દ્વાર[illegible]
વળી ગુપ્ત દ્વાર કીધું ઘર વિષે, શિલા એક મૂકી ત[illegible]
ષટ માસે ઘર પૂરાં થયાં, ભેદુ વધામણી ખાવા[illegible]
દુર્યોધને જાણી તવ વાત, જે લાખાગૃહ કીધાં વિખ્યાત. ૫
કૌરવે મન વિચાર્યું ત્યાંય, વાત ચલાવી તે પુરમાંય;
માસ એકમાં છે શિવરાત્ર, પુણ્ય અર્થે જાઓ પ્રાણી માત્ર. ૬

સમો જાણી એવો ધર્મરાય, જઈ કુંતાને લાગ્યા પાય;
અહીં કૌરવ વેર ધરે મન સાય, ચાલો ત્યાં જઇ રહીએ માત. ૭
શિવરાત્રિ કેરૂં મિશ કરી, વસિયે વારણાવત સુખ ધરી;
કુંતા કહે સુત ચાલો સહી, વ્રત ઉજવશું ત્યાં જઈ. ૮
એવું સુણિ યુધિષ્ઠિર રાય, જઈ રાજાને લાગ્યા પાય;
જો આજ્ઞા આપો મહારાજ, શિવ યાત્રાએ જઇયે આજ. ૯
અંતર ઇચ્છા છે મમ તાત, કહો તો જઇ વસિયે નિજ ભ્રાત;
ધૃતરાષ્ટ્ર તવ બોલ્યા મુખે, જાઓ પુત્ર ત્યાં રહેજો સુખે. ૧૦
આજ્ઞા આપી યુધિષ્ઠિર રાય, સેના સાથે ચાલ્યા ધર્મરાય;
પાંચે બાંધવ બાળકુમાર, જાણે ઇંદ્રતણા અવતાર. ૧૧
પાંડવ જાતા જાણી સોય, સંગે લોક ચાલ્યા સહુ કોય;
પાંચે બાંધવ કુંતા માય, કૌરવ સહૂ વળાવા જાય. ૧૨
કુંતા સહિત યુધિષ્ઠિર રાય, વિદુર સહિત રથ બેઠાં ત્યાંય;
વાટે વિદુર કહે સુણ ધર્મ, પુત્ર આચરજો શુભ કર્મ. ૧૩
પાંચ બાંધવ ઘરમાં નવ સુવો, હામ રાખો અન્યોન્ય જુવો;
કો બહાર કો ઘરમાં સુખે, જીવ જતન કરજો ઘર વિખે, ૧૪
હિતદર્શી વેરી આવે કોય, જોતાંમાં તે મારે સોય;
તેને જાળવજોરે તંન, સાવધાન થઇ રહો અનુદિન. ૧૫
મહા વિપત પામો તમો કહીં, સહદેવને પૂછજો સહી;
રાતે સુખે મા સુશો ભ્રાત, અગ્ન વિના કો કરશે ઘાત. ૧૬
બહુ શિખામણ વિદુરે કહી, સર્વે યુધિષ્ઠિર સમજ્યા સહી;
પછે એક જોજન હેઠા ઉતરી, વિદુરને ભેટ્યા સુખ ધરી. ૧૭
અશ્રુપાત ચક્ષુ છૂટયો રાય, વિદુરતણે જઇ લાગ્યા પાય;
ગદ ગદ કંઠે વિદુર ત્યાં થયા, કુંતાની પાસે જઇ રહ્યા. ૧૮
દંડવત કરી લાગ્યા પાય, સાવધાન થઈ રહેજો માય;
આ બાળક પાંચને અહીં, અધક્ષણ સુના મેલશો નહીં. ૧૯
ભીષ્મ દ્રોણ આવ્યા સુત સોય, પાંડવને ભેટ્યા સહુ કોય;
હદે સાથે ચાંપી ધૃતરાષ્ટ્ર, રુદન કરી કહે સહુ તમ રાષ્ટ્ર. ૨૦
જાઓ પુત્ર સુખિયા ત્યાં હજો, કામકાજ અમને કહાવજો;
પ્રેમ સબળ મન આણી રાય, વ્યાસ પુત્રને લાગ્યા પાય. ૨૧

પછે કૌરવ સર્વ અન્યોન્યે મળી,પાછા વળ્યા પામ્યા મન રળી;
હસ્તિનાપુરમાં સહુ કો ગયા, પાંડવ પંથ વિષે ચાલિયા. ૨૨
માર્ગ જાતાં કુંતા કહે માત, પુત્ર વિદુરે શી કહી વાત;
યુધિષ્ઠિર કહે સાંભળો માય, કપટ કર્યું છે કૌરવરાય. ૨૩
લાખા ભુવન કર્યાં છે સાંય, આપણો દાહ કરવા તે માંય;
તે ગત મુજને વિદુરે કહી, તમને રાખે શ્રીહરિ સહી. ૨૪
વૈશંપાયન કહે સુણુ રાય, વળાવીને સહુ કૌરવ જાય;
અન્યોન્યે વિમાસે ઘણું, હવે કામ થયું આપણું. ૨૫
કાલે વાત આવશે આંહે, પાંડવ સર્વે બળ્યા ઘર માહે;
તે ગત વિદુરે જાણી સહી, હું પ્રપંચ કરૂં એક અહીં. ૨૬
ઢીમર એક તેડાવ્યો રાત, એકાંતે કહી વિદુરે વાત;
તું જા વારણાવત ગંગા જહાં, નાવ લઇને રહેજે ત્યાંહાં. ૨૭
પાંડવ નાહા ત્યાં આવશે, તટ આવી ચિંતાતુર થશે;
ત્યારે તું ત્યાં જઇ પ્રગટ થજે, નાવે બેસાડી લઇ જજે. ૨૮
વિદુરતણો કહેજે પ્રણામ, વેગે પંથ પધારો સ્વામ;
પુરોચન તવ પૂઠે થશે, ઝાલીને તત્ક્ષણ મારશે. ૨૯
તે માટે જાળવજો સહી, ગુપ્તપણે તમે રહેજો કહીં;
એવું સુણિને નાવિક ગયો, નાવ લઇ ગંગા તટે રહ્યો. ૩૦
કહે શિવદાસ સાંભળજો સહી, કહું પાંડવની શી ગત થઇ. ૩૧

વલણ*.

પાંડવની શી ગત થઇ તે, કહું કરી પ્રણામરે;
બુદ્ધિમાને બોલિયે, હરિજન કેરૂં નામરે. ૩૨

કડવું ૩ જું.—રાગ ધન્યાશ્રી.

વારણાવતમાં† પાંડવ ગયારે, સાથે કુંતા માત;
ત્યાં પુરોચન સામો ગયોરે, ભેટ્યા પાંચે ભ્રાત. ૧
સ્વામી રાજ્યભુવન પધારીએરે, મેં મેહેલ રચ્યા તમ કાજ;
અહીં પ્રેમ ધરી મુને મોકલ્યોરે, તમ રહેવાને કાજ. ૨
કૌરવપતિની આગ્ના થકીરે, આવીઓ છું હું આંહીં;
પ્રભુ રાજ્યભુવન પધારીએરે, ધૃતરાષ્ટ્રે કહ્યું છે જ્યાંહીં. ૩

*આ વલણ બીજી બે પ્રતમાં નથી. †વારણાવત તે હાલનું પ્રયાગ છે.

ઢાળ.

યુધિષ્ઠિર એવું સાંભળી, ઉતર્યાં તેણે ઠામ;
દળ સર્વે ઉતાર્યું પછી, વન સર નદી જળ ધામ. ૪
તે ભુવન માંહે એકઠા, રહી ન શકે પાંચે ભ્રાત;
જુવે પુરોચન લાગ બેઠો, બાળવા દિન રાત. ૫
એવે શિવ ચતુર્દશીનો દિન આવિયો, જન્મ રાત્રિ મહાદેવ;
પૂજા કરી બહુ દાન આપ્યાં, પાંડવે તતખેવ. ૬
શિવરાત્રિ કુંતાએ ઊજવી, બ્રહ્મભોજન કીધાં સાર;
તે સમે પાંચે પુત્રશું, આવી રહી કો નાર. ૭
તે ભિક્ષા અર્થે ભુવન મધ્યે, રહ્યાં તેણે દિન;
અન્ન પાન પામ્યાં સહી, ઘણી નિશા ગઈ રાજન. ૮
તેણે દિવસ પાંડવ માતશું, સુતા હતા ઘર માંહે;
એવો લાગ જોઇ પુરોચને, અગ્નિ મૂકી ત્યાંહે. ૯
પછી મધ્યરાત્રિને સમે, બહુ જ્વાળા પ્રગટી એવ;
ત્યારે યુધિષ્ઠિર કહે ભીમને, ભાઇ શું કરવું હવે એવ. ૧૦
આ લાખનાં ઘર છે સહી, કર્યું કપટ કૈરવ દુષ્ટ;
આજ પુરોચન દ્વારે રહ્યો તે, બાળશે પાપીષ્ટ. ૧૧
સહદેવને પૂછ્યું તદા, તત્ક્ષણ દેખાડ્યું દ્વાર;
મારા ભ્રાત સુરંગે નીસરો, હવે કાં લગાડો વાર. ૧૨
જ્યારે યુધિષ્ઠિર કહે પુરોચન, દ્વારે રહ્યો પાપી જેહ;
તે જાણશે તો પુઠે થાશે, સત્ય માનો તેહ. ૧૩
ત્યારે વૃકોદર દ્વારે ગયો, હતો પુરોચન જ્યાંહે;
તે દુષ્ટને બાંધી કરી, નાખ્યો અગ્નિના મુખ માંહે. ૧૪
હુતાશન હાથે ધર્યો, એહોગમે પ્રગટી જ્વાળ;
પછે પાંચે બાંધવ માતસું, સુરંગે ગયા તત્કાળ. ૧૫
ભીમે જઇને દ્વાર ઉઘાડ્યું, સુરંગ કેરું જેહ;
શિલા શતમણની ખસેડી તે, પેઠા પાંડવ તેહ. ૧૬
અગ્નિ ચાલી ગગનમાં, થઇ રહ્યો હાહાકાર;
સુરંગ માંહે ઝાળ આવે, અગ્નિની તે વાર. ૧૭

આકળા થઇ પાંડવ ધસે, ચાલી શકે નહિ કોય;
ત્યારે ભીમસેને વ્યથા દેખી, મન વિમાસ્યું સોય. ૧૮
સોઇ માથે માત ચડાવ્યાં, બે ખાંધે બે ભ્રાત;
નકુલ સહદેવ કેડે લીધા, ઉતપત્યો તે જાત. ૧૯
અગ્નિ પૂઠે આવતી, પાછી ફેરવે બળવંત;
જાયે ચાલ્યા સણુંગ માહે, મુખે જપે શ્રી ભગવંત. ૨૦
એક મુહૂર્ત માત્ર સણુંગથી, નીસર્યા પાંચે વીર;
નાવ લઈ ઉભો હતો જ્યાં, ઢીમર ગંગા તીર. ૨૧
તેણે વિદુરનો પ્રણામ કહીને, ધારણા દીધી સોય;
એવી વાણી સાંભળી, આનંદ મનમાં હોય. ૨૨
પછે નાવે બેસી ઊતર્યા, પાંડવ પેલે પાર;
પછે પ્રાતઃકાળ હવો તદા, પુર હવો હાહાકાર. ૨૩
સૌ લોક દુઃખ પામ્યા ઘણું, જે બળ્યા પાંડુ કુમાર;
ફૂટ પડો કૌરવ કપટિયો, સર્વે નરકના અધિકાર. ૨૪
પછે હુતાસન ટાઢો થયો, જઇ ભુવન શોધ્યાં તેહ;
પાંચ બાંધવ માતસુ, કો બળેલ દીઠા તેહ. ૨૫
તે દેખી સૌ લોકને મન, સબળ પડિયો ત્રાસ;
એ પાંચે બાંધવ માતશું, અગ્નિમાં પામ્યા નાશ. ૨૬
પુરોચન ઘરમાં બળ્યો તે, પ્રત્યક્ષ દીઠું દૃષ્ટ;
એ ભલે પાપી બળી મુવો, જેણે કીધું કર્મ પાપીષ્ટ. ૨૭
તે કલેવર સૌ હસ્તિનાપુર, લઇ ગયા તતખેવ;
કૌરવ દેખી હર્ષ પામ્યા, શોક દેખાડયો એવ. ૨૮
દ્રોણ ભીષ્મ તો શોક પામ્યા, દુઃખ ધરે બહુ મન;
ધિક્ અધર્મી દુર્મતી, રે દુષ્ટ દુર્યોધન. ૨૯
ધૃતરાષ્ટ્ર બહુ દુઃખ ધરે, લૌકિકથી મહારાજ;
ચિત્તમાં જાણે ભલું થયું, મુજ પુત્ર પામ્યા રાજ. ૩૦
પણ લોકમાં અપવાદ લાગ્યો, દુર્યોધન શિર ગાળ;
કાં ભ્રાતના સુત મરાવ્યા, ધિક અધર્મી મહિપાળ. ૩૧
પછે રાજ રીતે કલેવર તે, દહન કીધાં સર્વે;
ધન સબળ ખર્ચ્યું કૌરવે, લૌકિકથી મન ગર્વે. ૩૨

વળી ક્રિયા કર્મ કર્યું સહી, સહુ લોક પામ્યાં દુઃખ;
કર્ણ શકુની દુર્યોધન મન, સબળ પામ્યા સુખ. ૩૩
પણ કર્મની ગત ન જાણે જે, શું કર્યું શ્રીનાથ;
પાંડવ પારે ઉતરિયા તે, વિદુરે જાણી વાત. ૩૪

વલણ.

વિદુરે જાણી વાત જે, આનદ પામ્યા મન ભરીરે;
શિવદાસ કહે તેને કોણ મારે, જેને રાખનારો શ્રી હરીરે. ૩૫

કડવું ૪ થું-રાગ આશાવરી.

લાખા ભુવન પાંડવ તજી, તે સણુંગે બળતા જાયરે;
સહાય કરે તેની નરહરિરે. ૧
નાવે બેસી સંચર્યા, કાંઇ ગંગા કેરે તીરરે;
અઘોર વનમાં સંચર્યારે. ૨
તેને ત્રાસ મનમાંહે ઘણો, જાણ્યું કૌરવ પૂઠે થાશેરે;
જાશેરે ઝાલી અમને દુરમતિરે. ૩
એમ વિચાર કરે તે જાતાં, ઉભા શ્વાસ ન ખાયરે;
ત્યારે ક્રોડચો ભીમ પાંચે માતસુરે. ૪

ઢાળ.

માતસું પાંચે સાંચર્યાં, મન સબળ પામ્યા ત્રાસ;
તે પવનની પેરે જાય ઉડયા, મુખે જપે શ્રી અવિનાશ. ૫
અંધારી રેણી નવ સુઝે, ગિરિ ઘટા વન વિશાળ;
ત્યાં પવન સુત જાયે ધસ્યો, યમરૂપ સરખો કાળ. ૬
નિજમાત ભ્રાત અરણ્યમાં, ચાલી નવ શકે કોય;
વૃકોદર તેને ઊચકી, લઇ દોડનો વન સોય. ૭
નવ ગણે ગિરિ ઘાટ અહુવર, ધસ્યો બળવંત જાય;
પગ ભારથી પર્વત ચળે, ગિરિ શિખર તુટી જાય. ૮
પછે એમ કરતાં આવિયા, મહા અઘોર વનમાં વીર;
એક વૃક્ષ તળે સુના જઈ, મહા શ્રમિત થયાં છે શરીર. ૯
હિડિંબ દૈત્યનું વન સહી તે, પાંડવે ન જાણ્યું તેહ;
ત્યાં હિડિંબ દૈત્યને હિડિંબા, બેઉ વસે વનમાં જેહ. ૧૦

તેને મનુષ્ય કેરા શરીરની, તે ગંધ આવી સોય;
ત્યારે હિડિંબ કહે ભગિની પ્રત્યે,જા ભક્ષ આવ્યું કોય. ૧૧
તેને લાવ જઈ વેગે કરી, તું રખે રહેતી ત્યાંહે;
હિડિંબા એવું સાંભળી, વેગે ધસી તે વનમાંહે. ૧૨
જ્યાં સુતા પાંડવ માતશું, ત્યાં ગઈ અબળા વંન;
ભીમસેનને દેખીને તેને, કામ પ્રગટયો મંન. ૧૩
તેને પ્રેમ વાધ્યો અતિ ઘણો, જઈ સંગ બેઠી સોય;
મહા રૂપ સુંદર કરી કાયા, ચપળ દૃષ્ટે જોય. ૧૪
મધુર વચને વાણી બોલી, વીનવ્યો મલ્લરાજ;
બળવંત તુજને દેખતાં, મુને કામ પ્રગટયો આજ. ૧૫
મેં પાણીગ્રહણ કીધું નથી, હું હજુ બાળકુંવાર;
તુજ પરણવા ઇચ્છા કરૂં, મુજ જોગ તું ભરથાર. ૧૬
ત્યારે ભીમ કહે સુણ ભામિની, મારે જેષ્ટ ભ્રાત છે સોય;
તે માત ભ્રાતની આજ્ઞાવિણ, આ કામ મેં નવ હોય. ૧૭
તારાં માતતાત હું ન જાણું,કોણ જાત અબળા અંગ;
અમો વટેમાર્ગુ વનમાં રહ્યા, તું છોડ મારો સંગ. ૧૮
હિડિંબા કહે રાક્ષસી મારી, જાત અબળા દેહ;
આ હિડિંબ દૈત્યનું વન સહી, ત્રૈલોકય જાણે તેહ. ૧૯
છે ભ્રાત મારો દુર્મતિ, મહા દુષ્ટ છે મહારાજ;
તે ભક્ષ માણસનો કરે, મુને મોકલી તે કાજ. ૨૦
તમ દેખતાં મુને કામ પ્રગટયો, માટે પૂરો મારી આશ;
તમો મૃત્યુથી નિર્ભય થશો, નહીં તો પામશો નાશ. ૨૧
ઋતુ જોગ હું છઉં કામિની, તુને પ્રારથું સોય;
નર કામ ઇચ્છા ન પૂરે તો, નરક તેને હોય. ૨૨
મેં પ્રાણ તન મન સર્વે તુજને, સોંપ્યું છે સહી જાણ;
કામાતુર થઈ રહ્યું નવ જાય, હું તજીશ હમણાં પ્રાણ. ૨૩
એમ વિનય કરતાં વાર લાગી, હિડિંબ જોતો વાટ;
ક્ષુધાતુર પાપી ધસ્યો, પાંડવપે કરવા ઘાત. ૨૪
સહી ભક્ષ રંડાએ કર્યું, મુને મૂકીઓ નિરાશ;
એવું વિચારી દુષ્ટ આવ્યો, વનમાં તેની પાસ. ૨૫

તેણે દીઠી ભગિની ત્યાં સહી, બળવંત કેરે સંગ;
ચપળ ગત મુખ બેહેન દીઠી, ક્રોધ પ્રગટ્યો અંગ. ૨૬
અરે રંડા પાપિણી, તુને મોકલી કોણુ કાજ;
વ્યભિચાર અર્થે તું રહી, મુજ કુળ લગાડી લાજ. ૨૭
પછે ક્રોધ કરીને ભીમ ઊપર, ધસ્યો પાપી એવ,
આવતો દેખી પવન સુત, બેઠો થયો તતખેવ. ૨૮

વલણ.

બેઠો થયો તતખેવ રે, બેહુ અન્યોન્યે તત્પર થયા;
સંગ્રામ ત્યાં માંડ્યો પછી, બેઉ મલ્લયુદ્ધ કરે રહ્યા. ૨૯

કડવું ૫ મું–રાગ દેશાખ.

વૈશંપાયન વદે વાણી, સુણ જન્મેજય આનંદ આણી;
દુઃખ જાણી વૃકોદર ઊઠ્યો પછે રે. ૧
હિડિંબને દેખી ત્યાંય, ક્રોધ ચઢ્યો પછે મનમાંય;
વિધન કરે આવીને દૂરમતીરે. ૨

ઢાળ.

વિઘ્ન કરે એ પાપી અમને, સૂતાં છે માત ને ભ્રાત,
રખે એહ નિદ્રાથી જાગે, મન વિમાસે વાત. ૩
એવું જાણી હિડિંબ દૈત્યને, ભીમે ઝાલ્યો હાથે.
હડસેલી આઘો લઇ ચાલ્યો, વળગ્યા બેઉ જણ બાથે. ૪
યુગ્મ પ્રહર રજની રહી જ્યારે, લાગ્યું યુદ્ધ અનંત;
અન્યોન્યે તે પદ ભુજ મારે, સરખા બેઉ બળવંત. ૫
મલ્લ તણી પેરે બેહુ વઢતા, પડછંદે ગિરિ પડતા;
ક્રોધ કરી બેહુ મેઘતણી પેરે, ઓચિંતા ગડગડતા. ૬
પગ પ્રહારે ધરણીધર ધ્રૂજે, પૃથ્વી ધમધમ થાય;
હાહાકાર હવો તે વનમાં, સુણ જન્મેજય રાય. ૭
પશુ પંખી જે વનનાં વાસી, સૌકો પામ્યાં ત્રાસ;
ભીમસેન બહુ પ્રહાર કરે પણ, દુષ્ટ ન પામે નાશ. ૮
દંત બેહુ અન્યોન્યે કરડે, માથે માથાં ભાંજે;
અંગ પ્રહાર પડછંદેથી બહુ, શબ્દ ઘોષ ઘન ગાજે. ૯

ત્રાસ પડયો પાંચે જણુ જાગ્યાં, દીઠો મહા ઉત્પાત;
તત્ક્ષણ ધાઈ ગયા સહુ પાસે, ભીમસેન જ્યાં ભ્રાત. ૧૦
વીંટી રહ્યા સહુ આગળ પાછળ, પાહાણુ કાંકરા નાંખે;
મન જાણે રખે મારે ભીમને, બૂમ પાડે તે હાકે. ૧૧
ભીમ કહે ભાઇ રહો અળગા, ઘા તો લાગશે તમને;
હું કૃષ્ણ કૃપાથી મારિશ એને, ભય નથી કંઈ અમને. ૧૨
તે માટે માત ભ્રાત તમો, ચિંતા મન નવ આણો;
સુખ પમાડીશ આજ સહૂને, વન પાવન થયું જાણો. ૧૩
આજ મૃત્યુ આવ્યું એનું, સહી જોજો તમો સહુ ભાઇ;
એવું કહી ઝીંકયો પાપીને, પૃથ્વીસું પાદને સાહી. ૧૪
શિલા એક ઉપર પછાડયો, કટકા કીધું અંગ;
ભંગ થઇ પડિયો મહા પાપી, મરણ હતું મહી સંગ. ૧૫
જયજયકાર હવો તેણી વેળા, સૌ કો હરખ્યાં મન;
તવ કુંતાએ પુત્ર સંગાથે, દીધું આલિંગન. ૧૬
ભીમસેન જઇ માત ભ્રાતને, તત્ક્ષણ લાગ્યો પાય;
પ્રેમ ધરી હૃદયાસું ચાંપ્યો, ભીમ યુધિષ્ઠિર રાય. ૧૭
આનંદ પામ્યાં સહુકો મનમાં, પ્રાતઃકાળ હવો તે વાર;
સુંદર રૂપ ધરી હિડિંબા, આવી રહી તેણે હાર. ૧૮
તે કુંતાને ચરણે લાગી, વિનવિયો મહારાય;
ભીમસેન આ પુત્ર તમારો, પરણાવો મુને માય. ૧૯
આની ગત સહુ જાણો માતા, હું કામાતુર ભારી;
મેં મનસા વરિયો અહિં એને, એહ કંથ હું નારી. ૨૦
હું ઘણે અર્થે આવિશ તમને, સત્ય માનજો સ્વામી;
એવું વચન સુણીને કુંતા, મનમાં આનંદ પામી. ૨૧
પછે ગાંધર્વ વિવાહ કરી, પરણાવ્યો તે સાથ;
હિડિંબ દૈત્યને આશ્રમે આવી, સર્વ રહ્યા, નિજ ભ્રાત. ૨૨
અન્ન જળ ફળ સર્વેને, હિડિંબા આપે આણી;
સેવા સઘળી કરે પાંડવની, પ્રેમ પ્રીત મન આણી. ૨૩
નિશા સમે સહુ રહે એકઠાં, જાય રમવા અર્ધ રાય;
વળી દિવસે હિડિંબા ભીમને, વન મધ્યે લઈ જાય. ૨૪

પોતે પવન તુરી થાય અબળા, ભીમ કરે અસ્વારી;
ચારે દિશા પૃથ્વી દેખાડે, વૃકોદરને તે નારી. ૨૫
ક્રીડા કરે મનગમતી બેહૂ જણ, અબળા સુખ ઉપજાવે;
નિશા સમે માત ભ્રાતની, સેવા કરવા તે આવે. ૨૬
એમ કરતાં સર્વે દેશ જોઇ, મર્મે લહ્યો સહુ નેટ;
પછે એમ કરતાં ગર્ભ રહ્યો, હિડિંબાને પેટ. ૨૭
તત્ક્ષણ પુત્ર જન્મ્યો મહા સુંદર, પ્રાક્રમવંત અપાર;
કુંતા પાંડવ સૌકો હરખ્યાં, ત્યાં દેખી ભીમ કુમાર. ૨૮
જેમ ઘટ ભરાતાં ગડગડે, તેમ ગાજિયો તે બાળ;
ઘટોત્કચ તેહનું નામ પાડયું, કુંતાએ તત્કાળ. ૨૯

વલણ.

કુંતાએ એનું નામ પાડયું, પુત્ર આરોગ્ય રહેજો સહી;
આ વન વિષે તું રાજ કરજે, પાંડવ ચાલ્યા એવું કહી. ૩૦

## કડવું ૬ ઠું—રાગ આંદોલ ગોડી.

સ્વામી શુક કહે સાંભળો, પરીક્ષિત તંનરે;
માત પુત્ર રહ્યાં ત્યાં વન વિષેરે. ૧
હિડિંબાના પુત્રને કાજ, કાંઇ આપ્યું વનનું રાજરે;
કાજ સીધ્યું હવે આપણું રે. ૨

ઢાળ.

કારજ સીધ્યું આપણું, સુખ વદે ભીમ કુમાર;
રાય યુધિષ્ઠિરને ચરણે લાગ્યો, કુંવર તેણી વાર. ૩
તે પાંડવ પ્રત્યે બોલિયો, આજ્ઞા દીજે તાત;
હસ્તિનાપુર જઈ સર્વે કૌરવ, હણું હમણાં નાથ. ૪
વનવાસ તમને શો પ્રભુ, સુખવંત છો મહારાજ;
તમો [illegible]ાવો આપણું, હું કરૂં હમણાં કાજ. ૫
ત્યા[illegible] કહે કુંવરને, સત્ય વચન બોલો આજ;
તુ[illegible]પુત્ર કુળ અમારે, રાજ્યનું શું કાજ. ૬
[illegible]પત વેઠું કર્મથી, નિજ ભ્રાત સાથે માય;
[illegible]ી ગત અકળ છે, કોણે કળી નવ જાય. ૭

અમે પુત્ર તુજને સમરીયે, ત્યારે આવજે તત્કાળ;
જ્યાં અમને સંકટ પડે ત્યાં, કરજે તું સંભાળ. ૮
આ વન વિષે રહેજે સુખે, ઉપઘાત કરિશ મા કોપ;
તારી માતાની રક્ષા કરજે, જ્યમ નિરંતર સુખ હોય. ૯
ઘટોત્કચ એવું સાંભળી, સર્વને લાગ્યો પાય;
આલિંગન દઈ પુત્રસું, બોલિયાં કુંતા માય. ૧૦
કુંવર કહું તુજને હજો, રણ વિષે સઘળે જીત,
એવી આશિષ દઇ સાંચર્યાં, નિજ માત ભ્રાત સહીત. ૧૧
એક સંવત્સર રહ્યા પાંડવ, હિડિંબા વન માંય,
પછે ત્યાંથી સાંચર્યા, દક્ષિણ દિશા ભણી જાય. ૧૨
તેણે વેશ લીધા વિપ્રના, કાપડી સરખાં રૂપ;
દેહ કળા પાડી પાંડવે, જે સકળ પૃથ્વીના ભૂપ ૧૩
તે મારગ ચાલ્યા પછે, નવ ઓળખે કો જંન;
કર કમંડળ ને તૂંબડાં, ગ્રહી સંચર્યા રાજંન. ૧૪
વનફળ ભક્ષે વાટે જાતાં, કો નગર આવે ત્યાંહેં;
વિપ્રના ઘરની ભિક્ષા માગી, જમે તે પુર માંહે. ૧૫
પછી એમ કરતાં આવિયા, જ્યાં એકચક્રા ગામ;
તે નગર સુંદર મહા મનોહર, કર્યો ત્યાં વિશ્રામ. ૧૬
એક દુર્બળ બ્રાહ્મણ ત્યાં વસે, તેને વૃદ્ધવતી ઘેર માત;
નગર આખે કણિક માગી, જમે તે દિન રાત. ૧૭
તેને ઘેર પાંડવ ઊતર્યા, નિજ ભ્રાત સાથે માય;
ત્યાં નકુલ સહદેવ સંગ લઈ, રાય ભિક્ષા અર્થે જાય. ૧૮
તે સંધ્યા કાળે એકઠું કરી, માતને આપે અન્ન;
આધ અર્ધ આપે ભીમને, બાકી જમે સઘળા તંન. ૧૯
એવું કહીને માતને તે, સોંપે સઘળું અન્ન;
માત વિભાગ કરે પછે, જ્યમ પ્રસન્ન થાય [illegible]ન. ૨૦
નિત્ય કર્મ સંધ્યા સાચવે, ક્ષત્રી તણે [illegible]
એમ દિવસ પાંડવ નિર્ગમે, મહા વિપત [illegible]. ૨૧
તે શીત ઊષ્ણ ને વૃષાકેરં, દુઃખ ભોગવે [illegible]
વસ્ત્ર વિના ધરણી પોહોડે, નિદ્રા તજી [illegible] ૨૨

જે રાયને કુળ અવતર્યા, શિર છત્ર ચામર ભોગ;
તે વિપત એવી ભોગવે, એ કર્મના સંજોગ. ૨૩
એ અકળ ગત ગોવિંદની, કોણે કળી નવ જાય;
રઘુનાથ સરખા વન ભમ્યા તો, કોણ માનવ કાય. ૨૪
એમ ત્રણ વરસ દુઃખ ભોગવ્યું, પુરી એકચક્રા માંય;
તે સ્થળે એક દૈત્ય છે, જે માણસ ભક્ષે ત્યાંય. ૨૫
તેને ભક્ષ આપે મહીપતિ, દિન પ્રત્યે માણસ એક;
ઘર ઘર પ્રત્યે વારા કર્યા છે, નગરમાંહે વિવેક. ૨૬
એક દિવસ વારો આવિયો, તે વિપ્ર કેરે દ્વાર;
તેની નારને એક પુત્ર છે, જ્યાં રહે પાંડુ કુમાર. ૨૭
તેને રાયસેવક કહી ગયો, સંધ્યાસમે એક દક્ષ;
આજ માણસ મોકલજે તારૂં, દૈત્યને કરવા ભક્ષ. ૨૮
તે બ્રાહ્મણી એવું સાંભળી, મન સબળ પામી ત્રાસ;
તે કુંતા બેઠાં સાંભળે, પણ પુત્ર નહીં કો પાસ. ૨૯

વલણ.

પુત્ર નહીં કો પાસ તેથી, સબળ મન વિસ્મય થઈ રે;
પછે ભુવનમાં ભલી ભામિની, આક્રંદ અતિ કરતી સહીરે. ૩૦

કડવું ૭ મું–રાગ મલ્હાર.

વૈશંપાયન બોલિયા, તું સુણ જન્મેજય રાય;
આક્રંદ કરતી બ્રાહ્મણી તે, દુઃખ સહ્યું નવ જાય. ૧
ગાત્ર ભંગ ઘેલી થઇ, તે મૂર્છા પામી ઘણું;
અમો આ પુરમાં ક્યાં વસ્યાં, જે પુત્રનું આવ્યું મણું. ૨
કુંતા એવું સાંભળીને, મહા દુઃખ પામ્યાં કાય;
મન દયા ધરીને નારશું, સુખ વચન બોલ્યાં માય. ૩
બાઈ કાં દુઃખ પામો આવડું,શીદ રૂદન કરોછો આજ;
તે દુઃખ તારૂં ભાંજશે, સ્વામિશ્રી મહારાજ. ૪
ત્યારે દ્વિજપત્ની કહે મારૂં દુઃખ,કોણે ભાંગ્યું નવ જાય;
મારે સુત એક આ છે સહી,તેનું મણું આવ્યુ માય. ૫

આ દેશમાં એક દૈત્ય છે તે, માણુસ નિત્યે ખાય;
તેને કાજે ઘેર ઘેર થકી, એક માણુસ અપાવે રાય. ૬
કોઈ વેચાતું લઈ મોકલે, જેને ઘેર સંપત હોય;
નહિતો પોતાના ઘરતણું, એક માણુસ આપે સોય. ૭
આજ અમ ઘેર વારો આવ્યો, સંપત નહીં કંઈ પાસ;
જો વેચાતું લઇ આપત તો, પુત્રની પહોંચત આશ. ૮
ત્યારે કુંતા કહે કાં દુઃખ ધરે,બાઈ સાંભળ મારી વાત;
તારા એક પુત્રને રાખ તુ, મારે પાંચ પુત્ર છે જાત. ૯
તેમાંથી એક તુજને આપિશ, સત્ય માન કહું એહ;
મારૂં વચન અવિચળ માનજે, તુજ અર્થે આવશે તેહ. ૧૦
એવું કહીને બ્રાહ્મણીને, સમજાવે કુંતા વાત,
બાઇ દુઃખ સર્વેને સરખું સહી, પંચ એકની જે માત. ૧૧
એવે ભિક્ષા માગી આવિયા, ત્યા પાંચે બાંધવ રાય;
તે અન્ન આપી આનંદશું, માતને લાગ્યા પાય. ૧૨
ત્યારે કુંતા કહેરે પુત્ર મેં, પ્રતિજ્ઞા કીધી આજ;
તન રાક્ષસને સુખ આપિયો, ભીમસેન દ્વિજ કાજ. ૧૩
એવું વચન યુધિષ્ઠિર સાંભળી,બહુ વ્યગ્ર થયા તેણીવાર;
આઇ ભીમ વિના કેમ જીવશું, આપણો એ આધાર. ૧૪
કૈરવ સરખા શત્રુ આપણે, તે વેરી કરવા નાશ;
મનમાંહે સહુ રાખતા એ, ભીમતણી અમો આશ. ૧૫
આઈ સુત મૃત્યુની પ્રતિજ્ઞા, તૂં વણુ કરે નવ કોય;
ચાલો આપણુ હવે જઈએ, આ નગર તજીને સોય. ૧૬
કુંતા એવું સાંભળી, મનમાંહે પામ્યાં શોક;
પુત્ર મારા પ્રતિજ્ઞા સુજ, તમ છતાં કેમ થાય ફોક. ૧૭
હું રાજ સુતા સ્ત્રીરાયની, ક્ષત્રિય કુળ પ્રગટી સોય;
હવે હા કહી તે ના કહું તો, ભંગ ધરાધર હોય. ૧૮
આ સુખ સર્વે જાઓ મારૂં, તમ પુત્ર તણું શું કામ;
જો પ્રતિજ્ઞા મારી ફરે તો, પ્રાણુ તજું આ ઠામ. ૧૯
ત્યારે કુંતા મન દીઠાં દુઃખી, સૌ બાંધવ લાગ્યા પાય;
કાં શોક કરો આઈ આવડો,અમો બાળક તું છો માય. ૨૦

ત્યારે ભીમ કહે, તે દુષ્ટને, હમણાં જઈ મારૂં આજ;
તમો નિર્ભય થઈ રહેજો સદ, મન ચિન્તા તજી મહારાજ. ૨૧
સવા ખાંડીનો ખીચડો, એક શકટ ભરાવ્યું ત્યાંય;
તે ચાર બળદસું જોતરી, ભીમસેન ગયો વનમાંય. ૨૨
જા પુત્ર વહેલો આવજે, પાપીને મારી આજ;
તુને રક્ષા કરજો શ્રીહરી, દ્વારામતીનો મહારાજ. ૨૩
એવી આશિષ લઇ માતની, વન ચાલ્યો મારવા દુષ્ટ;
શિવદાસ કહે તમો સાંભળો, ભીમે કેમ માર્યો પાપીષ્ટ. ૨૪

વલણ*.

પાપિષ્ટ ભીમે કેમ માર્યો, સુણો શ્રોતા ધીરરે;
પાંડુનંદન સહર્ષ ચાલ્યો, મારણ પંડિત વીરરે. ૨૫

## કડવું ૮ મું–રાગ સામેરી.

વૈશંપાયન બોલ્યા વાણી, સુણ જન્મેજય આનંદ આણી;
પછી માતાને લાગી પાય, ભીમસેન તે વનમાં જાય. ૧
જહાં બક રાક્ષસ રહે પાપી, તહાં વૃકોદર ગયો ચાંપી;
તહાં રહ્યો શકટને રાખી, અન્ન જૂવે તે ઊભો ચાખી. ૨
અન્ન રાંધ્યું લાવ્યો જેહ, ભીમ ખાવાને બેઠો તેહ;
તેહ ગંધ દુષ્ટને લાગી, તત્ક્ષણ જાગી આવ્યો અભાગી. ૩
દીઠો મક્ષ ખીચડો ખાતો, પાપી દેખીને ક્રોધે ભરાતો;
મુખ આગળ ઉભો આવી, એક પ્રહાર કીધો બોલાવી. ૪
તું કોણ રૂપ છે કાય, બેઠો ભક્ષણ મારૂં ખાય;
હમણાં હું ખાઇશ તુજને, શું તું નથી જાણતો મુજને. ૫
પણ ભીમ ન બોલે વાણી, અન્ન ખાતો નિર્ભય આણી;
ત્યારે કોપે ચડયો મહા દુષ્ટ, ક્રોધ આણી મારી એક મુષ્ટ. ૬
પણ મુખે નવ બોલે વીર, કે સામું નવ જાુવે ધીર;
બક સામો ધસ્યો ત્યાં રીસે, ભીમસેન ફરીને બેસે. ૭
પાછળથી પાપી મારે, પડછંદા પડેરે પ્રહારે;
પણ ભીમ ન બોલે મૂખ, અન્ન ખાતો આણીને સૂખ. ૮

* આ વલણ બીજી બે પ્રતમાં નથી.

તેને ઘણા દિવસની ભૂખ, તેહ સર્વ સમાવ્યું દુઃખ;
બક મારી મારીને ભાગે, પણ ભીમને ટાંક ન લાગે. ૯
એમ કરતાં સહુ ભક્ષ કીધું, ઉઠીને જળ પૂર્ણું પીધું;
સત્રા ખાંડીમાં શીત* ન રાખ્યું, ભાંડ પાત્ર તે ઊપર નાંખ્યું. ૧૦
ત્યારે ક્રોધે ચડયો બક પાપી, ધાયો દુષ્ટ મને રીશ વ્યાપી;
ભીમસેન ઉઠયો એવું જાણી, પટ બાંધ્યો કેડે તાણી. ૧૧
ઠોકી જંઘા નભ ગડગડયું, પછે યુદ્ધ વિષે મન ધર્યું,
કહે વૈશંપાયન ભૂપ, ઉભો જાણે કાળ સ્વરૂપ. ૧૨

વલણ.†

કાળ સ્વરૂપ શો ભીમ ઊભો, દેખી કોપ્યો પાપીરે;
રાતો પીળો થઇ ગયો, ક્રોધ અગ્નિયે તાપીરે. ૧૩

## કડવું ૯ મું.–રાગ વેરાડી.

બક રાક્ષસ કોપ્યો મહા પાપી, ક્ષુધા રૂપ દુઃખ આણી;
ક્રોધ કરી ભીમસેનસું, બોલ્યો મુખથી વાણી. ૧
અરે દુષ્ટ મુજને નવ જાણે, જે ઉભો રણ ભારી;
હમણાં રણમાં તારે માંસે, ભૂખ સમાવિશ મારી.
બકરાક્ષસ કોપ્યો મહા પાપી–આંચળી‡. ૨
મુજ ભયથી સુરનાગ લોક સહુ, ભય પામ્યા મહારાજ,
કોણ ગજું માણસ મુજ આગળ, ભક્ષ કરૂં તુને આજ. બક૦ ૩
મુજ આગળ તું કેઇ પેર ગાજે, તુજને મારૂં આજ;
પ્રૌઢ શરીરનું માંસ ખાઈને, કરી લેઉં મારૂં કાજ. બક૦ ૪
ભીમ કહે સાંભળરે પાપી, આજ હવે તુને મારૂં;
પૃથ્વી સાથ પછાડી તુજને, કટકા કરૂં તન તારૂં. બક૦ ૫
બકરાક્ષસ એવું સાંભળી, ક્રોધે ચડયો બહુ કાય;
પછે વૃક્ષ એક થડ મૂળ થકું લઇ, ભીમસેન ઉપર ધાય. બક૦ ૬
આવીને બલ્લવ ઉપર નાંખ્યું, ભીમે આવતું સાહી;
પછી વૃક્ષ તે માર્યું પાપીને, વૃકોદરે ત્યાં ધાઈ. બક૦ ૭

* રાંધેલા ચોખાના ભોંયપર પડેલા દાણા. † આ વલણ બીજી બે પ્રતમાં નથી. ‡ મોહોરો; ટેક.

એમ અન્યોન્યે પ્રહાર કરે ને, દ્રુમલતા બહુ ભાજે,
સબળ વઢે બક ભીમ મહા ભડ, કો કોથી નવ ગાજે. બક૦ ૮
વળી શિખર પર્વતતણાં કર ઝાલી, અન્યોન્યે મારે;
ચૂર્ણ થાય તેને અંગે આથડી, પણ કો વીર ન હારે. બક૦ ૯
પશુ પંખી વનચર જે વનનાં, ત્રાસ પડયો બહુ મંન;
સ્થાનક સર્વે તજીને નાઠાં, કરે કોલાહલ વંન. બક૦ ૧૦
બાથે બાથ વળગ્યા બેહુ જણુ, મલ્લયુદ્ધ કરે ત્યાંહે;
પડછંદે ગિરિશિખર ટૂટે, શબ્દ કરે રણ માંહે. બક૦ ૧૧
બાથે બાથ પછાડે સબળા, દંત અન્યોન્યે કરડે;
ચરણ પ્રહાર ગડદા બહુ મારે, અંગ અન્યોન્યે મરડે. બક૦ ૧૨
ઢીક પડે ગડદા હૈયામાં, ક્રોધ સબળ મન ચઢતાં;
મલ્લયુદ્ધ કરતાં જન્મેજય, પડછંદે ગિરિ પડતા. બક૦ ૧૩
ત્રાસ પડયો પુરમાં સૌને મન, ધરણી ધમધમ ગાજે;
શબ્દ પડે બહુ ધાય બેહુના, માથે માથાં ભાજે. બક૦ ૧૪
નગર પોળ દડતાલ પડી, સૌ જતન કરે નરનાર;
ઘરમાંથી કો બહાર ન આવે, વરત્યો હાહાકાર. બક૦ ૧૫
મધ્ય રાતે સૌ લોક વિમાસે, આજ કશો ઉત્પાત;
રખે પુર ભંગ થાય આપણું, રાય વિમાસે વાત. બક૦ ૧૬
પણ કો બહાર ન જાયે જોવા, ભય પામ્યું પુર સારૂં;
પછે ભીમસેને મંન વિમાસ્યું, હવે દુષ્ટને મારૂં. બક૦ ૧૭
ક્રોધ કરી પાપી કર સાહ્યા, માથા પાછળ ફેરી;
પૃથ્વી સાથ પછાડયો ભીમે, કટકા કીધો વેરી. બક૦ ૧૮
મરણ હવું પાપીનું ત્યારે, રુધિર વહ્યું બહુ મુખ;
રાત વીતી થયું અજવાળું, સૌ કો પામ્યાં સુખ. બક૦ ૧૯
સાહી ચરણ ઘસરડી લાવ્યો, નગર દ્વારમાં બળિયો;
બ્રાહ્મણને ઘેર ગયો વૃકોદર, બાંધવ સાથે મળિયો. બક. ૨૦
દંડ પ્રણામ કરી કુંતાને, વેગે લાગ્યો ચરણે;
આઈ તારી કૃપા થકી, મેં દૈત્યને માર્યો રણે. બક ૨૧
યુધિષ્ઠિર કહે ભાઈઓ આપણ, જઇયે આ પુરમાંથી;
પ્રાતસમે આ નગર લોકમાં, છતા થઇશું અહીંથી. બક. ૨૨

એવુ વિચારી પાંડવ ચાલ્યા, માત સહિત તતખેવ;
પથ વિષે પાચે જણા ચાલ્યા, નગર તજી એવ બક ૨૩

વલણ.

નગર તજીને ચાલ્યા પાડવ, પ્રાત કાલ પૂરમા પયોરે
બક પડયો દેખી નગર લોકે, સમાચાર નૃપને કહ્યોરે ૨૪

## કડવું ૧૦ મું.-રાગ રામગ્રી.

રાક્ષસ માર્યો સુણી રાજાનજી, બ્રાહ્મણ તેડી દીધુ સન્માનજી,
કેમ તે માર્યો એ બક પાપીજી,તવ દ્વિજ બોલ્યો સુણુ મત થાપીજી ૧

ઢાળ

સાભળો મત સ્થિર કરીને, હુ નથી લહેતો તેહ,
મારી સહાય ભગવાને કરી, તે દુષ્ટ માર્યો જેહ ૨
મહિપાળ એવુ સાભળી, આનદ અંગ ન માય,
બહુ અશ્વ ગજ રથ રાય આપી, વેગે લાગ્યો પાય ૩
તે સતની સગત થકી સુખ, પામિયો દ્વિજ ઘેર,
હવે પાડવ કેમ પથે ગયા, તે કહુ માડી પેર. ૪
પવન ગત જાએ ધસ્યા, બળવત પાડુ કુમાર,
અંધારી રેણી નવ સુજે, એકલા વન મોઝાર. ૫
પછી કાષ્ટ બળતા ખોરણા, કર ધર્યા પાચે વીર;
એને પ્રકાશે સાચર્યા, ચોદિશા જોતા ધીર. ૬
એક સરોવર આવ્યુ તદા, જળ પૂર્ણ સુદર ધામ,
માહે ગાધર્વ ક્રીડા કરે, અગારપર્ણ એવુ નામ. ૭
બહુ નાર સાથે અતિ સુદર, સગ શોભે તેહ;
મહા મદયકી ક્રીડા કરે, અભિમાન પૂરિત દેહ. ૮
તેણે ઠામ પાડવ આવિયા, જ્યા છે સરોવર તીર,
ગાધર્વ તેમને દેખતા, કોપે ચડયો મહા ધીર ૯
તે જળ વિષેથી બહાર આવી, ધનુષ્ય લીધુ હાથ,
તમો કોણ છોરે એકના, આ સમે વનમા રાત ૧૦
ત્યારે પાર્થ કહે પથી અમો, માર્ગે જાઉ છો અમ કાજ.
તુને પૂછવાનુ કારણ્ કશુ, અમ મગ આવી આજ ૧૧

એવું સાંભળી કોપે ચડયો, ઇંદ્રનો ગાંધર્વ જેહ;
સંગ્રામ કરવા પાંડુ સુતસું, થયો તત્પર તેહ. ૧૨
ત્યારે વૃકોદર ધાયો તદા, અર્જુને વાર્યો સંગ;
એ કામ નહીં ભાઇ તાહરૂં, હું કરીશ એનો ગર્વ ભંગ. ૧૩
પછે કાષ્ટ હતું હાથમાં, તે ધર્યું પારથ દેવ;
અગ્ન્યાસ્ત્ર મંત્ર ભણી પછે, મૂકયું બાણ તતખેવ. ૧૪
ત્યારે અગ્નિ જ્વાળા ઉપની,તે મંત્રથી રણ માંહે;
રથ સહિત બાળી ભસ્મ કીધો,અમર ગણ તે ત્યાંહે. ૧૫
એવું દેખતાં ગાંધર્વપતિ, જઇ વેગે લાગ્યો ચર્ણું;
બહુ સ્તુતિ કરે પાંડવતણી, મુને રાખો સ્વામી શર્ણું. ૧૬
અજ્ઞાનથી મેં નવ જાણ્યો, મહિમા તમારો આજ;
તમો કોણ છો પ્રભુ કયાં જશો,આ સમે વનમાં રાજ. ૧૭
પછી સર્વ ગત માંડી કહી, અમો પાંડુરાયના તન;
કૌરવતણા ભય કારણે, અમો નીસર્યાં છૈં વન. ૧૮
અંગારપર્ણે એવું સાંભળી, બહુ હરખ પામ્યો કાય;
તેને આઠસેં તુરંગ આપી, વેગે લાગ્યો પાય. ૧૯
એકેકથી ઉત્કૃષ્ટ વાજી, સબળ શોભામાન;
ગંધર્વે હય આપી એવા, વિનવિયો રાજાન. ૨૦
અગ્ન્યાસ્ત્ર છે પ્રભુ તમકને, તે મને આપો આજ;
મોહનાસ્ત્ર તમને હું આપું, તે આવશે તમકાજ. ૨૧
પછે અન્યોન્યે અસ્ત્ર આપ્યાં, મંત્ર દીધા તેહ;
ત્યારે યુધિષ્ઠિર કહે અશ્વ મારા, રાખજો તમે એહ. ૨૨
અમો માગિયે જેણે સમે, ત્યારે મોકલજો અમ ઘેર;
ત્યારે ગાંધર્વપતિ કહે અમો પાણું,જો તમારી છે મેર. ૨૩
પણ ગુરુ વિના તમો એકલા, કાં ભમો વનમાં ધીર;
પુરોહિત કરશો વિપ્રને, સુખ પામશો શરીર. ૨૪
જાઓ સામી તટે એક તીર્થ છે, તેનું ઉત્કોચક છે નામ;
ત્યાં ધૌમ્ય ઋષી મહા તપ કરે, તેને કરો જઇ પ્રણામ. ૨૫
રાય યુધિષ્ઠિર એવું સાંભળી, મન પામિયા ઉલ્લાસ;
આજ્ઞા લઇને અમર અણુની, સાંચર્યાં મુનિ પાસ. ૨૬

वलण.

सांचर्या मुनि पास ते ज्यां, धौम्य ऋषि बेठा सहीरे;
शिवदास कहे प्रदक्षिणा करी. पांडव पाये लाग्या जयहरे. २७

कडवुं ११ मुं.—राग गोडी.

वैशंपायन कहे सुणु राय, धौम्यतणे सहु लाग्या पाय;
बहु पेरे स्तुति ऋषिनी करी, बोल्या धौम्य दया मन धरी. १
कहो वीरो शुं कारज आंहे, वळता पांडव बोल्या त्यांहे;
स्वामि अमो पाडुना तन, विपत थका वेहुं छुं वंन. २
भीष्म पितामह अमारा जाण. शंतनु कुळ जे प्रगटया बाणु;
कनिष्ट पिता धृतराष्ट्र प्रमाणु, ए वंशमां अमो प्रगटया जाणु. ३
कौरवे कष्ट पमाडयां बहु, लाखाभुवनमां बाळ्या सहु;
भगवते राख्या ते समे, सणुंगे बळता नाठा अमे. ४
मात वैधव्यवतीशुं आज, अमो वन वेहुंछुं महाराज;
गुरु विण फरुं अमो दिन रात, अम शिर करुणा कीजे तात. ५
एवां वचन धौम्य सांभळी, आनंदसुं मुख बोल्या वळी;
कर्मे लख्युं पाछुं नव थाय, चिंता सर्व तजो मनराय. ६
आशीर्वाद दीधो मन धरी, पांडवे पूज्या प्रतिष्ठा करी;
चाले बांधव ऋषि संगाथ, साथे सातमां कुंता मात. ७
ते वनथी चाल्या सौ कोय, पांडव मन सुख पाम्या सोय;
दक्षिण दिशा चाल्या ततखेव, मार्ग मांहे मळिया भूदेव. ८
टोळे टोळां भिक्षुकतणां, मार्ग मांहे मळियां अति घणां;
तेने युधिष्ठिरे पूछयुं त्यांहे, कहो स्वामी तमो जाशो क्यांहे. ९
वळता द्विज कहे सुणो महाराज, द्रुपदपुरी अमो जाशुं आज;
कन्या एक तेने छे जाण, अग्नि थकी प्रगटी निर्वाण. १०
अद्‍भुतरुप सुंदर अति काय, तेनो स्वयंवर मांडयो राय;
मच्छ एक बांध्यो छे त्यांहे, पोण कर्यु छे मंडप मांहे. ११
जळमां जोय मच्छ वेधे जेह, कन्या कंथवरे सही तेह;
मच्छ वेधी पाडे महीपाळ, ते शिर कन्या मेले वरमाळ. १२
पृथ्वी नाथ मळ्या छे बहु, ते जोवा अमो जाशुं सहु;
दान सघळां त्यां देशे राय, द्रौपदीनो मांडयो विवाय. १३

ભિક્ષાર્થે અમો જાશું ત્યાંહે, વિપ્ર કહે એમ મારગ માંહે,
પાડવ કહે અમો આવું સાથ, તમો સંઘાથે તેડો નાથ ૧૪
ભિક્ષા મત ત્યાં પામુ અમો,જો ઉપકાર કરો કઇ તમો,
એવું સુણી સહુ બ્રાહ્મણ જેહ, દયા ધરીને બોલ્યા તેહ. ૧૫
ચાલો ભાગ્ય બટશે તમતણું, સૂખ પામશો સર્વે ઘણું,
એવું સુણી કહે અર્જુન ભ્રાત, ચાલો આપણ જઈએ સાથ. ૧૬
એવું સુણી યુધિષ્ઠિરરાય, પૂછે ધૌમ્યને લાગી પાય,
જો સ્વામી તમને મન ગમે, જઈએ જોવાને આ સમે ૧૭
કેઇપેરે બાધ્યો મચ્છ પોણ, જોઈએ ધીર વેધશે કોણ,
એવું સુણી બોલ્યા ઋષીરાય, ચાલો સર્વે જઈએ સાથ ૧૮
ભાગ્ય લખ્યું હોયે રાજન, તો દ્રૌપદિ પરણે અર્જુન,
એવું મંન વિચારી સોય, દ્રુપદપુરી ચાલ્યા સહુ કોય. ૧૯
વિદ્યાર્થી પાચે જણ થયા, ગુરુ ધૌમ્ય સાથે ચાલિયા,
સધ્યા સમે ત્યાં પહોંતા સહી, ચક્રીઘેર ઉતરિયા જઇ. ૨૦
ભિક્ષા માગી કર્યો આહાર, રજની સર્વ રહ્યા નિરધાર,
પ્રાતસમે ઉઠ્યા સહુ કોય, ગુરુ ચર્ણે તે લાગ્યા સોય. ૨૧
કુંતામાત સતી છે જેહ, પ્રજાપતિ ઘેર મૂકયા તેહ;
પાંચે બાધવ ગુરુ સંગાથ, સ્વયંવરમાં ચાલ્યા સૌ સાથ. ૨૨
વૈશપાયન કહે સુણ રાય, કહું હવે સ્વયંવર મહિમાય

વલણ*.

સ્વયંવરનો મહિમા કહુ, સુણ જન્મેજય રાયરે,
રાય રહી બ્રાહ્મણ ગ્રહે, નૃપ કેરી કન્યાયરે. ૨૩

કડવું ૧૨ મુ.—રાગ આશાવરી.

દ્રૌપદી હિતે સ્વયંવર રચ્યો, તે પુરમાં દ્રુપદ રાયેરે,
નિશાને ઘાયેરે ઘૂમે અતિ ઘણુંરે. ૧
મંડપ દ્વાદશ જોજનનો, માંહે વિધ વિધ ચિત્રામણરે;
સ્વયંવર કેરી શોભા અતિ ઘણીરે. ૨

* આ વલણ બીજી બે પ્રતમાં નથી.

ઢાળ.

શોભા ધણી સ્વયંવરતણી, બહુ વિવિધ પેરની ત્યાંહે;
સો દેશ દેશના રાય આવી, રહ્યા મંડપ માંહે. ૩
ત્યાં ચાર સ્થંભ રચ્યા મનોહર, ધ્વજા મંડપ મૂખ;
આપ આપણે અધિકારે, નૃપ બેસી પામે સૂખ. ૪
ત્યાં વર્ણાવર્ણ મળ્યાં બહુ, અનેક દેશ કેરાં સોય;
ત્યાં બ્રાહ્મણ ક્ષત્રી વૈશ્યના, જુજવા મંડપ હોય. ૫
તે મધ્યે સ્થંભ એક પ્રતિષ્ઠે, રાયે પણ કીધું ત્યાંહે,
એક કનક કેરો મચ્છ બાંધ્યો, ગગન મંડળ માંહે. ૬
ધનુષ બાણ એક સંગ મૂકી, પ્રતિજ્ઞા કરી એહ;
મારે મચ્છ જળ વિષે જોઇ, કન્યા વરે વર તેહ. ૭
પંચાલપતિ રાય દ્રુપદે, એવું પણ કીધું મંન;
તે સુણીને સકલ પૃથ્વીના, મળ્યા છે રાજંન. ૮
શુભ મંડપ કેરું મુહૂર્ત કીધું, રાયે તેણી વાર;
અન્નપાન આપે સર્વને, જ્યાં શબ્દ નહીં નકાર. ૯
જરાસંધ શિશુપાળ સબળા, અનુશાલ્વ રુકમ કુમાર;
વળી કાશીરાજ, વિરાટ આવ્યા, સભા માંહે સાર. ૧૦
સોમદત્ત ને શલ્ય, સોરઠીના, ઉગ્રસેન જાદવ નાથ;
શ્રી કૃષ્ણ દેવ પધારિયા, બળભદ્ર બાંધવ સાથ. ૧૧
વળી હસ્તીનાપુરથી* આવિયા, સત ભ્રાત કૈરવ રૂપ;
સત કર્ણ આદે દુર્યોધન, તે સકળ પૃથ્વી ભૂપ. ૧૨
કંકોતરીથી સર્વ આવ્યા, મળ્યા સહુ મહીપાળ;
તેને ઉતારા આપ્યા ભલા, દ્રુપદ રાયે તતકાળ. ૧૩
તે નગર અતિ શણગારિયું, વિમાન સરખું સોય;
ઘેર ઘેર પતાકા તોરણ લેહેકે, હર્ષ સૌને હોય. ૧૪
ત્યાં નર મુકુટ સહુકો મળ્યા, શોભા શી કહું પેર;
તે સર્વ આવી ઉતર્યા, પાંચાળ પતિને ઘેર. ૧૫

* બે પ્રતમાં નાગપુર એવું નામ હસ્તીનાપુરનું આપેલું છે.

વાજિંત્ર વાજે વિવિધપેરનાં, નિશાનના નિર્ઘોષ;
આકાશ શબ્દ વ્યાપી રહ્યો, જોવા મળ્યા સૌ લોક. ૧૬
અંદોલમાન થઇ રહિ ધરા, વળી કંપે સઘળું પૂર;
કાને સુણ્યું જાયે નહીં, જયકાર કરતા શૂર. ૧૭
રાય સ્વયંવરમાં બેઠા સહુ, એક એકપેં બળવંત;
પુર નિવાસી સર્વે જોવા, મળ્યા લોક અનંત. ૧૮
નારદ આદે સકલ મુનિવર, વિપ્ર જન સૌ કોય;
ત્યાં પાંડવ આવ્યા ધૌમ્યસું,જાણે સુરજ પ્રગટયો સોય. ૧૯
બળવંત પાંચે શોભિયા, સિંહરૂપ સરખા દેહ;
તે વીર દેખી વિમાસે, મુનિ સકલ બેઠા જેહ. ૨૦
આ પાંચે પૃથ્વીપતિ સહી, વિપ્ર એ નવ હોય;
પ્રચંડ ભુજ તે ભૂપતિ નીરખ્યા, અંગ સુંદર સોય. ૨૧
અન્યોન્યે ત્યાં મુનિ વિમાસે, સ્વયંવર વિષે બેઠા સહુ;
કન્યા સ્વયંવર વિષે આવી, તે કથા માંડી કહું. ૨૨

વલણ.

કહું કથા મન વ્યથા મૂકી, સુણો શ્રોતા જંનરે;
દ્રૌપદી નિરખી સખી હરખી, નિરખ્યા સૌ રાજંનરે. ૨૩

કડવું ૧૩ મું–રાગ મારૂ.

વૈશંપાયન બોલ્યા વાણી, સુણ જન્મેજય આનંદ આણી;
પછી કન્યા મંડપમાં આવી, સૌ ભૂપતને મન બૌ ભાવી. ૧
રૂપ અદ્‌ભુત જાણે ઈંદ્રાણી, અથવા રુદ્ર તણી એ રાણી;
કાંતિ કળા ગુણ પૂરણ ભાવે, જોતાં જોડે માનવ નાવે. ૨
ચંદ્ર કળા સરખું મુખ દીસે, અતિ સુંદર જોતાં મન હીસે.
વદન કમળ અધર પરવાળી, શીરવેણી શોભે અતિ કાળી. ૩
કર્ણ કપોલ કુંભસ્થળ ભાલ, મૃગમદતણું તિલક વિશાળ;
શોભે અધર રંગ રેખા પ્રવાળી,ગળ સ્થળ કોમળ રંગ રસાળી. ૪
દંત દાડમકળી રતનાળી, વદન સ્ફાટિક હસિત સુખાળી;
ચંચળ નેત્ર ચપળ ગતે જોતી, કીર નાસિકા શોભે મોતી. ૫

કર અંગુળી અતિ સુંવાળી, કાય સુકોમળ રંગે રસાળી;
કોટ કપોત જશી જાણે, તેજ આનન તે ચંદ્ર પ્રમાણે. ૬
ભુજ જાણે ગજ સુંડ સમાન, સર્વ સામુદ્રિક ગોરેવાન;
કરકંકણ બાજુબંધ ભારી, કનક ચૂડી ખલકે અતિ સારી. ૭
હસ્તકમળ કે ચંપક ફૂલ, કે કંઇ અવર નહીં સમતુલ્ય;
નખ પુખરાજ ગુલાબ કણેરી, જડિત મુદ્રિકા ભાત અનેરી. ૮
હાથેળી મધ્ય રેખા શોભતી,નખમણિ ચંદ્ર જસા જળજ્યોતી;
પોયણપાન જશું જેનું પેટ, ઉરસ્થળ શોભે અતિ નેટ. ૯
શંખવત નાભી અતિ વંકી, શોભે કટિ કોમળ સિંહ લંકી;
જંઘા સ્થંભ શોભે અતિ ભારી, નિતંબની શોભા અપારી. ૧૦
ઉભય ચરણ કદળી શાં રાજે, કાંડે તોડા રૂડા બિરાજે;
પદ્મ પાયપાની કુંકુંમશી, રેખા પગ તળીએ બત્રીશી. ૧૧
પગ નેપુર વાજે ધમધમતાં, માતંગની ચાલે ચાલતાં;
કન્યા વટ દશ વર્ષ કુંમારી, નહિ ત્રૈલોક વિષે એવી નારી. ૧૨
જાણે સ્વર્ગ વિધેથી આવી, સકલ દેવને મોહ ઉપજાવી;
જોતી કટાક્ષથી મદમાતી, કનક થાળ વરમાળ સોહાતી. ૧૩
સાથે સખિયો છે મનગમતી, કરે ચમર બેહુગમ ભમતી;
અગ્નિજાત મંડપમાં આવી, સહુ સભાતણે મન ભાવી. ૧૪
મંડપમાં બેઠા નૃપ જેહ, મૂર્છાગત થઇ પડિયા તેહ;
ઉઠી ધનુષ્ય ગ્રહી સ્થંભ ઝાલે, મૂકે બાણ પણ મચ્છ ન હાલે. ૧૫
ચૂકે ચોટ ચો ખૂણે ધારી, સૌ કો પસ્તાયા મન ભારી;
તદપિ કૌરવ આદે દુર્યોધન, ગર્વે ઉઠયા કરી દૃઢ મન. ૧૬
વાર અકેકી ઊઠયા સર્વ, રાય સર્વેએ મૂકયા ગર્વ;
કોણે મચ્છ ન માર્યો ત્યાંહે, કન્યા જોતી મંડપ માંહે. ૧૭
સર્વે ભૂપતે આશા મૂકી, બેઠા મંડપ નિશાનને ચૂકી;
ઊઠયો કર્ણ તેણી વેળામાં, હમણાં મચ્છ પાડું હું હેલામાં. ૧૮
તે સૂતપુત્ર છે કન્યા જાણી, સર્વે દેખતાં બોલી વાણી;
એ કર્ણ મચ્છ મારે સહી જાણું,પણ એ વર મનમાં ન આણું. ૧૯
એ સૂતપુત્ર ને હું ક્ષત્રાણી,નહીં ભરથાર કરૂં એને જાણી.
કર્ણ સુંણી રહ્યો દુઃખ પામી, પાછો ફરી બેઠો શિરનામી. ૨૦

બળભદ્ર ઊઠયા તેણીવાર, વારી રાખ્યા જગદાધાર;
બાંધવ કામ નહીં એ તમારૂં, માનો સત્ય વચંન અમારૂં. ૨૧
મચ્છ વેધનાર બેઠા આંહે, સકળ સભા મુનીવરની માંહે;
તે વિના કોણે ન થાય કામ, ક્ષણ એક રહી જુઓ રામ. ૨૨
આ બ્રાહ્મણ સભામા બેઠા સોય, તે પાંચે કુંતા સુત હોય;
એવું સુણી હરખ્યા બળદેવ, ભલે અગ્નિથી વંચ્યા ખેવ. ૨૩
આપણી ફોઇતણા સુત જાણ, વિપત ટાળું હવે નિરવાણ,
આજ સર્વ કૌરવને મારૂં, રાજ્ય સર્વ લઈ આપું સારૂં. ૨૪
જ્યારે ક્રોધે ચડયા બળ વીર, વારી રાખ્યા શ્યામ શરીર,
બાંધવ એમ ન કીજે આજ, સહી પાંડવ પામશે રાજ. ૨૫
એમ કહી સમજાવ્યા ભ્રાત, અર્જુન દ્વિજમાં કરતા વાત,
સર્વ સભા મુનિવરની જ્યાંય, ઊઠી અર્જુન બોલ્યો ત્યાંય. ૨૬
પાંડવનો ધર્મ રાખ્યો સહી, ઉપર અંતરજામી સહી,
વૈશપાયન કહે સુણ રાય, હવે કહું અર્જુન મહિમાય. ૨૭

વલણ.

મહિમા કહું અર્જુનતણો, જે વધો વિપ્ર સભાયરે;
કાપડી વેશે ફૂડલો, જેને નહીં જામો કબાયરે. ૨૮

## કડવું ૧૪ મું–રાગ ધન્યાશ્રી.

વૈશંપાયન બોલીયા, સુણ જન્મેજય રાયજી,
માન તજી મહિપત રહ્યા, કોણે મચ્છ વેધ્યો નવ જાયજી. ૧
અર્જુન એવું દેખતાં, દ્વિજપ્રત્યે બોલ્યો વાણજી;
એ સ્વામી મુને આજ્ઞા દો તો, મચ્છ વેધું નિર્વાણજી. ૨

ઢાળ.

આજ્ઞા દો તો ધનુષ લઇને, મચ્છ વેધું મારાજ;
મુને વાર ક્ષણું લાગે નહીં, હમણાં કરૂં એ કાજ. ૩
એ કીર્તિ થાશે આપણી, દ્વિજ સર્વેને જશ હોય;
આ સકલ ક્ષત્રી દેખતાં, સુખ પામશો સૌ હોય. ૪

ત્યાર સૌ દ્વિજ બોલિયા, ધન્ય વીર કરશે એ કાજ;
કેટલાક કહે તમે રહો બેસી, કાં લગાડો લાજ. ૫
એ વાત સુણતાં સર્વને, મૂકશે કાઢી બહાર;
ભિક્ષા નહીં પામો તમે, સત્ય માનજો નિરધાર. ૬
કહેશે, ભિક્ષા અર્થે આવિયા, દ્વિજ કરે મોટી હામ;
શિર ગાળ સૌને બેસશે, એ આપણું નહીં કામ. ૭
ત્યારે ખીજી બોલ્યા કેટલા, ક્યાં ગઈ તમારી સાન;
બળવંત એ દીસે ઘણો, નહીં વિપ્ર કો રાજાન. ૮
પ્રચંડ ભુજ એના સહી, મચ્છ વેધશે એ આહી;
એ વાત મુખથી તો કરે, જો સત્વ છે એ માંહી. ૯
જો જીતશે તો અતિ ભલું, વિપ્રની વાધે લાજ;
નહિ તો બ્રાહ્મણ થઇને છૂટશે, ચિંતા કશી છે આજ. ૧૦
પછે ઉઠાડયો ત્યાં પાર્થને, સર્વે મળી દ્વિજરાય;
ત્યારે યુધિષ્ઠિર સહદેવને લઇ, ભિક્ષા અર્થે જાય. ૧૧
સકલ દ્વિજને ચર્ણે લાગી, કર્યો દંડ પ્રણામ;
આશીષ દેતા સકલ મુનિવર, પુત્ર કરચ એ કામ. ૧૨
પછે સભામાં ચાલી ગયો, જ્યાં મચ્છ બાંધ્યો સોય;
ત્યાં ધનુષ તાણી જુવે અર્જુન, દેખતાં સૌ કોય. ૧૩
નકુલ બાંધવ સંગ આવી, વકાસ્યો નિજ ભ્રાત;
સ્વયંવરમાં કન્યા રહી, વરમાળ ઝાલી હાથ. ૧૪
શલ્ય કરણ શિશુપાળ આદે, સકળ કૈરવ જોય;
નરમુકુટ બેઠા થઇ, જોતા હવા સર્વ કોય. ૧૫
તેને સુભટ સરખો દેખતાં, સૌ કરે અન્યોન્ય વાત;
એ વિપ્ર નહિ કો'રાય છે, બળવંત ક્ષત્રી જાત. ૧૬
એના સબળ ભુજા પ્રચંડ છે, એવું મુખ સુંદર દેહ;
નરનાથ સરખો શોભતો, સહી કન્યા વરશે એહ. ૧૭
ત્યારે કૃષ્ણ કહે બળભદ્રજી, જુઓ પાર્થ કેરું પોણ;
સૌ દેખતાં દ્રુપદસુતાને, લઈ જશે નિર્વાણ. ૧૮
અર્જુને ત્યાં ધૌમ્યઋષિને, કર્યો દંડ પ્રણામ;
ગુરુ દ્રોણનું ચિંતવન કરીને, ગ્રહ્યું ધનુષ તેણે હામ; . ૧૯

પછે શર ચડાવી અર્જુને, જળ વિષે જોયું ત્યાંય;
તત્ક્ષણ વેધી મચ્છ પાડયો, ગગન બાંધ્યો જ્યાંય. ૨૦
ત્યારે કન્યાએ તતખેવ મૂકી, પાર્થશિર વરમાળ;
એવું દેખતાં તેણે સમે, કોપીઆ સહુ મહિપાળ. ૨૧
આજ નરમુકુટ આપણ છતાં, ક્યમ કાપડી લઇ જાય;
સંગ્રામ કરી એ સાથે આપણ, લીજીએ કન્યાય. ૨૨
શલ્ય કર્ણ શિશુપાળ આદે, મળ્યા રાણા રાય;
સ્વયંવર વિષેથી બહાર આવી, રહ્યા મારગ માંય. ૨૩
પછે કન્યા લઇ અર્જુન વળ્યા, સંગ સકલ મુનિવર સાથ;
તું રખે મન ચિંતા કરે, અમે સાહે છઉં તમ સાથ. ૨૪
પૂંછે વૃકોદર નકુલ બાંધવ, સગા તે બહુ ઠામ;
ત્યારે ધૃષ્ટદ્યુમ્ને પાર્થને, જઇ કર્યો દંડ પ્રણામ. ૨૫
પ્રભુ આજ્ઞા દો મુજને, હમણાં કરૂં તે કાજ;
આ ભૂપ સૌ ટોળે મળ્યા, જુદ્ધ સબળ કરશે આજ. ૨૬
પાર્થ કહે જા લાવ રથ, માહે ધનુષ બાણ પૂર;
જુદ્ધ કરી આજ સર્વને, રણ વિષે મારીશ શૂર. ૨૭
ધૃષ્ટદ્યુમ્ન એવું સાંભળી, દળસહિત ચડિયો સાથ;
ત્યાં ત્રણે બાંધવ રથ ચડીને, ધનુષ લીધાં હાથ. ૨૮

વલણ.

ધનુષ લીધાં હાથરે, પાંડવ, રણવિષે ચાલ્યા સહી;
શિવદાસ કહે પછે ભીમસેને, ગર્જના કીધી રણે રહી. ૨૯

## કડવું ૧૫ મું-રાગ રામગ્રી.

કન્યા જીતી અર્જુન જયજી, કોપે ચડિયા સહુકો રાયજી;
રણમાં વીંટયો પાર્થ વીરજી, મહાદુઃખ દેતા બળ ધીરજી. ૧

ઢાળ.

પછે વીર અલ્લવ [illegible]યો, મહાક્રોધ શું તેણીવાર;
આજ સકળ કૌ[illegible] એમ કર્યો મન વિચાર. ૨
એક વૃક્ષ લી[illegible] મન સબળ ક્રોધ;
વાર્યો [illegible]વે, આ સમ જોધ. ૩

સંગ્રામ શસ્ત્ર ધરી કરો, જ્યમ ન જાણે કો ધીર;
હું સર્વને પ્રાજય કરૂં, તું જોજે મારા વીર. ૪
એવે સકળ દળ વીંટી વળ્યું, રણ વિષે ત્રણે ભ્રાત;
સંગ્રામ ત્યાં સબળો રચ્યો, કૌરવે પાંડવ સાથ. ૫
ત્યારે બાણ મૂકી અર્જુને, દળ સકળ કીધું ભંગ;
દશો દિશા નાસે તદા, કો સુભટ નાવે સંગ. ૬
ક્રોધશું શિશુપાળ ધાયો, સબળ કરતો માર;
રથસહિત મારી કર્યો મુરછા, અર્જુને તેણીવાર. ૭
મહારથીના મારથી રણ, સબળ પડિયા જોધ;
ગજ રથ અશ્વ તૂટી પડે, જુદ્ધ કરે આણી ક્રોધ. ૮
અનુશાલવે બહુ જુદ્ધ કર્યું, તેનો કર્યો પાર્થે ભંગ;
રણ તજી તે નાસી ગયો, કહે વિપ્રશું શો સંગ. ૯
પછે દુર્યોધન શત ભ્રાત શું, રણ સબળ ચઢિયો સોય;
પણ ઇંદ્રસુતના મારથી, નાસી ગયા સહુ કોય. ૧૦
ત્યારે કર્ણ આવ્યો ક્રોધશું, મુખ વચન બોલ્યો ત્યાંહે;
તેં સુભટ સહુ પ્રાજય કર્યા, પણ રખે નાસે આંહે. ૧૧
એવું કહી કર ધનુષ લીધું, સબળ કોપ્યો શૂર;
બહુ બાણ વૃષ્ટિ કરી કરણે, જ્યમ ચઢે સાગર પૂર. ૧૨
ત્યાં અન્યોન્યે જુદ્ધ સબળ લાગ્યું, કર્ણ અર્જુન જેહ;
સંગ્રામ કરતા કો ન હારે, સુભટ સરખા બેહ. ૧૩
પાર્થને દ્વિજવીર હકારે, ધન્ય સુભટ રણજીત;
તે કર્ણને સૌ મળી મારે, કરવડા જળ સહિત. ૧૪
કો ધૂળ નાંખે કાંકરા, કો કરે તુંબી માર;
એમ વિપ્ર સૌ ટોળે મળી, કરે કર્ણ ઉપર પ્રહાર. ૧૫
ત્યારે વારે બલ્લવ વિપ્રને, તમે વેગળા રહો આજ;
કોને બાણ વરાંસે વાગશે, અમો કર્યાં કરશું કાજ. ૧૬
સુણી વિપ્ર સૌ આશીષ દેતા, [redacted] તમ કલ્યાણ;
તમો સદા રણ કુશલ હજો, [redacted] પ્રાણ. ૧૭
જે બાણ [redacted] કર્ણનાં, તે [redacted] ભંગ;
સિંહનાદ [redacted] વિષે, જ્યમ [redacted] ૧૮

ત્યાં પાર્થના શર ધાયથી, કર્ણે રહ્યું નવ જાય;
તેના બાણથી તૂટે સેના, શર સબળ ભેદે કાય. ૧૯
પાર્થ પ્રત્યે કર્ણ બોલ્યો, તું કોણ છે મહારાજ;
પાર્થ કે પરશુરામજી, કોઇ અવર નહીં તું આજ. ૨૦
વળી કાર્તવીર્ય વિણ મુજશું, રણ ન થોભે કોય;
જે સબળ જુદ્ધ મુજશું કરે, તું વિપ્રતન નવ હોય. ૨૧
ત્યારે પાર્થ કહે અમે વિપ્રને કુળ, ઊપન્યા નિરવાણ;
તુને પૂછ્યાનું કારણ કશું, આ સમે રણમાં જાણ. ૨૨
ત્યારે કર્ણ કહે ક્ષત્રી થકો, કયમ કરૂં દ્વિજપર ઘાત;
સંગ્રામ છાંડી રહો અળગો, સબળ સવિતા જાત. ૨૩
સંગ્રામથી પાછો વળ્યો, મન વિમાશી મહારાજ;
નહીં પરણુત કન્યા મુજને, તો જુદ્ધ કરૂં શે કાજ. ૨૪
પછે શલ્યે યુદ્ધ સબળ કર્યું, રણ વૃકોદર સંગાથ;
બહુ ગદા તોમર ગુરજ ફરસી, કરે બેઉ પરસ્પર ઘાત. ૨૫
પછી બાથોબાથ વળગી પડયા, કરે મલ્લયુદ્ધ અપાર;
ભીમસેનના મારથી શલ્ય, સબળ પામ્યો હાર. ૨૬
ત્યારે વૃકોદરશું બોલીયો, તું કોણ છે મહારાજ;
સહી ભીમ કે બળભદ્ર વિણ, કુંથી ન કરે યુદ્ધ કાજ. ૨૭
વૃકોદર કહે વિપ્ર છું, તું રાય સાંભળ વાત;
તારે કામશું પૂછ્યાતણું, રણ યુદ્ધ કર મુજ સાથ. ૨૮
ત્યારે શલ્ય કહે પ્રભુ વિપ્ર ઉપર, ઘાત કેઇ પેર થાય;
પ્રણામ કરી પાછો વળ્યો, શલ્ય મદ્ર દેશનો રાય. ૨૯
વળી નરમુકુટ જે આવિયા, સંગ્રામ કરવા સોય;
તે માદ્રીસુતના મારથી, નાસી ગયા સૌ કોય. ૩૦
માન ભંગ થઇ સૌ ગયા, આપ આપણે ધામ;
કન્યા લઈ અર્જુન વળ્યા, માતા રહ્યાં જે ઠામ. ૩૧
એવે ભિક્ષા લઇ સહદેવ સાથે, વળ્યા યુધિષ્ઠિર રાય;
પાંચે વીર માતા તણે જઇ, વેગે લાગ્યા પાય. ૩૨
આનંદ ભેર એમ બોલિયા, અમે સ્વયંવર જીત્યો માત;
રૂપ ભાતે જઇ ભિક્ષા આણી, પુર વિશેષી ખ્યાત. ૩૩

ત્યારે માત કહે વેહેંચી જમો, તમે વીર પાંચેભ્રાત;
મારે સરખા પાંચે બંધુ, નહિ અંતર કો સાથ. ૩૪
ત્યારે યુધિષ્ઠિર કહે માતજી, અમો કન્યા લાવ્યા આજ;
એ ભિક્ષા નહીં જે વેહેંચી લઇએ, એ દ્રુપદ સુતા સહુ સાજ. ૩૫
ત્યારે કુંતા કહે પુત્ર મારું, વચન મિથ્યા કેમ થાય;
એ કન્યાને પાંચે વરો, સુખ પામશે કહું કાય. ૩૬
તવ કુંતાએ લઇ અન્ન આપ્યું, દ્રૌપદીને હાથ;
આ અર્ધું આપો ભીમને, બાકી જમો સૌ સાથ. ૩૭
દ્રૌપદી એવું સાંભળી, સાસુને લાગ્યાં પાય;
સૌ જમે બેશી એકઠાં, આનંદ અંગ ન માય. ૩૮
તેણે સમે ત્યાં આવીયા, એકાંતે હરિ બળદેવ;
કુંતાને દેખી કરી, ચરણે લાગ્યા તતખેવ. ૩૯
પછે પાંચે બાંધવ કૃષ્ણને, જઇ પાયે લાગ્યા ત્યાંય;
અન્યોન્યે કુશળ પૂછી, બેઠાં તે ઘરમાંય. ૪૦

વલણ.

તે ઘરમાં બેઠાં પછે, દ્રૌપદી પગે લાગ્યાં સહીરે;
રામ કૃષ્ણને દેખી કુંતા, રૂદન કરતાં ત્યાં રહીરે. ૪૧

## કડવું ૧૬ મું-રાગ પરજીઓ.

વૈશંપાયન બોલિયા, સુણ જન્મેજય રાયરે;
રજની સમે બળ કૃષ્ણજી આવ્યા, ચક્રીતણા ઘરમાંયરે. ૧
કુંતા દુઃખ ધરેરે સ્વામી, અમો વિસાર્યાં આંયરે;
તમ સરખા શિરપર ગાજે, તો દુઃખ પામ્યું કેમ જાયરે. ૨
તત્ક્ષણ કુંતાને પાય લાગી, દીધું આલિંગનરે;
સહુ દેખતાં હરખશું પૂછે, દેવકીજીના તંનરે. ૩
કુંતા દુઃખ ધરે અતિઘણું, સાં લાગ્યાં દ્રૌપદી પાયરે;
કુશળ ક્ષેમ અન્યોન્યે પૂછી, બેઠા જાદવ રાયરે. ૪
કુંતા કહે શ્રી કૃષ્ણજી અમો, વીસાર્યાં શા માટરે;
હરિ આશ અમારે તમતણી, કહો કોણ ભાગે ઉચાટરે. ૫
પેર પેર દમિયા કૌરવે, ભીમને દીધું વીખરે;
લાખ.ગૃહમાં સહુંગે ચાલ્યાં, વેઠ્યું અમો બહુ દુઃખરે. ૬

આ પાંચે પુત્ર માહરા તે, દુઃખ વેઠે કાયરે;
છત્ર ચામર ભોગવ્યાં ભાઈ, દુઃખ વેઠશું કયમ જાયરે. ૭
હું જાદવકુળમાં અવતરી, વસુદેવ સરખા ભ્રાતરે;
તોય વિપત પડે વન વિષે, અન્ન વિના દિન રાતરે. ૮
ભીષ્મ સરખો શ્વસુર મારે, પાંડુ પતિ મહારાજરે;
તે હું અનાથની પેરે વન ભમી, શે નથી તમને લાજરે. ૯
ભીમ અર્જુન જ્યારે જન્મીયા, ત્યારે સાદ હવો ત્રૈલોકયરે;
સુખ સબળ કુંતા પામશે, તે અમરવાણી ફોકરે. ૧૦
ધન્ય ભાગ્ય જે માદ્રી બળી, રાયકેરે સાથરે;
હું મંદભાગ્યણી કાં રહી, દુઃખ દેખવાને નાથરે. ૧૧
એમ કુંતાજી કહે કૃષ્ણને, બહુ રુદન કરતાં ત્યાંયરે;
ત્યારે ફોઈને કૃષ્ણે હૃદય ચાંપી, દુઃખ ધરે મનમાંયરે. ૧૨
ફોઇ એમ ના કીજીયે, અશ્રુ લુહે હરિ હાથરે;
ત્યાં કુંતા રોતાં સર્વ રોયાં, બળ કૃષ્ણ બાંધવ સાથરે. ૧૩
આઈ ક્યારે હૃદયા તમ દુખે, કષ્ટ તજો હવે ફોઇરે;
કર્મે લખિયું નવ ચળે, દુઃખ સુખ જે રોઇરે. ૧૪
આકાશવાણી હતી તે તો, સત્ય માનજો માયરે;
તમારા પુત્ર મહાબળવંત છે, તે કાલે થાશે રાયરે. ૧૫
હું રાય કૌરવને કહું, હમણાં કરું તુજ કાજરે;
ધૃતરાષ્ટ્રને પ્રીછવી, તમને અપાવીશ રાજરે. ૧૬

વલણ.

તમને અપાવિશ રાજ્ય, એવું કહીને હરિ ગયારે;
હવે દ્રુપદ રાય મન દુઃખ ધરે, પાંડવ તેણે નવ લહ્યારે. ૧૭

### કડવું ૧૭ મું.—રાગ સામેરી.

કન્યા લઇને પાંડવ જાયરે, ત્યાં વિમાસે દ્રુપદરાયરે;
રાત્ર દિવસ મારાં કેમ જશેરે. ૧
મેં મચ્છપણ કર્યું તે ફોકરે, એમ મન બહુ પામે શોકરે;
સહુ લોકમાં અપકીર્તિ થશેરે. ૨

ઢાળ.

અપકીર્ત્તિ મારી થશે, જે કન્યા પરણ્યા કાપડી;
મેં પ્રતિજ્ઞા ફોકટ કરી, એ ગાળ મુજ માથે ચડી. ૩
જે યજ્ઞમાંથી ઊપની, અતિરૂપ સુંદર મૂખ;
તે કાપડી સંગ સુતા મારી, પામશે મહા દુઃખ. ૪
જેને રાજ્ય લીલા વસ્ત્રાભૂષણ, સદા શોભે દેહ;
સુખ ભોગ્ય સુંદર પામતી, કયમ વેઠશે દુઃખ એહ. ૫
એ વિપ્ર સૌ વનતણા વાસી, સુતા મારી સુખવતી;
કયમ ભિક્ષા માગી પેટ ભરશે, કાપડી સંગે સતી. ૬
ઇચ્છા મારે મન હતી જે, આપીશ અર્જુનને સહી;
તે માટે મેં પણ કીધું જે, અવર કો વેધે નહીં. ૭
એણે સભામાંહે મચ્છ વેધ્યો, પ્રતિજ્ઞા પૂરણ કરી;
એની જાત જનુતી ન જાણીએ, સૌ દેખતાં કન્યા વરી. ૮
વળી શલ્ય રાય શિશુપાળ સરખા, જીત્યા જેણે રણ રહી;
રણ કાપડીથી કર્યું નાઠો, દૈવગતિ વિપરીત થઇ. ૯
પછે ધૃષ્ટદ્યુમ્નને મોકલ્યો, જા પુત્ર ચર્ચા જો કરી;
અન્યોન્યે જે વાત કરે તે, સાંભળજે તું મન ધરી. ૧૦
પછી ધૃષ્ટદ્યુમ્ન ત્યાં આવિયો, જ્યાં ચક્રીઘેર પાંડવ રહ્યા;
ત્યાં દ્વારે ઊભો સાંભળે, જે વાત સર્વે કરે તિહાં. ૧૧
ત્યારે ભીમ કહે ભાઇ શું કરું જે, ગદા નહોતી મુજકને;
નહીં તો આજ સઘળું વેર વાળત, હણી કૌરવ સર્વને. ૧૨
પાર્થ કહે મેં ધનુષ પાખે, સંગ્રામ રણ કીધો નહીં;
આજ કર્ણ આવ્યો હાથમાં, કયમ જીવતો જાએ અહીં. ૧૩
નકુલ કહે રાય યુધિષ્ઠિરને, કોડ મારાં મનમાં રહ્યાં;
અર્જુન મુજને ન વારત તો, યુદ્ધ હું કરતજ તિહાં. ૧૪
અન્યોન્યે વાતો કરે, દ્રૌપદી બેઠાં મન ધરે;
તે કુંતાજીનાં ચર્ણ ચાંપે, ચિત્ત સબળ હરખે ભરે. ૧૫
પછે સાથરે સૂતાં સહુ, પટ ભૂષણ તજિયાં દ્રૌપદી;
વેશ સર્વ સમાન કીધો, જે સાધવી દૈવે વદી. ૧૬

ધૃષ્ટદ્યુમ્ન એવું સાંભળી, આનંદ મન પામ્યો બહુ;
જઈ ચરણે લાગ્યો પિતાને, વાત માંડી કહી સહુ. ૧૭
હવે શોક તજીએ પિતાજી, એ પાંડુ સુત પાંડવ ખરા;
કુંતામાતાસહિત પાંચે, ચઢી ઘેરે જઈ ઠર્યા. ૧૮
કૌરવને હણવા તણી, મન ઇચ્છા સર્વેને સહી;
પ્રભવ્યા કૌરવતણા પાંચે, ગુપ્ત વેશે માનો અહીં. ૧૯
પંચાળ પતિ એવું સાંભળી,બહુ હરખત્યાં પામ્યો સહી;
પ્રધાન એક પછે મોકલ્યો, તૂં પૂછ જા વેગે જઈ. ૨૦
પાંડવ કને આવ્યો તદા, તેણે કરી બહુ પેર વીનતી;
તેને આસન આપી માન દેતા, યુધિષ્ઠિર જે મહિપતી. ૨૧
સ્વામી દ્રુપદે હું મોકલ્યો, પૂછવા કારણ તમકને;
તમો કવણખંડના મહીપતિ તે, નામધામ કહો મને. ૨૨
ત્યારે યુધિષ્ઠિર કહે હવે તમને, કામ શું પૂછ્યાતણું;
તમે પુત્રી કારણ પણ કર્યું તે, અમો પાળ્યું આપણું. ૨૩
ત્યારે પ્રધાન કહે પ્રભુ રાય કુળની,કન્યાકાપડી ક્યમ વરે;
પણ કર્યું માટે કન્યા દીધી,નહિ તો દિવાકર શું કર ધરે. ૨૪
રાયયુધિષ્ઠિર કહે કાં નહીં,બળ પ્રાક્રમ હોય તો કીજીએ;
ત્યારે પ્રધાન બોલ્યો નમ્રથઈ,હરિ સત્ય કહો અમે રીઝીએ. ૨૫
વળી પ્રધાન કહે અમો અર્જુન કાજે,પોણ કીધું મન ધરી;
ત્યારે યુધિષ્ઠિર કહે આશ તમારી, પૂરશે શ્રીનરહરી. ૨૬
ત્યારે ચરણે લાગ્યો પાંડુ સુતને, પ્રધાન એવું સાંભળી;
આનંદ આણી વળ્યો પાછો, ભૂપતિને કહ્યું વળી. ૨૭

વલણ.

ભૂપતિને સર્વ કહ્યું તદા, સ્વામી એ પાંચે પૃથ્વીપતિરે;
શિવદાસ કહે એવું સાંભળી, મોકલ્યો ત્યાં એક રથીરે. ૨૮

### કડવું ૧૮ મું.–રાગ ધવળ ધન્યાશ્રી.

વૈશંપાયન એણીપેરે બોલ્યા, સુણ જન્મેજય રાયજી;
પાંડવ પ્રગટ્યા જાણી દ્રુપદ, મહાસુખ પામ્યો કાયજી. ૧
પછે પાંચરથ પ્રધાન સંગાથે, મોકલિયા તતકાળજી;
પાંડવ ત્યાં બેસીને આવ્યા, જાંહાં દ્રુપદ ભૂપાળજી. ૨

બહુ પ્રપંચ રચ્યો રાજાએ, સભામાં તેણી વારજી;
અનેક મણી માણુકય રિધ મૂકી, જોવા પાંડુ કુમારજી. ૩
ગુપ્ત એક રાખ્યો તહાં, શસ્ત્રતણો ભંડારજી;
અવ નવી રચના કરી અનોપમ, ભમાવવા નિરધારજી. ૪
એ ક્ષત્રીપુત્ર હશે તો જાણુશે, સભામાં હવે આજજી;
એવે સમે પાંડવ ત્યાં આવ્યા, જ્યાં દ્રુપદ મહારાજજી. ૫
સુંદર સભા રચી તે પાંડવ, જોતા રહીને ત્યાંયજી;
તત્ક્ષણુ ધાઈ ગયા પાંચે જણ, આયુધ ધરિયાં જ્યાંયજી. ૬
તે શસ્ત્ર જોઇ અર્જુને, ધનુષ્ય ગ્રહ્યું ભુજ દંડજી;
ગદા એક ગ્રહી ત્યાં ભીમે, મહા મોટી પ્રચંડજી. ૭
જેને જે જોઈએ આયુધ તે, લીધાં પાંચે વીરજી;
ત્યારે દ્રુપદે જાણીયું, એ પાંચે પાંડવ ધીરજી. ૮
તેમને દેખી આવતા તત્ક્ષણુ, ઉઠયો આસનથી રાજાનજી;
આલિંગન દઈ આસન આપ્યું, દીધાં બહુ પેર માનજી. ૯
કુશળ ક્ષેમ પૂછી તે રાજા, બોલ્યા મન અભિરામજી;
કોણુ દેશ કોણુ માત પિતા, ને કવણુ તમારાં નામજી. ૧૦
મે અર્જુન અર્થે પણ કર્યું જે, કન્યા દેવા કાજજી;
વળતા ધર્મ કહે પૂરી તમારી, આશા શ્રીમહારાજજી. ૧૧
અમો સ્રહી પાંચે જણુ જાણો, પાંડુ રાયના તંનજી;
સકળ ભૂપ જોતાં મચ્છ વેધ્યો, તે આ વીર અર્જુનજી. ૧૨
આ ભીમ નકુલ સહદેવ બાંધવ, યુધિષ્ઠિર મારૂં નામજી;
કુંતા માતા અમારી જાણો, હસ્તિનાપુર નિજ ધામજી. ૧૩
અમને કૌરવે કષ્ટ પમાડયાં, કહેતાં કહ્યું નવ જાયજી;
એવું સુણી દ્રુપદરાય હરખ્યો, તત્ક્ષણુ લાગ્યો પાયજી. ૧૪
પાંડવને મલ સ્નાન કરાવી, વસ્ત્ર પેહેરાવ્યાં સારજી;
તત્ક્ષણુ પ્રગટ થયા પાંચે જાણે, ઈંદ્રતણો અવતારજી. ૧૫
પછી કુંતાને ચરણે લાગ્યો, દ્રુપદ રાય શ્રી સાયજી;
ધૃષ્ટદ્યુમ્ન પાયે લાગી મળિયો, કુશળ ક્ષેમ કહી વાતજી. ૧૬
પંચ શબ્દ નિશાન ગડગડે, વર્ત્યો જય જય કારજી;
ભાટ બંદી જાચક જશ બોલે, બહુ મળ્યા માગણુ હારજી. ૧૭

ત્યારે દ્રુપદ કહે તમે પાંચે, એક કન્યા વરશો રાયજી;
કહે યુધિષ્ઠિર માતની આજ્ઞા, અમને થઈ સત્ય અહાંયજી. ૧૮
અમો પાંચે જણ કન્યાને વરશું, વચન ભંગ નવ થાયજી;
દૈવતણી ઇચ્છા એ જાણો, નિશ્ચે દ્રુપદ રાયજી. ૧૯
ત્યારે દ્રુપદ કહે તમો પાંડવ નહીં, કોઈ પાપીના અવતારજી;
આજ લગી કહીંએ નથી પરણ્યા, પાંચ પુરુષ એક નારજી. ૨૦
સર્વ કહે પાંડવ મહાધર્મી, પરમ વિષ્ણુના દાસજી;
તે કેમ વદે વચન સુખ એવું, સભામાંય મુજ પાસજી. ૨૧
વદે યુધિષ્ઠિર સાંભળ રાજા, જોને વિમાસી મંનજી;
તુજ તે પુત્રી પરણાવ અવરને, જોઈ રૂડો કોઈ રાજનંનજી. ૨૨
અમોએ આજ્ઞા માતા કેરી, કેમે નવ લોપાયજી;
માત વચન જો મિથ્યા કીજે, તો મહાપાતક થાયજી. ૨૩
એવું સુણી દુઃખ પામ્યો રાજા, મૂકયો મુખ નિશ્વાસજી;
કહે શિવદાસ એવે સમે, ત્યાં આવ્યા વેદવ્યાસજી. ૨૪

વલણ.

વ્યાસજી આવ્યા ધર્મ સંકટ જાણી, પાંડવ મનમાં હરખિયારે;
ખરા ખોટાની રાઢ ભાંજવા, પ્રભુ આવ્યા થઈ પરેખિયારે. ૨૫

## કડવું ૧૯ મું—રાગ કેદારો.

એવાં પાંડવનાં વાક્ય સુણી, દુખ પામ્યો દ્રુપદરાયરે;
એવે વેદવ્યાસ ત્યાં આવ્યા, ઊઠી સર્વ લાગ્યા પાયરે. ૧
દ્રુપદરાય મન દુઃખ ધરેરે—આંચળી.
પછે દ્વૈપાયન ઋષિ બોલ્યા, તું દુઃખી કાં મહારાજરે;
તુને પૂછયાનું કારણ કહું, તે સાંભળજે તું આજરે. દ્રુપદ. ૨
એ પાંડવ મનુષ્ય મ જાણશો, છે એ સુરપતિ રાયરે;
તારી સુતા અગ્નિથી ઊપની તે, ઇંદ્રાણી કહેવાયરે. દ્રુપદ. ૩
ત્યારે રાય કહેરે વ્યાસજી, હું નથી સેહેતો એહરે;
તે કારણ મુજને પ્રીછવો, જેમ સુખ પામું દેહરે. દ્રુપદ. ૪
સુણ રાય ઇંદ્ર ગયો હતો, એક વાર ગંગા તીરરે;
ત્યાં કમળ દીઠાં કનકનાં, તે જાય તણાયાં નીરરે. દ્રુપદ. ૫

ઇંદ્ર ત્યાં જોવા ગયો, જ્યાં કમળ ઉપજે સારરે;
તેણે આગળ જાતાં ગુફા માંહે, દીઠાં નર ને નારરે. દ્રુપદ. ૬
તેને પૂછ્યું ઇંદ્રે અભિમાનથી, પણ ન બોલ્યાં તેહ વાતરે;
ક્રોધ કરી તેને સુરપતિએ, કર્યો શિરપર ઘાતરે. દ્રુપદ. ૭
તે ભવાની શંકર સહી, મન કોપીઆ મહાદેવરે;
તત્ક્ષણ બાંધી ઇન્દ્ર નાખ્યો, ગુફામાં તતખેવરે. દ્રુપદ. ૮
નાથ બંધન જાણી શચીએ, વિનવિયા દેવેશરે;
તોય ગર્વિષ્ટ જાણી ઇંદ્રને, લઈ ગયા ગુફામા ઈશરે. દ્રુપદ. ૯
ત્યાં શિલા ઠેલી શક્રે કીધો, માર્ગ જાવા માયરે;
નિજ સ્વરૂપ સમ ચાર નિરખી, ગભરાયો સુરરાયરે. દ્રુપદ. ૧૦
રખે મારી એ ગતિ કરતા, કપર્દિ કરુણાકાંતરે;
સ્તુતિ કરતી શચી બહુ, હવે હર થાઓ શાંતરે. દ્રુપદ. ૧૧
ત્યારે ભોળા શંભૂ રીઝિયા, વરદાન આપણહારરે;
પણ નીશે થાવા ઇંદ્ર કેરી, એક શાપ દીધો સારરે. દ્રુપદ. ૧૨
ત્યારે રુદ્ર કહે તમે અવતરો, સુર પાંચે પૃથ્વી માંહેરે;
ધર્મ રાજ્ય ચલાવજો, એવું બોલ્યા છે વળી ત્યાંહેરે. દ્રુપદ. ૧૩
બહુ ભાર છે ભૂતલ વિષે તે, ઉતારો તતખેવરે;
ઇંદ્રાણીને આપી આજ્ઞા, તું પાંચેની કરજે સેવરે. દ્રુપદ. ૧૪
પાંચે પતિ એક રૂપ હોશે, સેવજો અશ્વમેવરે;
તે રુદ્રનાં વચન થકી, અવતર્યાં ઇંદ્ર દેવરે. દ્રુપદ. ૧૫
એ પાંચે વીર તે અવતર્યા, તું સત્ય માને રાયરે;
તારી સુતા ઇંદ્રાણી સહી, યજ્ઞમાંથી પ્રગટી કાયરે. દ્રુપદ. ૧૬
એ પાંચે નર દેવ છે સહી, અવતર્યા ધરા ધર્મને કાજરે;
વળી કારણ એક છે દ્રૌપદીનું, સાંભળ કહું તે આજરે. દ્રુપદ. ૧૭
પૂર્વે એક બ્રાહ્મણસુતા, તેનો પતિ ન જીવે સારરે;
તેણે માગ્યો વર મહાદેવ કને, મુખ પાંચ વાર ભરતારરે. દ્રુપદ. ૧૮
ત્યારે રુદ્ર કહે તારે પાંચ પતિ સહી, હશે સુંદર દેહરે;
તે બ્રહ્મ સુતા કુળે તાહરે, આ સુતા પ્રગટી એહરે. દ્રુપદ. ૧૯
એવું કહી દ્રુપદ તણે નેત્રે, દેવરાવ્યો હાથરે;
તે વ્યાસની કરુણા થકી, રાય દીઠા પાંચે સુરનાથરે. દ્રુપદ. ૨૦

સારે હરખ પામ્યો મહિપતી, વ્યાસને લાગ્યો પાયરે;
શિવદાસ કહે આનંદશું, વિવાહ કીધો રાયરે. દ્રુપદ. ૨૧

વલણ.

વર રાય પાંચે તણો વિવાહ, કર્યો દ્રુપદ રાજરે;
પક્ષ પ્રૌઢી થઈ પાંડવની, તેહ વર્ણવું આજરે.

## કડવું ૨૦ મું.—રાગ દેશાખ.

એવાં વ્યાસનાં વાક્ય સાંભળી, સાહેલડીરે;
પછી હરખ્યો મનમાં રાય,પાંડવની બેલડીરે. ૧
દાન આપ્યાં બહુ વિપ્રને, સા૦ આજ સીધ્યાંઅમારાં કાજ, પાં૦ ૨
ઇન્દ્રાણીને અંશે અવતરી, સા૦ મમ તનયા એ મહારાજ, પાં૦ ૩
એ કારણ રૂપ પાંચે સહી, સા૦ છે અમરતણો અવતાર, પાં૦ ૪
વિશ્વાસ મન આવ્યો પછે, સા૦ તેથી લગ્ન લીધાં નિરધાર, પાં૦ ૫
પછે કનક કલશ ચોરી રચી, સા૦ વેદ વાકય જય્યાં કંસાર, પાં૦ ૬
ત્યાં ધૌમ્ય ઋષિ નેવ્યાસજી, સા૦ કરે મંત્રનો ઉચ્ચાર, પાં૦ ૭
વિધિ પુરઃસર પરણાવીયાં, સા૦ ત્યાં મંગળ વરત્યાં ચાર, પાં૦ ૮
પ્રથમ યુધિષ્ઠિર પરણીયા, સા૦ હવો ત્યાં જય જયકાર, પાં૦ ૯
ગજ રથ અશ્વ આપ્યા ઘણા, સા૦ વસ્ત્રાભૂષણ બહુ સાર પાં૦ ૧૦
એમ પૃથક્ પૃથક્ સહુ પરણિયા,સા૦ પાંચે પાંડવ દ્રૌપદી સાથ,પાં૦ ૧૧
ત્યાં કન્યાદાન દીધાં સહી, સા૦ પાંચે પાંડવ હાથ, પાં૦ ૧૨
પછે પેહેરામણી કીધી ઘણી, સા૦ સહસ્ર ગજ ને તોખાર, પાં૦ ૧૩
દશ સહસ્ર રથ શોભા ઘણી, સા૦ માંહે વિધવિધનાં હથિયાર, પાં૦ ૧૪
વળી વિવિધ રત્ન મુક્તામણી, સા૦ સોંપ્યા અનેક શણગાર, [illegible] ૧૫
સર્વ આવી પાય લાગીયા, સા૦ દ્રુપદરાય ને કુમા[illegible]
પછી પાંડવ પરણી ઉઠીયા, સા૦ વ્યાસને લાગ્યા [illegible] ૧૭
આશીષ વ્યાસ દેતા હવા, સા૦ માતુની મંગ[illegible] ૧૮
કુળ રીત તે ત્યાં સહુ કરી, સા૦ પછી છોડીઆં કં[illegible] પાં૦ ૧૯
સાસુ તણે પાયે લાગીયાં, સા૦ દ્રૌપદી આનંદ[illegible] પાં૦ ૨૦
ત્યારે પાંચે પાંડવ ઉઠીને, સા૦ કુંતા માતને લા[illegible] પાં૦ ૨૧

દ્રુપદ વેવાઈ થયો આ સમે, ગઇ ન્યૂનતા નિ:સંદેહ;
આજ દુર્યોધન આવશે, કન્યા લઇને મુજ ગેહ*. પાંડવ.
આજ સર્વે જોધ આવશે, કન્યા લેઇ બાંધવ સાથ;
જાઓ તમો સામા સહૂ, સામગ્રી લેઇ હાથ. પાંડવ. ૮
વિદુર કહે તારા પુત્ર નહીં, એ પરણ્યા કુંતી જાત;
મચ્છ વેધ અર્જુન વિણુ કોણ કરે, સત્ય માન તું ભ્રાત. પાંડવ. ૯
માન તજી મહીપતિ ગયા, મચ્છ વેધ્યો જોતાં વીર;
ભૂપતિ સર્વે ત્યાં કોપીયા, વિંટયા ભીમ અર્જુન ધીર. પાંડવ. ૧૦
યુદ્ધ હવું ત્યાં અતિઘણું, પાર્થ સાથે રણ માંહે;
શલ્ય કર્ણ શિશુપાળ આદે, સહુ જીત્યા અર્જુને ત્યાંહે. પાંડવ. ૧૧
ધૃતરાષ્ટ્ર એવું સાંભળી, ગતિ ભંગ આશ્ચર્ય થાય;
વિદુર વાત એ સત્ય છે, સુણતાં સુખ પામ્યો કાય. પાંડવ. ૧૨
એ પુત્ર માહરા સહી, ભલે પરણિયા મહારાજ;
પાંડવ માર્યા કૌરવે, શો લોકમાં હુતી મોટી લાજ. પાંડવ. ૧૩
તે મુજ શિરથી ઊતરી, લૌકિકની મોટી ગાળ;
ભલે આવ્યા જીવતા, અમ ભાગ્યે કુંતા બાળ. પાંડવ. ૧૪
હવે જાઓ વિદુર વેગે કરી, સામગ્રી લઈ સહુ સાથ;
રાજ રીતે અહીં લાવજો, પાંડવને માત સંઘાત. પાંડવ. ૧૫
વ્યાસપુત્ર એવું સાંભળી, ધૃતરાષ્ટ્રને લાગ્યો પાય;
દ્રુપદપુર પછી સાંચર્યો, પાંડવને લેવા રાય. પાંડવ. ૧૬
ભીષ્મ દ્રોણ એવું સાંભળી, મનમાં હર્ષ ન માય;
વિદુર ગયા પાંડવ કને, શિવદાસ આનંદે ગાય. પાંડવ. ૧૭

વલણ.

ગાય શિવદાસ વીનવી સહુને, કથાસારને જોડીરે;
સાવધ થઈ શ્રોતા સહુ સુણિયે, હવે કથા રહી થોડીરે. ૧૮

---

* ઘેર

## કડવું ૨૨ મું.–રાગ ભૂપાળ.

વૈશંપાયન બોલિયા, સુણુ જન્મેજય રાય;
વિદુર વેગે સાંચર્યા, આનંદ અંગ ન માય. ૧
બહુ અશ્વ ગજ રથ પાલખી, પાંડવતણા હિતકાજ;
પંચાળપુરમાં વિદુર આવ્યા, જાણિયું દ્રુપદરાય. ૨
તતક્ષણ પાંડવ ગયા સામા, માત સહિત તેણીવાર;
વિદુરને જઈ ચર્ણે લાગ્યા, પાચે પાંડુકુમાર. ૩
પછે આલિંગન દઈહદે ચાપ્યા, પ્રેમાશ્રુ છૂટયાં ખેવ;
ત્યાં કુશળ અન્યોન્ય પૂછી, પુરમા આવ્યા અશ્વમેવ. ૪
ત્યારે યુધિષ્ઠિર કહે આપ કૃપાએ, કુશળ છૈં સાક્ષાત;
ગાંધારી માતાસહિત કૌરવ, કુશળ છે સૌ ભ્રાત? ૫
અમો કર્મથી દુઃખ ભોગવ્યાં, નથી કૌરવ કેરો દોષ;
એના પુન્યથી અમો ઉગર્યા, જો જીવ્યા તો શો રોષ. ૬
ત્યારે વિદુર વાણી ઉચ્ચર્યા, સૌ કુશળ છે નિરધાર;
તમો સાધુને દુઃખ કંઇ નહીં, કરે સાર જુગદાધાર. ૭
હવે પધારો વેગે કરી, હસ્તિનાપુર નિજધામ;
ધૃતરાષ્ટ્ર વલખે અતિ ઘણું, તમ પુત્ર મળવા કામ. ૮
એવું સુણી પાડવ હરખિયા, વાત જાણી તેણીવાર;
ત્યારે દ્રુપદને બોલાવીયા, સહિત જ્યેષ્ઠ કુમાર. ૯
ત્યાં ગોષ્ઠિ થઈ ગરવી ઘણી, આવ્યા નગર મોઝાર;
મળ્યા મેમાન થઈ સર્વે, પછે જાવા કર્યો નિરધાર. ૧૦
સાંતરા પાંડવ થઈ ગયા, જેને ક્ષણું ન લાગી વાર;
તેને દ્રુપદ વોળાવા ચઢ્યો, અગ્નિજ સહિત કુમાર. ૧૧
એક અક્ષૌહિણી કટકશું, સંચર્યા પાંડવ રાય;
વાજિત્ર વાજે વિવિધપેરે, નિશાન વણિયા ધાય. ૧૨
બહુ ધ્વજપતાકા પાલખી, મણી જડયાં સુંદર સાર;
તે વિષે બેઠા યુધિષ્ઠિર જે, ધર્મનો અવતાર. ૧૩
ધૃષ્ટદ્યુમ્ન ને શિખંડી, જે દ્રૌપદીના ભ્રાત;
બેઉ ગમ ઉભા ચમર ઢોળે, રહ્યા દંપતિ સાથ. ૧૪

ભીમ અર્જુન નકુલ સહદેવ, સંગ શોભે રાય;
એક સુખાસન દ્રૌપદી બેઠાં, સંગ કુંતામાય. ૧૫
એક સહસ્ર દાસી દ્રૌપદીને આપી, સેવા કરવા કાજ;
બહુ વસ્ત્ર ભૂષણ આપિયાં, પુત્રીને દ્રુપદરાજ. ૧૬
અશ્વ ગજ રથ છત્ર ચામર, સકળ દળ સંગાથ;
યુધિષ્ઠિર રાજા ચડ્યા, જ્યમ શોભતો સુરનાથ. ૧૭
વળાવી પાછો વળ્યો, પુર વિષે દ્રુપદ રાય;
ધૃષ્ટદ્યુમ્ન સાથે ગયો, પાંડવની કરવા સહાય. ૧૮
એવે હસ્તિનાપુર સમીપ આવ્યા,કૌરવે લહી વાત;
ગતિભંગ દુર્યોધન થયો, મહા દુઃખી સઘળો સાથ. ૧૯
જે બળ્યા પાંડવ અગ્નીમાં,અમો દહન કીધા હાથ;
તે પાછા આવ્યા જીવતા, એ શો કહીએ ઉત્પાત. ૨૦
પછી સૈન્યશું સામા ગયા,સૌ ભીષ્મ દ્રોણ સંઘાત;
અન્યોન્યે ભેટયા સહી, સહુ કુશળ પૂછી વાત. ૨૧
દ્રોણ ગુરુને ચર્ણે લાગ્યા, પધાર્યા પુરમાંય;
ધૃતરાષ્ટ્રને ચરણે લાગ્યા, પાંચે બાંધવ ત્યાંય. ૨૨
હર્ષાશ્રુ છૂટયાં સર્વને, થઇ રહ્યો જયજયકાર;
પછે ગાંધારીને ચર્ણે લાગી, મળ્યા પાંડુ કુમાર. ૨૩
સહુ પુરનિવાસી લોક આવ્યાં, મળવાને ધર્મરાય;
બહુ ભેટ આપી યુધિષ્ઠિરને, સર્વે લાગ્યાં પાય. ૨૪
પછે કુળ વધૂ જે દ્રૌપદી, ધૃતરાષ્ટ્રે તેડી પાસ;
ઉચ્છંગે બેસાડી તદા, મણિ આપિયો ઉલ્લાસ. ૨૫
બહુ વસ્ત્રાભૂષણ આપિયાં, ધૃતરાષ્ટ્રે તેણી વાર;
પછે ગાંધારીને ચર્ણે લાગી, સતી દ્રૌપદી નાર. ૨[illegible]
ત્યારે આશીર્વચન બોલી તદા,મનશું કરી સુવિચાર;
અતિ આનંદે ભેટિયાં, તવ હવો જયજયકાર. ૨[illegible]
વૈશંપાયન બોલિયા, શ્રી કૃષ્ણે જાણી વાત;
શિવદાસ કહે પછે આવિયા, પાંડવને મળવા ભ્રાત. ૨[illegible]

## કડવું ૨૨ મું.–રાગ ભૂપાળ.

વૈશંપાયન બોલિયા, સુણ જન્મેજય રાય;
વિદુર વેગે સાંચર્યા, આનંદ અંગ ન માય. ૧
બહુ અશ્વ ગજ રથ પાલખી, પાંડવતણા હિતકાજ;
પંચાળપુરમાં વિદુર આવ્યા, જાણિયું દ્રુપદરાય. ૨
તત્ક્ષણ પાંડવ ગયા સામા, માત સહિત તેણીવાર;
વિદુરને જઈ ચર્ણે લાગ્યા, પાચે પાંડુકુમાર. ૩
પછે આલિંગન દઈહ્રદે ચાપ્યા, પ્રેમાશ્રુ છૂટયાં ખેવ;
ત્યાં કુશળ અન્યોન્ય પૂછી, પુરમા આવ્યા અશ્વમેવ. ૪
ત્યારે યુધિષ્ઠિર કહે આપ કૃપાએ, કુશળ છૌં સાક્ષાત;
ગાંધારી માતાસહિત કૌરવ, કુશળ છે સૌ ભ્રાત? ૫
અમો કર્મથી દુ:ખ ભોગવ્યાં, નથી કૌરવ કેરો દોષ;
એના પુન્યથી અમો ઉગર્યા, જો જીવ્યા તો શો રોષ. ૬
ત્યારે વિદુર વાણી ઉચર્યા, સૌ કુશળ છે નિરધાર;
તમો સાધુને દુ:ખ કંઇ નહીં, કરે સાર જુગદાધાર. ૭
હવે પધારો વેગે કરી, હસ્તિનાપુર નિજધામ;
ધૃતરાષ્ટ્ર વલખે અતિ ઘણું, તમ પુત્ર મળવા કામ. ૮
એવું સુણી પાંડવ હરખિયા, વાત જાણી તેણીવાર;
ત્યારે દ્રુપદને બોલાવીયા, સહિત જ્યેષ્ઠ કુમાર. ૯
ત્યાં ગોષ્ઠિ થઈ ગરવી ઘણી, આવ્યા નગર મોઝાર;
મળ્યા મેમાન થઈ સર્વે, પછે જાવા કર્યો નિરધાર. ૧૦
સાંતરા પાંડવ થઈ ગયા, જેને ક્ષણ ન લાગી વાર;
તેને દ્રુપદ વેળાવા ચઢયો, અગ્નિજ સહિત કુમાર. ૧૧
એક અક્ષૌહિણી કટકશું, સંચર્યા પાંડવ રાય;
વાજિંત્ર વાજે વિવિધપેરે, નિશાન વળિયા ઘાય, ૧૨
બહુ ધ્વજાપતાકા પાલખી, મણી જડયાં સુંદર સાર;
તે વિષે બેઠા યુધિષ્ઠિર જે, ધર્મનો અવતાર. ૧૩
ધૃષ્ટદ્યુમ્ન ને શિખંડી, જે દ્રૌપદીના ભ્રાત;
બેઉ ગમ ઉભા ચમર ઢોળે, રહ્યા દંપતિ સાથ. ૧૪

ભીમ અર્જુન નકુલ સહદેવ, સંગ શોભે રાય;
એક સુખાસન દ્રૌપદી બેઠાં, સંગ કુંતામાય. ૧૫
એક સહસ્ત્ર દાસી દ્રૌપદીને આપી, સેવા કરવા કાજ;
બહુ વસ્ત્ર ભૂષણ આપિયાં, પુત્રીને દ્રુપદરાજ. ૧૬
અશ્વ ગજ રથ છત્ર ચામર, સકળ દળ સંગાથ;
યુધિષ્ઠિર રાજા ચડ્યા, જ્યમ શોભતો સુરનાથ. ૧૭
વળાવી પાછો વળ્યો, પુર વિષે દ્રુપદ રાય;
ધૃષ્ટદ્યુમ્ન સાથે ગયો, પાંડવની કરવા સહાય. ૧૮
એવે હસ્તિનાપુર સમીપ આવ્યા,કૌરવે લહી વાત;
ગતિભંગ દુર્યોધન થયો, મહા દુ:ખી સઘળો સાથ. ૧૯
જે બળ્યા પાંડવ અગ્નીમાં,અમો દહન કીધા હાથ;
તે પાછા આવ્યા જીવતા, એ શો કહીએ ઉત્પાત. ૨૦
પછી સૈન્યશું સામા ગયા,સો ભીષ્મ દ્રોણ સંઘાત;
અન્યોન્યે ભેટ્યા સહી, સહુ કુશળ પૂછી વાત. ૨૧
દ્રોણ ગુરુને ચર્ણે લાગ્યા, પધાર્યા પુરમાંય;
ધૃતરાષ્ટ્રને ચરણે લાગ્યા, પાંચે બાંધવ સાંય. ૨૨
હર્ષાશ્રુ છૂટ્યાં સર્વને, થઇ રહ્યો જયજયકાર;
પછે ગાંધારીને ચર્ણે લાગી, મળ્યા પાંડુ કુમાર. ૨૩
સહુ પુરનિવાસી લોક આવ્યાં, મળવાને ધર્મરાય;
બહુ ભેટ આપી યુધિષ્ઠિરને, સર્વે લાગ્યાં પાય. ૨૪
પછે કુળ વધૂ જે દ્રૌપદી, ધૃતરાષ્ટ્રે તેડી પાસ;
ઉચ્છંગે બેસાડી તદા, મણિ આપિયો ઉલ્લાસ. ૨૫
બહુ વસ્ત્રાભૂષણ આપિયાં, ધૃતરાષ્ટ્રે તેણી વાર;
પછે ગાંધારીને ચર્ણે લાગી, સતી દ્રૌપદી નાર. ૨૬
ત્યારે આશીર્વચન બોલી તદા,મનશું કરી સુવિચાર;
અતિ આનંદે ભેટિયાં, તવ હવો જયજયકાર. ૨૭
વૈશંપાયન બોલિયા, શ્રી કૃષ્ણે જાણી વાત;
શિવદાસ કહે પછે આવિયા, પાંડવને મળવા પ્રાત. ૨૮

વલણ.

શ્રાત આવ્યા પાંડવતણા, શ્રીકૃષ્ણ ત્રિભુવનનાથરે;
સહર્ષ મળિયા સર્વને, અન્યોન્યે ઝાલી હાથરે. ૨૯

## કડવું ૨૩ મું.–રાગ પ્રભાત.

વૈશંપાયન એણીપેરે બોલ્યા, સુણ જન્મેજય રાય;
શ્રીકૃષ્ણદેવ હસ્તિનાપુર આવ્યા, સહુકોને સુખ થાય. ૧
ભીષ્મ દ્રોણ, વિદુર દુર્યોધન, પાંડવ કુંતા સંગ;
શ્રી કૃષ્ણ દેવને સૌકો મળ્યા, આનંદ આણી અંગ. ૨
પ્રદક્ષિણા કરી શ્રી હરીને, પાંડવ લાગ્યા પાય;
પછી રાજયભુવન સૌકો મળી આવ્યા,જ્યાં છે ધૃતરાષ્ટ્રરાય. ૩
ધૃતરાષ્ટ્ર ત્યારે ઊઠી મળ્યા, કીધો દંડપ્રણામ;
આસન માન પૂજા બહુ કીધી,ભલે પધાર્યા સ્વામ. ૪
ત્યારે વ્યાસ પુત્ર કહે કૃષ્ણને,તમો કૃપા કરી ભલે આજ;
કુંતા સુત ભલે મળ્યા જીવતા,મારી લૌકિકની ટળી લાજ. ૫
સૌ કહેતાં જે કૌરવે માર્યા, પાંચે પાંડવ ભાય;
હું એ વાત જાણું ન કાંઈ, સત્ય માનો યદુરાય. ૬
મારે જેમ કૌરવ તેમ પાંડવ, પુત્ર તે સર્વ સમાન;
તે હું કર્મ કરૂં ક્યમ એવું, માનો શ્રીભગવાન. ૭
ત્યારે કૃષ્ણ કહે સત્ય કહું રાજા, ધર્મે ધર્મજ હોય;
પાપ વિના પ્રાણી જન કોને,દીધું દુઃખ નવ હોય. ૮
વિણ અપરાધે દમે જે પાપી, તેને સુખ નવ થાય;
સહાય કરે સત્યની શ્રી હરી, પાપી નરકે જાય. ૯
એ પાંડુપુત્ર તમારા જાણો, છે ધર્મના અવતાર;
જે કોના ભૂંડામાં નાવે, તેં નથી પૂછ્યું કુમાર. ૧૦
હવે પાંડવને એકઠા રહેવું, તે કેમ માને મંન
તે માટે પાંડવને આપો, રાજ્ય ભાગ રાજંન. ૧૧
ધૃષ્ટાપણું રાજ્ય સુખે ભોગવે, પછી વઢે નહીં કોય;
એઉ ગમ ઉભ્ભીષ્મ દ્રોણને, તમે મળી વિમાસો સોય. ૧૨

પછે ઉદવસ્ત દેશ જે હુતો અળગો,ખાંડવ પ્રસ્થવન જેહ;
કૌરવે મન વિચાર કરીને, પાંડવને આપ્યું તેહ. ૧૩
તત્ક્ષણ ત્યાં પાંચે જણ ચાલ્યા, કુંતા દ્રૌપદી સાથ;
ખાંડવપ્રસ્થ વિષે સૌ આવ્યાં, સાથે વૈકુંઠનાથ. ૧૪
મુહૂર્ત જોઈ એક નગર નિપાવ્યું,રૂડું ઈંદ્રપ્રસ્થ ધર્યું નામ;
જા લોક હસ્તિનાપુરતણાં, આવી વસ્યા તેણે ઠામ. ૧૫
સુંદર નગર વસ્યું તે જાણે, વૈકુંઠ કહ્યુ નવ જાય;
પછે રાજતિલક ત્યાં, યુધિષ્ઠિરને કીધું યાદવરાય. ૧૬
પાંડવે દાન કર્યું તે પુરમાં, રાજ્યભુવન કર્યો વાસ;
અનેક યજ્ઞ જવતલ ઘૃત હોમી, પૂજ્યા શ્રીઅવિનાશ. ૧૭
ત્યાં વેદવ્યાસ નારદ મુનિ આવ્યા,પાંડવનું હિત જાણી;
તેણે દ્રૌપદીના વારા કરીઆ, પાંચ પાંડવ ઘેર રાણી. ૧૮
એક સંવત્સર એક એકને ઘેર, વસે સાધવી સોય,
એકાંત સ્થળ જે દેખે તેને, ત્રણ વર્ષ વન હોય. ૧૯
એવો પરઠ કરયો ઋષિરાયે, વર્ત્યો જયજયકાર;
અનંત ધન આપ્યું પાંડવને, સ્વામી જગદાધાર. ૨૦
એક વરસ શ્રીકૃષ્ણ રહ્યા, તે પાંડવના ઘરમાંહે;
કાલિંદી પરણીને લાવ્યા, દ્વારામતી પુરમાંહે. ૨૧
પછે પાંડવ સુખ પામ્યા પરિપૂરણ,શ્રીકૃષ્ણ કૃપાથી જાણ;
ભારત આદિપર્વ કથાએ, પૂર્ણ થઈ પરમાણ. ૨૨
વૈશપાયન કહે જન્મેજયને, પાવન એ ઇતિહાસ;
દ્રૌપદીસ્વયંવર જે ગાય સાંભળે,પોહોંચે મનની આશ. ૨૩
પદ છસેં ને ઓગણીશ ઉપર, કથાબંધ નિધાન;
અઢાર રાગ ને કડવાં ત્રેવીસ, પૂર્ણ થયું આખ્યાન. ૨૪
સંવત્ત સોળ તોતેર વર્ષે, મકરસંક્રાંતિને દિન;
તે દહાડે પૂરણ કર્યું, આનંદ આણી મંન. ૨૫
એક માસમાં પૂર્ણ કથા થઇ, સમરયા શ્રી અવિનાશ;
શ્રી ગુરુચરણ પ્રતાપથી, બુધ આપી ભૂધર વ્યાસ. ૨૬

બુધિ માને આખ્યાન કર્યું, મેં આણી મન આનંદ;
દક્ષિણદેશ વિજાપુરમાહે, કીધો એ પદબંધ. ૨૭.
કવિ નાગર સ્તંભ તીરથવાસી, કામેશ્વરનો દાસ;
સદા ભક્તિ આપો હરી, માગે સેવક શિવદાસ. ૨૮

વલણ.

શિવદાસ માગે વળી વળી, આપો ભક્તિ ભવ તારણીરે;
કીર્તન ગાઉ અહર્નિશ તારા, ત્રિભુવન પાળક તું ધણીરે. ૨૯

દ્રૌપદી-સ્વયંવર સંપૂર્ણ.

# વચ્છરાજ.

આ કવિ સંવત ૧૬૦૦માં હૈયાત હતો જાણવા પ્રમાણે તે જંબુસરનો રહીશ હતો. એનું માત્ર એક બીજું પદ મળેલું છે, જેમાં કબીરપદનું વર્ણન છે.

## રસમંજરીની વાર્તા.

### દોહરા.

ગવરીનંદ ગણેશ તું, વદે તેત્રીશ ક્રોડ;
સનકાદિક સેવે સદા, કાર્તિક* કરી જોડ ૧
શ્રીસારદાને પ્રણમું, ગણપત લાગું પાય;
ચરિત્ર કહુંછું સ્ત્રીતણાં, મુજ,અક્ષર દે માય. ૨

### ચોપાઈ.

નગરી ચંદનાવતી નવરંગ, પાખલગઢ શોભે છે ચંગ;
ગોખ જાળીઆં, મણિમય વાસ, દીસંતો જાણે કૈલાસ. ૩
નવતેરી નગરી વિસ્તાર, વખાણતાં નવ લાગે પાર;
રાજ કરે ચંદ્રશેખર ભૂપ, જાણે કંદર્પકેરૂં રૂપ. ૪
સહસ્ર એક અંતે અરિતાસ†, ભોગ ભોગવે લીલ વિલાસ;
તેમાં પટરાણી બહુ માન, ચંદનમાલા તેનું નામ. ૫
પૂત્ર સાત કન્યા દેહ ચાર, કોય અવતારી રૂપ અપાર;
નગર લોક તે સુખીઆ સોય, કહેતાં પાર ન જાણે કોય. ૬
કોટિધ્વજ વસે લોક અપાર, વેહેવારીઆતણો ન લાગે પાર;
જલવટ તણા કરે વેપાર, નરનારી ગુણ લક્ષણ સાર. ૭

* કાર્તિકસ્વામી. † શબ્દાર્થ સમજાય છે કે રાણીઓ. શબ્દ નવો છે.

કહે વચ્છરાજ કેમ કરૂં વખાણ, નરપે નારી ચતુરસુજાણ;
બત્રીશ લક્ષણ ને બુદ્ધવંત, સિદ્ધ સાધક ને વળી શુદ્ધવંત. ૮

દોહરા.

સોમ શેઠ વેહેવારીઓ, વસે નગરમાં એહ;
પુત્ર ચાર ગુણ આગળા, રૂપ અનોપમ જેહ. ૯
શણગાર સુંદર ઘેર (ભામિની,) સોમશેઠ ઘરનાર;
આણ ન લોપે પતિતણી, તરુણી સ્ત્રી કુલ તાર. ૧૦
પેહેલો નરપતિ તે ભલો, બીજો નરહરી જે;
ત્રીજો પરમાનંદ ભલો, પ્રેમરાજ ચોથો તે. ૧૧

છપ્પો.

ઘણી લક્ષ્મી ઘરસુત્ર, છપ્પનપર ભૂંગળ વાજે;
વાજાં વાજે ઘણાં, ગેબી ભૂંગળ ઘેર ગાજે;
હસ્તી ઘોડા ગરથ, શેઠ મેહેતા બહુ ઝાઝા;
વાણોતર બહુ વાહાણ, રાય મન માને માઝા;
મહા લક્ષ્મીવંત મોટમધણી,ધન ધાન્ય થાય સહૂ ધરમનો;
આપે સદાવ્રત ઘેર શાહને, ખામ લેખવે કરમનો. ૧૨

દોહરો.

પુત્ર ચાર શેઠજ સહી, વ્યસની જાત કહેવાય;
વણજ નહીં વેપાર નહીં, ગથ ઘણો ઉડાય. ૧૩

ચોપાઈ.

પ્રેમરાજ સઘળાથી ભલો, બુદ્ધિવંત રૂપે આગળો;
તેહતણી સ્ત્રી પ્રેમાવતી, પુરુષતણું મન રંજન કરતિ. ૧૪
ચપળ ચંતની મદ ભરી છેહ, પિયુ સંગાથે ઘણો સનેહ;
પ્રેમદા કરે પ્રેમ ત્યાં જાય,ક્ષણ માત્ર અળગી ના થાય. ૧૫

છપ્પો.

પ્રેમાવતીની પ્રીત, પિયુનું મંન પરીજન;
પ્રેમાવતીની પ્રીત, નરનારીનું મન રંજન;
પ્રેમાવતીની પ્રીત, કમળ જળને પરકાસે;
પ્રેમાવતીની પ્રીત, ભ્રમર સુગંધી ભાસે;

વળિ પ્રેમાવતિને પ્રીત છે, પ્રાણુ એક જૂદો નહીં;
છે પ્રેમરાજ ભોળો પતી,સોળ વરસનાં બે સહી. ૧૬

ચોપાઈ.

સોમદત્ત ઘેર સંપત ઘણી, તેનો પાર ન જાણું ગણી;
પુત્ર ચાર વ્યસની બહુ જેહ, વણુજ કરી નવ જાણે તેહ. ૧૭
સોમદત્ત દુઃખ ધરે થંત, જાણે ધનનો આણે અંત;
એક વાર માઝમની રાત, ત્રિય સંઘાતે માંડી વાત. ૧૮

દોહરા.

પોષ શુદિ પૂનમ તહીં, માથે ચંદ્રજ શીશ;
સર્વે જીવ જાગે નહીં, અધ ઘડી અધ નીશ. ૧૯
જાળી માળી* જાળિયાં, સર્વે દીધ દવાર;
ઝળહળ મંદીર ઝળકી રહ્યાં, દીપક બળે અઢાર. ૨૦
ઢાળ્યો ઢોલીઓ સોનાતણો, કંચન ઢાળ્યા કાય;
સાંગામાંચી શીશમતણી, રત્ન જડિત છે રાય. ૨૧
બેહેકે ગંધ સુગંધ બહુ, બે બેઠાં એકાંત;
વાત કરતાં વાતજ થઈ, શાહ કહે વૃત્તાંત. ૨૨

ચોપાઈ.

સોમદત્ત કહે સ્ત્રી સુણો, મારા મનમાં શોક છે ઘણો;
એ બેટા વ્યસની મેહેમંત, ધન તણો એણે આણ્યો અંત. ૨૩
વણુજ વેપાર ધન નહીં થીર, જાણે એ વાટજ કેરૂં નીર;
વળતી ભામિની એમ ઓચરે, એ પુત્રથી કારજ ના સરે. ૨૪

છપ્પા.

શેઠ કહે સુણુ નાર, વાટે વૃક્ષ સહુએ બેસે;
નદી નીર તળાવ, પાણી સહુ પીવા પેસે;
નગર નાયકા નાર, હશે રૈયત રાજાની;
મૂરખને નહીં મોટ, જુગારીને લાજ ન જાણી;
વણીક વેપારજ નવ કરે, એવાં ઘર જાણો સર્વદા;
વગર રળે ખરચે બહુ, નહીં ચિંતા નહીં આપદા. ૨૫

* બારીની જગોએ આ શબ્દ વાપર્યો હશે.

વણિક વેપારજ કરે, ઘોડે ગરથ ઘણા તે જોડે;
પર સ્ત્રી પર માત, વાહાણવટ ચઢે કે ઘોડે;
વેપારમાં વિવેક, જાણે તો માંડે હાટ;
કે કાયળો કંઈ કરે, વણિક નહીં ખારે વાટ;
કસબ માત્ર વણીક કરે, શરમ શાહે કારી સદા;
બ્યસની થઈ ભટકે શેહેરમાં,(તેને) નહીં ચિંતા કે આપદા. ૨૬

દોહરા.

સોમદત્ત કહે સુણ સુંદરી, પુત્ર થયા તે ચાર;
વ્યસની થઈ વાવરે ઘણું, નર નહિ પ્રત્યક્ષ નાર. ૨૭
નાર ભલી ભલી નગરની, જૂએ નહીં કેનું મૂખ;
પતિવ્રત પાળે ઘણું, આ પુત્રથી શું સૂખ? ૨૮
એવુ એક પુત્રે સાંભળ્યું, છાનીમાની વાત;
તેને મન થઈ કલ્પના, દુઃખ પામે મુજ તાત. ૨૯

ચોપાઈ.

એહ પુત્રથી કન્યા ભલી, આપણુ દુઃખ તે ન જાણે કળી;
સ્વામી સુણો વીનતી આજ, એ બેટાથી ના સરે કાજ. ૩૦
(એ) માયબાપને ચિંતા ઘણી, પ્રેમરાજે તે વાણી સુણી;
વાત સુણી દુઃખ થયું અપાર, ઓહો કાં સર્જ્યા કિરતાર. ૩૧
અમે પુત્રથી ના સર્યાં કાજ, માયબાપ તે પામ્યાં લાજ;
મનમાંહે પ્રતીત એ ખરી, પાન ફૂલનો નીમજ કરી. ૩૨
એહુ વરત અંગે નવ ધરૂં, જલવટ વેપારે નીસરૂં;
એમ કરતાં બે માસજ થયા, પ્રેમરાજ પીતા કને ગયા. ૩૩
સુણો વાત અમારી અસી, વણજતણી આજ્ઞા દો હસી;
ધન ઘણું છે ઘેરે આપણે,ખરચો ખાઓ પિતા એમ ભણે. ૩૪
જો વેપારની કરો છો હામ, વખારતણું સોંપૂં તને કામ;
નગરમાંહે વણજ નવ કરૂં, જલવટ વેપારે નીસરૂં. ૩૫
જો નહીં આપો મુજને વાચ, દેહિ તજું તમે માનો સાચ;
આપઘાત કરીને મરૂં, ગામ મધ્ય વેપાર નવ કરૂં. ૩૬

## દોહરા.

સોમ શેઠ ઓને કહે, પુત્ર કહે છે એમ;
જો ચાલે પરદેશડે, કહો કરીશું કેમ. ૩૭.
અનેક પેરે પ્રીછવ્યો, કહ્યું ન માને એહ;
વાણોતર દશ છે ભલા, સાથે આપો તેહ. ૩૮
અરથ ગરથ આપો ઘણો, વહાણુજ આપો ચાર;
મુહૂર્ત આપો ઉતાવળું, આડા દિન છે ખાર. ૩૯

## ચોપાઈ.

પ્રેમરાજ સજાઈ કરે, અનેક વસ્તૂ વહાણે ભરે;
મિત્ર સગાં આદર બહુ જેહ, મોકલ્યાં માણુસ કહેઠે તેહ. ૪૦
બાઇએ વાત સાંભળી તેહ, મુહૂર્ત આડા દાહાડા બેહ;
મોટો ભાઈ કહે પ્રેમરાજ, વહાણે ચઢી શું કરશો આજ. ૪૧
પિતા ઘેર સંપત છે બહૂ, ખરચો ખાઓ આપણે સહૂ;
વળતો પ્રેમરાજ એમ કહે, એહ વાતે મુજ અંગ દહે. ૪૨
એ શું બોલો મારા વીર, શેહેર મધ્યે ઊતરીયું નીર;
પંચ માહાજનમાં વાતજ થઈ, ચારે પુત્રની અક્કલ ગઈ. ૪૩
બાપ કમાય ને ખરચે પૂત્ર, સઘળૂં ઉડાડ્યું ઘર સૂત્ર;
એવી મત તે ખોટી થઈ, ચારે પુત્રની શુદ્ધિ ગઈ. ૪૪

## છપ્પા.

બાપ રળેલું ધંન, પુત્ર કપૂત તે ખાએ;
બાપ રળેલું ધંન, દોહોદિશ લક્ષ્મી જાએ;
બાપ રળેલું ધંન, ચોરી કરીને લૂટે;
બાપ રળેલું ધંન, જારી જુગટે તે ખૂટે;
બારે માસ રળી મૂઓ, સુતે ખોયૂં સર્વથા;
એવા કપુત અનેક છે, વાદ કરો સર્વે વૃથા. ૪૫
સપૂત કહેવાયો જેહ, પિતાનું કરજજ આપે;
સપૂત કહેવાયો જેહ, બોલ્યું અબોલ્યું થાપે;
સપૂત કહેવાયો જેહ, આપ ઊપાર્જન ખાયે;
સપૂત કહેવાયો તેહ, ધર્મ મારગને ચાહે;

સપૂત બાપ સવાઈથી, સહૂ પૂછીને વાતજ કરે;
સપૂત નામ તેનું સદા, કુળ એકોતર ઓધરે. ૪૬

### દોહરા.

એવી વાત કરી તહાં, પીતાકેરે પેર;
રજા થઈ માબાપની, કુંવર આવ્યો ઘેર. ૪૭
વાત થઈ ત્યા શ્રીતણે, શેઠજ વાહાણે જાય;
માલણ વાત કહી ગઈ, શ્રીકેરે તે હાય. ૪૮

### ચોપાઈ.

ચાલણ કેરી વેળા થઈ, પ્રેમાવતી પીહેર ગઈ;
કુવર આવ્યો બાપને ઘેર, માંડી વાત કહી તે ઠેર. ૪૯
પ્રેમરાજ કહે સુણ હો તાત, એક સુણો અમારી વાત;
પરદેશે જાઊં છું અમો, વસ્ત જોઈએ તે મંગાવો તમો. ૫૦
સોમ શેઠે વિચાર્યુ એમ, દશ વાણોતર તેડા તેમ;
વાણોતર તેડાવી કરી, પરદેશે જાઓ તે ફરી. ૫૧
બાળક પ્રેમરાજ તમ સાથ, હું સોંપૂં છું તમારે હાથ;
જે કહેશે તે કરશું કામ, વાણોતરનાં શાં શાં નામ. ૫૨
સાંગો, હાજો ને શ્રીરાજ, ક્ષણું એકમાં કરે તે કાજ;
શ્રીવચ્છ, શામળ ને શ્રીપાળ, વણજ સહૂ જાણે તતકાળ. ૫૩
ગોપી, ગણધર ને ગોવિંદ, દશમો વાણોતર શ્રીચંદ;
જળવટ વેપારે તે ચઢ્યો, શ્રીચંદ તે સઘળાથી વડો. ૫૪
શેઠ કહે વાણોતર સુણો, પ્રેમરાજ બંધવ કરી ગણો;
બાલક વરસાં સોળ મુઝાર, હું મોકલું છું તમ આધાર. ૫૫
ભાઈ ભોજાઈ સઘળી સ્નેહ, માત તાત સમ બોલ્યા તેહ;
જળવટ વાહાણ ચઢૂ છૂં અમો, જે જોઈએ તે મગાવો તમો. ૫૬
માએ માગ્યાં મોતી જેહ, ભોજાઇએ પરોળી તેહ;
પિતા બધુ માગી મુદ્રડી, ખરે માણેક હીરે જડી. ૫૭
પ્રેમરાજ મન એવુ લહ્યું, શ્રીચંદ વાણોતરને કહ્યું;
જે જે વસ્ત મગાવી જસી, તે કાગળમાં લખજો તસી. ૫૮
સહુ વળાવી ચાલ્યા જેમ, પ્રસ્થાને જઈને રહ્યા તેમ;
ઇષ્ટ મિત્ર સહુ આવી મળ્યા, મોકલાવી ઘેર પાછા વળ્યા. ૫૯

## દોહરા.

શ્રીચંદ વીનતી એમ કહે, સુણો શેઠ પ્રેમરાજ;
અમ ભાભી મોકલામણી, નહીં કરી શે કાજ. ૬૦
પ્રેમરાજ વળતું કહે, સુણો શ્રીચંદ વાત;
ચાલણ વેળા જવ થઇ, તવ પીહેર ઊઠી જાત. ૬૧
મારે મન એહજ લહી, હું એનો જીવન પ્રાણ;
ત્રિભોવન કોઇ ભામિની, નથી એવી સુજાણ. ૬૨
ઇહાંથી જવ ચાલશું, તવ તે કાઢે જીવ;
પરમેશ્વર તુજ વીનવું, કરજે માહરી કીવ. ૬૩
મોટી માયા માતુની, મોટી તેની આશ;
નેણ ઝરે મુખ આવટે, મુખ મેહેલે નિશ્વાસ. ૬૪
પ્રેમ રસ પીડાથકી, અશુભ બોલે જેમ;
પ્રેમરાજ જવ એમ કહે, "તેં મોકલાવી કેમ"*. ૬૫
વળતો શ્રીચંદ એમ કહે, જે જાણો સહુ લોક;
ઘેર મળીને ચાલશું, નિકર સઘળું ફોક. ૬૬

## ચોપાઈ.

પ્રેમરાજ મન ઉપન્યો રંગ, વડો વાણોતર શ્રીચંદ સંગ;
ઘડી ચાર જવ રજની ગઈ, સસરાને ઘેર પોહોત્યો જઈ. ૬૭
રૂપચંદ સસરાનું નામ, ભાગ્યા નરને આપે ગામ;
વાહાણ અઢાર પોતે આપણે, નગરશેઠ પદવી તે તણે. ૬૮
રૂપાવતી ભામિની વિવેક, પુત્ર પાંચ પુત્રી છે એક;
ગુણી પુરુષનાં ચિત્ત ચોરતી, ચતુરસુજાણ તે પ્રેમાવતી. ૬૯
એક પુરુષ છે મહા ગુણવંત, તે સંગાથે બાંધ્યું ચંત;
તેની જાત છે સોવરણકાર, તેસું સ્નેહ કર્યો છે અપાર. ૭૦
પ્રેમરાજ જાણે છે સતી, (પણ) સોની એક રાખ્યો ઉપપતી;
તે કાંઈ નવ જાણે કાજ, મનવાંછિત જાણે પ્રેમરાજ. ૭૧
પ્રેમરાજ સસરાશું ભણે, આજ્ઞા દો તમે અમતણે;
અમે વહાણ પુરયાં છે ચાર, જળવટ તણો કરું વેહેપાર. ૭૨

* આ વાકય વાણોતરનું છે

જે જોઇએ તે સોની દામ, વણજ કરો કોટીધા કામ;
સોળ વરસની પુત્રી વેશ, નહીં જાવા દઉં તમને પરદેશ. ૭૩
એહ વાત પ્રેમાવતી સુણી, ઘરમાં તેડાવ્યા ઘરધણી;
એહ દ્રવ્ય લઇ કરશો કાજ, પીહેરમાં હું પામીશ લાજ. ૭૪
વરે વીષ ઘોળી પીજીએ, સસરાનું ધન નવ લીજીએ.
મેહેણું દે ભોજાઇ ભાઈ, સાળા બનેવીની ચોડી સગાઈ. ૭૫
પુત્ર ન હોયે જેને પેર, તે નાણું જમાઈને ઘેર;
જેને પુત્રનો જોડો ભાઈ, તે દ્રવ્ય ન પામે જમાઈ. ૭૬
વચન સુણી હરખ્યો પ્રેમરાજ, હૈડા સરસી લીધી આજ;
મનસા વાચા કર્મણા જોએ, તુજથી વહાલી નથી મને કોએ. ૭૭
પરદેશે જાઊં છૂં અમો, જે જોઇએ તે મગાવો તમો;
સઘળે મિત્ર મંગાવ્યું જેહ, વળી કાગળ લઈ દાખવ્યો તેહ. ૭૮
પ્રેમરાજ પ્રેમાવતી બેય, શ્રીચંદ મળિયો ત્રીજો તેહ;
પ્રેમાવતી કહે શ્રીચંદ સુણો, સાચી વાત મુજ આગળ ભણો. ૭૯
સઘળે મંગાવ્યું તે આપશો, મારૂં મંગાવ્યું નહીં લાવશો;
લેહેણા દેણીનો નથી સંબંધ,મારૂં મંગાવ્યું નહીં લાવો સંધ. ૮૦
પ્રેમરાજ હસીને કહે, તું મારા હૈડામાં રહે;
જીવથી વાહાલું કાંઈ ન જાણુ, કહેતાં હમણાં આપું પ્રાણુ. ૮૧
જો વારવાર કહો છો તમો, તો સ્ત્રીચરિત્ર માગૂં છૂં અમો;
જો લવાય તો કહેજો હામે, નહીં તો કાગળ લખજો નામે. ૮૨

છપ્પો.

સ્ત્રી ચરિત્ર વસ્ત એહ, સહુ વસ્તોમાં મોંઘી;
ચરિત્ર બારે એહ, ગાંધી ઘેર નથી તે સોંઘી;
પિતા ભાઇ ને માત, મગાવ્યું તેનૂં લાવો;
વાહાલી નહીં પ્રેમાવતી, ગમે તો હાલા આવો;
પરદેશ જાઓ વાહાણે ચઢો, કમાઈ બહુ લાવો સહી;
હું વાહાલી નહીં પ્રેમદા, જો સ્ત્રીચરિત્ર લાવો નહીં. ૮૩

દોહરા.

તહાં શેઠ રીઝયો મન ઘણું, લખીઓ કાગળ લેખ;
બહુ દામ જો બેસશે, વિનય કરી વિવેક. ૮૪

'પાપ બાંધું પૃથિવીતણું, શોધું ગામો ગામ;
'આ ચરિત્ર લાવું ખરો, તો પ્રેમરાજ મુજ નામ. ૮૫
મુરખ સમજ્યો ન મન વિષે, ઘેલું કરી બેઠો રૂપ;
'ધુંજે કાગળ નાંખીઓ, શ્રીચંદને સપુરૂત. ૮૬

ચોપાઈ.

'તહાં તો તે સ્ત્રી બોલી વાણ, સાંભળો શેઠ ચતૂરસુજાણ;
'સિદ્ધ કરો વેહેલા આવજો, પોહોંચ્યા ક્ષેમ કુશળ કાહાવજો. ૮૭
પ્રેમરાજ મોકલાવી વળ્યા, સહૂ સાથમાં આવી ભળ્યા;
'વાહાણુ પુરીને ચાલ્યા જશે, પ્રભાત દીનકર ઉદ્યોતશે. ૮૮
માસ ચાર ચાલતાં ગયા, કનકપુરીમાં પોહોંતા થયા;
'શ્રીચંદ વાણોતર એમ કહે, વસ્તૂ મૂલ આંહાં ઘણું લહે. ૮૯
પ્રેમરાજ કહે શ્રીચંદ અસી, કંઈ વાત ના જાણો કસી;
'એવું સુણીને વાહાણુ નાગળે, કનકપુરીમાં જઈ ઉતરે. ૯૦

દોહરો.

કનકપુરી તો કનકમય, કમળસેન રાજંન
કનકમાલા તો ભામિની, પુષ્પદંત પરધાન. ૯૧

ચોપાઈ.

'કનકાવતી નગરી વીચિત્ર, લોક વસે ત્યાં પરમ પવિત્ર;
કમળસેન રાજા દાતાર, વર્તે ન્યાય વિવેક વિચાર. ૯૨
'વેહેવારીયા ના લાધે પાર, વીધ વીધના કરે વેપાર;
'વાડી સરોવર કયમ કરી કળું, જાણે અમરાપુર શ્રી ભલું. ૯૩
નગરમાં ગુણકા ઘણેરડી, સઘળાંથી લખલીલા વડી;
લખલીલા ગુણનો ભંડાર, વખાણતાં નવ લાધે પાર. ૯૪
વાહાણુ છુટ્યાં જઈ તેહજ ગામ, કનકાવતી કર્યો વિશ્રામ;
એક મોહોલ ભાડે લીધો તહી, માલ સર્વ ઉતાર્યો જઈ. ૯૫
કમળસેન જઇ મળીઆ જાણ, ચુકવ્યું વાહાણુતણું ત્યાં દાણ;
માસ દોઢ થયો જેટલે, ચાવો* શેઠ થયો તેટલે. ૯૬
ગામ વણીક તણે ઘેર જાય, નિત્ય તે જાએ રાજસભાય;
બાગ બગીચે રમવા જાએ ઘણું, કામ કરે તે ગરીબોતણું. ૯૭

* જાગૃત; હોશિયાર; ચપળ.

શ્રીચંદ સર્વે વસ્ત વેચંત, પોતે જોઈએ તે વોહોરંત;
માસ પાંચ ત્યાં રહેતાં ગયા, વેચી વોહોરત નવરા થયા. ૯૮
કુંવર કહે શ્રીચંદ મન ધરો, એક વાત અમારી કરો;
કાગળ વાંચી એમ કીજીએ, જેહ મંગાવ્યું તે લીજીએ. ૯૯
પ્રેમરાજ નગરમાં ગયા, સહુ વાણોતર પૂઠે થયા;
વળી વસ્ત મગાવી જેહ, તે તો સઘળી લીધી તેહ. ૧૦૦
કાગળ માંહે જોયું કથી, સ્ત્રીચરિત્ર તો લીધું નથી;
જો વસ્ત નહીં લીજીએ એહ, તો ભાભી દૂભાશે તેહ. ૧૦૧
પ્રેમરાજ શ્રીચંદ એમ કરી, ઘણી વખારો પૂછે ફરી;
એટલે વણિક બીજો એમ ભણે, સ્ત્રીચરિત્ર કહું તમ કને. ૧૦૨
ધર્મ શેઠની વખારે હશે, સ્ત્રીચરિત્ર તમને આપશે;
માંહોમાંહે વણિક કહે એમ, એહ વાતનું કરવું કેમ. ૧૦૩
એક કહે બુદ્ધિમતિ વિસર્યો, સ્ત્રીનો વાહ્યો તું નીસર્યો;
ત્યાંથી પ્રેમરાજ ઉઠિયો, ધર્મ શેઠની વખારે ગયો. ૧૦૪
પ્રેમરાજ પધાર્યા જસે, ધર્મ શેઠ ઉઠી ઉભા તસે;
કોણ કારણ પધાર્યા તમો, વસ્ત જોઈએ તે આપું અમો. ૧૦૫
વળતો પ્રેમરાજ એમ ભણે, સ્ત્રી ચરિત્ર જોઇએ અમતણે;
સઘળે જોઇને આવ્યા અહીં, સ્ત્રી ચરિત્ર કંઇ પામ્યા નહીં. ૧૦૬
ધર્મ શેઠ વિચારે અસું, એને લોકે કીધું હસું;
એ મૂરખ છે શેઠ બાપડો, એનો સાથ સઘળો લાંપડો. ૧૦૭
ચરિત્ર લેવાની કરે છે હામ, તો તું મૂકેશ સઘળાં કામ;
તું તો બાળક નવ જાણે કળી, તમો જાઓ ઘેર પાછા વળી. ૧૦૮
ધર્મ શેઠ અમ વિનતી સુણો, ચરિત્ર લેવા આદર ઘણો;
તજું પ્રાણ વિષ ખાઉં વેર, લીધા વણ નવ જાઉં ઘેર. ૧૦૯
ધર્મ શેઠ કહે પ્રેમરાજ, એ લેવાનું છે તુજ કાજ;
ઉઠો બેસીએ જઈ એકાંત, પુરું મનની સઘળી ખાંત. ૧૧૧

## દોહરા.

ધર્મ શેઠે મન ધારીયું, મુરખ વણિકની જાત;
સ્ત્રીએ વાહ્યો મોકલ્યો, નહીં ખબર નહીં ભાંત. ૧૧૧

રાખ્યો પુરુષ એની સ્ત્રીએ, મેળવ્યું એસું મંન;
વાહાણ લેઈ વેળાવીઓ, અહીં આવ્યો લેવા ધંન. ૧૧૨
વ્યસની ધણી એની પ્રિયા, મુરખ સુઝે નહીં પેર;
સ્ત્રીચરિત્ર લેવા આવિયો, ત્યાં બેખટ બેસે ઘેર. ૧૧૩
શ્રીચંદ વાણોતર શેઠનો, તે મુરખનો સરદાર;
સર્વે મૂરખ ત્યાં મળ્યું, ઘેર બત્રીશ લક્ષણી નાર. ૧૧૪
ઉઠયા બે એકાંતસું, બેઠા મેડી માંહે;
પાન સોપારી એલચી, અત્તર અરગજા તાંહે. ૧૧૫

ચોપાઇ.

શેઠ કહે વાણોતર વાળ*, મારૂં વચન કહું તે પાળ;
છ મસવાડા† રહે ઘરબાર, સ્ત્રી ચરિત્ર આપું તે વાર. ૧૧૬
પ્રેમરાજ કહે તે એમ, વાણોતર પાછો વળે કેમ;
તે બુદ્ધિ આપો મૂજને, કે મોકલું કે રાખું કને. ૧૧૭
શેઠ કહે પ્રેમરાજ તૂં રહે, વાણોતરને એવું કહે;
જાત્રા કારણ જાઉં છું અમો, વસ્ત લેઈ પધારો તમો. ૧૧૮
મુજને પુરવે નેહજ હતો, કો આગળ હૂં ના કેહેતો;
ઇહાંથી ચાલો સહુએ કોય, સોયે સાથ અમારો હોય. ૧૧૯
એટલૂંજ કહિને વાળજે, મારે ઘેર વેહેલો આવજે;
કેશર કસ્તૂરી અગર કપૂર, ચૂઆ ચંપેલા તે અપૂર. ૧૨૦
એણીપેર પ્રીછવી પ્રેમરાજ, વાણોતર સંગાથે આજ;
ટીલી બીડાં આપ્યાં એહ, એમ કહીને ચાલ્યા બેહ. ૧૨૧
સહુ વાણોતર સાથે સાજ, ઉતારે આવી પ્રેમરાજ;
શ્રીચંદ કહ્યું અમારૂં કરો, વાત અમારી હૈડે ધરો. ૧૨૨
મુજને જાત્રાની આખડી, તેય તુજથી સરાડે ચડી;
એ જાત્રાનો મોટો પંથ, હરખે ઉમયા પૂજે કંથ. ૧૨૩
વળતો શ્રીચંદ્ર એણીપેર કહે, એહ વાત મુજ હૈડે દહે;
એકલા કેમ અહીં રહો છો તમો, ચાલો સાથે આવું અમો. ૧૨૪
તમને સોંપ્યા મુજ કર તેહ, જવાબ શો શેઠને દું દેહ‡;
તમને મૂકી જાશું અસું, માત તાતને કહેશું કસું. ૧૨૫

* પાછો મોકલ. † મહિના. ‡ આપીશ. દેઈશ.

### છપ્પા.

કહેશે પુત્રને એહ, દ્રવ્ય દેખી લલચાશો;
મારચો પુત્રને તેંહ, મોટી દીઠી બહુ માયા;
શેઠ મહાજન કે' સરવ, કારજ તેં કૂડો કીધો;
કે દાટચો ડુંગર માંહે, દરિયામાં નાખી દીધો;
સાસુ સસરો રૂપચંદ સહુ, થશી દે મુને સરવથા;
કો માને નહીં મુજ વાતડી, વેદ બોલું સર્વે વૃથા. ૧૨૬

### દોહરા.

એકલો જાઉં નગરમાં, સર્વે દે મુજ માર;
સાચી વાત માને નહીં,નહીં ઉભા (રહ્યા)નો ઠાર. ૧૨૭
બન્ને જોડે નીસરૂં, જઈએ ગામજ માંહે;
મા બાપને મળો નહીં,(પછી) જાત્રા જાજો ત્યાંહે. ૧૨૮

### ચોપાઈ.

તમ ઉપર છે માયા બહુ, તત્ક્ષણ પ્રાણ કાઢે તે સહુ;
પ્રેમરાજ કહે શ્રીચંદ, તું મારા ઘરનો છે ચંદ. ૧૨૯
સર્વ થાકો ધન વાહાલું જેહ, તે કર તાહારે સોંપું તેહ;
ધન ઘેર લઈ જાઓ તમો, પિતા નહીં દૂભાએ કમો. ૧૩૦
જો તમને લઈ જાઉં સાથ, તો વણસે સઘળી મીરાત*;
જો ધન ખોહી કીજે પેર, તો માત તાત ના માને ઘેર. ૧૩૧

### દોહરા.

ધન સઘળાથી વાહલું, ધનથી વાહાલું ન કોય;
પુત્ર પિતા વઢતા ફરે, પ્રાણ નિગમતાં જોય. ૧૩૨
આસ દશ ઓદર ધરે, દોહલે ઉછેરે જેહ;
પુત્ર તાત ધન કારણે, પિતાને મારે તેહ. ૧૩૩

### ચોપાઈ.

ધન કારણ સહુ બંધવ તજે, ધન કારણ ભૂંડાંને ભજે;
ધન કારણ સગાં સહુ મળે, દૂષણ સઘળાં ધનથી ટળે. ૧૩૪
ધને સહુકો દેતાં માન, ન જણાય કુળ ક્રિયા અવિજ્ઞાન;
ધને કરી સહુ આદર કરે, મધ વીખલ જીમ માંખી ફરે. ૧૩૫

---

* કામ.

ચંડાળ ઘેર જો લક્ષ્મી હોએ, તેને માન દીએ સહુ કોએ,
મુરખ ધનવંત ગુણ કરી જાણ, તેને સહુકો એણે તાણ. ૧૩૬
ધન પાખય* સહુ માએ થઇએ,ધને કરી રાઓ લગણ છીએ,
ધને કરી બે જાએ સો જોએ, ધને કરી બે જાએ સોએ. ૧૩૭
લે સ્ત્રી ગૌ હત્યાદિક પાપ, તોહે હાય ના છૂટે આપ,
અવગુણ ઢાંકે ધન તે ભલો, સનળાથી સ્ત્રીને વાહલો ૧૩૮
ધન ઘણુ લેઈ જાઓ તમો, દ્રવ્ય વિણ કોઇ ના માને કમો,
વળીવળી શ કહું દૃ ઘણૂ, ચાલો શ્રીચંદ હું એમ ભણૂ. ૧૩૯
કહે શ્રીચંદ હું ચાલુ તાત, કરૂં વાહાણ ભરૂ છ સાત,
માણક મોતી લીધા બહૂ, સોનું રૂપૂ કેતુ† કહું. ૧૪૦
જાત્રા ચાલો છો પરદેશ, રક્ષા કરો તમને માહેશ;
શ્રીચંદ કહે જાઉં હૂં અસ, તમો કાંઈ કાહાવો છો કસ. ૧૪૧
આ મોતી માતાને આપજો, પિતા બધુ મુદ્રડી થાપજો,
ભાભીને પટોળી ખરી, મિત્રને મેવા પેટી‡ ભરી. ૧૪૨
રત્ન જડિત ભરી કાચળી, સ્ત્રીને છાની આપજો વળી,
એ સ્ત્રી મુજ જીવન આધાર, મારે બીજુ નથી સંસાર ૧૪૩
જાત્રા મસે જોવા પરદેશ, સ્ત્રી ચરિત્ર લેતો આવેશ,
સર્વે વાત શીરોમણ હોય, રખે બિજૂ વળિ જાણે કોય. ૧૪૪
તમે સધાવો શ્રીચંદ જય હજો,પ્રણામ પ્રિયાને ઘણુ કેહેજો;
શ્રીચંદ વાણેતર ચાલીયા, પ્રેમરાજ થાનક આવીયા ૧૪૫
ઘટી ચાર રજની ગઈ જસેં, ધરમ શેઠ ઘેર આવ્યા તસેં,
સાથ મોકલી આવ્યા આજ, હવે શેઠ કરો અમ કાજ. ૧૪૬
માસ સાત ઘર રહો આપણે,પછી ચરિત્ર આપૂં તુજને;
વળી કહ્યુ અમારૂ કરો, રખે ઘર બાહેર નીસરો ૧૪૭
મારે ઘેર સંપત છે બહૂ, જે જોઈએ તે લેજો સહૂ,
કાંઈ લાજ મા કરશો તોએ, ધરમ પૂત્ર તૂ મારો હોએ. ૧૪૮
ચરિત્ર લેવા મોટી આશ, એમ કરતા ગયા બે માસ,
ત્રણ ચાર મામજ થયા પાચ, નાવે શેઠને ઊની આચ ૧૪૯
હાસ્યવિનોદ કરે અપાર, રમે વન વાડી જાએ બહાર;
એલે રમે ને ખેખટ કરે, સ્ત્રી ચરિત્ર ને મનમા ધરે ૧૫૦

---

* પાખી=વિના † કેટલુ ‡ અસલમા 'પેઈ' છે.

રમે સોગટાં નાંખે દાય, સ્ત્રીને જઈ કહે છે બાપ;
એકલો રહ્યો ધર્મ શેઠ પાસ, એમ કરતાં વીસાદશ માસ. ૧૫૧

દોહરા.

પ્રેમરાજ તવ એમ કહે, ધર્મશેઠ સુણ વાત;
દિવસ થયા ઘણેરડા, ચરિત્ર તો આપો તાત. ૧૫૨
ધર્મશેઠે વિચારીઊં, વાત વિમાસી એમ;
લખલીલા વેશ્યા કને, શીખણ મૂકૂં તેમ. ૧૫૩

છપ્પો.

લખલીલા વેશ્યા એવી, દ્રવ્યનો પાર ન આવે;
બેઠાં રહે મોહોલમા, દેશ પરદેશ ન જાવે;
સાઠ દાસીઓ સાથ, નીત દન રંગે રમતાં;
અવર પુરુષ નહીં પ્રીત,કરે ભોજન મન ગમતાં;
જાતે તો વેશ્યા સહી, વાહાણુ નિત્યે દરિએ ફરે;
પરપુરુષસું પ્રીતજ નહીં, એક રાજાસું પ્રીત કરે. ૧૫૪

દોહરા.

પંદર હજાર ઘર પાતરતણાં,તેમાં લખલીલા સરદાર;
વાત કરે શાહુકારની, રાયસું પ્રીત અપાર. ૧૫૫
ધર્મ શેઠે વિચારીયું, મૂકું લખલીલા ઘેર;
વિદ્યા શિખવે ચરિત્રની, પ્રેમરાજને પેર. ૧૫૬
અનેક પેર વિચારીઊં, બીજો નથી ઉપાય;
રથ બેસીને બેહુ જણા, લખલીલા ઘર જાય. ૧૫૭
સઘળી વેશ્યાથી વડી, દ્રવ્યતણો નહીં પાર;
દાસી સેવક ઘરે ઘણા, ગજ રથ તુરિ અપાર. ૧૫૮
ધર્મ શેઠ પ્રેમરાજને, આવતા દીઠા જેમ;
લખલીલા એમ ઓચરે, કહો પધાર્યા કેમ. ૧૫૯
આગતા સ્વાગતા કરી ઘણી,લવંગ સોપારી પાન;
કસ્તૂરી સોંધા* અરગજા, ત્રેહો વિધ મેલ્યું તાન. ૧૬૦
ચૂઆ ચંદન બાવના, પાથરણાં નાખ્યાં પાટ;
પ્રેમરાજ બેઠા સુખે, હરખે હિંડોળા ખાટ. ૧૬૧

---

* સુગંધવાળો એક પદાર્થ.

લખલીલા બોલી લળી, કહો કેમ પધાર્યા આંહે;
શું મ કામ મારૂં પડ્યું, વાત માંડી કહો તાંહે. ૧૬૨
ધર્મ શેઠ તવ એમ ભણે, વડો વણિક પ્રેમરાજ;
ચંદ્રાવતી નગરી વસે, સહી તમ સરખું કાજ. ૧૬૩
ઘેર સ્ત્રી છે એહતણે, રૂપવંત સુજાણ;
એ છે તેનો કંથડો, તે તેની જીવન પ્રાણ. ૧૬૪
સ્ત્રીચરિત્ર મંગાવીયું, લેવણ આવ્યો એહ;
લખલીલા તૂં આપજે, હું જાઊં છું ગેહ. ૧૬૫

ચોપાઈ.

લખલીલા એણીપેર કહે, માસ સાત તૂં અમ ઘેર રહે;
નીકળવા નહીં દેઉં લગાર, સ્ત્રીચરિત્ર આપૂં તે વાર. ૧૬૬
પ્રેમરાજ કહે રહેશું અમો, સ્ત્રીચરિત્ર આપોને તમો;
ધર્મ શેઠ ઊઠી ઘેર જાએ, પ્રેમરાજ બેઠો તેણે ઠાએ. ૧૬૭
લખલીલા કહેરે પ્રેમરાજ, સ્ત્રીનો વેષ ધરો કરૂં કાજ;
ખૂણામાં લેઈ ગઈ તહીં, દાસ દાસી સેવક જ્યાં નહીં. ૧૬૮
કપરા તમો જો ખાઓ સમ, સ્ત્રીચરિત્ર દેખાડું તમ;
જહાં જાઓ ત્યાં વેગે કરી, સાચું ના બોલો વિસ્તરી. ૧૬૯
સ્ત્રીચરિત્ર શીખવું અમે, કારજ સિદ્ધ કરોને તમે;
ત્યારે શેઠે ખાધા સમ, વાત કરૂં તો એસે કર્મ. ૧૭૦
માસ પાંચ રહ્યો ગુણકા ઘેર, પુરુષ વેષ ઊતાર્યો પેર;
ઝાલ ઝુમણાં મોતી ઘણાં, અતી રૂડાં પેહેર્યાં કાંકણાં. ૧૭૧
ઝળકે નેપૂર એકાવળ હાર, વિવિધના પેહેર્યા શણગાર;
તારુણી કાજ એટલૂં સહે, સ્ત્રી કારણ એમજ કરી રહે. ૧૭૨
પ્રેમરાજ વીમાસે અસે, સ્ત્રીચરિત્રજ કેવૂં હશે;
વિમાસતાં એમ જાએ દંન, ચિંતા વસે ના ભાવે અંન. ૧૭૩

છપ્પો.

ચિંતાવશ થયું ચંત, પેટ ભર અંન ન પાવે;
ચિંતાવશ થયું ચંત, નેક નિંદર નવ આવે;
ચિંતાવશ થયું ચંત, ઘર કાંઈ કામ ન સૂઝે;
ચિંતાવશ થયું ચંત, બેરાગ કાંઈ રાગ ના બૂઝે;

વળિ ચિંતાવશ જે નર થયો, દેહ શુદ્ધ ભૂલઈ ગઈ;
કહે વચ્છરાજ ચિંતા વડી, લોહી માંસ સુકયું સહી. ૧૭૪

## દોહરા.

ચિંતાવશ જે નર પડયો, શરીર સૂકી જાય;
નહીં ચિંતા નહીં આપદા, બાધર માણસ કે'વાય. ૧૭૫
શેઠે મંન વિચારિયું, એમ કરતાં બહુ દિન જાય;
સ્ત્રીચરિત્ર કેવું હશે, મને વિમાસણ થાય. ૧૭૬

## ચોપાઈ.

દંન જાય છે વારેવાર, આગળ શું થાશે કીરતાર;
વેશ્યાએ વીમાસ્યું મંન, સ્ત્રીચરિત્ર એ જોએ જંમ. ૧૭૭
દેખી પુરુષ મુરછાએ ઘણા, જાણે સ્વર્ગ તણી અપ્સરા;
નવ માસ એમ કરતાં ગયા, લખલીલા મન આવી દયા. ૧૭૮
હવે વાત વિમાસી તેહ, રાજદ્વારે આપું એહ;
લખલીલા કહે કુંવર એમ કરો,કારજ અમારૂં કાંઈ ચિત્ત ધરો. ૧૭૯
ઘણા દિવસ રાખ્યો તુજ ઘેર, ચરિત્ર તણી કરો તે પેર;
ત્યારે વેશ્યા કહે સુણો પ્રેમરાજ, પ્રાતઃકાળે કરૂં તુજ કાજ. ૧૮૦
પછી હુઓ પ્રભાત મન રંગ, લીધો કુંવર સ્ત્રીવેશ સુચંગ;
ઘરેણાં ગાંઠાં બહુ ધરી, રૂડી પેર શણગારજ કરી. ૧૮૧
જહાં મૂકૂં ત્યાં રહેજો તમો, તો સ્ત્રીચરિત્ર આપૂં અમો;
કાઢી ન આપશો પોતાની જાત, વેશ ઊતરે નહી દિન રાત. ૧૮૨
કાંઇ વસાણું નહીં સ્ત્રીચરિત્ર, ઘરમાંથી કાઢી આપૂં મિત્ર;
વેચાતૂં નવ મળે લગાર, નથી જમવો શીરો કંસાર. ૧૮૩
નહીં નહાવું ધોવૂં પવિત્ર, વિકટ છે એ સ્ત્રીચરિત્ર;
પછે રથ બેસી ચૌટા વચ ગયાં, રાજસભાએ જઈ ઊભાં રહ્યાં. ૧૮૪

## દોહરા.

રાજાતણી કચેરીએ, સભા ભરી સરદાર;
છત્રીશ કુળી રજપૂતસં, બેઠા રાહા દરબાર. ૧૮૫
પ્રધાન પંડિત શેઠજ સરવ, બેઠા વજીર ઉમરાવ;
નગરશેઠ નર ત્યાં ઘણા, એ વિધ બેઠા રાવ. ૧૮૬

લખલીલા ત્યાં આવીયાં, કીધાં આદરમાન;
કરી સલામ ઊભી રહી,ત્રાહો વિધ મેલ્યું તાન. ૧૮૭

ચોપાઈ.

કરજોડી લખલીલા કહે, સ્વામિ એક વિનતી મુજ લહે;
હું નહાવણ દરિયા તીરે ગઈ, તાહાં એક વાત અનેરી થઈ. ૧૮૮
પાણી માંહે પેસું જસે, વાહાણ પાંચ ત્યાં આવ્યાં તસે;
વણિક એક વાહાણમાં હતો, સઘળાંથી રૂડો દીસતો. ૧૮૯
તેય વાણીએ કીધું એહ, મુજ કર અબળા સોંપી તેહ;
અમો જાઉં છૂં ઘણે વિદેશ, વળતો આવીશ ત્યારે લેશ. ૧૯૦
એવૂં કહીને ચાલ્યો તેહ, મુજને વિમાસણ થઈ એહ;
ના પૂછી નાત ના પૂછ્યૂં ઘર,કશો ન આણ્યો મનમાં ડર. ૧૯૧
કહો બાઈ રહો છો આ ઠામ, વળી શૂં છે તમારૂં નામ;
નામ ગામ પૂછીને જાણુ, અહેને સોંપીને હાંક્યાં વાહાણ. ૧૯૨
શાહુકાર જાણી મૂકી આજ, મુજ ઘેર રહેતાં લાગે લાજ;
હું શાહુકાર પણ વેસ્યાનૂં ઘર,મુજ ઘેર જાય આવે બહુ નર. ૧૯૩
મુજ ઘેર લખ આવે લખ જાય,એવી થાપણ મેં નવ રખાય;
એહ ચરિત્ર જવ દેખે કુંઅર, તોહે મન નવ સમજે ભુઅર*. ૧૯૪
વેસ્યા રહી મનમાંહે હસે, હજી મુરખ એ કેમ બૂઝશે;
હવે સોંપ્યો મેં રાજદ્વાર, એમ વિમાસી કર્યો જોહાર. ૧૯૫
રાજા કર સોંપી વેશ્યા ગઈ, પ્રેમરાજ મન ચિંતા થઈ;
અરે કરતાર તેં એ શૂં કર્યું, મારૂં કામ એકે નવ સર્યું. ૧૯૬
અરે દૈવ તેં શું કર્યું એહ, હવે જીવવું નથી નિઃસંદેહ;
એક વાર જીવતો ઊગરૂં, તો એ વાત એવી નવ કરૂં. ૧૯૭
રાજા પૂછે સુણ કામિની, કોણ નગર તારૂં ભામિની;
ગદ ગદ કંઠ બોલાએ નહીં, નયણે નીર તવ ચાલ્યાં સહી. ૧૯૮
રોતી રહે અબળા સોય, તૂં બેટી અમારી હોય;
દાસી એક બોલાવી જસે, અંતે†એનેt મોકલાવી તસે. ૧૯૯
રાય કહે સુણ મંત્રી એમ, અતિ ઓરીમાં‡ રહેશે કેમ;
મુજ બેટા ઉદ્દત એહવા, મદનમસ્ત હસ્તી જેહવા. ૨૦૦

* મૂર્ખ-પ્રેમરાજને ગણિકા મૂર્ખ ગણે છે. † તે બાઈને-અર્થાત્ પ્રેમરાજને. ‡ જનાનામાં.

છપ્પો.

કલજગના દીકરા, વાત છાની નવ રાખે;
કલજગના કપૂત, કાકા કટમ ના ઝાંખે;
અતિ ઉદમાતા એહ, પારકી થાપણ રાખે;
કામદેવ વશ હોયે, નરક કોઇ નોખી નાંખે;
ભાંડુ આઈ વિધા કહે ઘણું, કહ્યું કોઈનૂં કોઈનવ કરે;
રાજા કહે કમુલ* અવતરે તે, બાપને મારે કે પોતે મરે. ૨૦૧

દોહરો.

રાજા કહે મંત્રી સુણો, મુજ નહીં રાખ્યાનું કામ;
શાહુકારતણી બેટડી, મેહેલું બીજે ઠામ. ૨૦૨

ચોપાઈ.

આણુ ના માને રાજાતણી, એહ વાતની ચિંતા ઘણી;
રૂપ દેખી બેટા રાયશે, થાપણ પારકી બણુસાડશે. ૨૦૩
કરજોડી મંત્રી એમ ભણે, રૂડી બુદ્ધ કહૂં તમ કને;
વેહેવારીઆ તેડાવો ઘણા, જેને વેપાર જલવટ તણા. ૨૦૪
સેવક મોકલી તેડયા સહૂ, તેમની સંપત કેયમ કરી કહૂં;
ગાંગા, ગોપી ને ગોવિંદ, મહાવામ, દસોદન, મૂલચંદ. ૨૦૫
શ્રીપતિ સામલ શૂરા જેહ, અનેક વાહાણાં પૂરે તેહ;
દેવક દેવા ને દેવરાજ, ધરમણ કરમણ ને ધનરાજ. ૨૦૬
ધીરા વીરા ને વીરપાળ, મહીચંદ રામચંદ શેઠ શગાળ;
તેજા વેજા સેજા સોયે, પેથા પ્રેમા પદમા હોયે. ૨૦૭
કીકા વીકા કેશવ તેહ, માલા માંડણ મેહેપા જેહ;
એવાં નામ વણિક છે બહૂ, સંક્ષેપે મેં કહ્યું આ સહૂ. ૨૦૮
વેહેવારીઆ મળી આવ્યા જેમ, જુહાર કરી સર્વ ઉભા તેમ;
સેવક તેડી આવ્યા આજ, સ્વામી શું અમ સરખું કાજ. ૨૦૯
બેઠા શેઠ સર્વ થીરતા થઈ, પાન સોપારી વેહેંચી સહી;
એક કામ તમારૂં અડ્યું, તે માટે બોલાવવું પડ્યું. ૨૧૦
માટે શેઠ નગરના ધણી, તમોને તેડાવ્યા અમભણી;
વાધો મોટા પડીઓ વીર, રાખો ગામ નામનું નીર. ૨૧૧

---

* કમુલ એટલે કમાલ અર્થ ધારીએ છીએ. એક કહેવત છે કે "કમાલ પૂત કોશીકે નહિ." તેપરથી એ શબ્દ હશે. કમાલ=કપૂત.

રાય કહે ચિંતા નવ કરો, હું કહું તે હૈયામાં ધરો;
વણિક એક પરદેશી હતો, વાહાણ પંથ પંચક રમતો. ૨૧૨
નગર ઢૂકડો આવ્યો જસે, લખલીલા તેણે દીઠી તસે;
લખલીલા નાહાવણ તવ ગઈ, તેણે તવ વેશ્યા નવ લહી. ૨૧૩
તેહ વણિકની આ સ્ત્રી જેહ, લખલીલા કર સોંપી તેહ;
તેણે કહ્યું હું જાઉં વિદેશ, વળતો આવીશ ત્યારે લેશ. ૨૧૪
તે વેશ્યાએ એવું કીધ, તે અબળા તાંહાં મુજકર દીધ;
શાહુકાર ગામ જાણી સોંપીયાં, રાજા પરજા ગરીબ ઓપીયાં. ૨૧૫
ગજા લંડ નહીં શાહુકાર, સત ચાલે પોતે વેહેવાર;
દેશ પરદેશે વાતજ થઈ, અધવચ તે સ્ત્રી સોંપી સહી. ૨૧૬
ગામ ઠામ નવ જુએ લગાર, સોંપી જાણીને શાહુકાર;
હવે એ વાતમાં બગાડજ થાય, તો તે ગરદન માર્યો જાય. ૨૧૭
ધર્મ શેઠ તો મનમાં હસે, બીજાને કૂડું નવ વસે;
લખલીલા શઠ જાણે વિધાન, વાત ના ચાલી ચોથે કાન*. ૨૧૮
મુજ અસી વિમાસણ પડી, સુંદર રૂપ વિધાતાએ ઘડી;
અમ પુત્ર આણ ના માને કશી, એ તો મારે પુત્રી જસી. ૨૧૯
માજન સહુ મળી કરો પેર, એ અબળાને લઈ જાઓ ઘેર;
માંહોમાંહે સહુ કહે એમ, એહ વાતનું કરીશું કેમ. ૨૨૦
સહૂ મળી વીમાસે એહ, ધના શેઠ ઘર મૂકો તેહ;
ધના શેઠ ધર્મ મન ધરે, દાન પુણ્ય તે ઘણુંએ કરે. ૨૨૧
ધનાંરે ઘરે ધના દેનાર, વિવિધ પુન્ય પાળે આચાર;
પુત્ર એક છે તેને ભલો, જાણે પંચાએણુ સીચલો. ૨૨૨
રઘુરાજ છે તેનું નામ, જલવટ તણું કરે તે કામ;
રસમંજરી તેની ભામિની, સુકુળ કહીએ તે કામિની. ૨૨૩
વરસ પાંચ થયાં ચાલ્યો તેહ, ચાર વાણોતર સાથે લેહ;
શેઠ ઘેર બીજો નથી કોએ, એને ઘેર નવ જાણે કોએ. ૨૨૪
રાજાએ વિમાસ્યું એમ, ધના શેઠને આપો તેમ;
રૂડી પેર એને રાખજો, કાંઈ દોહલું નવ દાખજો. ૨૨૫
જો થાપણ વણસશે પારકી, તો આપણ થઈએ નારકી;
અબલા વણસશે લવલેશ, તો ઘરબાર લૂટીને લેશ. ૨૨૬

* એટલે આ વાત પ્રેમરાજ, ધર્મ શેઠ ને લખલીલા ત્રણજ જાણે છે.

જો કાંઈ એને ચઢશે આળ, તોહે તમારી કાઢેશ ખાલ;
કાંઈ મન ક્રોધ ના દાખજો, રૂડી પેર એને રાખજો. ૨૨૭
મારે ધર્મે પુત્રી એ હવી, સઘળાથી વાહાલી તે હવી;
ખરચ લાગે એતું જેહ, ભંડારથી સૌ લેજો તેહ. ૨૨૮
ધન ધાન્ય સહુ લેજો તમો, જે જોઈએ તે આપું અમો;
ધનો શેઠ કહે રાજા સુણો, પ્રતાપ તાહરે પૈસો ઘણો. ૨૨૯
ધનો શેઠ અબળા લઈ જાય, રાજા ઘણું રળિયાતજ થાય;
પર થાપણ લઈ આવ્યા સહી, સ્ત્રી આગળ જઈ વાતજ કહી. ૨૩૦
પૂરવ કથા કહી તે ખરી, રાયે સાંપી આદર કરી;

## દોહરા.

સ્ત્રી કહે શેઠજ સુણો, આ શું કીધું કામ;
પારકી સ્ત્રી અહીં લાવીયા, હાલો કીધો હામ. ૨૩૧
ના નવ કહી રાજા કને, પારકી સ્ત્રી શી પેર;
આપણ કયમ રાખી શકું, ગરીબ આપણે ઘેર. ૨૩૨
એ સિંહતણાં બચડાં વળી, સખનો નોહે સાથ;
વાઘ પાંજરે ઘાલવો, આ શું કીધું નાથ. ૨૩૩
શેઠ કહે સુણ કામિની, સારી થાશે પેર;
શાહુકાર જાણી સોંપી તે, તેડી લાવ્યા ઘેર. ૨૩૪

## ચોપાઈ.

હવે સ્ત્રી એવું કીજીએ, વહૂ કને એને દીજીએ;
ત્રીજે માળ રહે છે તેહ, તે પાસે મૂકીજે એહ. ૨૩૫
વહુ આપણી ચતુરસુજાણ, પતિ વિયોગે કાઢે પ્રાણ;
દિવસ રેણી તન આવરે, અમાસ ચંદ્ર કળા જેમ ધરે. ૨૩૬
સહીઅેર કરીને મૂકે એહ, વહૂ સરસો ધરે સનેહ;
સારે પાસે સોગઠે રમે, રેણ દિવસ એ શું નિર્ગમે. ૨૩૭
સસરે વહુ તેડાવી જસે, આગળ આવી ઊભી તસે;
એ અબળા રૂડી છે જેહ, આપણા રાએ આપી છે તેહ. ૨૩૮
સહીઅર થઇ રહો બે જણી, રેણ દિવસ જાએ તમતણી;
રસમંજરી સસરાને કહે, એહ વાત મુજ અંગે દહે. ૨૩૯

તમ ઘેર અબળા આપી રાય, એહ વાત હૈડે ના સમાય;
કાંઇ વાત તમો નવ લહો, કારણ સહુ સસરાજી કહો. ૨૪૦
વણિક એક પરદેશી હતો, વિદેશે વાહાણે તે ચાલતો;
એ અબળા સ્ત્રી તેહેની હોએ,વેશ્યા કર દીધી તે સોએ. ૨૪૧
કહ્યું જાઉં છૂં ઘણું વિદેશ, મારી થાપણ વળતો લેશ;
લખલીલાએ કીધું એહ, રાજ દ્વારે આપી તેહ. ૨૪૨
રાયે તેડયો સઘળો સાથ, આદર કરી આપી મુજ હાથ;
એને કાંએ ચઢશે આળ, રાએ કહે હૂં કાઢેશ ખાલ. ૨૪૩
એવૂં કહીને આપી ઘેર, હવે વહૂજી કરવી પેર;
શેઠ ચંતા નવ કરશો તમો, મુજ કોટે એ બાંધી અમો. ૨૪૪
ખાપણ નહીં કંઈ આવે લગાર,નહીં વણસાડું નહીં ઘરબાર;
બે ભેળાં થઈરહેશું ત્યાંહે,એમ કહી લઇ ગઈ મોહોલ માંહે. ૨૪૫
સર્વ વાતનું હીરજ લેઈ, ત્રીજે માળે લેઈ ગઈ;
નચિંત થઈ સસરાને ઘણી, ચિંતા કરશી નહીં વાતજતણી. ૨૪૬
બત્રીશી રસોઈ ત્યાં કરી, બે આરોગ્યાં પેટજ ભરી;
હસે રમે લીલા કરતાં રહે, એક એકને અમૃત વેણ કહે. ૨૪૭
જાૂઆં સુવે ને ભેગું જમે, રમત ઘણી રામા બેહુ રમે;
રસમંજરી વિમાસે તેમ, ભારે હાથ લાગે છે કેમ. ૨૪૮
ચતૂર શેઠ ત્રીઆ વીશાલ, હૈડામાં પડીઓ છે ખ્યાલ;
હસતાં રમતાં દિવસે હોય, રસમંજરી નીહાળી જોય. ૨૪૯
ચતુર ચંતની ગુણ આગળી, નયણાં માંહે લીધો કળી;
રસમંજરી ચતુરસુજાણ, હવે તેહનું કરીશ વખાણ. ૨૫૦
પ્રેમરાજ દાવ સાચવે, રખે કાયા મુજ જાૂએ હવે;
બત્રીશ લક્ષણો મહા મનમંત, રસમંજરીનું ચોર્યું ચંત. ૨૫૧
બેહુને ઘણી થઈ છે પ્રીત, રૂડી રામા રાખે રીત;

દોહરા.

રસમંજરી રસ આગળી, વાસકવેણી વાન;
હરત વીસ રસાવલાં, જાણે પોયણ પાન. ૨૫૨
પૂનેમ રસ ભુરો ચાંદલો, મુખ ઓપમા છે જેહ;
મૃગનેણી રસાવળી, જાણે ઉનમો મેહ. ૨૫૩

નાસિકા કીર તો રસભરી, અધર બિંબ પરવાળ;
દાઢમ દંત રસીકમય, રસના અમીય રસાળ. ૨૫૪
રસિક શ્રવણુ સોહામણા, જેસાં પીપળ પાન;
કોકિલા સ્વરઆ ગળી, કરે તે મધુરાં ગાન. ૨૫૫
કનક રસ ભુજ શોભતાં, કુચ કઠણુ રસ અંબ;
કટી પંચાયણુ રસભરી, સુંદરતાકે ખંભ. ૨૫૬
ગંભીર નાભી તે રસ ભરી, જધ તો કદલી થંભ;
રસભરી હંસગતી ચાલતી, રસ શીરોમણી રંભ. ૨૫૭
મગફળી રસ આંગળી, પાંની અળતા રંગ;
દીસંતી જાણે પૂતળી, કરે તપેસર ભંગ. ૨૫૮
શીર સોહંતી રાખડી, ફૂલી ખીટલીયા માન;
મધ્ય ભાગ શેંથો શોભતો, ઝાલ ઝણૂકે કાન. ૨૫૯
નિલવટ ટીલી રતનમે, કંઠ એકાવળ હાર;
કાંકણુ ચૂડી કર ભલી, દશવિધ મુદ્રડી સાર. ૨૬૦
નાકે મોતી રૂડેરડાં, નયણે કાજળ માદ;
પાયે ઘુઘરડા ઢળકતા, ઝમકે નેપુર નાદ. ૨૬૧
કટી પતળી રૂડેરડી, કચુ પીરોજી વાન;
વેણી દંડ સોહામણી, ભમર ઢળકે કાન. ૨૬૨
મુખ તંબોળ તે અતિભલો, રૂડો તેહનો રંગ;
અંગે સ્વેદ પરિમલ ઘણો, મધુકર લુબ્ધ અનંગ. ૨૬૩
શ્રી અપુરવ ગોરડી, રસમંજરી તે નામ;
દેખંતાં તવ રીઝીયા, રસ ભરી પૂરણ કામ. ૨૬૪

ચોપાઈ.

રસમંજરી રસ આગળી જેહ, નયણે નિરખી લીધો તેહ;
બે જણ બેઠાં હીંડોળા ખાટ, કાચતણા ઢાળ્યા છે પાટ. ૨૬૫

છપ્પા.

રસમંજરી કહે વાત, મારા સમ બોલો સાચું;
રત ના રાખો કૂડ, કામ મને લાગે કાચું;
જૂઠે લાગે ઝાળ, માનો તમે વાતજ મારી;
શીખામણુ દેઉં શુદ્ધ, કામવશ કાયા તારી;

ભલી રીતે પ્રીતે બોલજો, વાત પૂછું તમને તહીં;
કહે વચ્છરાજ સ્ત્રી ઇમ વદે, સત પુરુષ કાહાવો સહી. ૨૬૬
દુઃખ સુખ દે કોય, વેશ પાલટ તે કીધો;
છળભેદે છળ સાર, લાયક લઘુવેશજ લીધો;
પટ્ટાણી નહીં તમો પ્રીત, સદા સુખના સોહાગી;
નહિ તમ સ્ત્રીની ગત, ત્રિયા વેશ કીજે ત્યાગી;
સાચું બોલો સહી તમે, એમાંથી અવગણ થશે;
રસમંજરી એમ સ્ત્રી વદે, સાચું કહો કે લાજ ન જશે. ૨૬૭

## ચોપાઈ.

મરે સખી સુણ સાચી વાત, મુજ આગળ તમે ભાગો ભ્રાંત;
ઈ જાત ના જાણે તાત, તૂં તો નિશ્ચે પુરુષની જાત. ૨૬૮
ચું કહે મુજ આગળ ખરૂં, નહીં તો શીશ કરેશ હૂં પરૂં;
વડાં હૂં પોકારીશ તેહ, કટકા સહસ્ર કરૂં તુજ દેહ. ૨૬૯
તો સાચી કહેની અસ્ત્ર, સ્ત્રીનો વેશ તેં લીધો કસ્યું;
રવ વાત કહેજે મને, નહિ તો મરણ આવ્યું તુજને. ૨૭૦
ચન સુણી કુંઅર હડબડયો,ધરણીઉપર મૂર્છા ખાઇ પડયો;
દ ગદ કંઠ બોલાએ નહીં, નયણે નીર તવ ચાલ્યાં વહી. ૨૭૧
તણું પ્રાણ ગયા તે પ્રાત, ઘડી બે ઘડી થયો ઓસાત;
વ ચરણે લાગ્યો કર ધરી, રાખ રાખ તૂં રસમંજરી. ૨૭૨
મજાપુત્ર શું કરે બાપડો, જાણે વાઘણ હાથે ચડયો;
જને દયા આવે ઊગરૂં, નહિ તો વણ ખૂટે હૂં મરૂં. ૨૭૩
ને તૂં દયા કરે મુજને, તો સર્વે કથા કહૂં તુજને;
રો કર મુજ મસ્તક દેય,તો કાંઇ વાત કહેવાય એહ. ૨૭૪
રણ અહીને રહ્યો એહ, થરથર ધ્રૂજે તેની દેહ;
ચન સુણીને ભય વાપીઓ, તેમ નારીએ હેડે ચાંપીઓ. ૨૭૫
સમંજરી કહે સુણ ભૂઅર, સ્થીર થઈને કહેને કુંવર;
હે કુંવર સુણ અબળા વાત, ચંદ્રાવતી નગરી વિખ્યાત. ૨૭૬
જ કરે ચંદ્રશેખર ભૂપ, રાણી ચંદ્રમાલા અનૂપ;
ંહાં સોમ શેઠ વણિકની જાત, તે તો મારો લાગે તાત. ૨૭૭

### છપ્પો.

વચન આલો મુજ હાથ, અંગ તમને દેખાડું;
વચન આલો મુજ હાથ, સ્ત્રીચરિત્ર શીખવાડું;
વચન આલો મુજ હાથ, ત્રીઆ થઇ હુંય તમારી;
દુભશો નહીં કંઈ મને, ભોગ ભોગવો નર નારી;
વચન આલ્યું તે શ્રીતણે, સજે સુખ ભોગવે સદા;
મન મળ્યું નર નારીઆં, નહિ ચિંતા નહીં આપદા. ૨૯૩

### ચોપાઈ.

ચતુર શીરોમણ રમતી જેમ, ભોગ ભોગવે સુરના સોય;
કરે ભોગ જે મનમાં ગમે, પ્રેમરાજ રસમંજરી રમે. ૨૯૪
રસમંજરી ગુણ કેમ કરી કહું, એનાં ચરિત્રનો પાર ન લહું;
હવે શ્રીચંદની કહે વિખ્યાત, માય બાપને શી કહી વાત. ૨૯૫
કનકાવતીથી શ્રીચંદ ગયો, ચંદ્રાવતીએ પોહોત્યો થયો;
વાહાણ સાત ત્યાં આણ્યાં જેહ, સોના રૂપાનો નહીં છેહ. ૨૯૬
સોમ શેઠ બેઠા સહુ સંગ, આવ્યાં સામા તે તો ઉમંગ;
શ્રીચંદને મળી પૂછયું તહીં, પ્રેમરાજ મુજ પુત્રજ કહીં. ૨૯૭
શ્રીચંદ કહે શેઠ સુણીએ વાત,જાત્રા કારણ ચાલ્યા પ્રેમરાજ;
કહે વાહાણ લેઈ જાઓ તમો, જાત્રા કરી આવીશું અમો. ૨૯૮
સોનું રૂપું દેખી ગંજીઓ, સોમ શેઠ મનમાં રંજીઓ;
શેઠ કહે શ્રીચંદ સુણ વાત, રખે કુંવરને કરે કોઈ ઘાત. ૨૯૯
શ્રીચંદ કહે રૂડો છે સાથ, મેં સોંપ્યો છે તેને હાથ;
કાંઈ દુઃખ મા ધરશો તમો, રૂડે સાથ સોંપ્યો છે અમો. ૩૦૦
સોમશેઠ મંદિર ભણી ગયા, દ્રવ્ય દેખી રળિયાતજ થયા;
માત તાત બંધવ મન ધરી, કુંવર આવશે જાત્રા કરી. ૩૦૧
જેણે વસ્ત મંગાવી જેહ, તો શ્રીચંદે આપી તેહ;
શ્રીચંદ મળવા એહેવું ગણી, પ્રેમરાજના સસરા ભણી. ૩૦૨
મેવા ભરી પેટી આગળ ધરી, પૂરવ કથા સંક્ષેપે કરી;
જાત્રા કારણ ગયા છે જેહ, માસ પાંચમાં આવશે તેહ. ૩૦૩
એવી વાત કરે છે જેમ, પ્રેમાવતીએ તેડાવ્યા તેમ;
મુક્તાફળની કાંચળી સાર, તે આપીને કર્યો જોહાર. ૩૦૪

તેને ચાર પુત્ર છે સોએ, સઘળાંથી હું નાહાનો હોએ;
કાંઇ વણુજ ના કીજે લગાર, ત્યારે માત પિતા દુઃખ ધરે અપાર. ૨૭૮
તેનું દુઃખ મેં લહ્યું અંબાર, વાહાણુ તો મેં પૂર્‌યાં ચાર;
ચાલણુ કેરી વેળા થઈ, મૂજ ત્રીઆ તો પીહેર ગઈ. ૨૭૯
તેહેને મળવા ગયા અમો, કહ્યું ત્રીચરિત્ર લાવજો તમો;
ત્રીચરિત્ર માગ્યું એણીએ, હું આવ્યો નગરી આણીએ. ૨૮૦
વરત સરવ હું ચીસર્‌યો, ત્રી ચરિત્ર લેવા નીસર્‌યો;
ફરતાં સમાચાર એવો લહ્યો, ધર્મશેઠ ઘેર આવી રહ્યો. ૨૮૧
શેઠ વચને વાણોતર સાથ, ઘેર મોકલી સઘળી મીરાત;
ધર્મ શેઠ ઘેર રહ્યો દશ માસ, તેણે મૂક્યો વેશ્યા પાસ. ૨૮૨
વેશ્યા નામ લખલીલા સોય, રૂપે જાણે રંભા હોય;
તે વેશ્યાએ કીધી પેર, નવ માસ ત્યાં રાખ્યો ઘેર. ૨૮૩
ત્રીરૂપે ત્યાં હું રાખીઓ, રાજા આગળ લેઈ દાખીઓ;
રાય આગળ જઈ કહ્યું એમ, થાપણુ પારકી રાખૂં કેમ. ૨૮૪
ધણી એહ અબળાનો જેહ, વાહાણે બેસી ચાલ્યો તેહ;
સ્નાન કરવા હું બેઠી જશે, મારે કર લઈ સોંપી તસે. ૨૮૫
વેશ્યા પાપણી એવી થઈ, રાજદ્વાર મેહેલીને ગઈ;
મારા મનમાં ચિંતા થઈ, વાઘની પેરે નિદ્રા ગઈ. ૨૮૬
પછી રાયજી કીધું જેહ, તમ સસરા કર સોંપી તેહ;
ભાગ્યે આવ્યો તારે શરણુ, પુણ્ય હતું તો પામ્યો ચરણ. ૨૮૭
એટલું દુઃખ શરીરે ધર્‌યું, તુજ દીઠે સઘળું વીસર્‌યું;
હું મૂરખ નવ લહીરે પેર, ચરિત્ર કાજ રવડાવ્યો ઘેર. ૨૮૮
મારે માથે પુન્યજ હતૂં, તો તમ ઘર પામ્યો છૂં છતું;
એ સહુ વાત તમો મન ધરો, તેમાં વિચાર અતીશે ખરો. ૨૮૯
રસમંજરી કહે પ્રેમરાજ, હવે પ્રીત કરો કરી સહુ કાજ;
વચન એક માંગું છું એહ, તમે મને [illegible] રો છેહ. ૨૯૦
કુંવર કહે હું પામ્યો ચરણ, જીવન [illegible], મરણુ તમારે શરણ;
વાર વાર તું સુણજે કરણુ, શરણુ [illegible] આવ્યો તેને નહીં મરણુ. ૨૯૧
એવાં વચન કુંઅરનાં સુણી, કા[illegible]દેયામાં રહો એવું ગણી;
મુરખપણું નવ જોયું આપ, [illegible] મંજરીએ સાહ્યો હાથ. ૨૯૨

છપ્પો.

વચન આલો મુજ હાથ, અંગ તમને દેખાડું;
વચન આલો મુજ હાથ, સ્ત્રીચરિત્ર શીખવાડું;
વચન આલો મુજ હાથ, સ્ત્રોઆ થઇ હુંય તમારી;
દુભશો નહીં કંઈ મને, ભોગ ભોગવો નર નારી;
વચન આલ્યું તે સ્ત્રીતણે, સજે સુખ ભોગવે સદા;
મન મળ્યું નર નારીઆં, નહિ ચિંતા નહીં આપદા. ૨૯૩

ચોપાઈ.

ચતુર શીરોમણ રમતી જેમ, ભોગ ભોગવે સુરના સોય;
કરે ભોગ જે મનમાં ગમે, પ્રેમરાજ રસમંજરી રમે. ૨૯૪
રસમંજરી ગુણ કેમ કરી કહું, એનાં ચરિત્રનો પાર ન લહું;
હવે શ્રીચંદની કહે વિખ્યાત, માય બાપને શી કહી વાત. ૨૯૫
કનકાવતીથી શ્રીચંદ ગયો, ચંદ્રાવતીએ પોહોત્યો થયો;
વાહાણ સાત ત્યાં આણ્યાં જેહ, સોના રૂપાનો નહીં છેહ. ૨૯૬
સોમ શેઠ બેટા સહુ સંગ, આવ્યાં સામા તે તો ઉમંગ;
શ્રીચંદને મળી પૂછ્યું તહીં, પ્રેમરાજ મુજ પુત્રજ કહીં. ૨૯૭
શ્રીચંદ કહે શેઠ સુણીએ વાત,જાત્રા કારણ ચાલ્યા પ્રેમરાજ;
કહે વાહાણ લેઈ જાઓ તમો, જાત્રા કરી આવીશું અમો. ૨૯૮
સોનું રૂપું દેખી ગંજીઓ, સોમ શેઠ મનમા રંજીઓ;
શેઠ કહે શ્રીચંદ સુણ વાત, રખે કુંવરને કરે કોઈ ઘાત. ૨૯૯
શ્રીચંદ કહે રૂડો છે સાથ, મેં સોંપ્યો છે તેને હાથ;
કાંઈ દુઃખ મા ધરશો તમો, રૂડે સાથ સોંપ્યો છે અમો. ૩૦૦
સોમશેઠ મંદિર ભણી ગયા, દ્રવ્ય દેખી રળિયાતજ થયા;
માત તાત બંધવ મન ધરી, કુંવર આવશે જાત્રા કરી. ૩૦૧
જેણે વસ્ત મંગાવી જેહ, તો શ્રીચંદે આપી તેહ;
શ્રીચંદ મળવા એહેવૂં ગણી, પ્રેમરાજના સસરા ભણી ૩૦૨
મેવા ભરી પેટી આગળ ધરી, પૂરવ કથા સંક્ષેપે કરી;
જાત્રા કારણ ગયા છે જેહ, માસ પાંચમાં આવશે તેહ. ૩૦૩
એવી વાત કરે છે જેમ, પ્રેમાવતીએ તેડાવ્યા તેમ;
મુક્તાફળની કાંચળી સાર, તે આપીને કર્યો જોહાર. ૩૦૪

પ્રેમાવતીએ દીધી આશીશ, શ્રીચંદ જીવો ક્રોડ વરીસ;
વાત પૂછું હું તાંહાં ઘણી, શેઠ નાવ્યા તે કેમ મુજ ભણી. ૩૦૫
જાત્રા કેરા લીધો છે વેશ, ચરિત્ર લેવા ગયા પરદેશ;
કનકાવતી નગરીમાં ગયા, શ્રીચરિત્ર ત્યાં નવ પામીયા. ૩૦૬
તમ ઊપર માયા છે ઘણી, ચરિત્ર કાજ મલાતમ ઘણી;
એવું સુણી પ્રેમાવતી કહે, શ્રીચંદ તું તો કાંઈ નવ લહે. ૩૦૭
હૂં જાણું છું રહ્યા તે જેહ, પરત્રિયાસું વલૂધ્યા તેહ;
સર્વે વાત જાણું છૂ હુંય, મુજને ભોડાડો છો સૂંય. ૩૦૮
મુજ ઊપર એની નથ મયા, ટળવળતી મૂકીને ગયા;
મુજને અવગણુ કરી ગયા જેહ, પરનારીસું રીઝયા તેહ. ૩૦૯
આ મુક્તાફળની કંચુકી કરી, જેશું વલૂધ્યો તેની ખરી;
તેનો ઉતાર હું સું લેશ, હવડાં ફાડી કટકા કરેશ. ૩૧૦
ભૂખ્યાં દિવસે નવ ભાવે ધાન, રેણી સમે ના ખાઉં પાન;
અમો સાંભળી એવી વાત, કનકાવતી નગરી વિખ્યાત. ૩૧૧
સામી નારી નથીરે અજાણ, રૂપવંતી એ ચતુરસુજાણ;
કામણુ મોહણુ જાણે જેહ, પુરુષ વશ કરી લે તેહ. ૩૧૨
હવે શ્રીચંદ કહો તે કરું, તમ વચન મુજ મસ્તક ધરૂં;
જાંહાં હોમ તે કૂશળ હજો, ચરિત્ર લઇ વેહેલા આવજો. ૩૧૩
એની રક્ષા કરજો માત, રક્ષા કરજો હળધર ભ્રાત;
એ જીવતા હશે જો જાત, તો મારે મન ઊચ્છંગની વાત. ૩૧૪

દોહરા.

શ્રીચંદ વળતો એમ કહે, સુણુ પ્રેમાવતી વાત;
માયા ન હોત તમઊપરે,તો ચરિત્ર લેવા ના જાત. ૩૧૫
નગર ફરી તે જોઇઊં, ના મળ્યું લવલેશ;
અમને તમ ભણી મોકલી, શેઠ વળ્યા પરદેશ. ૩૧૬

ચોપાઈ.

શ્રીચંદ કહે રેણી ગઇ ઘણી, આજ્ઞા દો જાઊં ઘર ભણી;
કાંઇ રીસ મનમાં ના ધરો, મીઠી વાત તમે તાંહાં કરો. ૩૧૭
મુક્તાફલ તણી કાંચળી, વારૂ અનોપમ દીસે વળી;
મને કહ્યું રૂડીપેર રાખજો, પ્રાણુપ્રિયાને તમો આપજો. ૩૧૮

મુજથી ક્ષણું અળગો ના થાય,પરસ્ત્રીયાસું કેમ મળે જાય;
એમ શેઠ ત્યાં એહેવો ધીર, પરનારીનો તે તો વીર. ૩૧૯
તેને એવું કાં તમો કહો, ભાભી કાંઈ તમે નવ લહો;
શ્રીચંદ મેહેતો જાણો ચતુર, તુજ સરખો નથી કો ભૂર. ૩૨૦
શેઠ સરખો વાણોતર હોય, સરખે સરખા મળીઆ સોય;
તાંહાંનો ખેમકુશળ કાહાવજો, એકવાર દીનપ્રતે આવજો. ૩૨૧
હા ભાભી કુશળ કાહાવસું, એકવાર દીન પ્રતે આવસું;
એટલું કહીને શ્રીચંદ ગયો, ઘેર આપણે પોહોંતો થયો. ૩૨૨
હવે કથા કહીશું એહ, પ્રેમરાજ રસમંજરી જેહ;
પ્રેમરાજ રસ પામ્યો સ્વાંત, બે જણાં રસમાં રમે એકાંત. ૩૨૩
આસન ભેદ સુંદરી શીખવે, રાત દિવસ એણીપેર નીગમે;
વિવિધ ભોગ ભોગવે વીસાલ, રસમંજરી ચતુર રીસાલ. ૩૨૪
રસભેર એ એણીપેર જાએ, એક વરસ એમ કરતાં થાએ;
પછે ખટ વરસે પતી આવ્યો તેહ,વાહાણાં નવ તાં સાથે લેહ ૩૨૫
સ્ત્રીનો પ્રેમ વધ્યો તેહને, ઘણી વરત આખડી જેહને;

## દોહરા.

રઘુરાજ તાંહાં આવીયો, લાવ્યો વાહાણ સુવાહાણ;
નવ વાહાણ પોતાતણાં, આવ્યો ચતુર સુજાણ. ૩૨૬
કસ્તૂરી કપૂર ને, સોનૂં રૂપું સર્વ;
જાયફલ જાવંત્રી ઘણી, એમ અશેખે દ્રવ્ય. ૩૨૭
કેશર ગુલાબ પારો ઘણો, કસુંબીના કોહાર;
લવંગ સોપારી લેખા વની,માહે ભરીયો કસબી તાર. ૩૨૮
વસ્ત્ર ભર્યાં વિધવીધનાં, માણુક મોતીના હાર;
પેટી ઘણી ઝવેરની, લાવ્યો માલ અપાર. ૩૨૯

## ચોપાઈ.

ટૂકડે આવી કીધી પેર, સમાચાર ત્યાં આવ્યો ઘેર;
ધનો શેઠ તાંહાં હરખ્યો અપાર, અતિ આનંદ થયો તે વાર. ૩૩૦
પીતા સામા જાએ જસે, રઘુરાજ ઘેર આવ્યા તસે;
માત તાત ભેટયાંજ રસાલ, તતક્ષણ પોહોંતા ત્રીજે માલ ૩૩૧

### દોહરા.

રસમંજરીએ જાણીઊ, પતિ આવ્યો નિજ ઘેર;
સાગાએ સ્ત્રી તેહને* કરી, સણુગાર સજાવ્યો પેર. ૩૩૨
અધીક આભૂષણુ ધર્યાં, પ્રીતે ચાવ્યાં પાન;
અધીક રસમંજરી થકી (કરી), ત્રીઆએ મેલ્યૂં તાન. ૩૩૩
બેઠી અબળા બારીએ, ભે નવ રાખશો લગાર;
બેઠાં બે એકાંતસું, ક્ષણું ના લાગી વાર. ૩૩૪
શેઠ આપણુને શૂં કરે, આંખે જૂએ એમ;
ઊની આંચ આવે નહીં, તમને રતી તે તેમ. ૩૩૫

### ચોપાઈ.

શેઠ થયો છે કામાતૂર, મળીઆં પ્રેમદા તાંહાં ભરપૂર;
બન્નો જણુ બેઠાં એકાંત, ભાગી વિદેશ કેરી ભ્રાંત. ૩૩૬
વાત કરી ત્યાં મનડા તણી, મેહેલી વસ્ત બહૂ તે તણી;
સાળુ જરી મોતીના હાર, હીરા જડિત્ર મોંઘાં અપાર. ૩૩૭
જરી પટોલાં ચીરની જાત, છીટ રેશમી મોંઘી ભાત;
રતન જડિત્ર કંચુઓ તેહ, મેહેલ્યાં સુખ આગળ જઈ તેહ. ૩૩૮
દર્પણુ તકતા મોંઘા ઘણા, બીલોરી કાચ થાળ નહીં મણા;
સર્વ જોઈ રળિયાતજ થઈ, આલિંગન દીધું તે સહી. ૩૩૯
વાતો કરતાં વીતી રાત, પ્રેમે તાહાં થયૂં પરભાત;
દાતણુ દાન કર્યું ભોજન, બે જણુ બેસી જમીઆં અંન. ૩૪૦
રસમંજરી ને શેઠે જેહ, સોના સોગઠાં માંડયાં તેહ;
રઘુરાજ ને રસમંજરી, ત્રીજી અબલા તાંહાં આવી ફરી. ૩૪૧
સાચૂં કહે નારી તૂં સોએ, એ અબલા તે કેની હોએ;
સાચૂં બોલ તું સુંદરી આજ, આ અબલા આવી કોણુ કાજ. ૩૪૨
નારી થાપણુ આ સ્ત્રી જેહ, આપણે મંદીર મૂકી તેહ;
માંડી કહી થઈ વાતજ ઘણી, પરભાતે તાંહાં સોપૂં ધણી. ૩૪૩
રઘુરાજ કહે સુણુ કામિની, અતી અનોપમ એ ભામિની;
એવી વાત કરે છે જેમ, કુંવરને નિદ્રા આવી તેમ. ૩૪૪

* પ્રેમરાજને.

### દોહરા.

રસમંજરીએ વીચાર્યું, સૂતો નચિંતજ હોઈ;
વાતજ માંડી દલ વિષે, મારૂં એહેને જઈ. ૩૪૫
લીધો.છરો વેગે કરી, તાહા શેઠજ પૂછે વાત;
શું કરેશો રસમંજરી, અમે કરી અખિઆત. ૩૪૬
પ્રેમદા કહે શેઠજ સુણો, એને મારૂં આજ;
સ્રીચરિત્ર તમને આપવૂ, કરવું તમારૂં કાજ. ૩૪૭
બીહીશો મા કો અમથકી, જૂઓ રાખી નયણે નેહ;
ચમકી જશો ના ચંતથી, થશો ના કાયર તેહ. ૩૪૮

### ચોપાઈ.

રસમંજરી વીચારે એમ, કે મારૂં કે રાખું કેમ;
એવો મનમાં કરી વિચાર, તત્ક્ષણ તો મારૂં ભરથાર. ૩૪૯
એમ કહી હૈયામા હસી, શીશ શેઠનું વાઢયું ધસી;
નિદ્રામાં તે નિદ્રા થઈ, કોઈથી કાઈ બીહીશો નહીં. ૩૫૦.

### છપ્પા.

સ્રીચરિત્ર જો કરે, તો વાધને બાથ નાખે,
સ્રીચરિત્ર જો કરે, મરદ ગાડો કરી રાખે;
સ્રીચરિત્ર જો કરે, નાંગની મણીજ લેવે;
સ્રીચરિત્ર જો કરે, દામ બદામ ન દેવે;
જો સ્રી ચરિત્ર ધારે સહી, લજ્જા કોની નવ ધરે;
કોઇયિકી તે ડરે નહી, જૂઠૂ બોલીને સમુદરવ તરે. ૩૫૧
સ્રીચરિત્ર જો કરે, મરદ કઈ મોટા મારે;
સ્રીચરિત્ર જો કરે, વાદ કરતાં નવ હારે;
સ્રીચરિત્ર જો કરે, મમતિના મમત મૂકાવે;
સ્રીચરિત્ર જો કરે, ચતુરની ચોટ ચૂકાવે;
સ્રી ચરિત્ર તો એવુ કરે, જીવ જૂજવા નહીં જદા;
કથ મારતાં વાર લાગે નહી, તેને શી ચિંતા કે આપદા. ૩૫૨

હમણાં ગરજે કરશું એમ, પ્રેમરાજ કંઈ ચહસ્યે તેમ;
સસરાને હું કહીશ એમ, હવે આપણુ કરીશું કેમ. ૩૭૯
હવે આપણે છવત વીસર્યું, પુત્ર તમારે એહેવૂં કરયૂં;
રાજાની થાપણુ હૂતી જેહ, તે અબળા લેઈ ગયા તેહ. ૩૮૦
એવૂં કહી રસમંજરી ગઈ, વેશ્યા મન અચંબે થઈ;
જોબન ચતુરાઈએ ગુણુ ભરી, ધન ધન ચતુર તૂં રસમંજરી. ૩૮૧
સ્ત્રીચરિત્રની વિદ્યા કરી, ત્રીજે માળ પોહોતી સૂંદરી;
ના જાણે દાસી ના જાણે દાસ, રસમંજરીએ નાંખ્યો પાસ. ૩૮૨
પાછલી રાત રહી ઘડી ચાર, તે વેળા આવી નીરધાર;
પોતાના પતિને માર્યો જેહ, કારણુ કો નવ જાણે તેહ. ૩૮૩
સ્ત્રીતણાં ચરિત્ર તો વિસ્તરે, તોડે લટ નયણુ જલ ભરે;
નાંખે અંગ તણા શણુગાર, કરે શબ્દ કાંહાં ગયો ભરથાર. ૩૮૪
અકલ પણે બહુ ચાલે સ્વેદ, કોઈ નવ જાણે તેહેનો ભેદ;
નખે કરી વલૂરે દેહ, તેનો કોઈ ના જાણે છેહ. ૩૮૫
હાથે કરી કરે તન ઘાત, એમ કરંતાં થયો પ્રભાત;
હાથે સાટકા માર્યા તાંહે, શરીર સંકોચ્યું તે જાંહે. ૩૮૬

## પૂર્વછાયા.

ધન શેઠ ધન છે સ્ત્રિયા, બેહુ વિમાસે એમ;
ઘડી ચાર દિવસ ચઢેયો, પુત્ર ના ઊઠયો કેમ. ૩૮૭
વાહાણુતણી વસ્તૂ વણુસશે, છેય પરાયેરે હાથ;
સૂતો પુત્ર ઉઠાડીએ, ચાલો જઈએ સાથ. ૩૮૮

## ચોપાઈ.

એવડી વાત વિમાસે જસે, ત્રીજે માળે પોહોત્યા તસે;
પુત્ર તહાં નવ દીઠો જેહ, રૂદન કરે વહુ બેઠાં તેહ. ૩૮૯
અનેક પ્રકારે વિલાપે ઘણું, અંગ પછાડે તે આપણું;
તન મન જિવડો જહાં છે જાર, કરે ચરિત્ર ના લાધે પાર. ૩૯૦

## છપ્પો.

પાતર ઘર પ્રેમરાજ, ત્રિયા મન ચોંટયું તાંહે;
અહીં રૂદન કરે રીઝનાં, પ્રેમ વળગ્યો ઘટમાંહે;

સ્ત્રીનાં ચરિત્ર અપાર, કોઈ તે રતિ ના જાણે;
ઘરઘરીઓ ધનરાજ, કુંવર નવ દીઠો વાહાણે;
મોહોલ સરવ શોધી વળ્યા, કુંવર મેહેલ દીઠો નહીં;
સ્ત્રીચરિત્રની આગળે, શેઠ શોધી કાઢે કહીં. ૩૯૧

ચોપાઈ.

ધનો શેઠ ધન સ્ત્રી છે નાર, વહુ કને પૂછે વીચાર;
પૂછે પુત્રે વહુ દૂબ્યાં અસૂ, અંગ પછાડો કારણ કસૂં. ૩૯૨
વહુ કહે સસરાજી સુણો, પુત્ર તમારો ચંચળ ઘણો;
મુજને નિંદ્રા વ્યાપી જસે, તે અબળા ઊઠાડી તસે. ૩૯૩
વેહેરણ નિંદ્રા વેહેરી હોઈ, તારે બુદ્ધ વિચારી જોઈ;
રાયની થાપણ અબળા જેહ, તેને કાઢી લઈ ગયા તેહ. ૩૯૪
પિયુના ગુણ કેમ કહું કથી, હવે આપણું જીવતર નથી;
હું અબળા નવ જાણું મરમ, તમારે પુત્રે કીધું કરમ. ૩૯૫
સઘળી વાતનૂં કહિને હેત, ધરણી ઢળીને થઈ અચેત;
ઘડિ બેએ તવ મૂર્છા વળી, રૂદન કરંતી ના રહે ઘડી. ૩૯૬

દોહરા.

ખોળા પાથરી કરગરે, તમે આ શૂં કીધૂં કંથ;
લાજ લગાડી લોકમાં, ચતુરનૂં બૂડ્યું ચંત. ૩૯૭
હું આ વાત ન જાણતી, રાત ના તેડત આંહે;
રેણી રેહેત દાદા ઘરે, તમે નિશા ન દેખત તાંહે. ૩૯૮
પાંચ વરસે આવીયા, હું જોતીતી વાટ;
અબળા દીઠી રૂપડી, ઘડ્યો હૈયામાં ઘાટ. ૩૯૯
અબલા દીઠી રંભા સમી, મુજ મુખ ના જોયું તેમ;
હું તો ભરમે ભૂલી પડી, સુખે કાઢી ગયા એમ. ૪૦૦
મેં જાણ્યું મન આહરે, રીસાણો ભરથાર;
પરભાતે મનાવશું, (આ તો) કાઢી લેઈ ગયા નાર. ૪૦૧
કહો દાઘ શૂં કીજીએ, રૂદન કરૂં હૂં રાત;
કાર વેપાર સર્વે ગયો, જગ જણાવી જાત. ૪૦૨
શાહુકાર ઘર સાંભળ્યૂં, જુવતી મેલી જોડ;
કશી વાતે નહીં આંતરો, નહીં ખાંપણ કે ખોડ. ૪૦૩

જવાબ શો દેશો રાજને, શું ભોગવશું સુખ;
ધણી એહનો આવશે, શું દેખાડશો મુખ. ૪૦૪
મેહેલ વેચાશે તમતણા, લુટાશે ઘણું ધંન;
નહીં એકી વાતે છુટકો, દુઃખ દેશે રાજંન. ૪૦૫
એકે સુઝ પડતી નથી, હું રોતીતી દ્વાર;
કાઢી લઈ ગયા કામિની, જીવત રેહેજો નરનાર. ૪૦૬

## ચોપાઈ.

ધનો શેઠ વીચારે અસુ, શેઈ ગયો તે કારણ કર્યું;
ઔચરિત્રની માંડી વાત, ધને શેઠે માન્યું સાક્ષાત. ૪૦૭
માસ્યો સ્ત્રીએ બાળક શેઠ, પગલું નવ જડસું રજ હેઠ;
કવણ પાપ તે કીધું ખરૂં, મુજ બેટાથી કારજ નવ સર્યું. ૪૦૮
તું અવતસ્યો અમારે સુત્ર, આમ દુઃખ દેવા આવ્યો પુત્ર;
મુજ દુઃખ દેવા આવ્યો આંએ, સાગરમાં નવ બુડયો કાંએ. ૪૦૯
વહુ કહે સસરાજી સુણો, હવે તમો મન વાળી ગણો;
કાંઈ દુઃખ તમે નવ ધરો, વાહાણું દ્રવ્ય ઘેર આણી ભરો. ૪૧૦
એહ વાત વીસારો પરી, રખે વાત કોઈ જાણે ખરી;
પૂછે તેને એવું કહો, અમ બેટો રીસાવી રહ્યો. ૪૧૧
હવે જીવ ખૂએ નથી ખરૂં, એમ કરતાં આપણુ ઊગરૂં;
સસરો કહે વહુ દુઃખીઓ હુંય, સુકુલની સતવતી તુંય. ૪૧૨
દિન દિન તારા પૂજું પાય,તજને કળીનો નવ લાગ્યો વાય;
સસરો સાસુ ત્રીજી વહુ, ઘરમાં આવી બેઠાં સહુ. ૪૧૩
ધનો શેઠ ઉઠિ બાહેર ગયો, સાહેર તીરે પોહોતો થયો;
વાહાણ તણો દ્રવ્ય ઘણો આણીયો,ઘણું કષ્ટ સહે છે વાણીયો. ૪૧૪
દુઃખતણો નવ લાધે પાર, હવે શું થાશે કરતાર;
જાણે દ્રવ્ય સાહેરમાં તરે, શેઠતણે ઘેર રિદ્ધજ ભરે. ૪૧૫
સોસ કરે જહાં લગ સાસ, એમ કરતાં ચાલ્યો એક માસ;
મહિનો મુસારો વાણોતર જેહ, સહુ સહુને ચૂકવીજ તેહ. ૪૧૬
જેના જીવ નોતા જાજવા, તે વાણોતરને વીછોહ હુવા;
એક કહે વીધન થયું પરં, બીજો કહે કાંઈ નહીં પાધરું. ૪૧૭

ત્રીજો કહે ઘણે દન આવીયો, ચોથો કહે નિધાને ભાવીયો;
પાંચમો કહે એ નવ રહે ઘેર, છઠ્ઠો કહે શી થઈ હશે પેર. ૪૧૮
સાતમો કહે ભલો રઘુરાજ, આલે મેલે ઘણું કરે કાજ;
નોમો કહે એનો શો વિસ્તાર, દશમો કહે નહીં મજો સંસાર. ૪૧૯
એમ વાણોતર વાતો કરે, ધનો શેઠ સહુ મનમાં ધરે;
હસતા રમતા ગયા સહુ ઘેર, હવે એ સ્ત્રીની શી થઈ પેર. ૪૨૦

## દોહરા.

(લખ)લીલા કહે પ્રેમરાજ સુણ, વિમાસ ન મોટી આશ;
(પછે) હરખ ભર્યાં ઊતાવળાં, આવ્યાં રાજા પાસ. ૪૨૧
વેશ્યા રાજા પે કહે, સુણુ હો સ્વામિ નરેશ;
થાપણનો ધણિ પ્રેમરાજ, ગયો હતો પરદેશ. ૪૨૨
સાહેર નાહાવા હૂં ગઈ, મુજસૂ સોંપી થાપ;
મેં આપી તમ હાથમાં, તે સ્ત્રી એની આપ. ૪૨૩
હૂં શાહુકાર પણ વેશ્યા થઈ, ના રહે મારે ઘેર;
મેં સોંપી તમને સહી, પ્રેમદા આલો પેર. ૪૨૪
તે ભામિનીનો એ ધણી, એનૂં નામ પ્રેમરાજ;
હૂં જાઊં ઘર માહરે, એનૂં કરજો કાજ. ૪૨૫

## ચોપાઈ.

એમ કહી લખલીલા ગઈ, મનમાંહે ઘણું હરખિત થઈ;
રાય કહે સુણો પ્રેમરાજ, હાવભાવ બહુ કીધો આજ. ૪૨૬
રાખ્યો આઠ દિવસ તે ધામ, કચેરિએ આવે તે ઠામ;
આગતા સ્વાગતા કીધી ઘણી, રાજાએ પ્રેમરાજજ તણી. ૪૨૭
રાજાએ પૂછ્યૂં ત્યાં જાણ, કાંહાં ગયાં તમારાં વાહાણ;
વાહાણ સાત ગામ મુજ ગયાં, સ્ત્રી લેવાને અમો આવીયા. ૪૨૮
સાથે તમ વાણોતર નથી, તે કારણ કહોને મુજ કથી;
શૂં ખરચ રાખું અમતણે, અહિં શી કરવી છે મોટમપણે. ૪૨૯
વાણોતર સાથે છે વાહાણ, ચાલી ગયા નૌકાનું ન દે દાણ;
અમો એકલા અહીં રહ્યા અસુ, સ્ત્રી લઈને ઘેરજ જસું. ૪૩૦

દોહરા.

રાજા કહે સુણુ પ્રેમરાજ, હૂં પૂછૂં છૂં આજ;
સાથે સ્ત્રી લઈ નીકળ્યા, તે શૂં પડ્યુંતું કાજ. ૪૩૧
શેઠજ વળનો બોલીયો, સાંભળ રાજા એમ;
ત્રિઆ સાથે બોલવું પડ્યું, અમો જળવટ નીકળ્યા જેમ. ૪૩૨
એક વડો વાણોતર વાણીયો, તેની પરણ્યા કન્યાય;
એક ભાઈ હતો સ્ત્રી તણે, નથી બાપ ને માય. ૪૩૩
તે વણિક આવ્યો વાહાણમાં, ત્રિઆ રહે કેને ઘેર;
શાહુકાર જાણી સોંપીયાં, લખલીલાની પેર. ૪૩૪
ઘેર મોકલીએ ગુણ આગળી, નહીં દીઠો મોહોલ ને ગામ;
સોકનું સાલ ઘણું નડે, માટે મૂકી તમારે ધામ. ૪૩૫

ચોપાઈ.

રાજાએ વાત માની નીરધાર, તેડાવ્યો ત્યાં શેઠજ તાર;
મુખ ઊડી ગયૂં મુખ રંગ, શેઠતણો ભાગ્યો ઊમંગ. ૪૩૬
ચાલણુ સજાઈ કીધી જસે, ધનો શેઠ તેડાવ્યો તસે;
તે શેઠ આવ્યો સભા મુઝાર, રાજાને જઈ કીધો જુહાર. ૪૩૭
રાય કહે સાંભળો ધનરાજ, તે અબળા અહીં લાવો આજ;
ધર્મ પુત્રી અમારી ખરી, રૂડી સજાઈ આપૂં કરી. ૪૩૮
જમાઈ ભલો એ ધનરાજ, થાપણનો ધણી પ્રેમરાજ;
શેઠ કહે સુણો તમે રાય, એક વચન મુજ કરો પસાય. ૪૩૯
પ્રેમરાજ છે નર અતિ ભલો, મારા ઘર લગણ મોકલો;
મેં રાખી છે પુત્રી કરી, તે ઊપર મુજ માયા ખરી. ૪૪૦
તે માટે જમાઈ પ્રેમરાજ, રૂડી પેર ચલાવૂં આજ;
બે દિન રાખૂં મારે ઘેર, કરૂં સજાઈ રૂડી પેર. ૪૪૧
નરપતિ વચને તેડી ગયો, ઘેર આપણે પોહોતો થયો;
મનમાંહે અતિ ચિંતા થઈ, વ્યાઘ્રની પેરે નિદ્રા ગઈ. ૪૪૨
મનમાંહે આવરજન કરે, પ્રેમરાજ મન હરખજ ધરે;
પ્રેમરાજ તવ પૂછે વાત, વસ્ત અમારી કાં છે તાત. ૪૪૩
મુજ સ્ત્રી છે શૂં તમ ઘેર, તે તો મુજને કોહોની પેર;
દિવસ ચાર આંહાં રેહેતાં થયા, નવ દેખૂં હૂં મારી ત્રિયા. ૪૪૪

થાપણ વેશ્યા કને માગેશ, રાજા આગળ લઇ રાખેશ;
એવી વાત કુંવર ઓઠવો, રસમંજરીએ રાતે શીખવ્યો. ૪૪૫
શેઠ તમો કીધૂ એ શું કાજ, એમ કહી ઊઠયો પ્રેમરાજ;
ધને શેઠ જઇ બાંહે ધરયો, પ્રેમરાજ તૂં છે ગુણ ભરયો. ૪૪૬
ચતુર તૂં વીચારી જોએ, લાજ ભરયો તૂં દીઠો સોએ;
તારૂં ચિત્ત જેમ માને ખરૂં, તે અબળા તુજ દૃષ્ટે કરૂં. ૪૪૭
પ્રેમરાજ મનાવ્યા જસે, વહૂ કને શેઠ આવ્યા તસે;
વહૂ તમો મુને મત દો ખરી, પ્રેમરાજ માનશે કેમ કરી. ૪૪૮
વચન એક સસરાજી કરો, જઇ વેશ્યા પાસે મુસ્તક ધરો;
એણે થાપણ સોંપી વેશ્યા હાથ,તે કાઇ કહેશે બુદ્ધિ આથ. ૪૪૯
વચન સુણી વણિક તે ગયો, વેશ્યાને ઘેર પોહોતો થયો;
વેશ્યા કહે અહો ધર્મરાજ, એવડું શ્ર અમ સરખૂં કાજ. ૪૫૦
શેઠ કહે લખલીલા એમ કરો, વચન અમ રૂં ચિત્તમાં ધરો;
તુજ ઘેર અબલા થાપણ જેહ, તેં રાજા ઘેર સોંપી તેહ. ૪૫૧
એ રાજાએ મુને આપી સોય, વસ્ત એહ મેં રાખી તોય;
મુજ બેટો ચઢયો તો વાહાણ, ખટ વરસે આવ્યો તે જાણ. ૪૫૨
તેણે પાપીએ કીધૂં એમ, લઇ ગયો થાપણ કરૂં હવે કેમ;
જે તૂં વચન કહે તે કરૂં, તૂં રાખે તો હૂં ઊગરૂં. ૪૫૩

## છપ્પા.

વાંકા થયા તે ગ્રેહ, પુત્ર પોતાનો મારયો;
દિન વાંકા થયા ગ્રેહ, સ્ત્રિયા ઘેર કારજ સારયો;
દિન વાંકા થયા ગ્રેહ, વેશ્યા ઘેર પગે લગાયો;
દિન વાંકા થયા ગ્રેહ, સસરા સાસુને ભમાયો;
જબ વાંકા ગ્રેહે થયા વણિકના, રીઝે વંશ ખોયો તવે;
ઘર ઉજડ કરી નારી જશે, જન્મ ઓશિયાળો જોગવે. ૪૫૪
ધન ઘણૂં હોય ધાન, મમત પોતાનો મડે;
ધન ઘણૂ હોય ધાન, છેક હદે બૂધ છડે;
ધન ઘણૂ હોય ધાન, કુળ બોળે ને મારે;
ન ગણે કોને લેખામાંય, કટમને કાંઈ ના ઠારે;

જો ધન ધાન હોયે ઘણું, (પણ) સતી સલક્ષણી નવ રહે;
જોર દાખવે જાતનું, કંઇ મૂલ કાઢે ને વાઢે વહે. ૪૫૫

પૂર્વ છાયા.

પ્રીત ઘણીપેરે થઈતી, (પણ) માર્યો શેઠ કુમાર;
૭ વરસે એક રેણી રહ્યો, પેહેલી પ્રીત ના રહી લગાર. ૪૫૬
સસરો વેશ્યા પગે લગાડીઓ, એવી નમેરી નાર;
એમાં નથી કોઇ જાણતું, સ્ત્રીનાં ચરિત્ર અપાર. ૪૫૭

ચોપાઈ.

મારે ઘેર પધારો તમો, તમ શીખામણ કરશું અમો;
વાર મા લાવો આવો આજ, થાપણ ઘણી સમજે પ્રેમરાજ. ૪૫૮
વાત સઘળી મનમાં ધરો, કો આગળ કથની રખે કરો;
વેશ્યા ઊઠી કીધી પેર, વેગે આવ્યાં શેઠને ઘેર. ૪૫૯
વેશ્યા ધના શેઠ બેહુ મળી, અનેક બુદ્ધે જોયું કળી;
પ્રેમરાજને પ્રીછવી કરી, પરઠયું અપાવે રસમંજરી. ૪૬૦
સખલીલા વણિક બેહુ જેહ, રસમંજરી કને આવ્યાં તેહ;
શેઠ કહે વહુઅર ચિત્ત ધરો, એક વચન અમારૂં કરો. ૪૬૧
બુદ્ધિએ કરી કહીએ જેમ, પ્રેમરાજ હવે સમજે કેમ;
માનજો સાચું કહું છું ખરૂં, તું રાખે તો અમે ઊગરૂં. ૪૬૨
તારે કરજોડી રસમંજરી કહે, તમ પુત્ર મુજ અંગે દહે;
મુજને આપે થાશે તમ કાજ, તો તાંહાં તમો કરોને સાજ. ૪૬૩
તમ સુત અબળા લેઇ ગયો, તે તો અમારો વેહેરી થયો;
તેણે એવી પૂરી આશ, તમ કુળ તાંહાં કીધૂં નાશ. ૪૬૪
મેં જાણ્યૂં તમો એમ કરશો, થાપણ બદલે મુજને આલશો;
મુજ આપે જો તમે ઊગરો, તો તમારૂં જાણ્યું કરો. ૪૬૫
શેઠ કહે તું સકુલની વહુ, તારા ગુણ કેમ કરી હું કહું;
થાપણ બદલે આપૂં તૂજને, તો રૂડૂં થાયે મૂજને. ૪૬૬
રસમંજરી બોલે વેણ, દીસતી જાણે સ્ત્રી મેણ;
દૈરૂ ચિન્તા ના કરશો તમો, મનવાછિત શીર ધરશું અમો. ૪૬૭
સુણી વાત વણિક હરખીઓ, રસમંજરી વચને રંજીઓ;
રત્ન જડીત્ર આભરણ અપાર, સસરો કહે વહુ સજો શણગાર. ૪૬૮

હૈડે શોક નિવારણ કરી, અતિ ઉલટ આનંદ મન ધરી;
પ્રેમરાજ ચાલો મોં સાથ, થાપણ બદલે આપું તે હાથ. ૪૬૯

## છપ્પો.

રાજી શેઠ રંજીત, હસીને સ્ત્રીને આપી;
રાજી શેઠ રંજીત, પ્રેમરાજ કર થાપી;
રાજી શેઠ રંજીત, હસીને સ્ત્રીને લીધી;
રાજી થયો પ્રેમરાજ, પૂરગત ઉપર કીધી;
ધનો શેઠ રાજી થયા, સાસરવાસો સારીયો;
સ્ત્રીચરિત્ર જાણ્યું નથી, વણ મોતે ધણીને ગારીયો. ૪૭૦

## દોહરા.

રસમંજરીએ રૂડું કર્યું, ઊજડ કીધો ઠામ;
પોને તો સાધવી થઈ, ચાલ્યાં પ્રેમરાજને ગામ. ૪૭૧
ધને શેઠે રાખી આબરૂ, સાખી રાખ્યું સહી;
વેશ્યાને શેઠ નમાડીઓ, એરી સ્ત્રી તે થઈ. ૪૭૨
પુત્ર શોક (તો) સાગરમાં ગયો, નવ સાંભરીયો પુત્ર;
રિદ્ધ ગઈ વહુએ ગઈ, એવી સ્ત્રી છે શુદ્ધ. ૪૭૩
શેઠે મનમાં જાણીયું, વહુ સુકુલની ન જાત;
થાપણ કુંવર લઈ ગયો, મારી ધણી કુંજેતી થાત. ૪૭૪
એમ કરીને પગે નમ્યો, સરપાવ કર્યો તે શાહે;
આંધળે ઘર સૂત્ર માંડીયું, કંથ વોળાવા જાયે. ૪૭૫

## ચોપાઈ.

રસમંજરી ચાલ્યાં પ્રેમરાજ, મોકલ્યાં મણિમાણક ધનરાજ;
ધનો શેઠ નમીને પાય, વેશ્યાને ઘેર મોકલ્યાં બે જાય. ૪૭૬
લખલીલા મોકલાવી કરી, અતિ આનંદ મનમાંહે ધરી;
આવ્યો રાજા કેરે ઘેર, પ્રેમરાજે માંડી કહી પેર. ૪૭૭
શાહુકારી ધના શેઠની ખરી, અમને અમારી આપી અસ્તરી;
રાખ્યાં પાંચ દિવસ પ્રમાણ, સાસરવાસામાં આપ્યાં ત્રણ વાહાણ. ૪૭૮
મણિમાણક આપ્યાં અપાર, આપ્યા ધનતણા ભંડાર;
ધનો શેઠ ભલો શાહુકાર, આપી અણિએ આપી નાર. ૪૭૯

શાહુકાર રાજા તમો ગામ, દેશાવર ચાલું તે નામ;
રાજા ઘણું રળિયાતજ થયો, ત્રણ દહાડા રાજા ઘેર રહ્યો. ૪૮૦
કરતુક સઘળાં કો નવ લહે, ગામમાં કો કેને કહે;
રાજાને ખબર નવ થઇ, હતી તે સ્ત્રી આપી સહી. ૪૮૧
આલ્યો રાજાએ શણગાર, ધન વસ્ત્ર આપ્યાં ભંડાર;
રાએ મોકલાવ્યો પ્રેમરાજ, વાહાણ ચારનો કીધો સાજ. ૪૮૨
પ્રેમરાજ ને રસમંજરી, ચાલ્યા બેહુ આનંદ મન ધરી;
મણિમાણક રતન ચાલીયાં, સાત વાહાણ લેઈ ચાલીયાં. ૪૮૩
વાહાણ બેસીને ચાલ્યા પથ, એકે મને કરશું અંત;
એક સમે માઝમ ગઈ રાત, પિયુને પૂછે ભામિની વાત. ૪૮૪
વચન એક અમારૂં કરો, પ્રેમ સહિત તમો મન ધરો;
બેમ દિવસનો અંતર હોય, ચંદનાવતી આવે જય સોય. ૪૮૫
તારે મૂને કહેજો સહી, સ્ત્રીનાં ચરિત્ર શીખવૂં તહીં;
શેઠ કહે હૂં ભૂલી ગયો, સ્ત્રીચરિત્ર મૂજને શીખવો. ૪૮૬
ભામિની મનમાં કરે વિચાર, શીખ્યો નહીં આ સ્ત્રીનો સાર;
રેહેશે રેણ દિવસની વાટ, તારે રોકાવૂં વાહાણનો ઘાટ. ૪૮૭
તારે તમો કહેજો મૂજને, સ્ત્રીનાં ચરિત્ર દેખાડૂં તૂજને;
વાતો કરતાં જાએ દિન રાત, પાણીમાં પરઠયા મહિના સાત. ૪૮૮
એમ કરતાં આવ્યો તે દંન, પ્રેમરાજે વિચાર્યું મંન;
અહિંથી નગર ઢૂકડું હોય, એહ ત્રીઆ તેં કહ્યું તે સોય. ૪૮૯
કહે સુંદરી પિયુ એમ કરો, વાહાણ સહૂ અતરે નાગરો;
પ્રેમાવતીનૂં પિહેર છે જહાં, તમે મને લઈ જાઓ તહાં. ૪૯૦
વાહાણ સાત તે અહીં નાંગરી, પુરુષ વેશ રસમંજરી કરી;
બેહુંં ખડ્ગ લીધાં હથિયાર, લોહ આરંગ સુંદરી સાર. ૪૯૧
કેડમા ઘાલ્યો સોના છરો, પુરુષ વેશ લીધો પાધરો;
ચરચરીઓ તાંહાં પ્રેમરાજ, સજી મરદ કોઈ બેઠો સાજ. ૪૯૨
રસમંજરી કહે પિયુ સુણો તમો, સ્ત્રી ચરિત્ર બતાવું અમો;
કોકોને તમે વાતજ કહો, નહીંતર શેઠ તમે વાહાણમાં રહો. ૪૯૩
શેઠ કહે સુણ રસમંજરી,.એવી વાત નહીં કહું ફરી;
એહ વાત કરૂં નહીં કરમ, સાચું બોલું તમારા સમ. ૪૯૪

ઘડીએક રજની જવ ગઇ, હોડી બેઠાં બે જણ સહી;
તત્ક્ષણ સાહેર ઉતરયાં તીર, ચંદનાવતીએ પોહોંચ્યાં ધીર. ૪૯૫
નગર મહીં તાં પેઠાં જઈ, ચૌદ ઘડી રજની તવ ગઇ;
બાંધ્યૂં વાહાણ ખાડીને ખાલ, ત્રીજૂં કોય નવ જાણે બાળ. ૪૯૬
પ્રેમરાજ કહે સુંદરી એહ, મુજ સસરા ઘર આવ્યૂં તેહ;
ઊંચી મેડી સુંદર જહાં, પ્રાણ પ્રિયા સૂએ છે તહાં. ૪૯૭
તેહ ત્રિયા તે એહેવી સતી, જાણે મુનિવર સરખા જતી;
પ્રેમાવતી મુજ વલ્લભ પ્રાણ, બત્રીશ લક્ષણી ચતુરસુજાણ ૪૯૮

## દોહરા.

રસમંજરી કહે પતિ સુણો, બોલો મૂરખ એહ;
સત દેખાય સતીતણૂં, તૂં ધીરજ રાખે એહ. ૪૯૯
સાહાડો દોરી આંકડો, વળગાડયો તે માળ;
તે ઊપર ઊંચી ચઢી, રસમંજરી રસાળ. ૫૦૦
વળતો દોરીએ પ્રેમરાજ, તાણી લીધો તેહ;
સતી સોનીસૂં રસ ભરી, વળગી સૂતાં એહ. ૫૦૧
ઊપર જઈ ઊભાં રહ્યાં, ચોરની પેઠે તાંહ;
માથા ઊપર ઊભાં જઇ, વિચાર કરે મનમાંહ. ૫૦૨
રસમંજરી કહે પિયુ સુણો,આ સતી તમારી નાર;
તમ ઊપર અબળા રહી, સૂતી લેઈને જાર. ૫૦૩
સ્ત્રીચરિત્ર મંગાવીઊં, તમારી પાસે જાણ;
આ ત્રિયા ચરિત્ર વિદ્યા સહી, જોજો તમે પ્રમાણ. ૫૦૪
સ્ત્રીચરિત્ર નથી રમકડું, જે હાટોહાટ વેચાય;
સ્ત્રીચરિત્ર તે આ જૂઓ, એ સ્ત્રીચરિત્ર કહેવાય. ૫૦૫
શાણા શેઠજિ સમજો, મેં માર્યો મારો કંથ;
સ્ત્રીચરિત્ર ભજાડીઉં, આવી તમ પાસે પંથ. ૫૦૬
સાહેરમાં દાટયો જઇ, ઘણો મેળવ્યો મેલ;
તમને મેં સ્ત્રી કરી, ખરો રમાડયો ખેલ. ૫૦૭
સસરા આગળ સાચાં થયાં,રાજાએ નવ કાઢયો વાંક;
સાત વાહાણ ભરી આવીયાં, એ તો આરે આંક. ૫૦૮

આપણ બે આવ્યાં નીસરી, રૂડી રીતે પેર;
સ્રીચરિત્ર કેવૂં કરયૂં, હવે જુઓ તમારે ઘેર. ૫૦૯
મધરાત્રે આવ્યાં અહીં, દોરી મેહેલે નાંખી જાય;
ચોરની પેઠે બન્ને ચઢયાં, એ સ્રીચરિત્ર કહેવાય. ૫૧૦
શેઠજ સમઝયો મન વિષે, ખરી કહી તેં વાત;
સ્રીચરિત્ર દીઠૂં અમે, જોઈ ત્રિયા ચરિત્રની જાત. ૫૧૧
બેજણ તાં ઊભાં ખરાં, પેલાં સૂતાં જણ બેહ;
કાઢી ખડગ ઉભી રહી, મારૂં જારને એહ. ૫૧૨

## ચોપાઈ.

રસમંજરી કેહે પ્રેમરાજ, સતીતણૂં સત જૂઓ આજ;
લો ખડગ ને કરો ઉપાય, જાર તણૂં શિર છેદો ત્યાંય. ૫૧૩
પ્રેમરાજ કહે સાંભળ એહ, થરથર કંપે મારી દેહ;
ચાલો જઇએ એ જાગશે, આપણ બેહૂને મારશે. ૫૧૪
આ નગરમાં રહૂં નહીં આજ, પ્રેમાવતીસૂં નહીં મુજ કાજ;
રસમંજરી કહે સાંભળો વાત, હમણાં જેની કરૂં છૂં ઘાટ. ૫૧૫
ત્રીયા કહે સુણો પતિ પાસ, સ્રી ચરિત્ર મંગાવૂં આસ;
પરપુરુષ સાથ વલંગ્યો પ્રાણ, માટે મંગાવ્યૂં ચતુરસુજાણ. ૫૧૬
ત્રિયા ચરિત્રમાં નવ લહ્યા તમો, એ તમને દેખાડયું અમો;
સ્રી ચરિત્ર મળતૂં હાટે નથી,લીયા વન ગામમાં નહીં આવે કથી. ૫૧૭
ખાશૂં પીશૂં જારની સાથ, તમને કાઢયા પરદેશ વિખ્યાત;
ગળે છરો ને ભારૂજ દીધ, નિદ્રામાં ને નિદ્રા કીધ. ૫૧૮
કાઢી છરો ને એહેવૂં કર્યૂં, સોની પુરુષનું મુસ્તક હર્યૂં;
વસ્ત્ર વીંટી મૂક્યૂં ખોળા માંહે, રસમંજરીએ મૂકયું તાંહે. ૫૧૯
દેખે પ્રેમરાજ તે સહી, ગદગદ કંઠ બોલાએ નહીં;
રૂધીર છોળ દેખી ગડગડયો, પ્રેમરાજ મૂર્છાગત પડયો. ૫૨૦
રસમંજરી વીમાસે એમ, હવે કહો કરીશૂં કેમ;
અનેક ઉપાયો કીધા જેહ, પ્રેમરાજને ઊઠાડયો તેહ. ૫૨૧
અરે મુરખ તૂં કાયર હોય, મેડીથી ઊતરીએ સોય,
નગર માંહેથી નીસરીયાં ધીર, વેગે પોહોતાં સાહેર તીર. ૫૨૨

હોડી છોડી બેઠાં બેય, હાંકી દરિઆ મધ્યે તેય;
વાહાતી વાહાતી પોહોતી જાણુ, ત્રીજે દિવસે આવી વાહાણુ. ૫૨૩
સ્વસ્થાનક આવ્યા પ્રેમરાજ, રસમંજરીએ કીધું કાજ;
સુવરણુ પેટીમાં મૂક્યૂં શીશ, પ્રેમાવતીના મિત્રનૂં શીશ. ૫૨૪
પંચ ધાતુની પેટી પંચ, એક એકમાં મૂકી સંચ;
રૂડી પેર એને રાખજો, માગે ચરિત્ર તાહારે આપજો. ૫૨૫
તે આગળ મારૂં નવ લેશો નામ, હૂં કહૂં તે કરજો કામ;
મારે મન પ્રેમાવતી સોય, વડી બેહેન તે મારી હોય. ૫૨૬
જો કાંઈ જીવત વાંછો તમો,તો તેને વાત નવ કરશો અમો;

છપ્પા.

જે સ્ત્રીનો લે કેડ, કોઈક દીન મરતક આવે;
જે સ્ત્રીનો લે કેડ, વળી કાંઇ શીશ વઢાવે;
જે સ્ત્રીનો લે કેડ, ગામ કોઈક દન છંડે;
જે સ્ત્રીનો લે કેડ, જાણે તો રાજા દંડે;
શૂલી ઉપર સાથરો, તેવો સ્ત્રી કેડ લીજે તહીં;
પરસ્ત્રી પાળી જસી, સુખે ઠરી બેસે નહીં. ૫૨૭
પરસ્ત્રીની પ્રીત, વણુજ વેપાર ન સૂઝે;
પરસ્ત્રીની પ્રીત, સ્વાદ એકે નવ બૂઝે;
પરસ્ત્રીની પ્રીત, પેટ ભરી અંન ન ખાવે;
પરસ્ત્રીની પ્રીત, નેક નિદ્રા ના આવે;
પરસ્ત્રીથી પ્રીત કરીએ નહીં, મન મળે જાએ ખસી;
ઘણા દિન ઘણું ભોગવી, શીશ વઢાવે ધસી ધસી. ૫૨૮

દોહરા.

પરસ્ત્રીશું પ્રીત કરે, મરે કે વગડે જાય;
હૈડે દુઃખ ધરે નહીં, હસી હસીને ખાય. ૫૨૯
રસમંજરી કહે પ્રેમરાજ, (લાગે) પરણ્યા ધણીનૂં દુઃખ;
કર ચુડો શણુગાર નહીં, શંય ભોગવે સૂખ. ૫૩૦
પ્રીત અવર પુરૂષતણી, રમે જમે ધરે હેત;
જાણુ પડે જોખમ ઘણી,(પ્રીત) જાય જવાસા ખેત. ૫૩૧.
આપણે જારને મારીયો, હેત ગયું તે હાથ;
રમશે જમશે શોખ નહિ, સંગ કરે તમ સાથ. ૫૩૨

એહેવી વાત કહેતી હતું, શાણા નેહજ સાર;
ત્રિયા વિશ્વાસ ન રાખીએ, ભેદ ન લઈએ નાર. ૫૨૩

## ચોપાઈ.

પ્રેમરાજ કહે રસમનજરી, જે કઈ વાત કહે તે ખરી;
તારૂ વચન હૂ સુરતક ધરૂ, તૂ કઈ કહે તે તત્ક્ષણુ કરૂ ૫૨૪
દશ દિવસ આપણુ રહીએ અહીં, પછી ચદનાવતી જઈએ તહીં,
હવે કથા કરીશૂં એહ, પ્રેમાવતીએ શૂ કર્યુ તેહ ૫૩૫
ઘડી બે પૂઠે જાગી જસે, શીર વિના ધડ દીઠૂ તમે,
દીપક દશ મેઢીમા બળે, ધોળા પીળા કાચ જળહળે. ૫૩૬
ચદરવો બાધ્યો ચોપાસ, પ્રેમળ કસ્તૂરી બેહેકે બરાસ,
દર્પણુ સામા મેહેલ્યા બાર, ફૂલ સેજાએ પોઢી નાર. ૫૩૭
રતન જડીત્ર પાથરણા પાટ, હલકે છે હીંડાળા ખાટ;
ઝબકીને જાગી ત્યા નાર, શીશ વિના ધડ દીઠું સાર. ૫૩૮
રુધીર વહી આવ્યું જેટલે, વસ્ત્ર સહૂ ભીંજ્યા તેટલે;
પ્રેમાનતી વિમાસે એમ, હવે દૈવ હૂં કરીશ કેમ ૫૩૯
પ્રેમાવતીએ કર્યો વિચાર, સાહેરમા નાખુ એ જાર;
પોટ તેહેની બાધી ખરી, મેડીથી હેઠી ઉતરી. ૫૪૦
ઉતાવળી ચાલી તે ઠાર, સાહેરમા નાખ્યો તે જાર,
વેગે આવી મંદિર માહે, ઘડી ચાર પછી વાહણુ વાહે ૫૪૧
કોણે વાત ના જાણી સહી, મનમા વિચાર કરે છે તહીં;
નથી પ્રેમરાજ આવ્યો એણુ, એને મારવણુ વાળો કોણુ. ૫૪૨
નથી જાણુતા મા ને બાપ, ભાઈ નથી જાણુતા વિખ્યાત,
સસરો સાસુ નવ જાણે વાત, રાખ્યા પુરુષની કીધી ઘાત. ૫૪૩
શેહેર નથી જાણુતો રાજન, જાણે છે એક મારૂં મન;
સાત વરસ થયાં શેઠજ ગયો, પ્રેમગાજ નથી આવીયો ૫૪૪
વાત માડી કહેવાએ નહીં, હૈયામાં બળી હૈયે રહી,
એમ કરતા દિન દશજ ગયા, પ્રેમરાજ તવ પેદા થયા ૫૪૫
પ્રેમરાજ રસમંજરી બેય, વાહાણુ સાત તે સાથે લેય;
બાર દિવસ ગયા તે વહી, ચંદનાવતીએ પોહોત્યા સહી. ૫૪૬

વાડીમાં ઉતર્યાં રહેઠાણ, પીતાને કરાવ્યું જાણ;
વાહાણ સાત સંઘાતે સાજ, પરણીને આવ્યા પ્રેમરાજ. ૫૪૭
સોમ શેઠ મન હરખ અપાર, ભાઈભોજાઈ સહુ પરિવાર;
ઉલટ ભરી ઉતાવળી માય, સગાં મિત્ર સહુ સામાં જાય. ૫૪૮
પ્રેમરાજને ભેટયું સહૂ, રસમંજરી સધાલે વહૂ;
પંચ શબ્દ વાજે વાજંત્ર, પ્રેમરાજ તે ઘેર આવંત. ૫૪૯
રસમંજરી સરૂપ સહુ જોય, જાણે રંભા બીજી હોય;
રૂપચંદ મળવાને જાયે, ખબર અંતર પૂછી શાહે. ૫૫૦
સગાં સહોદર સહૂએ મળ્યાં, વિજોગ સહૂ વાહાલાના ટળ્યા;
પ્રેમાવતી શોધાવે ગામ, છાતું શોધે ઠામો ઠામ. ૫૫૧
સોનીને કોણે માર્યો સહી, મુખ ઉતરિયું બેઠી તહીં;
સગું સહૂ મળી નવરૂં થયૂં, પ્રેમાવતીને તેડૂં ગયૂં. ૫૫૨
ચતુર ચંતની આવી તેહ, સોવરણ પંકજ સરખી દેહ;
પ્રેમાવતી આવી ઘરમાંહે, શેઠ શેઠાણી મળીયાં ત્યાંહે. ૫૫૩
રસમંજરી કહે સુણો પ્રેમરાજ, હમણાં વાત ના કાઢો આજ;
ખાઓ પીઓ પેસ લો નહીં, હમણાં વાત ના કાઢો સહી. ૫૫૪
રંગભેર બે રંગ મોહોલે જાય, સેજા સુખકારી ત્યાં થાય;
પૂછી વાત વિનોદે જામ, કીએ મુલક ગયા કીયે ઠામ. ૫૫૫
કોહો સ્ત્રી પરણી કામની, કીયા શેઠ કીયા ગામની;
શોકતણું કરી આવ્યા સાલ, લાવ્યા કમાઇને ભારે માલ. ૫૫૬
બે ચંત દીઠૂં સ્ત્રીએ તહીં, સાચી વાત તે માની નહીં;
ત્રણ દિવસ ગયા તે તાંહે, ચોથે દહાડે સૌ બેઠૂ જાહે. ૫૫૭
ત્રણ જણાં બેઠાં નિરધાર, પ્રેમરાજ બે ત્રિયા નાર;
પ્રેમરાજ તે તેની ઘડી, સહુકોને આપે સૂખડી. ૫૫૮
માજીને આપ્યાં મોતી ઘણાં, પ્રમાણ જાણે જેવાં આમળાં;
ભોજાઈને પટોળી સાર, મૂલતણો નવ લાધે પાર. ૫૫૯
પિતા પાખૂં આપી મુદ્રડી, માણક હીરે વારૂ જડી;
મેવા ૪૦ શેહેરી જેહ, મિત્ર સગાંને આપ્યું તેહ. ૫૬૦
સ્ત્રીને આપ્યા ત્યાં શણગાર, તેહતણો નવ લાધે પાર;
રસમંજરી ને પ્રેમાવતી, દીસંતી જાણે રંભાવતી. ૫૬૧

પ્રેમરાજ સંઘાતે સોય, આસન થાનક બેઠાં જોય;
પ્રેમરાજ ને પ્રેમાવતી, રસમંજરી જાણે મોહોમતી. ૫૬૨
માંડ્યો પાટ ના લાગી વાર, ચોસઠ કોઠે ચોસઠ ધર્યાં સાર;
આવો રમીએ રસમંજરી, પ્રેમાવતી બોલે તે ખરી. ૫૬૩
રસમંજરી તાંહાં બોલે અસ્યુ, હૂં કંઇ રમી ના જાણું કસ્યું;
એહેવું સુણી પ્રેમાવતી હસી, અભિમાને તે બોલી અસી. ૫૬૪
મેં તૂં પિયુડો જોયો કથી, તમ સરખાં કો મૂરખ નથી;
વિદેશ જઇ તૂં શૂં મન કર્યું, રસમંજરી પરણી શૂં કર્યું. ૫૬૫
એ મૂરખ અબળા છે ઘણું, કશામાંહે એને નવ ગણુ;
મૂરખ મળ્યાં બેઉ સરખી જોડ, કરતારને નવ દીજે ખોડ. ૫૬૬
રસમંજરી તવ બોલે એહ, ખરૂં કહ્યું પ્રેમા તમો તેહ;
બાઇ તમ ગુણ કેમ કરી કહૂં, હૂં મૂરખ કાંઈ નવ લહૂં. ૫૬૭
વડી બેહેન અમારી તમો, મુજને ચતુરાઈ શીખવો;
તવ વચન હસી બોલી તેહ, પ્રેમરાજની પ્રેમા તેહ. ૫૬૮
મેં વસ્તૂ મંગાવી જેહ, કહો શેઠ તમે લાવ્યા તેહ;
લાવ્યા હશો તો ચતૂર તમો, નહીંતર મૂરખ જાણૂં અમો. ૫૬૯
રસમંજરી કહે પ્રેમરાજ, શૂંય મંગાવ્યું એણે આજ;
કહો મંગાવ્યું શૂં છે કથી, પ્રેમરાજ કહે ખબર નથી. ૫૭૦
હૂં કળી, સ્ત્રી કહે છે સામ, મેં તમને દીધું'તૂં કામ;
સ્ત્રીચરિત્ર મંગાવ્યું અમે, લાવ્યા છો કે ના કોહો તમે. ૫૭૧
નથી લાવ્યા તે કોહોની પેર, રીસાવી જાઉં પીહર ઘેર;
સહુને વસ્તો આપી અહીં, મેં મંગાવી લાવ્યા નહીં. ૫૭૨
પીયુ વચન તું તારૂં થાપ, અને ચરિત્ર માગું તે આપ;
રસમંજરી કહે પિયુને, ચરિત્ર તે આપો એહને. ૫૭૩
પ્રેમરાજે તવ કીધૂં એહ, સોના તણી પેટી હતી જેહ;
આ લો તમારૂં કીધૂં વતૂં*, ચરિત્ર તમે મંગાવ્યું હતૂં. ૫૭૪
એ કારણ દુઃખ સહ્યું અપાર, તૂં છે મારો પ્રાણાધાર;
એહેવૂં કેહેતા પ્રેમાવતી હસી, પીયુ વાત ના જાણે કસી. ૫૭૫
તૂ સરખો મૂરખ નહીં કોય, સ્ત્રી ચરિત્ર શૂં એહેવૂં હોય;
વળતી રસમંજરી એમ કહે, એ મૂરખ કાંઈએ નવ લહે. ૫૭૬

* વતૂં=હજામત. આ શબ્દ કરડાકીમાં છે–લો તમારૂં બોડાવેલું.

રસમંજરી કહે પિયુજી સુણો, હવે તમો તો વાહાલી ગણો;
હૈડે રીસ નીવારો પરી, પ્રાણ પ્રેમ તે બહુ ગુણભરી. ૫૯૨
પ્રેમરાજ તવ એહેવું કરી, પ્રાણ પ્રેમ હૈયાસું ધરી;
રસભેર આનંદે ગઈ રાત, એમ કરતાં હુઓ પ્રભાત. ૫૯૩
રસમંજરી પ્રેમાવતી ખરી, બેહુ પીયુસું ભોગવત કરી;
ભલા ભોગ રસમંજરી રમે, ચોરાસી આસન મન ગમે. ૫૯૪
પ્રેમા કહે રસમંજરી આજ, ભલો શીખવ્યો પિયુ પ્રેમરાજ;
પીયુ કાંઈ નવ જાણતો કથી, એને એવડી બુદ્ધજ નથી. ૫૯૫
તારા ગણ કેમ જાણું કવી, ચતુરાઈ પિયુને શીખવી;
પ્રેમાવતી રસમંજરી દોય, પીયુસું ભોગ ભોગવે સોય. ૫૯૬
પ્રેમરાજ સુખ પામ્યો ઘણું, રસમંજરી ચતુરાઈ તણું;
છજાં માળીઆં જાળી અવાસ, પ્રેમરાજ કરે લીલ વિલાસ. ૫૯૭
પ્રેમાવતીએ માગ્યું જેહ, રસમંજરીએ આપ્યું તેહ;
અનેક બુદ્ધે જોયૂં કથી, સ્ત્રીચરિત્ર મરજાદા નથી. ૫૯૮
કિંચિત્ માત્ર કહ્યું છે જેહ, સ્ત્રીચરિત્રનો નાવે છેહ;
સ્ત્રીચરિત્ર ઘણાં છે કંઈ, એથી કથા સંપૂરણ થઈ. ૫૯૯
**સંવત સોલ પાંત્રીસ એહ, શાકે પંદરસે સાથે તેહ;**
માસ અષાઢ અજુવાળો સાર, તિથિ ત્રીજ ને વાર રવિવાર. ૬૦૦
ગણેશ શારદાનો પરસાદ, સ્ત્રીચરિત્ર કીધો રસવાદ;
સુણી ચરિત્ર મા ધરશો ખેદ, આતમ કાયાનો છે ભેદ. ૬૦૧
જોતાં કથા કહી છે ભલી, રૂડી પેરે જોજો વળી;
પ્રાણ પુરુષ ને કાયા સરી, સૂક્ષ્મ ભેદ બુદ્ધિ વિસ્તરી. ૬૦૨
કવીશ્વરને મોટી બુદ્ધ, હું ના જાણું અક્ષર શુદ્ધ;
તમે વાત કહો તે ખરી, તમ પ્રેમસાગે કથા મેં કરી. ૬૦૩
રૂપક ત્રણસે નેવું નવ, દુહા ચોપાઈ નીવારૂ છવ;
વેરીવંશની જો કીજે આશ, નવ કીજે સ્ત્રીનો વિશ્વાસ. ૬૦૪
નરને સોભળતાં સુખ હોય, સ્ત્રીચતુરપણું મનમોહ;
કથા તણો મેં કીધો સાજ, વિનાયેક સુત કવિ વચ્છરાજ. ૬૦૫
શ્રોતાજન મુખે કહે ફરી, એકવાર બોલો શ્રી હરી.

રસમંજરીની વાર્તા સમાપ્ત.

તાળૂં પેટીએ દીસે અસૂ, ના જાણીએ માંહે હોયે કસૂં;
પ્રેમાવતીએ કીધૂં સોય, તાળૂં ઊઘાડીને જોય. ૫૭૭
વળી એક પેટી સારો સંચ, એમ કરતાં પેટી નીકળી પંચ;
પાંચમી પેટી ઉઘાડી જસે, તેમાંથી શીશ નીકળ્યૂં તસે. ૫૭૮
વાર વસ્ત્ર વીંટયુંતૂં જેહ, વસ્ત્ર ઉકેલી જોયૂં તેહ;
મિત્ર તણૂં શીર દીઠૂં જસે, લાજી નીચૂં જોયૂં તસે, ૫૭૯
અરે દૈવ તેં એ શૂ કર્યું, એને કર એ કોણે ધર્યું;
એહ વાત તવ નિશ્ચે વેદ, મૂરખ એ શૂં જાણે ભેદ. ૫૮૦
એ રસમંજરીનું અભિમાન, જાહા છે તાંહાં તો એનૂં કામ;
તાંહાં પ્રેમરાજ તે વળતૂં વદે, સાંભળ સ્ત્રી તું તારે હ્રદે. ૫૮૧
સ્ત્રીચરિત્ર માગ્યૂ આલીયૂં, મેં તો મારૂં વેણ પાળીયૂં;
મંગાવ્યું તે ના આલૂં જસે, હૂં મૂરખ કહેવાઊં તસે. ૫૮૨
મેં મારૂં કર્યું ભોગવ્યું નાર, વાંક પડયો મુજમાં હજાર;
એમ સ્ત્રિયોમાં ઓછી મત, જાણ્યુ અજાણે થઇ ગઈ ગત. ૫૮૩
પીહેરમાં મેહેલો પરહરો, કે તમારી સ્ત્રી કરો;
સાસરૂં પીહેર જાણે વાત, તો તો કરે એહ ઉપઘાત ૫૮૪
તારે રસમંજરી કહે પ્રેમાવતી, કાંઈ દુઃખ મા ધરશો રતી;
એહ વાતનો થોડો વિશેષ, મનમાં કાંઈ ન ધરશો દ્વેષ. ૫૮૫
એ મૂરખ નહીં પીયુડો, અતિ મિઠો તે રસનો ઘડો;
એ ભરથારનું મુખ દેખશૂં, આપણુ બે એકઠાં રેહશૂં. ૫૮૬
પ્રેમાવતી વળતૂં એમ કહે, તારી ચતુરાઈ કો નવ લહે;
ચપલ ચંતની બહુ ગુણ ભરી, ધન ધન તૂં રસમંજરી. ૫૮૭
પ્રેમરાજ વીચારે જામ, દુઃખ દેઉં તો એ મારે ઠામ;
પ્રેમરાજ વીચારે જામ, દુઃખ દેઉં તો એ મારે ઠામ;
માટે ચલાવું ઘરબાર, બેય મળીને મારે ઠાર ૫૮૮
સ્ત્રીઓ કેતી નવ થાયે, મારીને બીજાને જાય;
રસમજરી ચતૂર એહ, મારી ધણીને આવી [illegible] તેહ. ૫૮૯
માટે ચલાવૂં હૂં ઘરબાર, બોલ્યાનો નથી [illegible] વેહવાર;
ત્રીઆ ચોરને લાજજ નથી, મુકીને જાએ [illegible]વથી. ૫૯૦
વિચાર કરીને બેહા ગૂંજ, સ્ત્રીચ[illegible]ત્રની [illegible] મુજ;
બેહૂ સખી ચતુરાઈ મળી, જા[illegible] હૃદયમાં [illegible] મળી. ૫૯૧

# વસ્તો.

એ બરાનપુરનો* રહિશ હતો. સંવત સૈકા ૧૭ માં હૈયાત હતો. એનાં રચેલાં શુકદેવ આખ્યાન તથા સુભદ્રાહરણ પ્રસિદ્ધ છે.

## શુકદેવ આખ્યાન.

### કડવું ૧ લું.—રાગ ધન્યાશ્રી.

શ્રીગણપતિ સ્વામી લંબોદરા, સુણો કહું સ્વામી અનેક વિઘ્નહરા;
જશવંતા નમું તુને વળી વળી, મુજ મુખવાણી આપો નિરમળી.

અજ્ઞાનથી જઈ ચરણે લાગ્યો, કરો સ્વામી સાર;
એક અવધ ઊપર આશ પૂરી, આપીએ આધાર. ૮.

વલણ.

આપજો આધાર સ્વામી, સન્મુખ થઇને સાંતરા;
કરજોડીને વીનવું, ગણપતિ ગુણ લખોદરા. ૯

કડવું ૨ જું.-દેશી ચાલતી.

સરસ્વતી માતા કરજો સારજી, વિશ્વ જનેતા તું આઈ આધારજી;
આદ્ય ભવાની સમર્થ સાંભળીજી, ભક્તજનની પૂરો મન રળીજી. ૧

ઢાળ.

મન રળી પૂરો મયા કરી, ત્રય તાપ કલિમષ કાપ;
આશ પૂરો અંબિકા, અવિચળ વાણી આપ. ૨
આકાશ તુ પાતાળ તું, મૃત લોક તું કૈલાસ;
કમલાસની કરુણા કરો, અભિલાષ પૂરો આશ. ૩
આગે જ્ઞાની કોટિ કવિજન, તેના મંત્ર મોટા મર્મ;
તેહના આશય સાંભળી, શોધી કરૂં છૌં શ્રમ. ૪
બ્રહ્મ તનયા હંસવાહિની, વીણા પુસ્તક પાણ;
શારદા વરદા સદા, સર્વદા ઘો શુભ વાણ. ૫
હું હવ્ય કવ્ય જાણું નહીં, ને અલ્પ મારી બુદ્ધ;
જો આશ પૂરો અંબિકા, જ્યમ થાય મુજ મન શુદ્ધ. ૬

### કડવું ૩ જું.—રાગ ગોડી.

સરસ્વતીએ ત્યાં કીધી સાર, કવિજન હૈડે હરખ અપાર;
સંવત સોળ ચોવીસો સાર, માગશિર શુદ દ્વાદશિ ગુરુવાર. ૧
ગુરુવારે ગુરુ વાણી કવી, વિપ્ર પ્રસાદે વાણી હવી;
વિપ્રતણી જે સેવા કરે, તે જન એકોત્તર શત ઓધરે. ૨
બ્રાહ્મણના પૂજીએ પાય, વાડવ વચને ગ્રંથ બંધાય;
બ્રાહ્મણ વૈષ્ણવ માગું માન, શાંતિપર્વ કહું શુક આખ્યાન. ૩
ગાતાં પાપ સમૂળાં જાય, શ્રોતા જન સહુ નિર્મળ થાય;
પાય લાગી માગું કરજોડ, રખે કો મુને દેતા ખોડ. ૪
વૈષ્ણવ જન કેરો હું દાસ, કૃપા કરો તો કરું અભ્યાસ;
ગંગા યમુના ને સરસ્વતી, આપો મત ટાળો દુર્મતી. ૫

વલણ.

દુર્મતિ ટાળો વેળા વાળો, પુણ્યવાધે પાતિક પરજળે;
ગૃહસ્થ જતિનો કહું મારગ, પાપ ઓઘ સર્વે બળે.

### કડવું ૪ થું.—દેશીચાલતી.

હરિ નામે હસ્તિનાપુર ગામ, પાંડવને વસવાનો ઠામ;
ધર્મ યુધિષ્ઠિર નિર્મળ મન, નકુલ સહદેવ ભીમાર્જુન. ૧
અર્જુનનો અભિમન્યુ સુત, અભિમન્યુનો રાજા પરીક્ષિત;
પરીક્ષિતના જનમેજય રાય, સત્યવાદી મહાસુભટ કહેવાય. ૨
શત્રુ હણ્યા જે પોતાતણા, અષ્ટકુળનાગ નિકંદ્યા ઘણા;
વાળ્યું વેર રાય સુખિયા થયા, યજ્ઞ કારણ બ્રાહ્મણ તે[illegible] ૩
વ્યાસ પધાર્યા [illegible] ચે, દઇ આસન બેસા[illegible]
યજ્ઞ કર્યો હું [illegible] ત, ઋષિ સંતોષ્યા [illegible] ૪
હસ્તિનાપુરનો [illegible] ઈંદ્ર [illegible], રાજ્યશ્રી [illegible] કેમ;
શત્રુ હણ્યા [illegible] ભોળિયા સન્મુખ [illegible] કર્યા. ૫
ગુરુ પધાર્યા આસન દીધ, [illegible] કીધ;
કસ્તૂરી કેશર છાંટણાં [illegible] ઘણાં. ૬
ચૂવા ચંદન [illegible] [illegible] કારી [illegible] જાન;
ત્યાં વ્યાસ [illegible] [illegible]-રાય. ૭

શુક યોગી સત્યવાદી હવા, ઉદર ઘણું શા માટે રહ્યા;
તે સંભળાવો ભાવે કરી, એક વાર બોલો શ્રીહરી. ૮

## કડવું ૫ મું–રાગ આશાવરી.

હરિહર સરસ્વતી માગું માન, સાર કરો મુને શ્રીભગવાન;
વ્યાસ વચન વિચિક્ષણ વીનવેરે. ૧
વૈશંપાયન વાણી વદે, પાંડવ કુળ હુવો તું ઉદે;
કથા શુકદેવની રાખજે હ્રદેરે. ૨

### ઢાળ.

તું પાંડવકુળ રાજા ભલો, નિર્મળ તારૂં મન;
નિર્મળ સાધન શુકતણું, તેં પ્રશ્ન પૂછ્યું ધન્ય. ૩
એકાગ્રચિત્તે વિનય કરીને, વાણી બોલ્યા વ્યાસ;
શ્રોતાજન સહુ સાંભળો, જેમ પહોંચે મનની આશ. ૪
પૂર્વની કહીશું શુક કથા, તે શુણ જનમેજય રાય;
કલિમલ કોટી જન્મનાં, તે તત્ક્ષણ પ્રલે થાય. ૫
ઉજ્વળ જન હરિપદને પામે, અસુર લહે સુખ ધામ;
ભકતા ને વકતા સહી, જે હરિનાં લેતા નામ. ૬
એક સુર સુકંદ ઋષિ હવા તે, પામ્યા ઉત્તમ ઠામ;
શ્રી હરિ સાથે પ્રેમ લાગ્યો, નહિ ગમે બીજું કામ. ૭
સ્થાનક અતિ રળિયામણું, સુરધીના નગરી નામ;
પર્વે સરઋષિ ત્યાં હવા. તે: કરતા ઉત્તમ કામ. ૮

આજ્ઞા માગી ચાલિયા, આગળ સૂર સુકંદ;
ભગવંત ઉપર ભાવ આણી, ધરયો મન આનંદ. ૩
એક સ્થાનક અતિ રળિયામણું, ત્યાં જઈ કરયો આશ્રમ;
ભક્તિ મારગ જ્ઞાન તાળી, જ્ઞાન મારગ ધર્મ. ૪
આસન બાંધી પવન રૂંધી, નદી પુષ્કર તીર;
ઉષ્ણકાળે અગ્નિ સેવે, શીત કાળે નીર. ૫
એમ ઉગ્ર તપ આરાધિયું, તજી શ્વાસ નિમેષા મેષ;
બ્રહ્માંડ લાગ્યું ડોલવા, પાતાળ સળકયો શેષ. ૬
ઇંદ્રનું ઇંદ્રાસન ડોલ્યું, ઈંદ્ર કાંપ્યો અંગ;
અપસરા વેગે મોકલી, તપતણો કરવા ભંગ. ૭
તે રંભા રૂપે આગળી, મેલીયાં મોહનાં બાણ;
ટીકી ન લાગે તપ કરે, મન ધરે વિષ્ણુવખાણ. ૮
મોહિનીએ અતિ પેર કીધી, ચૂકવ્યા બે ચાર;
પણ વડો ઋષિ ચૂકે નહીં, પાછી વળી ગઈ તે નાર. ૯

વલણ.

ઇંદ્ર પ્રત્યે નારી કહે, મેં પાડ્યા ખટઋષિ;
પેર અનેક કરી થાકી, પણ સુરકંદ ચૂકે નહિ. ૧૦

કડવું ૭ મું—રાગ દેશી.

તપીઓ તપકરે, ઇન્[illegible] ચિંતા ધરે;
ત્યાં થકી સાંચરયો બ્ર[illegible]રે. ૧
બ્રહ્માએ રાવ ન સાંભળી, ત્યાંથી [illegible]વળી;
જઈ આરાધ્યા શ્રી વૈકુંઠ ધણીરે. ૨

ઢાળ.

વૈકુંઠનાથ પ્રત્યે ઈંદ્ર કહે, પ્રભુ [illegible] ઠામ;
વિષ્ણુ વાણી બોલિયા, સન્મુખ [illegible] ઠામ. ૩
ભક્તિનો ભા આસન દીધ, [illegible]દ શ્રીરંગ;
સોહામ કેશર છાંટણાં, [illegible] કરશે સંગ. ૪
પૂવા ચંદન કેશરગ વા[illegible] દૈસ શરીર;
ત્યાં વ્યાસ બ્રિગ[illegible]નો ધુરંધર ધીર. ૫

દૈત્ય પ્રત્યે ઇંદ્ર કહે, એક વાત સુણિયે તાગ;
પેલો ઋષિ તારૂં રાજ્ય લેશે, લોહાસુર તું જાગ. ૬
સબળ સત્યવાદી સાંભળ્યો, તે ધરી બેઠો ધ્યાન;
તું સંગાથે યુદ્ધ કરવા, કરે છે સાધંન. ૭
પછે દૈત્ય ત્યાંથી ઉત્પત્યો, આકાશ માર્ગે જાય;
ઉપર જઇ તુટી પડુંતો, એનું ભજન ચૂરણ થાય. ૮
(તવ) દૈત્ય ઉપરે કોપ કરવા, મતિ દે મોરાર;
સ્નાન સંધ્યા વેદવાકયે, અંજલી ભારી સાર. ૯

વલણ.

વારિ છાંટયે અગ્નિ ઉઠયો, પ્રલય થઇ દુષ્ટજ પડયો;
સુર ઋષિ રળિયાત થયા, તવ ઇંદ્ર મન કોપે ચડયો. ૧૦

## કડવું ૮ મું–રાગ ગોડી.

કોપે ઇન્દ્ર થયો આકળો, કરે વિમાસણ ધ્યાન ધરી;
હસ્તી શણગારી વેગે ચાલ્યો, આનંદે આવ્યો અમરાપુરી. ૧

ઢાળ.

આનંદે અમરાપુરી આવ્યો, જઈ આરાધ્યા ઇશ;
તપ કરે તપીઓ ચુકવો, મને કૃપા કરો જગદીશ. ૨
ઇશ વળતા ઉચરે, બોલી ન સુણિયે રાવ;
ધર્મ ધ્યાન ભારુ ... રે ભક્ત ઉપર ભાવ. ૩
ઇન્દ્ર, ઉમયા ... માતા કરોની સાર;
ઉમયા ... ઇન્દ્ર આવ્યા કવણ વિચાર. ૪
ઇન્દ્ર વળ... ઓચરે મા, તમ સરખું છે કાજ;
તપ કરે તપીઓ ચુકવો, તો રહે મારૂં રાજ. ૫
ઉમયા ... ઉચરે, એ ન હોય મારૂં કામ;
મારી સખી ... મોકલું, તે કરી જોશે હામ. ૬
ઉમયા તણી ... તેને શોભતા શણગાર;
અંગના દેવાંગના ... વચ્ચે લેહેકે હાર. ૭
વસંત ઋતુ સોહામ... મદ જગાવે જોર;
ચાતક બોલે કોકિલા, ... નાચે મોર. ૮

પૂઠે ગાંધર્વ સ્વર કરે, વળી વંશી વીણા વાજે;
સુરત ભમરી ભેદ ભાવે, વિમાને દેવ સૌ રાજે. ૯
નૃત્ય નાચે અપછરા, તે શર્દ ઋતુ સોહામણી;
ઋષિ ત્યાં મન ભગ હવા,સુર સુકંદ જે છે મહામણી. ૧૦*

## કડવું ૯ મું.–રાગ રામગ્રી.

ચૂકયો ચિત્ત વિમાસિયું, ને ચરણ લાગી ઝાળ;
બોલે નહીં બેબાકળો, ઋષિ કોપે ચઢિયો કાળ. ૧
લેહેરે લોટે લડથડે, પડિયો પછાડ પાય;
જિહ્વા દંત વિષે ગ્રહે, પાણી પ્રાણ ન જાય. ૨
નયણાં કાઢું થડથકી, જેણે અર્થ ગમાવ્યો આળ;
મન્મથ વેરી મારશે, જેણે ઉઠાડયો આ કાળ. ૩
આનંદ ભાગ્યો અંધ થયો, પગ ભાગ્યા થયો અપંગ;
રુદન કરે ઋષિ રાનમાં, તે પડયો વલુરે અંગ. ૪
હરિ સેવક તારો કહાવતો, જાણ્યો નહિ જુગદીશ;
છોરૂને છેહ ન દીજીએ, હું રાંકપર રી રીશ. ૫
હરિ ચર્ણું તારા પામવા, મુને હુતી મોટી આશ;
પગથીએ ચઢતાં પછાડયો, કીધો નેટ નિરાશ. ૬
ત્યારે વારે ચઢિયા વિષ્ણુજી, હરિયે દીધો હોકાર;
જા, વેદવ્યાસ ઇચ્છે ઘણું,ત્યાં જઇ ધરો અવતાર. ૭
અવતાર તારો ભક્તિ મારી, મુને ન વીસારીશ;
લય પામ્યો લીલા હવી, ઋષિ ધરવાને ઉત્તમ વેષ. ૮
પૂર્વે વિત્યું તેટલું, ત્યારે વ્યાસ ભણે અશ્મેવ;
વૈશંપાયન મુનિ ઓચરે,તે કારણ ઉદર રહ્યા શુકદેવ. ૯
કૃષ્ણ દ્વૈપાયન ઋષિ ભલા, જાણો ઉત્તમ ઠામ;
સન્મુખ થઇ સહુ સાંભળો, એ [illegible]ર કહો શ્રીરામ. ૧૦*

## કડવું ૧૦ મું–ર[illegible]ી.

રામ ભણીજે નિર્મળ નામજી, [illegible] મુનિનો ઠામજી;
ત્યાં વાસ વસે કૃષ્ણ [illegible] ૧

---

* ચાર પ્રતમાંની એક પ્ર[illegible]ને વલણ નથી.

ઢાળ.

કૃષ્ણ દ્વૈપાયન વ્યાસજી તે, કરે વેદ વિચાર;
સમર્થ જેની શક્તિ પૂરે, ચોવિશમો અવતાર. ૨
પરાશર કુળ અવતર્યા, પાળે નાનાવિધ કુળ કર્મ;
યજ્ઞ યાગ હવન વિધિ, સૌ સાચવે ષટ્ કર્મ. ૩
ષટ્ કર્મ સંધ્યા સાચવે, ને પૂજે શાલગ્રામ;
ચિત્ત વિષે દ્વૈતભાવ નહિ, મૂખથી જપે શ્રીરામ. ૪
સહસ્ર અઠ્યાસી ઋષિમાહે, વડા ઋષિ અશ્વમેવ;
બ્રહ્મ, ક્ષત્રી, વૈસ્ય, શદ્ર ત્યાં, કરે તેમની સેવ. ૫
સરસ્વતી લક્ષ્મી સંપૂરણ, અવતાર તેની સાથ;
જેણે જ્ઞાન યોગે બાધિયું, આગળ થકું ભારથ. ૬
એવા ગ્રંથ બોલે વેદ તોલે, વિચક્ષણ છે વ્યાસ;
ધર્મવતી ઘેર ભારજા, કરે પુત્રકેરી આશ. ૭
વ્યાસ વાણી ઓચરે, સુજ વેણ વનિતા સાંભળો;
લોક વાયક એમ કહે, વાંઝિયાનું જીવતર બળો. ૮
વ્યાસને ચિન્તા ઉપની, આ શું કરૂં ધરસૂત્ર;
અર્થ ગર્થ ભંડાર છે, પણ નથી પેટ પુત્ર. ૯

વલણ.

પુત્ર વિના પરિવાર સૌ નર નારી ચિન્તા કરે;
પ્રજા કારણ વ્યાસજી, પૂછે પ્રૌઢ પંથે પરવરે. ૧૦

[illegible] રામગ્રી.

પંથે પળિ[illegible] ઓનજી, [illegible] ભરિયા વ્યાસજી;
વેગે પહોતા [illegible] સ્થાનક રમ્યજી. ૧

ઢાળ.

રમ્ય સ્થાનક[illegible] ગિરિ શોભતાં છે શૃંગ;
ચાતક હંસ ને [illegible] કોકિલા નવરંગ. ૨
શુડલા ચાખે ચંચ[illegible] દાડમ દ્રાખ;
અખોડ ખારેક રાયકેળ[illegible] કેરી સાખ. ૩

નાલિકેર ને કોઠી કરમદી, બિલ્વ બદામી વન;
જમરૂઝ જાંબુ આંબલી, પીપલા તુલસી વંન. ૪
વેલ વાલોળ બોલસરી, સેત્રંત્રી સુકડ સોઢ;
મુચકંદ મરવો મોગરો, ગુલાલ ચંપા છોડ. ૫
પુષ્પ પાટલ પારિજાતક, નાગર વેલ વસંત;
કુંભી કેરણી કેતકી, જળ કમળ પુષ્પ અનંત. ૬
વનવાડી ઘણું સુદર એવી, ફૂલી ભાર અઢાર;
કુસુમ નાના વિધતણાં, માંહિ ભ્રમર કરે ગુંજાર. ૭
બદ્રિકાશ્રમ પાખળે, બહુ ગિરિ પ્રૌઢ પ્રચંડ;
નદી વહે જળ નિર્મળી, ત્યાં વસે મુનિ માર્કંડ. ૮

વલણ.

માર્કંડેય મન રળિયાત થયા, ભલે દ્વૈપાયન ઋષિ આવિયા;
સહસ્ર અઠયાસી આનંદ પામ્યા, સૌને વ્યાસજી ભાવિયા. ૯

## કડવું ૧૨ મું–રાગ રામગ્રી.

ઋષિ ભાવ ધરી કો શિવ સાધેજી, આદિ પુરુષને કો આરાધેજી;
કો પ્રેમે પૂજે શાલગ્રામજી, કો કર જપમાળા નિર્મળ નામજી. ૧

ઢાળ.

નામ નિર્મળ નિરંજનનું, ધરયકી ધરે ધ્યાન;
જપ કરે કો તપ કરે, કો તીર્થ વ્રત બ્રહ્મજ્ઞાન. ૨
કો આવસથ્ય અગ્નિહોત્રી, કો અપવાસી અધિકાર;
ષટ્ કર્મ સંધ્યા સાચવે, આપ આપણો આચાર. ૩
કો દિગંબરી દેવાશ્રયી, તપિયા સંન્યાસી જંગ;
કો જટાધારી દંડધારી, ભસ્મ ચોળે અંગ. ૪
કો આસન વાળે પવન રુંધે, ધૂમ્રપાની ધર્મ;
કો યથાશક્તે દેહ દમે, કો કરે નોળીકર્મ. ૫
કો જળે રહે કો સ્થળે રહે, પંચાગ્નિ અભ્યાસ;
એમ સહસ્ર અઠયાસી તપ કરે, ત્યાં જઈ રહ્યા વેદવ્યાસ. ૬
વ્યાસે ત્યાં જઇ તપ કર્યું, દેખતાં તે સૌ રૂખ;
પર્વતને શૃંગે ચઢી, કરી રહ્યા નીચું મુખ. ૭

વ્યાસ એવું તપ કરી, વશ કીધા વૈકુંઠનાથ;
મારે પુત્ર કેરી આશ છે, હરિ આપ ઝાલો હાથ. ૮
ત્યાં વિષ્ણુ વેગે આવિયા, લો પુત્ર ફળ સંતાન;
વિશ્વનાથે વાચા આપી, વ્યાસને વરદાન. ૯

વલણ.

વરદાન વાણી મંન જાણી,આનંદ ઓચ્છવ અતિ ઘણો;
મનોરથ વ્યાસના પૂરણ્યા, વસ્તો કહે શ્રી હરિ હરિ ભણો. ૧૦

કડવું ૧૩ મું-રાગ આશાવરી.

હરિ બોલો હરિ બોલો બાઇરે, હરિકેરી સાચી સગાઇરે;
હરિયે પૂરી મનની આશરે, મનવાંછિત ફળ પામ્યા વ્યાસરે. ૧
અડસઠ તીરથ જે અવગાહેરે,હરિભક્તિ સમ ફળ નવ લહેરે;
દાસ વસ્તો કહે એ નક્કીરે,વ્યાસ ફળ પામ્યા શ્રીહરિ થકીરે. ૨

ઢાળ.

વ્હાસજી ફળ પામ્યા હરિ થકીરે-આંચળી.

ત્યાંથી આશ્રમ આવ્યા આપણે, વ્યાસ હરિથકીરે;
તરિયાં તોરણ બંધાય, વ્યાસજી હરિથકીરે. ૩
મંગળ ગાય સખી સહુ મળી, વ્યાસ હરિથકીરે;
દાનમાં આપે બહુ ગાય, વ્યાસજી હરિથકીરે. ૪
યજ્ઞ યાગ અતિ આદરે, વ્યાસ હરિથકીરે;
દ્રવ્ય ખરચી સંતોષે સાથ, વ્યાસજી હરિથકીરે. ૫
પછે પુન્ય વેળા જોઇ ખપ કરી, વ્યાસ હરિયકીરે;
નવ આવે જેથી કંઇ બાધ, વ્યાસજી હરિથકીરે. ૬
પછે મનડું મોહ્યું દીઠાં માનુનિ, વ્યાસ હરિથકીરે;
ઋતુદાન પવિત્ર દીધું, વ્યાસજી હરિથકીરે. ૭
ઉદરે ગર્ભ ધર્યો સતિ, વ્યાસ હરિથકીરે;
શોભે કાન્તિ ચંદ્ર સમાન, વ્યાસજી હરિથકીરે. ૮
દિન દિન છે વધતી કળા, વ્યાસ હરિથકીરે;
નરનારી મન હરખાય, વ્યાસજી હરિથકીરે. ૯
એવે પૂર્ણ થયાં દશ માસ ત્યાં, વ્યાસ હરિથકીરે;
પણ ગર્ભ પ્રસવ નવ થાય, વ્યાસજી હરિથકીરે. ૧૦

વલણ.

પ્રસવ ન થાયે ઉદરમાંથી, માસ દશ પૂરા થયા;
ખેદ પામે ઋષિ પત્ની, ઋષિ પણ દુઃખિયા થયારે. ૧૧

## કડવું ૧૪ મું.—રાગ વેરાડી.

પ્રસવ કાળ પ્રમદા નવ દેખે, સખી સખીમાં પૂછેરે;
ચતુર નારી ચિત્ત વિમાસે, જો જો કારણ શું છેરે. ૧
મેલી ચોખી મીટ મળી, કો તણી ઉપઘાતરે;
કડી કાપડી ઉતાર અદકા, એ કારણ ઉત્પાતરે. ૨
વ્યાસપાટ પુરાવે ને ગણીઆ લાવે, ડમરૂ ડાક વજડાવેરે;
ભુવા ભટ્ટ ભાવ શું ધુણે, ચેટક ચીસ પડાવેરે. ૩
કુંભ જુવાર ઉતાર અદકા, આપોપું ઉતરાવેરે;
અડદ કરેણાં ગુગળ ધુપાવે, મંત્ર પીછી ફેરાવેરે. ૪
વૈદ વિશેષે વાદી ગારુડી, અંજન ઔષધ કીધાંરે;
મોલી મોરા મંત્રી પાણી, પેર પેરનાં પીધાંરે. ૫
એ અબળાનું કારણ જાણી, વળી વરતીયા લાવેરે;
મંત્ર જંત્ર મોટાં ઉપાસન, અર્થ ગર્થ ખરચાવેરે. ૬
શેવડા જોગી જડી બંધાવે, આપોઆપ વખાણેરે;
આપ સ્વાર્થ કરી ગયા પણ, કારણ કો નવ જાણેરે. ૭
જેને જેવી ઇચ્છા હુતી, તેણે તેવું માગી લીધુંરે;
આપસ્વારથ સહુ કરી ગયા પણ, કાજ કોણે નવ સીધ્યુંરે. ૮

વલણ.

અર્થ ન સીજ્યો વ્યાસ વિચારે, અક્ષત જોયા ઉતારીરે;
એ કારણ તો કો નવ જાણે, પછે જોયું જ્ઞાન વિચારીરે. ૯

## કડવું ૧૫ મું—રાગ વેરાડી.

વ્યાસ વિચારી વીનવે, તું જંતુ વિચારી જોયરે;
નરક પચે તું ઉદર માંહે. અદકું ન રહે ત્યાં કોયરે. ૧
તું પીડે જનિતા તાહરીને, કેમ છુટીશ ભારરે;
દશ માસ જાય દોહેલે, તને થયા સંવત્સર બારરે. ૨

ઢાળ.

બાર વર્ષ વહી ગયાં, તોહે છૂટકો નવ થાય;
જનનીને દુઃખ દાખે ઘણું, પીડા પામે તારી માય. ૩
જન્મ જોખમ ટાળીએ, એમ વેદ બોલે નેટરે;
જંતુ તું શું રણ્યા કાં પજો, હૈડે મૂરખ તું ચેત. ૪
ગર્ભ વેદના દોહેલી, મલમૂત્ર કષ્ટ અથાગ;
સન્મુખ થા સુખ પામવા, તું જન્મ ધરવા જાગ. ૫
તવ ગર્ભ માહેથી બોલિયો, હું ધરી બેઠો ધ્યાન;
સંસાર સુખ દેખું નહીં, અહીં ભજું છું ભગવાન. ૬
તવ વ્યાસ મન આનંદ પામ્યા, હવે સરશે કામ;
શ્રી ભાગવત સંભળાવું, ભગવતજીનું નામ. ૭
પછે વ્યાસ બોલે વેદ તોલે, ઉદરમાંથી લહે ભેદ;
સહસ્ર નામનો સંગ્રહ કીધો, ચૌદ વિદ્યા વેદ. ૮

વલણ.

વેદ વાણી મંન જાણી, ગર્ભ સ્મરે શ્રી વિષ્ણુને;
ઉદર સ્થાનક તો તજું, જો તેડી લાવો શ્રી કૃષ્ણને. ૯

કડવું ૧૬ મું—રાગ આશાવરી.

કૃષ્ણ દ્વૈપાયન વ્યાસજી, ધસમસતા ત્યાં જાયરે;
વેગે પધારયા વૈકુંઠ ભણીરે. ૧
શ્વાસ ચડયો બહુ ઋષિજીને,આવી રહ્યા હરિ દ્વારરે;
અંગે દ્વૈપાયન ઉકળ્યારે. ૨
વ્યાસજીતણી ચિંતા જાણી,સામા આવ્યા સારિંગપાણીરે;
આનંદે શ્રીકૃષ્ણજીને ભેટીઆરે. ૩

ઢાળ.

અતિ આનંદશું મળ્યા શ્રીકૃષ્ણને વેદ વ્યાસ;
કોણ કારણ પંથ પળીઆ, સબળ ભરિયા શ્વાસ. ૪
તવ વ્યાસજી વળતા વદે, તમે પૂરી આશ અનંત;
પુત્ર કુળમાં આપિયો, તે જન્મ ન ધરે જંત. ૫

શ્રીકૃષ્ણ વળતા બોલિયા, નમી ઋષિ કરજોડ;
દૈત્ય .હશે તો યુદ્ધ કરશુ, પણ રખે દેતા ખોડ. ૬
પછી કૃષ્ણ, વ્યાસ ત્યાંથી સાંચરયા, મંદિર આવ્યા તતખેવ;
ઋષિ પત્ની હરિને ચરણ લાગી, દુઃખ હરો વૈકુંઠ દેવ. ૭
ઋષિપત્ની નયણે નીર ઝરતાં, તે લોહતા શ્રીભગવાન;
હે સતી, માતા સાધવી, કાં ખુવે તારૂં વાન. ૮
શ્રીકૃષ્ણે જ્ઞાન વિચાર્યું, ધ્યાન ધરે શુકદેવ;
પ્રેમ ધરી બોલાવિયો, ભાવે કરી ભૂદેવ. ૯
ગર્ભ પ્રત્યે વિષ્ણુ બોલ્યા, તું ધ્યાન આણે દુષ્ટ;
જપરે ધ્યાન મિથ્યા થયું, તુજ માતા પામે કષ્ટ. ૧૦
તવ ઉદરમાંથી ગર્ભ બોલિયો, હું શું કરૂં સંસાર;
જો વાચા દીધી વિષ્ણુ તો, મેં અહિં ધર્યો અવતાર. ૧૧
વિષ્ણું કહે હું હૃદયમાંરેશ, એ પરમ વાચા પાળ;
તને લોભ મોહ માયા ન પીડે, તે સત્ય વચન સંભાળ. ૧૨
વાચા આપી ભક્તિ થાપી, કૃષ્ણ વળ્યા અશ્વમેવ;
નર નારી આનંદ પામ્યાં, જન્મ ધર્યો શુકદેવ. ૧૩

વલણ.

શુકદેવ જન્મ્યા ગર્ભ ધ્યાની, મોહ માયા નવ ધરે;
નગ્ન દિગંબર દેહે વન સંચરે, હરિ હરિ એમ મુખ ઓચરે. ૧૪

## કડવું ૧૭ મું.–રાગ ભીમપલાસી.

માતા વચનઃ–

હરિ પ્રતાપે હરખતી હું, ધરતી મન આનંદજો;
વ્યાસ વિમાસી ક્ષિણ થયા, જેમ પુનમ પડવા ચંદ્રજો. ૧
કર્મે વંઝા હું રહી, મહાદેવે કીધો દંડજો;
આગળથી ઊડી ગયો, મેં કુંવર નયણ ન દીઠજો. ૨
હું બાર વર્ષ ભારે મુઇ, મેં પગ તાણ્યા તે ફોકજો;
હે પુત્ર કીધાં વાઝીઆં, મુને મેહેણું દેશે લોકજો. ૩
જો હું જાતો જાણુતી, મારા આત્મતણા આધારજો;
તો મંદિર કરાવત લોહતણું, ભોગળ બીડત બારજો. ૪

મેં દેવની પૂજા નવ કરી, કે મેં લોભ કર્યો ધરસત્રજો;
કે મેં સાસુ નણંદ સંતાપીઆં, તો ક્યાંથી રહે મુજ પુત્રજો. ૫
મેં સાધૂ નવ સંતોખિયા, વિપ્રને ન દીધાં દાનજો;
એ પુત્ર વિના પરિવાર સૂનો, મારે વરતી ઉજડ રાનજો. ૬
કે મેં બાળ વછોહ્યાં ધાવતાં, કે મેં જળ વછોહ્યાં મીનજો;
કે મેં ગાય વછોહ્યાં વાછર, કે મેં નારી વછોહ્યાં ચીરજો. ૭
કે મેં વેહેતી નીકે પગ ધર્યો, કે મેં ફોડી સરોવર પાળજો;
કે મે કૂડાં કલંક ચઢાવિયાં, કે મેં વાઢી પિંપળ ડાળજો. ૮
પુંઠે ચાલ્યાં પ્રેમદા, કેમ લોકનાં મેહેણાં સહીશજો;
પુત્રતણું મુખ નિરખવા, હું વનમાં વાસ કરીશજો. ૯
પાછાં વળોરે પદ્મિની, વ્યાસે ધારણા દીધી મંનજો;
તમો મંદિર પધારો માતુની, પછે વ્યાસ પધારે વંનજો. ૧૦
વેહેલા પધારજો નાથજી, કાંઇ કથન આહારાં કહેજો;
વહાલો વળે તો વાળજો, નહિ તો પુત્ર પાસે રહેજોજો. ૧૧

વલણ.

પુત્રની પાસે રહેજો સ્વામી, પછે મને તેડાવજો;
એ પુત્રને ભક્તિ છે ઘણી, અને હરિ નામનું નાવજો. ૧૨

કડવું ૧૮ મું–રાગ વેરાડી.

પુત્ર પૂઠે વ્યાસ વિચક્ષણ, વેગે વાહારે ધાયરે;
પગલાં જુવે ને નયન લુહે, મોહ પુત્રનો થાયરે.
કુંવરને કો વાળોરે;
મારા પ્રાણનો આધાર, કુંવરને કો વાળોરે. ટેક. ૧
કુંવરને કોઈ ખાળો વાળો, મારો વહાલો વદન રસાળોરે;
નાસંતો મેં નયણે નિહાળ્યો, ચિત્ત હરીને ચાલ્યો. કુંવરને૦ ૨
વ્યાસ વન વગડામાં ક્રોડે, પડે ઉઠે બેઠા થાયરે;
ઉનાળે તડકે લૂ લાગે, પાણી કો નવ પાય. કુંવરને૦ ૩
કાયા કોમળ ને કાંટા ભાગે, વસ્ત્ર વળગે ડાળરે;
બળતા માંહે પૂળો નાંખ્યો, સળગી થઈ છે ઝાળ. કુંવરને૦ ૪
ધાતાં અરવડી આખડી પડતા, વળી બેઠા ત્યાં થાયરે;
પુત્ર પિતાને ઉત્તર ન આપે, આગળ પાછળ ધાય. કુંવરને૦ ૫

રાન વગડામાં શું રખડાવે, આતા એમ ન કીજે રે;
અતિ દુખિયાને વિટંબે છે, માતાતાતને છેહ નવ દીજે. કુંવરને૦ ૬
હે પુત્ર છેહ ન દીજીએ, દુઃખ ધરે તારી માતરે;
વળી બાર વર્ષ ઉદર વસ્યો, તે કેમ છૂટિશ પાપ. કુંવરને૦ ૭
પાપે જે બાંધ્યો પ્રાણીઓ, દુઃખ ધરે તારી માતરે;
રાન વગડામાં કાં રવડાવે, વળી વિશેષે તાત. કુંવરને૦ ૮

વલણ.

તાત વચન શ્રવણે સુણી, ઉભા રહ્યા શુકદેવરે;
વ્યાસની વાણી સાંભળી, પછે ઓચરિયા તતખેવરે. ૯

કડવું ૧૯ મું-રાગ સામેરી.

શુકદેવ કહે કાં કષ્ટ કરો, કાં પાળા પૂંઠે ધાઓ;
ઉભો રહીને ઉત્તર આપે, વ્યાસ પાછા વળી ઘેર જાઓ. ૧

ચોપાઇ.

વ્યાસ વેણુ ન કહેશો વાળીરે, મારે ત્રીકમ સાથે તાળીરે;
કર જમણે ગ્રહુ જપ માળીરે, વંન બેસશું આસન વાળીરે. ૨
વ્યાસ મોહ મ ધરશો કાંઇરે, કરશો ફોક મ દેશો સાંઈરે;
મિથ્યા સંસારમાં નવ રહિશુ રે, પ્રભુ ભકિત માટે વન જઇશુ રે. ૩

પૂર્વછાયા.

દ્વૈપાયન મા શોક ધરશો, ફોકટ મદના તાનારે;
દીધી શિખામણ કાને ન લાગે, જ્યમ પાકે ભાંડે કાનારે. ૪
વ્યાસ વચન એ નિશ્ચે માનો, સંગત દોષ તો લાગેરે;
ઘીયાળુ દૂધજ જ્યમ વણસે, ત્યમ ગૃહસ્થ મળ્યે તપ ભાગેરે. ૫
વ્યાસ એ સારોદ્ધાર કહું, વચન કહું છૌ સારૂ રે;
સંસારી જન જે કો કહીએ, તે શું ન મળે મન મારૂ રે. ૬
આદ્ય નિરંજન ઠાકોર મારો, કરશે સાર તમારીરે;
મોહ મ ધરશો શોક મ કરશો, મેલો કેડ અમારીરે. ૭
આદ્ય નિરંજન નામે વળગ્યા, તે શું મન પતીજેરે;
ઘર પરિવાર તજી વન આવો, બેઠા જ્ઞાન કરીજેરે. ૮

ઘેર બેઠા તમો પુણ્ય આચરો, લક્ષ્મી લાજ તમારેરે;
અમે વંન રહિશું દુઃખ સહિશું, લીલાલેહેર અમારેરે. ૯
ગૃહસ્થ જતીશુ વાદ ન કીજે, બીનો છો અવિનાશરે;
એવી શુકદેવની વાણી સાંભળી, પછે બોલ્યા વેદવ્યાસરે. ૧૦

કડવું ૨૦ મું-રાગ કેદારો.

વ્યાસજી વાણી ઓચરે, સાંભળ શુક ઉપદેશ;
વૃદ્ધ વય વેળા તપતણી, આજ તૂ છો બાળે વેશ. ૧
નાનડીઆ અમને મેલી મ જાશો. ટેક.
થોડા માંહે કહુ ઘણું, આવો આપણે અવાસ;
તુને કામ બાણ સંતાપશે, ત્યારે પડશો માયાને પાશ નાનડી૦ ૨
કાચી મને જે તપ કરે, તે કરે કૂડાં કામ;
તરફડે ફળ પામવા, તે ચૂકે ઘરના ઠામ. નાનડી૦ ૩
થડે રહીને તળપ દે, બેસવા ઇચ્છે ટોચ;
બાઘ વસ્તુ તે પામે નહીં, ઉસરડે બેઠો પોચ. નાનડી૦ ૪
પંચવીશ પેહેલાં પુરૂષને, લાડ લીલાએ જાય;
માબાપની આજ્ઞામાં રહે, જ્યાં લગી મત પાકી થાય. નાનડી૦ ૫
પાકી મત થયા પછે જે, કરે ધર્મ ધ્યાન ઉપાય;
પગથીએ પગથીએ ચડે, તેનાં કારજ થાય. નાનડી૦ ૬
કહ્યું કરો કોડામણા, અતિ દુઃખ આંણે છે તાત;
એક વાર આવી ઠારજો, રૂદન કરે છે તારી માત. નાનડી૦ ૭
અમે છોરૂ છતે છોરૂ હીણુ થશું, કાં કરો છેક નિરાશ;
એકવાર આવો આશ્રમે, તમ માતની પહોચે આશ. નાનડી૦ ૮

વલણ.

આશ પહોંચે મન રળી... ા વદે તતખેવરે;
વ્યાસની વાણી સાંભળી, પાય... વદે શ્રી શુકદેવરે. ૯
ભાગે, વરૂ

કડવું ૨૧ ... સળગ કેદારો.

શુકદેવ વાણી ઓચરે, ...ણી ...જો વેદવ્યાસ;
હું દાહ્રસે તપ પામીઓ, કાં ...શો નેટ નિરાશ. ૧

તાતજી તમો સાંભળો, મારી વિનંતી નિર્વાણ;
મુજને વહાલો અતિ ઘણો, એક છે નારાણ. ૨
સંસારે સુખ દેખું નહીં, માટે સેવું સારંગપાણ;
આતાજી દોહેલે તપ પામ્યો, કાં કરો પુણ્યની હાણ. ૩
અતિ ઘણું આગે રડવડયો, હું લક્ષ ચોરાશી જાણ;
અંડજ સ્વેદજ જરાયુજ, ઉદ્ભિજ્જ ચારે ખાણ. ૪
હું વેણ એકજ ઓચરૂં, જો આણો મન વિશ્વાસ;
અનેક અવતાર મેં ભોગવ્યા, હું કોની પૂરૂં આશ. ૫
ગરૂડ વૃષભ ને અશ્વ ગજ, વળી વાઘ સિંહ શિયાળ;
ચિકારે લાવરાં અને શુકર, વરૂ વાનર વ્યાલ. ૬
ચાતક પોપટ મોર મેનાં, કુકુટ ને કોરંગ;
વિંછુ રિંછ વાગોળ વિશેષે, કોયલ જન્મ્યો નવ રંગ. ૭
સસલો સરડો જન્મીયો હું, ઘુવડ કાગ ને કોલ;
મચ્છ કચ્છ ને તેતરાં, બગલાં ને ઉદર બોલ. ૮
હોલા હોલી પારેવા, ચહા ચંદુલ ને ચાસ;
માંજાર મેઢા બોકડા, ઈયળ ભ્રમર ગર્ભવાસ. ૯
મસા માંકડ ચાંચડા, કહેતાં ન આવે પાર;
પશુ પક્ષી નાગ મુનિવર, વનસ્પતિ ભાર અઢાર. ૧૦
જળ અવતરયો સ્થળ અવતરયો, પાતાળગતિ અવતાર;
ઘટમાળની પેર ફેરવ્યો, મૃત્યુ લોકમાં બહુ વાર. ૧૧

વલણ.

બહુ વાર ફેરા ફેરવ્યો, હું કો તણી પૂરૂં આશરે;
શુકની વાણી સાંભળી, પછે બોલ્યા વેદવ્યાસરે. ૧૨

કડવું ૨૨ મું–રાગ વેરાડી.

વ્યાસ વદે શુકદેવ સાંભળો, તેં મે કહ્યું તે સાચું રે;
પશુ પક્ષી અવતાર કશો તે, પેટ ભરે છે કાંસુરે;
કુંવર કયમ રહેશોરે, એકલા રાન વગડામાંહે બાળક બીહીશોરે. ટેક. ૧
રાન વગડા મહા વનમાંહે, મારા નયન સુલુણા નહાન;
બોલ દોને તમે બાલુડા, કોડીલા કર્મ નિધાન.
કુંવર કયમ રહેશોરે; એકલા રાન વ૦ ૨

પશુને કાંઇ જ્ઞાન નહીંરે, અચેત વિવેક વિચાર;
નહિ ભક્તિ કાંઇ ભાવ ન ગણુવે,માનો કુંવર નિરધાર.
કુંવર ક્યમ રહેશોરે; એકલા રાન વ૦ ૩
વળી રીંછ રોઝ બિહાવે વનમાં, સુકર ને શીગાળ;
વાનર વલુરશે વાલમા, ત્યારે બીહીશો નાનું બાળ.
કુંવર ક્યમ રહેશોરે; એકલા રાન વ૦ ૪
રાત અંધારી ઘૂપા ગાજે, વિજળી કરે ઝળકાર;
પાણી પૂર વહે નદીનાળાં, ક્યમ રહે બાળક બહાર.
કુવર ક્યમ૦ એકલા રાન વ૦ ૫
શીત કાળે હેમતણી, તુને ટાઢ ઘણેરી વાશે;
વાઘ સિંહ કરશે હોકારા, તુને દેખી પૂઠે ધાશે.
કુંવર ક્યમ૦ એકલા રાન વ૦ ૬
ઉષ્ણ કાળે ત્યાં અગ્નિ વરસે, તરફડે જળચર જાણ;
એવે સમે વનમાં ક્યમ રહેશો, લાડકા કુંવર અજાણ.
કુવર ક્યમ૦ એકલા રાન વ૦ ૭
રત્ન જડિત પારણે પોઢાડી, હરખે તુને હુલાવું;
અર્થ ગર્થ આદર શું ખરચું, પ્રેમે કરી પરણાવું.
કુંવર ક્યમ૦ એકલા રાન વ૦ ૮
કાલાવાલા કોટિ કરૂં, તૂં વછોડી કાં જાય;
વ્યાસની વાણી સાંભળી, શુકદેવ બોલ્યા ત્યાંય.
કુંવર ક્યમ૦ એકલા રાન વ૦ ૯

કડવું ૨૩ મું-રાગ વેરાડી.

શુકદેવ કહે તમો સાંભળો તાત,પૂર્વે જન્મની કહું એક વાત;
લક્ષ ચોરાશી ફેરા ફર્યો, વાઘરીને કુળ હું અવતર્યો. ૧
સુરીઓ વાઘરી મારૂં નામ, ચંદ્રભાગા વિજયપુર ગામ;
અપરાધી કુળ દેહડી ધરી, વસ્ત્ર વિના હીંડતો વાઘરી. ૨
સાજું પેહેરવા નહોતું કશું, કુટુંબ કારણ વધતો પશું;
પશુ વધીને ભરતો પેટ, વગડે જઇ કરતો આખેટ.* ૩

* આખેટ એટલે શિકાર.

વનમાં હું જાતો પરભાત, ત્યાં રહેતો દિવસ ને રાત;
અપરાધી ને હૃદય નઠોર, જેણે માહારાં કર્મ અઘોર. ૪
એક જીવ દીઠો આવતો, હું જાળ માંડી બેઠો અણછતો;
એક સંન્યાસી ત્યાં આવિયો, બીજમંત્ર તેના શિષ્યને કહ્યો. ૫
તેને સંભળાવ્યું બ્રહ્મજ્ઞાન, તે મેં સાંભળ્યું મારે કાન;
તે સુણીને ઉપન્યો વૈરાગ, કુટુંબ સર્વ મેં કીધું ત્યાગ. ૬
કરતો હતો તે મૂક્યું કામ, તે પૂઠે જાવા કીધી હામ;
તે માનુભાવ આઘો વિસર્મ્યો, હું જઈ તેને ચરણે નમ્યો. ૭
મેં કરજોડી કર્યો પ્રણામ, હું અપરાધીને દીજે ઠામ;
તે સ્વામીએ કીધો સનાથ, મારે મસ્તક દીધો હાથ. ૮
ગુરુજીએ શિષ્યને કીધી દયા, ભક્ત દીન પર કીધી મયા;
ભાવ હુતો તો નિર્મળ થયો, વર્ષ કેટલાં તપ આચર્યો. ૯
પછે તે દેહ છાંડી નિરધાર, સુડલા કુળ પામ્યો અવતાર;
જ્ઞાની સુડલો વનમાં રેહે, રામ નામને મનમાં ગ્રહે. ૧૦
માન સરોવર કેરી પાળ, સુડલો બેસે આંબા ડાળ;
કાચાં ફળ ત્યાં હું ચાખતો, પાકાં ફળ હેઠાં નાખતો.
અનેક જીવ અવર આવતા, તે ફળ પ્રાશી સુખિયા થત[illegible]
સુખી થઇને આશિષ ભણે, પુણ્ય વધે પાતિક પરજળે.
ચિરકાળનું ત્યાં અપૂજ્ય લિંગ, તેપર બીલીવૃક્ષ પ્રસંગ;
સુડલો બેસે બીલી ડાળ, પક્ષી સ્વરૂપે કરતો આળ. ૧૩
ત્યાં ખરે પાન તે હેઠું પડે, તે શંભુને [illegible] ચઢે;
ચાચ ભરીને જળ લાવતો, શંભુને શિર [illegible]તો. ૧૪
આગળ ઉભો રહી નાચતો, રક્ત [illegible] રાખતો;
ભોળો ચક્રવર્તી મનમાં ધરે, પં[illegible] માહરૂં કરે. ૧૫
પ્રભુએ મારી કીધી સાર, [illegible] પામ્યો અવતાર;
સુરસેકદ ત્યાં મારૂં નામ, તપ આચરતો કેવળ રામ. ૧૬
ત્રિભુવનમાં હવું તપનું [illegible] મને કર્યું વિઘ્ન;
પછે આરાધ્યા મેં વૈકુંઠનાથ, સ્વામીએ હું કર્યો સનાથ. ૧૭
તે દેહ મેં છાં[illegible]નિરધાર, પછે તમ કુળ પામ્યો અવતાર;
તે માટે તપ[illegible]મ, વસ્તો કહે બોલો શ્રી રામ ૧૮

પશુને કાંઇ જ્ઞાન નહીંરે, અચેત વિવેક વિચાર;
નહિ ભક્તિ કાંઇ ભાવ ન ગણવો,ગાનો કુંવર નિરધાર.
કુંવર કયમ રહેશોરે; એકલા રાન વ૦ ૩
વળી રીંછ રોઝ સિંહાવે વનમાં, સુકર ને શીઆળ;
વાનર વલુરશે વાલમા, ત્યારે બીહીશો નાનું બાળ.
કુંવર કયમ રહેશોરે; એકલા રાન વ૦ ૪
રાત અંધારી વૃષા ગાજે, વિજળી કરે ઝળકાર;
પાણી પૂર વહે નદીનાળાં, કયમ રહે બાળક બહાર.
કુવર કયમ૦ એકલા રાન વ૦ ૫
શીત કાળે હેમતણી, તુને ટાઢ ઘણેરી વાશે;
વાઘ સિંહ કરશે હોકારા, તુને દેખી પૂઠે ધાશે.
કુંવર કયમ૦ એકલા રાન વ૦ ૬
ઉષ્ણ કાળે ત્યાં અગ્નિ વરસે, તરફડે જળચર જાણ;
એવે સમે વનમાં કયમ રહેશો, લાડકા કુંવર અજાણ.
કુવર કયમ૦ એકલા રાન વ૦ ૭
રત્ન જડિત પારણે પોઢાડી, હરખે તુને હુંલાવું;
અર્થ ગર્થ આદર શું ખરચ્યું, પ્રેમે કરી પરણાવું.
કુંવર કયમ૦ એકલા રાન વ૦ ૮
કાલાવાલા કોટિ કરૂં, તૂં વછોડી કાં જાય;
વ્યાસની વાણી સાંભળી, શુકદેવ બોલ્યા ત્યાંય.
કુંવર કયમ૦ એકલા રાન વ૦ ૯

## કડવું ૨૩ મું-રાગ વેરાડી.

શુકદેવ કહે તેમો સાંભળો તાત,પૂર્વે જન્મની કહું એક વાત;
લક્ષ ચોરાશી ફેરા ફર્યો, વાઘરીને કુળ હું અવતર્યો. ૧
સુરીઓ વાઘરી મારૂં નામ, ચંદ્રભાગા વિજયપુર ગામ;
અપરાધી કુળ દેહડી ધરી, વસ્ત્ર વિના હીંડતો વાઘરી. ૨
સાજું પેહેરવા નહોતું કશું, કુટુંબ કારણ વધતો પશું;
પશુ વધીને ભરતો પેટ, વગડે જઇ કરતો આખેટ.* ૩

* આખેટ એટલે શિકાર

વનમાં હું જનો પરભાત, ત્યાં રહેતો દિવસ ને રાત;
અપરાધી ને હૃદય નઠોર, જેણે માહારાં કર્મ અઘેર. ૪
એક જીવ દીઠો આવતો, હું જાળ માંડી બેઠો અણછતો;
એક સંન્યાસી ત્યાં આવિયો, બીજમંત્ર તેના શિષ્યને કહ્યો. ૫
તેને સંભળાવ્યું બ્રહ્મજ્ઞાન, તે મેં સાંભળ્યું મારે કાન;
તે સૂણીને ઉપન્યો વૈરાગ, કુટુંબ સર્વ મેં કીધુ ત્યાગ. ૬
કરતો હતો તે મૂક્યું કામ, તે પૂઠે જાવા કીધી હામ;
તે માનુભાવ આઘો વિસર્યો, હું જઈ તેને ચરણે નમ્યો. ૭
મેં કરજોડી કર્યો પ્રણામ, હું અપરાધીને દીજે ઠામ;
તે સ્વામીએ કીધો સનાથ, મારે મસ્તક દીધો હાથ. ૮
ગુરુજીએ શિષ્યને કીધી દયા, ભક્ત દીન પર કીધી મયા;
ભાવ હુતો તો નિર્મળ થયો, વર્ષ કેટલાં તપ આચર્યો. ૯
પછે તે દેહ છાંડી નિરધાર, સુડલા કુળ પામ્યો અવતાર;
જ્ઞાની સુડલો વનમાં રેહે, રામ નામને મનમાં ગ્રહે. ૧૦
માન સરોવર કેરી પાળ, સુડલો બેસે આંબા ડાળ;
કાચાં ફળ ત્યાં હું ચાખતો, પાકા ફળ હેઠા નાખતો.
અનેક જીવ અવર આવતા, તે ફળ પ્રાશી સુખિયા થત[illegible]
સુખી થઈને આશિષ ભણે, પુણ્ય વધે પાતિક પરજળે[illegible]
ચિરકાળનું ત્યાં અપૂજ્ય લિંગ, તેપર બીલીવૃક્ષ પ્રસંગ;
સુડલો બેસે બીલી ડાળ, પક્ષી સ્વરૂપે કરતો આળ. ૧૩
ત્યાં ખરે પાન તે હેઠું પડે, ને શંભુને [illegible] ચઢે;
ચાચ ભરીને જળ લાવતો, શભુને શિ[illegible]તો. ૧૪
આગળ ઉભો રહી નાચતો, રક્ત [illegible] રાખતો;
ભોળો ચક્રવર્તી મનમાં ધરે, [illegible] મારૂં કરે. ૧૫
પ્રભુએ મારી કીધી સાંર, [illegible]મ્યો અવતાર;
સુરસેકદ ત્યા મારૂં નામ, [illegible]ચરતો કેવલ રામ. ૧૬
ત્રિભુવનમાં હતું તપનું [illegible] મને કરયુ વિઘન્ન;
પછે આરાધ્યા મેં વૈકુંઠનાથ, [illegible]ામીએ હુ કર્યો સનાથ. ૧૭
તે દેહ મે છા[illegible]નિરધાર, પછેતમ કુળ પામ્યો અવતાર;
તે માટે તપ[illegible]મ, વસ્તો કહે બોલ્યા શ્રી રામ ૧૮

## કડવું ૨૪ મું.–રાગ આંદોલ.

પછે વેદ વ્યાસ વદે, કુરણુ લાગી છે હૃદે;
કહ્યું ન માને કુંવર અમતણું રે. ૧
જુવોને પુત્ર વિમાગી, તમે કાં જાઓ વનમાં નાશી;
જુવો પવિત્ર કુળ છે આપણું રે. ૨

### ઢાળ.

આપણું કુળ પવિત્ર છે, જ્યાં મુક્તિ મારગ મર્મ;
ઉન્મારગ કાં ચાલીએ, વર્તો વર્ણાવર્ણ ધર્મ. ૩
ગૃહસ્થાશ્રમ જે પાળીએ, એવો નથી બીજો ધર્મ;
યજ્ઞ યાગ હવન વિધિશું, સાચવો ષટ્ કર્મ. ૪
ષટ્ કર્મ સંધ્યા પાળીએ, પૂજીએ શાલગ્રામ;
જતી જોગી વન થકા, પૂછના આવે ઠામ. ૫
નિર્મળ નારી સદાચારી, પચાવે હવિષ્યાન્ન;
ભાવતાં ભોજન વિપ્રને, વળી અતિથિ પામે અન્ન. ૬
તાંબુળ દક્ષિણા અર્ચના, સુંદર કોટે હાર;
પુત્ર મનમાં વિચારો, એ ગૃહસ્થનો આચાર. ૭
વૈશ્ય ક્ષત્રી શુદ્ર તે, પૂજી કરે પ્રણામ;
વાસ વસે હોય નિર્મળા, તે હરિ પદનું ધામ. ૮
શુદ્ર સેવા કરે સૌ વર્ણની, વળી કૃષિ કર્મ વ્યાપાર;
સર્વ આપે વિપ્રને સેવા, એ શુદ્રના આચાર. ૯
રાજા સૌ જે રણુવઢે, દુઃખ ન પામે કોય;
પ્રજા પાળે વેરી વિડારે, સુધર્મ મારગ હોય. ૧૦
ભરતાર ભક્તિ પતિવ્રતાને, નરનારી એ સત્ર;
માત પિતા એ જન્મ દે, આજ્ઞા માહે રહે પુત્ર. ૧૧

### વલણ.

પુત્ર તે જે વચન પાળે, માબાપને સુખિયા કરે;
વ્યાસની વાણી સાંભળી, શુકદેવ[redacted] ઓચરે. ૧૨

## કડવું ૨૫ મું–રામ સામેરી.

શુકદેવ વાણી ઓચરે, સાંભળો વેદવ્યાસ;
પુણ્ય કરે તે પામવા, વળી અવતરવાની આશ. ૧
એક આશ વિષ્ણુની ધરે, તે પુરુષ પામે પાર;
આદિ પુરુષને અનુસરે, પુનરપિ નહીં અવતાર. ૨
અવતાર નવ માનો સહી, તપતણું એવું કામ;
વ્યાસ જતી જોગી વન રહે,તમો તમારે રહો ઠામ. ૩
અવતાર તો નહિ માનુષી, જે આદિપુરુષને અનુસરે;
આદિ હરિને અનુભવે, સંસાર તેને શું કરે. ૪
જતીને શું નિર્ફળ છે, જે વખાણો ગૃહસ્થાશ્રમ;
પણ પુણ્ય જમલું પાપ છે, પાપથી લેપે કર્મ. ૫
આપીએ તે પામીએ, આગળ એ સંતાપ;
પુણ્ય ચાલતું અતિઘણું, પણ પેહેલાં કરવું પાપ. ૬
સંમાર્જની જ્યાં ફેરવે, અબોટ દીજે જ્યાંય;
રસોઇ રચિયે,અગ્નિ પચિયે, બહુ જંતુ ઇંધનમાંય. ૭
ખાંડણે દળણે પાણીઆરે, સ્વેદદ્વારે જ્યાંહે;
આંબળાં બેસ અંઘોળિયે, જંતુ પચાએ ત્યાંહે. ૮
વડું નેહ વિખાણીએ, સાંભળો કહું એક બોલ;
પુણ્ય સરસવ જેટલું, પાપ મેરૂ સમતોલ. ૯
પુણ્ય તોજ વિખાણિયે, લક્ષઘણું આગળ થાય;
પણ સંસાર માર્ગે ચાલતાં, વૈકુંઠ કો નવ જાય. ૧૦

વલણ.

વૈકુંઠ કો નવ પામશે, જે જતી ભાવ ન આચરે;
શુકજીની વાણી સાંભળી, વ્યાસજી વળતા ઓચરે. ૧૧

## ઓવે કડવું ૨૬ મું–રાગ કાલેરો.

મુનિ વાણી ઓચરે, મૂર્ખ મન વિમાસી જોયરે;
પ્રથમના સંતોષ નહિ, પુણ્ય વિના પાર ન પામે કોયરે. ૧
કેડેથી વદે શુકદેવ સાંભળ, મન વિમાસી જોયરે;
જો વૈકુંઠ જાઇએ, બગ જળસ્થળ સેવે સોયરે. ૨

આસન વાળ્યે જો શુદ્ધ થઇએ, તો પર્વત અવિચળ ભાસેરે;
વળી વૃક્ષ પર્વતમાં ઘણાં, તે કો યકી નવ ત્રાસેરે ૩
કષ્ટ કરસે જો વૈકુંઠ જઈએ, તો વાગોળ વન ટંગાએરે;
જળ સેવતાં જો શુદ્ધ થઇએ, તો જળચર જળમાં ન્હાએરે. ૪
અગ્નિ સેવતા સ્વર્ગે જઇએ તો, બળી મરે છે પતંગરે;
વિભૂતિ ધરયે જો શુદ્ધ થઇએ તો, ખર લોટે છારને સંગરે. ૫
જટા ધરયે જો શુધ્ધ થઇએ તો, વડને શાખા મોટીરે;
આત્મ જાણ્યા વિના સાધના, કરી ગયા મૂરખ કોટીરે. ૬
રાન સેવતાં રામ મળે તો, વગડે વસે ઢોરંગરે;
એમ નિશ્ચે મન જાણ્યા વિના, સાધન સઘળાં ભંગરે. ૭
એકાકારે શુધ્ધ થઇએ તો, શૂકર શ્વાન શીઆળરે;
શ્રાંતિપણે જો શુદ્ધ થઇએ તો, આહેડી ચાંડાળરે. ૮
પુણ્યહીન એક વિપ્ર સુદામો, તેને મિત્ર મુરારીરે;
દત્તહીન જો પાછો વળ્યો, તોય આશ પોહોતી સારીરે ૯
એક મુષ્ટિકા તાંદુળ માટે, દુર્મત સઘળી કાપીરે;
બીજી મુષ્ટિકાએ દરિદ્ર છેદ્યું, નવે નિધ ત્યાં આપીરે. ૧૦
આતા ઘેરે પુણ્યફળ મોટું, તુજને કહું દ્રષ્ટાંતરે;
કારણ સઘળું તમને કહું, જેને કૃષ્ણજી શું એકાંતરે. ૧૧
પેહેલાં ક્ષત્રી કર્ણ હવોરે, બીજો શેઠ શૃગાલરે;
લઈ અમરાપુર વાસ પુરાવ્યો, તેને ત્રૂઠ્યા દેવ દયાળરે. ૧૨
ધ્રુવ પ્રલ્હાદ વિભીષણ જયદેવ, અજામિલ હરિશ્ચંદ્રરે;
અંબરીષ રુકમાગદ રાજા, તે ઓધરિયા ગોવિંદરે. ૧૩
બભ્રુક્ષત એક બાળક ભૂલ્યો, તેને ઈચ્છા ભોજન સારરે;
એક યતિને સંતોષ્યા માટે, પામ્યો અર્ધ ભંડારરે. ૧૪
દીપક પ્રગટયો દત્ત પુણ્યે, તેનો પુણ્ય પ્રતાપરે;
દિનકર ઉગે તિમિર ટળે, પુણ્ય ઉદયે પ્રલ્લે પાપરે. ૧૫
પુણ્ય પ્રસાદે પુત્ર જણીજે, પુત્રે પિંડ ઉધરિયેરે;
વ્યાસ વદે શુકદેવ સાંભળ, મિથ્યા વાદ ન કરિયેરે. ૧૬

## કડવું ૨૭ મું-રાગ મલ્હાર.

શુકદેવ વાણી ઓચરે, સુણો ઋષિજી દ્વૈપાયનરે;
મૂર્ખ જડ કાં થઇ રહ્યા, હું તો જાણતો તમમા જ્ઞાનરે. ૧
તમે વાણી એ કાં ઓચરો, મન ભજો કેવળ રામરે;
મૂર્ખ મતને પરહરો તો, આપે અવિચળ ઠામરે. ૨
વ્યાસ વિચારીને જુઓ, કા કરો મિથ્યા વાદરે;
તપફળ ધ્રુવજી ભોગવે, જેમ ઓધર્યો પ્રહ્લાદરે. ૩
છોરૂએ જે છુટીએ તો, શાને ફરે વનમાયરે;
પેટ ભરે આપ આપણું, વૈકુંઠ કો નવ જાયરે. ૪
ભમે ભૂર ભૂલ્યા ભમે, ધિક્ક પડયો તે અવતારરે;
ભોગવે કરણી આપણી, પણ કો ન પામે પારરે. ૫
ઘો ગરોળી ને કાકીડો, વાગોળ વાનર વ્યાલરે;
મૂષક નોળ કરોળિયા, અદકાં જાણો શ્વાન શિયાળરે. ૬
મધમાખ ને વળી મગતરા, જળચર અદકાં જંતરે;
વિંછણ આશ ઉદર ઉપજે, ઉદરમાંથી લે અંતરે. ૭
તિર્થ વ્રત નવ આચરે, નવ કરે કાઇ દાનરે,
સ્વધર્મ જેહ ન આચરે, તે નર અવતરે અજ્ઞાનરે. ૮
કો અદકું કો ઓછુ અવતરે, ફેરાફરે બહુ વારરે;
કોણ પિતા ને કોણ પુત્ર છે, એ ગહન ગતિ સંસારરે. ૯
ઋણ વૈર લેણદેણાથકી, અવતરે આવી પેટરે;
અદૃષ્ટ કો લેહેતું નથી, ત્યા મિથ્યા કરવી વેઠરે. ૧૦
ત્યાં લગણ સૌ રહે એકઠા, જ્યાં લગી ઓશિંગણ થાયરે;
નામું દઇ આપાપણું, તે પછે સ્થાનક જાયરે. ૧૧
પુત્ર મરતાં પિતા ન મરે, પુત્ર વિયોગે માયરે;
સગપણ સ્વારથનું સહૂ, એક સગો વૈકું[illegible]રે. ૧૨
મારૂં મારૂં મૂર્ખ કરે છે, જાણો માયાકે[illegible];
કર લઇ દીપક ક્રોડીઊ, કૂપે પડે [illegible]રે. ૧૩
કામક્રોધ લોભને પરહરો, કૃષ્ણની ક[illegible]રે;
હરિ નામ લેતા જે ગયા, તેને [illegible]સરે. ૧૪

સંસાર સમુદ્ર અગાધ છે, તેમાં બૂડતાં બુમ ન વહારરે;
આપોપે જે ચેતશે, તે ઉતરશે ભવ પારરે. ૧૫
આપોપું જે ચેને નહીં, ત્યાં લગી નવ મૂકાયરે;
શુકની વાણી સાંભળી, બોલ્યા દ્વૈપાયન ઋષિ રાયરે. ૧૬

## કડવું ૨૮ મું–રાગ સારંગ.

વ્યાસજી વાણી ઓચરે, ક્ષણ સ્થિર રાખો મંન;
કુંવારાનું કારણ કહું, તે સાંભળો શુક તંન. ૧
એક દ્વિજ તસ્કર હવો, ને શૂળી પામ્યો તેહ;
કુંવારાનું કારણ માટે, પ્રાણ ન છાંડે દેહ. ૨
તલાવેલી તરફડે, બહુ પડે પછાડે પાય;
એક વિપ્ર ઉતાવળો, શૂળી આગળ થઇને જાય. ૩
આશ્ચર્ય પામી દ્વિજ ભણે, કહે તસ્કર મુજને મર્મ;
શૂળી ચઢ્યો શે નવ મરે, શાં આચર્યાં વિકર્મ. ૪
શૂળી થકો નર ઓચરે,સ્વામી મારે કારણ એહ;
કુંવારાને ગતિ નહીં, માટે પ્રાણ ન છાંડે દેહ. ૫
આ વેળાનો તું સગો છે, એક કુંવારી લાવ;
તુજને દઉં આજીવિકા, ને તું મુને પરણાવ. ૬
હાથેવાળી મેળવી, બહુ આપું તુજને દામ;
મુજને ઓશિંગણ કરી, પછે કરો ઘરનાં કામ. ૭
વિપ્ર વેગે વળ્યો પાછો, બાળકી ઝાલી બાંહે;
કુંવારી ખાંધે લઈ, લાવી ઉતારી શૂળી જ્યાહે. ૮
ત્યાં હાથેવાળો મેળવ્યો, કંઠે આરોપી માળ;
મંગળ ફેરા ફેરવ્યા, ત્યારે આશ્ચર્ય પામી બાળ. ૯
આશિર્વાદ આપી ભણે, તવ તસ્કર હરખ્યો મંન;
તે[illegible]શિંગણ હું કર્યો, તું લે આ એક રતંન. ૧૦
[illegible] લઇને પરવરચો,ત્યારે શૂળીએ વલગી બાળ;
[illegible]વળો ઉતાવળા, મારે શૂળી સાથે કાળ. ૧૧
[illegible] સખીને, વેરી તે મારો બાપ;
હું [illegible]લી રાંડ થઈ, મેં શાં આચરિયાં પાપ. ૧૨

તાત વેગે વળ્યો પાછો, ક્ષણુ ન લાગી વાર;
એની ગત તે મારી ગત,એ થયો મારો ભરથાર. ૧૩
શાણી થકી નર ઓચરે, તું ધીરજ રાખજે મંન;
હું શિખામણુ દઊં તે કરો, આ લેની.ત્રણુ રતન. ૧૪

## કડવું ૨૯ મું-રાગ ભુપાળ.

એક થકી તું આજીવિકા કરે, જા ગંગા તીરે મુનિ તપ કરે;
મહંત પુરુષ તેને જાણુજે, તું તે સાથે સ્નેહ ધરજે. ૧
ધરજે સ્નેહ તે મહંત સાથે, હસ્ત મુકાવજે તેના માથે;
પુરશે તારા મનના કોડ, શા માટે તું ધરે મન મોડ. ૨

## ચોપાઈ.

તેને આપજે એક રતન, વીર્ય વિક્રયનો માગજે તંન;
પૂરે માસે પુત્ર જન્મજે, તે તનને માર્ગે મૂકજે. ૩
ગાંઠે બાધજે એક રતંન, જે કો લે તે કરશે જતંન;
આજ્ઞા લેઇને તે સાંચરી, પછે તેહ તસ્કર પામ્યો હરી. ૪
દિવસ કેટલેક બાળા મોટી થઈ, કોઇએક નગરે જઇને રહી;
પૂર્વ વારતા મનમાં ધરી, ત્યાંથી નારી તે સાંચરી. ૫
દીધી શિખામણુ હૃદયે ધરી, ગગા તીરે તપ આચરી;
મહંત પુરુષ ઋષેશ્વર જેહ, એકવાર તે શું વિલસી દેહ. ૬
તેને આપ્યું એક રતંન, વીર્ય લેઇને કર્યું જતંન;
પૂરે માસે પુત્ર જન્મીઓ, તે માર્ગને માથે મૂકીઓ. ૭
તેને છેડે બાંધ્યું રતંન, જે કો લે તે કરે જતંન;
દીધી શિખામણુ તે તેમ કરી, ગંગા નાહીને તપ આચરી. ૮
હળવે હળવે બાળક રડયું, કોઇ એક રાજાની દૃષ્ટે પડયું;
તેહ રાજા હુતો વાંઝીયો, પુત્ર કરી ઉછંગે લીઓ. ૯
લેઈ ગાલ્યો તે પુત્રજ કરી, પ્રેમે પાળ્યો ઉછંગે ધરી;
માત પિતા મન આનંદ ભયો, પછે રાજા વૈકુંઠે ગયો. ૧૦
કર્મ સંજોગે પામ્યો રાજ, ગયો ગયાશ્રાદ્ધ કરવા કાજ;
ગંગા તીરે પિંડજ ધરે, ત્રણુ હાથ પ્રત્યક્ષ નિકળે. ૧૧

કો બ્રાહ્મણ કહે કારણવાત, કો કહે એ મોટો ઉત્પાત;
જાણ્યા જોશી તેડાવીઆ, વ્યાસ વિચક્ષણ ત્યાં આવીઆ. ૧૨
મંદિરમાંથી તેડાવી માત, એક ખવાસણ આવી સાથ;
કારણ મનમાંની કહી વાત, હું જનિતા ને તસ્કર તાત. ૧૩
પિંડ મૂકો પુત્ર એને હાથ, કારણ મુખ મેલી કહી વાત;
દ્રવ્ય પુત્ર તેને અનુસર્યો, તસ્કર તો તેણે ઓધર્યો. ૧૪
શુક વચન માનો અમતણું, કુવારતું છે કારણ ઘણું;
વ્યાસ વિચક્ષણ બોલ્યા એવ, વળતા વાણી વદે શુકદેવ. ૧૫

## કડવું ૩૦ મું—રાગ રામગ્રી.

વળી ત્યાં બોલ્યા શુકદેવ વાણીજી,વ્યાસવધા તે પેર મેં જાણીજી;
જાણો છો જે મંદિરમાં રહેશેજી, પરણ્યા પૂઠે ઘરને વહેશેજી. ૧
ઘરને વેહતાં અમને ભારજી, પરણ્યા પૂઠે બહુ પરિવારજી;
સુખ નવ પામું એક લગારજી, ધિકધિક પડજો એ સંસારજી. ૨

ઢાળ.

સંસાર મારગ ચાલતાં, નિવૃત્ત કો દેખાડ;
ભગવંતથી રહે વેગળો, ને થાય વિટંબણ વાડ. ૩
ક્ષુધા નિદ્રા અને ચિંતા, લોભ તૃષ્ણા પીડ;
ભગવંત વિના નવ છૂટીએ, ભાહુને નં ભાગે ભીડ ૪
ભગવત ઉપર ભાવ ધરશું, નિરંજન શું નેહ;
નારાયણનું નામ લેશું, અમર કરશું દેહ. ૫
ધરણીધરને ધ્યાઇશું, ગાઇશું ગુણ ગોવિંદ;
ઇડા પિંગળા સુષ્મણા, આરાધશું આનંદ. ૬
ગંગા યમુના સરસ્વતી, ત્રિવેણી તીરથ થાય;
અમે પ્રેમે કરીને સ્નાન કરશું,ત્રિવિધપાતિક જાય. ૭
શ્રી વિષ્ણુ મન મારે રહે,શ્રી વિષ્ણુ સખા કુટુંબ;
વિષ્ણુ વિષ્ણુ શ્રી વિષ્ણુ, એ ભવતરવાનું તુંબ. ૮
વિષ્ણુ માતા વિષ્ણુ પિતા, વિષ્ણુ સુજ પરિવાર;
વિષ્ણુ માયા વિષ્ણુ કાયા, વિષ્ણુ શું વેપાર. ૯

ગંગાને કાંઠે ઘર કરી, નાહિશું નિર્મળ વાર;
શ્રી વિષ્ણુ સાથે મન મળ્યું, મારે વિષ્ણુ આધાર. ૧૦
વિષ્ણુ સમર્થ વિષ્ણુ સ્વામી,શ્રી વિષ્ણુ સાથે સંગ;
શ્રીવિષ્ણુ મારો આતમા,શ્રી વિષ્ણુ એ ધન્યધન્ય. ૧૧
શ્રી વિષ્ણુ જેને હૃદે નહીં, ભૂતળ ભૂલ્યા ભ્રમ;
શુકદેવની વાણી સાંભળી,પછે વ્યાસજીબોલ્યા ધર્મ. ૧૨

## કડવું ૩૧ મું-રાગ રામગ્રી.

વ્યાસ ભણે છે સુણ શુક બ્રહ્મજી, બ્રહ્મ નિરુપણ જે ખટકર્મજી;
તપથી અદકું કહું એક જ્ઞાનજી, વેણ સુણોને મારું માનજી. ૧
તપથી અદકો ગૃહસ્થાશ્રમજી, તે પાળોને રાખી ધર્મજી;
માંડવ ઋષીશ્વર તપને પ્રતાપજી, જેથી બગલી પામી શાપજી. ૨
પછે મધ્યાન્હે નગર મુઝારજી, જઈને ઉભા ગૃહસ્થને દ્વારજી;
ભિક્ષા માગી કહી આશિર્વાદજી, કરી ગૃહસ્થના ઘરમાં સાદજી. ૩

### ઢાળ.

સાદ કરીને ઉભા દ્વારે, વાર લાગી તેથી ચઢી રીશ;
પગતણી આંગળીથી તે, ઝાળ લાગી શીશ. ૪
ગૃહસ્થની સ્ત્રી જે સતી, યતી જ્વાળા જોઇને નવ ડગી;
યતીપ્રત્યે સતી કહે, હું નહિ બગલી જે ફગી. ૫
આશ્ચર્ય પામ્યા તે ઋષી, કરજોડી લાગ્યા પાય;
મનતણું કારણ કેમ લહ્યું, તે કહોને મારી માય. ૬
સતી કહે મારે છે ઉતાવળ, ભોજન કરે ભરતાર;
જઈ પૂછો પેલા ખાટકીને, સંભળાવશે નિરધાર. ૭
માનુભાવ વેગે ચાલીઆ, ઊભા ચૌટા મોઝાર;
હાથ કાતી ને અસુર ઊભો, તેનાં હાટ ચાલે ચાર. ૮
તેણે યતી દીઠો આવતો, માન દીધું અતિઘણું;
પતિવ્રતા માતાએ મોકલ્યા, પૂછવા કારણ મનતણું. ૯
આશ્ચર્ય પામ્યા ઋષિ પુનરપિ, કરજોડી માગે માન;
પૂછ્યા પાખે પેર કહી, તે આવું ક્યાંથી જ્ઞાન. ૧૦

ત્યારે ઋષિ પ્રત્યે અંસુર બોલ્યો, સુણો પ્રભુ સુન્દપેર;
માત પિતાની સેવા કરૂં, પતિવ્રતા મારે ઘેર. ૧૧
વૃદ્ધાવસ્થામાં માબાપ છે, સેવા કરૂં કરજોડ;
માત પિતાની સેવા કરતાં, દિન દિન તીરથ ક્રોડ. ૧૨
નારીને સેવા પુરુષની, ને પુરુષને માબાપ;
એણીપેરે ગૃહસ્થ સાચવે, તે ઓળખે હરિ આપ. ૧૩

વલણ.

આપ જાણે વિષ્ણુ વખાણે, પુણ્યનાં પગલા ભરે;
વ્યાસની વાણી સાંભળી, શુકદેવ વળતા ઓચરે. ૧૧

## કડવું ૩૨ મું-રાગ રામગ્રી.

વળી વળી ઓચરે શ્રી શુકદેવજી, મેં વન જાવું અવશ્યમેવજી;
આદિ પુરુષની કરશું સેવ જી, હરિ હરિ કહેશું ચરણે રહેવાજી. ૧
વ્યાસજી સાંભળો વેણુ અમારાંજી, અમને ન ગમે કથન તમારાંજી;
જ્યમ જ્યમ કહેશો ત્યમત્યમત્યાગજી,મને ઘર થકી ઉપન્યોવિરાગજી. ૨

ઢાળ.

વૈરાગ્ય યોગે જન્મીઓ, વૈરાગ્ય કાયા વેશ;
વૈરાગ્ય મારો આતમા, વૈરાગ્ય નિલવટ રેસ. ૩
વૈરાગ્ય અંતઃકરણ મારૂં, વૈરાગ્ય ઉદર માંહે;
વૈરાગ્ય યોગે વન રહું, વૈરાગ્યે ઝાલ્યો બાંહે. ૪
વૈરાગ્ય યોગે ઘર તજ્યુ, વૈરાગ્ય યોગે હરખ;
વૈરાગ્યથી વિષ્ણુ મળે, વૈરાગ્ય છોડયે નરક. ૫
વૈરાગ્ય મારો ઈષ્ટ કહાવે, વ્યાસજી મેલો વાદ;
તપફળ અવિચળ ભોગવે, હરિ ઓધાર્યો પ્રલ્હાદ. ૬
ધ્રુવ ભક્તિ યોગે વન ગયો, ને સીધ્યાં તેનાં કાજ;
લઘુપણે તપ આચર્યુ, ને પામ્યો અવિચળ રાજ. ૭
માબાપને મૂકી ગયો, તપ કર્યુ તેણે દેહ;
વિષ્ણુ જપે તે ઓધર્યો, ને અમર કીધો દેહ. ૮
એવા જાણી સારંગપાણી, પુણ્યતણાં પગલાં ભરે;
શુકજીની વાણી સાંભળી,વ્યાસજી વળતા ઓચરે. ૯

## કડવું ૩૩ મું.-રાગ રામગ્રી.

વ્યાસજી બોલ્યા સુણુ શુક નાનડીઆજી,તમને વાંછું ખોળે ચડીઆજી;
તમને જડિત્ર ઘુઘરડા જડીઆજી,બાજુબંધ બાંધુ બેહુ બાંહેડીઆજી. ૧
સુવર્ણું કુંડળ કાને કડીઆજી, તમે ચીર પહેરો કેસરીઆજી;
મસ્તકે ટોપી હીરા જડિઆજી, પાયે પીરોજા લાલ મોજડિયાજી.
રમતા હીંડો ઘોડે ચઢિયાજી, લાડુ બાંધું ગોળ પાપડિયાજી;
ચારોળી ચોખા તલ સાંકળીઆજી, સુંદર ઘેવર જલેબી મળીઆજી. ૩
ભાવે ભરજો ઘૃત ઘુંટડીઆજી, દૂધ કઢિયાં દહીના પડીઆજી;
સાકર સરખા સાંઠા શેલડીઆજી, ગેડી દડુલા હાથ લાકડીઆજી. ૪
હેમ પાટી લો લેખણુ ખડિયાજી, ભાવે ભણજો વેદ આવડિયાજી;
તપ સંજોગે સુત સાંપડિયાજી, અમઘેર રહેજો કુળ દીવડિયાજી. ૫
તમો ખાંતીલા થઈ કાં ખડભડિયાજી,મંદિર મેલ્યાં નવરંગના ઘડિયાંજી;
તમ માતની આંખે આંસુ પડિયાંજી,તમ વિયોગે તે અતિશય રડિયાંજી. ૬
તમ પૂઠળ અમો ડુંગર ચડિયાજી, ડુંગર ડગલે અમો આખડિયાજી;
તડકો લાગે લૂએ લડથડિયાજી, રાન વગડામાં ઘણું રડવડિયાજી. ૭

### ઢાળ.

રાન વગડામાં રડવડે, અતિ વૃદ્ધ માને બાપ;
માતપિતાને પરજાવે, તેને પ્રત્યક્ષ લાગે પાપ. ૮
નયણે તે દીઠું જેટલું, નિરધાર હશે તે કહેશ;
વેણુ એ મારાં સાંભળવા, તું ધીરજ ધરીને બેશ. ૯
રેવા તીરે ભૃગુ ઋષિ, તેણે તપ કર્યું અતિભેદ;
પ્રસન્ન થયાં તેને સરસ્વતી, મુખ વરસ્યા ચારે વેદ. ૧૦
પછે બીજા ઋષિના બાળકા, અતિજ્ઞાન તે મનમાંહે;
માતપિતાને પરહરી, તપ કરવા આવ્યા ત્યાંહે. ૧૧
તે ભાવે ભણિયા બહુ વિદ્યા, આજ્ઞા નહિ પીતુમાત;
માતપિતા ટળવળી મુઆં, તે નરક પામ્યા જાત. ૧૨
તે સ્વર્ગમાં ચાલી વારતા, એ છુટશે કેઇ પેર;
એ જંતુ સારે છૂટશે, એના પુત્ર આવશે ઘેર. ૧૩

એ જંત એણીપેર છૂટશે, તેતણો કહું ત્યાં મર્મ;
એના પુત્ર પાણિગૃહણ કરશે, સાચવશે ખટકર્મ. ૧૪
તે ભૃગુને પોહોતી વારતા, સ્વામી તમો કહાવો સાધ;
એ સૌ શિષ્યને આજ્ઞા આપો, તો ઉતરે અપરાધ. ૧૫
આજ્ઞા લઇને ચાલિયા, પરિવાર પામ્યા પુત્ર;
લીલા લક્ષ્મી લાજ અદકી, વાધીયાં ઘરસૂત્ર. ૧૬
પ્રેમ ધરી મહાદાન દીધાં, સંવત્સરી ખટકર્મ;
શ્રાદ્ધ કરીને વિપ્ર પોષ્યા, ધ્યાન માંડી ધર્મ. ૧૭

વલણ.

ધ્યાન ધર્મ પુત્ર પુણ્યે, ઓધર્યા માતાપિતા;
વ્યાસજી વાણી ઓચરે, શુકદેવ રહોની વન જતા. ૧૮

## કડવું ૩૪ મું.–રાગ કેદારો.

વન જાતાં મને શીદ રાખો છે, બોલો બોલ સ્નેહરે;
જન્મ મરણનો ભય મને બારે, અમર ન દેખું દેહરે. ૧
આ જગમાંહે સ્થિર નથી કો, આંક વાળ્યો છે આડોરે;
જગ સૌમાં કો જીવી રહ્યું, તે તો મુજને દેખાડોરે; ૨
વ્યાસ અજ્ઞાની તમો કંઇ નવ જાણો, ફોક વખાણો છો માયારે;
મોહ લોભ મત્સર મા ધરશો, કાળે મેલવી છે કાયારે.
બૃહસ્પતિ, ધૌમ્ય, વાલ્મિક સરખા, અગસ્તને દુર્વાસરે;
કપિલ ઋષી પારાશર સરખા, તપ કરતા વિશ્વાસરે. ૪
શુક્રાચાર્ય ને દ્રોણાચાર્ય, જેણે અવની કીધું લેખુંરે;
ઉદાલક બગદાલવ સરખાં, તે તપ કરતાં દેખુંરે. ૫
ગર્ગાચાર્ય ને ગર્ગ ઋષેશ્વર, ગૌતમ ને ગાંગેવરે;
જમદગ્નિ માર્કંડ તપ કરે, ઘેર કેમ રહે શુકદેવરે. ૬
અડસઠ તીરથ જે નર કરતા, કેદાર કુંડ ને કાશીરે;
ત્રિભુવનમાં જે તેજ ધરંતા, ગયા સહસ્ત્ર અઠ્યાશીરે. ૭
કર્ણ અને કુંતિભોજ સરખા, પાંડવ પાંચે ધ્યાનીરે.
માન્ધાતા મહીપત નરપત, જનક સરખા જ્ઞાનીરે. ૮
ઋતુપર્ણ રાજા સહસ્રાક્ષ, સત્યવાદી હરિશ્ચંદ્રરે;
સૂર્યવંશી ને સોમવંશી, સ્થિરમતિ રુકમાંગદરે. ૯

હંસધ્વજ નીલધ્વજ સરખા, યૈવનાશ્વ ને શો ન જાણો[redacted]
મોરધ્વજ તામ્રધ્વજ સરખા, સત્યપાળક શપરાણોરે[redacted]
કાલયવન ને દૈત્ય કબીરો, જરાસંધ શે ન જાણોરે;
કુશ જાલંધર ને શકટાસુર, સત્યપાળક શપરાણોરે. ૧૧
મેઘવર્ણ અનુસાલ્વ આદે, ઉગ્રસેન શિશુપાળરે;
હિરણ્યકશિપુ કંસાસુર સરખા, તેનો ખૂટ્યો કાળરે. ૧૨
અઘાસુર બકાસુર સરખા, ચંડ મુંડ ચાણૂરરે;
ભસ્માંગદ મહિષાસુર સરખા, કાળે કીધા ચૂરરે. ૧૩
ગયાસુર વત્સાસુર સરખા, તૃણાવર્ત અતિ બળિયારે;
ભીમસેન ભીમક રાજા, તેઓ પણ કાળે મળીઆરે. ૧૪
રાક્ષસમાંહે રાણો રાવણ, જેને સાત સમુદ્રની ખાઇરે;
એક કોટિ પ્રધાન રાવણને, સવા લાખ જમાઈરે. ૧૫
નવ કોટી જેને બેન બનેવી, અહંકારી અતિ બળીઓરે;
નવ ગ્રહ જેની સેવા કરતા, તે પણ કાળે ગ્રસીઓરે. ૧૬
તમો પુત્ર મોહે કાંઇ ન જાણો, ફોક વખાણો માયારે;
મોહ મદ ને માનમ ધરશો, કાળે મેળવી કાયારે. ૧૭

વલણ.

કાયા કાચી મૂલ્ય સાચું, મરવું છે અવશ્યમેવરે;
કવિતા કહે કૃષ્ણનો વહાલો, કેમ રહે શુકદેવરે. ૧૮

કડવું ૩૫ મું.—રાગ કેદારાની ચોપાઇ.

વેદ વ્યાસ વદે છે વાણી, મારી વેદના તેં નવ જાણી;
મને ઉવેખીને જો જાશો, પછે વન સુખીયા કયમ થાશો. ૧
તમો વનજોગી કહેવાશો, ત્યાં ભિક્ષા માગીને ખાશો;
મારે આંગણે શે નવ આવો, મને બાપ કહીને બોલાવો. ૨
મેં કુંવર કેડે નવ લીધો, તેં હરખે બોલ ન દીધો;
મારો અર્થ એકો નવ સીધ્યો, છતે પુત્રે વાંઝીઓ કીધો. ૩
અમો વાંઝીયાં કેહેવાશું, અમો લોકતણા બોલ સહેશું;
અમો શા કીધા અપરાધ, કો ઋષી સતાપ્યા સાધ ૪



વેલી વાધતી તોડી, કે શું પાળ સરોવર ફોડી;
વૃક્ષની મૂકી લાજ, કોનાં કૂડાં કીધાં કાજ. ૫
મેં ઓના લૂટ્યા ઘાટ, કે મેં વગડે પાડી વાટ;
કે મેં ગોચરે બાંધ્યાં ગાય, કે મેં જળમાં નાંખી જાળ. ૬
અમે ડુંગરડે દવ બાળ્યા, કોના થોભ પરાયા ટાળ્યા;
પુત્ર રડવડતાં દિન જાય, મારે હૈડે દુઃખ ન માય. ૭
માટે સાંભળ હો સુત મારા, તું વિણુ પ્રાણુ ન રહેશે અમારા;
તુને તારા ગુરુની આણુ, મારૂં વચન માનજે પ્રમાણુ. ૮
તુને વેદ ચારની આણુ, શુકજી માનેરે તું પ્રમાણુ;
તુને દેવ સમસ્તની આણુ, તું'ને માને જો ચતુર સુજાણુ. ૯
તુને ચંદ્ર સૂર્યની આણુ, પુત્ર માને રે તું પ્રમાણુ;
તું સ્થાનક છાંડે ત્યારે, હું જઇ આવું જેણી વારે. ૧૦
બાપ એણે સ્થાનકે રહેજો, કોટિ તીર્થતણાં ફળ લેજો;
વ્યાસ આણુ દઇને જાય, માર્ગમાંહે ચિંતા થાય. ૧૧
વ્યાસ પાછું ફરી ફરી જુએ, નિજ નયણાં ભરી ભરી રૂએ;
પુત્ર રખે તું ઊઠી જાતો, કહિશ વ્યાસ કરે છે વાતો. ૧૨
જો આનો કરશો ભંગ, તો તો કુપિત થાશે અંગ;
જેકો દીધી આજ્ઞા લોપે, તેને આદિનિરંજન કોપે. ૧૩
જેહ દીધી આજ્ઞા પાળે, તેહ તેહનું કુળ અજવાળે;
માટે આજ્ઞાનો લોપન કરીએ, એવું જ્ઞાન અંતરમાં ધરીએ. ૧૪
હું આવું ત્યાં લગી રહેજો, પછે તીર્થતણાં ફળ લેજો;
વ્યાસ આણુ દઇને જાય, પછે ઇંદ્રસુદન ભણી ધાય. ૧૫

## કડવું ૩૬ મું–રાગ સિંધુડો.

ઇંદ્રસુદન ઉતાવળા, વ્યાસ વળ્યા દેઈ આણુ;
ઋષિજી પાળા પરવર્યા તે, ઇંદ્રને થયું જાણુ ૧
હર્ષ મનમાંહે ધરીને, ઈંદ્ર સામો જાય;
કરજોડીને ઊભો રહ્યો, ઋષિજીને લાગ્યો પાય. ૨
ઋષિજી પાળા પરવરિયા, ને કયમ છાંડયો છે ઠામ;
ઘેર બેઠા શે ન કહાવીઉં, અમ સરખું જે હોય કામ. ૩

તવ ગદ્‌ગદ્‌ કંઠે ઓચરે, નયણે ઝરે જળધાર;
પુત્ર વિરોધી વન ગયો, મારે હૈડે દુઃખ અપાર. ૪
ઇંદ્ર સુણ મહારાજ તું, પરદુઃખ પીડા ટાળ;
તુંને સહસ્ર યજ્ઞનું ફળ હશે, પુત્રને પાછો વાળ. ૫
તવ ઇંદ્રે ઐરાવત શણગાર્યો, સબળ સૈન્ય અતિ શૂર;
પવન વેગે પથે પળીઓ, યથા સાયર પૂર. ૬
તવ બૃહસ્પતિ સામા મળ્યા, ને સબળ દળ અતિ ઓપ;
ઇંદ્ર કાં ઊતાવળા, કોણ ખંડ ઊપર કોપ. ૭
તવ ઇંદ્ર ઐરાવતથી ઉતર્યો, ગુરુને કર્યો પ્રણામ;
જાઉં વ્યાસનું દુઃખ ટાળવા, શુકદેવ વાળવા હામ. ૮
તવ ગુરુ વાણી બોલિયા, ઘેલો થયો કાં આજ;
તે તપીઓ તને ગાળ દેશે, ચૂકીશ તારૂં રાજ. ૯
ગુરુ વચન તો શિર ધરી,ઇંદ્ર ઇંદ્રાસન પહોતા ખરા;
વ્યાસજી વમો દુઃખ મ ધરશો,વેગે ચલાવું અપસરા. ૧૦

## કડવું ૩૭ મું.–રાગ ગોડી.

ઇંદ્રે ચલાવી અપસરા, નવ જોબન નાર;
તેજવંત શોભા ઘણી, ચાલી ચતુરા ચાર. ઇંદ્રે. ૧
શુકજીને મોહ ઉપજાવવા, કહેજો વેણ વિચાર;
પેહેરે આભ્રણ અંગઓપતાં, શોભતા શણગાર. ઇંદ્રે. ૨
શીશ સોહંતી ચુંદડી, નવરંગી ચોળી;
પંચવરણ ચીર પેહેરીઆં, સોહે શ્વેત પટોળી. ઇંદ્રે. ૩
શીશ સોહંતી ગોફણી, વેણી ફુમતાં ફરકે;
ટીલી ભૃકુટીની વચે, શ્રવણે ઝાલજ ઝળકે, ઇંદ્રે. ૪
બાંહે બાજુબંધ બેરખા, કર કંકણ ચૂડી;
શેંથા નોટી પદ કડી, મુદ્રિકા અતિ રૂડી. ઇંદ્રે. ૫
નાગ નગોદર ઝળકતાં, પાયે ઝાંઝર ઝમકે;
નેપૂર ને ભલા વિંછુવા, ઘુઘરડા ધમકે. ઇંદ્રે. ૬
રતન હારહીરે જડ્યા, મણી માણેક મોતી;
ડોડા ડોડી ને ઝુમણાં, કંઠે સાંકળી સોની. ઇંદ્રે. ૭

નયણે કાજળ સારીઆં, કર કુંકુમ રેળ;
દંતરેખા અતિ શોભતી, મુખમાં તાંબોળ. ઇંદ્રે. ૮
દસાગમની માનુની, મોહિની મૃગનયણી;
ચિત્ર લંકી ને ચિંતની, સોહીએ શશિવયણી. ઇંદ્રે. ૯
રંભારૂપ ધર્યું ભલું, નવજોબન નાર;
ઈંદ્રમદન ઓપે ભર્યું, ઊગ્યા આદિત્ય બાર. ઇંદ્રે. ૧૦
ઇંદ્રની આજ્ઞા લઈને, વન માનુની જાયે;
ગન્ધ્રવરની ગત પિંગલા, મુખ મંગળ ગાયે. ઇંદ્રે. ૧૧
ઇંદ્ર સદનથી ઊતરી, જગ જોતી ઠામ;
પ્રેમે પોહોતી પદ્મની, શુકજીને વિશ્રામ. ઇંદ્રે. ૧૨
નૃત્ય કરે નવયૌવના, દેવ દુંદુભિ વાજે;
ભક્તિ ભાવ ભેદે ભરી, અંબૂગત છાજે. ઇંદ્રે. ૧૩
અમરલોક જોવા રહ્યા, ભયો ઓચ્છવ રંગ;
શુકજીને મોહ ઉપજાવશે, કરશે તપનો ભંગ. ઇંદ્રે. ૧૪
નવ દહાડા નૃત્યે ગયા, તોય ટાંકી ન લાગે;
તપી એ તાળી દઇ રહ્યો, ધર્યું ધ્યાન ન ભાગે. ઇંદ્રે. ૧૫
નૃત્ય કરી કરીને રહી, જઈ પગને તળાંસે;
સામું જુએ તો પેર કરૂં, બીજી ઊભી પાસે. ઇંદ્રે ૧૬
ડાબા જમણી બે રહી, કરવા લાગી સેવ;
ચારે પાસ ફરી વળી, વચમાં શુકદેવ. ઇંદ્રે. ૧૭
નેત્રે જુઓજી નિર્મળા, અમો નિર્મળ નારી;
ઇંદ્ર સદનથી ઊતરી, અમો બાલકુમારી. ઇંદ્રે. ૧૮
તેજ તમારૂં સાંભળ્યું, જાણ્યા જગદીશ;
વૈકુંઠ નાથ વિશેષ તું, અમરાપુરના ઇશ. ઇંદ્રે. ૧૯
આશ ભરી અમો ઊતરી, નવજોબન નાર;
વર ખોળું વર કો નહીં, સોહે શુકને દ્વાર. ઇંદ્રે. ૨૦
ચાર માંહે ચઢતી હોયે, સુંદરી જે સારી;
મનમાંને તેને વરો, બીજી દાસી તમારી. ઇંદ્રે. ૨૧

મનના મનોરથ પૂરશું, અભિલાષા શપરાણી;
પ્રેમ ધરી પધરાવશું, સુખાસન હેત આણી. ઇંદ્રે. ૨૨
તવ શુકજી વાણી બોલીઆ, કોણ કોની નાર;
વણ બોલાવી શું લવે, ઘેલી થઇ છોં ગમાર;
પાછી રહેરે પદ્મની, છાંડી જા નિજ ઠામ;
મો અડકીશ આળગી રહે, તારે શું છે કામ. ઇંદ્રે.
નાખી જોવે પાધરા, નવ પડીઆ પાસા;
લાજ તજી લંપટ લવે, કોણ કોની દાસા. ઇંદ્રે. ૨૫
તો તું ઉત્તર વાગે ઉપરી, તારી પેર અનેરી;
તારા મનને છે તે મેં લહ્યું, કોની આવી ભંભેરી. ઇંદ્રે. ૨૬
જેણે શિખામણ દઈ મોકલી, તે તો માહરો બાપ;
મેં મારૂં મન વશ કર્યું, નહીં મેલું આપ. ઇંદ્રે. ૨૭

વલણ.

આપ ન મેલું શુક ભણે, મેં વશ કીધો દેહરે;
વૈરાગ્ય વશ થઇ વન ભમુ, મારે નિરંજનશું નેહરે. ૨૮

દોહો.

મેં પાંચે ઇંદ્રિય વશ કરી, હદે ગુણ રાખ્યા જેહ;
પાછી રહેરે પદ્મની, મારે નિરંજનશું નેહ. ૨૯

કડવું ૩૮ મું-રાગ ગોડી.

સુંદરી સનમુખ ઓચરે, અમો માનની મૃગનેણી;
પદ્મની ને પ્રેમ ચિતની, શશિ શોભિત વેણી. ૧
એવી નિર્મળ નારી પરહરી, જેને અંગે આળસ હોય;
કર્મહીણ ને ક્રોધીઓ, તેનો જન્મ ન જાણે કોય. ૨
જોગીડાની પેર ઘ્રહેલી, શિખામણ માનો ધણી;
પ્રમદા કેરા પ્રેમ ગ્રહેવા, ઘેર પધારો ઘરધણી. ૩
નૈવેદ્ય નિત્યે નવનવાં, અમે શાક સુંદર છમકારશું;
પ્રસાદ, વેળા ખાંડ કેળાં, જંમાડીને રમાડશું. ૪
હવિષ્યાન્ન અમૃત સમા, માંહે દૂધ સાકર ભેળશું;
ભાવતાં ભોજન પ્રેમ સાથે, દઈ અમો વાયુ ઢોળશું. ૫

મુખવાસ લવંગ બરાસ એળચી, અમે પાનબીડી આપશું;
તમો ચોપાટે રંગે રમજો, અમો પાસા ઢાળશું. ૬
[illegible]ળીએ ઢોલીઓ ઢાળીએ, ફૂલ સહિત તળાઈઓ;
[illegible] એને પિયુજી પોઢો, શશિ હાથ કળાઇઓ. ૭
[illegible] અંગ સેજે નાથ સંગે, રંગે રયણી રમશું;
તમે ટળો જોગી થાઓ ભોગી, એકઠાં બેશી જમશું. ૮
વન થકા આવો ભક્ષા ભાવો, અપસરાશું અનુસરો;
પદ્મની પ્રેમવંતીને પરહરી, તમો વન જઇને શું કરો. ૯

કડવું ૩૯ મું–રાગ ગોડી.

શુકવાયકઃ–

વન જાતાં આનંદ ઉપજે, હૈડે હરિગુણ હેજ;
ઘર મહિમા શું દાખવો, તારુણી તારૂં તેજ. ૧
તારુણી મહિમા જાણીએ, જેમ વેળુ ઉપર લીપણું;
તપ મહિમા છે અતિ ઘણો, જો મન વશ રહે આપણું. ૨
ઘરને તપ અંતર ઘણું, ક્યાં છાલાં ને ક્યાં શાળ;
ક્યાં ગુંજા ને ક્યાં રત્નમણી, ક્યાં પર્વત ને ક્યાં પાળ. ૩
ક્યાં સમુદ્ર ક્યાં તળાવડી, ક્યાં આકળ ને ક્યાં મેહ;
ક્યાં તપીઓ ક્યાં તારુણી, એમ અમતમ અંતર એહ. ૪
ક્યાં શ્રીફળ ને ક્યાં કાચફી, ક્યાં કર્કટ ને ક્યાં કેળ;
મૂષક ને માંજારને, કહીંએ ન હોયે મેળ. ૫
ક્યાં શ્વાન ને ક્યાં વ્યાઘ્ર તે, ક્યાં જાંબુક ને ક્યાં સિંહ;
મેં મારૂં મનડું વશ કીધું, લોઢે વાળી લીહ. ૬
ક્યાં ડાહોલ ક્યાં કૃષ્ણજી, ક્યાં રાવણ ને ક્યાં રામ;
તપીઓ તારુણીશું નવ ચૂકે, કોકટ કરવી હામ. ૭
અમૃત આવ્યું હાથમાં, તે મૂકી વિષ ક્યમ પીજીએ;
જો હોંશ કૂડી હોયે હૈડામાં, તમશું લહાવો લીજીએ. ૮
ખીરખાંડ ઘૃત પરહરી, કહો કુશકા ક્યમ ભાવશે;
વેલવ ડાંગર પરહરી, કહો આવળને ક્યમ ચાંવશે. ૯
અગર ચંદન પરહરી, મન ક્યમ ભાવે કર કાંઇ;
રત્ન અમૂલખ પરહરી, ક્યમ પાવક બાંધે ગાંઠ. ૧૦

કૃષ્ણ કથા રસ પરહરી, મન કયમ રહે ભાંડ ભવાઇએ;
મુક્તિ મારગ પરહરી, કહો કુમારગ કયમ જાઈએ. ૧૧
ગંગા તીરે વાસ વસીએ, કૂપ જળ કયમ પીજીએ;
પવિત્ર પાત્રને પરહરી, અન્યને દાન કયમ દીજીએ. ૧૨
કયાં ઋષિજન કયાં કુટિલ જન, કયાં અગિયો કયાં સૂર;
કુદ્દિણિને રંભા ભણીજે, ભૂતળ ભૂલ્યા પ્ર[illegible] ૧૩
ભૂતળે ભૂલ્યા જે ભમે, ત્યાં જઈ દેખાડે [illegible]
તેં ગુણ ગૃહ્યા છે ચાળણી, મેં ગુણ ગૃહ્યા છે [illegible] ૧૪
નવ જોબના ઉગટ કરી, નયણે નેહ અ[illegible]
પણ મેં મારૂં મન વશ કર્યું, મારે હરિનામ હથિયા[illegible] ૧૫
ત્રીકમ ટોપ ને બખ્તર અંગે, અંતર હરિગુણ છાજે; [illegible]
તું આવી છે ભૂલવવા, નર ભૂલે તો ગઢ ભાજે. ૧૬
ક્ષમા ખેડું હાથ ધરૂં, હૃદયે કૃષ્ણ ગુણની ગોછડી;
તું મૂકીશ મોહનાં બાણ તે તત્કાળ પડશે ઉપડી. ૧૭
હુ નીસર્યો મોહ જાળથી, સુધો તે મારગ મેં લહ્યો;
અબળા મ ખોલીશ આળ તું, હું વન જોગી થઈ રહ્યો. ૧૮

## કડવું ૪૦ મું–રાગ વેરાડી. (ચોપૈ.)

તું તો જોગી નહીં અજોગીરે, તારે આળસ અંગે ભોગીરે;
જોગીડા પરહરો જોગરે, નાના વિધના આસન ભોગરે. ૧

ઢાળ.

ભોગ નાના વિધતણા, ભોગવો તે આનંદથી;
વિમાસણ પડશે પાછળે, જો માનશો નહિ મતિમંદથી. ૨
અમો કહું તે સાંભળો, નવ થશો નિર્ગુણ નઠોર;
જોગીડા જોગની પેર ન જાણો, હજી મનનો નવો અંકોર. ૩
મતિયા મત મિથ્યા ગ્રહી બેઠા, આપ કોકટ વખાણો;
મૂરખતા સહુ છાંડી મનની, સ્નેહ નિર્મળ નારીશું આણો. ૪
અતિ સુંદર પ્રમદાને પરહરી, કરો જોબન રત્નની હાણ;
પણ કૃષ્ણનો સુતાં જાગશો, ત્યારે રહી નહિ શકો નિર્વાણ. ૫

* કૂપ એટલે સુપડું. સામળ ભટે પણ આ ઉપમા લીધી છે † કામદેવ.

ઇંદ્ર સરખો મહા જ્ઞાની, જેને ઇંદ્રાણી અર્ધાંગ;
ગૌતમ ઋષિની ભારજાશું, ગયો એ કરવા સગ. ૬
શશિ સરખો નિર્મળો, નિજ મન ઘણો આનંદ;
ગુરુ પત્ની તારાને સંગાથે, લઇને નાઠો ચંદ્ર. ૭
શિવે સર્વે પરહર્યું, તપ કરી સેવ્યુ વંન;
ભીલડીનું રૂપ દેખી, થયા ચંચળ મંન. ૮
કૃષ્ણ જેસરખા પરમ યોગી, બ્રહ્મપૂર્ણ કહાવ્યા;
સોળ સહસ્ર ને આઠ આગળી, ભોગવતાં ન ધરાયા. ૯
દશરથ સુત શ્રી રામજી, કો ન લહે તેહેનો પાર;
રાવણનું કુળ ઉચ્છેદીઉં, જો હતી વહાલી નાર. ૧૦
વાળિ ને સુગ્રીવ વાનર, બાંધવ બે રણધીર;
ભોજાઈ કારણ છળ કરીને, પોતે મરાવ્યો વીર. ૧૧
તારા પિતાના પિતા, ઋષિ અવતાર કહાવે જેહ;
ઢીમર તનયાની સંગે, નાવમાં વિલસ્યા તેહ. ૧૨
કહેતાં પાર ન પામીએ, અમો નયણે દીઠા ક્રોડ;
શ્રવણે સાંભળ્યા કેટલા, સાંભળો કહું કરજોડ. ૧૩
જોબન રાખી નવ શકો, ઘર માંડશો તતખેવ;
વાક્ય રંભાનાં સાંભળી, વળતા વદે શુકદેવ. ૧૪

## કડવું ૪૧ મું-રાગ વેરાડી.

શુકજી કહે તમો સાંભળો શામા, મારૂં મન નવ માને હોરામાં;
રામને રંગે રાચે જે આપ, તેને ન વળગે શોક સંતાપ. ૧
નારી નહીં એ કામ અમારૂં, જુઓને જ્ઞાન વિચારી તમારૂં;
જુઓ સુબુદ્ધે વિચારી ફરી, અમો શાપ દેશું જાઓ સુંદરી. ૨

## ચાલ (ચોપાઇની.)

જાઓ શાપ લાગશે અમારો, તમો ચુકશો ઠામ તમારો;
ઇંદ્ર થઇને નાઠો માંઝાર, ગૌતમ શાપ થયો તે વાર. ૩
શાપ જાણીને પામ્યો તાપ, ત્યાંથી પામ્યો દેહ સંતાપ;
સુંદર સ્વરૂપ ઇંદ્ર જે ધીર, સહસ્ર ભગ તે પામ્યો શરીર. ૪

જે ઋષિપત્ની શું કીધો સ્નેહ,શાપથકી વણસ્યો નિજદેહ;
દુર્યોધનને દુર્મતિ આવી, સભામાંય દ્રૌપદી બોલાવી. ૫
તાણમાં ચીર ન આણી લાજ,વણસાડયાં હરિએ સહુ કાજ;
માટે કાયાનો શો સ્નેહ, જળ પરપોટાં સરખી દેહ. ૬

વલણ.

પાંચે ઇંદ્રિય તણો મહિમા, એથી વિષયનો ભેદરે;
રુધિર અસ્થિ માસ મજ્જા, ત્વચા ને વળી મેદરે. ૭
મળ મૂત્ર ભરિયાં પેટમાં, એ થકી શો વેહેવારરે;
શુકદેવની વાણી સાંભળી, બોલી સુંદરી નિરધારરે. ૮

કડવું ૪૨ મું–રાગ વેરાડી.

સુંદરી સન્મુખ ઓચરે, સુખ પામી નાર;
અપવિત્ર નહીં અમો, નિર્મળી અવિચાર. ૧

ઢાળ.

શ્રી શુકજી અવિધારીએ, મન વીમાસીને જોય;
ત્રૈલોક્યમાં કો નિર્મળી,અમસરખી સ્ત્રી નવ હોય. ૨
હસ્તિની મોહિની ચિંતિની, પદ્મિની પ્રેમનું પાત્ર;
બ્રહ્માંડ સઘળામાંથી અમને, જોવા આવે જાત્ર. ૩
સૌ જાત્રા આવે ભલાભાવે,ન દેખે કહીં એવું રૂપ;
ઠામઠામ ઠાકોર મોહી પડ્યા,વળી ભલાભૂલ્યા ભૂપ. ૪
વાસુકી કાળી નાગ તક્ષક,શેષ એ નાગનાં નામ;
પ્રભુ હમો એવા પરહસ્યા, શુકદેવ ઉપર હામ. ૫
એકવાર ઇંદ્ર ને બ્રહ્મા ઇચ્છે, પશુપતિ કૈલાશ;
અમર એવા પરહસ્યા,પણ શુકજી તમારી આશ. ૬
અમર દેહ દેવાંગના, કાયા કનકમય રંગ;
કસ્તૂરી કેસર કેતકી, અતિ પરિમળ બેકે અંગ. ૭
અગર ચંદન ધુપ પરિમળ, દાખવ્યાં તતખેવ;
પરિમળ બ્રહ્માંડે પરવર્યો,પણ વાંચ્છયો નહિ શુકદેવ ૮

## કડવું ૪૩ મું-રાગ વેરાડી.

શુકજી કહે સાંભળો શામા, મારૂં મન ન માને રામા;
રામતણે રંગે જે રાચ્યા, તે તો ચિત્તે ચકોર ન કાચ્યા. ૧
વેહોરે અંબુજ એ સહુ સંતાપ,શ્વાન શકટ તળે બળ આપ;
કામિની ન હોય એ કામ અમારૂં,એતો વિષયીકાજ તમારૂં. ૨
એવી નિર્મળ મેં નવ લહી, તમે કહ્યું તે મેં માન્યું સહી;
મેં ન જાણ્યું હુંતો અસેહેતો,જો જાણુત તો એ ઉદરે રહેતો. ૩
સ્થિર થઇને રહેત રંગરાતો,ત્યાં હું ગોવિંદના ગુણ ગાતો;

### ઢાળ.

ગોવિંદ ગુણ સંભળાવતો, ને કહાવતો તમ દાસ;
હું અજ્ઞાને પ્રીછયો નહીં જે, ઉદરે ન કીધો વાસ. ૪
સુગંધ ઉદરે જાણી હોત તો, નવ છાંડતો તે ઠામ;
હું દુઃખ જાળ ન દેખતો,તે નિશદિન જપતો રામ. ૫
રામ હૃદયશું રાખતો, ને નારાયણ શું નેહ;
હું બાળક વરાંસ્યો ઘણું, છોરૂ ન દીજે છેહ. ૬
શુકદેવ પ્રદક્ષિણા કરે, કરજોડી લાગે પાય;
પુત્ર મુજને લેખવજો, તમો સર્વે મારી માય. ૭
એ સાધુ શુક તપીઓ ખરો, અબળાએ મૂકી હામ;
વગે પાછી વળી ગઇ, વ્યાસ હતા જેણે ઠામ. ૮
વ્યાસ પ્રત્યે વીનવે, સાધૂ ખરો એ સૂત્ર;
અમો પેર ઘણી કરી, પણ ન ચુકયો તમ પુત્ર. ૯

### વલણ.

પુત્ર ત્યાગી વૈરાગી કહી, આજ્ઞા માગી ઊત્પતી;
વ્યાસજી વેગે આવીયા, જ્યાં તપ કરે છે શુકજતી. ૧૦

## કડવું ૪૪ મું-રાગ વેરાડી.

શ્રી શુકદેવતણી પ્રત્યે જઇ, વદે છે વેદવ્યાસ રે;
જો માને વિશ્વાસ તો, તુજને કહું રે. ૧

ગુરુ વિના જ્ઞાન ન પામીએ,ગુરુ પમાડે પાર રે;
તમને કહું નિરધાર સ્વારથ સાંભળો રે. ૨

ઢાળ.

સમર્થ બોલે તે કહ્યું, તું મંન વિમાસી જોય;
જ્ઞાન પામીએ ગુરુવડે, ગુરુ વિના મોક્ષ ન હોય. ૩
મિથિલ દેશનો રાજીઓ, વૈદેહી જનક નરેશ;
પરબ્રહ્મકેરૂ જ્ઞાન તુજને, તે આપશે ઉપદેશ. ૪
માતુભાવ વેગે ચાલીઆ, જાણે વછૂટયું બાણ;
શુકજી વેગે પંથે પળીઆ, તે જનકને થયું જાણ. ૫
રાયે ઢોલીયો ઢળાવીઓ, ને રચ્યો રંગ ઉપાય;
સભા સૌ કો દેખતાં, વીસર્યાં રાણી રાય. ૬

ઢાળ.

રાય રાણી સુખશય્યાએ, બાંહે ઉપર બાંહે;
એક કરે સ્તન ગ્રહી રહ્યો,કર બીજો સગડી માંહે. ૭
જનક મન સંતોષ પામ્યા, માતુભાવ આવ્યા ત્યાંહે;
વિપરીત પેર દીઠી ઘણી, ત્યારે જ્ઞાન પામ્યાં મનમાંહે. ૮
એણીપેરે ગૃહસ્થાશ્રમ સાચવે,તે સ્વાદ પામે અતિઘણાં;
સુખ દુઃખ સરખું લેખવે, જીવન્મુક્ત લક્ષણ તે તણાં. ૯

**કડવું ૪૫ મું–રાગ ધન્યાશ્રી.**

જીવન્મુક્ત નર તે ખરા, જેને હ્રદે ન શોક સંતાપજી;
વેદવ્યાસ સંતોષને પામ્યા, ટળિયા તનના તાપજી. ૧
જે આપોપે રહે નિર્મળા, જે હ્રદયા નિર્મળ જ્ઞાનજી;
નિર્મળ શુકજી થઇને રહ્યા, ત્યાં કરતા હરિનું ધ્યાનજી. ૨

ઢાળ.

માન્યું જનક વચન પ્રમાણ, વાંચે બેઠા શુકજી પુરાણ;
સુણે અભિમન્યુ સુત સુજાણ,જહાં હરિગુણ વચન પ્રમાણ. ૩
શુકે મઠ બાંધ્યો તે હાર, ખરચે છે જ્ઞાન ભંડાર;
વાણી વેદાધ્યયન ઓંકાર, વાજે ચંગ મૃદંગ શ્રીકાર. ૪

શુકે સંતોષ્યા વેદ વ્યાસ, પહોતી માત પિતાની આશ;
સાધન તારક મંત્ર શ્રીરામ, પામીઆ તે વૈકુંઠ ધામ. ૫
હૃદય જેને નિર્મળ જ્ઞાન, અંગ હરિગુણ હોયે ધ્યાન;
શ્રોતાજનને ગંગાસ્નાન, કથા સાંભળી દીજે દાન. ૬
ગાયે સાંભળે જે આખ્યાન, તેની વેળા વાળે ભગવાન;
**વસ્તો** કહેછું વિપ્રનો દાસ,ડોડીઆ કુળ બોરસદમાં વાસ. ૭
કાલા સુત નારાયણનો દાસ,તેહ પામીઓ વૈકુંઠ વાસ;*
ભક્તિભાવ શ્રીહરેપર ધરી, મન રાખીએ મનસા ખરી. ૮

વલણ.

મનસા મન ખરી રાખીએ, હરિભજીએ સુખ થાયરે;
કથા સોંતી શુકદેવની, જયજય વૈકુંઠ રાયરે. ૯

---

શુકદેવ આખ્યાન સંપૂર્ણ.

---

* એના પછી આ બીજી ત્રે લીટી માત્ર એકજ પ્રતમાં છે. તેથી લીધી નથી.

સંવત સોલશેં પર ત્રેપને, જોગીએ કીધો સુને પાવન;
માગસર વદ તેરસ જાણ, પુરણ કીધું શુકાખ્યાન.

# પ્રેમાનંદભટ્ટ.

## ઋશ્યશૃંગાખ્યાન.

### રાગ કેદારો.

નાયક વિશ્વના દાયક અભિનવું, ગણનાયક ગુરુવાયક સ્તવું;
વળિ સાહક લાયકનું વર્ણન કરૂં રે. ૧
ધરૂં ધ્યાનમાં વરૂ વર જોઇ, કરૂં સ્તવન ડરૂં નહિ કોઇ;
સોઈ જોઈ ચર્ણામૃત શિર ધરૂં રે. ૨

### ઢાળ.

ધરૂં ચરણામૃત શિશ હરિનું, કરૂં વર્ણન કારમું;
શૃંગ માથે જેહને હું, વ્યંગ વર્ણું આ વારમું. ૩
લોક વદંતા ઇમ કહે શું, શૃગ તારે શીર છે;
હું તેહનું વર્ણન કરૂં, અઘઓઘ નાશક વીર જે. ૪
છે પૌત્ર કશ્યપ ઋષિતણો, પુત્ર વિભાંડકનો ભણ્યો;
અભિધાન ઋશ્યશૃંગ છે યથાવત, જેમુનિ મોટો જગે ગણ્યો. ૫
તે તણા આશ્રમ પાસ આવ્યા, ધુરંધર કુરકુળમણિ;
તીર્થાટણે વન મધ્ય નીસર્યા, સુણે કથા લોમશ તણી. ૬
તીર્થમાહાત્મ્ય કહે મુનિ તે, એક ચિત્તે પાંડવ સાંભળે;
કરે સ્નાન નદી નદ મધ્ય જઇ, ધરે ધ્યાન અર્જુન કવ મળે. ૭
લોમશ કહે રાય સાંભળો, આ આશ્રમ વિભાંડક તણું;
પુણ્યશ્લોક પવિત્ર સ્થળ આ, માહાત્મ્ય જેનું અતિ ઘણું. ૮
આ તપોવનના તાપસબળથી, ઇંદ્ર સરખા કમકમે;
વૃત્રઅરિએ વૃષ્ટિ કરી કમ, પધાર્યા શૃંગી તે સમે. ૯
૩૭

જે મૃગીથી મહા મુનિ પ્રકટ્યા, કાળ કેડી કન્યા વરી;
જેને લોમપાદે લલુતાથી, તેડીઓ બહુ બહુ શ્રમ કરી. ૧૦
કથા અવનવિ સાંભળી, તવ અજાતશત્રુ ઉચ્ચર્યાં;
કહો મહા મુનિ માહાત્મ્ય મોટું, શૃંગી ચરિત્રે મુજ મન હર્યાં. ૧૧
કુરંગીથી કયમ મનુષ્યરૂપે, મહા મુનિ પ્રકટ્યા;
કે માત હરણી કેરી પાસે, ને પિતુ પાસે કયમ ગયા. ૧૨
તે પશુ યોનીથી થયા તો, જ્ઞાન શે માનવ તણું;
કયમ લોમપાદ કન્યાવરી, કાં બીહે દેવ દાનવ ઘણું. ૧૩
દુકાળનો સુકાળ શો મુનિ, ઋશ્યશૃંગે જઇ કર્યો;
કુઆ હરણિથી તે હરિ તો, રતિ ધર્મ શે ધ્યાને ધર્યો. ૧૪
એ સહુ વિસ્તારી સંશય ટાળી, કહીએ મુનિ મહંત;
એ મહાત્માનું વર્ણન સુણવા, ન ચિત્ત વિયોગ સહંત. ૧૫
લોમશ કહે વિસ્તારી વર્ણવું, તાપસ કેરૂં ચરિત્ર;
એકાગ્રચિત્તે શ્રવણ કરો સહુ, થાશો પરમ પવિત્ર. ૧૬

વલણ.

પરમ પવિત્ર પાપ જઇ થાશો, સુણો શ્રોતાજનરે;
પરમાણું પ્રેમાનંદ જાણો, ન આણો કવિ કદી મન રે. ૧૭

કડવું ૧ લું-રાગ વેરાડી.

લોમશ કહે સુણ સુણ કુરૂનંદન, કથા કહું કરી હરિ ગુરુવંદન;
વૈશંપાયન જનમેજયને કહે છે, કથા સુણી જે સુખી રહે છે. ૧
નિશવાસર પૂછે નવી વાત, શ્રોતા પ્રત્યે કહે ઋષિ ગાથ;
એક વિભાંડક મુનિ મોટો, નહીં બ્રહ્મા પણ તેનો જોટો. ૨
કાંતિ આગળ અગ્નિ ભાગે, દૃઢ મન જોઇ નારદ તપ લાગે;
એક નિદ્રામાં ધ્રુવ ન જીતે, દેહ દમે વિશ્વામિત્ર રીતે. ૩
એવા ઋષિવર મોટા બળિયા, ઉર્વશીએ જઇ તેને છળિયા;
તેથી થયા પ્રતાપી શૃંગી, જે અતિ વેદાધ્યાયનના ઉમંગી. ૪
પ્રકટ્યા મૃગ યોનીથી મુનિ, કથા કહું જેવી ગાથા સુણી;
વિચાર્યું વિભાંડકે એક વાર, કરૂં તપ અપરમિત અવિધાર. ૫
પૂર્વે ન કર્યું કોઇએ જેવું, વળી અહુના ન કરે કો એવું;
ન ભવિષ્યમાં કોથી થાય, તપ કરવા ધાર્યું ઋષિરાય. ૬

જોઈ શુભ મુહૂર્ત ઘટિ નિર્ધાર, આરંભ્યું તપ ઉગ્ર અપાર;
મહા ગર્વે ભર્યો ઋષિરાજ, દમે દેહ કરવા ચિતનું ત્યાજ. ૭
ગ્રીષ્મમાં તપ્ત તાપે ઉભી, બાળે દેહ મનસાને દુભી;
વર્ષાકાળમાં રહે જળધાર, ઉભા રહી પદ એકે સાર. ૮
શીતઋતુમાં વારિ મધ્યે, પેશી ચિતનું દહે અવધ્યે;
એમ શત વર્ષ દેવનાં વિતે, તોય તપ કરતા અમિતે. ૯
આગે તપ એવાં ઘણે કીધાં, વિભાંડક શાં માન ન લીધાં;
તેનું કારણ કુરૂકુળ ભાણ, કહું શ્રવણ કરો સુજાણ. ૧૦
કશ્યપપુત્રે નિઃસ્વાર્થે સાધ્યું, તેથી તેને તપે મન બાધ્યું;
નહિ સ્વાર્થ માટે તપ મહિમા, તાપ તપનો ન રહે શિવ ઉમા. ૧૧
વિભાંડકના તપે તપિયા, ઘણા તપ્ત જ્વાળમાં ખપિયા;
ઇંદ્રાદિકને ભય ઉપજિયો, શચી રાણીએ શૃંગાર તજિયો. ૧૨
શક્રે તાપસ તપે બળશે સ્વર્ગ, ભૂ નભ પાતાળનો ન રહે ગર્વ*;
જ્વાળામુખી ધખી હોય જેવી, તાપસ તપની પ્રભા દહે તેવી. ૧૩
બળતું બાળ માતા પાસ જાય, બળુ બળું કહી બહુ દુઃખી થાય;
માતા બળતી તિને કિમ રાખે, ટાળો દુઃખ પતિને ભાખે. ૧૪
પશુ પંખી તરફડી પડતાં, નાકેથી નિર્ઝર લડથડતાં;
બ્રહ્મા ભૂલ્યા સૃષ્ટિ રચતાં, શિવ ચૂક્યા તાંડવ નૃત કરતાં. ૧૫
લક્ષ્મીપતિએ નિરાંત મૂકી, ગઇ આગ સમુદ્રમાં ઢુંકી;
તપ્યું તોય ને જળચર દાઝ્યા, ભમ્યા ભટક્યા ન સંતોષ લાધ્યા. ૧૬
નાઠો ઇંદ્ર ગયો વિધિ પાસે, તેને લઇ વિધિ કૈલાસે નાસે;
કર્પૂરગૌરે દીઠા બળિયા, તેને લઇ પંચાનન પળિયા. ૧૭
ત્યાંથી સહુ ગયા મોક્ષધામે, હરિએ પૂછ્યું આવ્યા શે કામે;
સૃષ્ટિકર પવિધર હર બોલ્યા, હરિ તાપસ તપે સહુ ડોલ્યા. ૧૮
ન વિરામે વિભાંડક ઋષિ, એણે કીધા સર્વને દુઃખી;
મનમથ મોહ એને ન પીડે, નહિ નારીમા મન જેનુ હીડે ૧૯
લોભ ક્રોધ મમતા અભિમાન, નાસે દશ દિશ ભૂલી ભાન;
કહો પદ્મનાભ હવે શું કરવું, દુઃખી ત્યાંથી રહું આ મરવું. ૨૦
સુણી વાણી હરિએ વિચાર્યું, ધન્ય વિભાંડકે મન માર્યું;
જીવ સુર કરો એક સોઈ, ફરે અપ્સરા એને જોઈ. ૨૧

* એક પ્રતમાં 'વર્ગ' શબ્દ છે.

કદા વિહ્વળ મન પ્રરતું થાશે, તદા દુઃખ સઘળાં પળાશે;
સહસ્રાક્ષિ કહે હરિ એ ખોટું, તાપસ કેરૂં તપ બળ મોટું. ૨૨
શત જોજનથી ન જોવાય, તો કયમ કરી અપ્સરા જાય;
હરિ કહે સુખે ઉર્વશી જાશે, મારી કૃપાથી સુખણી થાશે. ૨૩
વારૂં કહી વળ્યા સુરરાય, આવી નજમાં મેળી સભાય;
ઉર્વશીને ઉકાંશી ઉઠાડી, જા તું હરિએ તુને ચુંટી કાઢી. ૨૪
આપ્યો વર તુને તાપ ન લાગે, તોય ઉર્વશી થરથર કાંપે *;
તેને ઇંદ્ર કહે સુખે જાવો, કરો પ્રયત્ન જે વિધે ફાવો. ૨૫
બળતી સૃષ્ટિ તમે બચાવો, દૃગ લાવણ્યે મુનિ લલચાવો;
અતિ આગ્રહ ઇંદ્રનો નિર્ખી, જ્યમ સમ ચાલી ઉર્વશી હર્ખી. ૨૬
ઋતુહેમંત તે સમે હુતી, ઋષિ જળ મધ્ય રેતા ખુંતી;
માત્ર દિવસમાં ઘટિકા ચાર, મુદ્રા કાઢી રતવે સૂર્ય સાર. ૨૭
બાકી જળચર ગતિએ રેતા, સર વિશાળમાં દુઃખ સ્હેતા;
તે સરોવર ઊપર આવી, અપ્સરા ઉર્વશી જે કાવી. ૨૮
પુષ્પક વિમાન માંહે ફરતી, શાપ ડરથી અતિશે ડરતી;
અંતરિક્ષે ફરે નારી સારી, સોળ શૃંગાર સૌ અંગે ધારી. ૨૯
ત્રિવિધિ પવન નિત્ય વા વાય, ઋતુ વિણુ કોકિલા ગાય;
મયૂર ચાસ ને બુલબુલ બોલે, બપઇયો પિયુ પિયુ કરી ડોલે. ૩૦
હેમંતમાં આંબે આવી સાખો, બેહેકે પુષ્પ વસંતનાં લાખો;
ફરે હરણાં અરપરં નિર્ખે, શુક સારિકા આત મન હર્ખે. ૩૧
ધરે મુખ્મમાં આમ્રની ડાંડી, તક તપાસે મિટને માંડી;
ચૂકે ચંચળ મેના ચતુરી, શુકસો સાહી આલિંગે મધુરી. ૩૨
ઇમ દંપતિ કરતાં વિહાર, જ્યાં ત્યાં વરસે વસંતનો માર;
જળમાં મીનનું રૂપ લઇ નારી, પતિસંગ કરે વાર વારી. ૩૩
જળચર માત્રને કામ જાગ્યો, સહુને શ્યામાનો રંગ લાગ્યો;
કરે મૈથુન નાના વિધનું, મન ચળાવવા મહા સિદ્ધનું. ૩૪
મકર દંપતિ સંભોગ કરતાં, અબળાએ ઋષિને ડરતાં;
મીનમાદા ચંચળ ચિત્તે, સંગ ભયથી નાશી અમિતે. ૩૫
જ્યાંહી ડૂબીને બેઠા તપેશ, તેના વસ્ત્રમાં કરતી પ્રવેશ;
એમ ચાલી મારની ક્રિયા, તોએ ઋષિજી નવ બિયા. ૩૬

* મી. હરગોવિંદદાસની પ્રતમાં "તૃષ્ણા ત્યાગે" એવો પાઠ છે.

પછે થન થન નાદ એણે કીધો,ગાનતાન માન સંગ લીધો;
ચલાવ્યા રાગતાન રંગ માંડી,તોએ ઋષિએ વૃતિ નવ છાંડી. ૩૭

ત્યારે ઉર્વશી મન અટવાઈ, નવ ચાલે કશી ચતુરાઇ;
તેણે ધરીયું હરિનું ધ્યાન, ચલાવ્યાં મનમથ માર નિશાન. ૩૮

વાજે પડો રતિ પતિ કેરો, કરે પડાવને નાખે ડેરો;
ઘેરો ઋષિને કહે કામદેવ, કીર કોકિલા સારિકા એવ. ૩૯

જ્યાં ત્યાં મચ્યો ઋષિને ભમાડો,હિમકર તમે હિમરશ્મિ કાડો;
આજ્ઞા દઇ કરી વિવિધ ચઢાઇ,ચાતુરી કરવા ચતુરા ધાઈ. ૪૦

તે દિ પોષની પુર્ણિમા હુતી, તે તો તરૂણીના તનમાં ખુંતી;
પ્રાત થયો ઋષિજી નિસરિયા, દેહ કાઢી હંસને નમિયા. ૪૧

એવો લાગ નારી તપાશી, પ્રેરી સખી વસંત સુપાસી;
શીતળ મંદ સુવાસિત બેકયો, વિતનું લેરીની પેરે લેક્યો. ૪૨

ઉભી ઉર્વશી ઋષિ મીટામીટ,માડયું નૃત્ય મન કરીને ધીટ;
ટીલડી દેખાડી ટગમગ જોતી,એણી એઇ કહી નચાવે મોતી. ૪૩

ચલવી કટાક્ષ કુચ અવિલોકે, કરતલ મર્દી નયન શર બોકે;
યુગલ ચક્રવાક શાં સ્તન હલવે, દર્શે સુખ્ય અતિછે મળવે. ૪૪

મંદ મંદ સ્વરે કરે તે ગાન, તેથી મુનિએ મુકયું વૃત માન;
એવી ચલવી મોહક ક્રિયા બાળી,તેને ઋષિવરે ભૂલે નિહાળી. ૪૫

થયું મન વિહવળ તત્કાળ, સ્ખલિત વીર્ય હવા વેદપાળ;
ચેતવી ચતુરે ઋષિની ચેષ્ટા,અતિ થઇ ગયા મુનિ શરમેષ્ટા. ૪૬

(તવ) નાસી નારી નભમાં પેઠી, હિરણ્યગર્ભની પાસે બેઠી;
જાણ્યું સુરે સિદ્ધ થયું કાજ, રખે કોપે મુનિમહારાજ. ૪૭

પછે વિધિશંકરે મુનિ રિજવિયા,તાપ તે થકી તેમના પળિયા;
થયું સ્ખલિત વીર્ય જે જળમા,એક મૃગલીએ પીધું પળમાં. ૪૮

વારિ મળતું વીર્ય પીવાયું, તેથી વનચરી ચિત્ત ચોરાયું;
રહ્યો ગર્ભ તે જાજવલ્યમાન, ધારી ન શકી રેત મહાન. ૪૯

પુત્ર રૂપે પડયું પૃથ્વી તદા, છૂટી મૃગલી ટળી આપદા;
પડેલો નિરખી વિચિત્ર પુત્ર, લઇ ઋષિએ માંડયું ઘરસૂત્ર. ૫૦

જે પુત્રનું ન મળે જોડું, મધ્ય લલાટે છે શૃંગ એક મોટું;

વલણ.

છે મોટું શૃંગ લલાટ મધ્યે, કો માતા પય પાય રે;
(૮) મોકાય હૃદય પયોધર પાતાં, તાપસ તેથી તપાય રે. ૫૧

કડવું ૨ જું–રાગ મારૂની દેશી.

પુત્ર પોષણ કેરે કારણે રે, ઋષિ દુઃખી થઇ પડ્યા ધારણે રે;
ન કોઇ માતા પય પાઇ શકે રે, ભૂલી ભટકી આવી કઇ બકે રે. ૧
કહેતી પશુને પય કેમ પાઇએરે, શું એને લીધે મરી જાઇએ રે;
વળી નહીં દ્રવ્ય મળવાનું તેથી રે, કોણ પરમારથ કરે જેથી રે. ૨
અજાચકવ્રત ઋષિનું મોટું રે, તે પાડવા ઇચ્છે ન ખોટું રે;
તપ અનુગ્રહ ન કરાય રે, નહીં ધર્મ એ ઋષિરાય રે. ૩
કેમ કરવું મન કચવાય રે, વાત્સલ્યતા શે સચવાય રે;
આવાગમન હિંડોળે ચઢતા રે, તર્ક તુરીએ ચઢતા પડતા રે. ૪
જાણ્યું પુરંધરે ઋષિ કષ્ટ રે, ધાઈ આવ્યો સ્વામી સ્રષ્ટ રે;
લાગ્યો ઋષિવરને તે પાયે રે, આતિથ્ય કર્યું મુનિરાયે રે. ૫
આપી અર્ઘ્ય પાદ્ય બેસાડી રે, મેલ્યો પુત્રઅંકમાં તેડી રે;
વાસવ વસાવો સૃષ્ટિએ બાળ રે, તમે કહાવો જગતપાળ રે. ૬
માત વેણો બાળ એ મારો રે, શ્રેષ્ઠ મુનિ થાશે ઉગારો રે;
ઇંદ્રે દંડવત કરી ભાખ્યું રે, ઋષિ ત્રિભુવન તમે રાખ્યું રે. ૭
અમો સેવક સર્વ તમારા રે, તમો મસ્તક મણિ અમારા રે;
કરે પોષણ પરમેશ્વર સર્વનુંરે, નથી અધિક બળ દેવ વર્ગનુંરે. ૮
અમારા માહાત્મ્યને માટેરે, ઋષિ તમે પડો ઉચ્ચાટેરે;
મુનિ કહો મન તમે મેળીરે, વધે બાળ જયમ અમર વેલીરે. ૯
વળી દૂધ વર આપું હુંયરે, હરિ એને ન્યૂનતા શુંયરે;
ક્ષય દેશ થતો એક રાખેરે, પ્રભુ ધરે ન જન્મ એ પાખેરે. ૧૦
એવાં દૂધ વર આપી વળિયોરે, સુરગય શચીને જઈ મળિયોરે;
ઋષિ આનંદ્યા ઘણું મનમાંરે, વાત્સલ્યતા વ્યાપી તનમાંરે. ૧૧
વિધુ વૃદ્ધિ પામે પણ હરેરે, નહિ તાદૃશ્ય વિરહિણી ક્યારેરે;
મુગ્ધાના યુગલ વધતાંરે, તેનાં કાર્ય ન દૃષ્ટાંતે સધતાંરે. ૧૨
ભરતી ઓટની નહીં જોડારે, રામબાણની ગતિ થોડીરે;
યૌવનાનું યૌવન કોણ લેખેરે, ઋષિકુંવરની વૃદ્ધિ ઉવેખેરે. ૧૩

નિશ વાસર વધી મન હર્યારે, જાતકર્મ ઋષિએ કર્યારે;
ઉપવીત આપ્યું મહારાજેરે, વેદાધ્યયન કરાવવા કાજેરે. ૧૪
મન સાથે દૃઢ કરી ધાર્યુંરે, માનવ મળે ન માઈ પરભાર્યુંરે;
હું વિણુ પુત્ર અન્ય ન દેખેરે, એક વેદ બીજો મુને પેખેરે. ૧૫
ધારી ધ્યાનમાં એમ ચલાવ્યુંરે, તેથી અધ્યયનનું ઠીક ફાવ્યુંરે;
વદ વેદાંગ સૂત્ર ને શ્રુતિરે, પઢયો પુત્ર જે વિદ્યા હુતીરે. ૧૬
હોમ કર્મમાં એક્કો હુઓરે, એથી બ્રહ્મ રહ્યો નહીં જૂજવોરે;
ચીહ્ન્યો બ્રહ્મ તે ભાળ્યો બાળરે, હર્ષ્યાં વિભાંડક વેદપાળરે. ૧૭
જેણે જન અન્ય ન દેખ્યુંરે, એક બ્રહ્મ કે પિતુમુખ પેખ્યુંરે;
કહો એ સમો કો રૂખીરે, નામ સુણી યધ્ધએ સુખીરે. ૧૮

વલણ.

સુખી યધ્ધએ નામ સુણતાં, સુણો પાંડવ તન રે;
કહેવા માત્ર પ્રેમાનંદ હું,દુઃખી હરિ વિયોગે મન રે. ૧૯

### કડવું ૩ જું–રાગ ધન્યાશ્રી.

સ્વામીકાર્તિક બ્રહ્મચારી ઉમંગીજી,કાવ્યા નારદ ઋષિ એક વ્યંગીજી;
અંજનીનંદન જે હનૂમાનજી, તેવો કશ્યપપૌત્ર બળવાનજી. ૧

ઢાળ.

બળવાન શૃંગી બ્રહ્મચર્યે, સ્કંદ નારદ હનૂમાન;
અન્ય ઉપમા નવ ઘટે કે નવ કરવું અનુમાન. ૨
દેશ વિદેશે પ્રસરી કીર્ત્તિ, જ્યમ ઋતુરાજ સમીર;
એવે કૌતુક એક હવું, તમે સુણો શ્રોતા ધીર. ૩
રોમપાદના રાજ્યમાં, વર્ત્યો ઘણો હાહાકાર;
બાર વર્ષ વૃષ્ટિ વિણ વિત્યાં, વિપ્રરોષ અવિધાર. ૪
સુણી એવું અજાતશત્રુ, બોલ્યા વાણી મધુરી;
ઋષિ કથા તે કહો વિસ્તારી, કાંઈ નવ રાખો અધુરી. ૫
સુણી મન મુનિ મગ્ન હુઆ, કહે ધન્ય પાંડુ તન;
હું કહું વિગતે વારતા, જે સુણ્યે હોય શુચિ મન. ૬
અનુકુળમાં ઉપન્યો એક, બૃહદ્રથ રાજાન;
જે અંગદેશાધિપ કાવ્યો, મેળવ્યું ઘણું માન. ૭

દેશ દેશના રાજા નમ્યા, તેથી વાધ્યો ગર્વ;
ચક્રવર્તી રાજા કહાવે, ન નમે, નમાવે સર્વ. ૮
તેને પુત્ર એક પરાક્રમી, જેનું રોમપાદ અભિધાન;
તે તણા બળ પ્રાક્રમવડે, તેનું ઇંદ્ર કરે સનમાન. ૯
બૃહદ્રથ જવ વન ગયો, તવ પુત્રને સોંપ્યું રાજ;
તેણે ક્ષિતિ સઘળી ખળભળાવી,કરી દિગ્વિજયનાં કાજ. ૧૦
જેને મિત્ર દશરથ ઇંદ્ર જેવા, તેને શી રહી બાકી;
કીર્તિ કન્યા ગુણ ગાતી તે, પૃથ્વી ગોતી થાકી. ૧૧
વર વર જોઇ વિવાહ કીધો, પત્ની રૂપે સુખ પામી;
લક્ષ્મી પુરી કારાગૃહમાં, ધૃતિ આવી રહી સામી. ૧૨
લજ્જાએ હૃદય સ્થળ નિખીં, વાસ પૂર્યો સુવાસે;
શાન્તિ મનમાં મગ્ન થઇને, નરપતિને હુલાસે. ૧૩
કાન્તિએ તન મધ્ય વસીને, રતિ પતિને ભૂલાવ્યા;
ભ્રાન્તિ ભાગી ભૂતે છોડે, દેશ બહુ દુલાવ્યા. ૧૪
વિશ્રાન્તિ વરે નિદ્રાએ, અન્ય સમય લજ્જાએ;
વર વર જોઇ મેધા વરતી, સતી વર રાજાએ. ૧૫
ઇમ નવ નારી સ્વાધીન કરી પણ, રાજા મન નવ રીઝે;
નવ નવ નામની ત્રણને વરવા,રાત દિવસ મન બીજે. ૧૬
એવે કુંવારિકા મણ કન્યાનો, સ્વયંવર શુભ થાતો;
ત્યાં જઇ રાજા રોમપાદતો, રતિ પતિ રૂપે માતો. ૧૭
અન્ય દેશના દેશ પતિને, કન્યા અજીત ઉવેખી;
કુસુમાકરના મિત્રરૂપને, પ્રસન્ન થઈ અતિ દેખી. ૧૮
વર હસ્તે વરમાળ પેરાવી, સતાવીશ અભિધાને;
જ્યમ એકસૂર્ય પણ કિરણઘણેરાં,સમ ત્રય સતાવીશ માને. ૧૯
નવધાભક્તિ નવનિધિ અને, વનધાતુ વરી લાવ્યા;
નવદુર્ગાને ઇષ્ટ દેવી કરી, નારાયણ શા કાવ્યા. ૨૦
ઇમ ષટ્ત્રિશ નારી વરી વરાંગી, તોય પતિવ્રત ધરતા;
અન્ય નૃપતિ અનેક હુઆ પણ, ધરતા તેમાં વરતા. ૨૧
અહંકાર મન એવો રાયને, નહિ હું સરખો દાતા;
દાન કરૂં હું જે જાચકને, થાય તે ભૂપ પ્રખ્યાતા. ૨૨

અહંકાર એવો નિર્ખિને, દુર્વાસા ત્યાં આવ્યા;
રાય પુરોહિતનું રૂપ લેઇ, સમાચાર તો કાવ્યા. ૨૩
પુરોહિતને પાસે તેડી, રાજા મનમાં રિજ્યા;
કોણે રોક્યા ઋષિવરને, ઇમ કહી સેવકને ખિજ્યા. ૨૪
રાયે જ્ઞાનવડે અવિલોકી, દુર્વાસાને પરખ્યા;
આદર સનમાને આતિથ્ય કીધું, પૂછે હરખ્યા હરખ્યા. ૨૫
કહો ઋષિવર કાર્ય કહી, આવી ઉભો સામો;
તાપસ કહે તમ ધર્મ આપોને, કરો રાજ્યનાં કામો. ૨૬
ધરણીધર કહે ધર્મ વિહિન થઇ, પ્રજા કેઇ પેર પાળું;
મુનિવર કહે ક્યમ પ્રશ્ન કર્યો જો, છે મોટો ધર્માળું. ૨૭
કરૂં કાર્ય, કહી સંશય આણ્યો, તેથી સુણ કહું રાજા;
નિરભિમાન થાશો નૃપ જ્યારે, તવ દુઃખની જાશે માઝા. ૨૮
એમ કહી ઋષિવર સભાથી, અંતરધ્યાન તો પામ્યા;
રાય ઘણું વિલપે મન મધ્યે, વળિ સહુ સુખને વામ્યા. ૨૯

વલણ.

વામ્યા સુખ તે સર્વ રાજા, દુઃખડુંગર દટે પડ્યાંરે;
કષ્ટ કુટુંબ સહ રાય રાજ્યમાં, આવી દશ દિશે અડ્યાંરે. ૩૦

## કડવું ૪ થું–રાગ મારૂની ચોપાઈ.

શાપ આપી દુર્વાસા જાય, આપ રાય દુઃખી બહુ થાય;
દીધો શાપ ઋષિ મહારાજ, યતાં કૃષિનાં તે સમે કાજ. ૧
અધં જેઠ ગયો તો જાણ, કો ખણતા ગો નિરવાણ;
ઉપ્પર ઉર્વી કરતા સૂધિ, શત સત વીશે ગણે બૂધિ. ૨
તદપિ કૃષિરાજ કહેવાય, જેનું આપ્યું જગ સહુ ખાય;
તેવા શત સહસ્ર ને લાખ, છૂટ્યા હુતા તમ વૈશાખ. ૩
જેનાં મન થયાંતાં મગ્ન, જેનું મેહશું લાગેલું લગ્ન;
હળ બળમાં ધારી મસ્ત, જાણે ખોદશે મહી સમસ્ત. ૪
તેવા ઉન્મત કૃષિકાર, લલકારતા રાગ મલ્હાર;
ગાતા ગીત મધુરે સાદ, વાંચ્છે મુશળધાર વરસાદ. ૫

એવા રમણીય સમય મોઝાર, જ્યાં ત્યાં દિપ્યો કાળ અપાર;
તાપ બળે તપ્યું ખેય, ત્રાય 'ત્રાય' કરે જે તેય. ૬
ઉલ્કાપાત દિવસ ને રાત, પડતા મોટા ગ્રહ વિખ્યાત;
ગયું સુખ' નાશી નિરધાર, નાઠા જાય સહુ રાજદ્વાર. ૭
તપ્યા દ્વાદશ રૂપે ભાન, બળે વિણુ અગ્નિ ઓસાન;
સલિલ અર્પવાનું ભુલી ભાન, આકર્ષ્યું અરિહા ભગવાન. ૮
નિશવાસરનો ભૂલી ભેદ, ખેચવા માંડ્યુ મનુષ્યનું મેદ;
રાય સેવક નિરખી લોક, રાતે કેવો ધારે શોક. ૯
પણુ રાત કયમે નવ થાય, ઉપરા ઉપરી લોક ભરાય;
ધરી ધૈર્ય સહે અતિ તાપ, કો પોકારે કહિ સુખ બાપ. ૧૦
કો કરે રામ નામ ઉચ્ચાર, કો રામપાદ ભજે નિરધાર;
વરાંગી વનિતા ઉભી જેહ, તપ્ત તાપમાં કુમળાતી તેહ. ૧૧
કેળગર્ભ સમાં સંતાન, લઈ નાસતી શીળે સ્થાન;
એવે અગ્નિ લાગ્યો ચોપાસ, બળ્યા રાજમ્હેલ અવાસ. ૧૨
કોણુ કરે અગ્નિને શાન્ત, ઋષિ મૂકી નાઠા મહાદાન્ત;
જાણે જ્વાળામુખી ફાટી, સર્વ પ્રજાને કષ્ટમાં દાટી. ૧૩
અવનિ આકાશ ને મધ્ય ભાગ, જ્યાં ત્યાં વરસે આગને આગ;
જોતાં શર્વરીની સહુ વાટ, ગોતે રાયને મળવાનો ઘાટ. ૧૪
વાંઢા કાળને નારી કેપી, લઢી શર્વરીને નમ્ર સેવી;
પોતા જેવો દિવસને કીધ, છતી સ્ત્રીએ રંડાપો દીધ. ૧૫
તેથી 'કળકળી થઇ નિરાશ, 'પ્રજા પોકારે રાય ચોપાસ;
સુણી આરત નાદ અવનીશ, ધાયો ઉતાવળો સજી રીસ. ૧૬
બળતી પ્રજા સર્વ નિહાળી, કરી કલ્પાંત વિલ્પે બાળી;
દેખાડે ઉંચકી નાનાં બાળ, કહે નૃપને શિશુ સંભાળ. ૧૭
કો હસ્ત જોડીને રહેતી, પડે રક્ષણુ કરો એમ કેહેતી;
પયોધરમાંથી પય જાય, અધમ કાળ અધરામૃત ખાય. ૧૮
ન જુએ કુમારિકા વૃદ્ધ, સર્વ ભક્ષીની પેર કરે બદ્ધ;
પુત્ર બંધવ મર્યાદા મૂકી, નહિ નિર્લજને લાજ ઢૂકી. ૧૯
આણુ રાયની જેણે ઉથાપી, ગયો અંગો અંગમા વ્યાપી;
ગોપી શાણી રાણી જેવી, ત્રાહે ત્રાહે કરે સહુ દેવી. ૨૦

પડી ધર્ણુંમાં ઢગલા હોઇ, નરપતિએ નારી જોઈ;
શિવ,' શિવ, કરી ઉચ્ચાર, પડયો લોમપાદ અવિધાર. ૨૧
સેવકે સલિલ શીતળ રેડયું, કષ્ટ રાયનું જ્યમ ત્યમ ફેડયું;
રાયે ઉઠી આજ્ઞા કીધી, વારિની ધારાવાડી દીધી. ૨૨
જ્યમ વિરહિણી અંગ મોઝાર, શીતળ ચંદન હોમ અંગાર;
તપ્ત પેણામાં તોય સૂકાય, ત્યમ આપ આપ માંય સમાય. ૨૩
કો શુદ્ધિમાં આવેલા સોય, સલિલ સામું ટગમગ જોય;
કંઠ કાયકી પડી કો દેહ, કો વાચા બંધે દુઃખ સેહ. ૨૪
હોય દુકાળમાં માસ અધિક, ત્યમ તાપ તપે ઠીકાઠીક;
રાયં જોઈ પ્રજાને દુઃખી, પાળો ભમી ભટકી કરે સુખી. ૨૫
પ્રજા પીડે કાઢયા ભંડાર, સાંચ્યા સંઘર્યા જે બહુ વાર;
કાઢયા સેવક ઘરથી બાર, કાઢી દાસીઓ સૌ નિરધાર. ૨૬
હસ્તી પાયક ને હય ખાસ, છોડયા રાજાએ થઈ નિરાશ;
જેને જોઇએ તે લેઈ જાય, ઉત્તમ હય ગજ વેચી ખાય. ૨૭
કાઢયું રાજ્ય જવાહીર જેહ, આપે રાજા નિઃસંદેહ;
દાંડી દેવડાવી પૂર માંય, જેને જોઇએ તે લઈ જાય. ૨૮
રાજ્યછત્ર ચમ્મર તજી રાય, થોડે આડંબરે રહેવા ચાય;
દ્વારેથી ઉઠાડી દ્વારપાળ, મોકળો મુકયો મ્હેલ મહીપાળ. ૨૯
જે જે જોઇએ તે તે લઇ જાય, પણ તાપથી સુખી ન થાય;
આસપાસનાં જેહ ગ્રામ, ત્યાં પણ પડયો તાપ ઉદ્દામ. ૩૦
તે આવ્યા સહુ રાય ધામ, સુણી રાયનું ધર્મિષ્ઠ કામ;
બળતા ઢળતા ઠામે ઠામ, આવ્યા લેતા રાયનું નામ. ૩૧
એમ લક્ષ કોશ પર્યંત, થયો કાળમય સહુ તંત;
ત્યાંનું આવ્યું લોક અનંત, મુનિ મોટા મોટા મહંત. ૩૨
વેદપાઠી ધનપાઠી ધાય, શૂદ્રનું અન્ન ઝુંટી ખાય;
અજાચક વ્રતવાળા રૂપ, જાચી જાચી પામતા દુઃખ. ૩૩
તોય નવ આપે કો ધાન્ય, આખર ટળવળી મૂકતા પ્રાણ;
સતી મૂકતી સત્ય ને નેમ, અન્ન કાજે કરે નિ[illegible] પ્રેમ. ૩૪
વારિ માટે ત્યજતા વ્હેમ, પત્નીવ્રત મૂકી [illegible].ક્ષેમ;
ધર્મ કર્મને મૂક્યાં ઢોળી, વાળી વૈશ્ય [illegible]ર ચોળી. ૩૫

ગમાવણજ અને વહેપાર, ઉદ્યમ એક રહ્યો અવિધાર;
ચોરી લેવું ને ખાવું અન્ન, પીવું પાણી પૂછ્યા વિણ જન. ૩૬
પ્રબળ વ્યાપાર કર્ત્તા વિપ્ર, માત્ર એકજ ઉદ્યમ ક્ષિપ્ર;
એક ઉદ્યમ કરે વર્ણ અઢાર, એવો કાળ માત્ર વિકરાળ. ૩૭
જેમ વર્ષા ઋતુની માંય, મેઘ આવે વરસતું જ્યાંય;
તેમ અન્ય જગતીના જન, ચઢી આવ્યા રાય ભવન. ૩૮
અન્ન દીઠું જેટલું લીધું, પાણી પીવાયું તેટલું પીધું;
ઘણા ઉપોવણે અન્ન પાણી, મળિયું તદપિ છૂટયા પ્રાણી. ૩૯
હવે થઇ જે પૂરની પેર, તે વરણવુ વિપ્રનું વેર;
વાડવ વડવાગ્નિથી અધિક, માટે ચાલો સહુ ધરી બીક. ૪૦

વલણ.

ભય ધરી ચાલો વિપ્રશું, તજી કામને ક્રોધ રે;
યઃ પરલોકે સુખ વાંચ્છતો, માનો મમ પ્રતિબોધ રે. ૪૧

## કડવું ૫ મું-રાગ મારૂની દેશી ફેર.

વૃષ્ટિ ન થઇ વર્ષ અગિયાર રે, વર્ત્યો તે સઘળે હાહાકાર રે;
દશરથ મિત્ર જશા અન્ય રાય રે, કરે શ્રમ જ્યમ સુખ થાય રે. ૧
તદપિ કાળને કો શું કરતા રે, રોમપાદ ઘણું રડવડતા રે;
આપી દીધી વસ્ત સમસ્ત રે, ભૂખ્યા ભટકે ભામનીસહ મસ્ત રે. ૨
જોતા અવળુ કરતા લોક રે, બીજા શોકના મોટા ચોક રે;
ધર્મ હીણાનાં જોઈ સુખ રે, રાય પામતા ઘણું દુઃખ રે. ૩
ધર્મ નિશ્ચયનો વધે ક્ષોભ રે, નિરખે મડળિક રાયનો લોભ રે;
શત્રુ પીડે પ્રજા સમગ્ર રે, કર્મનષ્ટ દીસે સહુ વ્યગ્ર રે. ૪
કામ લોભથી ભૂલ્યા ભાન રે, તપી ભય દર્શાવે ભાન રે;
નિરખે અવિશ્વાસી લોક રે, ભય તાજા થાય ચૌ લોક રે. ૫
કપટે એક બીજાનો કરે અંત રે, છળે સાધુને ધરી ખંત રે;
દેશ સળગ્યો દીસે ચોદિશ રે, વાડવ દુઃખી દર્શ દિન નિશ રે. ૬
વૃષ્ટિનું બુંદ ન કંઇ લેવાય રે, પરસ્પર ભેદ મતિ ન સેવાય રે;
જેથી જીવિત ચાલે જેનું રે, લૂંટાતું ભક્ષણ તેનું રે. ૭

એક ઉદ્યમ ચોરનો બળિયો રે, જોઈ રાજા ધર્મ ટળિયો રે;
દર્યાં વહ્નીભવનમાં ગુરૂ રે, વિધુ દક્ષિણ ગમન કરે પૂરૂં રે. ૮
વરસતો ધુમ્ર ન દર્શ કદી રે, સૂકી નિરંતર નીરની નદી રે;
નહિ તડિત ગર્જના દરશે રે, તો કયાંથી મેહુલો વરસે રે. ૯
તડાગ સરોવર સરિતા કૂપ રે, ઝરા ઝાંખા થયા અનૂપ રે;
સજીવન જળ પણ સૂકાયાં રે, પંથી કેરા પંથ મૂકાયા રે. ૧૦
પરબો પાણીની ગઈ ફૂટી રે, વિશ્રાંતિ સ્થળ અર્પાં તૂટી રે;
પાણી પાણી સર્વે ઝંખે રે, પાણી વિણ પ્રજા સૌ તલખે રે. ૧૧
સ્વાધ્યાય ને વષટ્કાર નાઠા રે, સારા શબ્દો સમૂળા ગાઠા રે;
કૃષિકારની કૃષિ છૂટી રે, પશુપાલન વિદ્યા રૂઠી રે. ૧૨
આપ્ય લેનો ગયો વ્યવહાર રે, ઉઠી હાટમાં વાટજ સાર રે;
યૂપ યજ્ઞ ન દૃખે રાજ રે, નાશ થયો મહોત્સવ સાજ રે. ૧૩
દીસે અરિષ્ટના ઓઘે ઓઘ રે, પ્રાણી માત્ર તે ભૂખના ભોગ રે;
ઉદવરત નગરને નિરખી રે, તરૂ હીણાં ખંડેરો પરખી રે. ૧૪
જોઈ આગ ગૃહ લાગતાં રે, બાયવડે સૌ ભાગતાં રે;
શસ્ત્રાસ્રે કપાતાં કોઈ રે, નિરપરાધી પડતાં રોઈ રે. ૧૫
અરિ રાજાના કરતા કેર રે, જેણે લેવા ધારેલાં વેર રે;
તેનો મારો નવ રહે રાજા રે, ત્રાહે ત્રાહે ન રહી માઝા રે. ૧૬
વસ્તી વિના શેહેરને લૂટે રે, ધિક્ શત્રુ અનાથશું રૂઠે રે;
પાલન કરતાં ગયાં દેવ દેવી રે, જડામૂળ ગઈ વૃદ્ધતા સેવી રે. ૧૭
અજા સુરભી ગહિવી મોટી રે, આપે દુગ્ધ નહિ એક લોટી રે;
રક્ષક વિનાની થઈ જગતી રે, એવા સમયમાં કેવી બગતી રે. ૧૮
ઔષધીને ન પોખે ચંદ્ર રે, થઈ પ્રજા સૌ રહિત મંદ્ર રે;
ક્ષુધાતુર થયાં પ્રાણી માત્ર રે, ભક્ષે અન્યો અન્યનાં ગાત્ર રે. ૧૯
ત્યમ શ્રુતી જણી સંતાન રે, ક્ષુધાએ ભક્ષે તેનાં વાન રે;
ત્યમ માતા પુત્રને ખાતી રે, સ્વામીભક્ષી સાં ન લજાતી રે. ૨૦
વૃદ્ધ માત પિતાને મારી રે, પુત્ર માંસ રૂધિર લે ઉતારી રે;
પાણી કાજે ઉષ્ટ્રને ચીરે રે, રહિત જીવન મરે ધીરે ધીરે રે. ૨૧
પાણી પાણી કરે પોકાર રે, મદન ઋષિ ભૂલી ઓંકાર રે;
કંઠે કાચલી ને પગ ઘસતા રે, દીસે પાણી કાજે કંઈ ધસતા રે. ૨૨

અધર અમૃત તરૂણીના તાજા રે, તેને ઇચ્છે ન રંક કે રાજા રે;
સ્તન ઇંદ્રને નિર્ખવા દુર્લભ રે, કાક ગૃધ્રને તે થયા સુલભ રે. ૨૩
મદનસરોવર જે મનોહારી રે, તેને જૂએ ન કોઇ ભીખારી રે;
એવું વિપરિત રાજ્ય નિરખી રે, પડ્યો ધર્ણુમાં માઝા ધરખી. રે. ૨૪
તેને રાણીએ આવી ઉડાડ્યો રે, પ્રજાકષ્ટ કપથી કાઢ્યો રે;
રાય આકાશિકા પર ચડતો રે, ચોદિશ જોતો ડરતો ડરતો રે. ૨૫
એવે એક વૃક્ષ તો નિરખ્યો રે, સ્મશાનની ભૂમિ સરખો રે;
જેનાં મૂળ દુર્વાસા દીઠાં રે, થડ સ્વગર્વ રૂપી અરીઠાં રે. ૨૬
ઘણી શાખા સ્યામા શવની રે, પત્ર પંક્તિ તેના ધવની રે;
નિરખ્યાં કુસુમ નરકમળનાં રે, શુષ્ક ભમરા મૃત અમળના રે. ૨૭
જ્યાં લા પકત્ર ફળ માટાં મોટા રે, દુ:ખરૂપી દર્શે ખોટાં રે;
એવો તરવર જોઇ નરેશ રે, પડ્યો ત્રાહિ ત્રાહિ કરી એશ રે. ૨૮
તેને ઇંદ્રે નજરથી નિહાળ્યો રે, સ્વર્ગપુર જતો રાય ખાળ્યો રે;
આસ્વાસને રાય ઉડાડ્યો રે, અભય આપી ડૂબતો તાર્યો રે. ૨૯
કહ્યું શૃંગીઋષિને લાવો રે, પૂર માંહે પડો વજડાવો રે;
જો કો ઋશ્યશૃંગજીને લાવે રે, વૃષ્ટિ કરતાં બાધ ન આવે રે. ૩૦
એવું કહી વળ્યો સુરરાય રે, રોમપાદે મેળી સભાય રે;
મત્ર કીધો મંત્રી પાસ રે, તે વર્ણવે કવિનો દાસ રે. ૩૧

વલણ.

દાસ કવિનો વર્ણવે, જે મિથ્યા પ્રેમાનંદ રે;
છંદ પ્રબંધ જાણે નહિ, ગુણગાએ બાળમુકંદ રે. ૩૨

કડવું ૬ ઠું-રાગ સામેરી.

મંત્રી મેળીને મંત્ર દીધો, સિદ્ધાંત શોધીને સિદ્ધ કીધો;
પુર માંહે પડો વજડાવો, કહો શૃંગીને તેડી તે આવો. ૧

ઢાળ.

આવો સભામાં હર્ખશું, લાવો શૃંગી વિપ્ર;
કોટ્યાવધિ ધન અર્પું તેને, ગ્રામ અરપું ક્ષિપ્ર. ૨
એમ સુણી દાંડીદાર તેઓ, મંત્રીએ તેવાર;
રાય ભાખ્યું સુણાવ્યું, કહ્યું ફરો નગ્ર મોઝાર... ૩

તે ઢાંડીદાર દદામું લઈ, ફરતો ઠામે ઠામ;
મૃતક મનુષ્યનાં પગ્નાં વાટે, તે ખુંદતો ઉદ્દામ. ૪
મુખ બોલતો તીણે સ્વરે, હલકે હરતો દુઃખ;
બ્રહ્મચારી નિરખી ન નારી, કો લાવો શૃંગી રૂખ. ૫
વળી શૃંગ માથે જેહને, નહીં નર નારીનો ભેદ;
વિભાંડક વિપ્ર વિખુટો ન મૂકે, જયા જીવંત મેદ. ૬
તે બાળ છે સૌ વેદપાઠી, તેને લાવે જાણ;
અર્ધું રાજ્ય ને મન્ત્રીપદ, તેહ પામે નિરવાણ. ૭
એવું બોલી ઢોલનાયે, કરે ગર્જના ઘોર;
કો જનની જાયો જાય નહિ, એક ભાગે ગૃધ્ર કે ચોર. ૮
એમ ૭ દિવસ ભમતા થયા, તદપિ ન સિધ્યુ કાજ;
પ્રદોષે અતવામી આવી, કરે તૃષ્ણા ત્યાજ. ૯
નિરાશ થઈ નૃપને કહે, મળિયો નહિ કોઇ મહાન્ત;
સુણી વિલ્પે શાણો ઘણું, થાય શિથિલ ને શાન્ત. ૧૦
વળી કહ્યું શ્વપથ કરો, એક દિવસ નિરધાર;
જો કદી કોઇ મળે નહિ, હું અર્પું દેહ અવિધાર. ૧૧
જો પ્રજા પીડાય માહરી, તો જીવીને શું કીજે;
ધિક્કાર મારા જીવિતમાં, જે પ્રાણ દાન ન દીજે. ૧૨
એમ કહી રાજા પડચો હેઠો, થયો મૂર્છાવંત;
કોઈ ઉઠાડનાર મળે નહિ, વિપરિત ગતિ ભગવત. ૧૩
એમ રાત વિતિ કષ્ટમાં, ઉદે પામ્યો ભાણ;
પશ્ચા રાજા પૃથ્વીમાં તે, થયું સર્વેને જાણ. ૧૪
આશ્વાસના કરી ઉઠાડચા, દીએ રાણી મન્ત્રી ધીર;
ફરે ઢુંડીદાર નગર સઘળે, વહે નેત્ર ઉષ્ણ નીર. ૧૫
આહિ આહિ કહી આખતો, કો કરો આદર્યું કાજ;
આજ નકાર સુણશે રાયજી તો, તજશે સઘળો સાજ. ૧૬
વળી પ્રાણ તજે પોતા તણો, એક પ્રજા પિડન માટ;
એવું ગદ્‌ગદ કંઠ ભાખી, દિયે ઢુંડી ધારો ધાટ. ૧૭
કોઇ હા શબ્દ શીખ્યું નહીં, જયમ નળ રાજ્ય નકાર;
એમ ચોપાસ ફરતાં નગ્રમાં, થઈ સંધ્યા શીઠી સવાર. ૧૮

ઘેર જાતો મહા મેનતે, જ્યમ કુંભાર્યોનો સ્વામ;
એવે વારાંગનાવાટ આવી, ઉભો તેણે ઠામ. ૧૯
છેલવેલો ઉચ્ચાર કરવા, ધરી દુંડી હાથ;
ઉચ્ચર્યો કોઇ લાવે દ્વિજને, કાં મૂએ પૃથ્વીનાથ?! ૨૦
એવો આરત સ્વર સુણી, નીકળી એક નાર;
બારીમાંથી બ્હાર કાઢ્યું, વદન કમળાકાર. ૨૧
શું દક્ષિણ ઉદયો રવિ કે, સંધ્યાએ શશધર આપ;
વા વિદ્યુલ્લતાએ રૂપ લીધું, કે લક્ષ્મી ફેડન તાપ? ૨૨
કે ઉમા રીસાઈ આવી, મૂકી મોટા દેવ;
નિશ્ચે ન થાયે રૂપનો તે, ઉચ્ચરી સ્વયમેવ. ૨૩
ઉચ્ચાર કરતાં અધર બંને, ખીલી અમૃતકળી* જાણ;
અમૃત સ્રવવા થયા ઉભા, લઈ હીરાકણી નિરવાણ. ૨૪
એવે પ્રવાળરંગી પાતળી એક, નારી દર્શી જાણ;
તે વર વિવરથી શ્રમે ઉડી, બોલી મધુરી વાણ. ૨૫
શકે અમૃતઘટ ભરશે, અમર_ આવી ત્યાંય;
તેવી મધુરી વાણી ઉચ્ચરી, ઉભો અંત્યજ જ્યાંય. ૨૬
"કહે અલ્યા શું કામ છે, કેયમ તજે નૃપ પ્રાણ;
જો વસું હું આ નગ્રમાં તો, શી બ્રહ્મચર્યની વાણ." ૨૭
અંત્યજ તવ બોલીઓ, સાંભળ સલુણી શ્યામ;
ઋશ્યશૃંગ નામે ઋષિ ત્યાગી, લાવવો આ ઠામ. ૨૮
બાપડ વિભાંડક ક્રોધનું, તે રક્ષે પુત્ર રતન;
માગ્યો આપે નહિ કદી, તે આણવો રાયવતન. ૨૯
સુણી શાણી બોલી વાણી, શું થઈ અમૃત વૃષ્ટ;
જા કહે તું જઈ રાયને, વાચા મધુરી સ્પષ્ટ. ૩૦
જો વસે પૂરમાં મોહલેખા, ત્યાં કવણ બ્રહ્મચારી બ્રહ્મ;
જઈ લાવું એક મિષે નિમિષમાં, તજાવી એનો ધર્મ. ૩૧

* મી૦ હરગોવિંદદાસની પ્રતમાં આ જગે 'આમ્રકાતળી' એમ છે. અમૃતકળી મને વધારે સારી લાગે છે. અમૃતની કળી એમ કલ્પના કરવામાં કવિની ખૂબી જણાય છે. આમ્રકાતળી-કેરીની ચીરી એમાં ખૂબી હોય તેના કરતાં અમૃતની કળીમાં વિશેષ ભાવ ને ખૂબી રહ્યાં છે. વળી કવિનો ભાવ પણ અમૃત કળી સંબંધે તે પછીની કડી પરથી સમજાય છે. 'આમ્રકાતળી'માંથી અમૃત ઝરે એ કલ્પના કરતાં અમૃતકળીમાંથી અમૃત ઝરે એ કલ્પના વધુ સારીછે.

પિતા પુત્ર વિયોગી થાયે, જઇ કહો રાયને એમ;
જો કોપે વાડવ તો ઇચ્છો, તમે તમારૂં ક્ષેમ. ૩૨
સુણી વાણી અંત્યજ વળ્યો, આનંદ ઉર ન માય;
નિશ્વાસ મૂકી મર્ણું ઢુંકી, બેઠો રાજા જ્યાંય. ૩૩
ત્યાં આવી અંત્યજ બોલ્યો, અમૃતથી હુંચી વાણ;
મોહલેખા મોહ ટાળે, લાવે ઋષિ નિરવાણ. ૩૪
અવનીશ ઉઠયો ઉતાવળો, અરે ભાઇ તે છે કોણ;
આ નગ્રમાં કોહો ક્યાં વસે, જે પાળે મારૂં પોણ. ૩૫
દાંડીદાર કેહે વેશ્યાવાડે, વસે સૃષ્ટિનું તેજ;
પાળો પળ્યો પૃથ્વીશ પોતે, વરાંગીમાં ધરી હેજ. ૩૬
તેણે જાણ્યો નૃપ આવતો, ઉતરી અવનિ માંય;
સ્તન ભારે કટિ કૃશ શું, કટકા થાશે ત્યાંય. ૩૭
આવી બાળી નૃપને ભાળી, બોલી રસાળી વાણ;
હું કરીશ કારજ આપનું, (તમો) તજોચિંતા નિરવાણ. ૩૮
સુણી વાણી પિયૂષખાણી, ઉચ્ચર્યા નર નાથ;
હે નારિ, રાખી લાજ મારી, જઇ લાવ ઋષિને સાથ. ૩૯
કહે બાળા વાચ રસાળા, આવ્યો શૃંગી ભૂપ;
અષ્ટ દિને તપ નષ્ટ કરીને, લાવું રત્ન અનૂપ. ૪૦
સુણી રાયે તેઆ ત્યાહે, ફળવેતા તતકાળ;
મુહૂર્ત ધરિ જોઇ લગ્ન ઠરાવ્યુ, સત્વર તેણે કાળ. ૪૧
રત્ન વિવિધને ભૂષણ લીધાં, વળી સહસ્ર સુવા નાર;
આજ્ઞા માગી નૃપતિ કેરી, ચાલી વરાંગી જે વાર. ૪૨
શુભ શુકન થાતા માર્ગમા, જોઇ હરખ્યો સૌ પરિવાર;
નિશ્ચે થયો સૌ કોઇને, એ કરે કાર્ય અવિધાર. ૪૩
પછે ચાલી વારે માનની, અતિ આડંબર શું જાણ;
સંશય ઉપન્યો અજાતશત્રુ, તે વર્ણવુ નિરવાણ ૪૪

વલણ.

તે વર્ણવું નિરવાણ હું જે, સંશય રાજાને થયો રે;
રચાલંકાર જાણું ન તદપિ, વર્ણવ્યો હરિગુણ ગ્રહ્યો રે. ૪૫

### કડવું ૭ મું–રાગ રામગ્રી.

અજાતશત્રુ બોલિયા, ઋષિ સાંભળો રે;
કહી તમોએ હરિ વાત, થયો દેશ દામણો રે. ૧
તે મધ્યે ગણિકા જાત, નીચી જે ભણી રે;
તે ક્યમ રહી રૂડી કાય, ઘણી બણી ઠણી રે. ૨
તેનું કારણ કોહો ભૂદેવ, સંશય ઉપન્યો રે;
દુઃખી પ્રજામાં ગણિકા દેહ, સારો ક્યમ બણ્યો રે. ૩
અધર્મે દુઃખ અપાર, હરિ અમે લહ્યું રે;
તો તે ગુણકા કેરું સુખ, કયી વિધિએ કહ્યું રે. ૪
હૃદયવેધી છળભેદી નાર, પરધન હારણી રે;
તેને કાળમાં કહી તમો નાથ, સુખનીકારણી રે. ૫
તેનું કારણ કહી સુજાણ, સંદેહ ટાળિયે રે;
સુણી ઋષિવર બોલ્યા વાણ, વ્હેમ વિડારિયે રે. ૬
કહું કથા અવનવી એક, સુણો પાંડવા રે;
બેઠા દુર્વાસા એકવાર, તપને માંડવા રે. ૭
કર્યો સંકલ્પે સિદ્ધાંત, તપ નવ મૂકવું રે;
થાય પ્રલયનો મહાકાળ, ધ્યાન ન ચૂકવું રે. ૮
એવું દૃઢ ધારી મન, આસન વાળીને રે;
ગંધમાદન કેરી માંય, બેઠા માયા ટાળીને રે. ૯
ધર્યું ધ્યાન ને તજ્યું સ્નાન ને ભોજન ભાવતું રે;
દીર્ઘ લઘુશંકા નવ જાય, પછે કો ડગાવતું રે. ૧૦
નહિ મિષોન્મિષપને મિષ, નેત્ર ઉઘાડવાં રે;
તો સારાં નરતાં શાંય, ઋષિજીને ભાળવાં રે. ૧૧
એવા ઉગ્ર તપનો આરંભ, કીધો મુનીશ્વરે રે;
તેથી ભેદ ધરી મનમાંય, કર્યું સ્મરણ ઇશ્વરે રે. ૧૨
આવ્યા સુર સનકાદિક મુન્ય, બ્રહ્મ: મહાબળી રે;
આવ્યા હર શચીપતિ સમેત, સ્મરણને સાંભળી રે. ૧૩
સર્વે મળી કીધો મંત્ર, મુનિ ખાળવા રે;
ફરે બીડું સભા મોઝાર, સમર્થ નકો ભાળવા રે. ૧૪
મૂળે તપ કરંતો રૂખ, દુર્વાસા જશો રે;
કોબ્યાધ મુખે ઘાલે હાથ, જાયઉભે પૂર કોધસ્યો રે. ૧૫

તદપિ શકટ નેળનાં નેળ, રહ્યાં નહિ કદી રે;
ઉઠી રંભા ખંભારૂપ, કરૂં કૃત્ય સુખ વદી રે. ૧૬
હરખ્યા સુરવર મુનિવર સર્વ, વચન સાંભળી રે;
દીધી આજ્ઞા જાઓ નાર, મુનિ મૂકો છળી રે. ૧૭
તવ મોહિની ઉચ્ચરી એમ, જાણો સહુ દેવતા રે;
આરૂપરૂ ફરો સૌ કોય, ઋષિને સેવતા રે. ૧૮
વિણ અપરાધે બાળે મુન્ય, એવો ક્રોધી ભણ્યો રે;
નાગ છંછેડી મૂકું પાગ, જોયે ગુણ ગણ્યો રે. ૧૯
કદી દીએ મુજને શાપ, વેલી વાળજો રે;
જાશે સ્વર્ગ કેરૂં સુખ, તેડી દુઃખ ટાળજો રે. ૨૦
સુણી વાણી એવી રસાળ, વધા એકમતે રે;
તુને દુઃખ શું સલુણી શ્યામ, અમો સહુ છતે રે. ૨૧
એમ કહી વળાવી વામ, ગઇ ગંધમાદને રે;
તેડ્યા વસંત કામ બે મિત્ર, દઇ દઇ સાદને રે. ૨૨
આવ્યા તે લઇ સ્વસેન, રૂડું રાજતું રે;
કીર કોકિલા કેરૂં રૂપ, સાહિત્યે સાજતું રે. ૨૩

વલણ.

સાજતું સાહિત્યે સુંદર, રૂપ રસાળીનું ઘણું રે;
વર્ણવું વ્યાખ્યાન હું જે, ઋષિવર કેરૂં બણ્યું રે. ૨૪

કડવું ૮ મું–રાગ ધનશ્રી.

ત્રિવિધિ સમીર ત્યાં વાયજી, કામ વસંત ચોદિશ ફેલાયજી;
નારી નેહ નમણુ અતિ કરતીજી, ફરે ઋષિ ચોપાસે ડરતીજી. ૧

ઢાળ.

ડરતી ફરે ઋષીશ્વર પાસે, શાપ ભયથી ભામિની;
તેને હકારે સુર સ્વર્ગથી કેહે, રખે કંપે કામિની. ૨
શું થાય એ મુનિથી તુને, એમ હિમ્મત આપતા;
તેથી સાહરી ગઇ અબળા, નિકટ તાપસ તાપતા. ૩
નવ હાવ ને દશ ભાવ કીધા, મુનીશ્વર ચળાવવા;
મારૂતે માનની વસ્ત્ર હરિયું, તદપિ ન દીધો ફાવવા. ૪

કામ ફરે પવન કરતો, વસંત વ્યાપ્યો ચો દિશે;
કીર કોકિલા સારિકા, કારિકા કરતાં દિસે. ૫
તદપિ ન ચળિયા ઋષિવર જ્યમ, અંધ આગળ આરશી;
વિવિધ ચતુરાઇ કરે ચતુરા, ન ચાલે કંઈ પારશી. ૬
આખરે મન દૃઢ કરી, ગઇ ઋષિ બેઠા જે સ્થળે;
આલિંગી અબળા અંગશું, સ્તનઅગ્ર કરી આગળે. ૭
પણ ઋષિવર ચળિયા નહિ, જેણે મન સમ્યક મારિયું;
તેથી નિરાશ થઇ નારી પણ, એક વળી વિચારિયું. ૮
આજ્ઞા કીધી સર્વને તમો, સજો રૂડી સજાઈ;
સ્વયરૂપ અલૌકિક કરી, વરવર્ણિની થઈ ગોસાંઇ. ૯
પાદ પાદુકા પેહેરી પૂરી, તજી નૂપુર કલાં કાંબી;
લંગોટી વાળી કટિ કૃશશું, તજી ક્ષુદ્રઘંટિકા લાંબી. ૧૦
તજી ચોળી ઉન્નત સ્તન રાખ્યાં મૃગચર્મ ધરી મોટું;
વસન ઉત્તરીય ઉતારી મૂકી, ધર્યું વનકુળ ખોટું. ૧૧
શીશફૂલ ગોફણો વાળમુક્તા, તજી કેશ ભસ્મે રોળ્યા;
ભાળચંદ્ર કાઢી ત્રિપુણ્ડ્ર તાણ્યું, બિંદી આદિ જળ બોળ્યાં. ૧૨
ભ્રમર શરાસન સુગંધરેખા, કાઢી ભસ્મની ધારી;
કમળ કાજળ રેખ તજી, માહિ રક્તતાજ ઉતારી. ૧૩
ક્ષીરચંચુથી મુક્તાફળ કાઢી, હુલાવી હંસને દીધ;
વગર પાને રંગ ઉતારી, દ્રૂપ અધર ધોળા કીધ. ૧૪
ઉગટ મુખનો તજી થઇ, ઘુંઘટ વિણ રસાળી;
કર્ણફૂલ આદિક તજી, રૂદ્રાક્ષ ધરી રૂપાળી. ૧૫
દ્રૂપ પર્વત ભેદી હાર ઉરનો, ગયો ઉદરમુખ માંય;
તેને સહાકારી કહી ચોકી, ખેંચી લાવતી ત્યાંય. ૧૬
તેની રાડ કાડી નાખી આડી, ધરી ટોડર શાળ;
કડાં કંકણ કહાડી બાળી, રૂદ્રાક્ષ ધરી તતકાળ. ૧૭
એ વિધે શૃંગાર ઉતારી, ધર્યું ઉપવીત અંગ;
ચાલી ચેતરા અલેખ જગાવી, જોઇ મહંત અભંગ. ૧૮
ધરી દંડ તપંપર ઝુલતું, મૃગચર્મ મારી કાખ;
કમંડળું એંદ્ર મુખે સ્તન સાયું, ચોળી અંગે ખાખ. ૧૯

તદપિ દિપે સુંદરી, હરથી અધિકી જાણુ;
ખસે ચર્મ ઉરનું વળી, ઉન્નત સ્તને નિર્વાણ. ૨૦
સાતી જાતી જોરમાં, કંઇ અબળા ઋષિની પાસ;
શું ઉમાએ પતિ રૂપ લીધું, કે વિધુલતા રૂપ અવાસ. ૨૧
કે પુરૂષપુરાણ તજી નાઠી રમા, શકે ધરી જોગી કાય;
તે રૂપ કળે નહિ દેવતા, પડયા મોહકૂપની માંય. ૨૨
એવે અલેખ જગાવિયો, જઇ દુર્વાસા પાસ;
ઓં નમો ગુરૂદેવ કહી, કર્યો તત્વમસિ પ્રકાશ. ૨૩
તદપિ જાગ્યા નહિ ઋષિ તવ, કર્યો મોટો નાદ;
માગ્ય માગ્ય એ વિપ્ર વર તું, મૂકી તપનો વાદ. ૨૪
ઉમાપતિ શો સ્વર સુણી, ચૂકયા ધ્યાની ધીર;
નમસ્કાર કરી નમ્યા ઉઠી, આલિંગ્યા વર વીર. ૨૫
એવે મારૂતે ચર્મ ઉરાડયું, હૃદે પરનું જેહ;
કચ્છ ગ્રંથિ શિથિલ થઇ, જવ ઋષિ બેઠયા દેહ. ૨૬
એકી કાળે સૈન્ય સઘળું, વસંતનું વડહસ્થ;
વિવિધ વર્ણ ફરે ત્યાંહે, સ્વર ઉચ્ચરે અકથ્ય. ૨૭
કામ કાળો કેર કરતાં, પેઠો મુનિ નેત્ર દ્વારે;
ત્રિવિધિ વાયો ઉતાવળો, ચૂકયો નહિ લગારે. ૨૮
દુર્વાસા દુર્મિલ હર ધારી, આલિંગ્યા અપાર;
ઉમાનાથશા લિંગ મનોહર, વિચે ઋષિ અવિધાર. ૨૯
એક હરલિંગ ભેટતાં, કંઇ થાય અઘમોધાર;
તો રૂપ લિંગે અતિ આદરે, ભેટે કયમ ન પામે પાર. ૩૦
ઋષિ રીઝયા અતિ ઘણું, ફરી નમન કરે જે વાર;
નાઠી નારી ભય સંભારી, થઇ અપ્સરા અવિધાર. ૩૧
પાગ લાગી પાણ જોડી, ઋષિ ઉભા વિહવળ ; કાય;
કુસુમ વૃષ્ટિ દેવ કરતા, વળી શબ્દ જય જય થાય. ૩૨
મહા ક્રોધી દુર્વાસાએ, શાપી નૈતમ નાર;
છેદ ભેદ કીધો મારી સાથે, અવતર્ય છળભેદકારણીસાર. ૩૩
અપ્સરાનું રૂપ તજી ધર, ગણિકાનો તું દેહ;
એ શબ્દ સુણી પગમાં પડી, તરૂપત્રવત કંપે તેહ. ૩૪

ઋષિ દેવે દીધી આગન્યા, શો રોપ સેવકા સાર;
મહારાજ મુને ક્ષમા કરો, અમો અબળાનો અવતાર. ૩૫
દયા આવી દુર્વાસાને, કર્યો અનુગ્રહ તે કાળ;
ઉચ્છાપ થાશે તાહરો, હોઇશ પરોપકારી બાળ. ૩૬
એમ બોલી મનમાંય ડોલી, નિરખ્યા નિર્ઝર નાક;
ખબર લેઇશ સર્વની, હરિ હર કરી મારી હાક. ૩૭
વળી પુનરપિ તપ આરંભ્યું, પડી અપ્સરા ભૂલોક;
તે અંગદેશ વેશ્યાગ્રહે, પ્રકટી રહિતે શોક. ૩૮
તે રાજ્યમાં દુકાળ પડિયો, અભિનવ તરૂણી તેહ;
રંભા પિયુપપોષણી, માટ સુંદર દેહ. ૩૯
પરોપકાર કરવે અનુગ્રહ, શાપનો અવિધાર;
વિચારી બાળી સંશય ટાળી, ગઇ તેહવા નિરધાર. ૪૦
એ કથા નુજને કહી રાજા, થશે સંદેહ દૂર;
ચાલી નારી શૃંગાર ધારી, તેહ વર્ણવું ભૂર. ૪૧

વલણ.

વર્ણવું હું ભૂર ભૂરિ, સુણો શ્રોતાજન રે;
વિપ્ર સેવક ચતુર્વેશી, જેનું હરિ ચરણે મન રે. ૪૨

કડવું ૯ મું-રાગ સામેરી.

સંશય ટળિયો ભારત કેરો, હેરો શ્રોતાજન રે;
ચાલી નારી સુંદરી સારી, ઠગવા ઋષિજન મોહની મૂર્તિ છે. ટેક.
સહસ્ત્ર સખી શચીશી રાજે, વાજે તાલ મૃદંગ ને ભેરીરે;
કરે નાટક ચેટક નારી, વારી રાખે મૃગલી ઘેરી. મોહની. ૨
કેહે કયમ લીધાં નેત્ર અમારાં, તમારાં શું વણસાડયાંરે;
કોરને કોઇ કહેતી કામની, ભામનીએ જોઇ તાડયાં. મોહની. ૩
નાસિકા લઇ વહલે બેઠો, હેઠો ઉતર્યું વેરીરે;
આપ્ય અમારી અમને નહિ તો, સહી આપું આહેરી. મોહની. ૪
એવે નાગણી વિવર જાતી, સાતી બાળ સલુણીરે;
રૂણી શી વેણી લઇને આઇ, ધાઇ જાય કયાં ધૂણી. મોહની. ૫
ચક્ર ચક્રવાકી ઉભાં નિરખી, હરખી કેહે કુચ લાવોરે;
તમારા સરખાં રાખ્યાં માટે, વાટે ઘાટે થયો શું દાવો. મોહની. ૬

પોયણુપાન પીસંતી પ્રેમે, જેમે ઇર્ષા ઉદર કરીરે;
કેળ થંભને હંજથી ચીરે, ચીરે ધૈર્યાં જ્યમ વેરી. મોહની. ૭
પદ્મ જશાં પદ મુખ અવિલોકી, રોકી લીધા સરધાટરે;
ચુંટી કંજને વિખેરી નાખે, દાખે નહિ ઉચ્ચાટ. મોહની. ૮
નૂપુર સુંદર શબ્દ મનોહર, સુણી વર વંશ ગુથ કાપેરે;
અંગુલી માટે મગફળી મોડે, તોડે કરષણુ સંતાપે. મોહની. ૯
કરિવર કેરી શુંઢને નદે, વંદે નિરખી ન સુરવાહનરે;
સ્વમદ માટે મદ તરછોડે, વખોડે સાર ચાહન. મોહની. ૧૦
કો ચાલ માટે ચતુરા ચેતી, લેતી કરિણી કેરા પ્રાણુરે;
કો ક્ષુધાતુર પંચાનન પકડી, ઝકડી લે બહુ જાણુ. મોહની. ૧૧
શું કટિ અમારી થઇ તમારી, ધારી નિર્બળ નારરે;
એમ પ્રશ્ન પૂછી સિંહને સાતી, મદમાતી અવિધાર. મોહની. ૧૨
ચતુરા હંસ ચતુરાઇ જોઇ, રોઇ કયમે નવ રેતીરે;
જોઇ દુઃખી તરૂણી કોઇ, સોઇ સાધી કેતી. મોહની. ૧૩
બાઇ હંસવડે હરખે સહુએ, ક્યહુંએ તું અકળાતીરે;
તેવે શાણી ગુણુની ખાણી, વાણી ન કેહે મકલાતી. મોહની. ૧૪
તદપિ પૂછ્યો તેનો ઉત્તર, ઉત્તર દિશ જોઇ બોલેરે;
પય પાણી એ કરે આધાં, લાગ્યાં બાણુ ન હુંએ તોલે. મોહની. ૧૫
કો કોયલને કામની શાપે, તાપે સુણી તીણો નાદરે;
ખંજન ખોળી ખોળી દાખે, નાખે નેત્ર દ્વંદે કરી વાદ. મોહની. ૧૬
એણી વિધે અબળા સબળા, બળા નબળા કરી મારેરે;
તદપિ રોમપાદની રક્ષેલીને, વૃક્ષવેલી સુધાં ઉગારે. મોહની. ૧૭
એવી રચના અનેક રચી, મચી મદમાં માતીરે;
શૃંગીઋષિને ભવને જાતી, થાતી ઘણી સોહાતી. ઋષિને ઠગ૦ ૧૯
રાય મંત્રીનું વચન પાળવા, વળિ ટાળવા દુઃખ ભવનુંરે;
વિભાંડક વન વામા આવી, લાવી લશ્કર વિના ધવનું. ઋ! ૨૦
ડરી જોજન દૂર રહી તહી, લાધી ઋષિની ભાળરે; .ની;
પંચદિન પછી જાશે સુરપુરમાં, સુણી ઉરમાં હરખી બાળ. ળવી. ૨૧
મોહલેખાએ મોટો આશ્રમ, પરમ મનોહર કીધો નાચતી;
વિચિત્ર વેલી સ્વાદિષ્ટ ફળશું, બળશુ આચ્છાદી રહ્યું જાચતી. ૨૨

કો પકડી કુચ કરે ઉચી, સુંદરાંગી પછાડતી;
કો કેસ ઝાલી અધર ડસતાં, ઘણી તાળી વજાડતી. ૨૩
કો આલિંગે ભુજ ભરી, અધર ચુમ્બન કરી ચાલતી;
કો કટિ કૃશને રહાતી બળમાં, આડી પાડી માલતી. ૨૪
કો ચપળા ડુબકી મારી, તાદૃષ્યપણું દર્શાવતી;
કો પાશ કરી કરના મનોહર, મચ્છ પકડી લાવતી. ૨૫
કો કહેતી તે મચ્છને, નયન ચપળતા ભાવતી;
લાવ્ય કાઢી લઇએ તારા, તા કો જઈ ખીહાવતી. ૨૬
કો મકરી તાણી લાવે જળથી, તેને બહુ રમાડતી;
કહેતી ધીરજ ધન્ય તારી, મરે ન મુખ ઉઘાડતી. ૨૭
કો કુર્મ કેરી પુઠ લેઇ, જળ તળે જઇ શોધતી;
પકડી લાવી અંગ કરમા, સંકોચવા પ્રતિબોધતી. ૨૮
કો કહેતી ધન્ય કમઠા, પ્રીતિ જોઇએ તુંજશી;
કારણ પરત્વે અંગ નીસરે, સ્વચ્છાએ જાતાં ખશી. ૨૯
કો રમ્ય કેશનો પાશ કરીને, પકડી પોરા ભાખતી;
ચપળતા મમ કા ચોરી લીધી, એમ કહી દુઃખ દાખતી. ૩૦
કો જળો પકડી બોલતી, બાઈ ધન્ય દૃઢતા તાહરી;
મુળ મતિ દૃઢ નહિ તું જશી, કરતી ખરેખર જાહરી. ૩૧
ઋષિ મહિમાએ જળજંતું, ઋષિએ પાળ્યાં દીશે;
ગૌસમાન વ્યાઘ્ર મકરો, જ્યાં ત્યાં ફરતાં હીસે. ૩૨
નદિ તીરે નિર પીવા વ્યાઘ્ર આવે, મઘરથી તે નવ છળે;
મઘર આવે પાસે જવ, આશ્વાસન કરીને મળે. ૩૩
મઘર વ્યાઘ્ર રમે પ્રેમે, જુએ ઋષિ ઋષિ બાળ;
શકે ત્યાંથી નાશી ગયો, કૃતાંત સરખો કાળ. ૩૪
એવે મનોહર એક મહિલા, દીઠી દોડી સૌ મળી;
તે નારની શોભા નિહાળી, કંઇક તો ધરણે ઢળી. ૩૫
લેરવાળુ લેરિયું ધરી, મુખ ઉભરા ઢાકતી;
કઠિન પયોધર ઉચ્ચ ઉભાં, કટાક્ષ છોળે વાકતી. ૩૬
ઉદરે પડી ત્રિવલ્લિ સુંદર, રાજતી સોપાનશી;
નાભિ ભમણુ ઉડાં મનોહર, ઉપમા શખ સમાનશી. ૩૭

કંઈ પાદ અસ્તોવ્યસ્ત પડતા, હસ્ત કુંજર શુંડના;
એવી નારી નિરખી બાળી, વચન બોલી કુડના ૩૮
અમો જળક્રિડા કરું જ્યહા, સહસ્ર સખી હળીમળી;
કેમ આવી મધ્ય બાળા, નીકળ કહું વળી વળી. ૩૯
તદપિ માન્યુ નહિ તરૂણી, તન રામ સૈન્યે કોપે ભર્યું;
જ્યમ વિડારવા રાવણ ચઢે ત્યમ, કૃત્રિમ સ્ત્રીને આવર્યું. ૪૦
કોઇ મારતી પય છાલકે, કોઇ પાણુ લઈ પછાડતી,
કો મીન કેરું રમ્ય રૂપ લઇ, દશ દઇને તાડતી ૪૧
કો મકરી રૂપ ધરી કરી, ગ્રાસતી નારી વિધે,
કો પાદ આફ્ટી ક્રોધ કરતી, તદપિ કારજ નવ સિધે. ૪૨
મહિપ પેર મસ્તકનડે, વઢે નારીનું વળી;
કેશકલાપે બાધતી શું, હરે ગગ બાધી છગી ૪૩
તાડતા બળ દેખાડતા, ચળી જહી જવ સુન્દરી;
મોહલેખા પાસ ગઈ સૌ, વદતી ક્રોધ ઘણો ધરી. ૪૪
આપણુ સર્વે ભમ થઇ, નમ્ર નાહિએ જે સ્થળે;
એ નારી નિદે હસે બોલે, કહ્યુ કંઇ નવ સાભળે ૪૫
સુણી યૌવનગર્વા ભાખતી, દાખતી મન દૃઢ કરી;
સૌ મળી એને માર મારો, તેડી લાવો ત્યા ધરી. ૪૬
સુણી બોલી બાળિકા તન, ચાલિયું કઇ નવ અમ તણુ;
અમો સર્વે આવી તેમ કને, દીન રૂપ બન્યું ઘણુ ૪૭
દયા આવી દીલ અતિશે, ગઈ રીસે ઝડપમા;
શુ પૂરપાટે નાવ ચાલ્યુ, તેવી જઈ કહે કરપમા. ૪૮
કેમ રૂપાળી ગર્વમા તુ, માનની માને નહીં;
શુ અનાદર કરી અમ તણો, કુશળે જાઇશ સહી? ૪૯
મહા રોષમય રામા થઇ, બોલી બગમા એટલુ;
તદપિ ન તરૂણી તે વદી, ન ગણ્યુ રજ જેટલુ ૫૦
તેથી અતિશય ક્રોધિ બાળી, ઝડપમા વઢવા ગઇ;
અશોક દોહદ સમે મારે, લાત મારી અળગી થઇ ૫૧
આલિંગે જ્યમ સ્વામિને, ત્યમ બાથ મારી પાડતી,
અધર ડશે ધનતણુા ત્યમ, અધર ડંશી તાડતી. ૫૨

કઠોર કુચફળ ભુજબળને, શિથિલ કરે બહુ વિધે;
ત્યમ કુચ કૃત્રિમ કામનીથી, થાકી જાતી સૌ સિધે. ૫૩
એટલું કરે અડગ અબળા, પરાજય પામી નહીં;
મોહલેખા મહા ક્રોધિ, રક્ત નયન દર્શાં તહીં. ૫૪
દઢ કરી ધીરજ ચાલી વીરજ, કુચાગ્રને અગ્રે કરી;
પાડી ત્રાડ કરવા રાડ, અબળા બળા થઇ ઉચ્ચરી. ૫૫
જેમ મસ્ત કરિણી દન્ત અગ્રે, છિન્નભિન્ન કરતી મહી;
તેમ મમ દ્રય કુચ અગ્રે, છિન્ન ભિન્ન કરૂં સહી. ૫૬
એમ બોલી મન માંય ડોલી, ચાલી ચતુરા રોપમાં;
ખળભળી નદી તે સમે, વિસ્તરી ગઈ કોપમાં. ૫૭
તદપિ સુંદરી નવ ડગી, તેથી આવી ક્રોધમાં;
પાદ સ્થિર કરી સ્તન ઘાતે, સુંદરી ધરી રોધમાં. ૫૮
જ્યમ લેરને મોટી કરિણી, લેશ માત્ર ગણતી નથી;
ત્યમ લેરિયાને ચીરી નાખ્યું, માનનીએ બહુ બહુ મથી. ૫૯
મત્ત માતંગી જળ ઉછાળે, કંજ કચરે જોરમાં;
ત્યમ કરિશુંડ શા કરવડે, પુષ્પકમળ તોડયું તોરમાં. ૬૦
જ્યમ કઠિન દંતે હાથણી, ખડક અંતે વિડારતી;
ત્યમ કમળકુચાગ્રે કામની, ભામની સ્તન પાડતી. ૬૧
જ્યમ વારિણી મસ્તક વડે, તીર આરા ત્રોડતી;
ત્યમ ત્રિવલ્લી ઉદરતણી, મસ્તકે મહિલા મોડતી. ૬૨
જ્યમ નાગણી જોઈ ભ્રમણ પામે, નષ્ટપણું બળ હિણુ થઇ;
ત્યમ વમળ વામા દૂરથી ટાળી, નાભિ ભાજે નિકટ જઇ. ૬૩
જેમ કુંજરી સ્થિર બેઠે, વૃક્ષ ભાજે આપથી;
તેમ પાગ ભાગ્યા નારીના, પયોધર વિશાળે તાપથી. ૬૪
જેમ હસ્તણી માહ પ્રેમથી, કરિશુંડ ધરી જળ ડાટતી;
તેમ ભાગ્યા કામની કર, તેથી તે ઉચ્ચાટતી. ૬૫
[illegible]ળી પરાજય પામી ઘણો, તેથી તે ઝાંખી થઈ;
[illegible]લિત પાણી દીન વાણી, વદતી અબ્ધિ પાસ જઇ. ૬૬
[illegible] સરખો સ્વામી મારે, કયમ પરાજિત હું થઉં;
[illegible]ાન કીધું આગરતે જવ, તત્ર બળ ગયું સઉં. ૬૭

વળી રત્ન કાઢયાં દેવતાએ, શું નષ્ટ ગૌરવ ત્યારનું ?
કે એક મર્કટે તું ઉલ્લંઘ્યો, પાણી ગયું તેવારનું ? ૬૮
પાગ બાંધી રામ ઉતર્યા, ઉદર ચીરી તાહરૂં;
બળ ગયું તેવારનું ધિક, રક્ષણ કરે નહિ માહરૂં ! ૬૯
હે નાથ, તેં તો પાપ મોટું, કર્યું દીધી વારિધિ;
બહુ નારીમાં નવ સ્મરે હુને, કાં નાથ નામ કર્યું વિધિ. ૭૦
હે દુષ્ટ વર, જોઇ પર્વણીએ, સંગ માટે આવજે;
છે ગર્જ તારે એટલી, કંઇ તારૂં મન લજાવજે. ૭૧
સુણી આરત નાદ આવ્યો, ઉદધિ ત્યાં ઉતાવળો*;
અભય આપી સાથ ચાલ્યો, હાથ ઝાલી વિહ્વળો ૭૨
સુણી વાત સર્વે કોપિયો તે, ધાઇ આવ્યો ત્યાં કને;
સુમોહનાએ બતાવી દીધી, દમન દમી આ બહુ મને. ૭૩
મહા રોષમાં આવી કરીને, મારી છલક છાલકે;
ધુ ધુ કરીને ગર્જ્યો, હાકટી જુવતી હાલકે†. ૭૪
રોષ ઉભરા ઘણા આણી, તાણી નાખી તારૂણી;
તળે ઉપર થતો રાતો, જાણે પિધેલ વારૂણી. ૭૫
કંઇ નાવ શીળા કાઠ ઢીલા, કરી નાખ્યા ઉપરે;
લઇ વમળમાં કંઇ ભમરમાં, હોસ હરિવદનિની હરે. ૭૬
ક્રોધી જોઇ નદીપતિને, વ્હાર લઈ જે આવિયો;
થઈ સન્મુખ મોહલેખા, તોય દાવ ન ફાવિયો. ૭૭
પણ ધીરજ મૂકી નહીં, થઈ સન્મુખ બાળિકા;
તેથી રોષ થયો ઉદે, વડવાગ્નિ પ્રગટયો જ્વાળિકા. ૭૮
મહા પૂરમાં ધશી આવી, તાડી તરૂણી તરંગમાં;
જોઇ રૂપ ભયાનક ભામની, નાડી કરી રંગ ભંગમાં. ૭૯
એકલી જે અડગ અબળા, મોહલેખા નવ ચળી;
ક્રોધ વ્યાપ્યો વારિધિને, પકડી બહુ કરે કરી. ૮૦
કેશ છૂટા જે હતા તે, અંધિ પાડી ખેંચિયા;
ચુમ્બન કરી કરી લાલી કાળી, લઇ જળમાં વેંચિયાં. ૮૧

* તાત્પર્ય કે ભરતી ચઢી.
† "ઝાકટી જુવતી ઝાલકે" (રા. દરગોવિંદદાસની પ્રત)

ભાળ કેરૂં તિલક તાણ્યું, વળિ આમળી છતી કરી;
કંપાવી કુચને અધર શોષી,આલિંગિયો સહુ ભુજ ભરી. ૮૨
તે જોઈ નદીને ક્રોધ વ્યાપ્યો, અરે લજ્જા ધર માહરી;
હે દુષ્ટ ઉભી નારી તારી, લાજે ન પરસ્ત્રીથી જરી. ૮૩
ધ્રુરકી નારી સ્વય તણી તવ, ડરી મૂકી માનની;
તદપિ ઇચ્છે એની એ, બહુ વાંચ્છના વર વાનની. ૮૪
મોહલેખા ભય ધરીને, નાંઠી નદીથી જીવ લઇ;
રત્નાકરે જાણ્યું રત્ન જાયે, તજી ડર ગયો ધઈ*. ૮૫
નારીએ મહા ક્રોધથી તે, વારિયો વળી વળી;
જઈ મોહલેખા તીરે બેઠી, સાગર જાય છળી છળી. ૮૬
વિચિલ વામા શિથિલ શ્વામા, કંપતી થર થર લજી;
ત્યાં આવતો મહા મોહમાં કંઈ, ભય વિહવળતા તજી. ૮૭
સ્વકિયા તેને ખેંચતી, તદપિ બળમાં આવતો;
ધ્રુરકી બહુ ધ્રુમણી લઇ, હે દુષ્ટ શે મુને લજાવતો. ૮૮
લડી વારી ગઈ વનિતા, તરણી થઈ સાંતરી;
માહશ્રમે ક્રમ ભરતી આવી, સ્થળ પડી જ્યાં આંતરી. ૮૯
સવારે જવું મુનિ મંદિર, તે સજાઇ તો સજે;
કેવી રીતે વર્ણુંનું તે, ભામની દર્શી ભજે. ૯૦

વલણ.

ભજે દર્શી ભામની તે, વર્ણુંવું હું કયમ કરી રે;
શૃંગી જેવા છળ્યા જેણે, ભટ્ટ પ્રેમાનંદ વર્ણવે ચિત્ત ધરીરે. ૯૧

### કડવું ૧૧ મું–રાગ ત્રિતાલો†.

સજી સુંદરી સારી, મન વિચારી, છળવા ધારી, સજ થાતી;
વર વપુ સમારી, ચાલી નારી, મોહિણિકારી, પથ જાતી. ૧
આશ્રમને મૂકી, મુનિમઠ ઢુંકી, જતાં ન ચૂકી, ગઇ વ્હેલી;
તેની અતિ શોભા, મુનિમન લોભ્યા, ગગને થંભ્યા, સુર સ્હેલી. ૨
મસ્તકમાં મઢિયાં, ભૂષણ લઢિયાં, નંગે જડિયાં, તે લહિએ;
જે ચક્ર ધરિયો, તે ગતિ ત્વરિયો, વિધુશું વઢિયો, જે કહિએ. ૩

* ધાઇ, અર્થાત દોડયો. † રા. હરગોવિંદદાસની પ્રતમાં 'ત્રિભંગી' છે.

શશિકિરણ કાપે, ઉદરે વ્યાપે, અતિ સંતાપે, તેજ મહી;
શીશશશિ જે ચારૂ, ઠરે ન વાર્યું, મન અવિધાર્યું, કમળ સહી. ૪
વળી વળી જોએ, નવ લજ્જાએ, શિશફુલ સાએ, લુબ્ધ કરી;
મુરતાફળ ભરિયાં, ઇવર વરિયાં, જાય ન સરિયાં, પ્રીતિ ધરી. ૫
જોઇ મોતી પૂર્યાં; પયાર્થે શૂરાં, નાગણી નૂરાં, ચઢી આવ્યાં;
નિર્ખી વિષ_મુજતી, આપી સુજતી, વાટજ રૂચતી, વર કાવ્યાં. ૬
ફૂરતા નવ છોડી, મધ્ય મરોડી, દંશી દોડી, થઈ લાલી;
મસ્તક સુખ દિસે, ડંખ પણ દિસે, શુ ધરી રીસે, નદી વાળી. ૭
ઉર્ધ્વેથી પડતી, સેંથે ખળતી, લાલી બળથી, વળી પાછી;
એવે નાગણુ નિરખી, મનમાં હરખી, કેકિન પરખી, ધરી રાચી. ૮
તજી ભક્ષણુ ધુધરી, શું ભક્તિ તુગરી, કેતજી સુગરી, ત્યમ છોડી;
ઉડે ભક્ષણુ મારે, તદપિ ઉચ્ચારે, શિક્ષા રહે સારે, લે જોડી. ૯
વારૂ જે વિછિયા, કર્ણે સિંચિયા, ત્રાસે ધિચિયા, કર્ણફૂલે;
વેસરમાં વસિયા, એકોટી ફશિયા, સુર શા રસિયા, અતિ ઝૂલે. ૧૦
નયનાંજન રેખા, ચક્ષ વિશેખા, રમ્ય શી મેખા, વારિ જેએ;
છે ભાળ વિશાળા, હરિ રમાળા, દૃષ અજવાળ્યા, શોભા લેએ. ૧૧
મનોહારી બંદી, ત્રાજુ અનિંદી, ભવશર વંદી, સુખી થૈએ;
શું મીન મકલાતાં, ખંજન તાતાં, મૃગલી મનાતાં, ચખ કૈએ. ૧૨
માંહિ રેખા લાલી, કાળી વાળી, ઘણી રસાળી, રમ્ય દીસે;
નાકે નથ ઘાલી, કીર સંભાળી, હસે ભાળી, તે હીસે. ૧૩
થઈ તેલની ધારા, દીપકજ્વાળા, તેથી મરાળા, ત્રાશી ગયા;
નાશ વર સરમાં, કપોલ ધરમાં, આશા ભરમાં, આવી રહ્યા. ૧૪
અધરામૃત બૂડે, વેસર ઝૂલે, લક્ષણુ રૂડે, રસમાતી;
તેને સુવર્ણું સેરી, રાખે ઘેરી, હંમિ અહેરી, ધરી રહાતી. ૧૫
શું આમ્રકાતળી, પ્રવાળમાં મળી, કે રસની વળી, રમ્ય રેખા:
ચિબૂક ચારૂ*, હડપચી વારૂ, વદન સમાર્યું, મોદલે ૭
અંબુજ શું રાખ્યું, ગળારયળ ભાખ્યું, સુકંબુ રાખ્યું. રાં;
કંબુમાં હરિયાં, આભ્રણ ભરિયાં, ગેરૂને વરિયાં, સ. ૮
છંદ;
આનંદ. ૯

* રા. હરગોવિંદદાસની પ્રતમાં "ચતુરા ચિબુક ચા"
† રા હરગોવિંદદાસની પ્રતમાં "કંબુમાં ધરિયા,

ભાળ કેરૂં તિલક તાણ્યું, વળિ આમળી છતી કરી;
કંપાવી કુચને અધર શોષી,આલિંગિયો સહુ ભુજ ભરી. ૮૨
તે જોઈ નદીને ક્રોધ વ્યાપ્યો, અરે લજ્જા ધર માહરી;
હે દુષ્ટ ઉભી નારી તારી, લાજે ન પરસ્ત્રીથી જરી. ૮૩
ધ્રુસકી નારી સ્વય તણી તવ, ડરી મૂકી માનની;
તદપિ ઇચ્છે એની એ, બહુ વાંચ્છના વર વાનની. ૮૪
મોહલેખા ભય ધરીને, નાંડી નદીથી જીવ લઇ;
રત્નાકરે જાણ્યું રત્ન જાયે, તજી ડર ગયો ધઈ*. ૮૫
નારીએ મહા ક્રોધથી તે, વારિયો વળી વળી;
જઈ મોહલેખા તીરે બેઠી, સાગર જાય છળી છળી. ૮૬
વિથિલ વામા શિથિલ શ્વામા, કંપતી થર થર લજી;
ત્યાં આવતો મહા મોહમાં કઈ, ભય વિહવળતા તજી. ૮૭
સ્વકિયા તેને ખેંચતી, તદપિ બળમાં આવતો;
ધ્રુસકી બહુ ધ્રુમણી લઇ, હે દુષ્ટ શે મુને લજાવતો. ૮૮
લડી વારી ગઇ વનિતા, તરૂણી થઇ સાંતરી;
માહશ્રમે ક્રમ ભરતી આવી, સ્થળ પડી જ્યાં આંતરી. ૮૯
સવારે જવું મુનિ મંદિર, તે સજાઇ તો સજે;
કેવી રીતે વર્ણવું તે, ભામની દર્શી ભજે. ૯૦

વલણ.

ભજે દર્શી ભામની તે, વર્ણવું હું કયમ કરી રે;
શૃંગી જેવા છળ્યા જેણે, ભટ્ટ પ્રેમાનંદ વર્ણવે ચિત્ત ધરીરે. ૯૧

## કડવું ૧૧ મું–રાગ ત્રિતાલો†.

સજી સુંદરી સારી, મન વિચારી, છળવા ધારી, સજ થાતી;
વર વપુ સમારી, ચાલી નારી, મોહિણિકારી, પથ જાતી. ૧
આશ્રમને મૂકી, મુનિમઠ ઢુંકી, જતાં ન ચૂકી, ગઇ વ્હેલી;
તેની અતિ શોભા, મુનિમન લોભ્યા, ગગને થંભ્યા, સુર રહેલી. ૨
મસ્તકમાં મઢિયાં, ભૂષણ લઢિયાં, નંગે જડિયાં, તે લહિએ;
જે ચક્ર ધરિયો, તે ગતિ ત્વરિયો, વિધુશું વઢિયો, જે કહિએ. ૩

* ધાઇ, અર્થાત દોડયો. † રા હરગોવિંદદાસની પ્રતમાં 'ત્રિભંગી' છે.

શશિકિરણ કાપે, ઉદરે વ્યાપે, અતિ સંતાપે, તેજ મહી;
શીશશશિ જે ચારૂ, કરે ન વાર્યું, મન અવિધાર્યું, કમળ સહી. ૪
વળી વળી જાએ, નવ લજ્જાએ, શિશફુલ સાએ, લુબ્ધ કરી;
મુક્તાફળ ભરિયાં, પ્રવર વરિયાં, ત્યાંથ ન સરિયાં, પ્રીતિ ધરી. ૫
જોઇ મોતી પૂર્યાં; પયાર્યે થરાં, નાગણી નૂરાં, ચઢી આવ્યાં;
નિર્ખી વિષ ધ્રુજતી, આપી સુજતી, વાટજ રૂચતી, વર કાવ્યાં. ૬
ક્રૂરતા નત્ર છોડી, મધ્ય મરોડી, દંશી દોડી, થઈ સાલી;
મસ્તક મુખ દિસે, ડંખ પણ દિસે, શુ ધરી રીસે, નદી વાળી. ૭
ઉર્ધ્વંગી પડતી, સેંથે ખળતી, લાલી બળથી, વળી પાછી;
એવે નાગણ નિરખી, મનમાં હરખી, કેકિન પરખી, ધરી રાચી. ૮
તજી ભક્ષણ ધુધરી, શું ભક્તિ નુગરી, કે તજી સુગરી, ત્યમ છોડી;
ઉડે ભક્ષણ માટે, તદપિ ઉચ્ચારે, શિક્ષા રહે સાટે, લે જોડી. ૯
વારૂ જે વિછિયા, કર્ણે સિંચિયા, ઝાલે ધિચિયા, કર્ણફૂલે;
વેસરમાં વસિયા, અકોટી ધ્રુશિયા, સુર શા રસિયા, અતિ ઝૂલે. ૧૦
નયનાંજન રેખા, ચક્ષ વિશેખા, રમ્ય શી મેખા, વારિ જૈએ;
છે ભાળ વિશાળા, હરિ રસાળા, દ્રૂપ અજવાળ્યા, શોભા લેએ. ૧૧
મનોહારી બંદી, ત્રાગુ અનિંદી, ભવશર વંદી, સુખી થૈએ;
શું મીન મકલાતાં, ખંજન લાતાં, મૃગલી મનાતાં, ચખ કૈએ. ૧૨
ગાંદિ રેખા લાલી, કાળી વાળી, ઘણી રસાળી, રમ્ય દીસે;
નાકે નથ ધાલી, કીર સંભાળી, હંસે ભાળી, તે ડીસે. ૧૩
થઈ તેલની ધારા, દીપકજવાળા, તેથી મરાળા, ત્રાસી ગયા;
નાસા વર સરમાં, કપોલ ઘરમાં, આશા બરમાં, આવી રહ્યા. ૧૪
અધરામૃત બૂડે, વેસર ઝૂલે, લક્ષણ રૂડે, રસમાતી;
તેને સુવર્ણ સેરી, શખે ઘેરી, દસિ અહેરી, ધરી રહાતી. ૧૫
શું આમકાતળી, પ્રવાળમાં મળી, કે રસની વળી, રમ્ય રેખ
ચિબૂક ચારૂ*, હડપગી વારૂ, વદન સમાયું, મોદરે
અંબુજ શું રાખ્યું, ગળરયગ ભાખ્યું, સુકંબુ રાખ્યું. ર
કંબુમાં હરિયાં, આભરણ ભરિયાં, મેરૂને વરિયાં, ધાસ ૮

* રા. હરગોવિંદદાસની પ્રતમાં "ચતુરા નિબુક ચા
† રા હરગોવિંદદાસની પ્રતમાં "કંબુમાં ધરિયા, ૫

ભાળ કેરૂં તિલક તાણ્યું, વળિ આમળી છતી કરી;
કંપાવી કુચને અધર શોષી,આલિંગિયો સહુ ભુજ ભરી. ૮૨
તે જોઈ નદીને ક્રોધ વ્યાપ્યો, અરે લજ્જા ધર માહરી;
હે દુષ્ટ ઉભી નારી તારી, લાજે ન પરસ્ત્રીથી જરી. ૮૩
ધ્રુરકી નારી સ્વય તણી તવ, ડરી મૂકી માનની;
તદપિ ઇચ્છે એની એ, બહુ વાંચ્છના વર વાનની. ૮૪
મોહલેખા ભય ધરીને, નાંઠી નદીથી જીવ લઇ;
રત્નાકરે જાણ્યું રત્ન જાયે, તજી ડર ગયો ધઈ*. ૮૫
નારીએ મહા ક્રોધથી તે, વારિયો વળી વળી;
જઈ મોહલેખા તીરે બેઠી, સાગર જાય છળી છળી. ૮૬
વિથિલ વામા શિથિલ શ્યામા, કંપતી થર થર લજી;
ત્યાં આવતો મહા મોહમાં કંઈ, ભય વિહવળતા તજી. ૮૭
સ્વક્રિયા તેને ખેંચતી, તદપિ બળમાં આવતો;
ધ્રુરકી બહુ ઘુમણી લઇ, હે દુષ્ટ શો મુને લજાવતો. ૮૮
લડી વારી ગઇ વનિતા, તરૂણી થઇ સાંતરી;
માહશ્રમે ક્રમ ભરતી આવી, સ્થળ પડી જ્યાં આંતરી. ૮૯
સવારે જવું મુનિ મંદિર, તે સજાઇ તો સજે;
કેવી રીતે વર્ણવું તે, ભામની દર્શી ભજે. ૯૦

વલણ.

ભજે દર્શી ભામની તે, વર્ણવું હું કયમ કરી રે;
શૃંગી જેવા છળ્યા જેણે, ભટ્ટ પ્રેમાનંદ વર્ણવે ચિત્ત ધરીરે. ૯૧

## કડવું ૧૧ મું–રાગ ત્રિતાલો†.

સજી સુંદરી સારી, મન વિચારી, છળવા ધારી, સજ થાતી;
વર વપુ સમારી, ચાલી નારી, મોહિણિકારી, પથ જાતી. ૧
આશ્રમને મૂકી, મુનિમઠ ઢુંકી, જતાં ન ચૂકી, ગઇ વ્હેલી;
તેની અતિ શોભા, મુનિમન લોભ્યા, ગગને થંભ્યા, સુર સ્હેલી. ૨
મસ્તકમાં મઢિયાં, ભૂષણ લઢિયાં, નંગે જડિયાં, તે લહિએ;
જે ચક્ર ધરિયો, તે ગતિ ત્વરિયો, વિધુશું વઢિયો, જે કહિએ. ૩

---

* ધાઇ, અર્થાત દોડયો. † રા. હરગોવિંદદાસની પ્રતમાં 'ત્રિવંગી' છે.

કો શુક પઢતા ઋગ્ યજુ, વળી સામ ને આથર્વ;
કૃષ્ણ શુક્લ યજુષપાઠી, ધરી શિક્ષા તજી ગર્વ. ૧૦
સંહિતા શીખી સારિકા, સ્તોત્ર સંગ્રહ મુખ્ય;
બ્રાહ્મણ પઢી કરે પ્રાર્થના, શુકલો બની રૂખ. ૧૧
વાયસપંડિત બોલતા, છે સંહિતા પ્રાચીન;
ઉલૂક ભાખે અષ્ટક અધ્યા, મડલી ન અર્વાચીન ૧૨
ચક્રવાક સૂક્ત ને મંત્ર પઢતા, લઢતા તંત્રે જાણ;
વાજસનેય વખાણતા, બકપંડિત નિરવાણ. ૧૩
હંસ વિશેષણ પરા કીધાં, જેમ વાલ્મીકિ મહાભાગ;
બકઋષિ ધ્યાનસ્થ બેઠા, તળાંસે 'મીન પાગ. ૧૪
ચકવા ઉપનિષદ બોલે, કોકિલા ઉપવેદ;
આયુર્વેદ શીખ્યાં સર્વકો, લહે રોગના ભેદ. ૧૫
ધનુર્વેદ પઢિયા ગજઆરિ, મુક્તામુક્તના ભાગ;
પિક દાદુર કેકિ પઢિયાં, ગાંધર્વવેદ મહાભાગ. ૧૬
પતંગ શીખ્યા શુડલા, શિક્ષા મરાળ પ્રમાણ;
કલ્પ શીખ્યા કોક પક્ષી, શ્રૌત ગૃહ્યને જાણ. ૧૭
ત્યાં કોક કાબર બોલતી, નિરૂક્તનું ધરી માન;
બોલતા વ્યાકરણ સકરા, ન અશુદ્ધ(નું) અનુમાન. ૧૮
ગર્ધવ ગાયે ગાન રૂડાં, નૃત્ય કરે કચ્છને વચ્છ;
ગર્ધવીઓ છાર તજીને, દાખવે તન સ્વચ્છ. ૧૯
વરાહે બળ ગર્વ તજ્યો, ગાયે ગીતા જ્ઞાન;
વણીઅર સ્વાન મંકુકડે, રૂદિયા લીધી સાન. ૨૦
છંદશાસ્ત્ર કલિંગ શીખ્યા, સ્વતંત્રતા સુઅંગ;
જ્યોતિષપાઠક ચાતકા, ચકોર (ખટ) શાસ્ત્ર સુરંગ*. ૨૧

---

*વડોદરાની પ્રતમાં નિચેની ચાર લીટી આ સ્થળે છે.
"બનિયા પુરાણી બુલબુલા, સુસ્વરે ભાખે જ્ઞાન;
ઉપપુરાણ ને પુરાણનું, મેળવે બહુ માન.
વાગોલ શીખી સ્મૃતિ સારી, ધરી પૂર્વનું ધ્યાન,
કે' તજરો સ્વામી સેવા, (તે) લટકે હંધે વાન"

શાસ્ત્ર કેરાં અધ્યને મંડ્યાં, વન પશુ પક્ષી સર્વ;
વિશેષ દર્શે એટલું જે, કામ્ ક્રોધ વર્જિત ગર્વ. ૨૨
નહીં ભેદ નર નારી તણો, કયાંથી મૈથુનજ્ઞાન;
દેહ દમન કરી રહેવું, ગણવાં સર્વ સમાન. ૨૩
આનંદ*ઉદધિ માંય નાવું, ધરવુ શૃંગી ધ્યાન;
એ વિધ વનચર નિહાળી, ભૂલી ભામની ભાન. ૨૪
શું વૈકુંઠલોક આ વસ્યું, બ્રહ્મલોક કે ઇંદ્રલોક;
કે અક્ષરલોકનિ આ લિલા, જ્યાં નવ સંકટ શોક. ૨૫
આ વનના ક્રૂર પશુ પક્ષી,કાલિઆર સમ કરે કલ્લોલ;
ક્રૂરતા તજી ગ્નાની હવા, ધરી ચંદ્રકળા સોળ. ૨૬
વન તણાં જંતુ ન જાણે, સંગ તે શું થાય;
કેઇ પેર મુનિ ચળે હુંથી, રખે વચન મૂજ જાય. ૨૭
હર્ષે નિસરી હરિવદની, ગઇ મુનિમંદિર જયાંય;
અવિલોકી આશ્ચર્ય પામી, શોભા મનહર ત્યાંય. ૨૮

વલણ.

મનહર શોભા મુનિમંદિર, જોઇ જુવતી જાંખી થઇરે;
ભટ્ટ પ્રેમાનંદ કહે એ શોભા, ત્રિલોકમાં નવ લહીરે. ૨૯*

કડવું ૨૩ મું–રાગ મારૂની ચાલ.

નારી મૂકી બીજી વાટ, આવી મુનિ જહી;
જોઇ શોભા નંદનવન, તે કયમ વરણું અહી. ૧
નદી ત્રઠ ઉપર પાવન, મુનિમંદિર છે;
ત્રય તરફ તરૂ ફળદ્રુપ, અતિ સુંદિર છે. ૨
માલતી મલ્લિકા મદિર, ચારૂ ચાર મગે;
જુઇ જાઈ તુલસી જ્યાંય, ધણી મઘમઘે. ૩
કદળી કેતકી કેરાં વન, કણેર ફુલી ઘણી;
રમ્ય તડાગની માંય, શોભા જલજ તણી. ૪

---

* "સ્વર્ગ મૃત્યુ પાતાળમાં કંઈ, તેવી શોભા નવ લહીરે." (વડોદરા)
"ચૌદ લોકની મધ્યે કોઈએ, લીલા એવી નવિ લહીરે." (અપૂર્ણ પ્રત.)

પદ્મ પદ્મિની અરપર જોઇ, મળવાને તલસે;
તદપિ સંતાડેલો સ્વામ, જોઇ કંજ નવ હરસે. ૫
મહા ક્રોધી થઇ તન માંય, કર પ્રફુલ્લ કરે;
જ્યમ સહસ્ત્રરશ્મિ સૂર્યં, સ્વકર ક્રોધી ધરે. ૬
તેથી ડરી કમલિની અપાર, ધીમે શિર ઉંચલે;
જેમ ક્રોધી જોઇ સ્વામ, સુંદરી મન ચળે. ૭
કો ધવલ સ્વરૂપા નાર, થઇ છે ધણી વિના;
તે શિથિલ ને થઇ શાન્ત, જ્યમ જળ વિણુ મીના. ૮
તેવા સરોવરની ચોપાસ, ગુલાબ લેકંતા;
ફૂલે દિવાકરને જોઇ, ઘણા બેહકંતા. ૯
ફૂલતી કળીઓ કેરા રવ, થાય ફટાફટે;
તેથી ડરતી તરૂણી અપાર, ધ્રુજે કુચ ઘટે. ૧૦
આવી કલ્પવૃક્ષની ડાળ, આડી કંઇ અતિશે;
અશોક લોભી થઇ ધરે ચીર, રામા ભરાતી રીસે. ૧૧
રાયણુ લેવા રૂડો લાવ, ફળે વધાવતી;
દાડિમિ રદ ઇર્ષાએ ઉર, ચીરી બતાવતી. ૧૨
નાળિકેરી કેહે તજ્ય ગર્વ, દૃષ્ટિ ઉર્ધ્વ કરી;
તુજ દૂધ શાં છે હું પાસ, જો તું ચિત્ત ધરી. ૧૩
એ આદિ વરતતુ અનેક, તે વન રાજંતી;
ગઇ રંભા રાણી ત્યાં, સ્વરૂપે સાજંતી. ૧૪
જોઇ પર્ણકુટી પાવન, બાળા અધર ડસે;
દ્રાક્ષવેલિયે વિંટયા અશોક, તેથી ક્રોધ હસે. ૧૫
અન્ય લતાએ આશ્રય લીધ, તેણુ રૂડી લસે;
રંભા ઇર્ષાએ કાઢી ચક્ષ, તોડી તનું કસે. ૧૬
મધુમાલતી માલતી તહિ, સહકારને વળગી;
લુમે ઝુમે લુમખાંય, થાયે નવ અળગી. ૧૭
એ વિધે નારી કરી, ઋષીશ્વરે રહેવા;
તે મઢી મહુલી સુમને, ન કો સમર્થ કહેવા.* ૧૮

* આ બે લીટી સર્વ પ્રતમાં એક સરખી છે, જો કે તેનો અર્થ યથાર્થ બેસતો નથી. વડોદરાવાળી પ્રતમાં જે અર્થ આપ્યો છે તે તાણીતાસીને બેસાડેલો સ્પષ્ટ જણાય છે.

આશા પાશે પડી જ્યાંય, સ્ફટિકની શીલા;
તે પર ફોર્યાં ફ્ળ અવશ્ય, નિરખંતી મહિલા. ૧૯
જોઇ રૂપ ચકિત થાય, પર્ણકુટીનાં પક્ષી;
પરભૃત કલ ઉચ્ચરી ઘણું, ગુંજારવ મદ મક્ષી. ૨૦
ભૃંગ ભૃંગી મદમસ્તે, ભ્રં ભ્રં શબ્દ ભાખે;
સારિકા શાણી ટીકે ત્યાં, વળી વળી ક્રોધ દાખે. ૨૧
ખબડદાર જાવું નહિ, કીર કંચુકી ભણુતા;
મત્ત મયૂર નૃત્યને મૂકી, જાય ડગલાં ગણુતા. ૨૨
ઢેલ ઢાલથી આવંત, અવળી ને સવળી;
ત્યાં ચક્રવાકી તજી પ્રીત, કહેતી રેની ખળી. ૨૩
આવે ધાતો ત્યાં ચક્રવાક, જે ત્વરીત ગતિયો;
મોટો કપિવર આવી આડ, કરે મત્ત મતિયો. ૨૪
માતંગ મૂકી જળ ખેલ, આવી ઉભા રહ્યા;
ગલિત મદે સુવાસીત દેહ, તેણે મદ સહ્યા. ૨૫
વારવા આવ્યાં પ્રાણી જેહ, તે સૌ મ્હો પામ્યાં;
રૂપ જોઇ રસાળું રમ્ય, મન માંહી વિરામ્યાં. ૨૬
બાળી પેઠી બળશું ત્યાંય, લતા અરૂપરૂ તોડી;
મંદિર ગઇ માનીતી નાર, મદંતરૂ માન મોડી. ૨૭

વલણ.

મોડી મદંતરૂ માન માનની, ગઇ જ્યાં મુનિ વાસરે;
અજ્ઞાત નાયક તણી ગતિ તો, કહે કવિનો દાસરે. ૨૮

કડવું ૧૪ મું—રાગ સામેરીની ચાલ લેહેકતી.

ગઇ બાળા મંદિરમાં માલતી રે, વરતનુ તાપસ બાળતી રે;
પ્રાતઃકર્મ કરંતો મહામુનિ રે, આવી વાચા અલિછિન્ન તે સુણી રે. ૧
જોઇ રૂપ રમા રસમાતી રે, થઇ કામાતુર લજ્જાતી રે;
જટાજૂટ શંકર શિર સાજે રે, શૃંગ જટાશું અધિક વિરાજે રે. ૨
શ્યામ કેશ કલાપને જોઇ રે, વરાંગી વનિતા મોહી રે;
વિશાળ ભાળમાં ત્રિપુણ્ડ્ર તાણ્યું રે,મધ્યે શૃંગ શશિજ્યોત માન્યું રે. ૩

ભ્રુત્ર શરાસનની તોલે રે, મધ્ય ભર્યાં દૃષ્ટિ શર અમોલે રે;
રૂડી અણીઆળી છે આંખ્યો રે, તે ક્યમ જાય કવિથી ભાખી રે. ૪
નાસિકા શું તેલની ધાર રે, અધર પ્રવાળી અવિધાર રે;
મૂછ ફૂટતું વદન અવિલોકી રે, જાય રમા પણ મોહે રોકી રે. ૫
ચારૂ ચિબુક કપોળ રસાળ રે, શીપ શા કર્ણે મોહે મરાળ રે;
ગ્રીવા શંખ શી જેની મોટી રે, તેણે ધરી રૂદ્રાક્ષ ન ખોટી રે. ૬
હૃદય પર પડિયા બે ભાગ રે, વધતી જળ લ્હેરી શા સુહાગ રે;
તે પર ઉગી રૈવાટી રસીલી રે, (જાણે) કંચન શીલા પર વેલી ખીલી રે. ૭
ઉદર પર પડી ભૂરી રેખા રે, (જાણે) ત્રિવેણી વેરી મારી મેખા રે;
કટિ કૃશી સ્થૂલ હૃદે ધાર્યું રે, સ્કંધે બલિબર્દ સ્કંધ વિચાર્યું રે. ૮
કઠિનતા વૃષભ કંધ લજ્જાવે રે, વિશાળ દંડે ત્રિપુણ્ડ્ર ભજાવે રે;
પંચમુખી થાય અસ્તોવ્યસ્ત રે, કૂણી નીચેનો જોઇ હસ્ત રે. ૯
શોભી રહી કાંડે ટોડરમાળ રે, જંઘાથી કંઈક કર વિશાળ રે;
સ્થૂળ રંભા શી જંઘા રાજે રે, પટ ઘુટણપર પડ્યા સાચે રે. ૧૦
રતિરમણ શી પગની પીંડી રે, રહ્યાં કમળ શાં પગ બીડી રે;
એવો વરતનુ મઢીમાં ફરતો રે, ઓસાણ યૌવનનું તે હરતો રે. ૧૧
વિલોકી વનિતા વર વાન રે, પડી મોહ કૂપે ભૂલી ભવ ભાન રે;
નિરંતર તપસીને પાડવા લપશી રે, પાસ જઇ આલિંગી ચપશી રે. ૧૨
ભાખી ગમા વાણી રશીલી રે, વન ફરતા જોઈ વાડી ખીલી રે;
જોઇ પર્ણકુટી રે, પામ્યો હર્ષ આ સ્થળ જોઇ ચારૂ રે. ૧૩
દ્રાક્ષવેલિયે વિટયા ...વિઘ વારવાનું અભિમાન રે;
અન્ય લતાએ આશ્રય લીધં, ...ની આભા દાખો રે. ૧૪
રંભા ઈર્ષાએ કાઢી ચક્ષ, તેહ વર જોતું જોતું રે;
મધુમાલતી માલતી તહિ, સહકારસના ગાડી રે. ૧૫
ઘુમે ઝુમે ઘુમખાંય, થાયે ના કામ ... રે;
એ વિધે નારી કરી, ઋષી ... રે. ૧૬
તે મઢી મઢુલી સુગને, ન કો

એમ કહી વર્ણવ્યા મુનિ મોટા રે, તેથી અધિક ક્યમ કહું-જોટા રે;
કહો આશ્રમ ક્યાં છે તમારૂં રે, અભિધાન આપે કયું ધાર્યું રે. ૧૯
બ્રહ્મચારી જાજ્વલમાને ભાણુ રે, કહો વ્રત ધાર્વાનું પ્રમાણુ રે;
જીતેંદ્રિય છતાં વર વાન રે, કાંતિશોભે છે સૂર્ય સમાન રે. ૨૦
શે હૃદે ઊંચું મુજથી ઘણું રે, જટાકલાપ ક્યમ કરી વર્ણું રે;
મમ પિતાશું રૂડું ભાળ રે, તદપિ શોભાએ અધિ રસાળ રે. ૨૧
ધર્યું વલ્કલ જે ઋષિ તમે રે, તેનું વર્ણન થાય ન અમે રે;
તમ તનમાંથી આવે જે વાસ રે, મુજ ભસ્મ ન કરે પ્રકાશરે. ૨૨
પૂછું ધર્મ ક્રિયા ને ગોત્ર કોણુ રે, ગુરૂ કવણુ ધર્યું કયું પોણુ રે;
એવાં વિચિત્ર વેણુને સુણી રે, સ્મિત કરતાં છતાં તે ધૂણી રે. ૨૩
નેણુ બાંણુનો કીધો પ્રહારરે, વેમહેઇની હલાવીને હારરે;
મોહ ઉપજાવવા મુનિ રંગીરે, હાવ ભાવ દાખવે બની ઉમગીરે. ૨૪
ભોળી વિવેક મોદ મન લાવી રે, મુનિ લીધા લાવણ્યે લપટાવી રે;
બોલી બાળા વિભાંડક તન રે, છે આશ્રમ મારો ધન્ય રે. ૨૫
કામિની કુચશું ગિરિશૃંગ દર્શે રે, જ્યાં નયન તણાં શર વર્ષે રે;
તે પૂછે છે મમ ધામ રે, દૂય જોજન અહીંથી સ્વામ રે. ૨૬
ત્યાં છે નિવાસ મારો નિત્યે રે, અન્ય ઋષિ છે ત્યાં અમિતે રે;
મારો ધર્મ એવો મહારાજ રે, અમો સર્વને નમુ સુખસાજ રે. ૨૭
કો અમને નમે તેને ત્યાગુ રે, તેવાથી શત જોજન ભાગુ રે;
અમો નવ લઇએ ફળ મૂળ કોનાં રે,અર્ઘ્ય પાદ્યને માનું વગોણાંરે. ૨૮
નમસ્કાર તમથી ન કરાય રે, કદી કરીએ તો અમથી થાય રે;
અધિકાર નમન વિણુ અમને રે, એક આલિંગવાનો તમને રે. ૨૯
એવી વાણી રસાળી સુણી રે, હાજી હાજી કરી બોલ્યા મુનિ રે;
જો ગમાશ્રમ પધાર્યાં રાજ રે,તો મુજ આતિથ્યનું કરો કાજ રે. ૩૦
ઉત્તમોત્તમ ફળ અમો આપુ રે,ભલ્લાતક આંબલી ઇંગોળી કાપુરે;
વળિ ધામણી પીપર કેરાં ફળ રે,જે ખાધે વાધે મુનિ બળ રે. ૩૧
ગ્રહણ કરી તેનું દિવ્ય દેવ રે, કરો મારૂં પ્રિય તજી અહમેવ રે;
લોમશ કહે સુણો ધર્મના ધામ રે, આપ્યા ફળ મુનિયે ઉદ્દામ રે. ૩૨
તેનો ત્યાગ કરી વર વેશ્યા રે,કાડયાં અન્ય જે અંતર પ્રવેશ્યાં રે;
ચંદ્રબિંબ*શા ખાજા ઘેબર રે, કળી જલેબી પેંડા શું જેવર રે. ૩૩

સૂત્રફેણી મોતીચૂર સારા રે, ઠણુસઇ સાકરિયા અવિક્ષાર્યાં રે;
એ વિધ બત્રીશ જાતની સુખડી રે, જેથી ભાગે ભાવની ભૂખડીરે. ૩૪
એવાં એકથી એક અનુત્તમ રે, કાઢી આપ્યાં રીઝે ઋષિ જયમ રે;
ભરી થાળ સુવર્ણ પછે બોલી રે, ઋષિ લ્યો મુજ ફળ કહી ડોલી રે. ૩૫
કહે શૃંગી મુનિ એ અન્યા રે, અત્ર આહાર તમારો ન ધન્યા રે;
એ શાસ્ત્રથી છે અવિરોધી રે, જો સત્ય હોય તો આપો શોધીરે. ૩૬
એમ કહી કાઢયાં પુસ્તક પાનાં રે, કહે તે કરો શે એવડાં વાનાંરે;
જો ભક્ષણ માઈ નવ ગ્રહો હે, જાઉં અમો સુખી તમો રહો રે.* ૩૭
ઋષિએ જાણ્યું દુભાયા ઇશ રે, મુજ વચને ચઢી હશે રીશ રે;
તેને નમન કરી બોલ્યો બાળ રે,ઇશ શિશ ધરી લેઉં ફળ રસાળરે.† ૩૮
રખે દુભવો તમો મન દાતા રે, એમ બોલી ઋષિ ફળ ખાતારે;
નહિ જન્મમાં જે કદી દીઠાં રે, દીઠાં ફોઠાં બોરાં ફળ મીઠાંરે. ૩૯
તેણે સારી સુખડી ચાખી રે, તેની મઝા કયમ જાય ભાખી રે;
વાહવા મુંનિ ફળ બહુ સારાં રે,તમને કયમ ભાવે આ અકારાં રે. ૪૦
કહો તમો નિત્ય આવાં ફળ ખાઓરે, બોલો બોલો શે લજ્જાઓરે;
અમને ઉત્તમ ફળનો આહાર રે, એથી શાત ઘણો કરૂં સાર રે. ૪૧
જોઈએ તો આવજો મારે ધામ રે, એવાં ફળ અર્પું સ્વામ રે;
વાતો કરતાં વિપ્ર ગણુકા જમે રે,થાય તૃપ્ત તે કર્યાં ન કયમે રે. ૪૨
હતુ થાળમાં તે આરોગી રે, હરત ઉદરે ફેરવી હર્ષ્યા જોગી રે;
એવે તરૂણીએ કાઢયાં તંબોળ રે, આપ્યાં ઋષિને કરી રંગરોળરે. ૪૩
સુગંધી સુમનો આપ્યાં અનેક રે, પદાર્થ પેયના દીધા ધરિ વિવેક રે;
અન્ય સ્વાદિષ્ઠ મુખવાસ દીધા રે, તે ઋષિવરે આનંદે લીધા રે. ૪૪
વિચિત્ર વસ્ત્ર ને અંગના લેપ રે, આપી સફળ કરી સ્વખેપ રે;
તાપસ ગ્રહણ કરી આનંદ્યા રે, અટ્ટહાસ્ય કરી મુનીશ્વર વંદ્યા રે.. ૪૫,
ત્યારે બાળીએ કંદુક કાઢયો રે, ઋષિ અંગ પર હાસ્યમાં તાડયોરે;
વળી ઉછાળી તેને ઝીલ્યો રે, દેખાડયો હૃદયકંજ સ્થળ ખીલ્યોરે. ૪૬
અવળ સવળ નાખી દડો લેતા રે, દોડી તેકે મુનિ દેઆ ગ્રેહેવારે;
એમ અન્યોઅન્યે કંદુક ઉછાળે રે, તેત્રીશ કોટિ ડગમગ ભાળેરે. ૪૭

---

* 'ધનધન મુનિ સુખી તમો રહોરે' એવો પાઠ અપૂર્ણ પ્રતમાં છે.
† વડોદરાની પ્રતમાં "મહારાજ ! લેઉં ફળ અમો રસાળરે." એવો પાઠ છે.

એવે બાળીએ બળ અતિ કીધું રે, તેથી કારજ તેનું સીધ્યું રે;
ફળયુત વેલી નમે ત્યમ નમતીરે,જઈ આલિંગી મુનિને ગમતીરે. ૪૮
કુચસ્પર્શે આનંદ થયો દુણોરે,કામ બાણુ વાગ્યે મુનિ હ્રદે ઘૂણ્યોરે;*
વળી મદોન્મત્ત માનની દોડીરે, અશોકાદિક વૃક્ષને નાખ્યાં ત્રોડીરે. ૪૯
માલ્યવૃક્ષ ન નમવા દેતી રે, ચિત્ત તાપસનું ચોરી લેતી રે;
આખરે જોયા ઋષિ મહારાય રે, તદ્રૂપ કામતણે લુબ્ધ કાય રે. ૫૦
તદપિ વારંવાર આલિંગી રે, દાબી પાડે ઉઠાડે શૃંગી રે;
બોલી વરતનુ વામા મૂખે રે, અમો જાઊં તમો રહો સૂખે રે. ૫૧
અગ્નિ હોમ તણો થયો કાળરે, કહી જોતી જોતી ચાલી બાળ રે;
લોમશ કહે સુણો પાંડુકુમાર રે, કહું શૃંગી ઋષિના વિચાર રે. ૫૨

વલણ.

વિચાર કહું શૃંગી તણા, જે હવા કામાતૂર રે;
બ્રહ્મચર્ય ભાન ભૂલી ગયા,મુનિ માંય ચોટયું ઊર રે. ૫૩

## કડવું ૧૫ મું–રાગ મેવાડો.

મદોન્મત્ત થઇ ગયો હો, ઋષિનો બાળકો;
વ્યગ્ર ચિત્તે સૌ ગયું હો, થયા તેના હાલકો. ૧
લાગી લલનામાં લગ્નિ હો, નિશ્વાસને મૂકે;
ગયો ગયો ભાખે હો, ધ્યાન તેનું નવ ચૂકે. ૨
ક્વાસિ ક્વાસિ કરી કૂટે હો, બાળ પોતા તણું;
મુનિ શે સંતાયા હો, મુને દુઃખ દેવા ઘણું. ૩
એમ વિલપંતાં વિતી હો, ઘડી દ્વય તો તહી;
એવે ઋષિ આવ્યા હો, વિભાંડક તો સહી. ૪
જેનાં સિંહ સરખાં હો, પીળાં નેત્ર વર દીસે;
કેશ નખ મોટા હો, જોઇ જોઇ મન હીસે. ૫
વેદાભ્યાસી પૂરા હો, સમાધિસ્થ જે રહેલા;
મહા ઋષિ મોટા હો, કશ્યપ પુત્ર જે કહેલા. ૬
તે તો આવ્યા આશ્રમે હો, સ્વર્ગથી કામ મૂકી;
પડયો વેહેમ તેથી હો, આવ્યા ઋષીશ્વર ઢૂંકી. ૭

* વડોદરાની પ્રતમાંનો પાઠ, "અટાહટ્ટહાસ્ય કરી મુનિ ઘુણ્યોરે."

જોયો સ્વઆભજ હો, વિકળ વિહ્વળ થયલો;
વિચારગરત ચિત્તભ્રમ હો, જેનો શાંત સૌ ગયલો. ૮
મુહુર્મુહુ મૂકે હો, નિશ્વાસ મુનિ મોટા;
ઉંચી દૃષ્ટિ રાખે હો, જેનો અન્ય નહિ જોટા. ૯
વિતનુવ્યાધિ લાગ્યો હો, મોહે મન લુબ્ધ કીધું;
જ્યમ ભૂત ભમાવે હો, ત્યમ શૃંગી ચિત્ત ચોરી લીધું. ૧૦
એ દૃષ શત્રુએ હો, નિરખ્યા ઋષિ ક્રોધે ભર્યા;
ગભરાઇ નાકા ' હો, તેથી તનુ તાપ હર્યા. ૧૧
ઋષીશ્વર બોલ્યા હો, કયમ છું બેબાકળો;
પુત્ર આરપર જોતો હો, કાં દીસે તું આકળો. ૧૨
હોમ કરવાનાં સાહિત્ય હો, કયમ સજ કર્યાં નથી;
અરણિ નવ દેખું હો, શ તેને મથી નથી. ૧૩
શું તેં હોમ કીધો હો, હુને અતિ ભ્રમ થાયે;
સ્રુક્ તથા સ્રુવા હો, નિર્મળ નવ લેવાયે. ૧૪
પંચગવ્ય હોમનું હો, રાખેલું નવ્યુ દીસે;
વાછરડો છોડયો હો, જેને સુરભી જોઈ હીસે. ૧૫
જવ તલ નવ દેખું હો, પુષ્પછાબ ભાળું નહીં;
ચંદન ધૂપ દીપને હો, તેં તો નાખ્યાં કહી. ૧૬
બોલો બોલો બાળક હો, કયમ ચિત્તભ્રમિ હુઆ;
પૂર્વે શા નવ નિર્ખું હો, તમે હુને દર્શો જૂઆ. ૧૭
અધિકાધિક્ ચિંતામાં હો, થાતો હુને તુ લાગે;
ચેતના ગઈ તારી હો, હવે કર દેઉં ભાગ્યે. ૧૮
દીનત્વરૂપ આશું હો, બોલો બેસો બરદાળા;
અહી કોઈ આવ્યું હો, કહો કહો વ્રતવાળા. ૧૯
કો પુરુષ અહીં આવ્યો હો, વાલેશરી કહી દાખો;
અધીરપણું ટાળો હો, જે હોયે તે ભાખો. ૨૦

વલણ.

ભાખો જે હોય તે મુજને, સુણવા તલપે તન રે;
લોમશમુનિ વર્ણવે તે, ધરે પાંડવ મન રે. ૨૧

### કડવું ૧૬ મું–રાગ દેશાખ.*

'ઋશ્યશૃંગ હર્ષે ઉચ્ચર્યા, સુણો તાતજી રે;
કહું સંશય પડિયો જેહ, સાંભળો વાતજી રે. ૧
અત્રે આવ્યો જટા જૂટવાન, કો જોગી એકલો રે;
નહિ ઉંચો નીચો સમાન, મનસ્વી દીસે ભલો રે. ૨
જેનું વાન તો કનકાકાર, ચંપક નવ ભજે રે.
જેનાં મોટાં સુંદર નેત્ર, કાળકને સજે રે; ૩
શોભે અસુર સુરની માંય, માનવ કયમ કહું રે;
રમ્ય રૂપ ધરે વર વાન, સૂર્ય ઝાંખો લહું રે. ૪
કર્પૂરગૌર શો ઉજ્વળ દેહ, શરદ શશિ લાજતો રે;
જેની જટા કેરો કલાપ, બાંધ્યો રૂડો રાજતો રે. ૫
જેવી મારી જટાની રજ્જુ, જનકજી છે સહી રે;
શ્યામ લંબ સુગંધે યુક્ત, સુવર્ણ સમ તે લહી રે. ૬
તેણે બાંધી જટા વિચિત્ર, માંહી ઝુમખાં રે;
કાંઈક નાનાવિધના દ્વિજ, લેતા લુમખાં રે. ૭
વર ગળસ્થળની માંય, માળા તો હતી રે;
દર્શે તુલસીસ્થળ શી તેહ, હોયે ઊધી છતી રે. ૮
તે સમય દેખાતી માળ, શું ચમકી વિજળી રે;
અર્ધ નીલો ધર્યો આકાર, દ્રય કરમાં મળી રે. ૯
સુણો સુણો પિતા મારા પ્રાણ, કહું એક અવનવું રે;
તેના વક્ષસ્થળની માંય, મુને જેવું હતું રે. ૧૦
તેણે ધર્યો નીલો શણગાર, તે છોડતી બાંધતી રે;
માંહી પિંડ મનોહર બેય, લઈ લઈ સાંધતી રે. ૧૧
હે તાતજી તે વર પિંડ, બહુ સારા દીસે રે;
રહિત રૂંવાડીએ શોભાય, કર મૂક્યો લસે રે. ૧૨
વળી તે બ્રહ્મચારી ભગવાન, ફેરી કટિ કહું રે;
નાભિ સહિત ઝીણી સાર, મારી નવ લહૂં રે. ૧૩
તે કારણ કો સુજાણ, કયમ અંતર રહ્યું રે;
શોભે વસ્ત્રમાં મેખળા જેહ, તે જોઈશે કહ્યું રે. ૧૪

* વડોદરાની પ્રતમાં 'સામેરી' પાઠ છે. અપૂર્ણ પ્રતમાં 'ધનાશ્રી' પાઠ છે

તે હતી ચંપક આકાર, પીળી વાજતી રે;
તેવી નથી મારી કયમ નાથ, કહોજી સાજતી રે. ૧૫
મુનિ તેની પદાંગુલિ માંય, દે રમ્ય દીપતાં રે;
રૂમ ઝુમ ઝુમ શો રવ થાય, જેમાં મન લીપતાં રે. ૧૬
તેના હસ્તમાં મારા બાપ, દૃય ત્રય શોભતાં રે;
મુજ બેરખાથી અનૂપ, જોઇ મન લોભતાં રે. ૧૭
વળી તે બ્રહ્મચારી મહંત, જવ ક્રિડા કરે રે;
હસ્ત પદના ધર્યાં શણગાર, ચિત્ત મારૂં હરે રે. ૧૮
લાગે મદોન્મત્ત કલહંસ, તડાગે રવ જશો રે;
તેવો બાપણુનો સુણો શબ્દ, બોલી ખડ ખડ હશ્યો રે. ૧૯
સુણો સુણો પિતા તમે આજ, કહું એક વારતા રે;
તેના વસ્ત્રની શોભા અપાર, રખે નૂન્ય ધારતા રે. ૨૦
જૂઓ જનક તેનું મુખ, તે પણ અતિ ભલું રે;
અદ્‌ભુત મનોહર રમ્ય, ચિત્ત મારૂં ચળ્યું રે. ૨૧
સારૂં થયું તમો નવ તાત, નહિતો લોભતા રે;
ચિત્તાકર્ષ ચારૂ વદન, જોઇ નવ થોભતા રે. ૨૨
શું કહું વળી વળી આજ, તેની વાણીને રે;
હારે કોકિલાનો સાજ, એવો સ્વર માણી રે. ૨૩
તે રવે હર્યું મમ ચિત્ત, અતિ વ્યાકુળું રે;
સ્મરણે તાપ પામે ઘણું તન, થાયે બહુ આકળું રે. ૨૪
તમે ધ્યાન ધરી સુણો સર્વ, કહું પિતુ માહરા રે;
તેનું સેવેલું વાયુએ વાન, કયુ સમ તાહરા રે. ૨૫
વર વાસ આવે સુખદાઈ, તેથી લાગતું રે;
વૈશાખ વાયુ સ્પર્શ્યું વન, મન અનુરાગતું રે. ૨૬
તેના લલાટ કેરી પાસ, દૃય ભાગે રહી રે;
સારી સરખી સુવાસિત તેહ, કંઈ વિખરઈ ગઈ રે. ૨૭
તેના ચક્રવાક શા બે કર્ણ, ભિન્નતા નવ લહે રે;
પૃષ્ટ ભાગે ગયા શોભે રમ્ય, મન મારૂ નવ કહે રે. ૨૮
પિતાજી સુણો એક વાત, ઘણી છે કામની રે;
બ્રહ્મચારી લાવ્યો એક ફળ, શોભા કહું નામની રે. ૨૯

દડો દડો કરતો ઉચ્ચાર, ઉરવી નાખીને રે;
વારંવાર પડે ચઢે વ્યોમ, ગ્રહે કંઈ ભાખીને રે. ૩૦
પડે તદપિ ગ્રહે દૂપ હસ્ત, વળી ઉછાળતો રે;
આવતો ખાળે કંદુક વ્યોમ, વળી મુને ભાળતો રે. ૩૧
તેથી શોભે તેનું શરીર, તે કેમ કહી શકું રે;
કદળી કંપ્યાનું કહું દૃષ્ટાંત, તદપિ ઠરે બક્યું રે. ૩૨
ઉછળતે ફળે થયું મન, ઉભયનું તે કહું રે;
સરગણુ પુત્રે આસક્તિમાન, ત્યમ બંધન સહ્યું રે. ૩૩
હાં, હાં, ભૂલ્યો કહું ભગવાન, એક તેણે કર્યું રે;
તેનું વસ્ત્ર વિનાનું શરીર, જોઈ મુજ મન ઠર્યું રે. ૩૪
એવે આવી તેણે મારા બાપ, શરીર સાહી દીધું રે;
કેતી આલિંગન તેનું નામ, જેણે મારૂં મન લીધું રે. ૩૫
કહોજી કહોજી પિતા મહારાજ, તેનો અર્થ શો હશે રે;
સાંઈ શબ્દ સુણ્યો નહિ કાન, તેથી મારૂં શું થશે રે. ૩૬
તેણે જટા ધરી એક પાણ, મારી મહાબળ કરી રે;
મુખ નમન કરી મહારાજ, સ્પર્શ્યું ચિત્ત ધરી રે. ૩૭
તેમ કરતાં કર્યો ઉચ્ચાર, જે નવ કહી શકું રે;
વત્સ પયપાને રવ હોય, તે તાદૃષ્ય ઝકું રે. ૩૮
તેણે કીધું એવું અદ્ભુત, હુંને રમ્ય રૂચતું રે;
તેવો સમય મળે વાર વાર, મુને એ સૂચતું રે. ૩૯
વળી વિધર સુણો સુજાણ, હું ગયો પૂજવા રે;
પાદ્ય અર્ધ્ય મૂક્યાં પદ માંય, તે લાગ્યો ધ્રૂજવા રે. ૪૦
આપ્યાં ફળ મનોહર મેય, આતિથ્યને કરી રે;
તવ બોલ્યો તે ધરી ગર્વ, ચિત્ત મારૂં હરી રે. ૪૧
કોની ફળ પૂજા નવ લેઉં, એ વ્રત મારૂં છે રે;
આપવું ગૃહપતિને દાન, ઉલટ એવું ધાર્યું છે રે. ૪૨
એમ કથી મુનિ ભગવાન, તેણે ફળ આપિયાં રે;
રે રે શું કરૂં જનક વખાણ, જે મન વ્યાપિયાં રે. ૪૩
જમતા જમતાં પડ્યો ઘણો સ્વાદ, આ ફળ નવ ગમે રે;
નહિ તે શો રસ ને સ્વાદ, રમ્યાકારે મન રમે રે. ૪૪

વળી આપણા કૂળની છાલ, તે તેવી નહીં રે;
પિતુ સુગંધ મારા સાર, હું ક્યમ કહું સહી રે. ૪૫
આપ્યા પેય પદારથ રમ્ય, જે દેખું કંઈ રે;
ધન્ય ઉદાર દીલના બ્રહ્મ, કહું રહી રહી રે. ૪૬
તે પાન કર્યાં મેં પેય, થયો હર્ષ અતિ ઘણો રે;
થયું શ્રમિત મારૂં મન, ક્યમ કહું ઘેલો બણ્યો રે. ૪૭
હે પિતુ, મારા ગુણજ્ઞ, જૂઓ અતિ શૂચી રે;
તે તપરૂપી ધનનાધામ, ગયા મૂકી સ્વરૂચી રે. ૪૮
તેણે સ્વેચ્છાએ પ્રોવેલો હાર, સૂત્રે નિરખતાં રે;
સુગંધીવાન મૂકી આંય, ગયા તે હરખતા રે.* ૪૯
ધન્ય ધન્ય પિતા, મહાન્ તેના વ્રતને રે;
ધરે બ્રહ્મચર્યો કેરૂં માન, વળી રૂડા મતને રે. ૫૦
હું પણ કરૂં તેના જેવું તપ,તવ તમ તન ખરો રે;
મમ હૃદયે રાખું તે ધ્યાન, તજો તમે ખરખરો રે. ૫૧
બોલો બોલો તમે બિરદાળ, અમો ક્યારે જવું રે;
તેની સાથે કરૂં તપ કાજ, એવું ચિત્ત દૃઢ હતું રે. ૫૨
તમો ઉપદેશ્યું મારૂં મન, થાતું મોટા મુનિ રે;
આજ આપો આજ્ઞા કરૂં કાજ, વચન રૂડાં સુણી રે. ૫૩
ક્યમ ધ્યાની દીસો મન બ્યગ્ર, બોલો બાપજી રે;
ટાળો પ્રકટયો મારો સંતાપ, સમર્થ છો આપજી રે. ૫૪

વલણ.

આપ સમર્થ સંતાપ હરવા, છો મુનિ મહારાજ રે;
કરગરી કહું કારજ કીજે, સરે મનોરથ આજ રે. ૫૫

---

* અહિંયાથી ૭ લીટી અમારી પ્રતમાં નથી, પણ વડોદરાવાળી પ્રતમાં આ પ્રમાણે છે:–

"(તે) વિયોગજન્યે મારૂં મન, સ્થિર રહેતું નથી રે!
તેના તાપે તપી ઉઠયું તન, દુઃખ સહેવું નથી રે.
ઇચ્છું માન માગી મહારાજ, આપિયે સુજને રે;
હું ગણું ઉતાવળે આજ, તો પડે સુજને રે.
કે વસાવો મારી પાસ, તે મોટા બ્રહ્મને રે;
નહિતો જાઉં અમો સાક્ષાત, મૂકી ધર્મ કર્મને રે."

## કડવું ૨૭ મું-રાગ ધન્યાશ્રી.

વિભાંડક ઉચ્ચર્યા સુણ બાળાજી,અતુલ્ય પ્રાક્રમી અદભુત કુંવરકાલાંજી;
ધરે દાનવ એવા રૂપ અપારજી, વિચિત્ર દર્શી કરે નિરધારજી. ૧
તે ધારે વિઘ્ન કરવાનું કામજી, અસુર સર્વે જેહ ઉદ્દામજી;
ધરે અનેક પ્રકારનાં રૂપજી, લુબ્ધાવે તપશીને તેહ અનૂપજી. ૨
કરે ઉપાય નાના વિધનાજી, મોહ પમાડવા મન સિદ્ધનાજી;
તપશ્ચર્યા સુખથી કરે ભ્રષ્ટજી, પાડે પરલોકથી તેવા નષ્ટજી. ૩
અધર કુચ કરી આગળ ઉભેજી, બંધન થયે મનસ્વી દુભેજી;
આલાપે રાગ રૂડે રાગેજી, કંદુકને ઉછાળે અનુરાગેજી. ૪
ઉત્તમ લોકની ઇચ્છા જેનેજી, સ્થિર મનવાળા ઈચ્છે ન તેનેજી;
યાતુધાનનું સ્વરૂપ નિંદોજી, તે ન સેવો ના કે ના વંદોજી. ૫
તેનું કારણ કહું હે પુત્રજી, તે મુનિ કેરાં ભાગે ધરસૂત્રજી;
પાપાત્મા આચરણે તે કુડાજી, કરે વિઘ્ન તપસીને ભુંડાજી. ૬
પોતે અત્યંત હર્ષને પામેજી, વિરોધ પર જેનું ચિત્ત વિરામેજી;
તપશી જૂએ ન તેના સામુંજી, માને આડંબર એ નકામુંજી. ૭
માટે હે તનુ સુણ. શિક્ષાયજી, જો ઇચ્છે તું તપની રક્ષાયજી;
માન, તુજ પાસે આવેલા પુર્ખજી, અશુચિ ફળ આપ્યાં મૂર્ખજી. ૮
એવાં પાપ રૂપ ફળ અધમજી, રૂડા ઇચ્છે તેને કયમજી;
પેયના જે મિષ્ટ પદાર્થજી, તે બગાડે મુનિનો સ્વાર્થજી. ૯
આ ઉજવળ સુગંધી માલ્યજી, મુનિ સેવન કરે ન કો કાળજી;
તુજ શું (વ્યગ્ર) મન મુનિ નવ કરતાજી,તેવાનું મન અસુર નવ હરતાજી.૧૦*
લોમશ કહે સુણો અજાત શત્રુજી, તમો સર્વ ધરો ચિત્ત ભૃત્રુજી;
એ વિધે વારી પુત્ર પોતાનોજી, નારી શોધે ગયો દ્વિજ માનોજી. ૧૧
ફર્યો ત્રણ અહર્નિશ વન ગહનજી, શોધ લાગી ન તે સ્ત્રીજનજી;
આવ્યા આશ્રમ પોતા કેરેજી, તોય અરપરૂ નારી હેરેજી. ૧૨
દીધી શિક્ષા વિવિધ પ્રકારજી, શૃંગી શુદ્ધ થયો અવિધારજી;
પૂર્વે શો અવિલોકી બાળજી, ગયા દૂર વનમાં તત્કાળજી. ૧૩

---

* ત્રણે પ્રતમાં આ પાઠ નિરનિરાળો છે; પણ વડોદરા ઉત્તમ જાણીને અત્રે રાખ્યો છે.

જુઓ રૂડું એ ઠામ દર્શે રૂપાળું, જયહાં મંદ સુગંધ ને શીત ન્યાળું;
નવે બાજુએ ગિરિ છે જ્યાં અગરૂયો,શિળાઓ સુંવાળી પડી જ્યાંય રમ્યો. ૯
ઘટા છે ગહન રૂડી ને રસાળી, મુનિનાથ મારા વિરામો તે ભાળી;
શિલા રમ્ય લીસી અતિશે સુંવાળી,થયા સ્થિર બાળા તહીં અંગ ટાળી. ૧૦
આલાપ્યો પછે રાગ રૂડો રસાળો, કહું શું હું બોલી છલી રંગ ચાલ્યો;
મુળે છે મૃગીથી ઉત્પત્તિ જહેની,વળી ચિત્તને હોઇ આસક્તિ તહેની. ૧૧
ખિલી ને ખુંખારી ઋષિરાજ બોલ્યા,પઢાવો પઢાવો કહી તર્ક તોલ્યા;
ક્રિયા ગુરુનું લેઈ મુખનામ મારે, કરૂંજી કયો મંત્ર ઉચ્ચાર બારે. ૧૨
ફિરે આસને ધારી બેસું હું ધ્યાને,સમાધિ પ્રયોગો કહો જોઇ માને;
સુણી શાણી શ્યામા કરી મંદ હાસ્ય,વિચારી વદી ધારી અજ્ઞાત પાસ. ૧૩
અહો નાથ મારા કહું મંત્ર શિક્ષા, ધરો કામશાસ્ત્રે તમે રૂડી દીક્ષા;
સુણો ગૌઢ વિદ્યા તણો મર્મ પેસો, ગુરુ નિતનો ગૌરવાધીન સેસો. ૧૪
જપ્યે મોઢ મંત્રો જડે રૂદ્ધિ વિદ્યા,રતિ આસને પામવી રૂડી સિદ્ધા;
ધરો તંત્ર ધ્યાને તપોને વિચારી, હરો ધ્યાન તો તો વરો બુદ્ધિ સારી. ૧૫
અમારા પ્રયોગો મુનિ બાણુ પાંચે, સમાધિ સુખો અંગ સંયોગ સાચે;
સુણી વાણી એવી ઋષિરાજ રીજ્યા,શિખાવો શિખાવો કહે હર્ષ ભીંજ્યા. ૧૬
દહે કામની રાજ વિદ્યા વિચારો,મતિ ધારી સૂધી મમચર્ણું ધારો;
અહો ચંદનાલેપ આનંદકારી, મચો માન મૂળી ધસો અંગ વારી. ૧૭
કટી સિંહલંકીલિયો હાથ ડાબી, * ધરો પીન પિંડો દયાદેવી દાબી.
વળી વેણિ મારી વિબેરો વિહારી,જુઓ શું જુઓ શું ન થાઓ વિચારી. ૧૮
ધરો ધ્યાન એ શીખવા શાસ્ત્ર સારૂં,કહ્યું માની મારૂં કરો એ વિચાર્યું;†
વદી એમ વામા જઈ પાસ આલી, મુનિરાજ શીળાતળે પાડી બાળી. ૧૯
અહો દેવ મોટા મુકો માન ખોટું, પ્રતિબોધ માનો ભણો શાસ્ત્ર મોટું;
ઘણી વિધ એણી રીતે તો ઉચ્ચારી, ઋશ્યશૃંગ જાણે ન કાંઇ સમારી. ૨૦
ધ્રુજે બાળ શું પાન અશ્વથ ટૂટ્યું, ન થાયે વપુ તોય તે સંગ છૂટ્યું;
દયા હીણુ દેતા ન કંપેય મૂકે,પળી જાય તોયે ગ્રહી સાય ટૂંકે. ૨૧
વદે માહરે નાહિ વિદ્યાનું કામ, મુકોજી મુકોજી કરો શુંય આમ;
કહી એમ નાઠા મુનિરાજ ધામ,ચલો ગોરટીએ તેહને નિજ કામ. ૨૨

* " કટિ સાહિ કાલા વળી દંત ડાબી "–વડોદરાની પ્રત.
† વિચાર્યું=કહેલું.

યથા શ્વાન શિયાળની રીતિ દર્શે, કરે કોટિ ઉપાય તોયે ન સ્પર્શે;
જુએ આમ ઉભા રસીલા જ દેવો,હસે વસ્ત્ર મૂખે જુએ તાલ તેઓ. ૨૩
થઇ તેયિ બાળી ઘણી દીન કાયે, નિત્રિધોપચારે ઋષિરાજ સાયે;
કરી યુક્તિ પ્રક્તિ વિચારી વિચારી, ધરી ધ્યાનમાં મારને તો જગાડી. ૨૪
ભુલ્યા ઇશ બ્રહ્મા ત્રિપૂરારિ જેવા, કહો શૃંગીના સાંધનો ભાર કેવા?
થયા લોટપોટ શિખ્યા સારિ વિદ્યા,ગયા ગૂણુને આવિ મોટી અવિદ્યા. ૨૫
કહે મૂનિ મૂને શિખાવો શિખાવો,ધન્ય ભાગ્ય મારૂં મળ્યો ગુરુ આવો;
શિખે વાર વારે તૃપ્તિનાજ પામે, અત્યું નારીએ એ વિધે મન કામે. ૨૬
પછે ઉચ્ચરી પ્યારી તે મોહલેખા, કટાક્ષે કરી દેતિ ના દેતિ દેખા;
જઉંછું મુનિરાજ હું મૂજ ધામે, હવે આવિશું ઇશ્વરાધીન કામે. ૨૭
કહી એમ દ્રોડી મુનિ ધાય પૂઠે, દિયો પૂરી વિદ્યા ભરો રોજ રૂઠે;
કંઇ કાન ધાર્યું ન ચાલી મરાળી, ઋષિ ધાય પૂઠે સમિ દૃષ્ટિ બાળી. ૨૮
અહો મૂનિ મોટા થયા ગૂરુ જ્યારે,વિદ્યા આપિ ઓછી જવું નાહિં ક્યારે;
ફરે એ વિધે બાળ બકવાદ પૂઠે, હિંડે નારિ નાઠી ધરી હરત મૂઠે. ૨૯
નિહાળી ન બીજું ગુફા મધ્ય પેઠી,વયસ્યા સહૂ જ્યાં રૂડી રીત બેઠી;
ધશી આવિયો મૂનિને મૂનિ જોતો, મહે વ્યાકુળો સુખસંભારિ રોતો. ૩૦
તિને આવી ભેટી મહા મોહલેખા, ઘણી નારશું દર્શિ રૂડી વિશેખા;
થઇ શાંત ત્યારે મુનિરાજ બોલ્યો, ભૂલ્યો હું પ્રભૂ તોલ રૂડો ન તોલ્યો. ૩૧
અરે હે મુનિ, આ સહુ ક્યાંથિ સારા, મુને પ્રિય છો આપ અન્ય ન પ્યારા;
કહી એમ જોડી દૂયે હસ્ત બેઠ્યા,રહું આપ કહો ત્યાં રખે જાવ રૂઠ્યા. ૩૨
પિતૂ માત મારે ગુરુ સ્વામિ મોટો,નહીં ભૂમિ મધ્યે તમારોજ જોટો;
કહી એમ ઉભો વિભાંડક બાળો, રસ શીખવ્યો મોહલેખા રસાળો. ૩૩

વલણ.

રસાળો રસ શીખવ્યો, નેણે હરખ્યો શૃંગી મુન્ય રે;
વિપ્ર પ્રેમાનંદ શું કથે, ગુરુગણ કેરૂં પુણ્ય રે. ૩૪

કડવું ૧૯મું-રાગ સારંગ.

કહે તે-કરવા થયો મુનિ સજ, કર્દમ મધ્ય બધાયો શું ગજ;
જ્યાં ત્યાં જંપે મુનિ સુખ, અધક્ષણ રહે ન વિયોગ દુઃખ. ૧

### ઢાળ.

વિયોગ દુઃખ સહે નહીં, ઋષિ થયો સ્વાધીન શ્યામ;
ઘડી પળ વિપળે ઉચ્ચરે, મુને શીખવો શાસ્ત્ર કામ. ૨
મોહલેખા ગહા દર્પમાં, કરે તૃપ્ત તાપસ તન;
નવીન બંધને મન નાખી, ગાએ કર્યું તન મન. ૩
પછે ઊચ્ચરી મધુરા સ્વરી, અધૂરી વિદ્યા રાખી;
મુનિ અમો જાઉં આશ્રમે, તમો જાવ આશ્રમ ભાખી. ૪
કરપલ્લવી કરી સખી સૌને, નેત્રદ્વારે સમજાવી;
નાવ સજ્જ કરી લાવિયે, દઉં હવે વન તજાવી. ૫
સખી સમજી નાવ લાવી, અતિ મનહર સજ કરી;
વિવિધ વનસ્પતિ કનક કુંભે, ધરી માંહિ રજ ભરી. ૬
જાય સંશય નિદર્શે જયમ, આદર્શ તેવા ટાંકિયા;
ટાંગી ઝાલર છત પુઠે શું, અશોક વાડે વિટિયા. ૭
અરૂપરૂ આવી અટારી, જોઇ મનમાં આવતું;
પ્રાસાદ જળમાં ક્યાંથી પ્રગટ્યું, દરગે રૂડું ભાવતું. ૮
મધ્ય નારી સહસ્ર સજ્જ થઇ, તાલ પખાજ બજાવતી;
કડીધીમ કડાધીમ રવ નોબત, વદી સત્ય લજાવતી. ૯
કો વાય સ્વર ઝીણા, કરી કટાક્ષ નરશ્રા ઠોકતી;
મૂરજ પાવા મન સાવા, તણા સ્વરને ઝોકતી. ૧૦
કો કુસુમ ધરી રૂમઝુમ કરી, નયનાંજન કરી નાચતી;
સ્વપ્રતિબિંબ સલિલે જોઇ, કોક મનમાં રાચતી. ૧૧

એવે નાવે નારી આવી, કહે શૃંગીને ધરી;
હે મુનિ પ્યારા* જાવ મારા, જાઉં છું આશ્રમ ફરી. ૧૨

વળી કો દિન આવશું કે, નમસ્કાર આખર તણો;
એમ વદી ચાલી ચતુરા, દીન બન્યો બાળક ઘણો. ૧૩

હે મુનિ મુજને મૂકી જાવું, તમોને ઘટતું નથી;
જો એકલો હું સાથ રાખો, તો તમારૂં ઘટતું નથી. ૧૪

---

* "પ્રાણ પ્યારા" (વડોદરા)

એમ વદી વિરહે વ્યાકુળો, પુલિન પે પડિયો બાળ;
હે મુનિ મુને ન વિસારીએ, દયા ધરો કૃપાળ. ૧૫
જોઇ મૂર્છિત તેહ વામા, ગઈ તેની પાસ;
ઊચલી આલિંગિયો, તદપિ મટે નહિ ત્રાસ. ૧૬
જવ રીઝયો નહિ તવ તે, હૃદે લીધો નાયકો;
જોબન કુંજર વિડારણો શું, સિંહ સાયો સાયકો. ૧૭
ઝાઝમાં ઝાલી ધર્યો પણ, શુદ્ધિને પામ્યો નહીં;
વિરહ વિડારણ માંડિયા પછે, વિવિધોપચારો નહીં. ૧૮
કો વ્યજન સાહી વર હસ્તે, વાયુ ઢોળે કામની;
કો શીતળ ચંદન લેપ કરતી,ભવ સમા મુનિને ભામની. ૧૯
કો અગર મલિયાગર ઘશી, વરતનું જોઈ રીજતી;
કો ધરી પટકૂળ પવન મળતું, દગામૃત લઇ સીંચતી. ૨૦
કો ગુલાબ જળ કર કમળ રેડે, જાય સમી શરીરમાં;
કો નૂતન સુમનો અંગ મૂકે, જાય વિરહ નીરમાં. ૨૧
શીતોપચાર કર્યો ઘણા પણ,શૃંગી સાવધ નવ થયા;
કે મૃગમદ વાટી મૃગાક્ષીએ, અંગ ઉલટ સારા કર્યા. ૨૨
અરગજા લાવી વિધવિધે, તપાસ પાય તળાશિયા;
પાન લવંગ વદને ધરી, મુનિ પલંગમાં પધરાવિયા. ૨૩
પછે મોહલેખા પાસ ગઇ, ધરી મુનિ હૃદે ચાંપિયા;
તે ઉષ્ણોપચારે ઉર્દ્ધરેતા, સજ થઇને કાંપિયા. ૨૪
અરૂપરૂ જૂએ બાવરા, પ્રાસાદ ઋષિયે ક્યાંથકી;
તેનો મોહ ટાળી મોહલેખા, આપતી આ વિધ વકી. ૨૫
આ નાવ્યાશ્રમ માહરૂં મુનિ, શું જોઈ મન કચવાય છે;
કહે તાપસ નહિ તપશી, મુજ તન ઘણું સચવાય છે. ૨૬
તે જોઇ હુંને નવલ લાગે, કાય મુજ મુનિ સેવતા;
વદી વાંમા રેણુ લાવી, કામ કામશાસ્ત્રે રેવતા. ૨૭

---

* વડોદરાની પ્રતમાં નિચેની બે લીટી વિશેષ છે:–
"મદોન્મત્ત માતંગ કેરા, આણી મત અતિ લાવિયા;
ઉત્તમોત્તમ પાઈ વારૂણી, ઋષિ ઠામ ન આવિયા."

આ નાભ્યાશ્રમ માહરૂં, આ શિષ્ય સહુ અગે કર્યા;
મુનિ પાગ લાગી વદે વળિ વળિ, અમો જોઇશું ચિત્તધર્યા. ૨૮
એવે આવિયું પૂર રાય કેરૂં, વધાઇ ગઈ વેગમાં;
આવિયો ઋશ્યશૃંગ ઋષિ, ભામનીના ભેગમાં. ૨૯

વલણ.

ભેગ મધ્યે ભગવંત આવ્યો, છીપ મળતું મોતી રે;
વધાઇ સુણતાં મેઘ ગર્જ્યો,છવાઇ દિનકર જ્યોતિ રે. ૩૦

કડવું ૨૦ મું–રાગ ગોડી.

ધન ગર્જ્યો મુનિ પાવલે, સુણ રાયરે;
થાય કાટકા ઘોર ગંભીર, મુનિ આવ્યા ત્યાંયરે.
તડિત ઊંચી નીચી ચઢે, સુણ રાયરે;
ધરી વિધ વિધ રંગે ધીર, મુનિ આવ્યા ત્યાંયરે.
આભ્ર આકૃણિયે ઉતરે, સુણ૰ જાણે હસ્તે ઝાલ્યું જાય, મુનિ૰
ઉડે ફેરણુ કાંકરા, સુણ૰ દિને અંધાર ન ક્હેવાય, મુનિ૰
શીતળ વાયે વાયરો, સુણ૰ લાવ્યો ઓચીંતો તે વૃષ્ટ, મુનિ૰
કાટકા ઉપર કાટકા, સુણ૰ થાયે ભૂલે ગણી સૃષ્ટ, મુનિ૰
કંઈ બાળ છળે નારી ચળે, સુણ૰ નાસી સંતાય હૃદયામાંય, મુનિ૰
એવે ધન પ્રિય મયૂર ગર્જિયા, સુણ૰ ડરૂ ડરૂ દાદુર કેતા ત્યાંય, મુનિ૰
કિલ કિલ રવ અન્ય દ્વિજના, સુણ૰ માતી મહિષી થઇ ગઇ મસ્ત, મુનિ૰
સુરભી દીન થઈ હાંકૃતી, સુણ૰ ચાતક વિયોગનો થયો અસ્ત, મુનિ૰
કોકિલાએ મૂન્ય મૂકિયું, સુણ૰ ટકે વિંધું ખેડો કોઇ, મુનિ૰
એમ તેતર ઉચ્ચરે, સુણ૰ ગર્જે જોઈ ફાલુ સોઈ, વંદિ મુનિ પાયરે.
હર્ષ સાયક તાણિયા, સુણ૰ મૂશળધાર શર વરસાદ, વંદિ૰
વરશીને અભરે ભર્યા સુણ૰ માંડયો ખલ્લાહકે વિવાદ, વંદિ૰
સંવર્ત સોનું વરશિયો, સુણ૰ દ્રોણે ધાન્યની વૃષ્ટિ થાય, વંદિ૰
ચંડ ચઢી પજો ઝડપમાં, સુણ૰ અમૃત રૂપ અમી વરસાય, વંદિ૰
ભીમનાદ માંહે નાદે આવિયો, સુણ૰ તેણે રળિયામણું કર્યું જગત, વંદિ૰
વિદ્યુત્પતાકે પુષ્ટતા, સુણ૰ આપી વીર્યે વધાર્યો ભકેત, વંદિ૰
શોણુ વરશ્યો શાણો થઇ, સુણ૰ સાતે પ્રલયનો મૂકી ટેક, વંદિ૰

અવળાનું સવળું કરે, સુણ રાયરે;
તેથી આણ્યો મેઘે વિવેક, રક્ષા કારણ ત્યાંયરે.
વૃષ્ટિ એ વિધે વરસતાં, સુણ૦ થયાં કૃષિકાર મન મગ્ન, રક્ષા૦
સુવર્ણું વરસે તેહમાં, સુણ૦ નવ લાવે મનનું લગ્ન, વંદિ૦
ધાન્ય ગ્રહે ભરી ટોપલે, સુણ૦ વણિક ધન ગ્રહી ફૂલાય, વંદિ૦
એમ ઉન્નતિ શુદ્ર વણિકની, સુણ૦ તો દુઃખી ત્યાં કો થાય, વંદિ૦
રાજા આવ્યો રિજમાં, સુણ૦ નમન કરી પડિયો ત્યાંય, મુનિના પાયરે.
પછે નમ્યો મોહકારણી, સુણ૦ તુજવડે નિરખ્યા માય, મુનિના પાયરે.
મોહલેખાએ ઉઠાડિયો, સુણ૦ નવ ઘટે મોટા મહારાજ, લાગુ તમ પાયરે.
અમો છું સેવક ઇંદ્રનાં, સુણ૦ ઇંદ્રાંશ કેરૂં કરૂં કાજ, લાગુ તમ પાયરે.
તુજ જામાતે હુંને છોડવી, સુણ૦ થયો દુર્વસનો શાપ, લાગું તમ પાયરે.
એવે શૃંગીને વિરહ ઉપન્યો, સુણ૦ શીખવો વિદ્યા જાયે તાપ, લાગું તમ પાયરે.
રાજા સમજ્યો સાનમાં, સુણ૦ વર ભવન આપી કન્યાય, લાગ્યો મુનિ પાયરે.
મોહલેખા વદી પછે, સુણ૦ શીખવું શાંતાને રૂડી વિદ્યાય, લાગું તેને પાયરે.
મુનિ મન મારણ મંત્ર શીખવી, સુણ૦ ગઈ ગોરી નિર્ઝર પાસ, લાગી મુનિ પાયરે.
સપદિ શાણો શૃંગી શું કરે, સુણ૦ તે વર્ણવું ખોઈ ત્રાસ, લાગી મુનિ પાયરે.

વલણ.

પાય લાગી વર્ણવું, શૃંગીતણા ગુણગ્રામરે;
વિપ્ર પ્રેમાનંદ નામ મિથ્યા, ધરૂં ઉદર નિમિત્ત કામરે. ૩૫

### કડવું ૨૧ મું–રાગ કેદારો.

ગઇ રંભા રૂપ રસાળી, મુનિ મન વિયોગે બાળી; ૧
ઉર્ધ્વરેત બાળી, સંભારી વિલપે ઘણું રે.

ઢાળ.

વિલપે અતિ વર વાન વાડવ, ગઈ ગઈ ધ્રમ ઉચ્ચરે;
શાણી શાન્તા વિવિધ પેરે, મન મુનિ મગ્રજ કરે. ૨
કંઇ હાવથી કંઇ ભાવથી, કંઇ વાસ એકાંતે જઈ;
કઇ નયન ઘેરે વિવિધ પેરે, વિસરાવતી વિયોગ સહી. ૩
કંઇ કટાક્ષમાં કંઇ સાક્ષમાં, દક્ષાત દેઇ ભાખતી;
કંપાવી કુચ વધારી રૂચ, રૂપ લાવણ્ય દાખતી. ૪

શીખી શાણી સખી પાસે, સ્વપતિ રીઝાવવા;
તે મંત્રે મુનિ મેળવ્યા, લાગી વળી સમજાવવા. ૫
હે નાથ નિરખો હું ભણી, આપને હું ભિન્ન છું;
પુરૂષત્વ જે છે આપ પાસે, સ્વામિ તે હું વિણ છું. ૬
કામનીત્વ નહિ નાથ તુમાં, ભેદ એવો બહુ વિધિ;
નારાયણે નર નારી નિર્મ્યાં, નારી નર તું ગુણ નિધિ. ૭
જે મોહલેખા મુનિ માન્યો, તે નારીમાં નરતી હતી;
અપ્સરા જાતિ તેહની મુનિ, ચળાવવા તપ થઇ છતી. ૮
હું રાય કન્યા નહિ અન્યા, તું યોગ્ય હું છું સુંદરી;
હું રત્ન જાતે કાચ કુળની, ભેદ બણો દિગંબરી. ૯
એ વિધે એક પક્ષ પૂરણ, ભેદશાસ્ત્ર ભણાવિયું;
પછે કામશાસ્ત્ર શીખવી, રહસ્ય હતું તે જણાવિયું. ૧૦
વળી સાથ લઈ સખીમાં ગઇ,ત્યાં લજ્જિતપણું બતાવિયું;
ગુહ્ય સ્થાનક કૃત્ય કેવું, કામશાસ્ત્રે ભાવિયું. ૧૧
જુઓ ભરતા આ સૌ નર, ફરી હરી કારજ કરે;
મૈથુન નિર્લજ પશુ હોયે, સ્ત્રી પુરૂષ ચિત્ત નવધરે. ૧૨
એમ કોટયાવધિ પ્રકારે દાખ્યું, ભાખિયું ભણાવિયું;
અજ્ઞાન તિમિર કામ કાઢી, રૂડું જ્ઞાન ગણાવિયું. ૧૩
મુનિ મરદ મેરી ભેદ ભણિયા, જાણ્યો રાય શ્વશુર;
નિત્ય પ્રતિ ખટ કર્મ કરી, જાય સભા મધ્યે શૂર. ૧૪
વિવિધ શાસ્ત્રે વાદ કરતા, ડરતા વિપ્ર તમામ;
પૂછે જે તે જીભ અગ્રે, સાક્ષાત સરસ્વતિ ધામ. ૧૫
રાય રીઝે અતિઘણો, જોઇ જામાત પુણ્ય પવિત્ર;
પણ ભય નિરંતર મન મધ્યે, વિભાંડક મહા વિચિત્ર. ૧૬
જેના ક્રોધે સુર કંપે, યદ્યપિ નહિ અપરાધ;
તો અપરાધ કરી કો થાયે, સુખી દુખી સાધ. ૧૭
એમ વિચારી મન માંહેરે, ઋષિ રીઝ ઉપાય;
કર્યા રાયે અવનવા દ્વિજ, નવ જેથી દુભાય. ૧૮
હવે આવ્યા વિભાંડક ત્યાં, રીઝવ્યા જેમ રાય;
વર્ણવું હું તેહ મહિમા, કેમ ઋષિ શાંતજ થાય. ૧૯

## વલણ.

કઇ પેર ઋષિજી શાંત થાયે, જૂએ પુત્ર આસક્ત રે;
શી આજ્ઞા કરે પુત્રને, જોઈ વિષયાસક્ત રે. ૨૦

## કડવું ૨૨ મું–રાગ મેવાડો.

મુનિ આવ્યા રે, સ્વર્ગથકી આશ્રમ ફરી;
ફળ મૂળ લાવ્યા રે, મળિયાં માર્ગે શુદ્ધ કરી. ૧
માર્ગે આવતાં રે, મન ઉદાસિન હતું;
મઢુલીયે જાતાં રે, કંઇ દીઠું નવું નવું. ૨
પશુ પક્ષી એ સર્વે રે, ઉદાસ જ્યાં ત્યાં ફરે;
નવ બોલે ચાલે રે, શબ્દ ન કાને પડે. ૩
મુનિ ધસ્યા ધસ્યા રે, મઢુલી દ્વારે ગયા;
શૃંગી શૃંગી કહ્યા રે, એવા મધુરા શબ્દ કહ્યા. ૪
પવિત્ર પાણી માગ્યું રે, શુદ્ધાચમન કરવા;
મઢુલીમાં નવ લાગ્યું રે, માનવ ચિત્ત ધરવા. ૫
મુનિ મન વ્યાકૂલ રે, ગયા મઠ મધ્ય ધસ્યા;
અરપર આકૂળા રે, આવી શોક સામા વસ્યા. ૬
કરી નાદ આરત રે, શૃંગિ! શૃંગિ! મૂખે કહે;
સુણો તમે ભારત રે, વિયોગ પિતા કેમ સહે. ૭
જોયાં વન ઉપવન રે, જોયાં વાડી વાડુવાં;
ગરાડ ગિરિ ધરી મનરે, ઝાઝાં જોયાં ઝાડુવાં. ૮
સ્થળ જળ જોઈ રે, ભગવંત ભંગ થયા;
ન લાધી શુદ્ધ સોઇ રે, તેથી નદી તીર ગયા. ૯
તાહં જોયાં પગલાં રે, થયા મુનિ પાગેરૂં;
ઓળખી ડગલાં રે, દોડ્યું દીલ આઘેરૂં. ૧૦
પગલું જઇ [illegible]ડું રે, સરિતામાં સાંસરૂં;
મુનિ મન [illegible]બેઠું રે, વિચારે પાંસરૂં. ૧૧
ધરી ધ્યાન[illegible] જોયું રે, વત્સ ગયો કંઇ;
વ્યગ્રપણું [illegible] રે, જાણ્યું વેશ્યા લઇ ગઇ. ૧૨

રાખ્યો રોમપાદે રે, મારો પુત્ર કેદ કરી;
વદું એથી વાદે રે, પ્રજાણું તેને ચિત્ત ધરી. ૧૩
ભૂખ્યા ને તરસ્યા રે, વળ્યા ઋષિ રાય પૂરે;
જાયે જયમ સરસ્યા રે, ક્રોધાક્રાંત થાયે પૂરે. ૧૪
શું દષ દીપ ધરિયા રે, તેલે પૂરણ ભરી;
તેને પામતા કરિયા રે, પ્રકાશ થાવા ફરી. ૧૫
ટપકે તેલ જેવું રે, તે માંહેથી રકન બની;
નયન જળ તેવું રે, કે પડતી અગન કણી. ૧૬.
જહાં ક્રોધાશ્રુ પડતાં રે, તે સ્થળ જાતાં બળી;
જેને આંસુ અડતા રે, તે મર્ણમા જાતાં મળી. ૧૭
એવા મુનિ આવ્યા રે, ચંપાપૂરની પાસે;
તેને રૂડાં ભાળ્યાં રે, જે ગોધન જોઈ નાસે. ૧૮
રક્ષકો ઉભા રે, ઘણા જોઈ ભાગે;
ઋષિરાય દુખ્યા રે, તે ક્યમ હોય અનુરાગે. ૧૯
તાપસ પૂછે ગોપને રે, ભાઇ આ નગર કયું;
ગોપ મૂકે ગોપને રે, વદે સત્ય જેવું કહ્યું. ૨૦

વલણ.

દે સત્ય રાયે કહ્યું જે, હસ્ત જોડી ગોપાળ રે;
ણો મુનિ સર્વે કહું, કૃપા કરો કૃપાળ રે. ૨૧

કડવું ૨૩ મું-રાગ ચોપાઈ.

ડી વદે ગોપાળ, સુણો વાણી દીનદયાળ;
પૂરનું ગોપૂર નામ, ક્રાવે ઋશ્યશૃંગનું વિવાયત્ર. ૧૬
સેવક સર્વે તેનાં, સહુ ગોધણ ... અપરાધ;
સુરભી સુરભીબંધન, એ સર્વે ઋ:ખી દુખી સાથ. ૧૭.
વાણી રૂપી રજ્જુ વડે, બંધામઋષિ રીજ ઉપાય;
કોઈ કરીએ કેમ, ઇન્દ્રો ન જેથી દુખાય. ૧૮
વદી લાગે એમ પાગે, તેથી મુનિ ન જયમ રાય;
ક્રોધ થાગે પ્રદીપ, શું અંધારે શાંતજ થાય. ૧૯

નવ બોલ્યા ચાલ્યા મુનિ કંઇ, બીજી દિશાએ ગયા વહી;
જોયા સેવકે મુનિ જ્યારે, લાગ્યા દિશાના જન પાગે ત્યારે. ૫
અર્ઘ્ય પાદ્ય અર્ચા કહે એહ, કહો મુનિ આજ્ઞા હોય જેહ;
મુનિ કહે આ કયું ગામ, ગોપ કેહે વત્સપૂર છે નામ. ૬
રોમપાદે આપ્યું કન્યાદાન, શૃંગીએ સ્વસ્તિ કહિ લીધું માન;
સુખી થયા મુનિ તેહ દિશાએ, રહ્યા વાસો ત્યાંહિ નિશાએ. ૭
ગયા બીજે દિન અન્ય દિશ, ત્યાં પણ ઉતરી મુનિ રીસ;
એ વિધ અષ્ટ દિશાએ કર્યાં, ઋષિએ પૂરમાં પાગ ન ધર્યા. ૮
જ્યાંથી થઇએ સુખી આપ, ત્યાં જઇ કેમ દઇએ શાપ;
ધર્યું ધ્યાનમાં ગગને જાવા, ત્યાં પણ મૂકર્યાં વિમાન રહાવા. ૯
અવનિ કોડી જો ઋષિ આવે, તેને સેવક સુમને વધાવે;
એવી રાયે કરી હુતી રીતિ, લહી મુનિએ સર્વે નીતિ. ૧૦
આખર ગયા નૈઋતકોણ, કુંવારિકા કેડે નિરખ્યા શોણ;
એમ બોલી લાગી પાય, વ્રીહિએ વધાવ્યા દ્વિજરાય. ૧૧
ઋષિ ચાલે છે ધરી ક્રોધ, યતો કુસુમવૃષ્ટિએ રોધ;
લાજા નાખે લજ્જિત નારી, શીતળ સુગંધી છાંટે વારિ. ૧૨
મોટા ધનાઢ્યનાં જૂએ ધામ, જે તે કેહે આ શૃંગીનું ઠામ;
કો વણિક ધનના લોભિ, જેની લક્ષ્મી ભગિની શોભી. ૧૩
કો વૈશ્ય છે ધનના એહેતા, લક્ષ્મી પિતુ માતુ કરી કેહેતા;
તેવા કેહે આ સર્વ તમારૂં, તમો આપો તો ચિત્ત આવિધારૂં. ૧૪
કોઇ ભરતા લક્ષ્મી કેરા, ધન વાપરી કઢાવે વેરા;
તેવા ઢગલે વેહેચે ધન, જોઈ મુનિ મોકળાં છે મન. ૧૫
તત્કાળ ને સંધ્યાકાળે, મહા પ્રયત્ને ભૂપને ભાળે;
ન લોધા જ્યાંથી મુન્ય, પૃથ્વી પડતો ગયો હૃદેશૂન્ય. ૧૬
તા હું જોયાં જેવે, રથ પાદ પડી કંપતો સેવે;
ઓળખી ડગલાં પાય, હસ્ત જોડી ઉભો કંપકાય. ૧૭
પગલું જઇ જી વાણી, છું અપરાધી પુસ્તકપાણિ;
મુનિ મન ણાં શાપો, પણ પુત્ર ઉપર રખે તાપો. ૧૮
ધરી ધ્યાન મહા મુન્ય, એને આણ્યો લગાડી ધૂન્ય;
વ્યગ્રપણું ખો દયાળ, મુનિ રીઝયા પરમ કૃપાળ. ૧૯

### કડવું ૨૪ મું–રાગ ગોડી.

સાર અહી રામાયણનોજી, વર્ણવું મહિમા નારાયણનોજી;
કહ્યું દશરથને સુમંત્રેજી, આણું હું મારે અભ્યંત્રેજી. ૧

ઢાળ.

અભ્યંત્ર આણી વર્ણવું, રાજીવલોચન રામ;
શૃંગિએ ઉપજાવિયા જે, જગતજીવન નામ. ૨
રાય દશરથ મહા દુઃખમાં, પડયો એકજ વાર;
મંત્રી મેળી મંત્ર કીધો, ધિક પુત્ર વિણ અવતાર. ૩
હવે રાજ્ય કરૂં નહીં, જાઉં અમો વનવાસ;
તવ સુમંત્ર બોલ્યો શાંત થઇ, રાય તજો મનનો ત્રાસ. ૪
સુણિયું મેં પૂર્વે જેવું, તેવું કરૂં વિખ્યાત;
રોમપાદ રાજા તણો, જામાત જેહ પ્રખ્યાત. ૫
તેને તેડી યજ્ઞ કરતાં, પુત્ર પામો રાય;
સુણી વાણી પિયૂષખાણી, સજ થયો મહાકાય. ૬
અંગદેશાધિપને જઇ, કોટિઓ ભૂપાળ;
કહી વાર્તા વિગત સર્વે, હું અપુત્ર મહીપાળ. ૭
તું મિત્ર મારો પરમ પુનીત, માટ માગું એક;
પુત્રી જમાઈ આપ મુજને, તાહરાં સવિવેક. ૮
તુજ યામાતા મુનિ મોટા, સુણ્યું અમો સિદ્ધાંત;
યજ્ઞ કરાવે એ કદી તો, થાય મુજ મન શાંત. ૯
લોમપાદ કેહે મિત્ર મારા, પૂછીએ જઈ ત્યાંય;
પછે બેયે વિનવ્યા જઇ, શૃંગી બેઠા જ્યાંય. ૧૦
શ્વશુરે ઓળખાણ આપી, મુજ મિત્ર દશરથ નામ;
એને અશ્વમેધ કરવો સહી, છે તમારૂં ત્યાં કામ. ૧
જો જવા ઇચ્છા મન વસે તો, જાવ કરી ઉપકાર;
તવ ઋષિ કેહે અમો કરાવું, અશ્વમેધ અવિધાર.
પછે શુભ મુહૂર્તે જોઈ, ગયા દશરથ મુન્ય;
વધાઈ છૂટી નગરમાં, ઉદે થયું રાય પુણ્ય
માર્ગ સુવાસિત કરી, વધાવીઆ મુનિરાય
રાય ગૃહની રાણીઓએ, પૂજી શાંતા કા

# સ્વર્ગ નિસરણી.

( પ્રેમાનંદ કવિનું આ સર્વથી પેહેલું કાવ્ય જણાય છે. )

શ્રી ધર્મરાજને વંદન કરીને, સ્વર્ગ નીસરણી શુભ ગાઉંરે રામ.
ધર્મી અધર્મી પાપી ને દાતા, વર્ણી પતિત પાવન થાઉંરે રામ.
ધન ધનરે આજ ધરણી ધર્યાં, દયા કરીને હરિ મંદિર આવોરે રામ.
ધર્મરાય ધર્મપુરીમાં બેઠા, વૈષ્ણવની વાર્તા કરેરે રામ.
યમરાજ–પાપા પાખંડીને જમડા બાંધીરે લાવો, વૈષ્ણવની રક્ષા કરજોરે રામ.
યમદૂત–પાપી પાખંડીને કેમ ઓળખીયે, વૈષ્ણવ જન કેમ જાણીએરે રામ.
યમરાજ–પ્રભાતના પોહોરમાં નાવું ને ધોવું, પુન્ય ને દાન કાંઈ કરવુંરે રામ.
પારકાનો છળ મરતાં પણ ન કરે, હરિનામ હૃદે જે ધરતારે રામ.
શ્રીહરિ શંકર રામ રટણ કરે નિશદિન, તેને તે વૈષ્ણવ કહીએરે રામ.
શીળવ્રત ધર્મવ્રત નેમવુ કરે, તેને હરિદાસ લહીએરે રામ.
અધર્મ હલાહલ મનમાં વ્યાપ્યો, પરત્રિયા હૃદે લેતારે રામ.
છળકપટ કરીને લુંટે ને ઝુંટે, તેને તે ચાંડાળ કેહેતારે રામ.
એ એંધાણે વૈષ્ણવ ચાંડાળ જાણો, પાપી ચંડાળને બાંધી લાવોરે રામ.
કવિ–એમ કહી ચાર જમડારે ચાલ્યા, મૃત્યુ લોકમાં આવ્યારે રામ.
પેહેલોરે કહે હું તો તાવજ થઇને, રાજાના હાડમાં પેસુંરે રામ.
બીજો કહે હું તો વૈદ થઇને, રાજાની નાડીયો જોઇશરે રામ.
ત્રીજો કહે હું તો જોષી થઇને, રાજાના જોષ જોઉંરે રામ.
ચોથો કહે હું તો શેઠજ થઇને, બજારે હાટ કાઢી બેશુંરે રામ.
એમ કહીને ચાર જમડારે ચાલ્યા, રાજાના હાડમાં પેઠારે રામ.
આમે તરફડે ને તેમ તરફડે, હાય હાય મુખે બકતોરે રામ.
દાસ દાસીઓ બુમ રાડ પાડે, રાજાનો તાવ નવ કાઢેરે રામ.
ધન દોલત એનાં કંઇ કામ ન આવે, કામ ન આવે નારી બાળરે રામ.

કામ ન આવે એનાં વસ્ત્ર ને વાગા, કામ ન આવે હાથી ઘોડારે રામ.
સગાં કુટુંબ સર્વે ટોળેરે મળિયાં, કહે તાવ હે કપરો આવ્યોરે રામ.
તાવ કાઢવે મંછારામ વૈદજી, ઘણા હોશિયાર કહાવેરે રામ.
મદમત રાજા રડે ને કુટે, આ તાવ જીવડો લેશેરે રામ.
સુગંધી સુમનો ઘણા લગાવ્યાં, તાવ તો કંઇ નવ નાઠોરે રામ.
સ્વાદિષ્ટ અન્ન મુખવાસ ને અત્તર, કંઇ એ સુખ નવ આપેરે રામ.
ચઢતો ચઢતો તાવ વધતો ગયોરે, હાંફતો હાંફણો લેતીરે રામ.
લલના ને લાડકા સર્વે રડે છે, વૈદને કોઇ બોલાવોરે રામ.
જોષીને જોષ જોવડાવો સર્વે મળી, ભુવા જતીને તેડાવોરે રામ.
જોષીએ ધન મકર કુંભ ગણાવ્યા, લોઢા પાયે પનોતિ બેઠીરે રામ.
કરો કંઇ દાન ને કરો કંઇ પુણ્ય, પુણ્ય આડે આવે તો જીવેરે રામ.
અહો કપરા છે, રાહુ આડો છે, જીવવાનો નથી કંઇ આરોરે રામ.
મૃત્યે વિદારવા મૃત્યુ જપજપાવો, તો તો મૃત્યુ આ નાશેરે રામ.
ભુવાજતીઓ ભુત પ્રેત બતાવે, ઝાપટઝુપટ કંઇ આદુરે રામ.
લીંબુ મંગાવે અડદ અણાવે, સીંદુર ચોપડીને એ કાઢુરે રામ.
રાજાની દાસી તો વૈદ વૈદ પોકારે, જમડો વૈદ તે બોલાવેરે રામ.
મંછારામ વૈદ તમો અહીંજ આવો, રાજાની નાડીયો જુઓરે રામ.
તાવ તરીયો ને એકાંતરીયો, ચોથીયો જ્વરો એ જાણેરે રામ.
એમ કહીને એક પડીકી આપી, તુરત ઘડીતાલ પ્રાણ થયારે રામ.
સગાંવાહાલાં સળ ટોળું થઇ બેઠાં, અંતરનાં સગાં છોડી નાઠાંરે રામ.
જીવ જતાં એનો કોઇએ ન જાણ્યો, પછે શું થયું કાંઇ ન જાણેરે રામ.
લીલુડાં વાંસની પાલખી બંધાવી, ઊંચકનારા ચાર બોલાવ્યારે રામ.
ચારે જણાં એની ચોપાઇએ ચાલે, પુરૂષોએ પાલખી લીધીરે રામ.
ચકલા સુધી એને સરવે વળાવીયો, વાહાલી વળાવી પાછી વળીરે રામ.
પાછું વાલીને પ્રાણી બહુ જુવે છે, કાંહાંરે ગયાં સગાંવાલાંરે રામ.
વહાલાં વળાવીને પાછાં વળીયાં, વહાલાં તે વનકેરાં કાષ્ટરે રામ.
એરેકાષ્ટ એના ભેળાં બાળ્યા, બાકી તો સર્વે દુર રહ્યાંરે રામ.
પંચતત્વ તો નાશી ગયારે, જીવ જમડા સાથે આવ્યારે રામ.
સ્વર્ગ નિસરણીનાં સાત પગથિયાં, પેહેલે તે કાંકરા ખુચ્યારે રામ.
માર્ગ રાતા ને રેતી તપેલી, તે પર પ્રાણીથી ન ચલાએરે રામ.

# સ્વર્ગ નિસરણી.



(પ્રેમાનંદ કવિનું આ સર્વથી પેહેલું કાવ્ય જણાય છે.)

શ્રી ધર્મરાજને વંદન કરીને, સ્વર્ગ નીસરણી શુભ ગાવુંરે રામ.
ધર્મી અધર્મી પાપી ને દાતા, વર્ણું પતિત પાવન થાવુંરે રામ.
ધંન ધંનરે આજ ધરણી ધર્યાં, દયા કરીને હરિ મંદિર આવોરે રામ.
ધર્મરાય ધર્મપુરીમાં બેઠા, વૈષ્ણવની વાર્તા કરેરે રામ.
યમરાજ–પાપી પાખંડીને જમડા બાંધીરે લાવો,વૈષ્ણવની રક્ષા કરજોરે રામ.
યમદૂત–પાપી પાખંડીને કેમ ઓળખીયે, વૈષ્ણવ જન કેમ જાણીએરે રામ.
યમરાજ–પ્રભાતના પોહોરમાં નાવું ને ધોવું, પુન્ય ને દાન કાંઈ કરવુંરે રામ.
પારકાનો છળ મરતાં પણ ન કરે, હરિનામ હૃદે જે ધરતારે રામ.
શ્રીહરિ શંકર રામ રટણ કરે નિશદિન, તેને તે વૈષ્ણવ કહીએરે રામ.
શીળવ્રત ધર્મવ્રત નેમવુ કરે, તેને હરિદાસ લહીએરે રામ.
અધર્મ હલાહલ મનમાં વ્યાપ્યો, પરત્રિયા હૃદે સેતારે રામ.
છળકપટ કરીને લુંટે ને ઝુંટે, તેને તે ચાંડાળ કેહેતારે રામ.
એ એંધાણે વૈષ્ણવ ચાંડાળ જાણો, પાપી ચંડાળને બાંધી લાવોરે રામ.
કવિ–એમ કહી ચાર જમડારે ચાલ્યા, મૃત્યુ લોકમાં આવ્યારે રામ.
પેહેલોરે કહે હું તો તાવજ થઇને, રાજાના હાડમાં પેસુંરે રામ.
બીજો કહે હું તો વૈદ થઇને, રાજાની નાડીયો જોઇશરે રામ.
ત્રીજો કહે હું તો જોષી થઇને, રાજાના જોષ જોઉંરે રામ.
ચોથો કહે હું તો શેઠજ થઇને, બજારે હાટ કાઢી બેશુંરે રામ.
એમ કહીને ચાર જમડારે ચાલ્યા, રાજાના હાડમાં પેઠારે રામ.
આમે તરફડે ને તેમ તરફડે, હાય હાય મુખે બકતોરે રામ.
દાસ દાસીઓ બુમ રાડ પાડે, રાજાનો તાવ નવ કાઢેરે રામ.
ધન દોલત એનાં કંઇ કામ ન આવે, કામ ન આવે નારી બાળરે રામ.

કામ ન આવે એનાં વસ્ત્ર ને વાગા, કામ ન આવે હાથી ઘોડારે રામ.
સગાં કુટુંબ સર્વે ટોળેરે મળિયાં, કહે તાવ હે કપરો આવ્યોરે રામ.
તાવ કાઢવે મંછારામ વૈદજી, ઘણા હોશિયાર કહાવેરે રામ.
મદમત રાજા રડે ને કુટે, આ તાવ જીવડો લેશેરે રામ.
સુગંધી સુમનો ઘણા લગાડ્યાં, તાવ તો કંઇ નવ નાઠોરે રામ.
સ્વાદિષ્ટ અન્ન મુખવાસ ને અત્તર, કંઇ એ સુખ નવ આપેરે રામ.
ચઢતો ચઢતો તાવ વધતો ગયોરે, હાંફતો હાંફણો લેતીરે રામ.
લલના ને લાડકા સર્વે રડે છે, વૈદને કોઇ બોલાવોરે રામ.
જોષીને જોષ જોવડાવો સર્વે મળી, ભુવા જતીને તેડાવોરે રામ.
જોષીએ ધન મકર કુંભ ગણાવ્યા, લોઢા પાયે પનોતિ બેઠીરે રામ.
કરો કંઇ દાન ને કરો કંઇ પુણ્ય, પુણ્ય આડે આવે તો જીવેરે રામ.
અહો કપરા છે, રાહુ આડો છે, જીવવાનો નથી કંઇ આરોરે રામ.
મૃત્યું વિદારવા મૃત્યુ જપજપાવો, તો તો મૃત્યુ આ નાશેરે રામ.
ભુવાજતીઓ ભુત પ્રેત બતાવે, ઝાપટઝુપટ કંઇ આડુરે રામ.
લીબુ મંગાવે અડદ અણાવે, સીંદુર ચોપડીને એ કાઢુરે રામ.
રાજાની દાસી તો વૈદ વૈદ પોકારે, જમડો વૈદ તે બોલાવેરે રામ.
મંછારામ વૈદ તમો અહીંજ આવો, રાજાની નાડીયો જુઓરે રામ.
તાવ તરીયો ને એકાંતરીયો, ચોથીયો જબરો એ જાણેરે રામ.
એમ કહીને એક પડીકી આપી, તુરત ઘડીતાલ પ્રાણ થયારે રામ.
સગાંવાહાલાં સઊ ટોળું થઇ બેઠાં, અંતરના સગાં છોડી નાઠાંરે રામ.
જીવ જતાં એનો કોઇએ ન જાણ્યો, પછે શું થયું કાંઇ ન જાણેરે રામ.
લીલુડાં વાંસની પાલખી બંધાવી, ઊંચકનારા ચાર બોલાવ્યારે રામ.
ચારે જણાં એની ચોપાઇએ ચાલે, પુરૂષોએ પાલખી લીધીરે રામ.
ચકલા સુધી એને સરવે વળાવીયો, વાહાલી વળાવી પાછી વળીરે રામ.
પાછું વાલીને પ્રાણી બહુ જુવે છે, કાહાંરે ગયાં સગાંવાલાંરે રામ.
વહાલાં વળાવીને પાછા વળીયાં, વહાલાં તે વનકેરાં કાષ્ટરે રામ.
એરેકાષ્ટ એના ભેળાં બાળ્યા, બાકી તો સર્વે દુર રહ્યાંરે રામ.
પંચતત્વ તો નાશી ગયારે, જીવ જમડા સાથે આવ્યારે રામ.
સ્વર્ગ નિસરણીનાં સાત પગથિયાં, પેહેલે તે કાંકરા ખુચ્યારે રામ.
માર્ગ રાતા ને રેતી તપેલી, તે પર પ્રાણીથી ન ચલાએરે રામ.

પાછુ વળી જમડા પ્રાણીને પુછે, કીધા છે કંઇ પરઉપગારરે રામ.
તો તારો ચઢવાનો આરોરે આવે, સુખ રૂપ તું કંઇ પહોચેરે રામ.
જીવ-નથી કર્યાં પુણ્ય ઉપગાર કંઇ મેં, નથી કર્યો દાન ધર્મરે રામ.
મેં તો ન આવું ધાર્યુંતું આગળ, સુખના દિન સદૈવે જોયારે રામ.
સંસારાબ્ધી તરવો વિકટ ન ધાર્યો, મોજ કરીને દિન ગમાડ્યોરે રામ.
નારીને પ્યારી ગણીને મોહ્યો હું,રમ્યો ને જમ્યો બીજું જાણ્યું નરે રામ.
જમડારે કહે તારા કરમડારે ફુટયાં,દુઃખના ડુંગર આગે ઘણારે રામ.
કવિ-ગર્જી ગર્જીને જમડોરે મારે, ત્રાહે ત્રાહે બુમ પાડેરે રામ.
ભલા જમડાએ દયા કરીને, આગળ પ્રાણીને ચલાવ્યોરે રામ.
પેહેલે પગથીયે પ્રાણી જેમ તેમ ચડીયો, બીજે તે દીઠા ભાલારે રામ.
જીવ-આરે ભાલામાં કેમરે ચલાશે, હવે તે શી ગત થાશેરે રામ.
કવિ-ભાલા દેખીને પ્રાણી થરથર કાંપ્યો, ધ્રુસ્કે ધ્રુસ્કે રોવા બેઠોરે રામ.
ભલો તે જમડો જીવને ફરી ફરી પુછે, શાં કર્યાં પુણ્ય ને દાનરે રામ.
જીવ-નથી કર્યાં પુણ્ય મેં તો નથી કર્યાં દાન, દયાનો માર્ગ ભુલ્યોરે રામ.
હું શું જાણું આગળ વીપત પડશે, જમડા તો માર ઘણો મારેરે રામ.
લોઢાની ગેડિયે પ્રાણીને મારે, ઘણી ઘણી બુમો તે પાડેરે રામ.
બીજે પગથીયે પ્રાણી જેમ તેમ ચડીયો,ત્રીજે પગથીયે ગોખરૂં દીઠારે રામ.
જીવ-આરે કાંટામાં કેમરે ચલાશે, હવે તે શી ગત થાશેરે રામ.
યમદૂત-ભલો જમડો જીવને જેમ તેમ પુછે, કીધા શા પુણ્ય દાનરે રામ.
જ્યારે જોડાના દાન આપ્યાં હોય તો, પ્રાણીને જમ પાર ઊતારેરે રામ.
ગરીબ ગુરબાંને જોડો ન આપ્યો તો, કહેનો જોડે આણી આપુંરે રામ.
જીવ-ફરી ફરી મને શુંરે પુછો છો, નથી કરાં પુન દાનરે રામ.
કવિ-ભલા તે જમને દયારે આવી, જુનો જોડો એને આપ્યોરે રામ.
ભુંડા જમડાની નજરે પડયો તે, ધોલોરે મારી ખુંચી લીધોરે રામ.
ભુંડા જમ-દૈવના ચોર તું કાં હતો કેહેને. ઉતગ દેહી તને આપીરે રામ.
ફરી ફરીને હવે મનખો નહી આવે, લખચોરાશીમાં પડશેરે રામ.
કવિ-ત્રીજે પગથીયે પ્રાણી જેમ તેમ ચડયો,ચોથે પગથીએ ભુખ લાગીરે રામ.
જીવ-આરે ભુખોમાં કેમરે ચલાશે, હવે તે શી ગત થાશેરે રામ.
ઓ પેલા ઓ પેલા ભંડાર ભરીયા, તેમાંથી શેર અંન આપોરે રામ.
કેમ કેમ કરીને બહુ વર્ષ સુધી કમાયો, ઉબલ બરડે બળું બળુરે રામ.

લક્ષપતી ભાઇયો હુંરે કેવાતો, વાહાણો મારે ઘેર ચાલેરે રામ.
રિધિ ને સિધિ મારે બહુ હુતી, ખજાણો ખાલી નવ દીઠોરે રામ.
હજારો મનુષ્યો નિત્યે જમતા રમતા,ગમતા ભોજન કરાવ્યારે રામ.
નવસેં નવાણું નગરીનો રાજા, સાહેબી મારી મોટીરે રામ.
દંડ ને દયા ઘણેરી કીધી, ઘણાને મેં પાર ઉતાર્યારે રામ.
દાન ધર્મ તો મેંએ કીધા છે, બીજા દાન નવ જાણુંરે રામ.
જમ–તેમાંથી કાંઇ તારે હાથે આપ્યાં હોય તો, તારી સાથે આવતરે રામ.
ચંબુ ઝારીયો કોરે મેહેલાશે,ખોખરી દોહોણી સાથે આવશેરે રામ.
કવિ-ચોથે પગથીયે પ્રાણી જેમ તેમ ચડિયો,પાંચમે પગથીએ રૂધીર દીઠાંરે રામ.
જીવ–આરે રૂધીરમાં કેમ ચલાશે, હવે તે શી ગત થાશેરે રામ.
જો તેં ગાયોના દાન કર્યાં હોય તો, તરી પાર ઉતારશેરે રામ.
જીવ–નથી કર્યાં પુન મેં તો નથી કરાં દાન,દયાનો મારગ ભુલ્યોરે રામ.
કવિ-પાંચમે પગથીયે પ્રાણી જેમતેમ ચડીયો,છઠે પગથીએ લોહથંભ દીઠોરે રામ.
યમદૂત–એરે થંભે પ્રાણીને બાંધો ભરાવો,અરધ બાલો ને અરધ રાખોરે રામ.
અધર્મી હતો એ તો મહારે પાપી, દયાદાન નવ કીધાંરે રામ.
બહુ બહુ હત્યા પીંડપોસવા કીધી, મદિરાપાન પ્રેમે કરતોરે રામ.
હજારો સ્ત્રીની લજ્યારે લુટી, કંઈ કંઇ જીવને રંજાડ્યારે રામ.
ધગધગતા લોહ થંભે પ્રાણી ખઝાડો,એરે એની પ્યારી પ્યારીરે રામ

* * * * * *

સીસાના રસ પ્રાણીને પાઓ, એ તો એનું મદ્યપાન જાણોરે રામ.
હત્યા કીધી તે જીવ સામા ઉભા છે,તેની વચ્ચે એને નાખોરે રામ.
વિશ્વાસઘાતી મહાપાપી એ, એનો નવ ઉદ્ધારરે રામ.
કવિ–જમડાએ દામડા દીધા ઘણા ત્યારે, પ્રાણી કલ્પાંત ઘણું કરેરે રામ.
કાઢો કાઢો મને દુઃખમાંથી કાઢો, એકવાર ઉદ્ધાર કરોરે રામ.
ધગધગતા લોહના દામો ઉઠાડે, જમને દયા નવ આવેરે રામ.
જમપુરીનો માર્ગ છે બહુ કપરો, દયાદાન વિના ચલાય નરે રામ.
પુણ્યાત્મા પ્રાણી સ્વર્ગે સિધારે, પાપી ચાંડાળ જમપુર જાયેરે રામ.
ધર્મીના વિમાન જાતાંરે દીઠાં, એ રે શું જમ જાએરે રામ.
જમ–દાન પુણ્ય જેણે કર્યાં હોય તે, ઇંદ્રપુરીને પામેરે રામ.

---

*અત્રેથી બે કડી મુળ પ્રતમાંથી ઉડી ગએલી હોવાથી, તે લઇ શકાય તેવી ન હોવાથી છોડી દીધી છે.

આ વિમાનમાં ધર્મદાસ છે બેઠા, ઇંદ્રપુરે જાયરે રામ.
જીવ–ભાઈરે વીમાન તારાં ઊભાંરે રાખ તું, તેં શાં કરાં પુન ને દાનરે રામ.
ધર્મદાસ–ઉનાળે મેં પરબો બંધાવી, ચોમાસે આપ્યાં વાસ હામરે રામ.
શીયાળે ડગલો ટોપીપો આપી, ભુખ્યાને ભોજન આપ્યાંરે રામ.
બ્રાહ્મણને મેં તો સીધાંરે આપ્યાં, તેને પુને વિમાન મળીયાંરે રામ.
અંધા પંગાને અંન વસ્ત્ર આપ્યાં, ભુલ્યાને માર્ગ બતાવ્યોરે રામ.
ગરીબ ગુરબાંની હું વહારેરે ધાયો, ખાલી દાન મેં ન કીધારે રામ.
પરસ્ત્રીને માતાસમ જાણી, પરધનને હાથ ન અડાડયોરે રામ.
ચોરી લાંચો મેં નજરે ન ધારી, વિશ્વાસઘાત નવ કીધારે રામ.
સત્ય વચન વિના મુખ ન ઉઘાડયું, શ્રી હરિહરને જોયારે રામ.
પ્રેમે વિષ્ણુના પાદ પ્રક્ષાલ્યા, હરિ નામ મુખથી ન મુક્યુંરે રામ.
ભુખ્યાંને ભોજન તરસાંને પાણી, આપવાને હું ધાયોરે રામ.
ગુપ્તદાનો મેં ઘણારે કીધાં, તે પુને વિમાન મળ્યાંરે રામ.
કોઇ પ્રાણીને દુઃખ નવ દીધું, સદા સૌને સુખ આપ્યાંરે રામ.
માત પિતાની સેવાઓ કીધી, તે પુને વિમાન મળ્યાંરે રામ.
રમત ગમતમાં જુઠું ન બોલ્યો, કુડી શાખ ન પુરીરે રામ.
પ્રાણી માત્રના મન ન દુઃખાવ્યાં, તે પુને ઇંદ્રપુરી જાઉંરે રામ.
કવિ–પાપી પ્રાણી તો કપાળ કુટે, મેં તો ઘણાં પાપ કીધાંરે રામ.
હવે ગતિ મારી શીરે થાશે, જમના માર કેમ સેહેવાશેરે રામ.
છઠે પગથીયે પ્રાણી જેમ તેમ ચડીયો,સાતમે પગથીયે કુંડ દીઠારે રામ.
ચોરે બેસીને જેણે ચાડીયો ખાધી, જુઠી સાખો ઘણી પુરીરે રામ.
એ પ્રાણીને પેલા કુંડમાં નાખો, એની એ ગતિ થાશેરે રામ.
કાન ખજુરા એના નાકમાં પેસશે, હડીયા આખો કોતરશેરે રામ.
સતાવીશ મહાઘોર નર્ક છે ત્યાં, પ્રાણીને પિડા પમાડોરે રામ.
જમના દુતો ત્યાં દુઃખ ઘણું દે છે,કીડા કુતરા કરડી ખાયેરે રામ.
જમ રાજા કંઇ દયા ન આણે, જમડાઓ અંગ ચુટી ખણેરે રામ.
ત્યારે પ્રાણી ત્યાં બહુ બહુ રડે, પણ ત્યાં કોણ મુકાવેરે રામ.
પાપી જીવ ત્યાં બહુ બહૂ વિનવે, જમને દયા ન આવેરે રામ.
અનેક નર્કની પીડા ભોગવે, ત્યારે પ્રાણીથી છુટાએરે રામ.
સ્વર્ગ નિસરણીનાં સાત પગથીયાં,શિખે સુણે ને જે કોઇ ગાયેરે રામ.

ભટ પ્રેમાનંદ એમ કહે છે, વૈકુંઠ તેનો વાસ થાયેરે રામ.
વીરક્ષેત્રમાં વાસ કરૂં છું, કવિતા કંઇ નવ જાણુંરે રામ.
કાવ્ય શાસ્ત્રના સહસ્ત્ર પગથીઆં, તેમાં પેહેલે પગથીએ ચઢયોરે રામ.
કાવ્ય કવિતા કંઇ નવ જાણુ, પેહેલી કવિતા કીધીરે રામ.
ઉરનિમીતે નિસરણી ગાઇ, પાપીને સેહ મેં દીધીરે રામ.
ભટ પ્રેમાનદ શ્રી વિષ્ણુને સેવે, જયજય રણછોડરાયરે રામ.૧૪૬

સ્વર્ગ નિસરણી સંપૂર્ણ.

# સપ્તમસ્કંધ.

## અધ્યાય ૧ લો.

### રાગ આશાવરી.

શ્રી ગુરુ ગોવિંદનું ધ્યાન ધરૂં, સરસ્વતિને પ્રણામજ કરૂં;
શ્રી હરિ ગુણ ગાવા મન આદરૂંરે.

### ઢાળ.

આદરૂં મન હરિ ગુણ ગાવા, કૃપા કરે ગોવિંદ;
ષષ્ટમસ્કંધ પૂરણ હવો, હવે કહું સપ્તમસ્કંધ. ૪
શુકદેવ પ્રત્યે પ્રશ્ન કરે, પવિત્ર પરીક્ષિત રાય;
સાધુઋષિ સંદેહ નિવારો, એમ કહીને લાગ્યો પાય.
દેવ દૈત્ય કુંવર કશ્યપના, રાયજી પુછે એમ;
એકને પાળે એકને સંધારે, વેરોવંચો કેમ. ૮
ઇંદ્ર અર્થે અસુર હણ્યા, નવ ગણ્યા બ્રાહ્મણ;
દૈત્ય દમવા કારણે, દેહ ધરી અશરણશરણ.
શુકદેવ કહે રાય સાંભળો, નિવારૂં તુજ સંદેહ;
સર્વ ભૂતમાં સમાન છે, નારાયણને નેહ. ૧૨
સાત્વિક રાજસ અને તામસ, ત્રણ ગુણમય સંસાર;
સાત્વિક ગુણ સુરે ગ્રહ્યો, તામસી દૈત્ય પરિવાર.
સાત્વિક ગુણતણાં લક્ષણ, વિષ્ણુ સેવા વિશેષ;
તામસ ગુણનું એજ કારણ, ધર્મ ઉપર દ્વેષ. ૧૬
સાત્વિક રાજસે યજ્ઞ હોયે, શુભ કર્મ ઉપર રંગ;
રાજસ તામસે આપ પૂજા, દેવ યજ્ઞનો ભંગ.

ત્રિગુણમાં ત્રય લોક છે, ત્રય લોકમાં શ્રીકાંત;
અસુર અધર્મિ તામસીને, હરિ પમાડે શાંત.
તમે મુને એમ પ્રશ્ન કીધું, અસુર વધ સંદેહ;
નારદજીને યુધિષ્ઠિરે, પૂછયું હતું એહ.
ઇંદ્રપ્રસ્થમાં યજ્ઞ કીધો, પાંડવે રાજસૂય;
પૂજા કીધી કૃષ્ણની, સુખી થયું સર્વ કોય.
સકળ સભા આનંદ પામી, દુઃખી થયો શિશુપાળ;
સભા સાંભળતાં કૃષ્ણને, દીધી શત એક ગાળ.
ચતુર્ભુજે ચક્ર મૂકયું, મસ્તક છેદ્યું તતકાળ;
શિશુપાળ શરીરમાંથી, નિસરી તેજની જ્વાળ.
વહ્નિ જ્વાળ કે વિજળી, છૂટે તેજનો પ્રવાહ;
શિશુપાળ ઘટનું તેજ કૃષ્ણે, મૂકિયું મુખમાંહ્ય.
વિમાન આવ્યું વૈકુંઠથી, શિશુપાળ પામ્યો ધામ;
સભા સર્વ વિસ્મે હવી, દુષ્ટને શો શુભ ઠામ.
નારદ પ્રત્યે પ્રશ્ન કીધું, ધર્મે યુધિષ્ઠિર રાય;
શિશુપાળ પાપી મુક્તિ પામ્યો, મુનિ મુને સંદેહ થાય.

વલણ.

થાય સંદેહ મુનિ મન વિષે, દિગ્મુઢ હવો છું હુંયરે;
શત્રુ કૃષ્ણ મુક્તિ આપે, સુકૃત કીધું શુંયરે.

કડવું ૧ લું–રાગ મારૂની ચોપાઇ.

કહે ધર્મને વેણાધારી, શિશુપાળ હતો અવતારી;
કહું પૂર્વ કથા વિસ્તારી, જેમ ભ્રાંતિ ભાગે તારી.
ભક્ત બ્રહ્માજીના કુમાર, સનકાદિક બ્રાહ્મણ ચાર;
વીરલા તે વૈષ્ણવજન, ગયા વૈકુંઠ હરિ દર્શન.
તેને આજ્ઞા પરમેશ્વરની, નહિ આણ તે લક્ષ્મીવરની;
ઋષિ ગયા વૈકુંઠ દ્વારે, વાર્યા જય વિજય પ્રતિહારે.
નારાયણની આજ્ઞા નથી, દુઃખ પામ્યા ચારે જતી;
જોયું ભૂત ભવિષ્ય વર્તમાને, નથી ના કહી શ્રી ભગવાને.

વિના કહે પોળિયા વારે, સનકાદિક ક્રોધ્યા ચારે;
એવો કોણ જે અમને રાખે, બોલો મિથ્યા આજ્ઞા પાખે.
હરિ દર્શનના અંતરાઇ, માંડી અમ સાથે શું ઠગાઇ?
દીધો શાપ ઋષિ ભર્યા શોકે, જાઓ પાપી પડો મૃત્યુ લોકે.
તમો ભક્તિ ભગવાનની ભૂલો, માત ગર્ભે અધોમુખ ઝુલો;
મળ મૂત્રે કાયા ખરડો, કૃમિ કીટ બહુ તમને કરડો.
તમને વૈકુંઠ વાસ ન રૂડો, બળો જઠરાગ્નિ ને નર્કમાં બૂડો;
એક ઘડી આ સ્થાનક ન ટકો, જાઓ ભૂલા ભવમાં ભટકો.
જરા યૌવન અવસ્થા વેઠો, પામો જન્મ સર્વથી હેઠો;
ભોગવો દુઃખ દાડી દાડી, કયમ કીધી જોષ્ટિકા આડી.
નર્કે પડવાને ભયે બોલીઆ, પાગે લાગી કહે બે પોળીઆ;
પાહિ પાહિ શરણે રાખો, મુનિ મૃત્યુ નર્કે ના નાંખો.
અમને રાખો વૈકુંઠ ટૂંકા, ક્ષમા કરો બોલતાં ચૂક્યા;
અમો તમારા રાખ્યા રહિયે, હવે કોને ના નવ કહિયે.
અમો દાઝુ શાપે દવમાં, ઘણું દોહલું ભમવું ભવમાં;
છીએ હીન દીન બુદ્ધિ બાળ, કરો કરુણા દીનદયાળ.
શાપ પ્રહારે કાયા કષ્ટિ, કીજે કરુણા ઋષિ સમદૃષ્ટિ;
એવી સાંભળી દીનત્વ વાણી, સનકાદિકે કરુણા આણી.
કરો ઉપાય તીરથ ક્ષેપ, ન ટળે શાપ અમારો વજ્રલેપ;
અશ્વત્થ કાષ્ટમાં બાળો આપ, તોયે ન ટળે દીધો શાપ.
વિષ્ણુદાસ પ્રાય છો તમો, શાપ અનુગ્રહ કરૂં અમો;
હરિ ભક્તિ કરો દૃઢ ભાત, તો અવતાર લ્યો તમો સાત.
સપ્ત જન્મ ધાઓ શ્રી હરિ, આણે સ્થાનક આવો ફરી;
જો ભક્તિ ન થાય દૃઢાવ, ત્રણ જન્મ જન્મો વૈરભાવ.
અસુર થઇ વઢો ઈશ્વર સંગ, ઉતારે સત્વર શ્રીરંગ;
કરો વૈરી થઇ યુદ્ધ યુક્તિ, ત્રણ જન્મે પામો મુક્તિ.
જય વિજય કહે શીદો કરિયે, વૈરભાવ લઇ અવતરિયે;
પાર પામિયે જન્મજ ત્રણ, ફરી આવિયે હરિને ચરણ.
પછે મૃત્યુ લોક સંચરિયા, અસુર યોનિએ તે અવતાર્યા;

નારદ કહે સુણો રાયધર્મ, બ્રહ્મ શાપે ભોગવ્યાં કર્મ.
કશ્યપ પિતા દિતિ માત, આ અવતરિયા બે ભ્રાત;
મહાનામી સંસારમાં સાક્ષ, હિરણ્યકશિપુ ને હિરણ્યાક્ષ.
તેને વિષ્ણુએ પમાડ્યા મર્ણું, ફરી થયા રાવણ કુંભકર્ણું;
તેનો રામે આણ્યો કાળ, હવા દંતવક્ર શિશુપાળ.
જન્મ લેવાનો આવ્યો અંત, માટે મુક્તિ આપી ભગવંત;
શિશુપાળને મહાપદ દીધું, માટે તેજ પ્રભુએ પીધું.

વલણ.

તેજ પીધુ ઋષિ નારદ કહે, ટાળ્યો સંદેહ ઋષિ રાયરે;
પ્રેમાનંદ ભટ્ટ કહે કથા, થયો પ્રથમો અધ્યાયરે.

---

## અધ્યાય ૨ જો.

### કડવું ૨ જું-રાગ કેદારો.

શૌનકાદિકને કહે સુતપુરાણી, પરીક્ષિતને શુક યોગી;
યુધિષ્ઠિરને નારદજી કહે, હરિગુણ શ્રોતા ભોગી.
નારદ વાણી આશ્ચર્ય જાણી, રાય યુધિષ્ઠિર ભાખે;
અપૂર્વ કથા છે એ કૃતયુગની, કોણ કેહે નારદ પાખે.
કૃતાંજલિ કરી પ્રશ્ન પૂછ્યું, રાય યુધિષ્ઠિરે;
નૃસિંહ રૂપ ધર્યું મહારાજે, કહો કોણ ભખાતરે.
શિશુપાળ વધની વારતા, નિપની ઉપની કહો આણે;
જાણું કથા રાવણ કુંભકર્ણની, વધ કીધા શ્રી રામે.
હિરણ્યકશિપુ ને હિરણ્યાક્ષે, દમી સૃષ્ટિ સઘળી;
નૃસિંહ રૂપે હૃદય વિદાર્યું, તે કથા નથી સાંભળી.
પ્રલ્હાદ કારણ પ્રગટ હવા, સ્તંભ થકી ભગવાન;
યુધિષ્ઠિર પૂછે નારદને, કહો સાધુતણું આખ્યાન.
ઋષિ કેહે સાભળીએ રાજા, એ કથા પરમ પવિત્ર;
ભક્તરાજ પ્રલ્હાદજીનુ, વરણવું સતચરિત્ર.
દગ્ધ કરે અઘઓઘને, કોટિ કર્મને છેદે;
વિષ્ણુ ચરણની પ્રાપ્તિ થાયે, જો રસ મનમાં ભેદે.

નારદ કહે સુણો રાયધર્મ, બ્રહ્મ, હું હવો છું તુષ્ટમાન;
કશ્યપ, પિતા- દિતિ માત, ઉચ્યો, કરજોડી રાજાન.
મહાનામી સંસારમાં સાક્ષ, ાધી, માગું એ વરદાન;
તેને વિષ્ણુએ પમાડ્યા ઋદ્ર અછેદ, શરીર વજ્ર સમાન.
તેનો રામે આણ્યો હીમ ન ગાળે, શોષે નહિ સમીર;
જન્મ લેવાનો આવ્યો નહિ કાયા, ન બોળે સાગર નીર.
શિશુપાળને મહાપદ ન ભેદે, લોહ કાષ્ટ ન વેધે આપ;
હળાહળ, વિપ્રનો ન લાગે શાપ.
તેજ પીધું ઋષિવૃંદ હસેજો, મંત્ર જંત્ર નવ લાગે;
પ્રેમાનંદ ભઅને મૃત્તિકા, દર્ભ બાણ નવ વાગે.
માંસ રૂધિરે, ન હોયે સૂત્ર હીરનો ઘાત;
ન અને તુલસી, એથી ન થાઉં નિપાત.
અન્ન નવ ભેદે, રસકસનો ન વિકાર;
જંતુથી નાશ ન પામુ, ન મારે ગજ તોખાર.
શીનું પક્ષી દાનવ માનવ ભૂત, ભૈરવ સાકણી સિહારી;
ત્રણ ભુવન ટોળે મળે પણ, ન પડે દેહજ મારી.
સ્ત્રી પુરુષ વૃંદળ વેધે નહીં, વ્યાધિ ન વ્યાપે જાતે;
ન મરૂં ગગન ન મરૂં પૃથ્વી, ન મરૂં દિવસ ને રાતે.
ફળ પત્રે નાશ ન પામું, ન મરૂં વન મોઝાર;
મેડી ઉપર મર્ણું ન પામું, ન મરૂં ઘર કે બ્હાર.
ન હણે વૃદ્ધ ન હણે બાળક, ન હણે યૌવનવંત;
બ્રહ્મા કહે જા કહ્યાં તેટલે, તારો ન આવે અંત.
વરદાન આપી વિધિ વળિયા, આનંદ્યો રાજન;
શોણિતપુર હિરણ્યકશિપુ આવ્યો, માંડ્યું રાજ્યાસન.

વલણ.

રાજ્ય માંડ્યું પુર વિષે, સંભાર્યું બાધનું કષ્ટરે;
અસુરે આપી આગન્યા, જાઓ દમો સઘળી સષ્ટરે.

કડવું ૩ જું-રાગ મારૂની ચોપાઈ.

નારદ કહે સાંભળ ધર્મ, હિરણ્યકશિપુનાં કૂડાં કર્મ;
અભેદ વર વિધિયે આપ્યો, ઉન્માદ અસુરને વ્યાપ્યો.

સ્વ ઈચ્છાએ વસુધા પર રમતો, તે સકળ સૃષ્ટિને દમતો;
નીચ બુદ્ધિવિચારે પાપી, સૌ સેવકને આજ્ઞા આપી.
દમો દેવ બ્રાહ્મણ ને ગાય, પીડો તાપસ ઋષિની કાય;
ટાળો તીર્થ દેવસ્થળ, કરો અશુદ્ધ તિર્થનાં જળ.
નવાણનાં નિર્મળ નીર, તેમાં નાખો માંસ રૂધિર;
અશ્વત્થ તુલસીને કાપો, ધર્મ ટાળી અધર્મ સ્થાપો.
વિપ્ર વેદ ન પામે ભાગ, વારો વેદને ભાંજો જાગ;
માતુભાવનો ફેડો હામ, ભાંજો સાધુલોકોનાં ગામ.
ઘોર કર્મ કરંતા હીંડો, પતિવ્રતા નારિને પીડો;
જોગ જોગીના સર્વે ટાળો, સાધુ વૈષ્ણવ મંદિર બાળો.
શુભ વનમાં વહ્નિ મૂકો, સરોવર પાળ ફોડી મૂકો;
ધર્મી ભૂપ ઉપર કોપો, શુભ કર્મ સંસારનાં લોપો.
ભાંજો હરિ કથા કીર્તન, ઋષિ ન કરે સંધ્યા વંદન;
ન કરે સૂર્યને કો નમસ્કાર, ભાંજો વર્ણાશ્રમ વ્યવહાર.
ત્રોડો માળા હરિ નામ, પાડો ધર્મશાળા ધામ;
પર્વનાં ફોડો જળ પાત્ર, ગાય' સુને પ્રાણી માત્ર.
હિરણ્યગર્ભ હરિ હર' તજે, સર્વે નામ મારૂં ભજે;
અધર્મ એવો પ્રવર્તાવો, જાઓ આણ મારી વર્તાવો.
અધિકાર એવા સોપ્યા, અસુર દશોદિશે કોપ્યા;
કહ્યું સ્વામીએ તે વિધ હીંડે, દે દુઃખ પ્રજાને પીડે.
પાડે દેશ ગામ ભંગાણ, પૃથિવીમાં પડે ભૂંભાણ;
મૂકાવે મુનિની હઠ, ત્રોડી પાડે તાપસના મઠ.
જોગીનાં જટા વિણ મુસ્તક, જળમાં બોળ્યાં ઋષિ પુસ્તક;
ભાંજ્યાં વૈષ્ણવનાં ઘરસૂત્ર, યજ્ઞકુંડમાં નાંખ્યાં મળમૂત્ર.
ભક્તની મૂકાવી જપમાળા, લોપ્યાં અગ્નિહોત્ર હોમશાળા;
હાહાકાર હવો સંસાર, પીડાઈ પ્રજા નર ને નાર.
હિરણ્યકશિપુ યુદ્ધે ચઢિયો, જઈ ઇંદ્ર સંઘાતે વઢિયો;
યુદ્ધે વાધ્યા અસુર બળવંત, વળી ઇંદ્ર તે નાઠો અંત.
લીધું રાજ્ય દીધું નિશાણ, ફરી હિરણ્યકશિપુની આણ;
જીત્યાં પૃથ્વી ને પાતાળ, થયો ત્રિભોવન પ્રતિપાળ.

ત્રયેલોકે પડી હાક, સંસાર ચઢાવ્યો ચાક;
કોને ગણે નહિ અભિમાની, દીપી દાનવની રાજ્યધાની.

વલણ.

રાજ્યધાની દીપી ઘણું, હિરણ્યકશિપુમય સંસારરે;
પ્રજા સર્વે રૂદન કરે, શું સુતા વિશ્વાધારરે.

---

## અધ્યાય ત્રીજો.

### કડવું ૪ થું-રાગ ઉપરનો.

શુક કેહે સાંભળીએ રાય, પૂર્ણ થયો બીજો અધ્યાય;
ક્ષત્રી રાજા પૃથિવીતણા, હિરણ્યકશિપુએ હાથે હણ્યા.
ઊશિવ નામે એક ગામ, તેનો રાજા સંજમ નામ;
હણ્યો તેનો પુત્ર પરિવાર, અસુર શું યુદ્ધ થયું એકવાર.
દૈત્ય સંગાતે બાળક વઢયા, પંચ પુત્ર સંગ્રામે પડ્યા;
કુંવર નિકંદનની જાણી વાત, કંઠપાશ કરી મોઈ માત.
રાજાને આવ્યો વૈરાગ, હું મારો કરૂં દેહ ત્યાગ;
શું જીવું ભાગ્યું ઘરસૂત્ર, નાશ પામ્યાં પત્ની ને પુત્ર.
સુખ સંભારી કરે વિલાપ, હૃદય હણે પછાડે આપ;
વારે મંત્રી નગરના લોક, રાજાનો નવ જાયે શોક.
યમલોકથી આવ્યા યમ ભૂપ, ધર્યું બ્રાહ્મણનું દિવ્યરૂપ;
સંજમ રાજાએ પૂછયું જ્ઞાન, કોના પુત્ર કોનું રાજધાન.
કર્મ યોગે મળ્યો પરિવાર, દુઃખ રૂપ ખોટો સંસાર;
પ્રાયે જોતે લોકે લોક, મેહેલો કુટુંબનો મિથ્યા શોક.
અર્થ ન સરે રોયે ટળવળે, ગઇ વસ્તુ ફરી નવ મળે;
પુત્ર પિતા અને પ્રેમદા, દુઃખ રૂપ જાણો સર્વદા.
જ્યાં જ્યાં દેહ ત્યા ત્યાં પરિવાર, રાજા કીજે આત્મવિચાર;
એવું જાણી માયા તજો, શોક મૂકી ગોવિંદને ભજો.
રાજા કહે સાંભળીએ રૂષી, હું સમાન નથી કો દુઃખી;
કુટુંબ સુખ કયમ વીસરે, વૃદ્ધ રહે કયમ નાના મરે.

ગહન ગતિ એ મર્ણુજ તણી, કોણુ વાવે કોણુ લે લણી;
જદ્યપિ માયા જાળ છે એહ, જાણીને મૂકાએ સ્નેહ.
માતા પિતા અને સંતાન, એક રૂપ મુનિ ભગવાન;
ધર્મરાય કેહે સુણુ રાજાન, કપોતનું કહું આખ્યાન.
એક આહેડી હતો વિકાળ, તેણે વનમાં નાંખી જાળ;
ઘણાં પક્ષી આવી પડ્યાં, કપોતનાં ચાર બચાં ખડ્યાં.
મન વીંટાયું મ્હો બાળમાં, કપોતડી પડી જાળમાં;
જવ બંધાયો કુટંબ ટોળો, એકલો રૂએ છે હોલો.
જાળે ભરાયો સહુ પરિવાર, હોલો ઉપર કરે પોકાર;
નાના વિધ કરતો આક્રંદ, ચાચે ભરાવી તાણે ફંદ.
બીજે પક્ષીએ વાર્યો ઘણું, કહ્યું ન માન્યું તે તણું;
કુટંબ મોહે કપોત રૂએ, હોલીનું મુખ ફરિ ફરિ જૂએ.
પ્રભુનું મુખ દેખી બોલી, જાળમાંથી કહે છે હોલી;
સ્વામી ઉતારો કુટંબનો સ્નેહ, વાઘરી વેધશે તમારી દેહ.
ઘણી પ્રીતે ન હોયે કલ્યાણ, પારધી તમને મારશે બાણ;
તમો કુશળ કુશળો પારવાર, માયા મૂકી જાઓ ભરતાર.
કપોત કહે સુણુ સુંદરી, તું મરતાં હું જાઊં મરી;
જાળ પર ભમ્યો કપોત અજાણ, એવે પારધીએ માર્યું બાણ.
કુટંબ માટે કપોત મુઓ, સંજમ રાજા વિચારી જુઓ;
કારમું કુટંબ કુંવર કામની, તિમિર ઘોરે બોલ્યા મુનિ.
જેનું મન વાલામાં વસે, તેને કાળ અકાળે ડસે;
કુટંબ મોહ મનમાંથી ગયો, સંજમ રાજા બેઠો થયો.
અજ્ઞાન ટાળી આપ્યું જ્ઞાન, ધર્મરાય થયા અંતર્ધ્યાન;
શબને દીધો અગ્નિ સંસ્કાર, રાયે વિસાર્યો પરિવાર.
એણી પેર પીડી સ્રષ્ટ, હિરણ્યકશિપુનું મોટું કષ્ટ;
કોનો માર્યો દુષ્ટ ન મરે, રાજ્ય ત્રયલોકનું બેઠો કરે.

વલણ.

રાજ્ય કરે ત્રયલોકનું, બ્રહ્માની કૃપાયરે;
ભટ પ્રેમાનંદ કહે કથા, થયો ત્રતિયો અધ્યાયરે.

## અધ્યાય ૪ થો.

### કડવું ૫ મું-રાગ દેશાખ.

શુકજી કહે કથારે, સાંભળ ઉત્તરા કુમાર;
નારદ કહે ધર્મને રે, દુષ્ટે પીડયો સંસાર.
ધરા ધ્રુજતી રે, થઇ અધર્મે આતુર;
સ્વર્ગ મૂકાવિયું રે, અસુરથી નાઠા સુર.
ગો ગગને ગઈ રે, ધરી ગૌનું રૂપ;
જઇ ક્ષિતિયે સ્તવ્યા રે, ઇંદ્ર ત્રિભોવન ભૂપ.
સ્વામી શી વલે રે, મેં નથી સેવાતો આ ભાર;
શક્ર કહે શું કરૂં રે, કાંઇ કોપ્યા વિશ્વાધાર.
અમર સંચર્યા રે, અજને કહેવા કષ્ટ;
સ્વરૂપ સન્મન્યા રે, નેત્રે ઘનની વૃષ્ટ.
કર સંપૂટ કરી રે, નમ્યા કમળભૂને પાય;
વિધિયે વરતિયું રે, પીડે છે દાનવરાય.
વાસવ બોલિયા રે, કેમ જીવું અમો તાત;
વર આપ્યો તમો રે, દુષ્ટ નવ થાય નિપાત.
ધર્મ શુભ કર્મ રહ્યાં રે,તજ્યાં વિપ્રે તુલસી દર્ભ;
જાગ જગ્ન રહ્યા રે, કંઇ વલે કરો હિરણ્યગર્ભ.
પ્રજાપતિ બોલિયારે, ચાલો જઈએ શ્રી કૈલાશ;
અમર વર વળ્યા રે, પંચવદનને પાસ.
તેડયા ત્રિપુરારીને રે, ગયા વૈકુંઠ ધામ;
દ્વાર ઉભા હરિ રે, કીધો દંડવત પ્રણામ.
હરિની સ્તુતિ કરે રે, અજ ઇંદ્ર ને ઇશ;
નિગમ વૈખરી રે,વિધિયે વિનવિયા જગદીશ.
સપ્ત ઋષિ બોલિયા રે, અવનિ દશ દિક્પાળ;
પીડા પ્રજા તણી રે, ટાળો શ્રી ગોપાળ.
દર્શન હતું નહીં રે, થઇ આકાશથી વાણ;
સુર સાંભળો રે, બોલ્યા સારંગપાણ.
વર વિધિ તણો રે, અવધ ન હસ્યરી અંગ;
યુદ્ધે નવ મરે રે, અસુર થયો અભંગ.

પ્રજાને પીડશે રે, જ્યાં લગી કર્મના ભોગ;
છે ઘણું વેગળો રે, નાશ પામ્યાનો રે જોગ.
પાપી પીડશે રે, સાધુ વીરલા ને વળી સંત;
દમે હરિદાસને રે, આવશે વેલો એનો અંત.
ત્યાં લગી દુઃખ સહો રે, એવું કરીને કીધું મુન્ય;
સ્તુતિ કરી દેવ વળ્યા રે, તે વશ્યા વનમાં શૂન્ય.
દિવસ દોહલે રે, નાખે દેવ ને માનવ;
વિશ્વ આતુર થયું રે, વાધ્યા બહુ ભૂમાં દાનવ.
નારદ કહે કથા રે, સાંભળ્ય યુધિષ્ટિર ભૂપાળ;
સૃષ્ટિને દુઃખ વેઠતાં રે, વહી ગયા બહુ કાળ.
રાજ્ય નિર્ભે કરે રે, દૈત્ય દાનવ દક્ષ;
દેવ ઘણું દોહલા રે, યજ્ઞ વિના દુર્ભક્ષ.
વિપ્ર વિસરી ગયા રે, ધર્મ કર્મ હરિનામ;
કો સમજે નહીં રે, યજ્ઞયાગનાં જે કામ.
પુસ્તક બાંધ્યાં રહ્યાં રે, કો પૂછે નહિ પુરાણ;
રામ નવ કહે રે, કરે હિરણ્યકશિપુ વખાણ.
પ્રજા વિસરી ગઇ રે, એકાદશી વ્રત રેવું;
આચાર્ય ભૂલી ગયા રે, શુચિ શરવાનું શ્રેવું.
બ્રાહ્મણ ભૂલી ગયા રે, ભણવી વેદની ધારા;
વૈષ્ણવ ભૂલી ગયા રે, વાવવા તુલસીના ક્યારા.
સતી વિસરી ગઇ રે, પતિ તણી સેવા;
ભક્તિ ભૂલી ગયા રે, ભગવંત હોયે કેવા.
જોગી વિસરી ગયા રે, તપ જપ ધુમ્રપાન;
દાતા ભૂલી ગયા રે, દેવાં વિપ્રને દાન.
ફળ વિના થયાં રે, તીરથ વનનાં વૃક્ષ;
ધ્યાની ધ્યાન ગયાં રે, ભાગી લક્ષ્મીવરની લક્ષ.
વિશ્વની વેદના રે, કરવા પર ઉપકાર;
પાપીને પેટ હવો રે, પ્રલ્હાદનો અવતાર.
શુકજી કહે કથા રે, સાંભળ્ય પરીક્ષિત રાજાન;
નામ પ્રલ્હાદને રે, જન્મો ત્યારનું દુઃખ જાણ.

ભક્ત ભગવંતનો રે, હરવા ભોમનો ભાર;
જન્મ પ્રલ્હાદને રે, વાર્યો જય જયકાર.
દુંદભિ વાગ્યાં દેવનાં રે, ઉત્સવ હવા ગેહ ગેહ;
પૃથિવી ઉપરે રે, તત્ર દૂધે વરસ્યા મેહ.'
ચતુર્દશ લોકને રે, હદે હવો ઉલ્હાદ;
ચાર કુંવર હવારે, તેમાં વડો પુત્ર પ્રલ્હાદ.

વલણ.

ભક્ત પ્રલ્હાદ પ્રગટ હવો, વર્તો જય જયકાર રે;
ભટ પ્રેમાનંદ કહે કથા, જેને સહાય શ્રી મુરાર રે.

કડવું ૬ ઠું–રાગ ધવળ ધનાશ્રી.

શુકજી કહે સાંભળ્ય રાજા, દેવ પામ્યા ઉલ્હાદજી;
ત્રણ ભુવનની ભીડ ભાંજવા, પ્રગટ થયા પ્રલ્હાદજી.
દૈત્ય જાણે વંશ વૃદ્ધિ થઇ, પણ કુંવર કાળનો કાળજી;
પ્રસવ વેળા વિષ્ણુ વિષ્ણુ વદે, શોભે તિલક તુલસી માળજી.
દુંદભિ વાગ્યાં દેવ તણાં, દાનવ બંધન ત્રૂટયાંજી;
વેદ ધ્રુનિ મુનિવર કરતા, આસુરીએ પુસ્તક છૂટયાંજી.
ભાર ટળિયો ભુજંગમનો, હળવી થઇ છે અવનિજી;
મુક્તા સ્થાવર મુક્તા જંગમ, આવટ ભાગી ભવની જી.
સંલ્હાદ અનુલ્હાદ લ્હાદ કહીએ, એ નામે તન જી;
જ્યેષ્ટ પુત્ર પ્રલ્હાદજી, રાખતું હરખ્યું મન જી.
ચાર કુંવર હિરણ્યકશિપુને, ગીત ગવાયાં ઘેર ઘેર જી;
ત્રણ પુત્ર પિતાને વાલા, પ્રલ્હાદ સાથે વેર જી.
યુધિષ્ઠિર પૂછે નારદને, વેર પડયું શામાટે જી;
કાં દુભ્યો પિતા પ્રલ્હાદે, શું હિંડ્યો કુવાટે જી?
સાધુ સાધુ પ્રશ્ન શુભ પૂછયું, સંદેહ ટાળું અવશ્યમેવ જી;
શૌનકાદિક ને સુતપુરાણી, પરીક્ષિત ને શુકદેવ જી.
પુણ્ય પવિત્ર પ્રલ્હાદ હવા, પાપીને મંદિર જી;
અશ્વત્થ જયમ ઉગ્યો બાવળમાં, વાયસ કુળમાં કીર જી.
અંત્યજ વંશે વિપ્ર પડે જયમ, રાહુમાં ચંદ્ર જ્યોતિ જી;
અસુર કુળ પ્રલ્હાદ અવતર્યા, મહિષને મસ્તક મોતી જી.

મૂર્ખે વશ પુસ્તક પડિયાં, કદર્યને વાણી મધુરી જી;
ત્યમ દાનવ કુળ પ્રલ્હાદ જન્મ્યા, અજા નાભ કસ્તુરી જી.
દંભ દળણ હરિદાસ દાનવકુળ, આચારી આચર્ણ જી;
સાત વર્ષનો સાધુ શિરોમણિ, મૂકે નહીં સ્મર્ણ જી.
બ્રહ્મ વિના તેને કંઇ નવ ભાસે, છેદી અજ્ઞાનની ઓટ જી;
રામ રામ કરતો હીંડે, સહુને નામે કોટ જી.
સર્વે ભૂત સમદષ્ટે નિરખે, વાત કરે કરજોડી જી;
હરિ હરિ કરતો હીંડે પુરમાં, સાચવે કીડી મંકોડી જી.
ગૌ વિપ્ર તુલસી વન વાલું, જુએ જોગી જતિ વૈરાગી જી;
લઘુ વય લક્ષણ ગુણવંતાનું, લક્ષ્મીવર લે લાગી જી.
હિરણ્યકશિપુએ તેડીને પૂછયું, કોને ભજે છે મોઢે જી;
માળા ઘાલી સમરણી ઝાલી, અંગે છાપા ચોઢે જી.
મારા કુળમાં વૈષ્ણવતા શી, જ્ઞાન પામ્યો તું પૂરો જી;
વંશ લજાવણ પેટ પડયો, તુલસીમાં ધંતૂરો જી.
તારી જનુનીને લાંછન લાગે, પુત્ર નોગે તું મારો જી;
કર્મે જોગે કુંવર પામ્યો, કુળ માંહે અંગારો જી.
મંત્રી કહે મહારાજ પ્રત્યે, હરિ ભજ્યો તે ચૂકયો જી;
ઘેલપણ જાએ ડાહ્યો થાએ, નિશાળે ભણવા મૂકો જી.
શુક્રાચાર્યને સોંપી આપ્યો, ભલી ભાત ભણાવો જી;
દેવ તજી મુને ભજે રે, પ્રતાપ મારો જણાવો જી.

વલણ.

જણાવો મહિમા માહરો, હિરણ્યકશિપુ તારો તાત રે;
સમજાવો પ્રલ્હાદને, વિસારે વિષ્ણુની વાત રે.

કડવું ૭ મું.—રાગ દેશી.

બાળ સોંપી આપ્યો ભૂપાળેરે, પ્રલ્હાદ ગયા નિશાળેરે;
ઉજ્વળ ઘોડીએ ચઢિયોરે, દાસ પાસે પાટીને ખડીયોરે.
જાતાં ન કીધો પ્રમાદરે, ગુરુ ઘેર આવ્યા પ્રલ્હાદરે;
જાતાં સહુનાં મન સુખ પામ્યાંરે, નિશાળીએ મસ્તક નામ્યાંરે.

શુભ સંગત સ્વામી તમારીરે,દીપી નિશાળ રૂડી અમારીરે;
પ્રહ્લાદજી બેઠા ભણવારે, માંડ્યા ગોવિંદના ગુણ ગણવારે.
પાટી માંહે લખે રામ નામરે, બીજાં સર્વ વિસાર્યાં કામરે;
બે માસ ગયા એમ વહીરે, આંક વિદ્યા શીખ્યો નહીંરે.
હિરણ્યકશિપુએ તેડયો તનરે,પુછ્યું શું કીધું અધ્યયનરે;
શીખ્યુ હોય તે ભણી દેખાડરે, મારા મનને હવે પમાડરે.
બોલો બોલો બુદ્ધિ.ખળિયારે, જોઈ અક્ષર કેવા વળિયારે;
તારી વિદ્યાનું સુજને કોડરે,જોઈ શીખ્યો શું આંકનો મોડરે.
બોલ્યો પ્રહ્લાદ કરી પ્રણામરે,પાઠ કીધા વિષ્ણુ સહસ્રનામરે;
ભણે ગોવિંદ માધવ મોરારીરે,ભણે ન તે વિણુ વાણી અકારીરે.
સાંભળી જવ એવી વાણીરે, હિરણ્યકશિપુનો દાધ્યો પ્રાણીરે;
કોણે બોલ શીખવ્યા મેલારે,ગોવિંદ ન કહીએ ઘેલારે.
પાટી ખડિયો લીધો રૌકટરે, ભણો વિદ્યા પુત્ર પોપટરે;
તવ બોલ્યો પુત્ર પ્રતાપિરે,બીજી વિદ્યા વિષવેલ વ્યાપીરે.
રાયે જાણ્યું અકાર્યરે, તેડાવ્યા ગુરુ શુક્રાચાર્યરે;
ગુરુ મારૂં કુળ બગાડયુંરે, કોણે સુતને ઘેલુ લગાડયુંરે.
જો તમ સરખા અધ્યારૂરે, તો કાં લાજે કુળ મારૂંરે;
કહીએ પુત્ર પાધરૂં ભણોરે, ન ભણે તો ચોટી ખણોરે.
મારો કુંવર થયો કુળ બેડોરે, ચાબખે વાંસો ઉઝેડોરે;
તેણી વાતે હું રજિયાતરે, ન મૂકશો દિવસ ને રાતરે.
ગુરુ કહે સુણો મહારાજરે,અમો વૃદ્ધનું ન હોય કાજરે;
એ બાળક ગુણવંત જ્ઞાનીરે,રૂડું ભણતાં રીસ કરૂં શાનીરે.
શંડામર્ક છે મારો પુત્રરે, શીખવશે તે અંક સૂત્રરે;
હું ઘરડો ઘોળુ થયુ દાહુરે, કયમ બાળકને હાથ ઉપાડુરે.
હરિભક્ત આચાર્ય જાણ્યોરે,તે માટે ક્રોધ ન આણ્યોરે;
હરિભક્તને દમતાં નર્કરે, તેડાવ્યા પછે શંડામર્કરે.
ગુરુ સુતને કહે ભૂપાળરે, વૃદ્ધ વડે ન રહે નિશાળરે;
દયાસિંધુ શુક્રાચાર્યરે, ન સરે શાંતિથી કાર્યરે.
નેણ રાતાં રીસે જણાવોરે, ભય દેખાડીને ભણાવોરે;
પ્રહ્લાદ સાંભળતાં કહે રાયરે, ન ભણે તો દેજો શિક્ષાયરે.

રામનામ લખે જો હાથેરે, પ્રહાર કરજો બાંધી સ્તંભ સાથેરે;
જો ગોવિંદ ભૂધર ભાખેરે, તો હસ્તી આગળ નાખોરે.
જો કંઠે રાખે માળારે, તો સર્પ વળગાડો કાળારે;
જો મેળે વૈષ્ણવની ટોળીરે, ચઢાવી પર્વત નાખો ઢોળીરે.
જો મુખે કહે રામરામરે, તો જીવ્હાએ દેજો ડામરે;
જો તિલક ચીરે લેલાટેરે, તો ખાડ ખણીને દાટેરે.
જો સ્મરણી રાખે કરમાંરે, નાખો પાણ બાંધી સાગરમાંરે;
શ્રવણે તુલસી ધરે કો કાળેરે, તો કાનમાં સીસું ઢાળેરે.
જો અંગે છાપાં ચોઢેરે, લેઇ નાખો વાઘને મોઢેરે;
જો બેસે તુલસી ક્યારેરે, તો નાખો કૂપ મોઝારરે.
ભેટે અશ્વત્થ ભરી બાથરે, તો ભેટાડો ઉંના સ્થંભ સાથરે;
મનમાં જપે જો સારંગપાણરે, હૃદય ઉપર મૂકો પાષાણરે.
મેં કહ્યું તે કરજો ભુંડું ભણતાંરે, હું પ્રસન્ન પ્રલ્હાદને હણતાંરે;
ત્યારે બોલ્યો શંડામર્કરે, થાશે પાધરો અમારી ફર્કરે.
મારા ગુરુજી છો વિચિક્ષણરે, મૂકાવો એનું અપલક્ષણરે;
જો વિદ્યા મૂકે કૂડીરે, તમને દક્ષિણા આપું રૂડીરે.
એમ કહીને ગુરુ વળાવ્યારે, પ્રલ્હાદ નિશાળે આવ્યારે;
બેઠા થયા સહુ બાળરે, પ્રલ્હાદે ગજાવ્યા ગોપાળરે.
ગુરુ દેખતાં ભણે સૌ તોલેરે, ગુરુ વિના હરિ મુખ બોલેરે;
થયો સકળ વિદ્યાનો પાઠીરે, ગુરુ જાણે દુર્બુદ્ધિ નાઠીરે.
ગયા હિરણ્યકશિપુ ભણીરે, રાયજી આપો વધામણીરે;
કુળદીપ કુંવર તમારોરે, રાયજી શ્રમ જુઓ અમારોરે.
ભૂપ પામ્યા મન ઉલ્લાદરે, ધવ ધવ તેડાવ્યો પ્રલ્હાદરે;
આવો પુત્ર પ્રાણ પે વાલારે, વિસરી દુર્બુદ્ધિ કયમ કાલારે.
વિષ્ણુ ભજન ભલે ટાળ્યુંરે, તેં મારૂં કુળ અજવાળ્યુંરે;
આજ પુત્ર વંન હું કીધોરે, એવું કહી હૃદયા શું લીધોરે.
મુખથી મુક્તાફળ કાઢોરે, શિખ્યા તે ભણી દેખાડોરે;
પ્રલ્હાદ કહે ગુરુ પ્રતાપરે, ભણ્યો હું નારાયણ જાપરે.
બીજી વિદ્યામાં સાર ન દેખુંરે, શિખ્યો રામ નામ શુભ લેખુંરે;
ભલો ભણ્યો તે બ્રહ્મઅક્ષરરે, કકા તે કમળાવરરે.

શિખ્યો તે વિષ્ણુ સિદ્ધાંતરે, ભણ્યા મહાદેવ જેવા મહંતરે;
પિતાજી બોલ્યા જે ગોપાળરે, રાજાને લાગી જ્વાળરે.
ગુરુ પુત્રને દોષજ દીધોરે, તમો બાળ ઘણું ઘેલો કીધોરે;
શીખવ્યાં શત્રુનાં ચરિત્રરે, મારૂં કુળ કર્યું અપવિત્રરે.
તમો મોટા મળ્યા અધ્યારૂરે, શત મણ તેલે અંધારૂરે;
મુનિ કહે નથી મારો વાંકરે, નિશાળે તો ભણે છે આંકરે.
કીધો ધનુર્વેદનો પાઠરે, સભામાં ભૂલ્યો શો હાટરે;
પિતા કહે પુત્ર પાપીરે, તુને કોણે દુર્બુદ્ધિ આપીરે.
તુને શિક્ષા દીધી અનેકરે, કુળ બોળણ વંશ વક્રેકરે;
મારા શત્રુને કેમ ધાયરે, શત ખંડ કરૂં છુંન્યાયરે.
તવ હસી બોલ્યો હરિદાસરે, પિતા ભજો ભજો શ્રી અવિનાશરે;
રામ કૃષ્ણ કહો મન વાલેરે, કાળ મરડી નાખશે કાલેરે.
હવે વૃદ્ધ અવસ્થા વ્યાપિરે, થાઓ જગજીવનના જાપી.

વલણ.

જગજીવનના જાપ જપતા, હણે નહીં પિતા કાળરે;
પાવક પ્રકટ્યો પુત્ર વચને, કોપ્યો કૃતાંત કાળરે.

### કડવું ૮ મું–રાગ મારૂ.

હિરણ્યકશિપુ હઠે ચડ્યોરે, હાકટ્યો હરિદાસ;
બાંધો મારો તાડો પછાડોરે, જ્યાં લગી નિસરે શ્વાસ.
હરિ હરિ હસે છે પ્રલ્હાદ, પિતા પુત્રને લાગ્યો સંવાદ. ટેક.
રીસ ન કીજે રાયજીરે, કીડી ઉપર કુવાડો;
અભિમાન ન કીજે તાતજીરે, સૌને મરવાનો દાડો હરિ હરિ.
નારાયણનું નામ ન મુકુંરે, સુખે કેડો મારો હામ;
પ્રહાર કરો બહુ પેરનારે, રાખનારો મુને રામ. હરિ હરિ.
સેવકને આપી આગન્યારે, પુત્રનો આણો કાળ;
સુણીએ દેઉશ તમનેરે, જો જીવતો દેખીશ બાળ. હરિ હરિ.
એ સુત નોએ શત્રુ ખરોરે, મારા રિપુનું લે નામ;
આંખથી અળગો કરોરે, એ કુંવરનું નહિ કામ હરિ હરિ.

રામનામ લખે જો હાથેરે,પ્રહાર કરજો બાંધી સ્તંભ સાથેરે;
જો ગોવિંદ ભૂધર ભાખેરે, તો હસ્તી આગળ નાખોરે.
જો કંઠે રાખે માળારે, તો સર્પ વળગાડો કાળારે;
જો મેળે વૈષ્ણવની ટાળીરે, ચઢાવી પર્વત નાખો ઢોળીરે.
જો મુખે કહે રામરામરે, તો જીભ્હાએ દેજો ડામરે;
જો તિલક ચીરે લલાટરે, તો ખાડ ખણીને દાટરે.
જો સ્મર્ણી રાખે કરમાંરે, નાખો પાણ બાંધી સાગરમાંરે;
શ્રવણે તુલસી ધરે કો કાળેરે, તો કાનમાં સીસું ઢાળેરે.
જો અંગે છાપાં ચોઢેરે, લેઇ નાખો વાઘને મોઢેરે;
જો બેસે તુલસી ક્યારેરે, તો નાખો કૂપ મોઝારરે.
ભેટે અશ્વત્થ ભરી બાથરે, તો ભેટાડો ઉંના સ્થંભ સાથરે;
મનમાં જપે જો સારંગપાણરે, હૃદય ઉપર મૂકો પાષાણરે.
મેં કહ્યું તે કરજો ભુંડું ભણતારે,હું પ્રસન્ન પ્રલ્હાદને હણતાંરે;
ત્યારે બોલ્યો શંડામર્કરે, થાશે પાધરો અમારી ફર્કરે.
મારા ગુરુજી છો વિચિક્ષણરે, મૂકાવો એનું અપલક્ષણરે;
જો વિદ્યા મૂકે કૂડીરે, તમને દક્ષિણા આપું રૂડીરે.
એમ કહીને ગુરુ વળાવ્યારે, પ્રલ્હાદ નિશાળે આવ્યારે;
બેઠા થયા સહુ બાળરે, પ્રલ્હાદે ગજાવ્યા ગોપાળરે.
ગુરુ દેખતાં ભણે સૌ તોલેરે,ગુરુ વિના હરિ મુખ બોલેરે;
થયો સકળ વિદ્યાનો પાઠીરે, ગુરુ જાણે દુર્બુદ્ધિ નાઠીરે.
ગયા હિરણ્યકશિપુ ભણીરે, રાયજી આપો વધામણીરે;
કુળદીપ કુંવર તમારોરે, રાયજી શ્રમ જુઓ અમારોરે.
ભૂપ પામ્યા મન ઉલ્લાદરે, ધવ ધવ તેડાવ્યો પ્રલ્હાદરે;
આવો પુત્ર પ્રાણ પે વાલારે, વિસરી દુર્બુદ્ધિ ક્યમ કાલારે.
વિષ્ણુ ભજન ભલે ટાળ્યુંરે, તેં મારૂં કુળ અજવાળ્યુંરે;
આજ પુત્ર વંન હું ક્રોધીરે, એવું કહી હૃદયા શું લીધોરે.
સુખથી સુક્તાફળ કાઢોરે, શિખ્યા તે ભણી દેખાડોરે;
પ્રલ્હાદ કહે ગુરુ પ્રતાપરે, ભણ્યો હું નારાયણ જાપરે.
બીજી વિદ્યામાં સાર ન દેખુંરે,શિખ્યો રામ નામ શુભ લેખુંરે;
ભલો ભણ્યો તે બ્રહ્મઅક્ષરરે, કકા તે કમળાવરરે.

શિખ્યો તે વિષ્ણું સિદ્ધાંતરે, ભણ્યા મહાદેવ જેવા મહંતરે;
પિતાજી બોલો જે ગોપાળરે, રાજાને લાગી જ્વાળરે.
ગુરુ પુત્રને દેપજ દીધોરે, તમો બાળ ઘણું ઘેલો કીધોરે;
શીખવ્યાં શત્રુનાં ચરિત્રરે, મારૂં કુળ કર્યું અપવિત્રરે.
તમો મોટા મળ્યા અધ્યારૂરે, શત મણ તેલે અંધારૂરે;
મુનિ કહે નથી મારો વાંકરે, નિશાળે તો ભણે છે આંકરે.
કીધો ધનુર્વેદનો પાઠરે, સભામાં ભૂલ્યો શો ઠાટરે;
પિતા કહે પુત્ર પાપીરે,' તુને કોણે દુર્બુદ્ધિ આપીરે.
તુને શિક્ષા દીધી અનેકરે, કુળ બોળણુ વંશ વત્રેકરે;
મારા શત્રુને કેમ ધાયરે, શત ખંડ કરૂં જીવ્યાયરે.
તવ હસી બોલ્યો હરિદાસરે, પિતા ભજો ભજો શ્રી અવિનાશરે;
રામ કૃષ્ણ કહો મન વાલેરે, કાળ મરડી નાખશે કાલેરે.
હવે વૃદ્ધ અવસ્થા વ્યાપિરે, થાઓ જગજીવનના જાપી.

## વલણ.

જગજીવનના જાપ જપતા, હણે નહીં પિતા કાળરે;
પાવક પ્રકટયો પુત્ર વચને, કોપ્યો કતાંત કાળરે.

## કડવું ૮ મું-રાગ મારૂ.

હિરણ્યકશિપુ હઠે ચડયોરે, હાકટયો હરિદાસ;
બાધો મારો તાડો પછાડોરે, જ્યાં લગી નિસરે શ્વાસ.
હરિ હરિ હસે છે પ્રલ્હાદ, પિતા પુત્રને લાગ્યો સંવાદ. ટેક.
રીસ ન કીજે રાયજીરે, કીડી ઉપર કૂત્તાડો;
અભિમાન ન કીજે તાતજીરે, સૌને મરવાનો દાડો. હરિ હરિ.
નારાયણનું નામ ન મૂકુંરે, સુખે ફેડો મારો હામ;
પ્રહાર કરો બહુ પેરનારે, રાખનારો મુને રામ. હરિ હરિ.
સેવકને આપી આગન્યારે, પુત્રનો આણો કાળ;
સૂગીએ દેખશ તમનેરે, જો જીવતો દેખીશ બાળ. હરિ હરિ.
એ સૂત નોએ શત્રુ ખરોરે, મારા રિપુનું લે નામ;
આંખથી અળગો કરોરે, એ કુંવરનું નહિ કામ હરિ હરિ.

પ્રહ્લાદને મારવારે, આવ્યા સેવક કાળ કૃતાંત;
ઘોર રૂપ બીહામણારે, કડકડાવી લોહ દાંત. હરિ હરિ.
બાળકને બાંધી ચાલિયારે, લોક કરે ત્રાય ત્રાય;
માર પડે પિંડ ઉપરેરે, પ્રહ્લાદજી હસતા જાય. હરિ હરિ.
આણ્યો સાગર તીરપેરે,ઊંચો બાંધવા નાખ્યા પાશ;
વાંસા પર પડે સાટકારે, ઉછળે ને કહે અવિનાશ. હરિ હરિ.
ઊંધે મસ્તક બાધિયોરે, હેઠે પાવક જ્વાળ;
મુખ દાઝે હરિદાસનુંરે, ગાજીને કહે ગોપાળ. હરિ હરિ.
પ્રહાર દેખી પ્રહ્લાદનોરે, દેવ થયા દિગ્મૂઢ;
વાર કીધી વૈષ્ણવનીરે, ધાયા ગરૂડારૂઢ. હરિ હરિ.
પ્રહ્લાદના મસ્તક ઉપરેરે, આવ્યા વૈકુંઠ રાય;
અમૃત દૃષ્ટે નિર્ખિયુંરે, અભગ અમર થઇ કાય. હરિ હરિ.
ત્રીશળ ભાલા ભાગી પડ્યારે, થઇ બાંડી ખડગની ધાર;
હરિદાસ દાઝે નહીંરે, મુખમાં મૂકે અંગાર. હરિ હરિ.
શ્વાન વળગાડ્યા સાધુનેરે, વળી વળગાડ્યા વ્યાળ;
વિષ ન ચઢે હરિદાસનેરે, જેને ગારૂડી શ્રી ગોપાળ. હરિ હરિ.
મહિષ સાંઢ વળગાડિયારે, વળગાડ્યા મહા માતંગ;
વજ્ર અંગ વૈષ્ણવતણુંરે, સર્વે દંતુસલ થયા ભંગ. હરિ હરિ.
ઊના કરીને સાણસારે, ત્રોડયું સાધુનું અંગ;
કૃપા કમળા કાંતનીરે, થયો નવ રક્ત રંગ. હરિ હરિ.
હળાહળ ભરી આણિયુંરે, બોલ્યા અસુર અજ્ઞાન;
મૂકો નરહરિ નામનેરે, નનો કરો વિષ પાન. હરિ હરિ.
પ્રહ્લાદ હસીને બોલિયારે, મરતાં શા ઉચ્ચાટ;
નામ લેઇ હરિ નામનુંરે, વિષ પીધું ગડગડાટ. હરિ હરિ.
ઝેર લેર ચઢી નહીંરે, કીધું છે હારરસ પાન;
દેખી દાનવ દુઃખિયા થયારે, એ વૈષ્ણવ વજ્રસમાન. હરિ હરિ.
સ્તંભ ધિકાવ્યો લોહનોરે, તસ જ્વાળ જળહળ;
ભેટાડ્યા પ્રહ્લાદનેરે, સ્તંભ શીતળ હીમાચળ. હરિ હરિ.
પર્વત શૃંગે ચઢાવિયારે, ઊંચે જોજન સાત;
હરિભક્ત ઢોળી પાડીઓરે, ધર્યા હેઠે હારપે હાથ. હરિ હરિ.

હિરણ્યકશિપુને આવી કહ્યુંરે, બાળ કાળનો કાળ;
અમથી 'અર્થ સર્યો નહીંરે, અન્યને કહો ભૂપાળ. હરિ હરિ.
મહારાજે મન વિમાસિયુંરે, પ્રજાળું પજાવા માંય;
પ્રલ્હાદ પાવકમાં ઘાલિયોરે, શરીર ધમણે ધમાય. હરિ હરિ.
સોની ધિકાવે સુવર્ણનેરે, કુંભાર પુજાવે પાત્ર;
લુહાર ધિકાવે લોહનેરે, સમ ધિકે પ્રલ્હાદનું ગાત્ર. હરિ હરિ.
ભગનો કણુ ગાંગડું રહેરે, ત્યમ પજાવા માંય;
મોટે સાદે પ્રલ્હાદજીરે, હરિ હરિ ભણતો જાય. હરિ હરિ.
અસુરે બહાર કઢાવિયોરે, જોયું સુતનું શરીર;
જાણે નાહ્યો ગંગા વિષેરે, ભીનાં વસ્ત્ર ગળે બહુ નીર. હરિ હરિ.
દાનવ મન વિસ્મે થયારે, ભય પામ્યો અતિ રાય;
એ ઉછર્યો વારૂ નહીંરે, મારી રાજ્યની પદવી લઇ જાય. હરિ હરિ.
સેવકને આપી આગન્યારે, જ્યમ ત્યમ લ્યો એના પ્રાણ;
પ્રલ્હાદ સમુદ્રમાં બોળિયોરે, મૂક્યા હૃદે પર પાષાણ. હરિ હરિ.
ત્રીજે દહાડે કાઢીઓરે, કોરડાં વપુ વસન;
તેમ તન પ્રલ્હાદનુંરે, ગ્રહેતાં દાઝ્યા સેવકજન. હરિ હરિ.
દિગમૂઢ થયો દાનવપતિરે, કો કારણ રૂપ કુમાર;
સોંપી આપ્યો શંડામર્કનેરે, જુઓ ભણાવો બીજી વાર. હરિ હરિ.
હરિભક્ત ભણવા ગયોરે, રાજનીતિ નિધાન;
જ્ઞાન આપ્યું નિશાળિયાનેરે, કીધા આપ સમાન. હરિ હરિ.

વલણ.

આપ સરખા નિશાળિયા કીધા, સર્વે હરિગુણ ગાયરે;
જન પ્રેમાનંદ કહે કથા, થયો પંચમો અધ્યાયરે.

---

## અધ્યાય ૬ ઠો.

કડવું ૯ મું-રાગ રામગ્રી લહેકણી.

પ્રલ્હાદ ભણાવે બાળને, જ્યારે નહોય અધ્યારૂ;
અવિદ્યા મૂકો પ્રપંચની, ભણો ભણાવ્યું મારૂં-
સુણોરે બાળક બાપુઆ, ટાળોરે અજ્ઞાન;
ભજો ભજો પ્રેમ કરી, તારક શ્રી ભગવાન. સુણો૦

નિશાળ જાળ માયા તણી, અધ્યારૂ આહેડી;
તે જીવન ને તમો જીવડા, બેસાડ્યા તેડી. સુણો૦
આચાર્યને કામ દક્ષિણાનું, મોટો પ્રપંચ ભણાવે;
ગુરુ કીજે વીરલા સંતને, ભૂલી વાત જણાવે. સુણો૦
આંક વિદ્યા માઇકાંકલાં, ભણે કોણ ગયું ખાટી;
રામ નામ લખો શુભ લેખણે, અંતઃકર્ણ પાટી. સુણો૦
નિશાળ ધર્મશાળા ભલી, ચઢો મૂકી હડિયો;
ખડી ભરો નવધાભક્તિની, લેઇ શુભ કર્મ ખડિયો. સુણો૦
ગોપ કસ્ય બહુ જન્મનું, જીવ ફેરા ફરિયો;
ખોટ ગઈ વેપારમાં, એકું અર્થ ન સરિયો. સુણો૦
અગણિત વિદ્યા ભણીગણી,બહુ જન્મે આ ફળિયો;
ગુરુ કીધા તમો નવ નવા, પણ રામ ન મળિયો. સુણો૦
કુવિદ્યાને જે જે ભણે, તેને બૂડતા દેખું;
નામદાર એવો કો નહિ, આપે જમને લેખું. સુણો૦
ખોટા અધ્યારૂ ખોટા નિશાળિયા,ભણો ખોટી વાણી;
સાચી સંગત સંતની, સાચો સારંગપાણિ. સુણો૦
ગણીત વિદ્યા ભણી ભલી, કોણ ભવજળ તરિયો;
શીખ્યું મેળ્યું સર્વ ધૂળમાં, જો વિવેક ન કરિયો. સુણો૦
બારાક્ષરી પદ બારનો, હ્રસ્વ દીર્ઘ ને જાણો;
વ્યાપક અક્ષરનો ગુરુ, ઊર માંહે ન આણો. સુણો૦
બે અક્ષર બાવન વિષે, તેને ખોળી લીજે;
સુંદર રસ છે સાતમો, તેણે રામજી રીજે. સુણો૦
ત્રણ અમુલક વસ્તુ જે, તે શ્રીપતને સમર્પો;
ભૂધર ભૂખ્યો ભાવનો, તન મન ધનને તરપો. સુણો૦
રાય નિત્ય ભણે ન્યાયને, ખટશાસ્ત્ર ને વેદ;
ઉહોળી જોયું ડાપણ કરી, પણ જાણ્યો ન ભેદ. સુણો૦
પંડિત પોઠી જાણવા, ખાએ ગત વિના ગોથાં;
પ્રેમ વિના પોથી વહે, તે સરવે થોથાં. સુણો૦
જન્મ મર્ણ મહા દુઃખ તણી, પહેરી પાગે બેડી;
દેઈ ૧.ઉપદેશજ સદ્ગુરુ, સઘ નાખે ફેડી. સુણો૦

જનનીની જઠરાગ્નિ વિષે, ઉંધે મસ્તક રેવું;
ઝકઝ્યો કરઝ્યો કરમિષે, નર્કનું મહા દુઃખ સેવું. સુણો૦
મળ મૂત્ર દુરવાસના, વેદના દશમાસ;
રાત્ર દિવસ નિદ્રા નહીં, સાંધિ કાઢયો અવિનાશ. સુણો૦
ભજન ભૂલ્યો ભગવાનનું, વિસર્યો વેદનાય;
ચર્ણ પંગુ સુખ મૂકતા, દુઃખ નવ કેવાય. સુણો૦
વાચા થઈ વિદ્યા ભણ્યો, આવિયું યૌવન;
માત તાતે પરણાવિયો, વહાલી સ્ત્રી જન. સુણો૦
મોહ પામ્યો મહિલા વિષે, પેટ પડિયાં તન;
ચિંતા થઈ ચિત્તને વિષે, મારે જોઇએ ધન. સુણો૦
રાત દિવસ રળતો ઘણું, તોય મન ન ધરાય;
વૃદ્ધ કાયા થઈ જાજરી, વાધી લલુતાય. સુણો૦
ધ્રુજે પગ નાસા ગળે, પડ્યા દાંત બધિર;
તેજ ઘટ્યું નયણાં તણું, પડ્યો રહે મંદિર. સુણો૦
બેઠો સાચવે બારણું, હીંદોળે બાળ;
મન જાણે હું ઘર ધણી, એવી માયા જાળ. સુણો૦
માયા જાળ જંજાળ એ, જુગતે જુઓ બાળ;
મર્ણ તણી પ્રભુ ટાળશે, ભજતે ઘટમાળ. સુણો૦
નિશાળિયા સહુ ગાજીઆ, નાખ્યા પાટી ખડિયા;
ઉપદેશ આપ્યો પ્રલ્હાદજિયે, સહુ પાગે પડિયા. સુણો૦
તમો ગુરુ અમો વિદ્યાર્થી, બ્રહ્મજ્ઞાન ભણાવો;
શંડામર્ક નર્ક પામીએ, તમો તત્વ જણાવો. સુણો૦
સત્સંગત ભક્તિ થઈ, મુક્તિના ભોગી;
પરીક્ષિત પ્રલ્હાદ જે ભણ્યા, તે કહે શુક જોગી. સુણો૦

વલણ.

શુક જોગી કહે રાયને, સુણતાં હોય ઉલ્લાદ રે;
બત્રિશ અક્ષરે કરી ભણે, કક્કો શ્રી પ્રલ્હાદ રે.

### કડવું ૧૦ મું-રાગ દેશાખ-ઢાળ ઉલટો.

કકે ભણુ કરણા કર, ખખે ખાણુ ભ્રમણુ દુઃખ જાય;
ગગે ગા ગોવિંદ, ઘઘે ઘાસે નહીં ધ્યાય.

નને નારાયણ જપી, ચચે ચિંતન તો કરીએ;
છછે છે હુંકડલો, જજે જાળ થકી તરીએ.
ઝઝે ઝાઝું શું કહું, નને નરહરિ મન ધરીએ;
ટટે રાળુ ઠગ જગતું, ઠઠે ઠાકોરથી ઠરીએ.
ડડે ડગવું મહિલા મેલી, ઢઢે ઢોળી દે ધધો;
ણકાર ત્રણ લીટીનો, તતે ત્રણગુણ તે ફંદો.
થથે થડને સહાની, દદે દામોદર કેરૂં;
ધધે ધરણીધરને, નને નરકે શું હેરૂં.
પપે પ્રભુની પ્રીતે, ફફે ફેરા નવ ફરીએ;
બબે બીજી વાર, ભભે ભવ નવ અવતરીએ.
મમે મુકુંદ મોરારી, જજે જુગત કરી ભાખો;
રકાર અક્ષર રામ, લલે લેહ તેની રાખો.
વવે વાસુદેવ નામને, શશે શામાટે મૂકો;
ષષે ખાધશ માર, સુંદર શિક્ષા કાં ચૂકો.
હકાર હુ તું મેલી, અંતર અવિદ્યા હરીએ;
શિક્ષા દે પ્રલ્હાદ, ભાઈ એવું રે ભણીએ.
બાકી ભણે ને મીંડું, તે તમો જાણજો શૂન્યકાર;
આંક વિના જે મીંડું, તે સહુ ખોટો છે વ્યાપાર.
સાધન સઘળાં શૂન્ય, હરિ વિના અર્થ કશો નવ સરે;
સઘળાં આવે કામ, આગળ આંકજ ધરે.
કાયા વાચા મન ઇંદ્રિય, બુદ્ધિ પ્રકૃતિ સ્વભાવ;
તેણે કરી સુકૃત કરવા, લાધ્યો છે શુભ દાવ.
એવાં જે સાધન, સમર્પો ન્યારા રહીએ;
પ્રેરક પરમાત્માય, આપદા સ્વભાવ ગ્રહીએ.
હરિ વિના અંતોદક, ગણ મળ મૂત્રથી માઠું;
હરિ વિના અન્ન ને ગાન, તેનું ગાન ગણો નાઠું.
હરિ વિના અન્ય ઉચ્ચાર, તેની જીવ્હાએ છે તાળું;
હરિ વિના કો કહે ઉજ્વળ, તેનું કાલ થશે કાળું.
હરિ વિના જે જે ચાતુરી, તે સહુ ચૂલામાં પડશે;
હરિ વિના બળિયા જેહ, તેને કાળ કાલ નડશે.

માત તાત ને ભ્રાત, પ્રેમદા પોતાના જાયા;
ધન ધરણી ને ધામ, કાયા ખોટી એ માયા.

વલણ.

ખોટી માયા સર્વથા, જૂઠે ઉપજે જાનરે;
દીપથી દીપ થાયે, એમ કીધા આપ સમાનરે.

**કડવું ૧૧ મુ-રાગ દેશાખ-ચાલ ટુકડી.**

વદતા નારદ મુન્ય, હરિ હરિ. સુણ્ય યુધિષ્ઠિર રાજન; હરિ હરિ.
એમ કહે રાજ્યકુમાર, હરિ હરિ. અસત્ય આ સસાર. હરિ હરિ.
બ્રહ્મ સનાતન ભણિયે, હરિ હરિ. હું તું ભાવને હણિયે; હરિ હરિ.
મોહ માયાને જીતો, હરિ હરિ. બાળ અવસ્થા ચેતો. હરિ હરિ.
બાળક થઇ જો રમિયે, હરિ હરિ. ભક્તિ વિના ભવ ભમિયે; હરિ હરિ.
શત વર્ષ આવરદાયે, હરિ હરિ. અર્ધે જાએ નિદ્રાયે. હરિ હરિ.
પછે રહ્યાં પચાશ, હરિ હરિ. તેનો શો વિશ્વાસ; હરિ હરિ.
દશ બાળપણામા જાય, હરિ હરિ. પચ ભણે વિદ્યાય હરિ હરિ.
દશ સગે સ્ત્રીજન, હરિ હરિ. દશમે લાવતો ધન; હરિ હરિ.
દશ અસત્યે જાય, હરિ હરિ. પચ કરે કલ્પનાય. હરિ હરિ.
યૌવન વહાલી નારી, હરિ હરિ. જીવ વિષય વિહારી; હરિ હરિ.
કામરસ અતિ કૂડો, હરિ હરિ. પ્રાણ વિષયમા બૂડો. હરિ હરિ.
ભાવ ભક્તિ નવ ભાવી, હરિ હરિ. વૃદ્ધ અવસ્થા આવી; હરિ હરિ.
લોભ લલુતા વાધી, હરિ હરિ. જીવ થયો અપરાધી. હરિ હરિ.
લાગ્યો ઘર જંજાળ, હરિ હરિ વિસર્યા શ્રી ગોપાળ; હરિ હરિ.
આયુશની આશા તજિયે, હરિ હરિ. બાળપણે હરિ ભજિયે. હરિ હરિ.
જીવ જાણે ધન જોડું, હરિ હરિ. ન જાણે આયુ થોડું; હરિ હરિ.
વૃદ્ધ સમે કરીશું સ્મરણ, હરિ હરિ. એવે અધવચ આવે મરણ. હરિ હરિ.
વિદ્યુત યથા તમાલ, હરિ હરિ. એમ આવે કાળ; હરિ હરિ.
મરી અવતરવું નેટ, હરિ હરિ. દોહલુ જનની પેટ. હરિ હરિ.
કર્મે કરડે નર્કે રૂધે, હરિ હરિ રહેવુ મસ્તક ઊંધે; હરિ હરિ.
જીવ પડયો કર્મ જાળે, હરિ હરિ. જઠરાગ્નિ પ્રજાળે હરિ હરિ.
એવી ચોરાશી ઘટ માળ, હરિ હરિ. નાના વિધિ જંજાળ; હરિ હરિ.

અનંત ધરવી કાય, હરિ હરિ. પડવું મહા દુઃખ માંય. હરિ હરિ.
વનસ્પતિ ભાર અઢાર, હરિ હરિ. ગણુતે ન આવે પાર; હરિ હરિ.
પશુ તણા અવતાર, હરિ હરિ. અવતરવું વારંવાર. હરિ હરિ.
જળ જંતુનું થાવું, હરિ હરિ. જીવ જંતુનું ખાવું; હરિ હરિ.
સર્પ ને કીટ પતંગ, હરિ હરિ. મોટો દેહ માતંગ. હરિ હરિ.
શ્વાન શુકર ઘટ લક્ષ, હરિ હરિ. ભુંડું કરવું ભક્ષ; હરિ હરિ.
પેટ ભરી નવ ધ્રાવું, હરિ હરિ. માટે ગોવિંદ ગાવું. હરિ હરિ.
કોણ મૂકાવે ત્યાંથી, હરિ હરિ. ભજન વિના સુખ ક્યાંથી; હરિ હરિ.
જનમ મરણ દુઃખ મોટું, હરિ હરિ. સંસારનું સુખ ખોટું. હરિ હરિ.
સુણી પ્રલ્હાદ વચન, હરિ હરિ. બાળક થયા પ્રસન્ન; હરિ હરિ.
સરવે લાગ્યા પાય, હરિ હરિ. અતિ ક્રોધી કરૂણાય. હરિ હરિ.
દૈતા પ્રદક્ષિણાય, હરિ હરિ. સ્તુતિ કરે ગુણ ગાય; હરિ હરિ.
ઉલટ મન અતિ થાય, હરિ હરિ. ઓળખ્યા પરમાત્માય. હરિ હરિ.
સદ્‌ગુરુ તમો અમારા, હરિ હરિ. સેવું ચરણ તમારા; હરિ હરિ.
અમો કશે નવ રીઝું, હરિ હરિ. ભઠ પડો ભણવું બીજું. હરિ હરિ.
શોક રૂપ સસાર, હરિ હરિ. મિથ્યા મસ્તક ભાર; હરિ હરિ.
કઠણ કાળનો માર, હરિ હરિ. અમો ઉતર્યા ભવપાર. હરિ હરિ.
પામ્યા આત્મજ્ઞાન, હરિ હરિ. મૂકે નહીં હરિધ્યાન; હરિ હરિ.
એકેકને દેછે માન, હરિ હરિ. કરતા ગોવિંદ ગાન. હરિ હરિ.
શુક કહે સુણ રાય, હરિ હરિ. પામ્યા વૈષ્ણવતાય; હરિ હરિ.
નિશાળિયા ગુણ ગાય, હરિ હરિ. નમે પ્રલ્હાદને પાય. હરિ હરિ.
મૂક્યાં કર્મ પ્રજાળી, હરિ હરિ. નાચે વજાડે તાળી; હરિ હરિ.
ગુરુની લજ્જા લોપી, હરિ હરિ. કંઠ માળા શીર ટોપી. હરિ હરિ.
નિશાળ ગુરુની ભાગી, હરિ હરિ. નિશાળિયા કીધા વિરાગી; હરિ હરિ.
ભવની ભાવટ ભાગી, હરિ હરિ. રામ સાથે લેહ લાગી. હરિ હરિ.
પાટીને ખડિયા મૂક્યા, હરિ હરિ. નિશાળિયાએ શંખ ફૂક્યા; હરિ હરિ.
ગુરુ પ્રલ્હાદ પ્રતાપ, હરિ હરિ. તિલક મુદ્રાને છાપ. હરિ હરિ.
પ્રલ્હાદના પાગ પખાળે, હરિ હરિ. અસુર કુળ અજવાળે; હરિ હરિ.
સહુ થયા સહોદર, હરિ હરિ. કંઠે તુલસી ટોડર. હરિ હરિ.
વિસરી ગમો પરિવાર, હરિ હરિ. અસત્ય જાણે સંસાર; હરિ હરિ.

ગયા કરમ કલેશ, હરિ હરિ. 'હાદને ઉપદેશ. હરિ હરિ.
પ્રલ્હાદે તત્વજ ગાયું, હરિ હરિ. અમૃત સહુને પાયું; હરિ હરિ.
જ્ઞાન ખડગને સાર્યું, હરિ હરિ. અંતર તિમિર છેદાયું. હરિ હરિ.
ક્રોધ થકી નવ બીન્યા, હરિ હરિ. રામ રસાયણ ભીન્યા; હરિ હરિ.
સોર કરે સહુ ત્રાડે, હરિ હરિ. નાચે ને તાળી પાડે. હરિ હરિ.
કૃષ્ણ કહે કરજોડે, હરિ હરિ. સાંભળી અધ્યારૂ દોડે; હરિ હરિ.
ભાગી દીકી નિશાળ, હરિ હરિ. ગુરુ કને આવ્યા બાળ. હરિ હરિ.
ગુરુજી પરમ દયાળ, હરિ હરિ. ભણો ભણો શ્રી ગોપાળ; હરિ હરિ.
રખે રાખો મન વેરો, હરિ હરિ. ટોપી માળા પેરો. હરિ હરિ.

વલણ.

પેરો માળા ગુરુ તમો, આચાર્ય વિસ્મે થાય રે;
જન પ્રેમાનંદ કે કથા, થયો ૫૪મો અધ્યાય રે.

---

## અધ્યાય ૭ મો.

### કડવું ૧૨ મું–રાગ રામગ્રી.

શુકજી બોલ્યા સુણ રાજનજી, જ્ઞાનની શિક્ષા એ આખ્યાનજી;
આશ્ચર્ય પામ્યો ગુરુનો બાળજી, બધિ વૈષ્ણવી નિપની નિશાળજી.

ઢાળ.

નિશાળ મારી ભક્તે ભાગી, સર્વ ને લાગી લેહ;
નિશાળિયા ઘેલા થયા, રામ કૃષ્ણ વદને કેહ.
પ્રલ્હાદ તેડયા શંડામર્કે, પૂછયું ગુરુ ભગવાન;
ઉપદેશ તુને ક્યાંથી હવો, કેહે કયાથી આવ્યુ જ્ઞાન.
પ્રલ્હાદ વળતું બોલિયો, હવો નારદનો ઉપદેશ
જ્ઞાન પામ્યો પરબ્રહ્મનુ, ઓળખ્યા છે સર્વેશ;
પ્રશ્ન કીધું પરીક્ષિતે, કહો શુક ભગવાન;
નારદજીએ ઉપદેશ કયાથી, કેમ આપ્યું જ્ઞાન.
અસુર સુતને અધ્યાત્મયે, આશ્ચર્ય સરખી વાત;
નારદજીને કયાં મળી, પ્રલ્હાદજીની માત.

શુભ પ્રશ્ન પૂછ્યું સાધુ રાજા, શુંઝ કહું એહ;
વ્યાસ ચર્ણ પ્રતાપથી, નિવર્તશે સંદેહ.
હિરણ્યકશિપુના ભય થકી, દેવ ગયા વનમાંજ;
અસુરપતિયે એક છત્રે, કીધું સ્વર્ગનું રાજ.
આણુ વર્તિ ત્રયલોકમાં, આધિન સર્વ સંસાર;
યુદ્ધે જીતી નવ શકયા, તવ અમરે કર્યો વિચાર.
વાસવે વરસાત વાર્યાં, વાર્યા વહ્નિ ભાન;
અગ્નિ આદિત્યઉદક વિના, કયમ કરશે રાજધાન.
વનસ્પતિ પોષવી નહીં, સુરે વાર્યો ચંદ્ર;
કષ્ટ કીધું સૃષ્ટને, જવ દુષ્ટે દાધ્યો ઇંદ્ર.
હાહાકાર સંસારમાં, ઉદે હવો અંધકાર;
જળ ને વહ્નિ મળે નહિ, અસુરે કીધો વિચાર.
રિપુ શક્રે કેર કીધો, હું ધરૂં અજનું ધ્યાન;
હિરણ્યકશિપુએ કપોળમાંથી, ઉદે કીધો ભાન.
નેત્રમાંથી વહ્નિ પ્રકટયો, પ્રસ્વેદથી મેહ;
કાર્ય ચલાવે સૃષ્ટિનું, રાયે ઉદે કીધા તેહ.
તાળુએથી ચંદ્ર પ્રકટયો, અમીનો ભંડાર;
હિરણ્યકશિપુના તપો બળથી, સુખ પામ્યો સંસાર.
પ્રબળ બળ દૈત્યનું દેખી, ટળ્યા અમર અહંકાર;
હિરણ્યકશિપુ તપને ગયો, કીધો મન વિચાર.
શશિ સૂર્ય પાવક પરજન્ય, રહેશે થોડા દન;
કીધી વસ્તુનું આયુષ વાધે, હું ધાઉં ચતુરાનન.
સાગર ત્રટે અસુર બેઠો, ધરી બ્રહ્મનું ધ્યાન;
મંદરાચળની ગુફા સેવી, એકાંત વન ઉદ્યાન.
બહુ કાળ તપ તીવ્ર કીધો, વિધિયે આપ્યો વર;
મૂળ આદિત્ય ઇંદુ પ્રકટ થાશે, પરજન્ય વૈશ્વાનર.
વરદાન પામી વળ્યો રાજા, સાંભળ પરીક્ષિત રાય;
દેવતાએ ઉત્પન કીધો, એવા અંતર માંય.
રિપુ તપને ગયો જાણી, દેવ પડિયા ત્રૂટી;
હિરણ્યકશિપુનું નગ્ર સર્વે, દેવે લીધું લૂટી.

લેઇ કરીને દેવ સર્વે, આવ્યા સ્વર્ગ મોઝાર;
શુભસતી હતી ગર્ભવતી, હિરણ્યકશિપુની નાર.
તેના ઉદરમાં બાળ હુતો, રહ્યો અધોમૂખ;
પીડાતી જાણી પ્રેમદા, ધાઈ આવ્યા નારદ રૂખ.
નારદ કહેછે ઇંદ્રને, એ અબળાનો અવતાર;
સાધવી છે સગર્ભા, આપણા કામનો કુમાર.
એવું કહીને માગી લીધી, નારદ ગયા નિજ ઘેર;
સ્વાગત કીધું સાધવીનું, ગણી પુત્રી પેર.
નારીએ ઘણું સ્તવન કીધું,માનભાવ ઋષિ મારાજ;
રિપુ દેવથી મૂકાવી તમો, રાખી મારી લાજ.
દોહલી વેળા દયા કીધી, તમો પિતા સમાન;
નારદજી તમો આપિયું, આ ગર્ભને પ્રાણદાન.
નારદ કહે તારા ઉદર વિષે, છે કુંવર હરિનો દાસ;
તે માટે અમો રક્ષા કીધી, થયા પૂર્ણ તારે માસ.
એમ કહીને અબળા રાખી, હિત કરી ભગવાન;
મન ઇંદ્રી વશ હોય ત્યારે, ગર્ભને કહે જ્ઞાન.
પરમ ભક્ત ભગવાનનો, થઈ સાંભળવાની શક્તિ;
દ્દઢાવ ભાવે ભણ્યો બાળક, ઉપની હરિ ભક્તિ.
ઉપદેશ ઉગ્ર નારદ તણો, થયાં આત્મદર્શન;
માત કૂખે રહ્યો કરતો, કુંવર હરિ કીર્તન.
હિરણ્યકશિપુ આવ્યો તપ કરી, નારદે સોંપી નાર;
પછે પુત્ર પ્રસવ થયો, તે ભણે દેવમોરાર.
શુક કહે પરીક્ષિતને, પ્રલ્હાદજી હતા તેહ;
ગર્ભને નારદે જ્ઞાન આપ્યું, રાય કેહે ટળ્યો સંદેહ.
મહાપુરૂષ મળ્યા વિના, નવ આવે બ્રહ્મજ્ઞાન;
યુધિષ્ઠિર કહે નારદને, ધન્ય છો ભગવાન.
ઉપકારી છો વેણાધારી, કીધાં ઘણાં કામ;
પછે શંડામર્કે શું કર્યું, કહો પ્રલ્હાદના ગુણગ્રામ.
શુક કહે પરિક્ષિતને, નમ્યા પ્રલ્હાદ ગુરુને પાય;
માત ગર્ભે જ્ઞાન પામ્યો, નારદ ચર્ણ પસાય.

વલણ.

નારદ ચર્ણ પસાય પામ્યો, સાંભળો ઋષિ રાયરે;
ભટ-પ્રેમાનંદ કહે કથા, થયો સપ્તમો અધ્યાયરે.

---

## અધ્યાય ૮ મો.

### કડવું ૧૩ મું-રાગ ગોડી.

શંડામર્કે કીધો વિચાર, સાધુ કુળ વ્યતિરેક કુમાર;
જેને વાહલું વિષ્ણુ ચરિત્ર, સંગતી કરતે થયો પવિત્ર.
ક્રોધ કરવો ન ઘટે મને, તેડી જાઉં રાજા કને;
પ્રલ્હાદ સાથે નિશાળીઆ, સહુને તેડી ગુરુ ચાલીઆ.
માર્ગમાં બોલે હરિ નામ, મળે તેને કરે રામ રામ;
પ્રલ્હાદ સાધુ સભામાં ગયા, પિતા સન્મુખ ઉભા રહ્યા.
શંડામર્ક કહે રાજન, કહ્યું ન કરે તારો તન;
ભણવા વાળો નહોય એ બાળ, વણસાડી મારી નિશાળ.
નિશાળિયાને હરિ મહાત્મ કહ્યું, મૂળગું જીવન મારૂં ગયું;
સઘળા કહે ગાંહો માહ રામ, મુને લેવરાવે હરિનું નામ.
કેમ વેહાએ ઉનમાદ, હિરણ્યકશિપુએ તેડયો પ્રલ્હાદ;
સન્મુખ રાખી પૂછે તાત, કાં રે ગુરુ શી કેછે વાત.
અધ્યયન શું કીધું ગુરુ મળે, ભણી દેખાડો તે મુજ આગળે;
પ્રલ્હાદ કહે સાંભળિયે તાત, વિષ્ણુ મંત્ર શીખ્યો સાક્ષાત.
નરહરિ નાથ નારાયણ હરિ, મંત્ર પાઠ કરૂં ધ્યાન;
ગુણસાગર ગોપાળ ગોવિંદ, માધવ શ્રી ... ન ઉદ્યાન.
ભક્તવત્સળ શ્રી ભગવંત, કૃષ્ણ ... ધિયે આપ્યો વર;
રમ્ય રામ રાજિવલોચન, કૃપા ... પરજન્ય વૈશ્વાનર.
અવિગત ગતિ કળી નવ જાય, ... સાંભળ પરીક્ષિત રાય;
પિતાંબર ધારી મધુસૂદન, એવા અંતર માંય.
શંખચૂડ વિડારણ નાથ, પ્રભુ... ... થી, દેવ પડિયા ચૂટી;
એ મંત્ર પાઠ અંતર આણું, ... સર્વે, દેવે લીધું લૂટી.

એ વિદ્યા મેં અધ્યયન કરી, પિતાજી મુખ બોલો હરિહરિ;
રામ કૃષ્ણ વાણી ઉચ્ચરો, તાતજી તો ભવસાગર તરો.
હરિ હરિ બોલ્યા સૌકો બાળ, હિરણ્યકશિપુને લાગી જ્વાળ;
બાળ કાળ આવ્યો હવે તુને, હરિ નામ લેવરાવે મુને?
હૃદયે ધ્યાન તું જેનું ધરે, તે દેવ મારી સેવા કરે;
વશ કીધા મેં દશ દિક્પાળ, હિરણ્યકશિપુ હું કાળનો કાળ.
જીત્યા હિરણ્યગર્ભ હર હરિ, એક સૂત્રે સૃષ્ટિ મેં કરી;
મારી સત્તાએ વાય પવન, મારી સત્તાએ વરસે ઘન.
મારી સત્તાએ સૌ જાગે સૂવે, મારી સત્તાએ સાગર ધૂધૂવે;
મારી સત્તાએ વિધિ લખે લેખ, મારી સત્તાએ ધરા ધરે શેષ.
મારી સત્તાએ સૂર્ય તે તપે, તો મુને મૂકી તું કોને જપે?
માળા ધરી લે તું મારૂં નામ, હું પરમેશ્વર હું પરમ ધામ.
ચરિત્ર મારૂં ભાવે ભાખ, તુલસી માળા ત્રોડી નાખ;
વૈષ્ણવ થઇ લજાવ્યો હુંય, કુળ મારામાં કોયલો તુંય.
વણસાડયો વેષ વૈષ્ણવ થઇ, મારા કુળમાં કોણે રમર્ણું અહીં;
પુત્ર પાપી પેટે પડયો, રિપુ મંત્ર ક્યાંથી આવડયો.
અસુર વાણી તારી સાભળી, શ્રવણમાં ઘાલું આંગળી.

વલણ.

શ્રવણ બેહુ પૂરીએ, કયમ સાંભળું હરિ નામ રે;
પ્રહ્લાદ વળતું બોલિયો, તાતને કરી પ્રણામ રે.

કડવું ૧૪ મું-રાગ પંચમ.

શુકદેવજી બોલ્યા વાણ, પાણ જોડી કરી રે;
ગર્ભને નારે વિચારો વાત, બોલો હરિ હરિ રે. ટેક.
મહાપુરૂષ મળે, માન નવ કીજીએ રે;
યુધિષ્ઠિર કહે નીં, મર્ણથી બીજીએ રે.-બોલો હરિ હરિરે.
ઉપકારી છો વેણાધા હું થઇને ફરો રે;
પછે શંડામર્કે શું કર્યું, મન વિચાર કરો રે. બોલો.
શુક કહે પરિક્ષિતને, ન પ્રપંચે ભર્યો રે;
માત ગર્ભે જ્ઞાન પામ્યો, પત્તાને આવર્યો રે. બોલો.

માયાના વિલાસ, ભૂપ ભૂલા ભમો રે;
ચંચળ પામી રાજ્ય, વિશ્વને શું દમો રે. બોલો.
મધ્યાહ્ન દ્રુમની છાંય, પ્રાય આયુ એવું રે;
એવા ઉપર તાત, કોને દુઃખ દેવું રે. બોલો.
દાન દયા ઉપકાર, સાધન કીજીએ રે;
મરવું છે નિરધાર, જમથી બીજીએ રે. બોલો.
કોણ ગયા કોણ જાશે, અવનિને વિખે રે;
જીવવું છે ચિરકાળ, તાત જાણો રખે રે. બોલો
ગિરિ તરૂવરને સિંધું, તેને કાળ ગ્રહે રે;
પિતાજી વિચારો વાત, કુશળ કયમ રહે રે. બોલો.
અજ આદિત્ય ઇંદુ, અંતે તે પડે રે;
મરવું દેખો વિશ્વ, આંખ ન ઉઘડે રે. બોલો.
આવરિયું અંધકાર, મોહની રાતડી રે;
સ્વપ્રવત સંસાર, રહેશે વાતડી રે. બોલો.
આવ્યો હાલો જાશે, હાલો જીવડો રે;
ઓચિંતુ માથે મણું, વાયુપે દીવડો રે. બોલો.
અંજલિનું નીર, આયુ જાએ વહ્યું રે;
કોની વતી જીવતવ્ય, રાખ્યું નથી રહ્યુ રે. બોલો.
જંજાળે ખોયો જન્મ, ભવ બોળિયો રે;
બંધાયો આશા ફંદ, જેમ કરોળિયો રે. બોલો.
સંસાર તણું સુખ દુખ, તે દેખો ઘણું રે;
છતે નેત્રે અંધ, ભુલે ઘર આપણું રે. બોલો.
ભગવત સંગત સાધુની, ભાવે કીજીએ રે;
હરિરસ અમૃત પાન, પ્રેમે પીજીએ રે. બોલો.
સર્વ ભૂત ઉપર સમદષ્ટ, નેહે નિરખિયે રે;
કારમા ભવના ભોગ, જોઇ નવ હરખિયે રે. બોલો.

વલણ.

હરખિયે નહિ સુખ સ્વપ્નસમ દેખી, એ શિક્ષા કહું ફરી ફરી રે;
પ્રહ્લાદજી કહે પિતાજી બોલો, હરખ સાથે હરિ હરિ રે.

## કડવું ૧૫ મું–રાગ સામેરી.

શિક્ષા સુતની સાંભળી, દૈત્ય રાજાની દેહ પ્રજળી;
જ્વાળા મનમાં લાગી, જુઓ સુને કરેછે વૈરાગી.

### ઢાળ.

વૈરાગ્ય મુજને પુત્ર આપે, કર્મ કોને કહિયે;
છન્નું લક્ષ વર્ષ મેં રાજ્ય કીધું, હવે જોગી થઇયે.
અઠયાસી સહસ્ર મેં ઋષિ જોયા, બ્રહ્માંડ ત્રણ જોઇ વળ્યો;
કોણે ન કહ્યું જ્ઞાન મુજને, પ્રલ્હાદ ગુરુ મોટો મળ્યો.
લાજે નહિ ઉપદેશ દેતાં, બોલતો નવ બિયે બાળ;
જગત જીતી વશ વર્તાવ્યું, મુને શું કરે કાળ.
પ્રલ્હાદ વળતું બોલિયા, તમો જગત જીત્યું ભૂપતિ;
પંચ સુભટ ષટ રિપુ પુઠે, તમો તે જીત્યા નથી.
કામ ક્રોધ મત્સર મોહ, મોટો અરિ અહંકાર;
લોભ લૂટી લે રે સર્વેથી, ન પહોચે બુધ ને વાર.
એકાદશ ઇંદ્રી નથી જીતી, કરો કુડી કરણી;
કર્મ ભારે બુડશો રે, તરશો કયમ વૈતરણી.
દશે દિશ તમો યુદ્ધે જીતી, વશ કીધાં બ્રહ્માંડ;
વિશ્વ પીડ પિતાજી છે, દોહલો જમ દંડ.
શું નાચો મર્કટ થઇ, નચાવે માયા પાપિણી;
વિષય વિષ ચઢયું પિતાજી, ડસશે તૃષ્ણા સાપિણી.
ભોગ ભવનને ભામની, સ્વપ્નસમ જાણી તજો;
અભિમાન મમત્વ મૂકી કરી, ભગવાનને ભાવે ભજો.
પડયા જાળે અંધકાળે, સગુ નહિ કો હરિ વના;
જે રામ નામ ભણે નહિ, છેદાય તેની રસના.
પ્રલ્હાદ વચને પાવક પ્રકટયો, પિતા બોલ્યો વાણી;
સેવકને આપી આગન્યા, એને સ્તંભે બાંધો તાણી.
કહેતામાં અસુર ઉઠી ધાયા, મુખે કરી સિંહનાદ;
તાણી બાંધ્યો સ્તંભ સાથે, દાનવે પ્રલ્હાદ.
ત્રય લોક માંહે હાક વાગી, હવો હાહાકાર;
વિશ્વ કહે વૈષ્ણવની વારે, ચઢો વિશ્વાધાર.

પરમહંસ પીડાએ પરબ્રહ્મ, પ્રભુ કરજો પક્ષ;
બાંધ્યો થકો હરિદાસ હસે, લક્ષ્મીકાંત સાથે લક્ષ.
નગ્ર નિવાસી મળ્યા જોવા, અમર અંતરિક્ષ જોય;
પ્રલ્હાદજીની માવડી તે, બંધન દેખી રોય.
કાલા કૂખે કાં પડયો, મંદભાગ્યણી હું માત;
ભક્તિ ન ધરે વિષ્ણુની, જો પતિત માથે તાત.
હાકી બોલ્યો હરિણ્યકશિપુ, કયાં છે તારો રામ;
પ્રલ્હાદ કહે વ્યાપિ રહ્યો છે, નથી અળગો ઠામ.
કોણ માત તાત જ્ઞાત તેની, ગોત્ર કુળને કર્મ;
પ્રલ્હાદ કહે કહેવાય નહિ, વ્યાપક શ્રી પરબ્રહ્મ.
બ્રહ્મ કોણ છે હું વિના, વ્યાપિ રહ્યો છું હુંય;
પુત્ર કહે પ્રતાપ રામનો, ભૂલો ભમે છે શુંય.
રામ તારો કયાં છે કુબુદ્ધિ, તે હુંથી નાઠો ફરે;
પ્રલ્હાદ કહેછે અંતર્યામી, જગત તે વડે દેહ ધરે.
ઘેલા જગ્ત તો છે કર્મ વડે, મારી સત્તાએ સંસાર;
કર્મ તેવાં પિતાજી મારા, રામ આપે અવતાર.
એવો તારો રામ છેતો, મુને કાં જીતે નહિ;
પ્રલ્હાદ કહે વરદાન આપ્યું, તે વેળા વિસરી ગઈ?
વરદાન તો મુને અજે આપ્યું, લીધું તપો બળે કરી;
કોણ ગજુ એ અજ તણું, વિધિમાં મારો શ્રીહરિ.
અલ્યા હરિ તારો કોણ છે, નામ રસનાએ જપે;
અરિ હિરણ્યકશિપુ તારો, શશિ સૂર્ય રૂપે તપે.
આદિત્ય ઇંદુ મારા સેવક, આજ્ઞાએ મેરૂ પુઠે ફરે;
તારા તનમાં રામ મારો, તેનું કહ્યું સહુકો કરે.
વહ્નિ પ્રકટયો વાકયથી, બીજો કોણ મારે વિખે;
અરે અજ્ઞાની બાળકા, અઘટતું બોલે કાં મુખે.

વલણ.

મુખ તારૂં ભંજન કરૂં, કયમ કહ્યો મુજમાં રામ રે;
પ્રલ્હાદ ભાખે રામ પાખે, નથી હાલો ઠામ રે.

## કડવું ૧૯ મું–રાગ સોરઠ–પંચમ.

હિરણ્યકશિપુ હઠે ચઢ્યો, બોલ્યો પાડી ત્રાડ;
મૂકું નહીં તને જીવતો, તારો રામ દેખાડ;
દેખાડ દેખાડ, તારો રામ ક્યાં છે?
ચરાચર વ્યાપિ રહ્યો, તારો વ્યાપક રામ;
ઇષ્ટદેવ દેખાડ્યા વિના, તારો કેહું કામ. દેખાડ.
પ્રલ્હાદ હસીને બોલિયો, ફોકટ શી રીસ;
હું કંઇ દેખતો નથી, વિના શ્રી જગદીશ.
જુઓ જુઓ પિતા, મારો રામ ત્યાં છે.
નર અમર બહુ આતમા, અવનિ ને આકાશ;
જોતાં કંઈ બીજું નથી, સઘળે શ્રી અવિનાશ. જુઓ.
વિચારી જુઓ તાતજી, મિથ્યા એ અહંકાર;
જાણો છો તમારી દેહનો, કોણ છે વહેનાર. જુઓ.
રામ તણી શક્તિ કરી, પક્ષી ઉડે ગગન;
ગતિ જોઇ ગોવિંદની, હું થયો છું મગન. જુઓ.
અછેદ અભેદ અવ્યક્ત છે, મારો ઇષ્ટ દેવ;
તેણે તમ જેવા લક્ષનો, ઉતાર્યો અહમેવ. જુઓ.
નિકટ મારો નાથજી, રખે જાણો દુરસ્ત;
મુને ઉષ્ણ વાયુ વાયે નહિ, શીર હરિનો હસ્ત. જુઓ.
મર્ણ થકી મૂકાવશે, તે સાચો સ્વામ;
નહિ મૂકું તુને જીવતો, હવે હણું એ ઠામ. દેખાડ.
પ્રલ્હાદ સ્તુતિ હરિની કરે, અહો ગરૂડારૂઢ;
વારે ચઢજો વિઠ્ઠલા, દુઃખ પડિયું છે પ્રૌઢ.
આવો આવો મારા રામજી રૂડા.
તમ વિના મારે કો નથી, આ ટાંણે સંસાર;
એવું કો મળે નહીં, લુવે આસુ વાર. આવો.
દૈત્ય બીહાવે મુજને, હું નાનેરૂં બાળ;
શોક સાગરમાં બૂડતાં, તારો શ્રી ગોપાળ. આવો.
સ્વજન સર્વ શત્રુ થયું, પિતા જેવો જમ;
તમો વૈકુંઠે ક્રિડા કરો, હું જીવું કયમ. આવો.

નિપત પડી વેદને, બુડયા જળ પૂર;
તમો મચ્છ થઇ મુકાવિયા, હણ્યો શંખાસુર. આવો.
કમળા કારણ સાગર મથ્યો, ધર્યું કૂર્મ રૂપ;
સાહ્ય કરી તમો સર્વની,મુને મૂકો કયમ ભૂપ. આવો.
ગઇ વસુધા તમથી વળી, હણ્યો કાકો હિરણ્યાક્ષ;
ભક્તવત્સળ બિરદ તમ તણું, વેદ પુરે સાક્ષ. આવો.
અતે મુને મૂકશો નહિ, વિશ્વ વ્યાપિ આપ;
પ્રતિત થઇ છે તમતણી,લીધો અંબરિષ શાપ. આવો.
ભાર પોતાનો રાખીએ, કહાવો ભક્તવત્સળ;
પ્રકટ દર્શન દીજીએ, જાણે સૃષ્ટિ સકળ. આવો.
પરબ્રહ્મ પિતા છો માહરા, મધુસૂદન માત;
કુટુંબ કેશવ છો સહી, ભૂધરજી મારે ભ્રાત. આવો.
ન્યાત મારે નરહરિ, તમો મિત્ર મોરાર;
પાસુ તારૂ પુરષોત્તમા, અન્ય નહિ સંસાર. આવો.
એવું જાણીને આવજો, ભલા શ્રી ભગવંત;
ભક્તિ ન જોશો માહરી, હું અજ્ઞાની જંત. આવો.
આસન ધ્યાન જાણું નહિ,ન જાણું વ્રત નેમ;
નારદના ઉપદેશથી, રાખુ તમપર પ્રેમ. આવો.
અભંગ અંગ મારૂં કર્યું, વાગ્યા નહિ પ્રહાર;
તો સ્તંભ સાથ સંબંધ કરશો, હસસે આ સંસાર. આવો.
નામે બંધન ત્રૂટે મયાતણાં,છૂટે બહુ પ્રાણી;
નામ મહિમા રહેનો નથી, હું બાંધ્યો તાણી. આવો.
લોક હસારત અતિઘણું, પામું હું પીડા;
મુને વિસારી તમો કરો, વૈકુંઠે ક્રીડા, આવો.
ઊંઘ્યાને જગાડીએ, જાગતાને શો સાદ;
છબીલાજી છોડવો, બાંધ્યો દાસ પ્રહ્‌લાદ. આવો.
આરત નાદ સાધુનો, સુણી ધાયા સર્વેશ;
દર્શન દેઈ દાસને, કીધો સ્તંભ પ્રવેશ. આવો.

આવ્યા આવ્યા, પ્રભુ રામજી રૂડા.

વલણ.

પ્રવેશ કીધો સ્તંભ વિષે, પ્રસન્ન થયા પ્રલ્હાદરે;
અસુર કો જાણે નહીં, મિથ્યા માંડયો વાદરે.

## કડવું ૧૭ મું.—રાગ મારૂ.

બોલ્યો રાય કરીઅભિમાન,અલ્યા ક્યાં છે તારો ભગવાન;
વડી વારનો બાધ્યો બાળ, કાં છોડતો નથી ગોપાળ.
અલ્યા તેં જપિયો મંત્ર મેલો, ગોવિંદને ભજે તે ઘેલો;
તે સંઘાતે મૈત્રી કરિયે, જેથી વિપત વેળા ઉગરિયે.
જે મારે નામે નાસે, ઘેલા તેને તું ઉપાસે;
હવે હું જઈશ હાડ, તારો પરમેશ્વર દેખાડ.
પ્રલ્હાદ કહે તાતને નમી, મારો રામ રહ્યો છે રમી;
ઘટ ઘટ રહ્યો છે તે વ્યાપી,તુને રાજની પદવી આપી.
હય હસ્તી નર વા નારી, સર્વ દેહમાં દેવમોરારી;
પશુ પક્ષી સ્થાવર જંગમ, સચરાચર નરહરિ રમ્ય.
કીટ પતંગ ભ્રમર પ્રાણી, તેની દેહમાં સારંગપાણિ;
તળ અવનિ ને આકાશ, તેજોમય શ્રી અવિનાશ.
લોહ કાષ્ટ જળચર જંત, ઘટ ઘટ વ્યાપક શ્રી ભગવત;
નદી સાગર સરોવર કૂપ, જ્યાં જોઊં ત્યાં વૈષ્ણવરૂપ.
અતરિયાળ અધો ગગન, જળ અગ્નિ જગજીવન;
જઠરાગ્નિ શ્વાસોશ્વાસ, તિલ અળગો નહિ અવિનાશ.
તૃણ અગ્ર મધ્યને મૂળ, ત્યાં દેખું હરિ સાનુકૂળ;
રાજા પ્રજા ને દાસ, સહુમાં રામજીનો વાસ.
મુજમાં હરિ તુજમાં હરિ, રહ્યો સૂક્ષ્મ રૂપે વિસ્તરી;
જ્યાં હું બાધ્યો છું તાણી, એ સ્તંભમાં સારંગપાણિ.
તવ હસ્યો રાય ખડ ખડ, અલ્યા સ્તભ તો છે જડ;
સ્તંભ રહ્યો રામજી વડે, હરિ વિના મંડપ ત્રૂટી પડે.
ત્યારે ક્રોધ ગયો બહુ વ્યાપી, આસનથી ઉઠયો પાપી;
છે રક્ત નેત્ર લોહી વર્ણ,ચાલ્યો ઊંચો કરી એક ચર્ણ.

જવ હાક મારી હુકળિયો, પદ પ્રહારે શેષ સળવળિયો;
ગર્વ દિગ્ગજનાં ગળિયાં, પાતાળ સાત ખળભળિયાં.
કીધી ગર્જના ઘન અષાડો, છે થોડો ઝરમર દહાડો;
જોઉં ક્યાં છે તારો મોરારી, ધાઇ સ્તંભને પાટું મારી.
ત્યારે નૃસિંહે કીધો નાદ, ધરજે ધીરજ તું પ્રલ્હાદ;
મંડપ ભાગ્યો કડેડાટ, ઉભો સ્તંભ ફાટ્યો ચડચડાટ.
અસુરનો વાળવા ડાટ, રૂપ પ્રકટ્યું ઝળઝળાંટ;
ગાજ્યા નૃસિંહ ગડગડાટ, ઉઠી સભા નાઠી ફડફડાટ.
થયા ખાડાના ખડખડાટ, માહોમાંહ થયો ચડભડાટ;
દાઝ્યા બળ્યા બુમડી પાડે, કોઇ નાઠા શીશ ઉઘાડે.
અડબડતા ભોમે પડતા, કો નાસે ત્રાસે ડરતા;
દોશી પારખ વણુજ બ્યાપરી, નાસે જીવ લેઇ નર નારી.
કટિઅંબર અળગાં પડતાં, પડે બાળક ઠેસે અડતાં;
દિશા ચાર થઇ ધુમાડો, શકે જમડો આવ્યો આડો.
હોય હિરણ્યકશિપુનો કાળ, ભયાનક રૂપ વિકાળ;
છે યુગ્મ રૂપ નૃસિંહ, કોણે સામું જોવાએ નહિ.
વક્ર વદન વરૂઓ વેશ, છૂટા મણિધર સરખા કેશ;
સૂર્ય શ્રવણ યુગ્મ ફફડાવે, લાંબા દંત દાઢ કકડાવે.
છે કર નખ વજ્ર સમાન, વપુ તેજ દ્વાદશ ભાન;
દેખી દૈત્યનાં હૃદયાં ફાટે, કાઢી જીવ્હા અધરને ચાટે.
પ્રલ્હાદ સ્તંભથી છૂટ્યા, બાંધ્યા બંધ કડાકડ ત્રૂટ્યા;
સાધુ સાધુ નૃસિંહ બોલે, નહીં અન્ય ભક્ત તુજ તોલે.
હૃદે ચાંપી અળગો કીધો, હિરણ્યકશિપુ ઝડપી લીધો;
ભૂપ ઉપર નાખ્યો ભૂજ, જ્યમ અજવ્યાઘ્રને મૂખ.
જ્યમ મૃગ કેશરીના મુખમાં, ઊંચલી લીધો દશ નૃખમાં;
કંઠ મરડી મારવા માંડ્યો, વિચારી મૂકી છાંડ્યો.
તવ દેવને થયો ઉચ્ચાટ, એ જીવતો મૂકયો શામાટ;
શકે નૃસિંહને આવી દયા, મનના મનોરથ એળે ગયા.
જો નૃસિંહ મૂકી જાશે, તો વિશ્વની વલે શી થાશે;
દુખિયા દેવે વિચાર કીધો, બીજીવાર ઝડપીને લીધો.

શુક કહે સાંભળ ભૂપાળ, નેરતો થયો સાયંકાળ;
તે માટે વાર લગાડી, પછે તાણી આડો પાડી.
હિરણ્યકશિપુએ જાણ્યા જગનાથ,સ્તુતિ કીધી જોડી હાથ;
માંડી પ્રણીપત કરવા, તે દીધો નહીં ઉચ્ચરવા.
નૃસિંહે પાડી હાક, મારી અસુરને એક લપડાક;
તે નખાંતરમાં ભરાયો, ગુલર જંતુની પેર સમાયો.
સજીવન જીવ ન જણ્યો, કો કહે નાઠો કો કહે હણ્યો;
કો કહે હસ્ત પ્રહારે હણાયો, કો કહે પૃથ્વિમાં દટાયો.
કો કહે મૂકયો નૃસિંહે મુખમાં, કો કહે ભરાયો નૃસિંહ નખમાં;
કો કહે તેજે પ્રજળિયો, શકે સુવર્ણની પેરે ગળિયો.
એમ અમર કરે વિચાર, એ અવિગત અપરમપાર;
મન વિચારે શ્રી નૃસિંહ, મારો શત્રુ સમાયો કંઇ.
ભમર ચઢાવીને ભાળ્યું, સર્વે મંડપ સ્થળ સંભાળ્યું;
તો ઠામ રિપુનો જડિયો, ઝાટકયા હાથ નીસરી પડિયો.
નૃસિંહે ફુલાવી દેહે, વપુવાન પ્રલયે મેહ;
વાંકી વિષધરની ગુંછળી, તેવી વક્ર રોમાવળી.
છે ૧ પંડ પ્રૌઢ પ્રચંડ, વાળ્યા જોજન એક ભુજ દંડ;
ધાતી આભલી જેવું કૂચ, વિષધર વાસુકી જેવું પૂછ.
દીસે મુખ પર્વતની કરાડ, ગિરિશ્રૃંગ જેવી દાઢ;
નાસા છિદ્ર યુગમ રૂપ, જોતાં જીવ જાય એવું રૂપ.
કોપે તપ્ત થઈ છે કાયા, જાણે દાનવ લઘુ માયા;
છે હુતાશન સરખી આંખ, શું શ્રવણ ગરૂડની પાંખ.
વાળી પૂછ ચઢાવ્યું શીશ, દંત કકડાવી પાડી ચીસ;
મહાનાદ કીધો વિશ્વંભર, તેણે શબ્દે ગાજ્યાં અમર.
ડોલ્યા અજ દિગંબર, થયો અસુર કુળમાં ઝમર;
ધુમ્રજવાળા નગ્રમાં લાગી, આફણીએ ભવન પડે ભાગી.
પાપી લીધો ધરણુ રગદોળી, થઈ જે વેળા કાળીરોળી;
નહીં દિવસ નહીં શર્વરી, ધરનેવ તળે નરહરી.
નહીં અવનિ નહીં આકાશ, લીધો ઉછંગે શ્રી અવિનાશ;
જે ઘોર કર્મનો કરતો, નૃસિંહ જંઘાપર તેને ધરતો.

રાયે ઊંચી ચઢાવી આંખી, નખ દીધા ચત્તા નાંખી;
ભક્ત પીડ ક્રોધ થયો ઉદે, રાયનું ચીર્યું ચરેડાટ હૃદે.
હસ્ત વડે અસ્ત વતરડ્યાં, કાઢ્યાં કાળજનાં આંતરડાં;
રૂધિર માંસ યુક્ત નસ જાળ,પ્રભુએ કંઠે આરોપી માળ.
ગયા હિરણ્યકશિપુના પ્રાણ, વાજ્યાં દેવ તણાં નિશાણ;
સુખ પામી સઘળી સૃષ્ટ, થાય કુસુમ પયની વૃષ્ટ.
તે હિરણ્યકશિપુનું ચર્મ, કાઢી ઓઢ્યું શ્રી પરબ્રહ્મ;
આવ્યા અજ ઇંદ્ર ને ઈશ, આવ્યા દેવ કોટિ તેત્રિશ.
આવ્યા ઋષિ સહસ્ત્ર અઠ્યાસી,સ્તવ્યા અંતરિક્ષ હરિ અવિનાશી.

વલણ.

અવિનાશીનુ સ્તવન કરે, અમરવર ગુણ ગાયરે;
જન પ્રેમાનદ કહે કથા, થયો અષ્ટમો અધ્યાયરે.

---

## અધ્યાય ૯ મો.

### કડવું ૧૮ મું.–રાગ ગોડી.

સ્તુતિ સહુ દેવતા કરેરે, નમો નમો. જય જય અંતરિક્ષ ઉચ્ચરેરે; ન. ન.
અમર ઉપર કરૂણા કરોરે, નમો નમો. વિકાળ સ્વરૂપને સંવરોરે. ન. ન.
તન તેજ સહેવાતુ નથીરે, નમો નમો. સંસાર બળે સરવથીરે ન. ન.
ઉપજાવી સહુને કાંહણોરે, નમો નમો. દારૂણવહ્નિ દેહનોરે; ન. ન.
વિકાળ વદન બીહામણુંરે, નમો નમો. જોઇ અમો ભય પામુ ઘણુંરે; ન. ન.
સૌમ્ય દૃષ્ટિ પ્રભુ કીજિયેરે, નમો નમો. એ ક્રૂર દૃષ્ટિથી બીજિયેરે. ન. ન.
નિગમ જય જય ઉચ્ચરેરે, નમો નમો. શંકર નારદ કીર્તન કરેરે; ન. ન.
તોય રૂપ સૂકે નહીંરે, નમો નમો. તે જે સૃષ્ટિ સકળ દહીરે. ન. ન.
નંદ સુનંદ વહાલા અતિ ઘણારે, નમો નમો.આવ્યા પાર્ષદ પરમેશ્વર તણારે. ન. ન.
તેણે સ્તુતિ બોલી બહુરે, નમો નમો. કમળા કને સુર ગયા સહુરે. ન. ન.
સદા અવિનાશીને અનુભવોરે, નમો નમો.લક્ષ્મી નૃસિંહને આવીસ્તવોરે; ન. ન.
પછે દેવી કમળા આવિયાંરે, નમો નમો. નાના વિધ પૂજા લાવિયાંરે. ન. ન.
સ્તુતિ માંડી વેગળાં રહીરે, નમો નમો. સમીપ જઇ શક્યાં નહીંરે. ન. ન.
કહે કમળા કરી કૃતાંજળિરે, નમો નમો. પ્રણામ કરે વળી વળીરે; ન. ન.
કૃપા કરો ત્રિભોવનપતિરે, નમો નમો. તન તેજ સહેવાતું નથીરે. ન. ન.

વલણ.

નથી સહેવાતું તેજ અતિશે, પ્રજા સહુ વ્યાકુળ થઈરે;
લક્ષ્મીજીની સ્તુતિ સાંભળી, પણ વિકટ રૂપ મુકે નહિરે.

## કડવું ૧૯ મું.–રાગ સારંગ.

શુકજી કહે સાંભળીએ ભૂપ, ઘણું બીહાવે નૃસિંહ રૂપ;
ન માની સ્તુતિ દેવતા તણી,અમર આવ્યા પ્રલ્હાદભણી.
પ્રજાપતિ ને પંચવદન, હરિદાસનું કરે સ્તવન;
સાધુ શિરોમણિ કોમળ હ્રદે, સહુ સુખ દેવા થયા ઉદે:
અધર્મ ઉથાપણ હરિદાસ, તમ વડે પાપી પામે નાશ;
ધર્મ કર્મ ચાલતાં કીધાં, સકળ કાર્ય તમથી સીધ્યાં.
વિકાળ રૂપે પ્રજા પ્રજળે, તે પરિતાપ તમ થકી ટળે;
નૃસિંહ પાસ અવાયનહિ અમે,અમારી સ્તુતિએ ક્રોધ ન શમે.
તમને કૃપા છે પ્રભુજીતણી,સૌમ્ય દૃષ્ટિ રાખે છે ઘણી;
અમરનો સાંભળી આરતનાદ, પ્રભુ પાસે આવ્યા પ્રલ્હાદ.
અગાધ રૂપ તેજ જળહળ, તેજે તપ્યો સંસાર સકળ;
સેવક જોયો સ્નેહ સબળ, પ્રલ્હાદે જોડયા કર કમળ.
સુખ આગળ રહ્યા મસ્તક નામી, તવ બોલ્યા અંતરજામી;
આવો અસુર કુળના ઈંદુ, કંઈ કો છો સ્નેહના સિંધુ.
સ્વામી સાંભળીએ વિનતિ, પ્રજા પીડાએ કમળાપતિ;
કૃપા દૃષ્ટિ કમળાવર કરો, સ્વામી રૂદ્ર રૂપ સંવરો.
જો પુત્રને માતા તરછોડે, ભૂખ્યોછું કહી કર કયાં ઓડે ?
જો માળી કાઢો કરમાં ધરે, તો વાડી વૃક્ષ કયમ ઉછરે.
એવું જાણી કીજે મયા, તમો પ્રજા સુખને પ્રકટ થયા;
હું રંકરાયની વારે ધશ્યા, લક્ષ્મીવર તમો લાકડે વશ્યા.
તમો હું માટે લીધો અવતાર, વળિ હું માટે દાઝે સંસાર;
હિરણ્યકશિપુનું દુ:ખ જો શમ્યું,તમારે દુ:ખે ત્રયલોક દમ્યું.
ક્રોધ સંવરો વર માગું, હઠ મૂકો ચરણે લાગું;
એવું કહી કીધો દંડવત, આજ મુને કીધો કૃતકૃત્ય.

તો નૃસિંહને આવ્યું હાસ, લેઇ હૃદયાશું ચાંપ્યો દાસ;
હૃદય સ્પર્શ સાધુનો થયો, ક્રોધ ભાવ નૃસિંહનો ગયો.
શરીર શીતળતા થઈ તતખેવ,આવી ચરણે લાગ્યા સૌ દેવ;
શિવે માંડયું સંગીત ગાન, વેણા વાયે નારદ ભગવાન.
ગુણ ભણે વેદ ભારતી, ઇંદ્રરાય કરે આરતી;
વિધિ ઉભા ઢોળે વાય, કમળાજી પખાળે પાય.

વલણ.

પૂજા કરે પ્રલ્હાદજી, વર આપ્યો વૈકુંઠરાયરે;
જન પ્રેમાનંદ કહે કથા, થયો નવમો અધ્યાયરે.

---

## અધ્યાય ૧૦ મો.

### કડવું ૨૦ મું-રાગ ધનાશ્રી.

પૂજા કીધી સર્વે અમરે મળી,પ્રલ્હાદ વિનવે ઉભા લળી લળી;
અગમ ગતિ, પ્રભુની કોણ શકે કળીરે.

ઢાળ.

કળી કો શકે નહિ, ગતિ તારી ગોપાળ;
પ્રકટ થયા કાષ્ટમાંથી, સૃષ્ટિ વિના રૂપ શોભાળ.
દશ કર સંપુટ કરી, ગિરિજાવર વાણી વદે;
અસુર પ્રજાળક સુરપાળક, સુગમ રૂપ હવું ઊદે.
જ્યાં જ્યાં ભીડભક્તને, ત્યાં ત્યાં પ્રકટ્યા કમળાપતિ;
યશ ગુણ અમો શા વર્ણવું, અગોચર અકળગતિ.
અષ્ટ કર સંપુટ કરીને, હિરણ્યગર્ભ હેતે નમે;
સ્વામી કષ્ટ સૃષ્ટિનું, તમ વિના કોહો કેમ શમે.
અધર્મ આતુર અવનિમાં, ભાર બહુ ભુજંગને;
તમ વિના પ્રભુ કોણ વિદારે,હિરણ્યકશિપુના અંગને.
શંખાસુર હણ્યો મચ્છ થઈ,કચ્છપ થઇ સાગર મથ્યો;
હણ્યો હિરણ્યાક્ષ વરાહ થઇ, તારો મહિમા ન જાય કથ્યો.

પ્રલ્હાદ કેહે જોડી પાણુ પંકજ,ભક્તવત્સળ સ્વામી સદા;
નીચ ગૃહે દેહ ધરી પણ, જાણી મારી આપદા.
ધાતા વિધાતા તાત માતા, પૂર્જન્ય પોષણ અંન;
સંસારને આધાર તારો, જગદીશ જગજીવન.
વેદ ભેદ લહે નહીં, અવિગત અકળ સ્વરૂપ;
જીવ જીવન જગ્ન પુરૂપ, આચાર્ય તું મંત્ર રૂપ.
અચળ અર્ણવ ઉરગ ઉડગણુ, આદિત્ત ને આકાશ;
ઇંદ્ર અમર ઇંદુ આદે, સો તારૂં રૂપ અવિનાશ.
સ્તુતિ સુણી પ્રલ્હાદની, વિષ્ણુ રૂપ પ્રકટ થયું;
આકાર તે નૃસિંહ તણો, તેજ ગોવિંદનું ગ્રહ્યું.
ચતુર્ભુજ ગદા ધારી, ચક્ર શંખ સારંગ;
મુક્ત ધામ મેઘશ્યામ, શુભગ લક્ષ્મી સંગ.
શોભા ઘણી કૌસ્તુભની, વિરાજે વૈજયંતી ગળે;
શ્રીવત્સલાંછન ભૃગુલાંચ્છન, માળા મુક્તા ઝળહળે.
અંગ ઉગટ શીશ મુગટ, ચંદ્રકાંતિ ચૂડામણિ;
મકરાકૃત કુંડળ શ્રવણે,શકે શશિ સૂર્યની શોભા હણી.
ઊડગણ અથવા રવિ કિરણ, ઝથે તન રોમાવળી;
ધનુપ મચ્છ સ્વરૂપ ઘન, પીતાંબર શું વિજળી.
ચર્ણ સરોજ નૃસિંહનાં, લે પ્રલ્હાદ અલિ મકરંદ;
જય જય કહે સહુ દેવતા, હસી બોલ્યા પૂર્ણાનંદ.
પ્રલ્હાદ મસ્તક કરધરીને, કહે શ્રી ભગવાન;
હે સાધુ સંતુષ્ટ છઉં, માગ માગ કાંઈ વરદાન.
મુજ તુજમાં નથી અંતર, સર્વથા એ જાણ;
સજળ નયન હર્ષે કરી, હરિદાસ બોલ્યો વાણ.
પ્રભુ તૃષ્ણા શી ગંગા મળે, વહ્નિ મળે શું શીત;
પ્રાપ્તિ થઇ તમ ચર્ણની, વર ઉપર શી પ્રીત.
ક્ષુધા શું કામદુધા મળે, દીપ શો ઉદે ભાન;
સંગત થઇ શંકર તણી, તો શીખવું શું જ્ઞાન.
પ્રાપ્તિ થઈ પારસ તણી, તો માંગવું શું સુવર્ણ;
લક્ષ્મીનાથ તમો હાથ મૂક્યો, વર પામ્યો હું સર્વ.

નહિ સ્થિર વૈભવ પૃથ્વીના, માગે નાંહ હરિદાસ;
અન્ય વર માગું સેવા વિના,તો ભક્તનું થાયે દાસ.

વલણ.

દાસ થાયે ભક્તનું જો, અભિલાષ બીજા ઇચ્છિયેરે;
પ્રલ્હાદજી કહે ભક્તિ સેવા, વિના કાંઇ નવ પ્રિછિયેરે.

કડવું ૨૧ મું-રાગ ધવળ ધનાશ્રી.

હરિદાસનાં વચન સુણીને, બોલ્યા શ્રી ભગવાનજી;
સાધુ સાધુ મુજ ઇચ્છા એ, કાંઈક માગ વરદાનજી.
પ્રલ્હાદ કહે કૃપા કરોછો, તો માગું અવશ્યમેવજી;
પતિત પિતા મારો દુષ્ટ કર્મી, જેણે કષ્ટ્યા ઘણું દેવજી.
શુભ કર્મ ધર્મ તીર્થ ટાળ્યાં, ટાળ્યાં દેવસ્થળજી;
માંસ રૂધિર નાખી વણસાડયાં, નિર્મળ કૂપનાં જળજી.
ભક્ત પીડ્યા બ્રાહ્મણ પીડ્યા, લોપ્યું હરિનું નામજી;
એવો પિતા નરકનો અધિકારી, આપો વૈકુંઠ ઠામજી.
ધન્ય ધન્ય શબ્દ સભા સૌ બોલે, પૂત્ર તે એને કહિયેજી;
સુર અસુર સાંભળતાં વચન, કહ્યું શ્રી નરસૈયેજી.
તારા પિતાને બ્રહ્મશાપ છે, માટે થયો દેહ ધારીજી;
વળિ તું સરખા પુત્ર પેટ પડિયા,મુક્તિ તણા અધિકારીજી.
જેના કુળમાં વૈષ્ણવ અવતરે, તિલક માળા છાપુંજી;
એકોતેર પૂર્વજ તેનાને, હરિ કહે મુક્તિ આપુંજી.
આશ્ચર્ય શું તારા પિતાને, તું સરખા સુત સાધજી;
પ્રલ્હાદ ચરિત્રને ભણે સાંભળે, ક્ષમા કરૂં અપરાધજી.
ત્રણ વરદાન પ્રલ્હાદને આપ્યાં, સમર્થ શ્રી ભગવંતજી;
રાજ્ય આપ્યું પિતાનું, એક મન્વન્તર પર્યંતજી.
હિરણ્યકશિપુને મુક્તિ આપીશ, ભોગવે બે અવતારજી;
પ્રલ્હાદજીને ભક્તિ આપી, વરત્યો જેજેકારજી.
ભગવંતે બ્રહ્માજી વાર્યા, વર આપજો વિચારીજી;
અક્ષય પદવી અસુરને આપતા, પિડાએ સૃષ્ટિ તમારીજી.

બ્રહસ્પતિએ અભિષેક કીધો, પ્રલ્હાદને બેસાડીજી;
મન્વન્તરનું રાજ્ય આપ્યું, નૃસિંહે ટીકો કાઢીજી.
પ્રજા અતિ સર્વ સુખ પામી, અધિકાર સાધુને આપ્યોજી;
અધર્મ ઉથાપી ભાર ઉતારી, ધર્મ ધરામાં થાપ્યોજી.
ઘેર ઘેર તાંડવ કીર્ત્તન થાયે, ભાનુની મંગળ ગાએજી;
પ્રતિમા શ્રી લક્ષ્મી નૃસિંહની, મંદિર મંદિર પુજાએજી.
પ્રજા લક્ષણુ દેહતણો, હિરણ્યકશિપુ દીર્ઘ રોગજી;
પ્રલ્હાદ વૈદે નિવૃત્ત કર્યો, ઔષધ નૃસિંહ યોગજી.
દેવ વિપ્રને વિદાય કીધા, ગયા આપ આપણે સ્થાનજી;
રાજ્ય આપી પ્રલ્હાદજીને, હવા નૃસિંહ અંતરધ્યાનજી.
યુધિષ્ઠિરને કહે ઋષિ નારદ, સુણો સોમવંશ માર્ત્તંડજી;
ઉત્પત પ્રાક્રમ નૃસિંહજીનું, કહી કથા ઉદંડજી.
પવિત્ર ચરિત્ર પ્રલ્હાદજીનું, સાંભળતાં સુખકારીજી;
ભાવે કુભાવે અનુભવેરે, ભવ તરે નર ને નારીજી.
મકર માઘ પ્રાગમાં નાહે, ગયા શ્રાધ જન સારેજી;
તદવત પુણ્ય પ્રલ્હાદ કથાનું, ભવ ભવ ભ્રમણુ નિવારેજી.
અકર્મ મળને પ્રક્ષાળે, નૃસિંહ કથા નિર્મળજી;
શ્રવણુપાન એક અક્ષરે, સપ્ત સુરભી દાન ફળજી.
ઉપજે ભક્તજ મુક્તજ હોયે, વૈકુંઠ પ્રાપ્તિ થાયજી;
પ્રલ્હાદ કથા સુણુતાં ભણુતાં, બ્રહ્મ હત્યાદિક જાયજી.
સનકાદિકના શાપ થકીરે, પડ્યા જય વિજય પ્રતિહારજી;
વૈરભાવે વિશ્વંભરસું લડ્યા, ઉધર્યા ત્રય અવતારજી.
પ્રથમે હિરણ્યકશિપુ હિરણ્યાક્ષ, પછે રાવણુ ને કુંભકર્ણુજી;
ત્રીજે જન્મે દંતવક્ર શિશુપાળ, પામ્યો હરિ હાથ મર્ણુજી.
તેનું તેજ શ્રીકૃષ્ણે પીધું, ઉધરિયો મહાપાપીજી;
પ્રલ્હાદજીને પ્રતાપે કરીને, હિરણ્યકશિપુને મુક્તિ આપીજી.
નારદજીને પાગે લાગ્યા, યુધિષ્ઠિર રાજાનજી;
સંદેહ નિવર્ત્યો સ્વામી મારો, કહ્યું ઉત્તમ આખ્યાનજી.
પરીક્ષિતને કહે શુકયોગી, હરિદાસનો ઇતિહાસજી;
કથા પ્રલ્હાદ નૃસિંહની, આપે વૈકુંઠ વાસજી.

સુતપુરાણી કહે શૌનકને, સાંભળો ઋષિરાયજી;
પૂર્ણ ચરિત્ર હવું નૃસિંહનું, હવા દશ અધ્યાયજી.

વલણ.

અધ્યાય દશ પૂરણ હવા, વૈષ્ણવ રાજન વિસ્તરીરે;
જન પ્રેમાનંદ કહે કથા, શ્રોતા જન બોલો શ્રી હરિરે.*

## અધ્યાય ૧૧ મો.

### કડવું ૨૨ મું–રાગ રામગ્રી.

શુકજી કહે સુણ રાયજી, હરિ ચરિત્ર વર્ણ્યું ન જાયજી;
પરીક્ષિત પૂછે નવી નવી કથાજી, હરિ ગુણ સુણ્યા વિણ પળ જાય તે વૃથાજી.

ઢાળ.

વૃથા પળ કાઢે નહીં, નિષ્પાપ હરિ જન થાય;
અમો રંકને તમ વિના શુકજી, કોણ પીયૂષ પાય.
અવતાર શ્રી અવિનાશી તણા, હવા ભક્ત નિમિત્ત;
મુનિરાજ તે મહિમા કહો, સુણતાં હોય સદગત.
કહી કથા નૃસિંહ તણી, પ્રલ્હાદનું ચરિત્ર;
કંઈ મહિમા કહો મહાદેવનો, હરિ હર છે મિત્ર.
જેવું પ્રાક્રમ નૃસિંહનું, હિરણ્યકશિપુ કીધો ચૂર;
તેવું પ્રાક્રમ શિવ તણું કહો, જે હણ્યો ત્રિપુરાસુર.
આખ્યાન કહો ત્રિપુર તણું, મહાદેવનો મહિમાય;
જ્યાં વચ્છ રૂપ બ્રહ્મા થયા, ગોવિંદજી થયા ગાય.
અને મયદાનવ અમર થયો, ગઇ જરા જન્મ ભ્રથાય;
પુસ્તકમાં કંઈ સાંભળ્યું છે, કહો વિસ્તારી કથાય.
કૃપા કરી શુકજી કહે, ધન્ય ધન્ય રાય વિજ્ઞાન;
નારદે કહ્યું છે ધર્મને, એ ત્રિપુરનું આખ્યાન.

---

* અત્રે નંદબારવાળી પ્રતમાં આ પ્રમાણે લખેલું છે: "ઇતિશ્રી શ્રીમદ ભાગવતે મહાપુરાણે સપ્તમસ્કંધે કવિ પ્રેમાનંદ વિરચિતે પ્રલ્હાદ ચરિત્ર સમાપ્તઃ" તે પછી જાણે સપ્તમસ્કંધ શરૂ થયો હોય તેમ અધ્યાય ૧ લાથી આરંભ કીધો છે. પણ મેં શ્રીમદ્ ભાગવત પ્રમાણેજ અધ્યાય રચના રાખીને ૧૧ મો અધ્યાય ચાલુ રાખ્યો છે.

ત્રણ અસુર તપને ગયા, બેઠા નિધિએ આસન વાળી;
કનકાક્ષ કમળાક્ષ નામે, ત્રીજો વિદ્યુન્માળી.
અર્ણવ ઉપકાંઠે અસુર બેઠા, આરંભ્યું અજનું આરાધન;
ત્રયલોક તાપ્યું તીવ્ર તપે, તવ આવ્યા કમળાસન.
કવણ કારણ દેહ દમો, હઠ મૂકી માગો વર;
અસુર કહે અંતરિક્ષ ચાલે, એવાં આપો ત્રણ નગર.
અભંગ અખંડ રહે સદા, ફરે ઉપર નિચે આકાશ;
એક સૂત્રે નગ્ર મળે ત્યારે, અમો પામું નાશ.
ત્રણ પુરને એક બાણે, હણે કો બળવંત;
અસુર કહે એવે જોગે, આવે અમારો અંત.
બ્રહ્મા કહે માગ્યું તે હોયે, એમાં નહીં સંદેહ;
મયદાનવને જઈ જાચો, નગ્ર નિર્મશે તેહ.
વર આપી વિધિ વળ્યા, મયને શોધે ત્રય ભાઈ;
ઇંદ્ર ભયે અસુર સર્વે, પેઠા સાગર માંહી.
તે અમર સહુ શોધતા ફરે છે, કર ગ્રહી આયુદ્ધ;
રિપુ ગુપ્ત તે નિધિ માંહે, અસુરને ન જડે શુદ્ધ.
મયદાનવ ટળી રહ્યો છે, દેવ ભયે અંતઃકર્ણ;
સમુદ્ર માંહે શોધતા આવ્યા, અસુર પેલા ત્રણ.
વારતા કહી વરદાનની, મયને કરી પ્રણામ;
કનક રૂપાનું લોહનું એવાં, ત્રણ નિર્મો ગ્રામ.
દેવ ભયે જે દૈત્ય નાઠા, તે વશ્યા પૂર માંય;
મયદાનવ મધ્યે બેસાડ્યો, મન ઈચ્છે ત્યાં પૂર જાય.
ઉન્માદ માંડ્યો અતિ ઘણો, અધર્મ અવનિ મધ્ય;
ઇંદ્રના માર્યા મરે નહીં, વરદાનથી છે અવધ્ય.
કનકાક્ષ કનક નગરે ફરે, રૂપામાં કમળાક્ષ;
લોહમાંહે વિદ્યન્માળી, કરવા લાગ્યા વિશ્વાક્ષ.
સહસ્ર યોજન અંતર રહે, ફરે ખગ પેર ગામ;
ત્રણ પૂરના અસુર માટે, ત્રિપુરાસુર એવું નામ.
સ્વર્ગ મૃત્યુ પાતાળ માંહે, તે ભ્રમણ કરે ત્રણ નગ્ર;
દેવ ઉપર દુઃખ માટે, મય થયો છે અગ્ર.

યજ્ઞ ભંગ શોક સર્વને, ગો ગગન લગે ઉત્પાત;
પીડાએ પ્રજા શું કરે, સત્યાંવરે વસગી વાત.
ત્ર્યક્ષોક શોક સંયુક્ત હવું, અમરે કીધો વિચાર;
જગતનો જંજાળ જાયે, હોય અસુરનો સંહાર.
દિક્પાળ દશ ને બ્રહ્મા, ઇંદ્ર ને અવિનાશ;
દુઃખ કહેવા શિવને, સુર સૌ ગયા કૈલાસ.
વાસવ વિશ્વંભર વિધિએ, વિનવ્યા ગિરિજાવર;
ત્રિપુર શત્ર તો શમે, જો યુદ્ધ કરો શંકર.
અમો સેના તમ તણી, દીધે કરીશું કામ;
દયાળ કૃપાળ થયા ભેળા, આદર્યો સંગ્રામ.
નીલકંઠને કહે નરહરિ, ભણો આકર્ષણ મંત્ર;
બળ તમારૂં પહોંચશે, જો ત્રિપુર થાશે એકયંત્ર.
શિવ કહે શ્રીરંગને, કરૂં રૂદ્ર રૂપ સમર્થ;
વૃષભ ભાર સહેશે નહીં, એક નવો નિર્મો રથ.

વલણ.

નવો નિર્મો રથ, અર્થ થાય રિપુ મરે રે;
બેસવા મહાદેવજીને, બ્રહ્મા રથ કેવો કરે રે.

કડવું ૨૩ મું-રાગ ધનાશ્રી.

પૃથિવીનો એક રથ કીધો, દશ યોજન વિસ્તારજી;
ઝુસરૂં માયા તણું, ને વેદ ઘોડા ચારજી.
ઉત્તરાયણ ને દક્ષિણાયન, બે પિંજણી કીધી વક્રજી;
ફરતો કીધો રથને, શશિ સૂર્ય બે ચક્રજી.
નવકુળ વ્યાલ વાધર કરી, ભમરીએ થાપ્યા ક્ષત્રીજી;
ચાર યુગની ચાર દાંડી, આકાશની કીધી છત્રીજી.
ધરી દૃપ પ્રાલબ્ધ તણી, રચી રાશ આશા જાડીજી;
જન્મ મર્ણું તે જોતરાં, ધોંસરે તૃષ્ણા નાડીજી.
સારથી તે પ્રજાપતિ, બ્રહ્મો મેરૂ પરાણો હાથજી;
હરતીની ઇંદ્રી ચાર કીધી, બેઠા ઉમયાનાથજી.

ધનુષ્ય કીધું મૃત્યુનું, યથા બાણ વૈકુંઠનાથજી;
હાક વાગી ચૌદ લોકે, શકે શું ઉત્પાતજી.
આરોગ્ય કવચ તે ધરી પેર્યું, સિંહનાદ કરીને ગડગડ્યાજી;
બ્રહ્માંડ ત્રણે ખળભળ્યાં, શિવજી જ્યારે રથે ચઢયાજી.
વર્ણન કરતા અમર મુનિવર, રૂદ્ર રૂપ શંકર કરેજી;
રીસ જાણી ઇશની, ત્રણ નગર નાઠાં ફરેજી.
બળ ન પહોંચે પંચમુખનું, હારે પૂર ન થાયજી;
ધનુષ્ય તાણી શિવ રહ્યા, શત વર્ષ એમ વહીજી.
ઇશે આકર્ષણ કરી, નગ્ર ત્રણે તાણિયાંજી;
મંત્ર બળે મહાદેવજીએ, એક સૂત્રે આણિયાંજી.
શર પ્રહાર કીધો શંકરે, મધ્ય થકી વિડારિયાંજી;
ત્રય બંધવનાં હૃદય ભેદ્યાં, ત્રણે પુર સંહારિયાંજી.
અમૃતની વાવ હૂતી, કનકાક્ષને વરદાનજી;
કૃપા કમળભૂ તણી, નાહે તે વજ્ર સમાનજી.
અસુર બળતા પર્વર્યાં, વાપીમાં કરવા સ્નાનજી;
વચ્છ રૂપ બ્રહ્મા થયા, ને ગૌ થયા ભગવાનજી.
બ્રહ્મા વિષ્ણુ ગયા વેગે, વેશ તે ગૌનો ધરીજી;
અસુર પેહેલા અમૃત પીધું, વાવ છેક ઠાલી કરીજી.
મયદાનવ દાઝતો દેખી, હરિએ વાવમાં નાખિયોજી;
ત્રણપુર પ્રજાળતાં જીવતો, મયદાનવ રાખિયોજી.
શંકરને ચરણે લગાડ્યો, મય અક્ષય અમર થયોજી;
પ્રજા સર્વે આનંદ પામી, અધર્મ અવનિનો ગયોજી.
વિધિએ રથ વિસર્જન કીધો, શિવને કીધો પ્રણામજી;
ત્રણ પુર સંધાર્યાં માટે, ત્રિપુરારિ ધર્યું નામજી.
પરાક્રમ પંચવદન તણું, તે ભણી ન શકે ભારતીજી;
એક સ્વરૂપ હરિ હર બે, જગતમય કમળાપતિજી.
એ ધર્મને નારદ કહે, મહાદેવનો મહિમાયજી;
શિવ કથા શ્રવણે ધરે, અઘ ઓઘ પ્રલે થાયજી.
પરીક્ષિતને શુકદેવ કહે, શું વર્ણવું શિવ મહિમાયજી;
જન પ્રેમાનંદ કહે કથા, થયો એકાદશમો અધ્યાયજી.

વલણ.

એકાદશ અધ્યાય હવા પુરા, શુક કહે સુણુ રાયરે;
હરિ હર બ્રહ્મા એક છે, તેના મહિમા કહ્યો ન જાયરે.

---

## અધ્યાય ૧૨ મો.

### કડવું ૨૪ મું-રાગ ચોપાઇ.

શુક યોગીને લાગી પાય, પ્રશ્ન કરે પરીક્ષિત રાય;
સ્વામીજી હું કૃતાર્થ થયો, મહિમા શ્રીશંકરનો લહ્યો.
અંતઃકર્ણું ઉપજે ઉલ્હાદ, સાંભળી ધર્મ નારદ સંવાદ;
સાંભળવા ઇચ્છયું હૈય, નારદે ધર્મને કહ્યું શુ શુંય.
પિતામહે પૂછયું તે ઉત્તમ હશે,સાંભળતાં જડતા મારી જશે;
શુક કહે સાંભળીએ રાય, પૂર્વજ તારાનો મહિમાય.
નારદને પ્રશ્ન ધર્મે કર્યું, કરજોડી વાયક ઉચર્યું;
તમ સંદેહ નિવૃત્તે કર્મ, નારદ કહે વર્ણાશ્રમ ધર્મ.
ચાર વર્ણ ને આશ્રમ ચાર, તેના ધર્મ કહો વિસ્તાર;
બ્રાહ્મણ ક્ષત્રિયનાં કોણ કર્મ, વૈસ્ય શૂદ્ર ધર્મના મર્મ.
બ્રહ્મચર્ય ને ગૃહસ્ય, સન્યાસાશ્રમ ને વાનપ્રસ્ય;
વર્ણાશ્રમ ધર્મ વિસ્તારો, નારદજી મુજ સંદેહ હરો.
ધન્ય ધન્ય ધર્મ ધિમાન, પવિત્ર કથા પૂછી રાજાન;
ગુરુ દ્વારાએ કહું હું કથા, સંદેહ નિવૃત્તે સર્વથા.
બદરિકાશ્રમ ક્ષેત્ર છે જ્યાંય, એકવાર હું ગયો ત્યાંય;
દીઠા નારાયણુ ભગવાન, દિગંબર ધરેછે ધ્યાન.
મુજ પર ઘણી કરુણા થઇ, વર્ણ ધર્મની કથા કહી;
ગુરુ મારો નારાયણ બ્રહ્મ, તેણે કહ્યા વર્ણાશ્રમ ધર્મ.
યુધિષ્ઠિરે સાંભળી તે કથા, શ્રવણે જ્ઞાન હોયે સર્વથા;
વર્ણાશ્રમ સુણ્ય વિચાર, તે તુજને કહું નિરધાર.
શુભ લક્ષણ ક્ષમા સંતોષ, ધર્માત્મા વર્જિત સર્વ દોષ;
ષટ કર્મ બ્રાહ્મણનાં સાર, અધ્યયન યજ્ઞ શુભ આચાર.

પ્રતિગ્રહ અધ્યાપન ધર્મ, એ ષટ વાડવનાં છે કર્મ;
પાલન અધ્યયન શુદ્ધ સહી, દાન યજ્ઞ પ્રતિગ્રહ નહીં.
એ કર્મ ક્ષત્રિયનાં રાય, ઋષિ વાણીજ પાળવી ગાય;
એ ત્રણ ધર્મ વૈશ્યના ભણ્યા, હવે કહુ વ્યવાર શૂદ્ર તણા.
બ્રાહ્મણની સેવા ભાવે કરે, વિપ્ર ચર્ણોદક મુખમાં ધરે;
યથા સંપત આપે દાન, અગર્વે વર્ત્તે સેવક સમાન.
હવે સ્ત્રી તણા કહું આચાર, વિષ્ણુ રૂપ માને ભરતાર;
સ્વામિ આજ્ઞાને અનુસરે, પ્રભુ આચરાવે તે આચરે.
અહોરાત્રિક ધુપ ઉપેવે, વિષ્ણુની પેર પતિને સેવે;
ઘરનાં દેવનાં કારજ કરે, સ્વધર્મથી નવ ઓસરે.
સ્વામીને મુખે ન બોલી શકે, દીર્ઘ જીવ્હાએ સામી ન બકે;
સુવાક્યથી કરે ભર્તા પ્રસન્ન, સ્વામી પાખે નવ લે અન્ન.
સ્વામી કહે તે મસ્તક ધરે, સ્વામી સાથે ક્રોધ ન કરે;
સ્વામી સાથે રાખે પ્રીત, સ્વામીથી ન કરે અનીત.
સ્વામીનું મુખ દેખી હરખે, સ્વામીને ભાવથી નરખે;
સ્વામી સાથે તન ને મન, સ્વામીનું પાળે વચન.
થોડું આપે તે અદકું ગણે, સ્વામીનું વચન તે નવ હણે;
અન્ય પુરૂષ પિતાવત ગણે, ન ભમે અન્ય તણે આંગણે.
દિવસ નિર્ગમે નિજ ઘર, કંથ શું બોલે મધુરે સ્વર;
યથા ભાગ કરે ભોજન, પર સુખ દેખી ન ચળે મન.
સાસુ સસરાને સેવે ઘણું, સલજ અંગ રાખે આપણું;
ઝીણાં પટ અંગી નવ ધરે, શ્વશુરની લજ્જા બહુ કરે.
સ્વામી પહેલી ન કરે શયન, જાગે વિણુ જાગે સ્વામીન;
ભર્તા પેહેલી ન કરે અ્હાર, તે સાધવી તરે સંસાર.
પુત્ર તે જે પિતાને નમે, આચરે તે જે તાતને ગમે,
ઉચ્છિષ્ટ અન્ન કરે ભક્ષણા, કરે માત પિતાની પ્રદક્ષણા.
ચર્ણોદક જનુનીનું લહે, હું સેવા તસ્કર એવુ કહે;
માતા લક્ષ્મી પિતા શ્રીહરિ, સેવા કરે એવુ મન ધરી:
શુશ્રૂષા માત પિતાની કરે, ઇકોતેર પરિયા તેના ઉદ્ધરે;
શિષ્ય તે જે ગુરુને ધાય, ઢોળે વાયુ તળાંસે પાય.

વલણ.

એકાદશ અધ્યાય હવા પુરા, શુક કહે સુણ રાયરે;
હરિ હર બ્રહ્મા એક છે, તેના મહિમા કહ્યો ન જાયરે.

---

## અધ્યાય ૧૨ મો.

### કડવું ૨૪ મું-રાગ ચોપાઇ.

શુક યોગીને લાગી પાય, પ્રશ્ન કરે પરીક્ષિત રાય;
સ્વામીજી હું કૃતાર્થ થયો, મહિમા શ્રીશંકરનો લહ્યો.
અંતઃકર્ણે ઉપજે ઉલ્લાદ, સાંભળી ધર્મ નારદ સંવાદ;
સાંભળવા ઇચ્છુછું હુંય, નારદે ધર્મને કહ્યું શુ શુંય.
પિતામહે પૂછ્યું તે ઉત્તમ હશે, સાંભળતાં જડતા મારી જશે;
શુક કહે સાંભળીએ રાય, પૂર્વજ તારાનો મહિમાય.
નારદને પ્રશ્ન ધર્મે કર્યું, કરજોડી વાયક ઉચર્યું;
તમ સંદેહ નિવૃત્તે કર્મ, નારદ કહે વર્ણાશ્રમ ધર્મ.
ચાર વર્ણ ને આશ્રમ ચાર, તેના ધર્મ કહો વિસ્તાર;
બ્રાહ્મણ ક્ષત્રિયનાં કોણ કર્મ, વૈશ્ય શૂદ્ર ધર્મના મર્મ.
બ્રહ્મચર્ય ને ગૃહસ્થ, સન્યાસાશ્રમ ને વાનપ્રસ્થ;
વર્ણાશ્રમ ધર્મ વિસ્તારો, નારદજી મુજ સંદેહ હરો.
ધન્ય ધન્ય ધર્મ ધિમાન, પવિત્ર કથા પૂછી રાજાન;
ગુરુ દ્વારાએ કહું હું કથા, સંદેહ નિવૃત્તે સર્વથા.
બદરિકાશ્રમ ક્ષેત્ર છે જ્યાંય, એકવાર હું ગયો ત્યાંય;
દીઠા નારાયણ ભગવાન, દિગંબર ધરેછે ધ્યાન.
મુજ પર ઘણી કરુણા થઇ, વર્ણ ધર્મની કથા કહી;
ગુરુ મારો નારાયણ બ્રહ્મ, તેણે કહ્યા વર્ણાશ્રમ ધર્મ.
યુધિષ્ઠિરે સાંભળી તે કથા, શ્રવણે જ્ઞાન હોયે સર્વથા;
વર્ણાશ્રમ સુપ્ય વિચાર, તે તુજને કહું નિરધાર.
શુભ લક્ષણ ક્ષમા સંતોષ, ધર્માત્મા વર્જિત સર્વ દોષ;
ષટ કર્મ બ્રાહ્મણનાં સાર, અધ્યયન યજ્ઞ શુભ આચાર.

પ્રતિગ્રહ અધ્યાપન ધર્મ, એ ષટ વાડવનાં છે કર્મ;
પાલન અધ્યયન શુદ્ધ સહી, દાન યજ્ઞ પ્રતિગ્રહ નહીં.
એ કર્મ ક્ષત્રિયનાં રાય, ઋષિ વાણીજ પાળવી ગાય;
એ ત્રણ ધર્મ વૈશ્યના ભણ્યા, હવે કહુ વ્યવાર શૂદ્ર તણા.
બ્રાહ્મણની સેવા ભાવે કરે, વિપ્ર ચર્ણોદક મુખમાં ધરે;
યથા સંપત આપે દાન, અગર્વે વર્ત્તે સેવક સમાન.
હવે સ્ત્રી તણા કહું આચાર, વિષ્ણુ રૂપ માને ભરતાર;
સ્વામિ આજ્ઞાને અનુસરે, પ્રભુ આચરાવે તે આચરે.
અહોરાત્રિક ધુપ ઉપેવે, વિષ્ણુની પેર પતિને સેવે;
ઘરનાં દેવનાં કારજ કરે, સ્વધર્મથી નવ ઓસરે.
સ્વામીને મુખે ન બોલી શકે, દીર્ઘ જીભ્હાએ સામી ન બકે;
સુવાક્યથી કરે ભર્તા પ્રસન્ન, સ્વામી પાખે નવ લે અન્ન.
સ્વામી કહે તે મસ્તક ધરે, સ્વામી સાથે ક્રોધ ન કરે;
સ્વામી સાથે રાખે પ્રીત, સ્વામીથી ન કરે અનીત.
સ્વામીનું મુખ દેખી હરખે, સ્વામીને ભાવથી નરખે;
સ્વામી સાથે તન ને મન, સ્વામીનું પાળે વચન.
થોડું આપે તે અદકું ગણે, સ્વામીનું વચન તે નવ હણે;
અન્ય પુરૂષ પિતાવત ગણે, ન ભમે અન્ય તણે આંગણે.
દિવસ નિર્ગમે નિજ ઘર. કંથ શું બોલે મધુરે સ્વર;
યથા ભાગ કરે ભોજન, પર સુખ દેખી ન ચળે મન.
સાસુ સસરાને સેવે ઘણું, સલજ અંગ રાખે આપણું;
ઝીણાં પટ અંગી નવ ધરે, શ્વશુરની લજ્જા બહુ કરે.
સ્વામી પહેલી ન કરે શયન, જાગે વિણ જાગે સ્વામીન;
ભર્તા પેહેલી ન કરે અ્હાર, તે સાધવી તરે સંસાર.
પુત્ર તે જે પિતાને નમે, આચરે તે જે તાતને ગમે;
ઉચ્છિષ્ટ અન્ન કરે ભક્ષણા, કરે માત પિતાની પ્રદક્ષણા.
ચર્ણોદક જનુનીનું લહે, છું સેવા તસ્કર એવું કહે;
માતા લક્ષ્મી પિતા શ્રીહરિ, સેવા કરે એવું મન ધરી:
શુશ્રૂષા માત પિતાની કરે, ઇકોતેર પરિયા તેના ઉદ્દરે;
શિષ્ય તે જે ગુરુને ધાય, ઢોળે વાયુ તળાંસે પાય.

ગુરુ ગોવિંદમાં અંતર નહિ, ગમન કરે ગુરુ મોકલે તહીં;
કપટ અંતર નવ રાખે, પૂછ્યા પછી યથારથ ભાખે.
એવા શિષ્યને વિદ્યા ફળે, તેના પૂર્વજ વૈકુંઠ પળે;
ઘણું દોહલી માનુષી દેહ, નિત્ય રાખવો હરિશું નેહ.
કરવી બ્રાહ્મણની ભક્તિ, ન કરવી નીચ દુષ્ટ સંગતી;
અધર્મ સંગ ન કરે અદક્ષણ, સાધુ પુરૂષનાં એ લક્ષણ.
વાંચ્છે પરમેશ્વરનું શર્ણ, સત્કર્મ કરે બ્રાહ્મણ;
તેનાં કર્મ નિવારજ થાય, તેને મુક્તિ આપે હરિરાય.

વલણ.

હરિપદ પામે તે સહી, રહે આપણા ધર્મમાંયરે;
જન પ્રેમાનંદ કહે કથા, થયો દ્વાદશમો અધ્યાયરે.

---

## અધ્યાય ૧૩ મો.

### કડવું ૨૫ મું-રાગ આશાવરી.

નારદજીનાં વચન સુણી, બોલ્યો હસ્તિનાપુર ધણી;
ધર્મ તણી કથા કહો, ફરી વિસ્તરીરે.

ઢાળ.

વિસ્તારી કહો વર્ણાશ્રમ, ધર્મના વિધિ આચાર;
નારદજી કહે યુધિષ્ઠિરને, કહું વિપ્ર ધર્મ વિસ્તાર.
બ્રાહ્મણને લઘુ વયમાં, કરવું વેદાધ્યાયન;
સ્નાન શીળ ને શુદ્ધ દેહ, ત્રિકાળ સંધ્યાવંદન.
કરે સેવા ગુરુ તણી, પ્રણિપત સ્તવન લળી લળી;
કાર્ય હોય તે માગી લેવું, કરીને કૃતાંજળી.
વસ્ત્ર પ્રક્ષાલન ચર્ણ સેવા, દાસત્વપણું જણાવે;
હઠ કરી વિદ્યા ન માગે, ભણે જે ગુરુ ભણાવે.
માગી લાવે મધુગરી, ગુરુ આગળ મૂકે આણી;
ગુરુ આપે તે ભક્ષણ કરવું, સંતુષ્ટ રાખવો પ્રાણી.

સ્વાદ નાના વિષતણા, તે વિપ્રે સર્વદા વર્જય;
યુગ પ્રમાણે આયુશ સારૂ, પાળવું બ્રહ્મચર્જ.
કામ ઇંદ્રીનો સંગ ન કરવો, રેવું વિષયથી વિરક્ત;
ભોજન બ્રાહ્મણ ને તીર્થ કરવા, જેવી શરીરની શક્ત.
પછે પાણિગ્રહણ કરવુ, શુદ્ધ જોઈ સ્ત્રી ગોત્ર;
ગૃહસ્થાશ્રમને આચરે, વૃત્તિ પાળે અગ્નિહોત્ર.
તીર્થ કરે પૃથિવી ફરે, અતીત નિર્મુખ ન જાય;
ગૃહસ્થાશ્રમ તેને કહીએ, સુણ યુધિષ્ઠિર રાય.
લક્ષણ કહુ વાનપ્રસ્થના, આચાર પાળે ધર્મ;
સદન વૈભવ સુતને સોંપવું, જાણી જરા આગમ મર્મ.
પત્ની યુક્ત તે વનમાં જાવુ, અગ્નિહોત્ર રાખવું પાસ;
સ્ત્રી સંયુક્ત સાધન કરવું, એ ઉજ્વળ સંન્યાસ.
તીર્થ ત્રટે પર્ણકુટી કરવી, વા રહેવું ગુફા માંય;
ત્યાં અતિથિનું આતિથ્ય કરવું, ફળાદિક ભક્ષદાય.
સાધુ સંગતી ભક્તિ કરવી, વદવું નહીં અસત્ય;
પરિચર્યા પાવકની કરવી, પોષવા ધારાદપત્ય.
સૂર્ય કિરણથી અન્ન નિપજે, તે લાવી કરવુ પ્રોઢાસન;
અગ્નિહોત્ર કરતાં વૃદ્ધિ પામે, તે કરવુ ભોજન.
દ્વાદશ સંવત્સર વનમાં રેવું, ચાર વર્ષ વનવાસ;
નહીં તો બે વર્ષ રહેવું સહી, નહિં કર રહેવું ખટમાસ.
તીર્થ રટણ ફળ ભક્ષણ, વનફુલ કરવાં પરિધાન;
દેવ યજન અગ્નિ સેવન, સેવવું ઉદ્યાન.
જો અન્ન ફળ મળે નહીં, ક્ષુધા થયે વ્યાપ્તમાન;
અગ્નિહોત્રનાં કાષ્ટ પ્રક્ષાલન, તે જળનું કરવું પાન.
એ ધર્મ કહ્યા વાનપ્રસ્થના, વિપ્ર ક્ષત્રિય અધિકાર;
અગ્નિહોમ વિના વાનપ્રસ્થ પાળે, તે શદ્રનો કુમાર.
છેલ્લો આશ્રમ સંન્યાસ લેવો, પામે તત્વ ચોવીશ;
સંન્યાસ ગ્રહણ કીધા વિના, મળે નહીં જગદીશ.
મહાવાક્યે હોય મોક્ષ પદવી, પામે ઉગ્ર આત્મજ્ઞાન;
શયન ટળે જનની જઠરનું, આપે પદ ભગવાન.

વલણ.

ભગવાન મુક્તિ આપે સહી, જો આશ્રમ ધર્મને ધાયરે;
જન પ્રેમાનંદ કહે કથા, થયો ત્રયોદશો અધ્યાયરે.

---

## અધ્યાય ૧૪ મો.

### કડવું ૨૬ મું–રાગ મારૂની દેશી.

રાય ધર્મ પૂછે હો ઋષિવર, કહો કમળભૂના કુંવર;
વર્ણાશ્રમ મારગ કહ્યો, અભિલાષ એક મુજને થયો.
કહો સંન્યાસી તણાં લક્ષણ, સંન્યાસી કેવું કરે ભક્ષણ;
શું મૂકવું ને શું ગ્રહેવુ, સંન્યાસીને કોણ સ્થળ રહેવું.
અવધૂત જોગી કોને કહિયે, માનુભાવ તે કેઈ પેર લહિયે;
ઋષિ નારદ વળતું ભાખે, નહીં પૃચ્છક તારે પાખે.
વનમાં ગયા હુતા પ્રલ્હાદ, થયો અવધૂતસું સંવાદ;
ત્યાં જ્ઞાન કહ્યું નવ નવું, તે સંન્યાસ લક્ષણ વર્ણવું.
શુક કહે પરીક્ષિત પવિત્ર, કહું સંન્યાસ કર્મ ચરિત્ર;
પ્રલ્હાદજી વૈષ્ણવરાય, એકવાર ગયા હુતા વન માંય
તે તીર્થ નાનાવિધ કરતા, વેદોક્ત કર્મ આચરતા;
વિશ્રામ કરે બહુ મઠમાં, આવ્યા કાવેરીના ત્રટમા.
સંધ્યાચળ ગિરિની તલાટી, બેઠોછે યોગી વાળી પલાંઠી;
તે અવધૂત આત્માજ્ઞાની, પ્રલ્હાદની મનસા માની.
દીઠો પીરલો વિપ્ર વૈરાગી, બેઠો માયા મમતા ત્યાગી;
દીસે ધ્યાન લયની લક્ષણા, પ્રલ્હાદે કીધી પ્રદક્ષણા.
પછે કીધો દંડ પ્રણામ, કરજોડીને પૂછ્યું નામ;
સ્વામી કેમ સેવો આ વન, નથી પાસે કો સેવકજન.
રવિ કિરણે દાઝે છે કાય, સ્વામી શે નથી કરતા છાય;
દૂરસ્થ છે નદીનું તીર, આણી કોય પાયછે નીર.
નથી નિકટ કોનો આશ્રમ, તો ભોજન પામોછો કયમ;
ઈહા વ્યાઘ્ર વરૂ આવે કરતા, કેમ ભયથાતો નથી વરતા.

શરીર પુષ્ટ છે અનંત, કહો મર્મ મુનિ મહંત;
ભક્ષ ભોજન આવતું રહ્યું, તો શરીર પુષ્ટ કેમ થયું.
તૃષા શીતના રહેવા ઝાડા, તો અંગે કેમ છો જાડા;
પંચામૃત સરખું અંગ, નહી હર્ષ શોક ઉમંગ.
બોલ્યા અવધૂત કરીને હાસ, ભલે પધાર્યા હરિદાસ;
મેં શરીર તપ કરી દહ્યું, તે પુણ્યે તારૂં દર્શન થયુ.
અવધૂત રૂપ મેં ધાર્યું, મન ભ્રમણ કરતું વાર્યું;
બંધ કીધા ક્રોધને કામ, ગતવિવાદ મારૂં નામ.
ગુરુદ્વારાએ યોગ સાધ્યું, પરબ્રહ્મ સાથે મન બાધ્યું;
કહું સંન્યાસીનાં લક્ષણ, કરતું સમપ્રાપ્તિ ભક્ષણ.
ગુરુ સેવા કરવી પ્રીતે, આચરવો ધર્મ ગુરુની રીતે;
રહેવું આચારમાં તત્પર, જ્યાં રહ્યા તે માનવું ઘર.
એક દિવસ ગામમાં રહેવું, પ્રમાણ કોને નવ કહેવું;
વિષ્ણુનામનો પાઠજ કરવો,અર્થ ભેદ અંતરમાં ધરવો.
સંસાર જાણવો અનીત્ય, નારાયણ માનવા સત્ય;
રમતા રામની કેવી કળા, નહિ કમંડળ દંડ મેખળા.
વટ દૂધ જટા નહીં રક્ષા, નહિ વાદ ન દેવી શીક્ષા;
નહીં હાસ વિનોદ ને રોવું, નહિ આશ્ચર્ય ને ન જોવું.
નહીં માયા મોહ ને મમતા, વીરલા જન હિંડે ભમતા;
નહીં દિવસ નિશાનું પ્રમાણ, સમાનઅશુભ કલ્યાણ.
હોય સ્તુતિ નિંદા સમતુલ્ય, મન સદા રહે પ્રફૂલ્ય;
સમાન લાભ ને હાણ, સમાન આપ અપમાન.
કનક લોહ સમ જાણે, તે તજવું કંઈ ન આણે;
એકવારે પડે ચૌદે લોક, દેખી ઉત્પાત ન આણે શોક.
નથી શત્રુ નથી સ્વજન, સમાન વસ્તી ને વન;
સમતુલ્ય યશ અપયશ, એકાદશ ઇંદ્રિય વશ.
નહિ વલ્લભ કુંવર ને કૃષ્ણા, ત્યાજ કીધી આશા તૃષ્ણા;
આ જગતને જૂઠું જાણ્યું, સત્ય એક બ્રહ્મને પ્રમાણ્યું.
હું તું ભાવને મેં હણ્યો, લાગ્યો નહિ રંગ રામા તણો;
કેવળ બ્રહ્મરસનો ભોગી,-પ્રલ્હાદ તેને કહીએ યોગી.

મેં દત્તાત્રય પુણ્યે, અવધૂત જ્ઞાન ધર્યું મને;
સંસાર ખોટી વિધિએ માંડયો,પ્રપંચરૂપ દેખીને છાંડયો.
કર્મ કૂપ જળ અણુનીઠું, સકળ વિશ્વમાં બંધન દીઠું;
મોહ ગર્ત ભયાનક મોટા, પ્રાય સંસાર પાયો ખોટો.
જે માત તાત સુત દારા, એ મળે વાના પ્રસારા;
સુખ અલ્પ ને દુઃખ ઘણું, મિથ્યા મદ માયા તણું.
અસત્ય અસત્ય નિરધાર્યું, ચિત્ત વિષય ત્રિવેથી વાર્યું;
બ્રહ્મજ્ઞાન ગુફામાં પેઠો, અહીં વૈકુંઠ જાણી હું બેઠો.
ઊછળતું મન તે હરિયું, હૃદય રામરસે ભરિયું;
ઊડી ગઇ અજ્ઞાનની ત્રાટી,મારા મોહ પડળ ગયાં ફાટી.
ઉદયો જ્ઞાન આદિત્ય, હરિ હીરો જડિયો ચિત્ત;
એક ગુરુ કીધો અજગર, મારે બીજો ગુરુ મધુકર.
ગુણ ભ્રમરનો દીઠો સાર,તજે કુસુમ વાસ અંગિકાર;
આયુષ્યવત્ જુગ ફંદ, માહે માધવજી મકરંદ.
લીધો અજગરનો ગુણ એહ,કરૂં ભક્ષ મળી આવે તેહ;
વૃક્ષ પત્ર ઉડાડે પવન, તે વીણી કરૂં ભોજન.
લોભ લહુતાને ન ધાઊં, ઘણું તૃપ્ત સંતોષે થાઊં;
સંતોષ વિવેક ગ્રહું ધીર, તેણે પુષ્ટ મારૂં શરીર.
યથા લાભ થાઊં સંતુષ્ટ, તેણે પ્રાણ પીંડ અતિ પુષ્ટ;
જેને આવ્યો મન સંતોષ, તેના ગયા જાણિયે સર્વ દોષ.
સંતોષી તે મોટા સંત, સંતોષે મળે ભગવંત;
સંતોષે સર્વ સાધન, સંતોષે ફળે ભજન.
સંતોષે તરે સંસાર, સંતોષે ટળે અવતાર;
કરવું સંતોષે ધ્યાન અભ્યાસ,આત્મજ્ઞાન કહ્યું હરિદાસ.
પ્રહ્લાદજી લાગ્યા પાય, અવધૂતે આપી વિદાય.

વલણ.

વિદાય આપી પ્રહ્લાદને,કહ્યો સંન્યાસ ગૃહસ્થ મહિમાયરે;
જન પ્રેમાનંદ કહે કથા, થયો ચતુર્દશો અધ્યાયરે.

# અધ્યાય ૧૫ મો.

## કડવું ૨૭ મું-રાગ રામગ્રી.

શુક કહે પરીક્ષિતને, ગૃહસ્થ ધર્મ વખાણી;
શૌનકાદિક સાંભળે, કહે સુતપુરાણી. શુક.
ધર્મ પૂછે નારદને, મુનિ વેણાપાણિ;
અદ્ભૂત કથા અવધૂતની, તોતી સાંભળી જાણી. શુક.
સવાદ પ્રલ્હાદજી. તણો, અવધૂતની વાણી;
અજગર વ્રત કારણ કહ્યું, રહેલું સંતોષ આણી. શુક.
ધર્મ કહે સન્યાસને, સુણી હરખ્યો પ્રાણી;
કૃતાર્થ સ્વામી હું થયો, સાંભળી તમારી વાણી. શુક.
વર્ણધર્મ મેં સાંભળ્યા, અંતર હીત આણી;
ગૃહસ્થ ધર્મ કહો કૃપા કરી, વિસ્તારી વખાણી. શુક.
નારદ કહે સુણ ભૂપતિ, મેં આરત જાણી;
એવું કોણે પૂછ્યું નથી, વિવેક મન આણી. શુક.
જીવ પડયો મોહજાળમાં,ગૃહસ્થ સુખ સાચું જાણી;
કૃષ્ણ કથા જાણી નહીં, કથી કર્મની કહાણી. શુક.
ધોસરૂં સ્કંધ માયાતણું, ન થાકે તાણી તાણી;
વૃદ્ધ પૂર્વે તે બળદિયો, ઘર સૂત્ર તે ઘાણી. શુક.
ગૃહસ્થાશ્રમ માંડી કરી, વિષયરસ ચાખ્યો;
જન્મ તેનો એળે ગયો, હ્રદે રામ ન રાખ્યો. શુક.
લક્ષણ કહું ગૃહસ્થનાં, જે બોલ્યાં છે વેદે;
આચરે મુક્તિ હોય સહી, જે શિક્ષા મન ભેદે. શુક.
વિપ્ર શ્રેષ્ટ ચાર વર્ણમાં, નદીમાં ગંગ જેમ;
તેમ શ્રેષ્ટ આશ્રમ ચારમાં, છે ગૃહસ્થાશ્રમ. શુક.
ગૃહસ્થ તરે ભવસિંધુમાં, જો વેદ કર્મ પાળે;
આદર. કરે અતિથિને, જે પાછો નવ વળે. શુક.
માન દેવું અતિથિને, મુખ બોલે મધુરી વાણી;
સંપત સારૂ અન્ન ફળ, સમર્પવાં ચિત્ત આણી. શુક.
શીખ દેવી પત્ની પુત્રને,રખે કો નિર્મુખ જાય;
જો અંન ન મળે મંદિરમાં, તો નિર્મળ પાણી પાય. શુક.

જો સ્ત્રી પુત્ર કહ્યું નવ કરે, કરે મનનું માન્યું;
તે પાતિક પરિવારને, લાગે વૃદ્ધને શાનું. શુક.
કાયા કાંળ મુખે પડી, માથે મર્ણું સિચાણો;
અનિત્ય દેહ એ સર્વથા, રખે ચીર કો જાણો. શુક.
શરીર મહા નરકે ભર્યું, વિષય નરકમાં બુડ્યું;
સત્ય મૃત્યુ મનમાં ગણી, ન કરવું કાંઇ કૂડું. શુક.
પિતૃને પોષ્યા નહીં, થાયે કર્મ બાધ;
અમાવાસ્યા ભૂલવી નહીં, સંવત્સરી શ્રાદ્ધ. શુક.
માતુભાવ શ્રાદ્ધ સારવું, નવ કરવો પ્રમાદ;
વ્યતીપાત ભૂલવા નહીં, સારવી પ્રીતે જુગાદ્ય. શુક.
મળે નદી સમુદ્ર ગામે, વળિ તીર્થે દેવસ્થાન;
એ યોગે શ્રાદ્ધ સારવું, કરવું તે શુભ દાન. શુક.
પ્રદક્ષિણા પર્વત તણી, નમી ગિરિ અષ્ટ;
તેની તલેટીએ શ્રાદ્ધ સારતાં, પૂર્વજ સંતુષ્ટ. શુક.
જ્ઞાનીને ભોજન આપવું, અતીતને અંન;
અષ્ટ મહાદાન બ્રાહ્મણને, હોય ગૃહસ્થ મુનિજન. શુક.
એ વિધિએ શ્રાદ્ધ કરે નહિ, નાસ્તિક અહંકારી;
ઉવેખે પૂર્વજને, તે નરકનો અધિકારી. શુક.
ભક્તિ કરે બ્રાહ્મણની, વિવેકે વિલસી;
સુરભી અસ્વત્થ પૂજવા, પૂજવાં વૃંદ તુલસી. શુક.
પોષણ કરવું કુટુંબનું, નહીં ગર્વની વાણી;
પંચ પરહરવાં શ્રાદ્ધને સમે, અનર્થને તાણી. શુક.
પાખંડે શ્રાદ્ધ કરવું નહીં, નવ કરવો ક્રોધ;
પ્રમાદે શ્રાદ્ધ કરવું નહીં, સ્વજન નહીં વિરોધ. શુક.
અશુદ્ધે શ્રાદ્ધ કરવું નહીં, એ પરહરવાં પંચ;
છળ ભેદ કરવા નહીં, તજવો પ્રપંચ. શુક.
હવે લક્ષણ કહું સાધુનાં, જેને ભવસાગર તરવો;
દયા રાખવી સર્વ ભૂતમાં, કંઇ ક્રોધ ન કરવો. શુક.
સ્વધર્મ પોતાનો પાળવો, અધર્મને તે તજવો;
કર્મ કરવાં જે વેદે કહ્યાં, યજ્ઞપુરૂષને ભજવો. શુક.

અધર્મનું મૂળ લોભછે, લોભે જાય જ્ઞાન;
અતૃપ્ત પ્રાણી ધંધોકરે, અવતરે વળી શ્વાન. શુક.
ભવન ભવન ભમતો ફરે, ભસે વદન વિકાસી;
માર માર સહુકો કરે, લોક નગરના વાસી. શુક.
રહેવા સ્થાનક મળે નહીં, ઉદર ભરીને અહાર;
એમ દુઃખ વેઠે લોભીઓ, પામી શ્વાન અવતાર. શુક.
અંત નાવે કામ ક્રોધનો, નહીં લોભનો અંત;
લોભી પચે મહાનરકમાં, થઈ પામર જંત. શુક.
લોભે વાધે લઘુતા, અપલક્ષણ થાય;
પરદ્રોહ પરજીવ હણે, પડે નરક માંય. શુક.
ઇચ્છે સ્વાદ જે અતિ ઘણા, પોખે પિંડ સંન્યાસી;
જોગધરી ભોગ ભોગવે, તે નરક કેરો વાસી. શુક.
માનુભાવ મોટા જતિ, તપ શૃંગે ચઢિયા;
તે પરમદ પામ્યા નહિ, લોભે તે લડથડિયા. શુક.
મન પવન બે બળદિયા, દેહ રથ શું જોડે;
પ્રાણ રથી બુદ્ધિ સારથી, ફરે દ્વાદશ ઘોડે. શુક.
વિષય વાડીમાં સંચરે, ભમે ભૂલે ભામે;
કુમારગ રથ ખેડતાં, કુંભીપાકને પામે. શુ૰.
ચીલા બે કામ ક્રોધના, સંકલ્પ વિકલ્પ હિલા;
ફરતાં કર્મ ચક્ર આથડે, મધ્યે મોહ શીળા. શુક.
વિશ્વ ચઢ્યું એવે રથે, સહુ ઉન્માર્ગે ચાલે;
અણપલોટ બે ગોધલા, રથ જાળમાં ઘાલે. શુક.
હાંકી ન જાણે શઠ સારથી, રાશ મર્યાદા ત્રૂટી;
બેસનારો હતવત થયો, રથ ભાંજ્યો ફૂટી. શુક.
વારંવાર સમો કરે, વારંવાર ભાજે;
રામ નામ લીધા વિના, ઘણું અંગે વાજે. શુક.
ઘોર નરકમાં નર પડે, રથ હાંકી ન જાણે;
કુમાર્ગ કારણ કહ્યાં હવે, સુમાર્ગ વખાણે. શુક.
સ્વધર્મ સંગત સંતની, એ ચીલે રથ હાંકે;
ખેડક સુબુદ્ધિ સારથી, રથ ઉંધો નવ નાખે. શુક.

વેદ બાહ્ય કર્મ કરવું નહિ, કરે નાસ્તિક કહિયે;
નાસ્તિક નરકે સંચરે, સુખ ન પામે કંઈએ. શુક.
કુળ ધર્મ મૂકવો નહીં, વેદ મારગ ગ્રહિયે;
સમ દમ તપ તીરથ કરી, મોટાં પાતિક દહિયે. શુક.
જે જે એવાં કર્મ આચરે, અવતાર તેવે રૂપે;
સ્વકર્મે સ્વર્ગ ચડે પડે, કુકર્મ નર્ક કૂપે. શુક.
કર્મ ભોગવે છૂટિયે, નાના દેહ ધારી;
પૂર્વ જન્મની કથા કહું, સાંભળ ધર્મ મારી. શુક.
કર્મ કથા નારદ કહે, સ્વજન્મ ગુણગ્રામ;
પૂર્વે હું ગંધર્વ હુતો, ઉપવર્ણજ નામ. શુક.
નાદ કળા મુજમાં ઘણી, બીજો કોઈ ન માંડે;
જો ગાન ઘુઘરી સાંભળે, તો બ્રહ્મા તપ છાંડે. શુક.
નૃત્ય રસ મારા થકી, સતીઓ મોહજ પામે;
ઇંદ્રે તેડાવ્યો સાંભળી, વિષય કીર્ત્તન કામે. શુક.
મેં ચરણે બાંધી ઘુઘરી, સ્વર લઇ આલાપ્યો રાગ;
અંબર અવનિ ડોલિયાં, ડોલ્યો શેષ નાગ. શુક.
માનવ દાનવ વિસ્મે થયા, ડોલ્યા સહુ દેવ;
પણ એક અપલક્ષણ મુજમાં, લંપટની ટેવ. શુક.
ગાન કળા દાખી ઘણી, માન અપ્સરાનું મોડયું;
મોહ પામી દીઠી દેવાંગના, મેં એક દ્રષ્ટે જોયું. શુક.
અપ્સરી ગંધર્વી વિદ્યાધરી, કિન્નરી યક્ષ કન્યા;
સહુ સાથે મન લુબ્ધ થયું, રમી આચર્યો અન્યા. શુક.
વિકાર મારા નેત્રમાં, અનંગ અંગે વ્યાપ્યો;
અયુકત અવયવ દેખી કરી, મુને દેવે શાપ્યો. શુક.
જો જોયું લંપટ દૃષ્ટે, કીધો નાદ અસૂત્ર;
પાપી પડ પૃથ્વી વિષે, થા દાસીનો પુત્ર. શુક.
નીચ કામને આચરે, વહેજે શીર ભાર;
પીડાજે અંન વસ્ત્રને, ખમજે તિરસ્કાર. શુક.
ઉપવર્ણ અમરની સ્તુતિ કરે, હું બાળ તમારો;
શાપ અનુગ્રહ કીજીએ, ભવજળ મુને તારો. શુક.

દેવ બોલ્યા કૃપા કરી, વિપ્રસેવા તું કરજે;
દાસશરીર મૂકી કરી, બ્રાહ્મણ અવતરજે. શુક.
ગંધર્વ પૃથ્વીમાં પડ્યો, કર્મજોગે નેટ;
શાપે ઉપવર્ણ અવતર્યો, એક દાસીને પેટ. શુક.
પિતા નહીં તે બાળને, સગું નહીં કોઇ;
બાળ થયો પંચ વર્ષનો, દાસી મા મોઇ. શુક.
વિપત પડી તેને અતિઘણી, નહિ મા ને બાપ;
એવું દુઃખ તેણે ભોગવ્યું, પરસ્ત્રીદર્શનપ્રતાપ. શુક.
ભિક્ષા માગીને ઉછર્યો, સેવા વિપ્રની માંડી;
ભક્તિ કીધી બ્રાહ્મણતણી, શત વર્ષે દેહ છાંડી. શુક.
પ્રતાપ વિપ્રપૂજનતણો, ન થાય શુભ શુંય;
દાસીપુત્ર બ્રાહ્મણ અવતર્યો, નારદ કહે તે હુંય. શુક.
કર્મકથા કહી માહરી, માટે ભોગવ્યાં કર્મ;
વચન સુણી નારદતણાં, ચર્ચે લાગ્યા ધર્મ. શુક.
વર્ણાશ્રમધર્મ સાંભળી, ભક્તિ ધર્મની વાધી;
જે કૃષ્ણકથા સુણે નહીં, તે નર અપરાધી. શુક.
સપ્તમસ્કંધ પૂરણ હવો, અધ્યાય પાંચ ને દશ;
એ કથા ભણે ને સાંભળે, ન પડે જન્મને વશ. શુક.
શયન ટળે માતગર્ભનું, માયાબંધન ત્રૂટે;
દારિદ્ર જાયે તે જીવનું, હરિધન ગુણ લૂટે. શુક.
ચરિત્ર કહ્યું પ્રલ્હાદનું, વરણ્યા વર્ણાશ્રમધર્મ;
સુણતાં જ્ઞાનઅગ્નિ ઉદે, દાઝે કચરોકર્મ. શુક.
જેમ કો નાહે માઘમાં, જાહ્નવીની છોળ;
ભાગવતકથા ભાગીરથી, શુકવાણી કલ્લોલ. શુક.
પામરપ્રાણી દેહ માનુષી, પામી હરિ ગાયો;
ભાગવતકથા કલ્લોલમાં, જન પ્રેમાનંદ નાહ્યો. શુક.
કાલોઘેલો ને બોબડો, અબુદ્ધિયો અજ્ઞાની;
કવતાં જે ઊણું રહ્યું, તે લેજો શુદ્ધ માની. શુક.'
પણ હરિનામે નિશ્ચે તરે, વદે વેદ વેદાંત;
જાણે અજાણે અગ્નિ દહે, તેમ એ દૃષ્ટાંત. શુક.

જાણે અજાણે ભાખતાં, હરિહર મુખ કહેવાય;
કર્મ ટળે તે જીવનાં, સઘ પાવન થાય શુક.
શ્રી ભાગવત ભાવાર્થમાં, શ્રીધર યથા દીપ;
તે અનુસારે કહ્યું, હરિ કરતા મદીપ. શુક.
વટપત્તન વાસી વિપ્રજે, ચાતુર્વિશી આનંદ;
શ્રોતા સહુ શ્રીહરિ કહો, કહે ભટ પ્રેમાનંદ. શુક.

વલણ.

પ્રેમાનંદભટ એમ કહે, મુખ કહેતા ગોકુળરાયરે;
ઇતિ સપ્તમસ્કંધમા થયો, પંદરમો અધ્યાયરે.

---

સપ્તમસ્કંધ સંપૂર્ણ.

---

# અખો.

## વેદાંત-જ્ઞાનનાં પદો.

### બ્રહ્મના खेल विषे.

#### પદ ૧ લું-રાગ રામગ્રી.

બ્રહ્મરસ તે પીએરે, જે આપ ત્યાગી હોય;
ભુંગળ વિના નટ ખેલેરે, તે ખેલ અકેલે કોય. બ્રહ્મ૦ ટેક. ૧
કેસરી કૂખથી સંચરો, અને વકારે મહાવીર;
તે ગર્જનાએ ગજરાજ નાશે, સીધ ન છંડે ધીર. બ્રહ્મ૦ ૨
સાત સાહેર સેહેજે તરે, જેને એક અંજલી નીર;
બુડે નહીં કહું બિંદે બાંધી, ત્રવેણીને તીર. બ્રહ્મ૦ ૩
સંગ્રામે શૂરા લડે, જેના ધડપર નહોય શીશ;
ધાર અણી અડકે નહીં, જેને રોમે રોમે જગદીશ. બ્રહ્મ૦ ૪
મહા પરમાર્થી તેને કહીએ, જે સર્વને કરે સંત;
કહે અખો મહાતેજમાંહે, તે મળી રહ્યા મહંત. બ્રહ્મ૦ ૫

### ब्रह्मगुरु विषे.

#### પદ ૨.

તે ગુરુ સેવીએરે, જેનું મુલ તોલ ન માપ;
ગુરુને આદ્યઅંત ને મધ્ય નહીં,તેનો થાય ન કેવો થાપ. તે ગુરુ. ટેક.૧
પ્રપંચથકી પરેરડો, ને લોહોચંમકને ન્યાય;
જડ હતો તે ગુરુતકે, સંજોગે ચૈતન થાય. તે ગુરુ. ૨
ગુરુને નામ ઠામ ને ગામ નહીં,અને સર્વનો વિશ્રામ;
ઉત્પત્તિ સ્થિતિ લય ગુરુ વિષે, કહાવે સદાય અકામ. તે ગુરુ. ૩
ગુરુ મારો નવ અવતરે, નવ ધરે ગર્ભવાસ;
ઉપજે તે વણસે ખરો, એ તો માયાનો વિલાસ. તે ગુરુ. ૪

ગુરુ મહીમા સદાશિવ લહે, સનકાદિક શેષનાગ;
સુધ વિચારે સ્વયં અખો, જો ગુરુ કહે ગુરુભાગ. તે ગુરુ. ૫

પદ ૩.

ગરવો ગુરુ મળ્યોરે, એવા સત નિરંજન દેવ;
મિષ્ટવચન ગુરુ દેવનાં, તેનો વિરલા જાણે ભેવ. ગરવો. ટેક. ૧
ગુરુને જાત વરણ આશ્રમ નહીં, સેહેજપણે અવધૂત;
ગુણ સાથે નહીં યોજના, પરસે નહીં પંચભૂત. ગરવો૦ ૨
અખીલ જગત ગુરુમાં રહે, અને ગુરુ રહે નિર આધાર;
અન્ય આશ્રિત નહીં ગુરુવિષે, તે રહે પરાને પાર. ગરવો૦ ૩
એ અચરજ ગુરુનું ઘણું, જે અરૂપી ને અણુલિંગ;
સ્વભાવે સાક્ષી તે સદા, પ્રતિબિંબ પંચે રંગ ગરવો૦ ૪
સામર્થ્યે સઘળે રહે, અને સ્વે રહે સંતપાસ;
ત્યાં મેળાવો અખા આહેરો, એ તો સ્વે મળે અવિનાશ ગરવો૦ ૫

પદ ૪.

વચન વાહલાતણાંરે, એવા જીવતણાં રસ રૂપ;
જેણે ભ્રમ ભોરીંગ ઉતરે, એવા સબીજ સત્ સ્વરૂપ. વચન. ટેક.૧
જેમ મરણ વિધા સંજીવની, તે શબ્દે કરે પ્રવેશ;
તેમ વચનદ્વારે ગુરુ વસ્યા, ત્યાં દ્વૈત નહીં લવલેશ. વચન૦ ૨
બાહ્ય કે અંતર રહ્યો, એવો જીવે કળ્યો નવ જાય;
ઘટમઠે સભરો ભર્યો, તેને શરીર વિના સર્વ થાય. વચન૦ ૩
ક્યારે બોલે નિજ ઘર રહી, ક્યારે બોલે પ્રપંચ;
પણ વચન સમજે ગુરુતણાં, તેને ન લાગે માયાનો અંચ. વચન૦ ૪
સુજમાં આવીને માનિયો, ગુરુએ કહ્યો ગુરુભાગ;
તારે અખે સાગર ઉલટચો, ત્યાં નહીં રાગ વૈરાગ. વચન૦ ૫

પદ ૫.

સ્વૈં સતગુરુ મળ્યારે, મન પામ્યું વિશ્રામ;
જીવ થઇને જીવતો ફરે, હવે રમે થઇને રામ. સ્વૈં. ટેક.૧
સ્વપ્નામાં સુખિયો થઈને, ભોગવતો બહુ ભોગ;
ચાર અવસ્થા સહીત છુટો, આદ્ય અંતનો રોગ. સ્વૈં૦ ૨

આપના અંધકાર માંહી, અજાણ્યો હતો આપ;
પ્રાણ પ્રભુ કરી જાણતો, ઇચ્છતો પુન્ય ને પાપ. સ્વૅ૦ ૩
સમાગમે સિદ્ધ ગુરુ મળ્યા, અને ટાળ્યા ત્રિવિધિ તાપ;
હવે સેજે સુખે રમે, નહીં થાપ ને ઉથાપ. સ્વૅ૦ ૪
સતગુરુની જે કલા સમજે, તે તરીને બેઠા તીર;
સિંધુ માંહે રવિ રમે, તેને નિશ્ચે ન બોળે નીર. સ્વૅ૦ ૫
નિસ્પૃહી નિર્લેપ નિર્ગુણ, અનુભવના ભંડાર;
કહે અખો પરબ્રહ્મ પૂરણ, તત્વ તદાકાર. સ્વૅ૦ ૬

## ब्रह्म ओलखवा विषे.

### પદ ૬.

સમસ્યા સંતનીરે, પરબ્રહ્મ પદનુંરે દ્વાર:
સમજતામાં સ્વેજ થશે, એવો તે બ્રહ્મવિચાર. સમસ્યા. ટેક.૧
મહારાજ બેઠા માળિયે, તે અધિકારે ઓળખાય;
આંગળી વળે ઓળખાવતાં, તે નર અપરાધી થાય. સમસ્યા૦ ૨
પ્રતાપ દેખી પરવરો, ઓલખવા છે ઇશ;
જ્યાં જેવો ત્યાં તેવો, ચૈતન્ય બ્રહ્મ જગદીશ. સમસ્યા૦ ૩
જેમ ધેનુ કાળી કાબરી, ધુંખળી ધોલેવાન;
કપાલે તરણી કાલ પુંછી, રાતલી ચાલી રાન. સમસ્યા૦ ૪
તેના ધણીના દરશન વિષે, તે અંધારે ઓળખાય;
તેના પયતણું પારખું કરતાં, બુધ તે બુડી જાય. સમસ્યા૦ ૫
થાવર જંગમ લક્ષ ચોરાસી, દેવ દાનવ નર નાગ;
ત્રિગુણકેરા ઘાટ નાના, માંહે માયાકેરા ભાગ. સમસ્યા૦ ૬
તેની ચેષ્ટા ચપલતા ચરિત્ર નાના,તેને જોતાં ભૂલે જંત;
તે કારજ જોતાં કારણ ભૂલે, જેમ માળાવિષે તંત. સમસ્યા૦ ૭
નામ રૂપ નરનેવિષે, જેમ ધાતુ ઉપર મોહોર;
ધાતુ હામે બ્રહ્મ જાણો, માંહે નાના નામ અંકોર. સમસ્યા૦ ૮
તેને દૈવદૃષ્ટે નિરખતાં, તે અધીક ન્યૂન ન થાય;
ગુણવાદી ગામ નામ હામે, તે દ્વૈત જોઇ ડેહેકાય. સમસ્યા૦ ૯
તે વિગત નામે વસ્તુમાંહે, કોય જાણે વિરલાસંત;
તે ભક્તિ વૈરાગને આસને, તે બેઠા શોભે મહંત. સમસ્યા૦ ૧૦

જેમ રાજાની આણ સહુને વિષે,પણ રાયને કોની ન આણ;
અખા સમજતાં અર્થ થાય, પોહોંચે પદ નિરવાણ. સમસ્યા૦ ૧૧

## सचराचरब्रह्म विषे.

### પદ ૯.

આપે આપ તુંરે, હુંજ નબળું શેષ,
તું બોલે ચાલે સાંભળે, તેં મહારો લીધો વેષ. આપે. ટેક.૧
હું પડછંદો તહારો, તહારે તે શ્વાસે શ્વાસ;
મન તું તન તુ ત્રીકમા, તુજ માંહે તે મહારો વાસ. આપે૦ ૨
પેહેલો પાછલો તું પ્રભુરે, પદ થતે હું જાણ;
તેજ પ્રેક્ષણુ તાહેરૂ, જેમ કીરણનો ભાણ. આપે૦ ૩
મુજ દષ્ટાંતે સૃષ્ટિનો, સરવાળો એકમેળ;
ઊચ નીચ નહીં નિરખતાં, જેમ સાકરનો નાલર કેળ. આપે૦ ૪
જેમ અંબુધીમાંહેથી અંબુને, લઇને વરશે છે વાય;
તેના નદી નાલાં નામ ધર્યાં, પણ ભર્યામાં તોલા થાય. આપે૦ ૫
જ્યારે હું થઇને તાહરૂં, કાઢવા જાઊં છેક;
તારે વીલે થાઊં વિચારતાં, તો કોણ કહે બે એક. આપે૦ ૬
આરોપણ હું તુંપણું, એ સમર્થતાની ગૂંજ;
હું હુંને પ્રણવી કહું, એ આપે આપની સૂજ. આપે૦ ૭
આવો આરોપણ અણછતો, અને વસ્તુત્ત ને તું રામ;
એમ જોતાં હું તું તેમ થયું, સેહેજે સાધ્યું કામ. આપે૦ ૮

### પદ ૮.

ઉગ્ર બુદ્ધિએ સમજરે, જે રહે પ્રપંચને પાર;
જેને વિશેષણ એકે ન લાગે, નહીં વિચારાવિચાર. ઉગ્ર. ટેક. ૧
અલખ અરૂપી નહીં ગ્રાહ્ય ગ્રાહક, સુધા વેદ તે સાર;
તેને જીવ બુધે જોનેથકે,- નવ પામીએ પાર. ઉગ્ર૦ ૨
તત્‌પદ ને ત્વંપદ થકી, અતીશે આઘો જેહ;
આસપદ- અવાચ્ય અવ્યય, અંબરવત તો તેહ. ઉગ્ર૦ ૩
નિસ્પૃહી જે પુરૂષ પૂરણ, જેને વૈકુંઠ સાથે વૈરાગ;
તેને સ્વર્ગભોગ કેમ સંભવે, જે જાણે તત્વના ભાગ. ઉગ્ર૦ ૪

નિરાધાર નિરવાણપદના, ભોગી તે મહાજંન;
આપ ઉવેખીને આપ ઓળખે, ટાળે ભિન્નાભિન્ન. ઉગ્ર૦ ૫
મુક્તાફલના હંસ ભોગી, ત્યાં બગ ન બોળે ચંચ;
ઉજલા માટે એક ન હોય,એને સંગ ન લાગો રંચ. ઉગ્ર૦ ૬
ક્ષુધ ન ઉપજે બગવિષે, જેને મીનભોજન સાર;
મરાલ ન ગ્રસે મીનને, એ ન હોય એનો આહાર. ઉગ્ર૦ ૭
એમ દેહદર્શી તે દૈવદર્શી, દૈવદર્શી દેહ ન હોય;
કથણી કુસકા કુટતાં, લોટ ભાવે ભરોસો ખોય. ઉગ્ર૦ ૮
આણુલિંગી ઉપદેશ કરતાં, કાંઇક હોય ઉગાર;
જે વટક્યો તે વણક્યો ઘણું,અને સામો થયો તેઃસાર. ઉગ્ર૦ ૯
બ્રહ્મવિદ્યા તે ભાર મોટો, સાર માંહેનો સાર;
અજરણ જરણ તેને ન હોયે, જે બ્રહ્મનો અવતાર. ઉગ્ર૦ ૧૦
આકારાન્ત અનંત આસે, પુરણપદ નિરવાણ;
સદ્ગુરુને નેત્રે જોતાં, નિત ઉપજે અખા જાણ. ઉગ્ર૦ ૧૧

## પદ ૯.

તે હું જાણીઓરે, જે જાણણહારો સર્વેઆપ;
પ્રપંચ સઘળા સમી ગયા, જારેઆપમાં જાણ્યો વ્યાપ. તે હું. ટેક. ૧
સોહં તેજ સનાતન, જ્યાં નિગમ રહ્યા બળહાર;
તે હું જગત, જગત મુજમાંહે, હું નિર્ગુણ ગુણનો ભંડાર. તે હું૦ ૨
અનલ,અનિલ ને વળી અવની,આપ,આકાશ મુજમાંહે;
સત, રજ, તમ, સત્તા સર્વે મ્હારી,એ તે હું નહીં પ્રાયે. તે હું૦ ૩
શબ્દ, સ્પર્શ, રસ, રૂપ, ગંધ, પાદુ, પાણ, ગુદ, લિંગ;
ચલણ વલણ ચૈતન્યતા મ્હારી, હું નાવું કોયને અંગ. તે હું૦ ૪
નેત્ર,શ્રવણ,નાસા,ત્વચા, જીભ્હા,મન,બુદ્ધિ,ચિત,અંહકાર;
જીવાત્મા પરમાત્મા તે હું, પણ બંધ નહીં કહેનાર. તે હું૦ ૫
ભૂમી,વરૂણ,રવિ,દિગ્,મારૂત,વહ્‌ની,ઇંદ્ર વિષ્ણુ મૃત્યુ બ્રહ્માએ;
સંકર્ષણ વાસુદેવ પ્રદ્યુમ્ન, અનીરૂદ્ધ એવું મુજ માંએ. તે હું૦ ૬
ઉત્પત્તિ સ્થિતિ લય પ્રકૃતિ પુરૂષનું, તત્ત્વમસિ પદ જોતે;
અખાને ઓચરવું, એ સ્વે પોતાનું પોતે. તે હું૦ ૭

### પદ ૧૦.

પ્રીછે પાધરૂંરે, બાધ અણપ્રીછે ઉપાધ;
પરમાત્માની પ્રીછ હવી, તારે ભાંગી ભવની ખાંધ. પ્રીછે. ટેક.૧
અણજાણે સઉ આથડે, અને દેવ દેવી ધ્યાય;
જો પ્રભુ દેખે પંડમાં, તો સીદ બહારે જાય. પ્રીછે૦ ૨
તેને કામના લાગી સ્વર્ગની, માંહે ભ્રમરૂપી ભૂત;
તેણે ખાઇને ખોખું કર્યું, કેમ વાત લહે અદ્ભૂત. પ્રીછે૦ ૩
તેને શાંત સુખ આવે નહીં, મોહ્યો તે અમરની આશ;
તે ભરે બથોડાં પાણીસું, જાણે દાલીદ્ર થાશે નાશ. પ્રીછે૦ ૪
જેમ મુંડાકેરૂં માકડું, તે ઘરઘર માગે ભીખ;
પગે લાગે ને પેટ દેખાડે, તોય ન પામે શીખ. પ્રીછે૦ ૫
તેને નિસ્પૃહી નર જો મળે, તો મુકે મમતા ગંન;
કર્મ સઘળાં બાળીને, નિજ જ્ઞાન આપે ધંન. પ્રીછે૦ ૬
સાધન કરી કરી શરણે જાય, તોયે ચડે કાળને હાથ;
કાળ ભવની ઘાણી જોતરે, તેને નાકે ઘાલી નાથ. પ્રીછે૦ ૭
વપુ વિદેહી તે કરે, જે જીવનમુક્તા હોય;
પાધરો મારગ મુક્તિનો, અખા આચરીને જોય. પ્રીછે૦ ૮

### પદ ૧૧.

પ્રાણી પ્રીછજોરે, એ સંતકેરી સાન;
અન્ય સાધન સાંભળી, તું મેલા કરે કાં કાન. પ્રાણી. ટેક.૧
અક્ષર તો ખરે નહીં, અને ખરે તે અક્ષર ન થાય;
જારે ખરને ખિસતો મેલિયે, તારે અક્ષર થઇને રેવાય. પ્રાણી૦ ૨
પ્રીછે પ્રીછવણ પાંગરે, અને અણપ્રીછે અંધાર;
જેમ મહી થને માખણ પ્રગટ્યો, તેને નાંખી છોડ્યો છાર. પ્રાણી૦ ૩
પાંચના પંચવીશ જેતે, આત્માને તે વળી આધ;
શોધીને શુદ્ધ કીજિયે, ત્યારે જાયે બાધ. પ્રાણી૦ ૪
તેજે તેજજ દેખીએ, અને હીરે હીરો વીંધાય;
તેમ તત્વે તત્ત્વ ઓળખે, એ સત્ગુરુકેરો ઉપાય. પ્રાણી૦ ૫
વિચારે વસ્તુ પામીએ, ક્લેશ ન કરીએ કાંય;
સમ્યેક્ સુખતો દેખીએ, જો આરસીમાં જોતો જાય. પ્રાણી૦ ૬

મુકવાને નથી માયા, ગ્રેહવાને નથી ધાટ;
પાર પામે પ્રીછતાં, જો નિશંક નાખે નાટ. પ્રાણી૦ ૭
શાસ્ત્રનો સિદ્ધાંત એહ, ઉપનિષદનો એહ અર્થ;
અખો સીધો સાધતાં, જેમ હાથે કાંકણુ તર્ત. પ્રાણી૦ ૮

## પરમાત્માને જાણવા વિષે.

### પદ ૧૨.

પ્રભુ છે પ્રીછવાંરે, કોઈ ભેદુ જાણે ભેદ;
જે બોલે ચાલે સાંભળે, જેને નિત્ય વખાણે વેદ. પ્રભુ. ટેક. ૧
આળગો આત્મા બોલીએ, અને સ્વર્ગ મૃત્યુ પાતાલ;
તોય પ્રત્યક્ષ ન પામીએ, જેમ બ્રહ્મા ભમ્યા નાળ. પ્રભુ૦ ૨
જેમ હીરો હીંડે ખોલતો, ને જ્યોત જોવા જાય;
તેજ તારી આંખમાં, જો મેલ પાછો થાય. પ્રભુ૦ ૩
જાણપણું જે જીવનું, એજ એહને આધ;
સ્વામીના સર્વે સર્વંગ છે, આકાશમાં નહોય વાધ્ય. પ્રભુ૦ ૪
જેમ સૂરજ આગલ રત્નની, કીજે ભૂપણુ રૂપની મોટ;
તોમ દેખાડે મલીનતા, નિજ કાંતિમાંહે હોય ખોટ. પ્રભુ૦ ૫
હું નહીં, તું નહીં, તે નહીં, એવું તે તેમનું તેમ;
મહા તિમરમાંહે માનવી, નિજ અંગ ન દેખે એમ. પ્રભુ૦ ૬
રામ તારકમંત્ર એહ, તે સૃષ્ટિ અભાવનો લક્ષ;
વસ્તુએ વસ્તુ મળી જવું, જેમ લવણુ અંબુમાં અલક્ષ. પ્રભુ૦ ૭
સર્વે રામ તે આત્મા, પણુ મૃત્યુ કામ ને કાજ;
તેની વસ્તુએ વસ્તુ થઈ જવું, પામવું અવિચળ રાજ. પ્રભુ૦ ૮
એ વિદેહના વચન અખા, તે વિદેહી ધારણુહાર;
પદ જાણીને પ્રીછજો, એતો વાણિરહિત વિચાર. પ્રભુ૦ ૯

### પદ ૧૩.

રમત રામનીરે, માંહે રમણુહારો રામ;
તુંજ સ્વામી ને તુંજ સેવક, વચે વિશ્વકેરૂંરે નામ. રમત. ટેક. ૧
મચાણો તું મહારાજ જીરે, રચાણો ચારે ખાણે ચાર;
ત્રૈલોક નામ તે તાહરૂં, તું નર નપુંસક નાર. રમત૦ ૨

બહુ પગો ને પાંગળો, બે ચાર છ ને આઠ;
ક્યાંયાં પગો ને ક્યાંયાં અણપગો, એવો વાંકો વસમો ઠાઠ. રમત૦ ૩
ક્યાંયાં અર્ધમુખો ક્યાંયાં આખો સદા, ક્યાંયાં બેઠો બારે કાળ;
ક્યાંયાં ઉભો પ્રરતો શ્રીહરી, ક્યાંયાં વૃદ્ધ જોબન ને બાળ. રમત૦ ૪
એમ સભર ભર્યો ભગવાનજી, અને હાલું એવું જળ;
ક્યાંયાં વૈરાટ ક્યાંયાં વામણો, ક્યાંયાં કૂર ક્યાંયાં કૃપાળ. રમત૦ ૫
દીન દુર્બળ બીહામણો, ક્યાંયા અહંકારી આનંદ;
સઘલી પરે પીયુ તમો, શોધતા ન મશે ધંધ. રમત૦ ૬
વેદાંત જે વદતું હતું, સૃષ્ટિ અનુભવનું લક્ષ:
બ્રહ્મપદની સાધના, સાધતાં પ્રીછે પક્ષ. રમત૦ ૭
હું નહીં ને તું નહીં, એવું તે સરખું આપ;
જે જેમ હતું તે તેમ થયું, એમ અખો સમજ્યો વ્યાપ. રમત૦ ૮

## मूर्त्तिपूजाना खंडन विषे.

### પદ ૧૪.

પ્રભુ કેમ પુજીએરે, તમે જુઓ વિચારીને વાત;
રૂપ અરૂપી રામ છે, તેને ધ્યાવાની કેઈ ઘાત. પ્રભુ. ટેક. ૧
નિગમે નવ જાણીઉં, જ્યાં પામે મન વાણી વિરામ;
પછી ચાર માંડી પ્રતિમા, એ છે ભુલવણીનું નામ. પ્રભુ૦ ૨
કાષ્ટ મૃત્તુ પાષાણુ ને ધાતુ, એ છે મૂરત ચાર;
માંહે મુકી મનને, પછે માંડી તે હારોહાર. પ્રભુ૦ ૩
દેવ દેવી પંચભૂતનાં, પંચભૂત પૂજે શું હોય;
સામગ્રી સર્વે પંચભૂતની, પંચભુતવિના નહીં કોયે. પ્રભુ૦ ૪
પચાતીત તો પામીએ, તો પૂજ્યાનું શું પ્રમાણ;
અજાણે કરે આરાધના, તે કુસકા કુટે અજાણ. પ્રભુ૦ ૫
અજાણે આદર કરયો, ધોખો ન ટળે ને ધ્યાય;
દેહીના કરતવ દેહી લગે, જાએ ધમ્યું ધુપીયું વાય. પ્રભુ૦ ૬
સરવાળો કર્યો ચૌદનો, એ તો નામરૂપની સૃષ્ટ;
રૂપ અરૂપી સમરસ થાશે, જોતાં સદ્ગુરુની દ્રષ્ટ. પ્રભુ૦ ૭
ઉંટ ઉદ્દરે જે રહ્યું, દૈવ દૈવત દેવ;
અખા અરપે આપને, તો સમરસ સાચી સેવ. પ્રભુ૦ ૮

## कर्मना पाश कपाया विषे.

### પદ ૧૫.

ભાકસી ભ્રમનીરે, ભાઇ ભોગવે સર્વ સસાર;
ત્રણુ ગુણે વિશ્વ બંધાણુી, તે કેમ ઉતરશે પાર. ભાકસી. ટેક.૧
જોગ લીધો પણુ જુક્તિ ન આવી,પડી તે જાણો એ પેડ;
પહેલી ભાકસી ભોગવતો, પછે પડી તે પગમાં હેડ. ભાકસી૦ ૨
અડસઠ તીર્થ નાહે ધુવે, પ્રાણી સાચવે સર્વે આચાર;
નાહ્યા ધોયાનું ઈદ્દ ઘણેરૂં, તેથી નથી નીસરતો બાર. ભાકસી૦ ૩
તાળાં ખોલ્યાં ગુરુતનતણાં, જે જડ્યાં હતાં નીરધાર;
તાળું ખોલ્યું જારે ખડકીતણું, તારે ઠેકી નીસર્યો બાર. ભાકસી૦ ૪
બારે નીસર્યો તારે બુદ્ધિ આવી,ને કાટ્યા કર્મના પાસ;
કહે અખો તેને પાંખું આવી, તે ઉડી ચાલ્યો આકાશ. ભાકસી૦ ૫

## संगत विषे.

### પદ ૧૬.

સંગત શું કરેરે, ભાઇજો શઠ ન સમજે સાન;
વાંઝ બાલક પ્રસવે નહીં, તાં જાય અનરથ ઋતુદાન. સંગત. ટેક.૧
જેમ પન્નગને પયપાન કરાવે, અમૃતરૂપી અહાર;
તોએ વિખિઓ વિખ છાંડે નહીં,સામા કોટિ વાધે વિકાર. સંગત૦ ૨
તીખાંસ રહે કપૂર મધે, સદા બેસો વાસ;
તોએ તીખાસ ટળે નહીં, એની બુધે ન લાગે બરાસ. સગત૦ ૩
દાદુર રેહેતો વાર મધે, નિકટ પેડી ખાસ;
કલ્લોલ કરતો કીચશું, એને ન આવી કમળની વાસ. સંગત૦ ૪
ચંદનનો ગુણુ સદા શીતલ, બેઠો રેહેતો ભોજંગ;
તોએ શીતલ થયો નહીં, એને નિત અડાડતો અંગ. સંગત૦ ૫
રાણી પાસે સદા રેહેતી, દાસી પૂરણ પ્રીત;
તોએ ચેરી સમજી નહીં, એ તો રાજપદની રીત. સંગત૦ ૬
શ્રીમંત પાસે સદા રેહેતો, અહોનિશ રળતો રાંક;
અપરાધી અભયો રહ્યો, તો શ્રીમંતનો શ્યો વાક. સંગત૦ ૭

અધિકારને સદા આવે, આત્મલક્ષ અભંગ;
અખા એ પદ મુમુક્ષુને, સદા ફલે સત્સંગ. સંગત૦ ૮

## अधिकारी विषे.

### પદ ૧૭.

જીવ શિવ એક છેરે, જો જાણે જીવની જાત;
પોતાને રંગ પાસ લાગે, ત્યારે બીંબે પાડી ભાત. જીવ. ટેક. ૧
ઈંન્દ્રિને અપવાસ શ્યાનો, નહીં હર્ષ શોક ને કામ;
શેહેર નહીં ત્યાં સેર શ્યાનો, એ અખંડ બ્રહ્મનું ધામ. જીવ૦ ૨
અનેક મુખ છે મણીતે, તેને મુખે મુખે પ્રકાશ;
એક દીવો મારે અંતર દીશે, જેને રોમે રોમે ઉજાશ. જીવ૦ ૩
સ્વપ્નમાંહે જેમ દેહ દરશે, તે જાગ્યા પૂઠે જાય;
નથી તેનેસીદ નિંદીએ, રહીએ આપણે અનુભવમાંય. જીવ૦ ૪
બીંબા પ્રતે બીંબુ દીસે, તેમ તમારો વ્યાપ;
બોલે તે બીજો નહીં, જો સામો દીએ જવાપ. જીવ૦ ૫
હરિજન તો એક છે, તેની વેદ પૂરે સાખ;
આપ ટળી કહે અખો, તું નિશંક હરિભણી નાખ. જીવ૦ ૬

### પદ ૧૮.

સેહેજે સમી ગયારે બાધ, વિધિ નિષેધ વેહેવાર;
પાંચ ભાગે પદ કીધો, તારે જાણ્યો જાણણહાર. સેહેજે. ટેક.૧
ભ્રમભય ભાગી ગયોરે, પાપ પુન્યનો નાશ;
આશા તૃષ્ણા આથમી, ત્યારે નહીં સ્વામી નહીં દાસ. સેહેજે૦ ૨
જન્મ મરણનાં ઝાંઝવાંરે, જો તે દેખી જાગ;
પવન પાણીનો કોયરો, માંહે સોખે પોખે આગ. સેહેજે૦ ૩
શબ્દકેરે સુત્રનેરે, ગુચાર્ણું માંહે જાલ;
કળા કાતરણી ગુરુતણી, તેણે કાતર્યાં તત્કાલ. સેહેજે૦
ઘેહેન ઘેર્યો દેખતોરે, તેનો તાણી કાઢયો તાગ;
અર્ક ઉગો જ્યારે આત્મા, તારે નહીં દોરડી નહીં નાગ. સેહેજે૦
ઉપર ટાળો આકલારે, નિરાલંબી વાત;
જીવ ખોઇને જીવતું, એવી નપાત રમવી ધાત. સેહેજે૦

આદર તો અક્ષય સદારે, અધ્યારોપને જાણ્યુ;
પરમ પદની સાધના, એ તો પરમારથ કરી માન. સેહેજે૦ ૭
અનર્જપખીનો ઇંડવોરે, ભુલો ન આવે ભોમ;
અણુછતો અખો ઓચરે, જેને વાસ વસવો વ્યોમ. સેહેજે૦ ૮

પદ ૧૯.

બાવન બાહેરરે, હરિ નાવે વાણીમાંય;
બાઈ મન જાણે કોઈ કલ્પીયું, તે ગિરામાંય ગુંથાય. બાવન. ટેક.૧
પરા પશ્યંતિ મધ્યમા, વૈખરી આવે બહાર;
તેના સ્વર સંઘાતે ગુંઝતા, પણ રહે પરા ને પાર. બાવન૦ ૨
બાહ્ય વિણા વાજે વાણુસું, તેને ગમે બેસે ઘાટ;
તે હાઠથી હાકર પરો, પણ વાજે જંત્રી માટ. બાવન૦ ૩
બાહ્ય પ્રેમલ માટે પુષ્પ જેમ, અતિ મૂલ પામે માન;
ફુલ ફરીને વાસ શોધે, એમ સમજવી સાન. બાવન૦ ૪
જલ કુસુમને ગધ અરૂપી, તે પ્રત્યક્ષ પામે કેમ;
તેમ અક્ષર માલમ આત્મા, એ જુક્તિ જાણવી એમ. બાવન૦ ૫
ફલ ફરીને બીજને, જેમ બહાર જોવા જાય;
બીજ બશાઈ સડે ચડ્યું, તે પોતે પસર્યું પ્રાય. બાવન૦ ૬
પંચ પંચક પાંગર્યાં, એ તો પ્રકૃતિનો પરિવાર;
પાછો પસારો સંવરે, બાકી શેષ રહે તે સાર. બાવન૦ ૭
જેમ અવની લાગે અંકુર ફુટે, એવુ છે બ્રહ્મજ્ઞાન;
મરે જીવે માયા મિથ્યા, પ્રપંચ થાએ જેમ પાન. બાવન૦ ૮
દેવ દ્રષ્ટે એકો ન દીસે, બે દીસે તે રોગ;
સિદ્ધ્વાચી એહના ઉપાસી, જ્યાં કો ભોગી ન મળે ભોગ. બાવન૦ ૯
મિથ્યા ફર્યું આપ જાણ્યો, અન જાએ અભ્યાસ;
અણુછતો જારે પ્રગટે, તારે છતો થાય અખા નાશ. બાવન૦ ૧૦

## ભ્રમ વિષે.

પદ ૨૦.

નથી તેને શું નિંદાએરે, બાહ્ય રહે આપણા અનુભવમાંએ;
આછાં દોહેલાં ઉંડાં કર્યાં, મિથ્યા જલ મરિચી દરશાએ. નથી. ટેક. ૧

રાય સ્વપ્નમાં રંક થઇને, ભુખ્યો ફાખો કરી ધાય;
જાગ્યા છે તેને જાણી રેહેવું, નથી રંક ને રાજાય. નથી૦ ૨
સીંદરીનો સર્પ ભાસ્યો, અંધારે આંખ અવરાય;
મિથ્યા સર્પ માની રહ્યો, કહે ખીજશે તો ખાય. નથી૦ ૩
આપે તેલહે જ્યારે આપને, તારે અણુછતું આન અલપાય;
સરો સમ્યો ને દ્વૈત વામ્યો, નારાયણ નિરભે થાય. નથી૦ ૪
જોઇ વિચારી જીવને, ઓળખે જે આત્મારામ;
પુરણ બ્રહ્મ તે પામતો, અખો સચરાચરનો ઠામ. નથી૦ ૫

## भवतारक नाव विषे.

### પદ ૨૧.

પંડિતો પ્રીછજો, ભાઈ આપ ટળે ભવપાર;
ભણે ભટકણુ નહીં ટળે,એતો વાણીરહિત વિચાર. પંડિતો.ટેક.૧
બાઇ યથાર્થ વ્યાકરણ વખાણે,જાણે તે ભવમાં પૂજ;
તેની લજ્જાવાધે લોક માહે,પણ અળગો આત્મ ગૂંજ. પંડિતો૦ ૨
જેમ સાવ સુવર્ણકેરો નાવ કીજે,તરે ન તારે તોય;
પાર ઉતારે કાષ્ટનું, જેને અંતર ભાર ન હોય. પંડિતો૦ ૩
પોથામાહે પ્રપંચ લખ્યા, કર્મ ધર્મનાં જાળ;
તેમાં પણ હાથે ધરીને, બેઠો બોધે બાલ. પંડિતો૦ ૪
તે ગરુવો ગોવિંદ સમરે,પણ માહે તે ધનની ધાંખ;
કોણ સ્વાદે કરીને, પીંજર ગાળે કાપી પાંખ. પંડિતો૦ ૧
વિશ્વ વિશ્વને ભોગવે, નિત્ય પંડિત પુછના જાય;
તે અર્થ સાધવા આપણો, ભાઇ કરે અનેક ઉપાય. પંડિતો
કામી જાણીને કર્મ દેખાડે, પ્રપંચ પોખે પાસ;
અજ્ઞાન અંધારે બહુ ભમ્યા, કીધો જ્ઞાનકેરો નાશ.
બ્રાહ્મણ તે જે બ્રહ્મ જાણે,અને બ્રહ્મ દેખી બ્રહ્મ ધ્યાય;
આપપણું પેખે નહીં, એવો વસ્તે વસ્તુ સમાય. પં
નિરાલંબ પ્રપચ વર્જીત, અનાધાર આધાર;
પક્ષ પરાશે પરો સદા, તે અનુભવનો ભંડાર. પં
આપથકો ઉપદેશ ન આલે, ન કરે લિંગનો લેખ;
ભવતારક ગુરુ નાવ છે, પ્રપંચ ટાલે શેષ. પંડિતો

નાસપણે નિર્મલ મતિ, નિરવાણુ ને નિરાધાર;
પક્ષ પ્રતે પ્રીછે નહીં, અનુભવના ભંડાર. પંડિતો૦ ૧૧
એવા નર તેને મળે, જેના ભાગ્ય હોય નિદાન;
હરી હસતા મળતો મળે,કહે અખો જે મચડે કાન. પંડિતો૦ ૧૨

## सद्गुरु विषे.

પદ ૨૨.

જાવું તે સદ્ગુરુને શરણે,જે પ્રત્યક્ષ પ્રમાણુ પ્રીછવે;
બોલે નહીં આવરણે, જાવું તે સદ્ગુરુને શરણે. જાવું. ટેક. ૧
હું તું જે હમણા ટળે, તો આગે છે એવું;
જોગ જથારથ ઉપર્તુ, કોએ નવ હોતું તેવું. જાવું૦ ૨
વસ્તુ વિષે કાંયે નથી, જોતાં ગુરુને દ્રષ્ટે;
નામરૂપ ગુણુ કર્મ જે, તે થિયું નથી સૃષ્ટે. જાવું૦ ૩
જાએ મિથ્યાને મિથ્યાપણું, સત્ ભાસ્યું સર્વે;
જેને ઉપજે કામના, તેહ લાગા કરવે. જાવું૦ ૪
અણુલિંગી ઉપદેશને, અણુલિંગી આપે;
બીજા તે બીજું વદે, છપ જુદું થાપે. જાવું૦ ૫
એકમેવ અદ્વૈત તે, ત્યાં વચન ન લાગે;
તનમન કૃત ત્યાં નવ ખપે, એક અનુભવ જાગે. જાવું૦ ૬
મહાકળા છે મહાપુરૂષની, જો આપોપું ઊગે;
સરવયંવેદ શ્રીગુરુ કહે, પણ કોએક પૂગે. જાવું૦ ૭
સમજતાં સ્વામી મળે, જો લક્ષ લેવાય;
ઉગ્રબુધી જાણે અખા, જો અચવ્યું ગાય. જાવું૦ ૮

## अचव्यारस विषे.

પદ ૨૩.

'સંતોરે અચવ્યોરસ ચાખો,ચવ્યો ચિત્તમાંહે નવ ધરો;
વિચારીને નાખો, સંતોરે અચવ્યો રસ ચાખો. સંતોરે૦ ૧
જે વણુસે તે ઉપજે, ઉપજે તે વણુસે,
પંચ વિષેથી જે રહે પરો, તેમાં સઘ ભળશે. સંતોરે૦ ૨
માપમાં આવ્યા શ્યાને ગણો, આપ અળગું જાણો;
જેમ દરશન સંપટ બીણુતા, જોતા નથી બંધાણો. સંતોરે૦ ૩

પિંડ બ્રહ્માંડ છે જે વડે, નથી તે કોય મારે;
જેમ ભર્યું ભાંડ મુકી કરી, જેમ સુવાણીકાં ચાટે. સંતોરે૦ ૪
લીલા વિગ્રહ વિશ્વનો, તે વિશ્વમાં મૂકો;
અણુઆધારે પરમાત્મા, જોતાં કાં ચૂકો. સંતોરે૦ ૫
પેહેલો થાપે આપને, સામો થપાએ;
થાપે સ્થિર તે નવ રહે, ધ્યે ધ્યાતા જાએ. સંતોરે૦ ૬
તેજ ત્રિલોકી દેખીએ, તેજ તેજને રૂપ;
જેમ ડોલા ચક્ષુ નિર્મેવા, સરખા રંક ભૂપ. સંતોરે૦ ૭
દૈવદર્શનું દેખવું, અને જોયું ખોલી;
ખેચરગત ખેચર લહે, ભૂચરને દોહલી. સંતોરે૦ ૮

## अक्षयलीला विषे.

### પદ ૨૪.

સતોરે વનસ્પતિ ફૂલી, માયાકેરા ધામમાં;
ઘર ગયો છે ભુલી, સતોરે વનસ્પતિ ફૂલી. સંતોરે૦ ૧
વણુ ખેડુ વણુ વરખડો, જઇ ગગનમાંહે મોર્યો;
ફાલ્યો ફુલ્યો બહુ ફલ્યો, ત્રિલોકમાં ફોર્યો. સંતોરે૦ ૨
પગ વિન્યા પગ કાઢવો, વણુ વાટે દીવો બાળો;
જે ઘર જાવું મુઆ પછી, તે ઘર જીવતાં નિહાળો. સંતોરે૦ ૩
પપીલ થઇને પરવરો, ધરધન જેમ ફેડે;
જે ફળ છે અગમ અગોચર, તે ફળ વિરલા વેડે. સંતોરે૦ ૪
ઘટ ઘુંઘટ ઘેરી રહ્યો, માયા શું મન બાધો;
ઘટ ઘુંઘટ અળગો કરો, તે સાંઈ આપે લાધો. સંતોરે૦ ૫
અનેક પદવી ઉપરે, અક્ષર એક સુજે;
અક્ષરે અક્ષર ઉતરે, અખો એ અક્ષય બૂઝે. સંતોરે૦ ૬

### પદ ૨૫.

સંતોરે વેહેતે નવ વહીએ,આત્મા શું અવિલખતા;
સેહેમાં લીન થઇએ, સંતોરે વેહેતે નવ વહીએ. સંતોરે૦ ૧
અધિષ્ટાન ઓળખ્યા વિના, સહુ પંથ પળાય;
ધ્યેતા દષ્ટ ના દેખીએ, ઘરના ઘર માંય. સંતોરે૦ ૨

જેમ ગાયજાયો ધાણી જાણે,નિશદિન બહુ હીડે;
જાણે હું અતિ આઘો ગયો,આયા મીંડની મીંડે. સંતોરે૦ ૩
એ માયાનું મરદપણું, અટપટું એહવું;
સુક્ષ્મથી, અતિ સાંકડું, વિસ્તિર્ણ એહવું. સંતોરે૦ ૪
એ અજા લીગે ઓળખી,ધ્યાતા ધામ ન આવે;
અંધારૂં, ઉલેચતાં, નવ તિમર ત્રસાવે. સંતોરે૦ ૫
ઊંડો નવ આણીએ, દિક્ષા દૈવની લીજે;
રાક કલોલ કૃત કર્મના, મહાજન નવ રીજે. સંતોરે૦ ૬
વેહેતે વેહેતું દેખીએ, બેઠા જલકાંઠે;
ઠેહેરાણે સર્વ ઠામ છે, મણી પામ્યો કંઠે. સંતોરે૦ ૭
જે જાણે તે જાણજો, થોડે ઘણું ભાખ્યું;
લઇ શકો તે લિયો અખા,અજ માયાજાલ નાખ્યું. સંતોરે૦ ૮

## સર્વવ્યાપક બ્રહ્મ વિષે.

### પદ ૨૭.

સંતોરે સચ્ચિદાનંદ સ્વામી, પુરણબ્રહ્મ પૂરી રહ્યો;
એકલો બહુ નામી, સંતોરે સચ્ચિદાનંદ સ્વામી. સંતોરે૦ ટેક. ૧
ગિરી, ગેહેવર, વન, વાટિકા, પૂરરૂપે પોતે;
સાગર, સરીતા, શ્રીહરિ, ભાગો ભ્રમજ જોતે. સંતોરે૦ ૨
દેવ, દાનવ, માનવ, મુની, દશો દિશાએ દેખો;
અન્ય નથી કોઇ ઇશથી, એમ દ્વૈત ઉવેખો. સંતોરે૦ ૩
જગત્ તે જગદીશ છે, આતમ નથી અળગો;
ઉંચ નીચ જે ભાળવું, તે તુંને ભ્રમજ વળગો. સંતોરે૦ ૪
આપે આપજ ઉલાસીયું, બ્રહ્મ પોતે ભાઇ;
બડ બીજ જેમ વિલસીયું, જે રીયું તું સમાઇ. સંતોરે૦ ૫
સગુણ દ્વારા શોભતા, નિર્ગુણ છે સમસ્યા;
આદ અંત વિચારતાં, આવે એ દશ્યા. સંતોરે૦ ૬
તે ભગત તે જ્ઞાનવાન, તે પંડિત છે સાચા;
તે છે દેવ ઋષિ મુનિ, જેની બ્રહ્મમય વાચા. સંતોરે૦ ૭
એ ધ્યાતા એક ધામમાં, કરે બ્રહ્મ કલોલ;
આત્મસિંધુમાં અખા, કરો ઝાકમઝોલ. સંતોરે૦ ૮

### પદ૨૮.

બાઈરે સ્વયંપદ તે સાચું, સહજ સુન સમ્યાવિના;
જાણો સર્વે કાચું, સંતોરે સ્વયંપદ તે સાચું. બાઈરે. ટેક. ૧
કાચું મન એમ જાણવું, જેમ અધ કાચો પારો;
સુધ નિરાસ થયાવિના, નહોય નિસતારો. બાઈરે. ૨
જોગ જાગ તીર્થે વ્રત, એ કૃત છે મનનું;
મન ઉભે સર્વે ખરો, મન બીજ છે તનનું. બાઈરે. ૩
બીજ બળે નહીં જ્યા લગે, ત્યાં લગે ઊગે;
થિયાને થિરતા નહીં, ફરે તે જુગાજુગે. બાઈરે. ૪
અનુભવ એવોરે કીજીએં, જેણે મનની જડ જાય;
મન મુઆ પછે માનવી, વસ્તુરૂપજ થાય. બાઈરે. ૫
સાધન એવુરે સાધિયે, ગ્રણલિંગીને ગ્રાસે;
મહાપુરૂષ મુક્ત હુવા, તેતો એજ અભ્યાસે. બાઈરે. ૬
ખગાકાર વિના ખગ વિષે, બાઈરે ન રહેવાય;
લિંગ ચતુષ્ટે તો ગળે, જો ખગવત્ થાય. બાઈરે. ૭
તત્વજ્ઞાની સ્વયં તત્વને, એણી પેરે જાણે;
અખો સમજી ત્યાં સમ્યો, જેને વેદ વખાણે. બાઈરે. ૮

### પદ ૨૯.

બાઈરે બ્રહ્મભાવ તે આણો, થિયર પૂરણ એક આત્મા;
સઘલે પ્રમાણો, સંતોરે બ્રહ્મભાવ તે આણો. બાઈરે. ટેક. ૧
બ્રહ્મભાવ આણ્યા વિના, અનુભવ નહીં વાધે;
અનુભવ ત્યાં હું તું ટલે, એમ વસ્તુ લાધે. બાઈરે. ૨
વસ્તુમાં અસતજ પામિયે, એ સાધન છે સાચુ;
લહે લાગ્યાવિના જાણજો, એ સર્વે કાચું બાઈરે. ૩
શૂન્યમંડળમાં સ્વામીને, જુવોને જમલો;
નાથ નિરખતાં નેત્રથી, જાય દ્વૈતનો ક્રમલો. બાઈરે. ૪
દ્વૈતસહિત અદ્વૈતનો, અનુભવ નહીં આવે;
વસ્તુ વિચારી લેતા, મન સહજે સમાવે. બાઈરે. ૫
જનક, સનક, શિવ, શેષનો, અંતરનો એ આસે;
રામ, કૃષ્ણ, વસિષ્ઠ જે, તેહમાં રહ્યા વાસે. બાઈરે ૬

તન તપાસી દેખીએ, - સતગુરુને નેણે;
જડતા જીવ ત્યારે ટળે, મહાપુરૂષને વેણે. બાપરે. ૭
માગતા તેજ માનવી, જે હોએ અલોકે;
અખે તે ઉરમાં ગ્રહ્યું, જે કહ્યું ચતુઃશ્લોકે. બાપરે. ૮

## બ્રહ્મ લેહમાં જાગવા વિષે.

### પદ ૩૦–રાગ પ્રભાતીઆનો.

નર નિદ્રાલુઓ જાં લગી હોયરે, ત્યાં લગે જાણે સ્વપ્ન સાચો;
જારે પુરૂષે ભ્રમનિદ્રા તજી, પરગળો તારે પરાયો પાછો. નર૦ટેક.૧
ચિદ્ વિલાસ ચૈતન ચિદ્રૂપ છે, ભેદ પ્રીછે થકે ભ્રમ ભાગે;
આત્મા એક તો અન્ય કહે કહે થકી, ચિત્તતણી ચેતના એમ જાગે. નર૦ ૨
સેહેજ ઇચ્છાએ નરકોય ફુદડી ફરે, આપ ફરતો થકે દેખે સર્વ ફરતું;
મૂઢ થયો તે દેખે નહીં કો દિશા, તેમ જીવ જંજાલ લાગ્યું છે ધરતું. નર૦ ૩
તેજ વસ્તુમાં ન પડે પૃથ્વી વિષે, નેત્ર મેલી રહે વ્રત ચૂકી;
જે જેમ છે તે તેમ ત્યારે લહે, એતો અણછતું મન માયા મુક ફુંકી. નર૦ ૪
જાતાં આવતાં જંજાલ ટળી ગયો, લિંગનો ભંગ થયોજ સેહેતો;
ભ્રમનિદ્રા તજવા જે કોય હીંડે અખા, તેતો માનશે વાત કેહેતો. નર૦ ૫

### પદ ૩૧.

શુંરે નિદ્રાલુ થઈ રહ્યા નાથજી, એરે કુટેવ તુંને ક્યાંથી લાગી;
જે મુક્તને દુર દેખે શું દયામણા તું, આંખ મીંચીને શું બેઠો અભાગી. શુંરે૦ટેક.૧
તેજ તારૂણી ત્રિકમ ક્યાં તમે લાગશો, નાશસો જ્યાં ત્યાં નાર સાથે;
બાજ મુકી અંતર આરાધશો, નેટ નહીં નીસરો પરોયા નાથે. શુંરે૦ ૨
મૂક પાખંડને ભોગવ બ્રહ્મને, નહીં તો કામ સર્યું રેહેશેજ કાલે;
ધારણ ધ્યાનનું ફલ સુણ સામલા, પાહાણને જીવ તે જન્મ ગાલે. શુંરે૦ ૩
સુકૃત તે મન તણો ધર્મ છે માવજી, ઉત્તમ મધ્યમ બે કર્મ કાયા;
સાધન સર્વે વિચારમાંહે વસે, પણ મંદબુધ મરમ વણ ન લહે માયા. શુંરે૦ ૪
સ્વે હોય ત્યાં કર્મ ન હોય કાનજી, ભેદ સમજ્યા વણ સાધે મુદ્રા;
એ ચવ્યું આપ તે દેખે છે અખા, તે તો માને એને ભ્રમનિદ્રા. શુંરે૦ ૫

પદ ૩૨.

રામ તું રામ તું નામ જેનું જપે, ધામનું ધરયું શોધ આળે;
જાગ્યાવિના જંજાળ તે તો ગવે પડ્યુ,તારે તે નીકસે જારે હુજ ટાળે. રામ૦ ૧
છીપને ગોધતાં મોતી આહે મળે, ઉપર ખોળે તે અજાણે;
જીવનો જય કરે એવુ મન આચરે, ગરગ સમજે નહીં માયા તાણે. રામ૦ ૨
નામ ને ઠામ જેને ગામ ઘર નહીં મળે,જે પરઠવે તે પરપંચમા હાલ્યુ;
તે વિષે ઉગી ઉગી સહુ આથમે, કોટ બ્રહ્માંડનું મૂલ જ્યા લાગ્યું. રામ૦ ૩
જાગ્યા જગદિશ એણીપેરે ગણે,ઉઘ ઉરમીતણી વાત આળગી;
પ્રત્યક્ષ પ્રમાણ પ્રભુને એમ ભોગવે, અંધપરંપરાને રહે વળગી. રામ૦ ૪
વાહણું વાયું સંત ને નરને ખરૂ, બીજાને સરવરી વહે સદાએ;
સુરજ સરખો સહુને માથે તપે, પણ જાગી જુએ અખા તે સહરાએ રામ૦ ૫

પદ ૩૩.

આપ રમે ને રમાડે આપે હરિ, આપ ધ્યાતા રામ આપે ભોક્તા;
ચવણ વર્ણ્ણ કોણ કરેછે એવી, ગતિ કરી જાણે તેજ વક્તા. આપ૦૧
એતો અણછતા ને ભાસ્યુ અણછતો, ને બુધવિષે તેને આવી બેઠો;
દ્વૈત અધ્યાસ કરી ફરે ભવવિષે, આપ નવ ઓળખે બુધ વણુઠો. આપ૦૨
રામ ચૈતન્યવિના ચીતના કેહની, કોણ બીજો ધણી રામ ટલતો;
સંશય અવિવેકનો મુક મન ચાતુરી, રેહેરે પોરા ગણે દુધ ગલતો આપ૦૩
જોરે પ્રતિત નાવે તુંને સંતની, તો પુછજે વેદનું કા છેનું,
દેહદર્શન તજે ભાળ આત્મ બીજો,પારની પ્રીછ તુંને કહીજ મેલુ. આપ૦૪
કહા ઉચ નીચ કહે બુધ ઠામ ન રહે, એ સર્વે જાણ અવેવ હરિના;
જારે આપ સંશય ઉડી ગયો આપથી,તારે અખા દીસે રામ છેક ઘરના આપ૦૫

પદ ૩૪.

શીશ સ્વામીના ઉછરંગ ઉપર ધરી, આપમા આપ અર્પીને સુતો;
જાગૃત, સ્વપ્ન, સુષપ્તિ એ સમી, તટસ્થ તુર્યાતણે બ્રહ્મ ભુતો. શીશ૦ ૧
અચિંત નિદ્રાતણા સુખકેરા સ્વાદને, સ્વર્ગનામી સરખા તે ન જાણે;
જાગૃત સ્વપ્ન ઉપાધીના અનુભવી, તેને ભવસાગર મધે ચિત તાણે. શીશ૦ ૨
ચિત્ત ચિદાનંદના ચરણમા ભળ્યું, અળગુ ન થાય જો આજ આવે;
તત્ત્વવિચારે શરણ જે પામિયે, જેમ જલ જલરંગનું રૂપ આવે શીશ૦ ૩

રસબસ વસ્તુમાં અસત સામે રમે,એ 'બાહાકલા કૃષ્ણુની તેજ પ્રીછે;
અંગ અભ્યાસ આપાપર ને હોય તાહાં, ભુત ભવિષ્ય તે નવ ઇચ્છે. શીશ૦ ૪
ભેદ પામે થકે ભજન જે ઉપજે, ભવસાગર તેને સધ સોષે;
સમજે તે સારનું સાર જાણે અખા, કાલનો જાળ તેને નવ દોષે. શીશ૦ ૫

પદ ૩૫.

સમજી સિદ્ધાંતને સાર ગ્રહી થા સુખી, બેસ પુરો થઇ નિજ લાભે;
ઉત્તમ ને મધ્યમ વાણીબહુ વિશ્વમા,તે ભોમી વિકાર નહીં લાગે આભે. સમ૦ ૧
પિંડ પિંડના કૃત ઉભા હશે, ત્યાલગે દેખરો લોક દહીને;
નિંદા ને સ્તુતિ સરખી ચાલે વિશ્વમા, રખેરે મન તુ વળગ તેને. સમ૦ ૨
નિર્ગુણ કેહતો કબીર બહુ પરભવ્યો, સહગુણ ગાનો નરસીંહ મેતો;
સત્ય પાળતો રાજા હરિશ્ચંદ્રને દમ્યો,પ્રલ્હાદ પીડયો બહુ વૈષ્ણવ કેતો. સમ૦ ૩
જે ભક્તિ આદરેતેની નિશ્ચ નિંદા કરે, ભક્તને જગતની રીત અવળી;
પયપાન કરાવતા જેમ વચ્છ ગઉને દમે,એમ જગતની રીત નહોય સવળી.સમ૦ ૪
એકલો ભક્ત તે જગત નિર્મલ જુએ, ને જગત ભક્તને દોષ થાપે;
એ માયા વિલાસ તું જાણી રેહેની અખા,વસ્તુવિચાર કર નાવે માપે. સમ૦ ૫

પદ ૩૬.

તેજ અવનીપર વીર કહીએ ખરા, જે બ્રહ્મ અગ્નિપર સામા ચાલે;
સુર સુભટને ચાલ દેખાડવા, થઇ તદરૂપને મધ્ય મ્હાલે. તેજ૦ ૧
કેસરી બાળ જેમ જન્મથી ધીર હોય, જે ગજરાજને શીશ લાગે;
બ્રહ્મ એગળતણા જુથ દેહાવટ કરે, ભય નહીં જે કદી પાછો ભાગે. તેજ૦ ૨
વજ્રમણીને જેમ અગ્નિ નવ અડે, પ્રહાર કરતા લોહ મધ્ય ચાલે;
દલીદ્ર જનના હરે, તિમિર છેદન કરે, આપ બયેકરી તે ન હાલે. તેજ૦ ૩
ગુટકો શુદ્ધ પારસ્તણો હોય જે, ધાતુ રસ સત થઇ જ્વને પોખે;
જ્વાલા પ્રભાવ તેને, વહ્નીતણા નવ કરે, તેને પ્રતાપે જગત પોખે તેજ૦ ૪
સ્થિત પ્રજ્ઞતણું બધ એવો અખા, જેણે શિરા સાટે ગોવિંદ લીધો;
એ ત્રણ દૃષ્ટાંતે કરી આપ નર નીપના, પછી અર્થીઓને ઉપદેશ દીધો. તેજ૦ ૫

## સદ્ગુરૂ વિષે.

પદ ૩૭-રાગ ધોળ.

'હુંતો'લળિ'લળિ લાગું પાય, અખંડ પદ રાય;
નિગમ નેતિ ગવાય, વારી જાઉં વારણે રે; ટેક.

પુરૂષોત્તમ પરબ્રહ્મ પૂરણ,. પ્રગટિયા જુગ માંય;
સદ્ગુરૂરૂપે શોભીતા રે, જીજ્ઞાસુની ગ્રેહવા બાંય; વારીજાઉં વારણે. ૧
અધમ જનને ઓધારવા, પાવન પગલાં સાર;
ભવસિંધુ તારતાં રે, તમને ક્ષણું ન લાગી વાર; વારીજાઉં વારણે. ૨
દરશનથી દુરિત ટળે, પરસંતાં પાવન થાય;
નિજાનંદ સુખ ઉપજે રે, આવરણ અવિદ્યાનાં જાય; વારીજાઉં વારણે. ૩
પુરણ પૂણ્ય હોય પાછલાં, નિત્ય નિમિત હરિ ધ્યાન;
અનેક જનમને આદરે રે, તેને પ્રગટ મળ્યા ભગવાન; વારીજાઉં વારણે. ૪
સકળ તીરથનું તીરથ એ, સદ્ગુરૂ દેવના દેવ;
ધન્ય ધન્ય એ નરનાર રે, મનકર્મ વચને કરેછે સેવ; વારીજાઉં વારણે. ૫
બ્રહ્મા લિયે અતિ ભાંમણાં, શિવ સનકાદિક ગાય;
વિષ્ણુને વલ્લભ ઘણી રે, મહિમા મુખે કહ્યો ન જાય; વારીજાઉં વારણે. ૬
મંદ જન મર્મ ન સમજે, વરણાશ્રમની આગ્ન;
ત્રિગુણમાં તાણ્યો ફરે રે, બાંધી જીવપણાની જાળ; વારીજાઉં વારણે. ૭
કહે અખો એ અવિચળ પદના, સદ્ગુરૂ દાતા સોય;
કાળજાળમાં આવે નહીં રે, ફરી જન્મમરણ નવ હોય. વારીજાઉં વારણે. ૮

## शिखामण विषे.

### પદ ૩૮-રાગ મેવાડો.

સમજણ વિના રે સુખ નહીં તુજને રે, વસ્તુગતિ કેમ કરી ઓળખાય;
આપમાંદિસે છે રે આપનો આતમા રે, તેણે કાંઇ જીવપણું નવ જાય. સ० ૧
રવિ રવિ કરતાં રે રજની નહિ મટે રે, અંધારું તો ઉગ્યા પૂંઠે જાય;
રૂદે રવિ ઉગે રે નિજ ગુરૂ જ્ઞાનનો રે. થનાર હોય તે સહેજે થાય. સ० ૨
જળ જળ કરતાં રે તૃષ્ણા નવ ટળે રે, ભોજન કહેતાં ન ભાગે ભૂખ;
પ્રેમરસ પીતાં રે તૃષ્ણા તુરત ટળે રે, એમ મહાજ્ઞાનિઓ બોલેછે મૂખ. સ० ૩
પારસમણિ વિના રે જે પથરા મળે રે, તેણે કાંઈ કાંચન તો નવ થાય;
સમજણ વિના રે જે સાધન કરે રે, તેણે કાંઈ જીવપણું નવ જાય. સ० ૪
દશ મણ અગ્નિ રે લખીએ કાગળે રે, એ લઈ રૂમાં જો અલપાય;
એની ઉષ્ણતાયે રે રૂ નથી દાઝતું રે, રતિ એક સાચે પ્રલયજ થાય. સ० ૫
જીવપણું મટે રે અનહદ ચિંતવ્યે રે, એતો વાણી રહિત છે રે વિચાર;
જે જે નર સમજ્યા રે તે તો ત્યાં સમ્યા રે, કહે અખો ઉતર્યા પેલે પાર. સ० ૬

## ગિરધર.

એ કવિ વડોદરાનો રહીશ હતો, ને સંવત ૧૮૮૦ માં હૈયાત હતો. એના પ્રસિદ્ધ ગ્રંથ કૃષ્ણલીલા, રામાયણ, અશ્વમેધ છે.

## કૃષ્ણલીલા.

### ગોકુળલીલા.

#### અધ્યાય ૧ લો.

કડવું ૧ લું.—રાગ ધન્યાશ્રી.

શ્રી પુરુષોત્તમ પુર્ણાનંદજી, મંગળમૂર્તિ સુખના કંદજી,
અંતરજામી ચૈતન્ય ચંદજી, ગાય છે જેહના ગુણ શ્રુતી છંદજી. ૧

ઢાળ.

ગાય ગુણ શ્રુતી છંદ નીરમલ, પામે નહી કો પાર;
એવા જગતગુરુ જગનાથ પદને, નમૂ વારંવાર. ૨
તૈલંગકુલવનરુપી દીવાકર, શ્રીમદ્ વલ્લભરાજ;
કલિમળહરણ ભવતરણ નૌકા, આચારજ શિરતાજ. ૩
જેણે ભક્તી મારગ ધર્મ સ્થાપન, કર્યો ભૂતલમાંહે;
પ્રક્રમાભીપ પૃથ્વી ફર્યો, તીરથ પાવન સોંહે. ૪
ઉપાસના દ્રઢ ભક્તી નવધાએ, ભજ્યાં નંદકુમાર;
શ્રી કૃષ્ણ નામનો મંત્ર આપી, તાર્યા જીવ અપાર. ૫
સુત્ર ભાષ્ય પ્રકાશ કીધી, ઝીલા પંડીત ભૂપ;
દ્રઢ અર્થ સુબોધની, શ્રી ભાગવત રસ રૂપ. ૬

વંદૂ શ્રીવિઠ્ઠલનાથ પુરણુ, કલા ગુણુ સમુદાય;
દાસ જાણી કરો કરુણા, ગ્રંથ પૂરણુ થાય. ૭
હાવે નમુ શ્રી ગુરુચરણુ પંકજ, વંદૂ વારંવાર;
સાક્ષાત્ત પુરણુ બ્રહ્મ પોતે, લીધો ભક્ત હીત અવતાર. ૮
કલ્યાણદાયક વરદમૂર્તિ, કરુણાસીંધુ ઉદાર;
સચ્ચીદાનંદ સમાન ચીત, ગુણુ દોષ રહીત વિકાર. ૯
અધિકાર જોઇ ઉપદેશ આપે, કરે આપ સ્વરૂપ;
તે માટે ગુરુ ગોવીંદ જેવા, સગુણુ બ્રહ્મ અનૂપ. ૧૦
સુરતરુ સુરમણી કામધેનુ, તે આપે મનોરથ જુક્ત;
સતગુરુસમ એ ત્રણ્ય નહી, નવ કરે જીવનમુક્ત. ૧૧
શ્રીગુરુ નીજરુપે કરે, જ્યમ કીટ ચટકો ભ્રંગ;
તે માટે તનમન ધન્ન અર્પિ સેવો ગુરુનો સંગ. ૧૨
અનેક જન્મનું પુણ્ય સંચીત, મલે શ્રી ગુરુદેવ;
તારે ટલે સંસ્રતી પાશ, પામે પરમપદ તતખેવ. ૧૩
અનેક વિદ્યા ચાતુરીથી, નવ ટલે અજ્ઞાન;
ગુરુશરણુથી સાક્ષાત થાયે, નીજ સ્વરૂપનું જ્ઞાન. ૧૪
શ્રી રામપુરણુ બ્રહ્મ જે, બ્રહ્માંડ કેરા ભૂપ;
વસિષ્ટ મુનિને ગુરુ કસ્યા, તેથી પામ્યા જ્ઞાન અનૂપ. ૧૫
શ્રી કૃષ્ણે સંદીપન ઋષી ગુરુ કસ્યા, ભણ્યા વિદ્યા ધર્મ;
શ્રી વ્યાસને નારદ મળ્યા, તેણે કહ્યો ભાગવત ધર્મ. ૧૬
વળી નારદ શુક પ્રલ્હાદ ધ્રુ, વાલ્મિકિ સરખા જેહ;
ગુરુ શરણુથી મોટા થયા, પર્મ તત્વ પામ્યા તેહ. ૧૭
વળી ઉદ્ધવ અર્જુનને થયું, અપરોક્ષ જ્ઞાન પ્રકાશ;
એમ ગુરુથી ટળે અવિવેક, જ્યમ તરણીથકી તમ નાશ. ૧૮
જેમ ક્ષિતિ સકલની સંપતી, ધન અંજને દેખાય;
ગુરુજ્ઞાન અંજનથકી તે, નીજરૂપ અનુભવ થાય. ૧૯
સહુ સંત વૈષ્ણવને નમુ, પદરજ ચઢાવું શીશ;
અનુગ્રહ કરો સર્વે મલી, તો ગાઉ ગુણુ જગદીશ. ૨૦
શુભ ગુણુ સમુદ્રના રત્ન છો, નભ શાંતી રસના ચંદ્ર;
પુષ્પ પરમારથ વૃક્ષના, અપરોક્ષ જ્ઞાન સમુદ્ર. ૨૧

વિવેક ! મેરૂતણા શીખર,, ભક્તી ધરમના સ્થંભ;
ભવગજ વિદારક પંચાનન, કરૂણારસ કેરા કુંભ. ૨૨
દયા ક્ષમા ઉપરતિ શાંતી, વિરતિ દતિ વિજ્ઞાન;
એક રસ અખંડ ઊપાસના, મન રહીત મછર માન. ૨૩
જેના સંગથી સ્વર્ગનું સુખ, અપવર્ગ ભૂતલરાજ;
તે તુચ્છ કેહે છે વિબુધ જન, તો અન્ય તે કોણ કાજ. ૨૪
અન્ય દેવ સંત સમાન કહીયે, એહ અનુચિત વાણ;
જો ચૂક સાધનમાં પડે, તો સઘ કોપે જાણ. ૨૫
દયાસાગર સંત છે, પ્રીત સદા એક વિચાર;
ગુણ દોષ કોના નવ જુવે, કરતા તે પરઉપકાર. ૨૬
વળી ઈતર જન ને સતને, જે સમાન ગણતા મૂઢ;
તે પાપી પામે અધોગતી, માહાઘોર નરકે ઘૂડ. ૨૭
જેમ પારસને પાશાણ શમ, હરી વહન વાયસ જ્યંમ,
જેમ બણુલને સુરતરૂ શમ, તે ન આવે અનુક્રંમ. ૨૮
તે પશુ બુદ્ધિ જાણવા, જે ગણે એવો ભાવ;
સંસાર સાગર ઘોર તરવા, સંત છે દૃઢ નાવ. ૨૯
એવા વૈષ્ણવને નમુ, કરજોડી વારંવાર;
સર્વે મળીને કૃપા કરજો, ગાઊ હરી ગુણ સાર. ૩૦
જેમ દારૂદોરાની ક્રીયા, તે કરાવે સુત્રધાર;
એમ અંતરજામી પ્રભુ પ્રેરક, નરહરિ નિરધાર. ૩૧
વાગીશ વદની હૃદય રંજની, વક્ષસ્થળ શ્રી નિવાસ;
તે નરહરિને હું નમું, દુઃખ વિઘ્ન થાય વિનાશ. ૩૨
સહુ કવિજનને પાયે નમું, કરજોડી માગું માન;
ક્ષમા કરજો સહુ મળી, અપરાધ કરૂણાવાન. ૩૩
પ્રાકૃત પદબંધ કરી, ગાઉ છું કૃષ્ણ ચરિત્ર;
મન શુદ્ધી અર્થે અઘ જવાને, કરવા વાણી પવિત્ર. ૩૪
જેમ બાલક બોલે બોબડું, સુણી માતપિતા હરખાય;
એમ કવિ સજ્જન સંત પંડિત, લાવજો કરૂણાય. ૩૫
પ્રબંધ છંદ ન રીત્ય જાણું, ન પિંગલ ભેદ વિલાસ;
ગાઊ કેવળ હરી તણા ગુણ, જથા બુદ્ધિ પ્રકાશ. ૩૬

હરિ ગુણ તણો મહીમા ઘણો, ગાય છે વેદ પુરાણ;
કવિ કહી ગયા વળી કેહે ઘણા, નવ થાય પુરણ જાણ. ૩૭
હું અલ્પબુદ્ધિ કરૂ આદર, ગાવા ગુણ જદુરાય;
અંતરજામી કૃપા કરજો, ગ્રંથ પુરણ થાય. ૩૮
પંગુર ઉલંઘે ગિરિ મોટા, મુંગો બોલે વાણ;
જો પરમાનંદ કૃપા કરે તો, મુરખ થાય સુજાણ. ૩૯
શ્રીકૃષ્ણજી કરૂણાનિધી, છો ભક્તના પ્રતિપાળ;
દીન જાણી દયા આણી, લિયો મુજ સંભાળ. ૪૦
માત તાત તું ભ્રાત સ્વામી, ગુરુ સખા પ્રિય પ્રાણ;
નિજ ચરણ કેરે શરણ મુજને, રાખજો નિરવાણ. ૪૧
તવ ચરિત્ર ગાવા કરૂ મનોરથ, અલ્પબુધે આજ;
તે પુરણ કરજો નાથજી, પ્રભુ બાંહેગ્રહાની લાજ. ૪૨

વલણ.

બાંહેગ્રહાની લાજ રાખો, સેવક પર કરૂણા કરી;
કરજોડીને કહે દાસ ગિરધર, શ્રોતાજન બોલો શ્રીહરિ. ૪૩

---

## અધ્યાય ૨ જો.

### કડવું ૨ જું-રાગ આશાવરી.

હવે સત્યવતી સુતના પદ વંદુ, કરૂ સાષ્ટાંગ પ્રણામ;
શ્રી વિષ્ણુકળા અવતાર ધર્યો, જેનું કૃષ્ણ દ્વૈપાયન નામ. ૧
જેણે પ્રગટ કર્યાં છે પુરાણ અષ્ટાદશ,ભારત સંહિતા જાણ;
વળી વેદ સુત્ર ઈતિહાસ અનોપમ,અવિચલ વાણી પ્રમાણ. ૨
મુની વાલ્મિકિને નમસ્કાર કરૂ, જે આદિ કવિ વિખ્યાત;
જેણે રામાયણ શત કોટી કીધી, અદ્ભુત અર્થ અઘાત. ૩
બ્રહ્મ પુત્ર જે વસિષ્ટ મુનિ, કરજોડી લાગું પાય;
શાંતિ ક્ષમાના સમુદ્ર ગંભીર, બ્રહ્મવેત્તા મુનિ રાય. ૪
વસિષ્ટના સુત શક્તી ઋષી, તેના પુત્ર પરાશર નામ;
વેદ વ્યાસ સુત તેના, નંદન શુકજી પુરણ કામ. ૫

શ્રી શુક સ્વામીની કરૂં વંદના, પર્મ જ્યોતિમય રૂપ;
જેણે કામાદિક શત્રુ જીત્યા, જોગી મુગટમણી ભૂપ. ૬
નિગમ કલ્પતરૂ ફલ શ્રી ભાગવત, શુક મુખથી રસરૂપ;
અમૃત મધુર બહુ રસમાદક, શ્રી કૃષ્ણ ચરિત્ર અનૂપ. ૭
ભક્ત શિરોમણી રાય પરીક્ષિત, શ્રવણે કરે અમૃત પાન;
રાજઋષિ તે પરમપદ પામ્યા, રહિત ઉદ્વે અવશાન. ૮
સકલ પુરાણ તણું એ મુગટમણી, શ્રી ભાગવત રસરૂપ;
શ્રી કૃષ્ણ મૂર્તિ કલીયુગમા, પ્રત્યક્ષ પરમ અનૂપ. ૯
દશમસ્કંધ તે મધે ઉત્તમ, શરીર મધ્યે જેમ શિશ;
માંહે ભક્તિ જ્ઞાન વિરાગ વિશારદ, અચ્યુત ચરિત્ર આમીશ. ૧૦
તે દશમસ્કંધ ને હરિવંશ વળી, અનેક ગ્રંથ પવિત્ર;
એ સર્વતણા સંમત કીધું, પાવન કૃષ્ણ ચરિત્ર. ૧૧
તે સસ્કૃતના અર્થ કઠીણ, મુજ બુદ્ધિ અલ્પ અગમ્ય;
તે માટે પ્રાકત ભાષા કર્યુ, હરિ ગુણ પદ રચના રમ્ય. ૧૨
નિવૃત્ત તૃષ્ણા થઇ છે જેની, તે પણ હરિ ગુણ ગાય;
વળી મુમુક્ષુ જનને ભવરુજ ઔષધ, પુણ્યશ્લોકની કથાય. ૧૩
વિષયી જનને શ્રવણે રુચીકર, મન પામે અભિરામ;
એક પશુઘ્ની પ્રાણી વિન હરિગુણથી, કોઈ ન પામે વિરામ. ૧૪
એવું પતિતપાવન અધમ ઉધારણ, શ્રી કૃષ્ણ કેર ચરિત્ર;
જે ભાવે શ્રદ્ધા સહિત સાભળે, તે જન થાયે પવિત્ર. ૧૫
નિગમ સદા નેતિ કરી બોલે, શેષ સહસ્ર મુખ ગાય;
તો હું અલ્પ બુદ્ધિ અતિ વિષયી, કામી શુ કહું હરિ મહીમાય. ૧૬
જેમ કસ્તુરીના મેહેલ કર્યા, કોઈ ભૂપતી ભારે ભોગ;
વળી ગરીબે ઘર માટીનું કીધું, જીરણ પટ સંજોગ. ૧૭
એ બન્યોને સુખ સમાન, જ્યારે નિદ્રાવશ તે થાય;
એમ જથા બુદ્ધિ સંતોષજ પામે, જે પ્રેમે હરિગુણ ગાય. ૧૮
એવું જાણી અભિમાન તજી, કરૂં ગ્રંથતણો આરંભ;
શ્રી પુરુષોત્તમને પાયે નમું, જે ધર્મધ્વજાના સ્થંભ. ૧૯
શ્રી ગુરુદેવ ગીરામતી પ્રેરક, અંતરજામી ઈશ;
નમો નમો નરસિંહ વિઘ્નહર, જય જય જય જગદીશ. ૨૦

હવે શ્રોતાજન સાવધાન થઇને, સુણજો શ્રી કૃષ્ણચરિત્ર;
જે શ્રવણ મંગલ હૃદય સુખદાતા, પાપી થાય પવિત્ર. ૨૧
સુતપુરાણી શૌનકને કેહે છે, પરીક્ષિતને શુકદેવ;
વૈશંપાયન જનમેજયને, હરિકથામૃત એવ. ૨૨
જ્યારે શ્રી રઘુવીર સ્વધામ પધાર્યા, લેઇ પુરલોક સમાજ;
પછે ઘણે કાલે થયા પૃથ્વી મધ્યે, દુષ્ટ દુર્જન રાજ. ૨૩
શિશુપાલ દંતવક્ર જરાસંધ, શાલ્લવ દુર્યોધન;
કાલયવન નરકાસુર પુંડરીક, કરતા કોટી વિઘંન. ૨૪
બાણાસુર વળી કંસની આદે, ખગ પ્રલંબ બલવાન;
ઘણા અસુર અવનીપર ફરતા, ધરતા મન અભિમાન. ૨૫
જાગ જગન સહુ બંધ થયા, ને કરતા હિંસાકોપ;
દેવ ભક્ત ગૌ બ્રાહ્મણ પીડે, થયો ધરમનો લોપ. ૨૬
ચૌદે લોક પીડાવા લાગ્યા, વરત્યો હાહાકાર;
ધર્મ હીણ થઇ ક્ષીણ વસુધા, થયો દુષ્ટનો ભાર. ૨૭
ત્યારે વસુધા સુરભી રૂપ ધરીને, ગઇ પ્રજાપતિ પાસ;
કર્યું નિવેદન દુઃખ પોતાનુ, બોલી વચન બહુ ત્રાસ. ૨૮
આક્રંદ સુણી તે અવની કેરૂ, આવી મળ્યા સહુ દેવ;
બ્રહ્મા, ઇંદ્ર, વરુણ, યમ, અગ્નિ, મરુત, રૂદ્રગણ એવ. ૨૯
સરવે મળી વિચાર કર્યો, ચાલો હરિની પાસે જઇયે;
દીન બંધુવાન આ દુઃખ મોટુ, કોહોની આગળ કહીયે. ૩૦
પછે અવની સાથ અમરગણ સરવે, શિવ બ્રહ્મા વિખ્યાત;
ક્ષીર સમુદ્રતણે તટ આવ્યા, જ્યાં નારાયણ સાક્ષાત. ૩૧
તે ક્ષીર સિંધુનો મહીમા, કોટીવરસે નવ કેહેવાય;
વખાણ કરતા વાણી થાકે, એવી છે શોભાય. ૩૨
તે ક્ષીર સીંધુના મધ્ય પીઠમાં, બેટ ઘણો છે વિશાળ;
પ્રદિપ પ્રૌઢ ગગન ગત શાખા, કુજીત કીર મરાલ. ૩૩
તેની મધ્યે મણી મડપ છે, યોજન લક્ષ પ્રમાણ;
પદ્મરાગ મણી કેરા સ્થંભ છે, અસંખ્ય ત્યા નિરવાણ. ૩૪
અતી ઊંચુ તેનુ શીખર કલશ, જેણે મેરુ મહદાકાશ;
તે મંડપ મધ્ય રૂપાદ્રી સરખા, ઉજ્વલ શેષ પ્રકાશ ૩૫

સાઠ સહસ્ર યોજનના શેષ છે, વિશાલ ઝલકે અંગ;
તે શેષરૂપી પર્યંકની ઉપર, પોઢયા છે શ્રીરંગ. ૩૬
તે સ્વરૂપ યોજન અર્ધ લક્ષ છે, કદપ કોટી નિવાસ;
ઇંદ્રનીલમણી પરવત સરખું, કોટી સુરજ પ્રકાશ. ૩૭
હવે શ્રોતાજન સંદેહ નવ કરશો, સુણી અદ્ભુત વિસ્તાર;
બ્રમાંડ પુરાણમાં એહ કથા છે, વ્યાસ વચન નિરધાર. ૩૮
એક સમે નારદજી આવ્યા, ક્ષીરસિંધુ છે જ્યાંહે;
શ્રી નારાયણનું દરશન કરી ગયા, ભૃગુના આશ્રમ માહે. ૩૯
ત્યારે નારદને ભૃગુ ઋષિયે પુછું, નારાયણનું રૂપ;
પછે દેવ ઋષિયે એજ પ્રકારે, વરણુંવ્યુ ધામ અનૂપ. ૪૦

## શ્લોક.

लक्षार्धयोजनोपेतं विग्रह कामरुपिणम् ।
सर्वाश्रयमय देवं शयानं शेषतल्पके ॥

એવા અનંત અંગની ઉપર, પોઢયા શ્રી નારાયણ તત્ર;
શિરની ઉપર શેષનાગની, સહસ્ર ફણાનું છત્ર ૪૧
તેજોમય ઘનશ્યામ ચતુર્ભુજ, ચતુરાયુધ નિરવાણ;
મુગટ કુંડળ મુક્તા વૈજયંતી, કંઠે કંકણ પાણ. ૪૨
કટીમેખલા તડીત વીનીંદક, વસન પરિધાન;
કોટી મદન કમનીય તનુ, મનમોહન શ્રી ભગવાન. ૪૩
અનત શક્તિની સ્વામીની લક્ષ્મી, કરતાં ચરણ સેવાય;
એજ શક્તિની જનુની માત ઇંદિરા, આદિ પુરૂષની ઈછાય. ૪૪
એવા ક્ષીરસમુદ્રતણે તટ આવીને, ઉભા સરવે દેવ;
કર સંપુટ કરી ગદગદ વાણે, સ્તુતિ કરતા તતખેવ. ૪૫

### વલણ.

તતખેવ સરવે દેવતા કરે, સ્તુતિ નારાયણ તણી;
દુઃખ નિવેદન કર્યુ નાથને, જે સમરથ છે ત્રિભોવન ધણી. ૪૬

---

## અધ્યાય ૩ નો.

### કડવું ૩ જું-દોહા.

શ્રી નારાયણની સ્તુતિ કરે, દેવ સકળ નિરવાણ;
રોમાંચિત ગદગદ વચન, પુરૂષ સુક્તથી જાણ. ૧

### છંદ-હરિગીતની ચાલ.

જય સહસ્ત્ર શિર્ષા સહસ્ત્ર બાહુ, સહસ્ત્ર મુખ દશ સત પદં;
જય સહસ્ત્ર નામે સહસ્ત્ર લોચન, નીગમ ઈતિ વાણી વદં. ૧
જય વિશ્વરુપ વિરાટ ભોગ, નીવાસ લોક ચતુર દશં;
મુખ વેદ વારીજાત લોચન, માહા ભુજ વાસવ વસં. ૨
મન ચદ્રમા પ્રજાપજાપતી, અહંભવ ચીત ચીન્મયં;
ઉત્પતિસ્થિતિ લય વિશ્વકારણ, અકારણ મુર્તિઅનં. ૩
જય જય અનંત બ્રહ્માંડપતી, જગદીશ ઇશ અનામયં;
અજ અજીત આનંદ રુપ અવિચલ, સકળ પૂરણ કામયં. ૪
વેદપાલક મીનતનુ ધરી, શંખ અસુર વિદાર;
જય કમઠ પીઠ કઠોર નગ ધરી, અમજ કાજ સુધાર. ૫
જય જગ્ન રુપ વરાહ પાવન, ધરા દ્રઢ સ્થાપન કરી;
હરી હિરણ્યાક્ષ નીપાત કૃત, કરતુત નિરમલ વિસ્તરી. ૬
નૃસીંહ બીમ કરાલ કરજ કઠોર, છળભેદથી રીપુ હણ્યો;
પ્રહલાદ ભક્ત વિષાદગત, અભય આશ્રીત પદતંણો. ૭
જય જય ઉપેંદ્ર સુરેંદ્ર સાહયક, છલીત બલી બંધન કીયો;
પ્રભુ ત્રિવિક્રમ બ્રહ્માંડ ભરી, પદ શક્રનીજ આસન દીયો. ૮
ક્ષિતિપતી ગહન વન દહન વહ્નિ, સહસ્ત્ર ભુજ અર્જુન અરી;
ભૃગુકુલ કમલ રવિ ફરશુધર, શુ વરદાન ભસુર કર ધરી. ૯
રણધીર શ્રી રઘુવીર, ગુણ ગભીર દશરથ નંદન;
દશકંધ હત સુરબધ છેદક, અસુર સમૂહ નિકંદન. ૧૦
જય પ્રણુતપાલ દયાલ ભવભય, હરન વિશ્વંભર વિભો;
સચ્ચિદાનંદ ગોવિંદગુણ, નિધીપરાત્પર પુરણપ્રભો. ૧૧
પરીત્રાણ સાધું ભક્ત ગોસુર, ધરમ હીત સભવ હરી;
ધરી જુગોજુગ અવતાર ભૂતલ, દુષ્ટચમુ નાશન કરી. ૧૨

જય નારાયણ નિરલીપ્ત નિર્ગુણ, સગુણ રુપ અનામયં;
ઉત્પતી સ્થીતી સંધાર કારણ, વિશ્વરુપ તનુ અયં. ૧૩
હે દીનબંધુ દયા સિંધુ, અખીલ અઘ સંકટ હરં;
ચરઅચર વ્યાપક અજઅજીત, અવિકાર મન વાણી પરં. ૧૪
અતિ દુખીત સુર મુની દુષ્ટ પીડીત, વજિન હરી વર દીજીયે;
તવ ચરણ શરણે દાસ ગીરધર, અભય કરૂણા કીજીયે. ૧૫

## દોહા.

અમરતણી એવી સ્તુતિ સુણી, પ્રસન થયા ભગવાન;
તવ સિંધુમાંથી ધ્રુની ઉઠી, ગભીર સુધા સમાન ૧૬

## કડવું ૪ થું–રાગ સામેરી.

ક્ષીર સાગર થકી ઊઠી, વાણી માહા ગંભીર;
અરે દેવ ચિંતા ન કરશો, હવે રાખો મનમાં ધીર. ૧
થોડા દિવસમાં દુષ્ટ મારીશ, ઉતારીશ ભુભાર;
મથુરા વિશે માહારે યાદવ કુળમાં, ધરવો છે અવતાર. ૨
વસુદેવ દેવકીયકી માહારો, જન્મ થાશે જાણ;
તેણે તપ કર્યુ ત્રણ જન્મલગી, માટે આપુ ફ્લ નિરવાણ. ૩
આ શેષ શંકરપણ થશે, રોહણી સુત શુભ કામ;
અમો બાલલીલા કરીશું વ્રજ, વિશે ગોકુળ ગામ. ૪
વળી ભીમક રાજાતણે, મદિર કુંદનપુરની માહે;
આ લક્ષ્મી મુજ અરધાગના, રુક્મણી થાશે ત્યાંહે. ૫
તે માટે સરવે દેવતા ધરો, જાદવ ઘેર અવતાર;
ઋષિ સર્વે થાઓ વ્રજ ગોકુળ, પાળો સહુ નિરધાર. ૬
ઉપદેવ સહુ ગોકુળ વિશે, ધરો ગોપકેરાં રૂપ;
જે નીગમની પાવન રુચા, ગોપિકા જુથ અનૂપ. ૭
વળી વેદ માતા જશોદા, નંદજી ગ્નાન પ્રકાશ;
ત્યાં ગૌ સકળ શ્રુતી રૂપ જ્યાંહાં, હું કરીશ ચરિત્ર વિલાસ. ૮
અનંગ પ્રધ્યમ્ન પ્રગટશે, અનિરૂધ બ્રહ્મા જાણ;
સત્યભામા થશે પૃથ્વી, વિદુર યમ નિરવાણ. ૯

ધર્મ યુધિષ્ટિર ભીમ વાયુ, ઇંદ્ર અર્જુન વીર;
સુર વૈદ સહદેવ નિકુલ, એમ અવતરો ધરી ધીર. ૧૦
દ્રુપદ ઘેર ઉમયા થશે, દ્રૌપદી પુરણ કામ;
અગ્નિનો અવતાર તે દ્રષ્ટદ્યુમ, જેહેનું નામ. ૧૧
દ્રોણાચાર્ય બૃહસ્પતી, ને ભીષ્મ વસુ અવતાર;
તેજ તરણીનું પ્રગટશે, કરણ ત્યાં નિરધાર. ૧૨
એમ દેવ સર્વે અવતરો હવે, નવ લગાડો વાર;
હુંએ પણ થોડા દિવસમાં, ધરૂં છું અવતાર. ૧૩
એવાં નારાયણનાં વચન સુણીને, હરખ પામ્યા દેવ;
તે આગ્ના શિશ ચઢાવી, નમસ્કાર કીધો એવ. ૧૪
નીજલોકમાં સુર સહુ, ગયા ધરી ધીરજ ત્યાં નિરધાર;
આનંદ પામ્યા દેવતા, વર્ત્યો જય જયકાર. ૧૫

વલણ.

જય જયકાર ઘણો, સુર આનંદાનંદ તતકાળરે;
હવે મથુરાં કેરી કથા, જ્યાં પ્રગટ્યા શ્રીગોપાળરે. ૧૬

---

## અધ્યાય ૪ થો.

### કડવું ૫ મું-રાગ ધન્યાશ્રી.

વળી વળી પુછે પરીક્ષત રાયજી, કોહો શુક સ્વામી પવિત્રકથાયજી;
શ્રી કૃષ્ણ અમારા છે કુળ દેવજી, તેહેનાં ચરિત્ર કહો સહુ એવજી. ૧

ઢાળ.

ચરિત્ર કહો શ્રી કૃષ્ણનાં, મુજ શ્રવણ અતી શ્રધાય;
હરી કથા અમૃત પાનથી, નવ તૃપ્તી મુજને થાય. ૨
એવી શ્રધા જોઈ શુકદેવજી, કહે ધન્ય પાંડુ કુમાર;
હરિ ચરિત્ર મંગળ પતીત પાવન, કહું જથા વિસ્તાર. ૩
શ્રોતાવકતા તથા પ્રચ્છક, કૃષ્ણ કથાના સોય;
એ ત્રણેને પાવન કરે છે, યથા ગંગા તોય. ૪
એમ વ્યાસનંદની પ્રસન થઇને, કેહે છે કૃષ્ણ ચરિત્ર;
તે શ્રોતાજન સાવધાન થઇને, સુણજો પુણ્ય પવિત્ર. ૫

મથુરાં વિશે ઉગ્રસેન રાજા, કરે સ્વધરમ રાજ;
રૂડી રીત્યે પ્રજા પાળે, સેવે સંત સમાજ. ૬
તે ઉગ્રસેનની રાણી છે, શુચ્યીમંત એહેવું નામ;
માહારૂપ સુંદર પતિવ્રતા, સાધવી પુરણ કામ. ૭
એક સમે કો આવ્યો અસુર, ગ્રહી રાણીને તેણી વાર;
માહાઘેર વનમાં લેઇ ગયો, તે કરતી હાહાકાર. ૮
તે અસુરે અબળા ભોગવીને, વળતો બોલ્યો વાણ;
જા પુત્ર થાશે તાહેરે, એહેવું કહી ગયો નિરવાણ. ૯
તે સુણી સતી મન લાજ પામી, બોલી ક્રોધ વચંન;
જે પુત્ર મુજને થાય તેને, મારજો શ્રીભગવંન. ૧૦
તે રાણી વળતી ઘેર આવી, ધીરજ રાખી પ્રાણ;
ગર્ભ વૃદ્ધિ પામીયો, થયા માસ પુરણ જાણ. ૧૧
પુત્ર જન્મ્યો પતિવ્રતાયે, કસ પાડયું નામ;
પછે થયો મોહોટો કાલ પામી, કરતો અનુચિત કામ. ૧૨
ઉગ્રસેનનું નથી વીર્ય એ, છે અસુર અંશ અપાર;
તે માટે બુદ્ધિ આસુરી, સત્ય માનજો નિરધાર. ૧૩
વળી પુર્વે ત્રેતાજુગ વિશે, હતો કાલનેમી જેહ;
તે અસુર પાછો અવતર્યો, હરિતણો દ્વેષી એહ. ૧૪
ઉગ્રસેન સાધુ તણો સુત, નવ હોય દુષ્ટ સ્વભાવ;
તે સંદેહ સહુનો ટાળવાને, કહ્યો એ પ્રસ્તાવ. ૧૫
પછે કંસ જોબન પામીયો, અભિમાન ધરતો મંન;
માત પિતાનો દ્વેષ કરતો, પીડે સાધુ જંન. ૧૬
ઉગ્રસેનને તિરસ્કાર કરીને, રાજ્ય લીધું જાણ;
સિંહાસન બેઠો ચઢી, વરતાવી દેશમાં આણ. ૧૭
ઘણા અસુરને મંત્રી કર્યા, જે પાપી દુષ્ટ વિચાર;
મદ્યપાની પિશીત ભક્ષણ, દુરાત્મા દુરાચાર. ૧૮
શુભ ધર્મ વાત રૂચે નહી, હિંસા કરે અનુદિન;
જેમ વિષયીને વૈરાગ ન રૂચે, સત્ય પાપી જન. ૧૯
મદ્યપાનીને તત્વજ્ઞાન ન રૂચે, કૃપણને જેમ ધર્મ;
નીંદકને શમબુદ્ધિ નહી, જેમ પ્રમાદીને શુભ કર્મ. ૨૦

ચોરને ન ગમે ચદ્રમા, નહી દયા હિંસક જંન;
વ્યભિચારીને નહી શીલ, જયમ પૈશુંન નિરમલ મંન. ૨૧
એમ કંસને સત્સંગ ન ગમે, અસુર સંગી આપ;
નિત્ય દુષ્ટ મંડલ મેળવીને, કરે મોહોટાં પાપ. ૨૨
કેશી પ્રલબ ને અઘાસુર, બક બકી ધેનુક વ્યોમ;
ગૌ બ્રાહ્મણને પીડે ઘણું, અતિ અસુર ભમતા ભોમ્ય. ૨૩
હવે ઉગ્રસેનનો બધુ કહીયે, દેવક રાજા જાણ;
તેહેને કન્યા છે એક દેવકી, શુભ રૂપ ગુણ નિરવાણ. ૨૪
તે કન્યા પ્રૌઢી થઇ, વર જોગ્ય જેણી વાર;
તારે ઊગ્રસેને કંસ મતથી, કર્યો મંન વિચાર. ૨૫
જાદવ કુળમાં જોયા ઘણા, ગૃહસ્થ રંક ને નરેશ;
સુરસેન જાદવ ભૂપતી ભોગવતો, સુરસેન નામે દેશ. ૨૬
વળી કેટલા દિન દેશ મથુરાં, તણું કીધું રાજ;
તેહેના પુત્ર શ્રી વસુદેવજી, જદુકુળતણા શિરતાજ. ૨૭
વસુદેવજીના જન્મ વેળા, થયા દુંદભી નાદ;
માટે આનક દુંદભી નામ પણ, વસુદેવનું શુભ વાદ. ૨૮
વસુદેવ સાથે દેવકીનો, કરો છે ઊદ્વાહ;
કંસે ઘણો આદર કરી, પરણાવ્યાં વરકન્યાય. ૨૯
વિધિ યુકતથી કરી લગ્ન, હરખ્યા ઉગ્રસેન નરેશ;
ઘણાં દાન આપ્યાં દેવકી, વસુદેવને શુભ વેશ. ૩૦
બે લક્ષ દાસી સેવાને, બે લક્ષ મદમાતંગ;
બે લક્ષ ઘોડા પવનવેગી, કનક ભૂષણ અંગ. ૩૧
મણી હેમમય રથ શત અષ્ટાદશ, ગૌ સહીત અલંકાર;
એમ દાન દીધું અતિ ઘણું, ત્યાં ભોજપતી નિરધાર. ૩૨
વસુદેવ વરયાત્રાયકી ત્યાં, જવાં તત્પર થાય;
કનક રથ શણગારીને, બેસાડયાં વરકન્યાય. ૩૩
શખ તુર્ય મૃદંગ વાજે, થાયે દુંદભી નાદ;
વિધિયે વળાવ્યાં વરવધૂ, દ્વિજ કરે મંગલવાદ. ૩૪
કસ બેઠો હાંકવા રથ, અશ્વ જોત્યા ચાર;
બદિજન કીર્તિ વખાણે, વરત્યો "જેજેજયકાર." ૩૫

સહુ સાથશું ઉગ્રસેન રાજા, વળાવાને જાય;
કંસે ત્યાંથી રથ ચલાવ્યો, ઉલટ અંગ ન માય. ૩૬

વલણ.

રથ હાંકે છે કંસ પોતે, ઉલટ અંગ ન માયરે;
તે સમે થઇ આકાશ વાણી, તેની કહું કથાયરે. ૩૭

---

## અધ્યાય ૫ મો.

### કડવું ૬ ઠું-રાગ મારૂ.

બોલી બ્રહ્મગિરા તેણીવાર, સુણ કંસ મુરખ નિરધાર;
જેનો રથ હાંકે છે હે મુરારી, એ દેવકી ભગની નથી તાહારી. ૧
એનો અષ્ટમ પુત્ર પ્રમાણ, નિશ્ચે મારશે તુજને જાણ;
એવી વાણી સુણી તતકાળ, લાગી કંસને નખશીખ ઝાળ. ૨
રથથી ઉતર્યો દુષ્ટ નરેશ, ઝાલ્યા દેવકીજીના કેશ;
ફરકે અધર ભ્રગુટી કપોળ, ક્રોધે નેત્ર થયાં રાતાં ચોળ. ૩
કાઢ્યું ખડ્ગ વિદ્યુત્ સમાન, સતીને હણવા થયો સાવધાન;
કરે લોક સહુ હાહાકાર, કંપે દેવકી અંગ અપાર. ૪
એવો અનર્થ જોઇ તે સાથ, બોલ્યા વસુદેવ ઝાલી હાથ;
હે ભોજકુળ કમલના મિત્ર, તારી કીર્તિ છે પુણ્ય પવિત્ર. ૫
સુણે ભગની ને ભુપાળ, એક અન્નો બીજો વિહીવા કાળ;
સાહસ કર્મ કરે કાં ભૂપ, ઝાંખી થાશે કીર્તિ અનૂપ. ૬
જેનો જન્મ તે નિશ્ચે મરે, તેહેમા એ બાપડી શું કરે?
વિધાતા લખે સહુનો લેખ, જન્મ સાથે મરણની રેખ. ૭
બચવા મૃત્યુથી કરે શત ઉપાય, નિશ્ચે મરણ તેનું થાય;
મરણ મિથ્યા કરવા આપ, કાં આચરે મોહું પાપ. ૮
એ તો કર્મગતિ અનુસાર, ભોગવે છે સહુ નરનાર;
જોતાં જ્ઞાન દૃષ્ટે આચર્ણું, આત્માને નથી જન્મ ને મર્ણું. ૯
તમો કેહેશો છુ ભૂપતિ માહાન, અન્ય આત્મા નહી સમાન;
પણ રાજ વરાહ દેહેવાસ, સહુમાં સરખો છે અવિનાશ. ૧૦

મારે અસ્થિર દેહને પામી, ક્યાં પાપ આચરે કામી;
અન્ય પાપ છે વિધવિધ કેરાં, સ્ત્રી હત્યાનાં પાપ ઘણેરાં. ૧૧
સુણુ ભોજપતી એવી નિત્ય, કહુ ધર્મ શાસ્ત્રની રીત્ય;
એક શકટ કીટ હણે આપ, થાય એક અજા વધ પાપ. ૧૨
શત મેશ હણે જાન્તુલ્ય, થાય એક વૃષભ સમ તુલ્ય;
શત વૃષભ પમાડે પતંન, લાગે એક ગોહત્યાનિધંન. ૧૩
શત ગોવધ કરતા જ્યાંહે, એક બ્રહ્મ હત્યા હોય ત્યાંહે;
શત બ્રહ્મ હત્યા સમ આય, એક સ્ત્રી હત્યાનું પાપ. ૧૪
તે તું કાં કરે એવું અજાણ, ઘોર નર્કમાં પડીશ નિરવાણ;
એમ ઘણી વાતે ચેતાવ્યો, સામ ભેદ કરી સમજાવ્યો. ૧૫
તોય કંસ ન પામ્યો હાર, ત્યારે વસુદેવે કીધો વિચાર;
એ નહી સમજે મતિ મંદ. મારે કરૂ કાંઇએક પ્રપંચ. ૧૬
જે તે પ્રકારે કરી આજ, સમે ચુકવું તો થાય કાજ;
કો અકાલે મરતું હોય, ઊગરે તેમ કીજે સોય. ૧૭
ભેદ પ્રપંચે જુકી વાણ, જેમ તેમ તે ઉગારે પ્રાણ;
બલ બુદ્ધિ ધન મહીમાય, કરીયે જ્યાં લગી ચાલે ઉપાય. ૧૮
પછી એમ કરતાં થાય ફોક, તારે દોષ ન કાઢે લોક;
પછે હાસ્ય કરી મુખ એવ, કંસ સાથે બોલ્યા વસુદેવ. ૧૯
થાવા દુર્મતિને વિશ્વાસ, કહે વસુદેવ વચન પ્રકાશ;
હે રાય સુણો તમો કરણ, એના આઠમા પુત્રથી તમ મરણ. ૨૦
મારે પુત્ર થશે જેટલા, તમને આપીશ હું તેટલા;
છે પુત્ર રીપુ અભિરામ, એને શીદ મારે નિષ્કામ. ૨૧
સત્યં વચન કહુ નરનાથ, આપુ પુત્ર સકળ તમ હાથ;
પછી મનમાં આવે તે કરજો, તેને જીવાડજો કે સંહરજો. ૨૨
એવું સુણી મન સંતોષ પામ્યો, ભગની વધ કરતો વિરામ્યો;
મુકી દેવકીને એણી પેર, ગયો કંસ પોતાને ઘેર. ૨૩
સુણો શ્રોતા થઇ સાવધાન, એવી હરી ઈચ્છા બલવાન;
દસ્યો વસુદેવ દેવકીએશ, કીધો નિજ વેશ્મ* વિશે પ્રવેશ. ૨૪

---

* મળ પ્રતમાં વેશ્મ છે—ને તેનો અર્થ સદન–ઘર થાય છે.

એમ વહી ગયા કેટલા દંન, પામ્યું દેવકી તન યૌવંન;
દેવરૂપણી દેવકી જાણુ, તેણે ગર્ભ ધર્યો નિરવાણુ. ૨૫
આવ્યું સીમંત અતિ ઉલ્લાસ, થયા પુરણ ત્યાં નવ માસ;
ત્યારે પ્રસવ્યો પ્રથમે પુત્ર, જેથી શોભે ઘણું ઘરસુત્ર. ૨૬
સુત દેખી થયો હર્ષ શોક, વસુદેવજી પુણ્યશ્લોક;
પછે વાત વિચારી મંન, પાળવા નિજ સત્ય વચંન. ૨૭
સુત લેઇ ચાલ્યા અભિરામ, જેહેનું કીર્તિમંત એહેવું નામ;
માહા કષ્ટે કરી તતખેવ, આવ્યા કંસ કને વસુદેવ. ૨૮
મુકયો પુત્ર જઇને પાસ, કહ્યું આ સુત પેહેલો પ્રકાશ;
કોઈ સંદેહ્ કરશો મંન, કયમ મારવા આપ્યો તંન. ૨૯
સત્યવાદી ના ચૂકે સત્ય, કયમ વાહાલું કરે તે અપત્ય;
જેને વિષ્ણુતણો વિશ્વાસ, ચિત્તમાં નથી અન્ય દુરાશ. ૩૦
એવા આનક દુંદભી જેહ, સુત આપીને ઉભા તેહ;
દીઠો બાળક મથુરાંરાય, ત્યારે મન ઉપની કરુણાય. ૩૧
વસુદેવ તણું જોઇ મંન, ઘણું સંતોષો રાજંન;
આવ્યો કંસને મન વિશ્વાસ,.પછે બોલ્યો વચંન પ્રકાશ. ૩૨
નથી એ થકી મરણજ માહારૂં, ત્યારે શા માટે એહેને મારૂં;
આઠમો ગર્ભ માહારો કાળ, વસુદેવને કહે ભૂપાળ. ૩૩
પાછો પુત્ર લેઈ જાઓ ઘેર, વસુદેવ વિચારે પેર;
એના વચનનો શો વિશ્વાસ, પુત્ર જીવ્યાની મિથ્યા આશ. ૩૪
પછે પુત્ર લેઇ વસુદેવ, નિજ મંદિર આવ્યા એવ;
ત્યારે નારદજી તેણી વાર, કરતા નિજ મન માંહી વિચાર. ૩૫
કંસને ઉપની કરુણાય, તેથી મરણ ન વેહેલું થાય;
એને આવ્યો શમો ગુણ જાણુ, નહીં દેવનું થાય કલ્યાણુ. ૩૬
ક્રોધે કરીને કંસ થાય અનીશ, જો હરિને ચઢાવે રીશ;
અપરાધ વિના નહીં હરિ મારે, તે ઉપાય કરૂં આણી વારે. ૩૭
હરિનો છે એવો ધર્મ, નથી મારતા વિણુ અધર્મ;
એવો વિચાર કરીને મન, આવ્યા મથુરાંમાં મુનિજંન. ૩૮

વલણ.

મુનિરાજ આવ્યા મથુરાં મધ્યે, રાજ સભા મોઝારરે;
કંસ ઉઠી થયો ઉભો, કરીયો બહુ સતકારરે. ૩૫

## અધ્યાય ૬ ઠો.

### કડવું છઠ્ઠું-રાગ પરજ મારૂ.

હવે કંસની પ્રત્યે નારદ બોલ્યા, સાંભળ હે રાજન;
વસુદેવને પુત્ર પાછો આપ્યો, તે ચૂકયો ઘણું તું મંન. ૧
એ દેવવાણી છેતરશે તુજને, બોલી અવળો ન્યાય;
કદાપિ એ પુત્ર હશે આઠમો, અંતે ગણતાં થાય. ૨
હવે કોઇ તણો વિશ્વાસ કરીશ ના, સગાં સહોદર જંન;
એ હીત શત્રુ છે સરવે તાહરાં, નિશ્ચે માનજે મંન. ૩
વ્રજમાં ગોપ નંદાદિક આદે, તેના ઘરની નાર;
મથુરામાં વસુદેવની આદે, જાદવકુળ પરિવાર. ૪
એ બેઠાં વેરી સૌ તારાં, માનજે સત્ય પ્રકાશ;
જાદવ સરવે દેવ અવતર્યાં, કરવા અસુરનો નાશ. ૫
એવું કહીને નારદ ત્યાંથી, પામ્યા અંતરધ્યાન;
ત્યારે કંસને રીસ ચઢી, મન મધ્યે કોપ્યો કાળસમાન. ૬
પેલો પુત્ર મગાવીને માર્યો, તત્ક્ષણજાણી વિષ્ણુનો અંશ;
વસુદેવ દેવકી બન્યેને, પુર્યાં કારાગ્રહમાં કંસ. ૭
લોહશૃંખલા બંધન કીધી, મુકયા બહુ રખવાળ;
પછે કંસ દેખવા લાગ્યો સઘળે, કૃષ્ણ પોતાનો કાળ. ૮
યદુભોજ અંધક ને વૃષ્ણી, સાત્વત કુળ સમુદાય;
એ સર્વે શત્રુ જાણી પોતાનાં, ચિંતા ધરતો રાય. ૯
ઉગ્રસેનની અવગણના કરી, જાદવપર કરે દ્વેશ;
પછે કંસ એકલો ભોગવતો, હવો સુરસેન જે દેશ. ૧૦
ચાણુર, મુષ્ટીક, પ્રલંબ કેશી, બક બકી ધેનુક દુષ્ટ;
એ સહુ પીડા કરતા તેથી, જાદવ પામ્યા કષ્ટ. ૧૧

પછે મથુરાં મુકી સરવે યાદવ, જૈને રહ્યા પરદેશ;
કુરૂ દેશ પાંચાલ દેશમાં, કો ગયા વિદર્ભ દેશ. ૧૨
કેકે કોશલ નૈષદ કાશી, શાલ્લવ દેશ વિદેહ;
એમ કંસના ભયથી જાદવ સરવે, મહાદુ:ખ ભોગવે તેહ. ૧૩
વળી કેટલા અક્રુર આદે હતા, તે રહ્યા કંસને શરણુ;
વિનય વચનથી સેવા કરીને, કરતા પોષણુ ભરણુ. ૧૪
વળી બાણાસુર ને નરકાસુર, તે મિત્ર કર્યા મહાક્રુર;
જરાસંધનો આશ્રે કર્યો, તેથી વાધ્યું બલ અતિપૂર. ૧૫
હવે દેવકીને જે પુત્ર થાય, તે હણતો કંસ કરાલ;
એમ કરતાં ખટ પુત્રજ માર્યા, નિર્દય ક્રુર ભૂપાલ. ૧૬
જેમ લોભી રાજા પીડે પ્રજાને, હિંસક પશુ વધકારી;
વ્યભિચારી નર ગોત્ર ગણે નહી,વ્યસની ન હોય આચારી. ૧૭
એમ કંસે અધર્મ કીધો ઘણો, વળી જરાસંધ અહંકારી;
બાવીશ સહસ્ત્ર ભૂપતી નાંખ્યા, કારાગ્રહ મોઝારી. ૧૮
ગૌ બ્રાહ્મણ સાધુને પીડે, ફરતા અસુર અપાર;
યજ્ઞ કર્મ બંધ થયાં, ને વરત્યો હાહાકાર. ૧૯
હવે શ્રોતા સહુ એક ચિત્તે સુણજો, થયો ધર્મનો નાશ;
ત્યારે શ્રીહરિયે મનમાં વિચાર્યું, કરવા ધર્મ પ્રકાશ. ૨૦
શેષનાગની સાથે બોલ્યા, નારાયણ નિરધાર;
ચાલો આપણુ જન્મજ ધરીયે, કરવા દુષ્ટ સંહાર. ૨૧
ત્યારે શેષ કહે હવે હું નહી આવું, ભૂતલ ધરી અવતાર;
રામાવતારમાં લક્ષ્મણ થૈ મેં, વેઠ્યું દુ:ખ અપાર. ૨૨
વર્ષ ચતુરદશ કષ્ટ ભોગવ્યું, તજીયાં નિદ્રા આહાર;
નિર્દય કૃત્ય કરાવ્યાં વનમાં, મુકી જનક કુમાર. ૨૩
હવે પ્રભુ તમો પ્રગટ થઇને, પાળો ધર્મ સુજાણ;
સાધુ ભક્તનું રક્ષણ કરીને, દુષ્ટ હણો નિરવાણ. ૨૪
ત્યારે શ્રીપતિ કહે સુણો પ્રાણસખે,તમો એ શી બોલ્યા વાણ;
તુજ વિના હું અવતાર ધરૂં નહીં, ભૂતલમાં નિરવાણ. ૨૫
પુર્વે તમો સૌમિત્રી થઇને, માહારી કરી ઘણી સેવ;
માટે હવે તમો મુજ પેહેલાં, અવતરો મોહોટા બંધુ બલદેવ. ૨૬

ત્યાં આજ્ઞા હું પાળીશ ઘણી, કરો દેવકી ગર્ભ પ્રવેશ;
માહારી માયા આકર્ષણ કરી, મુકશે રોહણી ઉદરે એશ. ૨૭
થોડાં દિવસમાં હું પણ દેવકી, ઉદર ધરીશ અવતાર;
પછી આવીશ ગોકુળ તમ પાસે, કરીશું લીલા અપાર. ૨૮
પછે સાષ્ટાંગ નમન કરીને શેષજી, ચાલ્યા ત્યાં નિરવાણ;
દેવકીજીના ગર્ભ વિષે તે, અનંત પ્રવેશા જાણ. ૨૯
દિન દિન પ્રત્યે અદ્દકુ વાધે, દેવકી તનનું તેજ;
આનંદ સુખમાં દિવસ જાય છે, અંગ અધિક બલહેજ. ૩૦
ત્યારે સતી બોલી સ્વામીની સાથે,સુજ ભુજમાંબળ નવ માય;
જાણે ઉંચે ઊંધી કરી નાંખુ, કર તોળું પરવત પ્રાય. ૩૧
હળ મુશળ લેઇ માર દુષ્ટને, ઉતારૂ ભૂભાર;
ગૌ બ્રાહ્મણ સુર સાધુ ભક્તનું, રક્ષણ કરૂં અપાર. ૩૨
ત્યારે વસુદેવ કહે એ ઇશ્વરની ગતિ, અકળ અતર્ક સુજાણ;
બ્રહ્માદિકના કળ્યામાં ન આવે, શું થાશે નિરવાણ. ૩૩
પછે હરખ શોક પામ્યા વસુદેવજી, દેવકી પુણ્યશ્લોક;
પુત્ર જન્મ થાશે એ હરખ, વળી કંસના ભયથી શોક. ૩૪
ત્યારે અંતરજામી હરિએ, જાણ્યું જાદવ કેરૂ કષ્ટ;
નીજયોગમાયાની સાથે અચ્યુત, વાણી બોલ્યા સ્પષ્ટ. ૩૫
જા દેવી તું વ્રજમાં હવડાં, કારજ કરવા સાર;
નંદ વધૂ જસોદા ઉદરે ઘેર, પુત્રી તણો અવતાર. ૩૬
વળી વસુદેવ નારી રોહીણી નામે, સતી શિરોમણી સાર;
ગોકુળમાંહે નંદ તણે ઘેર, રહી છે તે નિરધાર. ૩૭
જે દેવકી ઉદરે ગર્ભ રહ્યો છે, શેષરાખ્ય માહારૂ ધામ;
તેને લેઇને મુકો રોહણી, ઉદર વિશે અભિરામ. ૩૮
તને લોક ભૂતલમાં ઘણું, માનશે ધુપદીપ બલીદાન;
તું સર્વતણા અભિલાષ પુરજે, જે પૂજે દેઇ માન. ૩૯
તારાં નાના પ્રકારનાં નામજ લેશે, સ્થાનક થાશે અપાર;
દુર્ગા ભદ્રકાલી ને વિજયા, વૈષ્ણવી કુમુદા સાર. ૪૦
કૃષ્ણા, માધવી, માયા, ચંડિકા, શારદા પુર્ણ કામ;
નારાયણી, ઇશાણ, અંબિકા, એવાં ધરશે નામ. ૪૧

એમ અવિનાશીએ આદિમાયાને, વચન કહ્યાં છે ત્યાંહે;
તે આજ્ઞા શિશ ચઢાવી ચાલી, ઉતરી ભૂતળ માંહે. ૪૨

વલણ.

તે અંબિકા ઉતરી ભૂતળ મધ્ય, કરવાને શુભ કામરે;
કહે દાસ ગિરિધર હવે કહુ કથા,જેમ પ્રગટ થયા બલરામરે. ૪૩

---

## અધ્યાય ૭.

### કડવું ૮ મું-રાગ ધન્યાશ્રી.

હવે શ્રોતાજન સુણો ભાવ ધરીને, પાવન કૃષ્ણ કથાયજી;
જેમ માયાને આજ્ઞા આપી, પોતે વૈકુંઠ રાયજી. ૧
દેવકીજીને ઉદર સાતમો, વૃદ્ધિ પામ્યો ગર્ભજી;
સપ્ત માસ થયા પરિપુરણ, અનંત રૂપે અર્ભજી. ૨
ત્યારે દેવકીજીને નિદ્રા આવી, નિશા વિશે નિરવાણજી;
કર્યું આકર્ષણ ગર્ભતણું, ચિદશક્તિ ચતુરશુ જાણજી. ૩
ત્યારે દેવકતનયા ઝબકીને જાગી,જાણ્યું થયો ગર્ભ સ્ત્રાવજી;
પેટ પોતાનું હળવું દીઠું, મન કરતી પસ્તાવજી. ૪
તે સુણી કંસે શોધ કરાવી, નિશ્ચે જાણ્યો ગર્ભ કોકજી;
સકળ નગ્રમાં વાત વિસ્તરી, કરે કુલાહલ લોકજી. ૫
હવે વસુદેવજીની પત્ની રોહિણી, રહે છે નંદજીને ઘેરજી;
તેના ઉદરમાં ગર્ભજ મુકયો, તે કોઈ નવ જાણે પેરજી. ૬
જ્યારે પ્રભાત કાળે રોહિણી જાગ્યાં,દીઠુ ઉદર ગર્ભ સહીતજી;
અતિ ઘણી ચિંતા ચિતમાં કરતાં,આ શું થયું વિપરીતજી. ૭
પુરૂષસંગ,વિણુ ગર્ભજ ક્યાંથી, લોક વિરૂદ્ધ એ વાતજી;
નંદ જસોદાને ખબર થઇ,મળ્યો ગોપીજનનો સાથજી. ૮
ત્યારે જસોદાજી કહે સુણો સુંદરી, પૂર્વે હતો ગર્ભ પેટજી;
શુષ્ક થઇને છોડ રહ્યુતું, તે પ્રસર્યું આજ નેટજી. ૯
જસોમતી કહે હું નિશ્ચે જાણુ છું, પૂર્વતણી એ વાતજી;
ઘણે ઠેકાણે થાય છે એવું, ચિંતા ન કરશો માતજી. ૧૦

એટલે થૈ ત્યાં આકાશવાણી, સુણતાં સર્વ સમાજજી;
અરે રોહિણી ન કરીશ ચિંતા, થશે રૂડાં કાજજી. ૧૧
વસુદેવજીનો ગર્ભજ એ છે, શેષતણો અવતારજી;
તે બ્રહ્મગિરા સુણી રોહિણીજીનો, સંદેહ નિવરત્યો સારજી. ૧૨
એમ કરતાં નવ માસ પુરણ થયા,અવતરીયા બળદેવજી;
દેવે દુંદભીનાદ કરયા, ને પુષ્પવૃષ્ટી થઇ એવજી. ૧૩
દાન ઘણાં આપ્યાં નંદરાયે, કરાવ્યું સ્વસ્તીવાચનજી;
સહસ્ત્ર કીરણથી રવી શોભે જેમ, એવો તેજસ્વી તનજી. ૧૪
ત્યારે જસોદાજી થયાં ગર્ભવતી, કર્યો માયાએ પ્રવેશજી;
દિન દિન વૃદ્ધિ પામે ઉદરમાં, અકળિત અદ્ભુતવેશજી. ૧૫
એ રીત્યે હળધરજી પ્રગટયા, વરત્યો જય જયકારજી;
શ્રોતાજન સહુ ભાવે સુણજો, કહુ કૃષ્ણ જન્મ વિસ્તારજી. ૧૬
હવે અચ્યુતજીયે આજ્ઞા કીધી, દધીતનયાને જાણજી;
તમો ભીમકરાયને ઘેર અવતરો,રૂક્ષ્મણી થઇ નિરવાણજી. ૧૭
તે આજ્ઞા લેઇને તત્ક્ષણ ચાલ્યાં, લક્ષ્મીજી તેણી વારજી;
વિદર્ભ દેશમાં ભીમકરાય છે, ત્યાં ધરશે અવતારજી. ૧૮
જે પુરાણ પુરષોત્તમ જગદાત્મા,વ્યાપક વિશ્વની કાયજી;
અજ અજીત અવિનાશી પોતે, કોટી બ્રહ્માંડના રાયજી. ૧૯
તે પુરણ અંશે પ્રવેશા પોતે, વસુદેવ મન મોઝારજી;
તે તેજે કરી આનકદુંદભી, શોભે અંગ અપારજી. ૨૦
અવતાર ધરવા અચ્યુતજીયે, આરોપ્યું નિજ ધામજી;
અન્યની પેરે નહીં ઉત્પત્તી, રૂધીર ને વળી કામજી. ૨૧
પોતા વિશે સર્વાત્મા થઇને, વ્યાપી રહ્યા છે જેહજી;
વસુદેવજીયે દેવકી મધ્યે, અચ્યુત અરપ્યો તેહજી. ૨૨
તે તેજનું ધામ ધર્યું દેવકીયે, ઝલકે કાંતી અપારજી;
જેમ પુરણ ચન્દ્ર ધરી દિશાયે, દીપે તેજ પ્રકાશજી. ૨૩
હરિ પુરણ કળાયે પ્રવેશા પોતે, દેવકી ગર્ભ મોઝારજી;
તે જોઈ સાધુસંત વિવેકી, કરતા હાસ્ય અપારજી. ૨૪
જેના નામ સ્મરણથી જન્મ મરણ ટળે,પામે અવિચલધામજી;
તે જગન્નાથને જન્મ કરી, એ લીલા પુરણ કામજી. ૨૫

સર્વે જગતના નિવાશી પ્રભુ, તે વસ્યા દેવકી માંહેજી;
અનંત તેજે તનુ દીપે, જેમ દીપક ઘરની માંહેજી. ૨૬
જેમ ધુર્તમધ્યે હોય સરસ્વતી,તે જન ન કરે કાંઇ ઉપગારજી;
એમ કારાગૃહમાં તેજ રોકાયું, નવ દેખે કોઇ બાહારજી. ૨૭
હવે આઠમો ગર્ભ તે કંસે જાણ્યો,ભય પામ્યો મનમાંહેજી;
હરિ મુજને હવે મારશે નિશ્ચે, પ્રગટ થઇને આંહેજી. ૨૮
પછે દેવકીજીનું રૂપ નિહાળી, કરતો કંસ વિચારજી;
નિશ્ચે મારો શત્રુ છે એના, ઉદર વિષે નિરધારજી. ૨૯
જો હવડાં હું એને મારૂં તો, આયુષ્ય લક્ષ્મી જાયજી;
એક નાર વળી ગર્ભણી, ભગની, તેનો વધ ક્યમ થાયજી. ૩૦
પછે ઘણો જાપતો કારાગૃહનો, કીધો કંસ વિશેકજી;
લોહોમય કમાડ ભોંગલ સાંકળ, મુકયા અસુર અનેકજી. ૩૧
મંદિરમાં જઇ બેઠો પોતે, થયો અજંપો અપારજી;
ભોજન ભૂષણ વસ્ત્ર ગમે નહી, વૃત્તિ કૃષ્ણાકારજી. ૩૨
બેઠાં ઉભા સુતાં ફરતાં, જ્યાં ત્યાં જુવે ગોપાળજી;
જગત લોકને દેખવા લાગ્યો, કૃષ્ણરૂપ મહીપાળજી. ૩૩
જાગૃત સ્વપ્ન સુષુપ્તી સુક્ષ્મ, સ્થૂળ ને કારણ દેહજી;
તનમાત્રા નિજઅંગ ઇંદ્રીયો, હરિમય દેખે તેહજી. ૩૪
જેવી વૃત્તિ વૈરભાવથી, પામે અસુર જનજી;
તેવી દશા જોગીને દુર્લભ, શ્રોતા ધરજો મનજી. ૩૫
ત્યારે દેવકી મન આનંદ અતિઘણો, જોઇ બોલ્યા વસુદેવજી;
કંસનો ભય ક્યમ નથી લાગતો, તુજને કહે સત્યમેવજી. ૩૬
ક્રોધ ચઢયો સુણી નામ કંસનું, કરી વક્રભ્રગુટી તે વામજી;
પૃથ્વી ઉપર હાથ પછાડી, ગર્જીને બોલી બામજી. ૩૭
ક્યાં છે કંસ પછાડુ તેને, ચાણુર મુષ્ટીક મારૂજી;
લાવની મારા ધનુષ્ય બાણુ તેથી, પૃથ્વીનો ભાર ઉતારૂજી. ૩૮
કાલયવન ભોમાસુર શાલ્વ, જરાસંધ રીપુ કહાવુંજી;
બાવીસ સહસ્ત્ર ભૂપતિ સાધુ, તેના બંધ છોડાવુંજી. ૩૯
ભક્તાતણું રક્ષણ કરવા હું, પ્રગટયો પૂર્ણ બ્રહ્મજી;
વેદમુનિ બ્રહ્માસુર સર્વે, મારો ન જાણે મર્મજી. ૪૦

એટલે થૈ ત્યાં આકાશવાણી, સુણતાં સર્વ સમાજજી;
અરે રોહિણી ન કરીશ ચિંતા, થશે રૂડાં કાજજી. ૧૧
વસુદેવજીનો ગર્ભજ એ છે, શેષતણો અવતારજી;
તે બ્રહ્મગિરા સુણી રોહિણીજીનો, સંદેહ નિવરત્યો સારજી. ૧૨
એમ કરતાં નવ માસ પુરણ થયા,અવતરીયા બળદેવજી;
દેવે દુંદભીનાદ કરયા, ને પુષ્પવૃષ્ટી થઇ એવજી. ૧૩
દાન ઘણાં આપ્યાં નંદરાયે, કરાવ્યું સ્વસ્તીવાચનજી;
સહસ્ર કીરણથી રવી શોભે જેમ, એવો તેજસ્વી તનજી. ૧૪
ત્યારે જસોદાજી થયાં ગર્ભવતી, કર્યો માયાએ પ્રવેશજી;
દિન દિન વૃદ્ધિ પામે ઉદરમાં, અકળિત અદ્દભુતવેશજી. ૧૫
એ રીત્યે હળધરજી પ્રગટ્યા, વરત્યો જય જયકારજી;
શ્રોતાજન સહુ ભાવે સુણજો, કહુ કૃષ્ણ જન્મ વિસ્તારજી. ૧૬
હવે અચ્યુતજીયે આજ્ઞા કીધી, દધીતનયાને જાણજી;
તમો ભીમકરાયને ઘેર અવતરો,રુક્મણી થઇ નિરવાણજી. ૧૭
તે આજ્ઞા લેઇને તત્ક્ષણ ચાલ્યાં, લક્ષ્મીજી તેણી વારજી;
વિદર્ભ દેશમાં ભીમકરાય છે, ત્યાં ધરશે અવતારજી. ૧૮
જે પુરાણ પુરષોત્તમ જગદાત્મા,વ્યાપક વિશ્વની કાયજી;
અજ અજીત અવિનાશી પોતે, કોટી બ્રહ્માંડના રાયજી. ૧૯
તે પુરણ અંશે પ્રવેશા પોતે, વસુદેવ મન મોઝારજી;
તે તેજે કરી આનકદુંદભી, શોભે અંગ અપારજી. ૨૦
અવતાર ધરવા અચ્યુતજીયે, આરોપ્યું નિજ ધામજી;
અન્યની પેરે નહીં ઉત્પત્તી, રૂધીર ને વળી કામજી. ૨૧
પોતા વિશે સર્વાત્મા થઇને, વ્યાપી રહ્યા છે જેહજી;
વસુદેવજીયે દેવકી મધ્યે, અચ્યુત અરપ્યો તેહજી. ૨૨
તે તેજનું ધામ ધર્યું દેવકીયે, ઝળકે કાંતી અપારજી;
જેમ પુરણ ચંદ્ર ધરી દિશાયે, દીપે તેજ પ્રકાશજી. ૨૩
હરિ પુરણ કળાયે પ્રવેશા પોતે, દેવકી ગર્ભ મોઝારજી;
તે જોઈ સાધુસંત વિવેકી, કરતા હાસ્ય અપારજી. ૨૪
જેના નામ સ્મરણથી જન્મ મરણ ટળે,પામે અવિચલ ધામજી;
તે જગન્નાથને જન્મ કરી, એ લીલા પુરણ કામજી. ૨૫

સર્વે જગતના નિવાશી પ્રભુ, તે વસ્યા દેવકી માંહેજી;
અનંત તેજે તનુ દીપે, જેમ દીપક ઘરની માંહેજી. ૨૬
જેમ ધુર્તમધ્યે હોય સરસ્વતી, તે જન ન કરે કાંઇ ઉપગારજી;
એમ કારાગૃહમાં તેજ રોકાયું, નવ દેખે કોઇ બાહારજી. ૨૭
હવે આઠમો ગર્ભ તે કંસે જાણ્યો, ભય પામ્યો મનમાંહેજી;
હરિ મુજને હવે મારશે નિશ્ચે, પ્રગટ થઇને આંહેજી. ૨૮
પછે દેવકીજીનું રૂપ નિહાળી, કરતો કસ વિચારજી;
નિશ્ચે મારો શત્રુ છે એના, ઉદર વિષે નિરધારજી. ૨૯
જો હવડાં હું એને મારૂં તો, આયુષ્ય લક્ષ્મી જાયજી;
એક નાર વળી ગર્ભણી, ભગની, તેનો વધ કેયમ થાયજી. ૩૦
પછે ઘણો જાપતો કારાગૃહનો, કીધો કંસ વિશેકજી;
લોહોમય કમાડ ભોંગલ સાંકળ, મુકર્યા અસુર અનેકજી. ૩૧
મંદિરમાં જઇ બેઠો પોતે, થયો અજપો અપારજી;
ભોજન ભૂષણ વસ્ત્ર ગમે નહી, વૃત્તિ કૃષ્ણાકારજી. ૩૨
બેઠાં ઉભાં સુતાં ફરતાં, જયાં ત્યાં જુવે ગોપાળજી;
જગત લોકને દેખવા લાગ્યો, કૃષ્ણરૂપ મહીપાળજી. ૩૩
જાગૃત સ્વપ્ન સુષુપ્તી સુક્ષ્મ, સ્થૂળ ને કારણ દેહજી;
તનમાત્રા નિજઅંગ ઇંદ્રીયો, હરિમય દેખે તેહજી. ૩૪
જેવી વૃત્તિ વૈરભાવથી, પામે અસુર જનજી;
તેવી દશા જોગીને દુર્લભ, શ્રોતા ધરજો મનજી. ૩૫
ત્યારે દેવકી મન આનંદ અતિઘણો, જોઇ બોલ્યા વસુદેવજી;
કંસનો ભય કેયમ નથી લાગતો, તુજને કહે સત્યમેવજી. ૩૬
ક્રોધ ચઢયો સુણી નામ કંસનું, કરી વક્રભ્રગુટી તે ભામજી;
પૃથ્વી ઉપર હાથ પછાડી, ગર્જીને બોલી ભામજી. ૩૭
ક્યાં છે કંસ પછાડુ તેને, ચાણુર મુષ્ટીક મારૂજી;
લાવની મારા ધનુષ્ય બાણ તેથી, પૃથ્વીનો ભાર ઉતારૂજી. ૩૮
કાલયવન ભોમાસુર શાલ્વ, જરાસંધ રીપુ કાહાવુંજી;
બાવીસ સહસ્ત્ર ભૂપતિ સાધુ, તેના બંધ છોડાવુંજી. ૩૯
ભક્તતણું રક્ષણ કરવા હું, પ્રગટયો પૂર્ણ બ્રહ્મજી;
વેદમુનિ બ્રહ્માસુર સર્વે, મારો ન જાણે મર્મજી. ૪૦

ત્યારે વસુદેવને મન ચિંતા પ્રગટી, બોલ્યા વચન કરૂણાલજી;
અરે દેવકી શું ગાજીને બોલે, સુણશે દુષ્ટ ભૂપાલજી. ૪૧
તે સુણી કહેછે કોણ કંસ છે, હું પૂર્ણ બ્રહ્મ અનૂપજી;
નથી નપુસક નરનારી હું, નિષ્કલંક ચિદરૂપજી. ૪૨
નિત્ય નિયંતા સર્વદષ્ટા છું, સત્ચીદ આનંદ જાણજી;
એવું કહી પછે દેવકી પોતે, મૌન્ય રહ્યાં નિરવાણજી. ૪૩
હવે પૂર્ણ દિવસ થયા ત્યારે, બ્રહ્મા ઇંદ્ર સદાશિવ જેજી;
અચ્યુતની સ્તુતિ કરવા આવ્યા, દેવ મુનિવર તેજી. ૪૪

વલણ.

દેવ મુની સ્તુતિ કરે સર્વે, ગર્ભતણી તેણી વારરે;
સુતિકાગૃહની ઉપર આવી, અદૃશ્ય રહ્યા નિરધારરે. ૪૫

---

## અધ્યાય ૮.

### કડવું ૯ મું–રોલા–છંદ.

જયજય સત્ય સ્વરૂપ, સત્ય સંકલ્પ વ્રતધારી;
ત્રણ કાળ તું સત્ય, સત્યથી મળે મોરારી. ૧
અવિચળ આત્મારામ, અવિગત અંતરજામી;
અખીલ વિશ્વ આધાર, અમો શરણાંગત સ્વામી. ૨
જુગ જુગમાં ધરો તનુ, ધર્મનું રક્ષણ કરવા;
દુષ્ટતણો સહાર, ભાર ભૂતળનો હરવા. ૩
નાવ રૂપ તવ ચરણ–તણો જે આશ્રે કરતા;
દુઃખ સાગર સસાર, વછપ દધ્વ તે તરતા. ૪
ભક્તિ વિના ભગવાન રૂપ, તાહારૂં નવ જાણે;
મુક્ત થકો જન પડે, ભાવ જો બીજો આણે. ૫
અનેક જન્મ ગુણ કર્મ, હરી તારાં છે પાવન;
ભજતાને તું ભજે, રોગ દુઃખ શોક નશાવંન. ૬
સગુણરૂપ સાકાર થકી, તુજને સહુ જાણે;
નિરગુણ ને નિર્દોષ, નિયંતા કરી પરમાણે. ૭

મન વાણીથી પર, યોગ્ય અનુમાનજ કરવા;
ભક્ત કાજ તનુ ધરો, દુષ્ટ દુરીજન સંહરવા. ૮
જયજય જગનિવાસ, જગતગુરુ અંતરજામી;
આદિ રૂપ ઇંદિરાપતિ, પ્રભુ ગરુડાગામી. ૯
નમો સચ્ચીદાનંદ, શ્યામ સુંદર વનમાલી;
પરમાનંદ મુકુંદ, અભય પદ નહી તુજ ટાલી. ૧૦
તુજ પદ પંકજ તજી, અન્ય ઉપાસન કરતા;
લખચોરાશીમાંહે, જન્મ પુનરપિ અવતરતા. ૧૧
તારૂં સત્વ શરીર, સંત જન સત્વે સેવે;
સત્વ રૂપ તે થાય, કહ્યું નિશ્ચે મુનિ દેવે. ૧૨
નામ રૂપ ગુણ જન્મ, મનોહર મંગલકારી;
ચિંતવતો અનુદિન, તરે ભવને સંસારી. ૧૩
મીન કમઠ વારાહ નરહરી, ભૃગુપતી વામન;
રામચંદ્ર અવતાર, ધર્મ હીત શોક નશાવન. ૧૪
પુર્ણ મનોરથ કરો, ધરો પદ પાવન ભૂતલ;
જે પદ અંકુશ વજ્ર, ધ્વજા આદિ અંબુજ દલ. ૧૫
જે પદ જલ સુરધુની, થઈ જગ પાવન કરવા;
તે પદ કરો પ્રકાશ, દાસનાં સંકટ હરવા. ૧૬
ધરાપતી ધીપતી, રમાપતી રાજીવલોચન;
ગિરાપતી ગોપતી, સર્વ ગતી ગર્વવિમોચન. ૧૭
જદુ કુળને છે ધન્ય, અજન્માજન્મજ ધરશો;
મદનમનોહર છબી, અગોચર ગોચર કરશો. ૧૮
વિશ્વરૂપ વિશ્વેશ, વિશ્વભૂષણ વિશ્વંભર;
આદિ મૂળ અવ્યક્ત, અનાદિ કારણ ઈશ્વર. ૧૯
ધન્ય ધન્ય દેવકી, સમોવડ નહિ કો માતા;
હરી ઇશ્વર ભગવાન, ધર્યા ઉદરે સુખદાતા. ૨૦
જેના ઉદરમાં વિશ્વ–વ્યાપક, અવકાશ રેહે છે;
તે પ્રભુને તમો ધર્યા, દેવમુની સહુ કેહે છે. ૨૧
કંસનો ભય મા હશો, એ આશિર્વાદ અમારો;
જદુકુળને દેવને, પાળશે પુત્ર તમારો. ૨૨

એક ક્ષણ જોશે એજ, હરી દરદે જેહેને;
તે જન નિર્ભય થાય, કાળનો ભય નહી તેહેને. ૨૩
એ હવા દીનદયાળ, શરણજન સંકટ હરતા;
જય જય શ્રી જદુવીર, અનુગ્રેહે નીધે કરતા. ૨૪
જયતિ જયતિજય કરી, સ્તુતિ પાવન નિર્જર ઘણી;
હવે પ્રગટ ગિરધર પ્રભુ, જગજીવન જદુકુળમણી. ૨૫

દોહા.

સુરમુનિએ એવી સ્તુતિ કરી, કરજોડી તે ઠામ;
કરી આગળ વિધિ શંભુને, ગયા દેવ નિજ ધામ. ૨૬

---

## અધ્યાય ૯મો.

### કડવું ૧૦ મું–રાગ ધન્યાશ્રી.

હવે દાસીને પુછે છે કંસ ભુપાળજી,દેવકીને ક્યારે પ્રસવશે બાળજી;
ડિકરી બોલી વળતી વાણજી, આજકાલમાં થશે જાણજી. ૧

ઢાળ.

સમે થયો હવે પ્રસવનો, સુણી કંસ ચમક્યો મન;
એ પુત્ર અષ્ટમો કાળ મારો, શું કરૂં હવે જતંન. ૨
પછે બંદોબસ્ત કર્યો ઘણો, તે કારાગૃહ મોઝાર;
કહ્યું રક્ષકને સાવધાન રેહેજો; કર ધરી હથીઆર. ૩
પછે એમ કરતાં સમય આવ્યો, શ્રી કૃષ્ણ જન્મ રસાળ;
ત્યારે સર્વ ગુણ સંપન્ન, મંગલ ઉદે પામ્યો કાળ. ૪
નભમાસ સુંદર કૃષ્ણ અષ્ટમી, રોહીણી બુધવાર;
અર્ગોદય વેળા વિમળ શુભ, ગ્રહ શાંતિકાર. ૫
દશદિશા ઉજ્જ્વલ ગગનમાં, ચાલે ત્રીગુણધીર સમીર;
અગ્ની હોત્ર અગ્નિપ્રજ્વલિત થયાં, નદી નિર્મલ નીર. ૬
જ્યારે અજન્મા પામ્યા જન્મ,ચયાસ્વર્ગે દુંદુભી નાદ;
ગાંધર્વચારણ અપ્સરા, ગુણગાન સ્વર ધુની બાદ. ૭
ત્યારે પુષ્પવૃષ્ટી દેવ કરતા, ગાજે મધુર ધુની ધન;
મેદણી વિદ્યુત ચમકે, આનંદ ઉમગ્યો મન. ૮

જ્યારે પુર્વે દિશાયે પ્રકાશ ઉજ્વલ, પામ્યો ઉદય નિશેંદ્ર;
દેવકી ઊદર આકાશ ઉધો, શ્રીકૃષ્ણ પુરણ ચંદ્ર. ૯
અર્ધ રાત્રીને સમે ત્યાં, પ્રગટ્યા 'શ્રી ગોપાળ;
કારાગૃહ ઉદ્યોતત અદ્ભુત, તેજ રૂપ વિશાળ. ૧૦
થઇ પ્રગટ મૂર્તિ તરૂણવય, તન શ્યામસુંદર વેશ;
વનમાલ મુક્તા ભ્રગુલતા, મણી મુગટ કુંડળ દેશ. ૧૧
ચતુર બાહુ ચક્ર અંબુજ ધર, ગદાગ્રહી પાણ;
કંકણ અંગદ મુદ્રિકા, શ્રીવચ્છ કૌસ્તુભ જાણ. ૧૨
તડિત નિંદક પીતપટ, કટીમેખલા રણુકાર;
યજ્ઞોપવિત ઉનરી અમરપદ, નેપૂરનો ઝણુકાર. ૧૩
કમળલોચન કર્મમોચન, સર્વે અંગશુ દેશ;
કૃપા રસમય મધુર સ્મિતયુત, મદન મોહન વેશ. ૧૪
વર્ષ ષોડશતણી મૂર્તિ, પુરણ શોળ કળાય;
ધ્વજા અંકુશ વજ્ર આદે, ચિહ્ન ષોડશ પાય. ૧૫
સંતને દેખાડવા પથ, ઉર્ધ્વરેખા સાર;
પદ્મતણું આસ્પદજ થાય, પદ્મ છે નિરધાર. ૧૬
અભિમાની મદમાતંગ, મન આકર્ષવા અંકુશ;
ઘટ ચિહ્ન ધર્યું ભક્તજનને, પાન અર્થ પિયુશ. ૧૭
પાપ પર્વત ફોડવાને, વજ્ર ચિહ્ન અનંત;
પદનાવ ધ્વજ સંસાર સાગર, તારવાને સંત. ૧૮
ચક્ર ચિહ્ન હણે સદા, ભક્તના દેષી જેહ;
કામાદી સુભડ સંધારવાને, ધનુષ રેખા એહ. ૧૯
ઇત્યાદિ ષોડશ ચિહ્ન, પદમાં ધ્યાન મંગલ રૂપ;
વસુદેવ દેવકીએ તદા, તે દીઠું રૂપ અનૂપ. ૨૦
કૃષ્ણ અવતારને નિહાળી, વસુદેવ હરખ અનલ્પ;
વિપ્રને દશ સહસ્ત્ર ગૌનો, કર્યો ત્યાં સંકલ્પ. ૨૨
વસુદેવજીએ ઓળખ્યા, સાક્ષાત્ શ્રી ભગવાન;
પુત્રભાવ તજી કરે સ્તુતિ, બ્રહ્મભાવ સમાન. ૨૩
સાક્ષાત તું ભગવાન છે, પ્રકૃતિ પુરૂષથી દૂર;
આનંદ અનુભવ અગમ્ય તું, વ્યાપી રહ્યો ભરપૂર. ૨૪

મન વાણી ઇંદ્રીય પ્રતેતક, વળી પ્રકાશક તુંય;
વેદ કેહે જે અગોચર, પ્રત્યક્ષ દેખું હુંય. ૨૫
આ વિશ્વ તારૂં રૂપ છે, તું રહ્યો એમાં સત્ય;
અન્વયથકો વ્યતિરેક રહીને, કરાવે છે કૃત્ય. ૨૬
તું કારજ મધ્યે અખંડીત, થઇ રહ્યો કારણ જાણું;
પણ કારજવત ઇંદ્રીએ, નવ ગ્રેહેવાય તું નિર્વાણ. ૨૭
તારો સૃષ્ટમાં પ્રવેશ નહી, તો ગર્ભમાં શો લાગ;
આનંદરૂપે પ્રગટીયો તું, મારૂ મોટું ભાગ. ૨૮
તું લોકને પાળવા ઉજ્વલ, ધરે સત્વર શરીર;
સરજવાને રજો ગુણથી, રક્ત વરણે વીર. ૨૯
કૃષ્ણ વરણે તમો ગુણમય, કરવાને સંહાર;
તુ ચૌદ લોકનો રાય તે, મુજ ઘેર ધર્યો અવતાર. ૩૦
તે જાણશે જો કંસ તો, આવશે ધરી હથીયાર;
તુંજ અગ્ર બાંધવહણ્યા, માટે કરો કાંઇ વિચાર. ૩૧
એવું કહી વસુદેવજી, છાના રહ્યા નિરવાણ;
પછે દેવકીજી સ્તુતિ કરતાં, જુગલ સંપુટ પાણ. ૩૨

વલણ.

કરજોડીને સ્તુતિ કરતાં, દેવકીજી તેણી વારરે;
તે સુણતાં પાપી થાય પાવન, પામે પદારથ ચારરે; ૩૩

---

## અધ્યાય ૧૦.

### કડવું ૧૧૩મું–રાગ બીહાગ.

બોલ્યાં દેવકીજી તેણીવાર, કરજોડી કર્યો નમસ્કાર;
જે કાંઇ વસ્તુ કેહેછે વેદ, અવ્યક્ત ચૈતન્ય બ્રહ્મઅભેદ. ૧
નિર્ગુણ નિર્વિકાર નિર્વિશેશ, સત્તા માત્ર કારણ નિરદેશ;
ઇંદ્રીયાતીત અદ્રશ્ય નિરાકાર, તે તું આજ થયો છું સાકાર. ૨
મારી પાસેહ્જો છે સમીપ, ઓળખ્યો વિષ્ણુ અધ્યાત્મનો દીપ;
દીપરાર્ધ જ્યારે વહી જાય, ત્યારે બ્રહ્માતણો લય થાય. ૩

માહાભુત સુક્ષ્મ મધે સોય, વ્યક્ત અવ્યક્તમાં લય હોય;
તે સમે જાગરે છે તું એક, અવધીભુત અખંડ વિવેક. ૪
નિમેષ આદી સંવત્સર કાલ, તે તું તારી લીલાએ વિશાળ;
કરે કાલશુ ક્રીડા નિદાન, જેનું નામજ કેહે છે ઇશાન. ૫
તું કલ્યાણનું ધામ વિકર્ણ, તે હું છું હરી તારે શર્ણ;
વિશ્વરૂપજ કહીયે જેહ, કયમ ઉદરમાં સમાયો તેહ. ૬
માટે હાંસી કરશે મુને જંન, આ તનું કરો સંકોચંન;
એમ સુણીને બોલ્યા શ્રીકૃષ્ણ, સુણો દેવકી કહું છું પ્રશ્ન. ૭
ધર્યું રૂપ ચતુરભુજ જેહ, તેનું કારણ કહું છું એહ;
સ્વયંભુ મનવંતર માંહે, પૂર્વે જન્મ તમારો ત્યાંહે. ૮
તે સમે પ્રશ્ની નામ.તમારૂં, વસુદેવનું જન્મ વિસ્તારૂં;
સુતપા એવું નામજ સુત્ર, પ્રજાપતી બ્રહ્માના પુત્ર. ૯
પ્રશ્નીસુતપા સ્ત્રી ભરથાર, સત્યવંત ને શીલ આચાર;
બ્રહ્માએ કહ્યું જે સ્રષ્ટી કરો, ત્યારે તમોએ તપ આચર્યો. ૧૦
જીત્યાં મન ઇંદ્રી ને પ્રાણ, ઘોર તપ આદરૂં નિરવાણ;
ફળ પત્ર પવન કર્યો આહાર, દેવનાં વર્ષ બાર હજાર. ૧૧
મારે વિશે જોઇ નીરમલ મન, આ શરીરે થયો હુ પ્રસંન;
મેં કહ્યું વર માગો વરીષ્ટ, હું છું વરદાયકનો ઇષ્ટ. ૧૨
તમો કહ્યું થાયે અભિરામ, તમ જેવો પુત્ર સુંદરશ્યામ;
નહોતી પ્રજા તમારે એવ, માટે પુત્રજ માગ્યો દેવ. ૧૩
મારી માયાએ વાહ્યાં એહ, માટે મોક્ષ ન માગ્યો તેહ;
પછે હું ગયો અસ્તુ કહી, ગયા કેટલા દિન એમ વહી. ૧૪
મેં વિચાર્યું હું સરખો તન, નવ દીઠો ચૌદભૂવન;
પ્રગટ્યો પુત્ર હું ત્યાં અભિરામ, પ્રશ્નીગર્ભ ધરિયું નામ. ૧૫
બીજે જન્મ તમારો અનૂપ, થયાં અદીતી કશ્યપ રૂપ;
મેં ધર્યો વામન અવતાર, હરવાને ભૂતલનો ભાર. ૧૬
ત્રીજે જન્મ આ છે અભિરામ, વસુદેવ ને દેવકી નામ;
મેં ધર્યો કૃષ્ણ અવતાર, હરવાને ભૂમિનો ભાર. ૧૭
પૂર્વસ્મૃતી થાવા અનૂપ, મેં દેખાડ્યું મારૂં રૂપ;
બ્રહ્મભાવે વા પુત્રજ દેહ, તમો રાખજો મુજમાં સ્નેહ. ૧૮

મુને ચિંતવતાં નિરવાણ, નિશ્ચે થાશે તમારૂં કલ્યાણ;
હવે હું થાઉં છું શિશુ રૂપ, કહું તે કરજો વાત અનૂપ. ૧૯
મુને આ ઘડીએ આણીવાર, લેઇ જાઓ ગોકુળ મોઝાર;
જસોદાની શય્યામાંહે, ગુપ્ત મુકજો મુજને ત્યાંહે. ૨૦
ત્યાં કન્યા જન્મી છે એને, વળતા લેઇને આવજો તેને;
હવે નવ કરશો કાંઇ વાર, થાશે સફળ મનોરથ સાર. ૨૧
એવું કહી પછે શ્રી ભગવાન, થયા પ્રાકૃત બાળ સમાન;
માતા આશ્ચર્ય પામી એવ, થયા તત્પર શ્રી વસુદેવ. ૨૨
તે છે આનકદુંદભી તન, ઘણું સાધવી સોચે મન;
દેવકી રહ્યાં હૃદયે ચાંપી, પુત્ર આપતાં કાયા કાપી. ૨૩
મારા શ્યામ સલુણા તન, ક્યારે પામીશ તુજ દરશન;
વારેવારે ઓવારણાં લેતી,નિજ સ્વામીને કર સુત દેતી. ૨૪
પુત્ર લઇ ચાલ્યા વસુદેવ, દ્વાર ઉઘડીયાં[૧] તતખેવ;
સુતા રક્ષક નિદ્રા પામી, નગ્ન લોકની ચેષ્ટા વિરામી. ૨૫
લોહોમય સાંકળ ભોગળ જેહ, આફુણીયે ઉઘડીયાં તેહ;
પોળ ઉઘડી ત્યાં તતખેવ, ચાલ્યા રાજપથે વસુદેવ. ૨૬
રાત પાછલી ગાજે ઘન, સુક્ષ્મ બિંદુ સ્રવે પરજન્ય;
શેષ નાગે હરિપર તત્ર, કર્યું સહસ્ર ફણાનું છત્ર. ૨૭
જમુના જળ વેહે ભરપૂર, માંહે ભમરા પડતા ભૂર;
વસુદેવ કરે છે વિચાર, હવે કેમ જવાશે પાર. ૨૮
બેહુ કરમાં લેઇને બાળ, ઊંચા રાખિયા શ્રી ગોપાળ;
હરિ ઇશ્વર જે માહાભાગ, જમુના જળ પરશે પાગ. ૨૯
બેહુ પાસે થઇ ગયું પાણી, દીધો મારગ સ્વામી જાણી;
રામને જ્યમ સાગરે કીધો, ત્યમ જમુનાએ મારગ દીધો. ૩૦
પછી હરખી ચાલ્યા વસુદેવ, આવ્યા નંદભવન તતખેવ;
તે સમે જસોદાને નેટ, અવતરી યોગમાયા પેટ. ૩૧
ઘણું યોગ નિદ્રાયે ઘેરાણી, નથી જાણતી નંદજીની રાણી;
દ્વાર ઉઘડીયાં તેણીવાર, ગયા વસુદેવ ઘરમોઝાર. ૩૨
મુકયા શય્યામાં બાળમુકુંદ, સુતા લેઇને ચાલ્યા આનંદ;
મુકી ચિંતામણી લે કથીર, એવું કીધું વસુદેવ વીર. ૩૩

કન્યા લેઇ આવ્યા તેણીવાર, આપણીયે તે દેવાયાં દ્વાર;
જમુના ઉતરીને તતખેવ, કારાગૃહમાં આવ્યા વસુદેવ. ૩૪
હતું ત્યમ થયું તેણીવાર, બીડાયાં પોળ મંદિર દ્વાર;
તાળાં સાંકળ ભોગળ જેહ, એની મેળે દેવાયાં તેહ. ૩૫
દેવકીજીની શય્યા માંહે, કન્યા લાવીને મુકી ત્યાંહે;
પાછી બેડી જડાઇ પાય, એવી અકળ ઈશ્વરની કળાય. ૩૬

વલણ.

કળા ઇશ્વરની અકળ છે, તે નવ જાણે કો જંનરે;
કેહે દાસ ગિરિધર ગોકુળમાહે, પધાર્યા શ્રી ભગવંનરે. ૩૭

---

## અધ્યાય ૧૧.

### કડવું ૧૨મું-રાગ ચોપાઇ.

શ્રી ગોકુળમાં પધરાવ્યા હરિ, વસુદેવ આવ્યા પાછા ફરી;
કારાગૃહમાં પેઠા તેણીવાર, જેમ હતાં ત્યમ દેવાયાં દ્વાર. ૧
દેવકીને સોંપી દીકરી, માયારૂપે જે અવતરી;
કન્યા રોવા લાગી જદા, તે સુણતાં સેવક જાગ્યા તદા. ૨
ભોજપતીને તેણે કર્યું જાણ, કાંઇ બાળક પ્રસવ્યું નિરવાણ;
કંસ સુતો ઉઠ્યો ચમકી મંન, ત્રાસ પડ્યો શિથીલ થયું તંન. ૩
નિશ્ચે આવ્યો હવે મારો કાળ, ત્યાંથી ચાલ્યો ભડકી ભૂપાળ;
પગલે પગલે પડતો જાય, રૂદયમાં ઘણો શ્વાસ ભરાય. ૪
શુદ્ધ બુદ્ધ ભુલ્યો શિર છુટા કેશ, આવ્યો દેવકી પાસ નરેશ;
મન ભય પામીને બોલ્યાં સતી, ભાઇ આગળ કરતી વિનતી. ૫
આટલી પુત્રી માગી આપો મુને, ખોળા પાથરીને કહુંછું તુને;
પાવક સરખા મારા બાલ, તે નિઃસ્વાર્થે હણીયા ભૂપાલ. ૬
એક કન્યા રેહેવા દે જાણ, હો કંસ તારૂં થાશે કલ્યાણ;
એમ કહી પુત્રીને ચાંપી રૂદે, દીન વચન દુષ્ટ આગળ વદે. ૭
ત્યારે કંસે મનમાં ક્રોધજ કરી, કરમાંથી કન્યા લીધી હરી;
તેના બે ચરણ ગ્રહીને પાણ, શિલ્લા પાસે આવ્યો નિરવાણ. ૮

પછાડવાને જાયે જેટલે, કન્યા કર માંહેથી વછુટી તેટલે;
તરત ઉડી તે ગઈ આકાશ, ત્યાં થઇ કોટી સૂર્ય પ્રકાશ. ૯
આદિશક્તિને રૂપે થઇ, અષ્ટભુજા આયુધ કર ગ્રહી;
ત્રિશુલ શરાસન ચર્મ ને અસી, ચક્ર ગદા શર કરમાં વશી. ૧૦
મુક્તા રત્ન કનક અલંકાર, અંગ વિચિત્ર વસન ચળકાર;
સિદ્ધ ચારણ ગંધર્વ ગુણ ગાય, સુર પન્નગ કરતા પુજાય. ૧૧
એવું રૂપ દેખીને વિસ્મ થયો, કંસના મનનો ગર્વ ગળી ગયો;
ત્યારે વિષ્ણુ અનુજા બોલી વાણ, સાભળ દુષ્ટ કહું તે જાણ. ૧૨
તારો શત્રુ બલીયો હશે, તે પ્રગટ્યો છે કાંઇ પૃથ્વી વિશે;
એનાં દુર્બલને મારે શું થાય, હવે ન કરીશ કોની હત્યાય. ૧૩
તે દેવીએ એવા વચનજ કહ્યા, જેનાં ભૂતલમાં ઘણાં રૂપજ રહ્યાં;
અનેક નામ સ્થાનક બહુ રૂપ, જેને માને છે મોટા ભૂપ. ૧૪
એમ કહી તે દેવી ગઈ, કંસ રહ્યો દિગ્મૂઢજ થઈ;
તેનું વચન સુણી નીષ્સંસ, મન અતિ વિસ્મ પામ્યો કંસ. ૧૫
શું ધાર્યું ને શું થઇ ગયું, કર્તવ્ય મારૂ એળે ગયું;
ભગનીના હણ્યા અષ્ટબાળ, તો એ નવ લાધ્યો મુજ કાળ. ૧૬
પછે આવ્યો વસુદેવ દેવકી પાસ, કરજો ક્ષમા બોલ્યો વચન પ્રકાશ;
ઓશીઆળો કેહે છે દામણો, હું અપરાધી છું તમતણો. ૧૭
હા હા હણ્યા મેં તમારા બાલ, હૂં નીરદે પાપી ચંડાલ;
દુરબુદ્ધિ અભિમાની અંધ, મેં ટાળ્યો ન્યાતી કુટંબ સંબંધ. ૧૮
બ્રહ્મહત્યારા સરખો છુંય, તમને શું મુખ દેખાડું હુંય;
અરે મારાં બેન બનેવી સાધ, ક્ષમા કરજો મારો અપરાધ. ૧૯
મુજ પર રીસ ન કરશો કોક, દૈવાધિન છે સર્વે લોક;
દેવતણી વાણી અસત્ય પ્રકાશ, ત્યારે મનુષ્યતણો તે શો વિશ્વાસ. ૨૦
એ સુતને આયુરદા એટલો હશે, વળી મારો અપજશ જુગમાં થશે;
એ કર્મતણી છે વસ્મી ગતી, નવ જાણે કો મોટા જતી. ૨૧
જન્મ મરણ તે કર્મ અનુસરે, મિથ્યા નિમીત્તજન ઉપર ધરે;
જ્ઞાની વિચાર કરે જો મંન, તો આત્મા નથી મરતો પાવંન. ૨૨
વળી કોઈ કોને મારતુ નથી, વેદાંતમાં એમ કેહે છે કથી;
એવું જાણી નવ દેશો દોષ, મુજ ઉપરથી ટાલો રોષ. ૨૩

એમ કહી મુકી મનધીર, લોચન મધ્યે ચાલ્યાં નીર;
એમ વિનય કરીને રાય, બેહુ જણને પછે લાગ્યો પાય. ૨૪
ત્યારે વસુદેવે ઝાલ્યો કંસનો હાથ, મધુર વચન બોલ્યા તે સાથ;
અરે રાજા દુઃખ શુ કરવા ધરો, ઓછાં વચન શાને ઉચરો. ૨૫
એતો એમ ચાલે છે કાજ, કર્મેજગતી છે દુર્ઘટ આજ;
જ્યાં લગી નથી વિવેક ને જ્ઞાન,ત્યાં લગી છે મનમાં અભિમાન. ૨૬
મારૂ તાહારૂ જે કહે છે લોક, જ્ઞાન દૃષ્ટે જોતાં સહુ ફોક;
જ્યાં લગી આત્મા ઓળખ્યો નથી, અહંદેહ માંને સરવથી. ૨૭
શત્રુ મિત્ર સુખદુખ જય હાણુ, એ મનનાં માન્યાં છે નિરવાણુ;
એ સંમદ્દષ્ટી જ્યારે આવશે, ત્યારે કર્મમુક્તથી મોક્ષજ થશે. ૨૮
માટે અમો અમારે કર્મે કરી, દુખ પામ્યાં ગયાં પુત્રજ મરી;
અમને રીસ તમ ઉપર નથી, માટે જાઓ ઘેર સુખે સર્વથી. ૨૯
પ્રાચીન કર્મતણે અનુસાર, સુખ દુઃખ ભોગવે છે સંસાર;
કરતા હરતા છે જગદીશ, મિથ્યા જન લે છે નિજશિશ. ૩૦
વસુદેવનાં એવાં સુણી વચન, પછે કંસે મુક્ત કર્યાં બંધન;
બેન બનેવીને આદર કરી, ઘેર વળાવ્યાં વિનય ઉચરી. ૩૧
વળતો કંસ ગયો નિજ ઘેર, વિચારે શત્રુ પ્રગટની પેર;
પ્રાતઃકાલ થયો જેટલે, સભા કરી બેઠો તેટલે. ૩૨
યોગમાયા બોલી છે જેહ, મંત્રી આગળ માંડી કહ્યું તેહ;
રાયતણી વાણી સાંભળી, બોલ્યા અસુર ક્રોધે ઊકળી. ૩૩
તે શત્રુ હવડાં પ્રગટ્યો હશે, પછે નહી મરે જો મોટો થશે;
માટે પુર વ્રજ ગામમાં નાંનાં બાલ,જ્યાં હોયત્યાં મારો તત્કાલ. ૩૪
વળી દેવનું મુલ ધર્મ છે જેહ, કરો છેદન પ્રથમથી તેહ;
ત્યારે દેવતા નીરબલ થશે, પછે જુધમાં તુજને કયમ છતશે. ૩૫
તારા ધનુષ તણો ટંકાર, સુણતાં પ્રાણ જશે તેણીવાર;
તુજ ભયથી સુર પામ્યાં શાંત, વિષ્ણુ પેશી રહ્યો એકાંત. ૩૬
શિવજોગી શું કરશે તદા, ઇંદ્ર અબલ બીહીતો રહે સદા;
બ્રહ્માતપથી નીરબલ થયા, શું કરશે સુર સ્વર્ગે રહ્યા. ૩૭
વિષ્ણુનો અંશ ધર્મ કેહેવાય, તેને છેદન કરવો રાય;
તે આશા અમને દીજીયે, ધર્મ રહીત ધરણી કીજીયે. ૩૮

એવાં વચન સુણી નિરધાર, અસુર મોકલ્યા પૃથ્વી મોઝાર;
ટોળેટોળાં દુષ્ટજતણાં, ગૌ બ્રાહ્મણને પીડે ઘણાં. ૩૯
પાપી જન સાધુ પીડતા, તે હીંસા કરતા હીંડતા;
મૃત્યુ નજીક આવે જ્યારે, બુદ્ધિ ભ્રષ્ટ થાયે ત્યારે. ૪૦
આયુષ ધર્મ જશ લક્ષ્મી જાય, આશિશ ઉદ્યમ ફોકટ થાય;
તેનાં મંગલ જાય અશેશ, ધર્મતણો જે કરતા દ્વેશ. ૪૧

વલણ.

જે દ્વેશ કરે મોટાં પુરૂશનો, તેને આયુષ લક્ષ્મી જાયરે;
હવે શ્રોતાજન સહુ સાભળો, કહુ શ્રી કૃષ્ણ જન્મ કથાયરે. ૪૨

---

## અધ્યાય ૧૨ મો.

### કડવું ૧૩ મું–રાગ ધન્યાશ્રી.

હવે શ્રોતાજન સુણજો સહુ, ભાવે શ્રી કૃષ્ણ જન્મ ચરિત્રજી;
જે શ્રવણ મંગલ -હદે સુખદાતા,કલીમલશ મન પવિત્રજી. ૧
ભગવતીજન એ રસને જાણે,જેનાં કરૂણા ભરીયાં નેત્રજી;
પરાભક્તિયુત પ્રેમલક્ષણા, શ્રી કૃષ્ણ કૃપાનું ક્ષેત્રજી. ૨
વૈષ્ણવના હ્રદે રૂપી ગોકુળ, નિરમલ વિવેક તે નંદજી;
શાન્તી રૂપ જશોદજી જ્યહાં, પ્રગટ્યા ચૈતન ચંદજી. ૩
શુદ્ધવૃત્તિ પર્યંકમાં રમતા, શ્રીકૃષ્ણ આત્મા રામજી;
એ સંબંધ અધિકારી જાણે, જેનું પામ્યુ ચિત્ત વિરામજી. ૪
શ્રી વાસુદેવને ગોકુળ મુકી, વસુદેવજી ગયા જ્યારેજી;
કાંઇએક રજની શેષ રહી છે, જાગ્યાં જસોદાજી ત્યારેજી. ૫
મન એમ જાણે કાંઇ બાળક જન્મ્યું,ન જાણ્યું પુત્રી કે પુત્રજી;
પ્રસવતણી પીડા નવ જાણી, નથી અંગ મલીન કુચિત્રજી. ૬
જયમ પેટ માંહેથી પવન શરે, એમ નીરમલ દીઠું તનજી;
ત્યારે જસોમતીયે શય્યામાં દીઠો, રમતો પુત્ર રતનજી. ૭
બે કુરશુ ગ્રહી ચરણ અંગુઠો, ધાવે મુખમાં મેહેલીજી;
તે જોઇ જનુની આનંદ પામી,હરખ પામી વશ થૈ ઘેલીજી. ૮
ત્યારે નંદરાય આનદે ઊઠ્યા, પામ્યા બ્રહ્માનંદજી;
ઘેર ઘેરથી સહુ આવી મળિયું, ગોપ ગોપીનું વૃંદજી. ૯

વધાઇનાં વાજીત્ર વાગ્યાં, થાયે મંગલ ગાનજી;
જેજેકાર ' થયો ગોકુળમાં, વાજે ઢોલ નિશાનજી. ૧૦
જાણ થયું પૃથ્વીમાં સહુને, આવ્યાં જાચક-વૃંદજી;
અશુભ અમંગલ નાશ થયાં, જ્યારે પ્રગટયા ગોકુળચંદજી. ૧૧
વિપ્ર વિચીક્ષણ આવ્યા તત્ક્ષણ, સ્નાન કરયું નંદરાયજી;
પવિત્ર વસ્ત્ર પેહેરીને સુતનું, મુખ જોવાને જાયજી. ૧૨
કોટી કંદર્પ લાવણ્ય તનુ, સુંદરતાનો સમુદ્રજી;
એવા પુત્રનું મુખ જોઈ હરખ્યા, અખીલ ગોપના ઇંદ્રજી. ૧૩
પછે દૈવજ્ઞ પંડિત વેદ વાદી, મળી આવ્યા તેણે ઠારજી;
જાતકર્મ ત્યાં કર્યું વિધીએ, સ્વસ્તીવાચન ' સારજી. ૧૪
પુજન કીધું પિતૃ દેવનું, જથાજોગ્ય સંસ્કારજી;
દાન બહુ વિધિ આપ્યાં વિપ્રને, નંદજી પરમ ઉદારજી. ૧૫
ધેનુ બે લક્ષ પ્રત્યક્ષ સવત્સી, પીતાબર અલંકારજી;
સુવર્ણ શિંગ શણગાર મણીનો, મુક્તા પુષ્પના હારજી. ૧૬
વિદ્વાન વિપ્રને સંકલ્પ કરીને, આપી દક્ષણા અપારજી;
તીલના સપ્ત ગિરિ કરી આપ્યા, શાસ્ત્ર વિધિ અનુસારજી. ૧૭
ગર્ભની શુદ્ધિ જાતકર્મથી, ધન શુદ્ધિ થાય દાનજી;
શુભ કામે પૃથ્વીની શુદ્ધિ, વપુશુદ્ધિ થાય સ્નાનજી. ૧૮
જળથી મળ શુદ્ધ તપે ઇંદ્રીયો, સંતોષે કરી મનજી;
કર્મશુદ્ધિ નિષ્કામ કર્મથી, વાણી સત્ય વચંનજી. ૧૯
આત્મવિદ્યાએ આત્માશુદ્ધિ, બ્રહ્મજ્ઞે બ્રાહ્મણ સોયજી;
એમ સંસ્કાર પુંસવનાદીકે કરીને, ગર્ભની શુદ્ધિ હોયજી. ૨૦
એમ જાતકર્મ કરી દાનજ આપ્યાં,અગણીત નંદ નરેશજી;
વાડવ વેદ વચનથી દેતા, આશીરવાદ અશેશજી ૨૧
માગધ સુત બંદીજંન જાચક, કરતા જયજયકારજી;
તાનમાનથી ગાયક ગાતા, નાચે નર્તકી નારજી. ૨૨
ત્યાં મુની મંડળમાં નંદજી, બેઠા કરીને ગેપ સભાયજી;
ત્યારે વેદમંત્રથી સુત મુખ મુક્યો, મધબીંદુ મુનીરાયજી. ૨૩
પછે જસોદાજી સ્તનપાન કરાવે, શ્રી કૃષ્ણને લેઈ ઉછંગજી;
નાના પ્રકારની ભેટો લેઈને, આવે ગોપી ઉમંગજી. ૨૪

વ્રજમાં આંગણુ ચૌટાં શેરી, શણુગાર્યાં અદ્ભસારજી;
ધ્વજપતાકા કલશ નવાંકુર, તોરણુ સાથીઆ દ્વારજી. ૨૫
વ્રજનારી શણુગાર ધરી, શુભ કરમાં કંચન થાલજી.
અનેક વિધુવદની ગજગામિની, લોચન ચપલ વિશાળજી. ૨૬
પીન પયોધર સુક્ષ્મકટી તન, નમતી ભૂષણુ ભારજી;
ઘોળ ગીત મંગલ ગાતી તે, આવી નંદને દ્વારજી. ૨૭
અક્ષત કુમકુમ પુષ્પે વધાવે, દેતી અચલ આશીશજી;
જસોદાજી આ પુત્ર તમારો, જીવજો કોટિવરીશજી. ૨૮
પછી દધી હલદરને તેલ સુગંધી, કોટીક ભરીયાં માટજી;
ગોપી ગોપ પરસ્પર છાટે, પંક થયો છે વાટજી. '૨૯
માખણ મુખ લેપન કરી છીરકે,દધી દુધે ટાળે અશુભજી;
એક એકની ઉપર ઢોળે છે, કેસર જળના કુંભજી. ૩૦
રંગમાં અંગ ભીંજી ગયાં સહુનાં,જાણે રમતાં હોયવસંતજી;
દધી દુધની સરીતા ચાલી, ઉમંગ્યો હરખ અનંતજી. ૩૧
રસમાં મગન સકળ વ્રજવાશી, પામ્યાં બ્રહ્માનંદજી;
એ સુખ શેષ શકે નહી વરણવી, શું કેહે કવિમતિ મંદજી. ૩૨
પછે નંદરાયે સહુ જાચક જનને, આપ્યાં દાન અપારજી;
ગોપ ગોપી સહુને પેહેરાવ્યાં, પટભૂષણુ તેણીવારજી. ૩૩
એમ બાર દિવસ લગી મંગલ સોહલો,અદ્ભુત વરત્યો ત્યાંહેજી;
નિત્ય નિત્ય ઉત્સવ નંદરાય ઘેર, અતિ આનંદ વ્રજમાંહેજી. ૩૪
શ્રી જસોદા પાસે બેઠાં રોહિણી, ધરી સુંદર શણુગારજી;
શ્રી બલદેવ ઉછંગમાં રાજે, ગૌરવરણુ સકુમારજી. ૩૫
મુનિ પત્નીયો ગોપ વધૂ સહુ, વૃધ્ધિ સ્ત્રી મળી ત્યાંહેજી;
જસોદાજીની સ્વાગત કરતી, અંતરગ્રહની માંહેજી. ૩૬
અષ્ટમાસિધ નવેનિધ આવી રહી, ગોકુલમાં કરી વાસજી;
લક્ષ્મીપતી પધાર્યા પોતે, પૂર્ણ બ્રહ્મપ્રકાશજી. ૩૭
તે દિવસથી નંદતણુ વ્રજ, થઇ ગયું લક્ષ્મીવાનજી;
સ્વર્ગ થકી સુખ અદ્ભુત જાણે, સુંદર શોભામાનજી. ૩૮
એ સુખ જોઇ વૈકુંઠ વીસરે, લોકપતી કોણ માનજી;
અખીલ બ્રહ્માંડપતી જયાં રાજે, સુંદર શામલ ગાત્રજી. ૩૯

સુંદર રૂપ પમાં નરનારી, ચૌદ વિદ્યા ગુણ જાણજી;
બત્રીસ લક્ષણ ચતુર શિરોમણી, ચોસટ કળા પ્રમાણજી. ૪૦
ગુણ પૂર્ણ સમુદાય ગોપીજન, સકળ સંપતીસાથજી;
અખુટ ભંડાર શ્રી નંદરાય ઘેર, વિરાજે લક્ષ્મીનાથજી. ૪૧

વલણ.

લક્ષ્મીપતી ભગવાન જ્યારે, પધાર્યા ગોકુલગામરે;
સુખ સંપત જય મંગલ સિદ્ધિ, વશી રહ્યા તે ઠામરે. ૪૨

એવા પુરુષોત્તમનું પ્રાગટ્ય લહી, ફુલી જમુનારે જલ વેહેરડે જાય;
જે વેદ પુરાણે પાવન કહી, જેહેના પાનથી રે મહા પાપિ પરમગતે જાય. સા૦ ૧૦
શું ભાગ્ય વિખાણું નંદજીતણું, પ્રગટ્યું કમરે પૂર્વ પુણ્ય અપાર;
તેથી જસેદાનું સફીત ઘણું, જેહેના ઘરમારે પ્રગટ્યા કૃષ્ણ કુમાર. સા૦ ૧૧
દેવદુંદભી વાજે અતિ ઘણા, નાચે અપ્સરારે ગાંધર્વ ગુણીજન ગાય;
મન પ્રસન્ન થયા સહુ અમરતણા, ક્ષણક્ષણમારે પુષ્પની વૃષ્ટિ થાય. સા૦ ૧૨
જેહેને નીગમ નેતી નેતી ગાય છે, શિવ બ્રહ્મારે નવ પામે પાર;
મોહોટા જોગી ધ્યાનમા ધ્યાય છે, તે પ્રભુ પધારે નંદરાજ કુમાર. સા૦ ૧૩
જે સગુણ નીર્ગુણ નિરાકાર છે, બ્રહ્મપુરણરે અવિચલ આનંદકંદ;
જે અખિલવિશ્વનો આધાર છે, ભક્ત કારણરે પ્રગટ્યા બાલમુકંદ. સા૦ ૧૪
જેહેને શેષ સહસ મુખ ગાય છે, વરણન કરતારે સરસ્વતી સકુચાય;
તે પ્રેમ થકી વશ થાય છે, ધર્મ સ્થાપવારે પ્રગટ્યા જાદવરાય. સા૦ ૧૫
ધન્ય ધન્ય મથુરા દેશને, ધન્ય વ્રંદાવનરે ગોકુળ વ્રજવાસ;
જ્યાં પરમાનંદ પ્રગટ થયા, બલિહારીરે જાય ગીરિધરદાસ. સા૦ ૧૬

---

## અધ્યાય ૧૪

### કડવું ૧૫ મું–રાગ આસાવરી.

શ્રી નંદરાયને મંદિર પ્રગટ્યા, પુરૂષોત્તમ નિરધાર;
બાર દિવસ મહોત્સવ વરત્યે, ગોકુળમા તેણીવાર. ૧
પછે અવે દશમે દિન, સ્નાન કરાવી સ્વસ્તીવાચન કીધું;
પછે પુત્ર સુવાસણી પધરાવ્યા ભલે, દાન ઘણું ત્યાં દીધું ૨
શ્રી નંદરાયના દાન ઘણા થયા, જાચક લક્ષ્મીવાન;
દુર્બળજન શ્રીમંત થયા, એવા લક્ષ્મીપતી ભગવાન. ૩
કનકમણીના પારણા માંહે, જસોદા પુત્ર ઝુલાવે;
હરખે હાલરું ગાતી માતા, હેત કરી હુલાવે. ૪
પ્રાતસમે વ્રજ વનિતા આવે, હરીને ઝુલાવે હરખે;
કોટિ મદન સમા તનુજ છબી, નેત્ર ભરીને નીરખે. ૫
જુવતી ગણ જદુવર મનમોહ્યા, બીક ઘણી થઇ ત્યાંહે;
કે પરમ કે [illegible] કહેવાં, મા રહી ચોકસ માંહે ૬

જે વિરાટ વૃક્ષનું બીજ અનાદી, અવ્યક્ત આત્મારામ;
તે પુરણબ્રહ્મ પારણેઝુલે, પોતે પુરણ કાંમ. ૭
ગોપિયો સરવે ઝુલાવે હરિને, કેની શોભે છે તેહ;
તે દૃષ્ટાંતે સિદ્ધાંત કરી કવિ, ઉપમા આપે એહ. ૮
શાંતી દયા ક્ષમા ઉન્મની, ઉપરતી સદ્‌વિદ્યા ને સમાધી;
નિરવાણ દીક્ષા સ્વરૂપ, પ્રાપ્તિ મુમુક્ષતા નીરવ્યાધી. ૯
પરા પશ્યંતી મધ્યમા, વૈખરીચાર મુક્તિ નિરધાર;
પૂર્વે કહી તે પાસે બેઠી, બીજી રહી છે બાહાર. ૧૦
જાગ્રત સ્વપ્ન સુષપ્તી નારી, નથી દેખતી હરિને;
અસંભાવના વિપરીત ભાવના, બેઠી છે અવળી ફરીને. ૧૧
તુરીયા ઉન્માને લક્ષ કરે છે, નીરખવા હરિનું રૂપ;
એમ સરવે ગોપી ઝુલાવે હરીને, જેહેનો મહીમા અનૂપ. ૧૨
શ્રી કૃષ્ણ જન્મથી દુઃખશોક, દુષ્કાલ દોષ સહુ જેહ;
ક્લેશ અમંગલ નાશ થયાં, છે મંગલકારી એહ. ૧૩
સ્ત્રી પુરૂષ ઘણાં ચતુર થયાં, છે રૂપનણો નહી પાર;
શોક વિયોગ ન પીડે કહોને, સરવે ગુણ ભંડાર. ૧૪
જ્યમ સંસારનું દુખ જાય સકલ, જ્યારે પ્રગટે જ્ઞાન વિવેક;
વૈરાગે કરીને કામ ક્રોધ, મોહો લોભ રહે નહી એક. ૧૫
એ રીત્યે ગોકુળમાં ઘેર ઘેર, વરત્યો જયજયકાર;
નરનારી સહુ હરિને નીરખે, પામે હરખ અપાર. ૧૬
શ્રી કૃષ્ણ જન્મથી સકલ વિશ્વમાં, સુખ આનંદ ના માય;
ત્યારે મથુરાં માંહે કંસરાયને, અપશુકન બહુ થાય. ૧૭
વિદ્યુતપાત નક્ષેત્ર પડે છે, ધરા કંપે ઘણીવાર;
રાજદ્વારમાં શ્વાન રૂવે છે, ઉલુક કપોત અપાર. ૧૮
રાણીયોને દુઃસ્વપ્ન આવ્યું, નિશા વિષે નિરવાણ;
અંગ પોતાનું વિધવા દીઠું, તે કહ્યું કંસને જાણ. ૧૯
ત્યારે ભોજપતી ભય પામ્યો મનમાં, નભા કરી તે દિન;
પ્રધાનને કેહે શોધ કરો, મુજ શત્રુ થયો ઉત્પંન. ૨૦
વૃક્ષ સર્પ અગ્નિ ને શત્રુ, તે સુક્ષ્મપણે વિલાય;
મોટો થાય ત્યારે મેહેનત પોચે, વળતાં વશ નવ થાય. ૨૧

ત્યારે સભા માંહે બેઠો તો તે સમે,મહાબલ નામે અસુર;
તે માહા અભિમાન કરીને બોલ્યો, કંસની સાથે ક્રૂર. ૨૨
સુણો રાય ગોકુળમાં હવડાં, પોંહોઉત્સવ ઘણો થાય;
બ્રાહ્મણ ભાટ બંદીજન જાચક, દાન લઇને જાય. ૨૩
ગોપીયો અહી આવે મહી વેચવા, કરી આનંદ કલ્લોલ;
તેનાં વસ્ત્ર દધી દલદરમાં, કુમકુમથી રંગરોલ. ૨૪
માટે આજ્ઞા આપો મુજને,હવડાં ચિંતા ના કરશો એની;
કાહાને ઘેર એ પુત્ર થયો છે, જોઉ પરીક્ષા તેની. ૨૫
તે પુત્ર તેજસ્વી બળીયો હશે,તો હું મારીશ તત્ક્ષણ ત્યાંહે;
વા જીવતો ઝાલી તમારી પાસે, લાવીશ ક્ષણમાં આંહે. ૨૬
એમ કહી માહાબળ ગોકુળ આવ્યો, ધરી વિપ્રનો વેશ;
ઉજ્વલ વસ્ત્ર કમંડળ કરમાં, રૂદ્રાક્ષ વિભૂતિ સુદેશ. ૨૭
નિર્મલ બ્રાહ્મણ જોશી થઇને, પંચાંગ ઝાલ્યું પાણ;
લોક જાણે માહા સુશીલ વિપ્ર છે, અંતર કપટ પ્રમાણ. ૨૮
દાંભીક જનની ભક્તિ જેવી, લોભીયાનું તત્વજ્ઞાન;
વિષયી વૈરાગ્યવાન્ જથા વળી, કપટીનું જેવું ધ્યાન. ૨૯
જેમ મંદાવન ફ્લ સારૂં દીસે, અંતરમાં વિષ રૂપ;
એમ ગોકુલમાંહે માહાબલ આવ્યો, મુનિવર વેશ અનૂપ. ૩૦
વ્રજમાં આવી પુછ્યું તેણે, કાહાને થયો છે તંન;
ત્યારે ગોપે કહ્યું શ્રીનંદરાય ઘેર, પ્રસવ્યો પુત્ર રતંન. ૩૧
ત્યાં જાઓ મુનિવર આપશે તમને, મનવાંચ્છિત મહાદાન;
તે સુણી તત્ક્ષણ આવ્યો નંદ ઘેર, કપટમુનિ અજ્ઞાન. ૩૨
ત્યારે જશોદાયે ઘણો આદર કરીને, બેસાર્યો આસંન;
પુજા કરી કરજોડી કહે, મુજ ઘર કીધું પાવંન. ૩૩
પછી પુત્રને લઇને સન્મુખ બેઠાં, બોલ્યાં મધુરી વાણ;
મુજ પુત્રતણા ગ્રહભાવ કહો, તમો દૈવજ્ઞ છો નિરવાણ. ૩૪
તે અસુર ઘણો પુણ્યવંત છે, તેણે દીઠો તેજસ્વી તંન;
સામુદ્રીક લક્ષણ સંપૂર્ણ જાણે, પ્રકટ્યો બીજો ભગવંન. ૩૫
ત્યારે કપટીયે તત્ક્ષણ પંચાંગ જોઇને,શિશ ધુણાવ્યું ત્યાંહે;
અરે બાઇ આ પુત્ર ખોડીલો, રાખવો ન ઘટે આંહે. ૩૬

એ કુનક્ષેત્રમાં અવતર્યો છે, માટે કરશે કુળનો નાશ;
વળી ચોર જાર કપટી ધુતારો, હીંસક નિર્દય પ્રકાશ. ૩૭
એ વૃદ્ધપણું નહીં પાળે તમારૂં, અંતે દેશે છેહ;
માટે ઉંડી ગર્તવા અંધકુપમાં, નાંખી દ્યો સુત એહ. ૩૮
એવાં નિંદક વચન માહામલ બોલ્યો, દુષ્ટ તે વજ્ર સમાન;
વળી મનમાં વિચાર્યું જે હરણ કરી જાઉં,એ બાળક બળવાન. ૩૯
શ્રીકૃષ્ણજી સ્તનપાન કરંતા, સુણતાં એવાં વચંન;
તે ભ્રૂકુટી વક્ર કરીને કોપ્યા, રક્ત થયાં લોચંન. ૪૦
જે સૃષ્ટિ ઉદે કરી પાળે પોતે, ક્ષણમાં કરે સંવાર;
તે કાળરૂપ કેશવજી આગળ, અસુરતણા શા ભાર. ૪૧
પછી દધીદૂધનાં માટ ભરેલાં, સજીવ થયાં છે ત્યાંહે;
તે ઓચિતા આવીને પડ્યાં, અસુરના મસ્તક માંહે. ૪૨
ત્યારે કર્ણ નાસિકા નેત્રાનનમે, દધી ભરાયું અપાર;
અસુર ઘણો અકળાઈને ઉઠયો, ક્રોધ કરી તેણી વાર. ૪૩
ત્યારે જશોદાજી સુત લેઇને નાઠાં, પેઠા મદિરમાંહે;
વ્રજનારી ટોળે મળી આવી, કૌતક જોતી ત્યાંહે. ૪૪
ત્યારે ઉખળમુશળ પાધ્યા પાટલા, કાષ્ટ તથા પાશાણ;
તે ચૈતન્ય થઈને વાગવા લાગ્યાં, અસુર કરે ખુંમાણ. ૪૫
જીવ લેઈને નાસે ત્યાંથી, ઉપર પડતો માર;
વ્રજપૂર સર્વે વિસ્મે પામ્યું, કૌતક દીઠું અપાર. ૪૬
વ્રજવનિતા સહુ વાતો કરે, બાઇ એનાં એવાં કર્મ;
આપણા કૃષ્ણનું ભુડું બોલ્યો, શિક્ષા પામ્યો પર્મ. ૪૭
તે મરણ તુલ્ય થયો છીંનભીન્ન, દેહ પીડા પામ્યો અપાર;
રૂધીરે ગળતો કંસની પાસે, આવ્યો કરતો પોકાર. ૪૮
ત્યારે સભા સહુ દેખીને ભડકી. કુચિત્ર કુછીત અંગ;
પછી સ્વાગત કીધી સર્વ મળીને, બેસાડ્યો નિજ સંગ. ૪૯
ત્યારે કંસ કહે તુને કોણે માર્યો, સાચી કહે મુને પેર;
અસુર કહે તુજ વૈરી પ્રગટયો, ગોકુલ નંદને ઘેર. ૫૦
જે જડપદાર્થ સહુચૈતન્ય થઇ,મુજ અંગમાં વાગ્યાં આજ;
એ મનુષ્ય નથી કો દેવજ પ્રગટયો, અસુરને હણવા કાજ. ૫૧

એવું સુણી થયો કંસ ભયાતુર, ચિંતા પ્રગટી મંન;
હવે ઉપાય કરૂં હું એવો, શત્રુ પામે પતંન. ૫૨
એવાં ચરિત્ર અકલીન અચ્યુતકેરાં, અદ્ભુત એ આખ્યાન;
શ્રોતાજન કરો ભાવ ધરીને, કથા સુધારસ પાન. ૫૩
એ કથા જાથી ભાગવત હરિવંશમાં, સંદેહ ન ધરશો મંન;
નારદીય પુરાણમાં એ કથા છે, વેદવ્યાસનાં વચંન. ૫૪

વલણ.

વેદવ્યાસનાં વચન એ છે, નારદીયપુરાણ મોઝારરે;
માટે શ્રોતાજન સહુ ભાવ ધરી સુણો, શ્રીકૃષ્ણ ચરિત્ર અપારરે. ૫૫

---

## અધ્યાય ૧૫ મો.

### કડવું ૧૯ મું-રાગ ધન્યાશ્રીની ચોપાઈ.

સુણો શ્રોતા નિર્મળ મંન, રૂડી કૃષ્ણ કથા પાવંન;
કંસને થઈ ચિંતા અપાર, નવ સુઝે વિવેક વિચાર. ૧
ત્યારે પૂતના આવી પાસ, કેમ રાય થયા છો ઉદાસ;
તારા શત્રુને ખોળીને મારૂં, દુઃખ દૂર કરૂં સહુ તારૂં. ૨
મુને આજ્ઞા આપો નરેશ, હું શોધીશ સઘળા દેશ;
પૂર ગ્રામ તથા વ્રજમાંનાં, સરવે બાલક મારીશ નાહાનાં. ૩
તેનાં વચન સુણી ગયો રોષ, કંસ પામ્યો મન સંતોષ;
પછે આજ્ઞા આપી ભૂપાળ, ચાલી આસુરી તે તતકાલ. ૪
જે છે ભગ્ની બકાસુર કેરી, બકી નામ ને નીરદે ઘણેરી;
કંસ બોલાવતો કહી બેહેન, એવી પૂતના લંપટ ચેહેન. ૫
તેને રાએ દીધું ઘણું માન, મન હરખી ચાલી અઘવાન;
મૂળ છે ચાંડાલી જેવી કાય, વળી કંસે કરી આજ્ઞાય. ૬
મળ્યું જારને જેમ ત્રીયરાજ, દુરાચારીને અંતજ કાજ;
મૂળ મરકટ મદીરાપાન, છે પીશુન વળી રાયનું માન. ૭
એમ પૂતના પાપણી કાલ, ચાલી હણવાને નાહનાં બાલ;
રહી એટલે એહ કયાય, હજે ગોકુળમાં નંદરાય. ૮

કંસને કર આપવા ત્યાહે, નંદજી જાય મથુરાંમાંહે;
ઘણા ગોપ લીધા છે સાથ, આવ્યા મથુરામાં વ્રજનાથ. ૯
રાજદ્વારમાંહે સંચરીયા, કર આપી ઉતારે ઉતરીયા;
જાણી વસુદેવજીએ વાત, આવ્યા નંદજી આહાં સાક્ષાત. ૧૦
ચાલ્યા તત્ક્ષણ મળવા કાજ, આવ્યા જ્યાંહાં બેઠા નંદરાજ;
ઉઠી દીધું અતિ ઘણું માન, ભેટયા બંને મિત્ર સમાન. ૧૧
થઈ સ્વસ્ત બેઠા આસંન, ઘણું હરખ્યા છે અન્યોઅન્ય;
છે વસુદેવને મન ઇચ્છાય, પુછવા પુત્રની કુશલતાય: ૧૨
પછે પ્રસન્ન થઇ વસુદેવ, બોલ્યા નંદજીશું તતખેવ;
કોહો છે વ્રજમાં કુશળ નંદરાય, સહુ ગોપી ગોપ ને ગાય. ૧૩
ભાઇ પુત્ર કુશલ છે તમારો, જેવા જીવ તળપે છે માહારો;
પામ્યા વૃદ્ધપણામાં પુત્ર, તેણે શોભ્યું ઘણું ઘરસુત્ર. ૧૪
હું પ્રસન્ન થયો ઘણું મન, તમો પામ્યા જે પુત્ર રતન;
તમો ભાગ્યે મળ્યા આણીવાર, હું પામ્યો નવો અવતાર. ૧૫
બીજું સંસારમાં સુખ હળવું, છે દુર્લભ સજ્જન મળવું;
ગતિ ગહન છે કર્મનો તંત્ર, તેણે કો નથી રેહેતું સ્વતંત્ર. ૧૬
હવે કોહોજી ધેનુ છે વારૂ, જે જીવન ધંન તમારૂ;
કોહો વારૂ છે વનવરણ, અંકુર લતા જલ તરણ. ૧૭
વસુદેવને મન અભિપ્રાય, ઘણું દુધ કરે જો ગાય;
દધી ઘ્રતપય ગોપી ખાય, ત્યારે પુત્રનું પોષણ થાય. ૧૮
હે ભ્રાત જે માહારો પુત્ર, ન્હેની માતની સાથે સુત્ર;
તે કુશળ છે રહો તમ છાય, તે તો તમને જાણે છે પિતાય. ૧૯
જે ત્રિવર્ગ ધર્માદીક આજ, તે સજ્જનને સંતોષવા કાજ;
જ્યારે સજ્જન પામે દુઃખ, શે અર્થ આવે તે સુખ. ૨૦
વસુદેવનાં એહેવાં વચન, સુણી બોલ્યાં નંદરાજંન;
હે વસુદેવ પુત્ર તમારા, હણ્યા કંસે કર્યા દુખીયારા. ૨૧
છેહેલી કન્યા થઇ એક પ્રકાશ, તે પણ ઉડી ગઈ આકાશ;
તેથી નવ કરશો મન દીન, સહુ અદૃષ્ટતણે આધીન. ૨૨
સુખદુઃખનું કારણ કર્મ, ધન પુત્ર ગૃહ સ્ત્રી ધર્મ;
જે સંયોગ વિયોગ થાય, એ છે કર્મતણો મહીમાય. ૨૩

ભાઇ કારાગ્રહમાં બહુ કાલ, તમો દુઃખ પામ્યા ભૂપાલ;
ઘણુ મળવા તલખે મન, પણ શું કરૂં પરવશ તન. ૨૪
હવે ધીરજ રાખજો જોય, દેજો દેવકીને પ્રતિબોધ;
સહીત રોહિણી પુત્ર તમારો, છે સુખી મન શોક નિવારો. ૨૫
એમ બોલ્યા પરસ્પર વાણી, બેના નેત્રમાં આવ્યું પાણી;
ઉપની ત્યાં પરસ્પર પ્રિત, એવી સજ્જન કેરી રીત્ય. ૨૬
નંદજીનાં વચન વરીષ્ટ, લાગ્યાં વસુદેવજીને મીષ્ટ;
બન્યો પુત્રની કુશળતાય, સુણી મનમાં હરખ ન માય. ૨૭
કંસે પૂતના પ્રેરી જેહ, વસુદેવ જાણે છે તેહ;
જાણ્યું કરશે બાલકને વિઘન, એવું વિચારી બોલ્યા વચન. ૨૮
સુણો નંદજી કહુ નિરધાર, અહીં આવ્યે થઇ ઘણીવાર;
માટે ઘેર પધારો તાત, હશે ગોકુલમાં ઉત્પાત. ૨૯
પૃથ્વીમાહે ફરે છે અસુર, માટે વેહેલા પધારો સુર;
સુણી નંદ થયા છે ઉદાસ, જેનું ચિત્ત પ્રભુની પાસ. ૩૦
વસુદેવ મળી ગયા ઘેર, કહી દેવકીને સહુ પેર;
ગોપે શકટ જોડ્યા તેણીવાર, ઉઠયા નંદ ના લાગી વાર. ૩૧
ઘણી ચટપટી લાગી મન, રખે પુત્રને થાય વિઘન;
એમ ધરતા મન ઉચાટ, ચાલ્યા આવે છે વ્રજની વાટ. ૩૨

વલણ.

વ્રજની વાટે ચાલ્યા સર્વે, નંદ ગોપ તેણીવારરે;
હવે ગોકુલમાં પૂતના આવી, તેહેનો કહું વિસ્તારરે. ૩૩

---

## અધ્યાય ૧૬.

### કડવું ૧૭મું–રાગ કાફી.

આવી પૂતના ગોકુલ ગામ, જેહેનાં નીરદે કુછીત કામ;
થઇ રૂપે નવોઢા નાર, વર્ષ સોલતણી સકુમાર. ૧
અંગે શણગાર સજ્યા સોલ, સુખે મદભરી ચાવે તંબોલ;
કામચારણી સુંદરવેશ, ગોકુળમાંહે કર્યો પરવેશ. ૨
છુટે કેશે ચતુરા ચાલતી, તેમાંથી પડે પુષ્પ માલતી;
સ્થુલ નિતંબ તથા રતન તટી, સુંદરીની છે સુક્ષ્મ કટી. ૩

ચંચળ થાયે ચીર નવરંગ, ચલકે કુંદન સરખુ અંગ;
ઝાલ્યો ઝલકે કરણુ જાણે તરણી,શોભા સુંદર શી કહુ વરણી. ૪
ચાલે ગજગતી ચાલ મરાલી, મુક્તામણી ભુપણાચંદ્રભાલી;
મૃગલોચની ભ્રૌં કંપાવે, મોહોટા મુનીનાં મન ઝંપાવે. ૫
અદ્ભુત મોહની છબી અસંભા,જોઇ રૂપ લાજે રતિરંભા;
સુંદર રમીતયુત ભાવ જણાવે, કામી નરનાં મન કંપાવે. ૬
મારતી અતિ તિક્ષણુ લોચનબાણુ, તેણે વેંધ્યા ચતુરસુજાણુ;
દેવી સરખી તે સરવે જાણી, વા હશે કો રાયની રાણી. ૭
હીંડે શોધતી નાહાનાં બાલ, નંદભુવન આવી તત્કાલ;
ગોપીજન મન જાણે અનૂપ, એ હશે લક્ષ્મીજીનુ રૂપ. ૮
એવી વાત વિચારી ખરી, જાતાં નવ રોકી સુંદરી;
દીઠા પારણામાં સુતા ગોવિંદ, જેમ આભમાં ચમકે ચંદ્ર. ૯
જોઇ તેજને પામી ત્રાસ, આ તો કરશે અસુરનો નાશ;
દીઠી આવતી તે ખેચરી, ત્યારે લોચન મિચ્યાં હરિ. ૧૦
પૂતના પ્રભુને તેણીવાર, લેઇ બેઠી ઉછંગ મોઝાર;
રોહિણી જસોદા હતાં પાસ, નવ બોલ્યાં જોઇ રૂપ પ્રકાશ. ૧૧
બાલ કંસતણો જે કાલ, લીધો ઉછંગમાં તત્કાલ;
મુરખ નવ જાણે જયમ આપ,રજ્જુ બુધે કરી ગ્રહે સાપ. ૧૨
હરિમાયાએ ભુલી ખેચરી, કાલરૂપ ન જાણ્યા હરિ;
એહેની જોઇ સુંદરતા વરીશ, ગોપી આવી મળી દશવીશ. ૧૩
કોમળ ચર્મે વિંટી જેમ બાહાર,અંતરમાં તીખી તરવાર;
લીધા ઉછંગમાં ભગવાન, કરાવા માડયું સ્તનપાન. ૧૪
કાલકુટ લેપન કર્યું દુષ્ટ, મેલ્યો મુખમાં પયોધર પુષ્ટ;
પીઓ પાણીયે ગ્રહી સ્તન તેહ,હરિયે પથ્ય ગણ્યુ વિષ એહ. ૧૫
સાંહ્યો ચુસવા કુચ કરી રીશ,ત્યારે પાપણીયે પાડી ચીસ;
છોડવે કુચ મુખથી કરી જોર, નથી મુકતા નંદકિશોર. ૧૬
મૂક મૂક મુખે બોલતી, થાય પીડા દરદે ડોલતી;
આવ્યાં શીત ચઢ્યાં લોચંન, ત્યારે ઘણું અકલાઇ મંન. ૧૭
ઘોર શબ્દથી કર્યો પોકાર, પામી પ્રચંડરૂપ વિસ્તાર;
જશોદાદિ સ્ત્રીયો તેણીવાર, ભય પામી નાઠી નિરધાર. ૧૮

પૂતના પછાડે પદ તંન, ઉંચે કંઠે કરતી રૂદંન;
હરિયે ક્રોધ કરી નિરવાણ, ઇંદ્રી સહીત આકર્ષી પ્રાણ. ૧૯
પડતાં કીધો પ્રચંડ પોકાર, લોક મુર્છા પામ્યા તેણીવાર;
વજ્રે હણ્યો વર્ત્રાસુર જેમ, પડ્યો પૂતનાનો દેહ તેમ. ૨૦
ડોઢ યોજન વિસ્તર્યો દેહ, માહા ભયંકર ગિરિ સમ તેહ;
પડતામાં ખટકોશ મોઝાર, થયા ચુરણ તે વૃક્ષ અપાર. ૨૧
હલના ડાંડા સરખા દંત, ગીરિયેવર નાશા અનંત;
સ્તન પુષ્ટ જાણે ગીરિશૃંગ, છુટા કેશ દેખાય કુરંગ. ૨૨
નેત્ર વિવર અંધારા કૂપ, નાભી શુષ્ક સરોવર રૂપ;
એવું દેખી કલેવર કોપ, ભય પામ્યાં ગોપી ને ગોપ. ૨૩
એમ પૂતના પામી મરણ, આપી સદ્‌ગતી અશરણશરણ;
જશોદાદિક ગોપી જંન, શોધે સુતને આતુર મંન. ૨૪
તેની ઉપર રમતો બાળ, દીઠો તરત લીધો તે કાળ;
પછી રોહણી જશોદા ત્યાંહે, સુત લઇને આવ્યા ઘરમાંહે. ૨૫
ગોમય ગોરજ લેપન કરી, દ્વાદશ અંગે રક્ષા ધરી;
કરજો અજ પદ રક્ષા સાર, જાનુ જુગલ કૌસ્તુભ ધરનાર. ૨૬
યજ્ઞરૂપ જંઘા રાખજો, કટીના રક્ષક અચ્યુત હજો;
હયગ્રીવ ઉદર અભિરામ, હ્રદે રાખજો કેશવરામ. ૨૭
ઉર ઉપર ઉરગશયંન, રક્ષા નૃસિંહની લોચંન;
કંઠ વિશે વિષ્ણુ જગદીશ, ઉરુક્રમ મુખરક્ષક ઇશ. ૨૮
ધનુર્ધર કર રક્ષણહાર, નારાયણ નાસિકા મોઝાર;
ચક્રધારી હરિ આગળ થજો, ગદાધર પ્રભુ પુંઠલ હજો. ૨૯
વામ પાસે વિશ્વાધાર, દક્ષણ પાસે મધુ હણનાર;
ચારે કોણે રક્ષા હજો ધણી, શંખધર ઉરૂ ગાયકતણી. ૩૦
ઉર્ધ રક્ષા કરજો ઉપેંદ્ર, હેઠળ રાખજો પતિ ખગેંદ્ર;
ઇંદ્રીઓને ઋષિકેશ, પ્રાણને પદ્મનાભ વિશેષ. ૩૧
ભુત પ્રેત પીશાચ ડાકણી, યક્ષ રક્ષ પૂતના શાકણી;
વિષ્ણુ નામ થકી જંજાલ, સરવે દૂર થજો તત્કાલ. ૩૨
સ્નેહપાશે બાંધી સુંદરી, એ રીતે સુતને રક્ષા કરી;
માતાએ કરાવ્યું સ્તનપાન, વળતા પોઢાડ્યા શ્રી ભગવાન. ૩૩

ત્યારે ગોપ નંદાદિક સર્વ, આવ્યા મથુરાંથી ગત ગર્વ;
પડ્યો દેખી પૂતના દેહ, ઘણું વિસ્મય પામ્યા તેહ. ૩૪
ભાઈએ વસુદેવ વાણી સત્ય, કહ્યુંતું થઇ તેવી ગત્ય;
નંદે આજ્ઞા કરી તેણીવાર, મળ્યા સકલ ગોપ નિરધાર. ૩૫
પછે પૂતના કેરો દેહ, કોહોવાડે કરી કાપ્યો તેહ;
અંગોઅંગના કડકા કરી, ઘણા કાષ્ટ ઉપર તે ધરી. ૩૬
તેહેનું દહન કર્યું તેણીવાર, ત્યાંથી છુટી સુગંધ અપાર;
તેહેના ધુમ્રતણો પરીમલ, જેવો અગરનો વાસ વિમલ. ૩૭
જેનું હરિયે કર્યું સ્તનપાન, તેનું પાપ ટાળ્યું ભગવાન;
નામ પૂતના બાળહત્યારી, વૈરભાવે તરી તે નારી. ૩૮
નિજ ધાત્રીને જે ગતિ હોય, પામી પૂતના તે પદ સોય;
એવા દીનબંધુ છે મોરારી, વૈરભાવે પૂતના તારી. ૩૯
જે કો શ્રદ્ધાભાવે કરીને, નરનારી ભજશે હરિને;
તે મોક્ષ પામે તેણીવાર, એમાં આશ્ચર્ય શું નિરધાર. ૪૦
એનું ભાગ્ય વખાણે ત્રિદેવેશ, હર્યું હરિયે પાપ અશેશ;
પછે સરવે ગોપનો સાથ, તેડી આવ્યા વ્રજનાથ. ૪૧
મળ્યાં સકલ ગોપી ને ગોવાળ, કહે કુશળ રહ્યો જે બાલ;
પૂતનાના લીધા પ્રાણ, છે કુંવરના દેહને કલ્યાણ. ૪૨
સુણી સુખીયા થયા છે નંદ, મન પામ્યા બ્રહ્માનંદ;
પછે પુત્રને લીધો ઉછંગ, પ્રેમે સુંઘે શિશ ઉમંગ. ૪૩
જે કો પૂતના મોક્ષ કથાય, કરે શ્રવણ ધરી શ્રદ્ધાય;
જેમાં અદ્ભુત કૃષ્ણ ચરિત્ર, સુણતાં પાપી થાય પવિત્ર. ૪૪
ભોજન કરવા દાનવતણું, કૃષ્ણે મહુરત કીધું ઘણું;
પૂતનાકેરૂ જે સ્તનપાન, અપોશન કીધું ભગવાન. ૪૫
પ્રાણાહુતી ઠામે નૌતમ, કર્યો પૂતના ગ્રાસ પ્રથમ;
રામે તાટિકા મારી પેહેલી, કૃષ્ણે પૂતના તેમ હણી વેહેલી. ૪૬

વલણ.

પૂતના મારી શ્રી કૃષ્ણે, તે થયું કંસને જાણરે;
ઘણી ચિંતા ધરતો વિચાર કરતો, ખેદ પામ્યો નિરવાણરે. ૪૭

## અધ્યાય ૧૭

### કડવું ૧૮ મું.–રાગ સામેરી.

પૂતના કેર મરણ સુણી, ઘણું શોક ધરતો રાય;
એવે શકટાસુર નામે અસુર, તે આવી લાગ્યો પાય. ૧
હે રાય ચિંતા શી કરો, એ બાળકના શા ભાર;
હું હવડાં આવીશ હણી તેને, ક્ષણ ન લાગે વાર. ૨
જ્યારે એવું કહીને અસુર ચાલ્યો, આવ્યો વ્રજ તેણીવાર;
તે શકટરૂપ ધરી રહ્યો, નંદ આંગણા મોઝાર. ૩
તે દિવસ ઉછાનીક સમય છે, જન્મ તારાયોગ;
ત્યારે નંદજીને ઘેર દ્વીજ મળ્યા, ગાય સુંદરી સંજોગ. ૪
સુત પ્રથમ પાસુપાલટે, તેનું ઉછાનીક એવું નામ;
તે દિવસ બહુ વાજીત્ર વાજે, નંદજીને ધામ. ૫
પછી દેવ મંત્રથકી સુતને, કર્યો ત્યાં અભિષેક;
દ્વિજ સ્વસ્તીવાચન બોલતા, આશીશ વચન અનેક. ૬
સહુ વિપ્રની પૂજા કરી, વ્રજપતી પરમ ઉદાર;
પછે દાન બહુ વિધનાં કર્યાં, પટ ધેનુ ધન અલંકાર. ૭
તે સમે થયાં નિદ્રાલુઆં, શ્રી કૃષ્ણનાં લોચંન;
ચોકમાં પર્યંક પાથરીને, સુવાડ્યા ભગવંન. ૮
પછે જસોદા સહુ સુંદરીને, કરે સ્વાગતમાન;
તે સમે શકટાસુર અસુર, મન વિચારે બલવાન. ૯
એ પુત્રની ઉપર પડું, સંહાર થાશે સત્ય;
જાણી અંતરજામી હરિએ, અસુરનીદુરમત્ય. ૧૦
પગ વધારીને પાટુ મારી, પોતે જગદાધાર;
તે શકટ ભાગી થયું ચુરણ, ક્ષણ ન લાગી વાર. ૧૧
ત્યારે મુળદેહ અસુર તણો, પ્રગટી પડયો મૃતરૂપ;
તે જોઇ સકલ આશ્ચર્ય પામ્યા, અદ્ભુત વાત અનૂપ. ૧૨
પછે જસોદાયે પુત્ર લેઇને, ભીડયો રૂદયા સાથ;
સહુ ગોપિયો આનંદ પામી, વિસ્મે થયા વ્રજનાથ. ૧૩
આ શકટ ભાગીને થયો, અસુરનો દેહ પ્રચંડ;
મૃતમુખ થકી ઉગર્યો, સુત એ કૃપા ઈશ અખંડ. ૧૪

પછે શાંતી અર્થે નંદજીયે, કર્યાં દાન અપાર;
કુશ દુર્વા જળથી પુત્રને, માર્જન કર્યું નિરધાર. ૧૫
નિર્વિઘ્ન સ્વસ્તી ક્ષેમ દીધો, વિપ્રે આશીર્વાદ;
એમ શકટાસુરને હણ્યો, હરિયે મારીને એક પાદ. ૧૬
રામો અવતારે ચરણ રજથી, તારી ગૌતમ નાર;
એમ ચરણપરશે કર્યો, કૃષ્ણે શકટનો ઉદ્ધાર. ૧૭
તે શકટાસુરનું મરણ કંસે, જાણ્યું મથુરાં માંહે;
ત્યારે તૃણાવર્ત નામે અસુર તે, આવ્યો ગોકુલ જાંહે. ૧૮
તે સમે શ્રી જસોમતી બેઠાં, ચોકમાં નિરધાર;
ઉછંગમાં લીધા હરિ, શોભા તણો નહી પાર. ૧૯
વ્રજ નારીયો સહુ પાસ બેઠી, કરે હાસ્ય વિનોદ;
એમ લડાવે સુતને સતી, વિઠ્ઠલ વિરાજે ગોદ. ૨૦
તે સમયે હરિયે જાણીયું જે, અસુર આવ્યો આહે;
તે માટ મુજને મુકી જનની, જાય જો ઘર માંહે. ૨૧
એમ વિચારી ઉછંગમાં ઘણો, મુક્યો હરિયે ભાર;
તે ભારથી જસોદા તદા, વ્યાકુલ થયાં નિરધાર. ૨૨
પછે પુત્ર પૃથ્વીપર મુકી, વળતાં ગયાં ઘરમાં માત;
એટલે તૃણાવર્ત આવ્યો, રૂપ ધરી ચક્રવાત. ૨૩
વંટોલ વાયું તે સમે વ્રજમાં, થયો ઘણો સોહોર;
ઘણી ઉડી રજ પૃથ્વી થકી, ત્યાં થયું અંધારૂ ઘોર. ૨૪
જાણે માહાપ્રલય શું આવીઓ, ભાગી પડ્યાં બહુ વૃક્ષ;
સુઝે નહી રજ્જ્વટામાં, આવર્યાં સહુનાં ચક્ષ. ૨૫
વિકાલ રૂપ ધરી તદા, આવ્યો અસુર તેણીવાર;
શ્રી કૃષ્ણને લેઈ ઉડીયો, આકાશમાં નિરધાર. ૨૬
તે સમે વાયુ શાંત પડ્યો, થયો સહુ પ્રકાશ;
ત્યારે જસોદાજી પુત્રને, શોધતાં ચારે પાસ. ૨૭
માતા ન દેખે પુત્રને, ત્યારે કરે વિવિધ વિલાપ;
વ્રજનારી સહુ ટોળે મળી, કરતી અતી સંતાપ. ૨૮
પછી પડી પૃથ્વી વિરો વનિતા, વળી મુર્છા માત;
વત્સ વિણ ધેનુ જથા, આખડે અકસ્માત. ૨૯

હવે તૃણાવર્ત નભમાં ગયો, હરિને ગ્રહીને જોઇ;
તેના સ્કંધ ઉપર કૃષ્ણ બેઠા, થયા ગૌરવ તેહ. ૩૦
અતિ ભાર મુકયો અસુરપર, તેથી સહ્યો નવ જાય;
હરિ કંઠ વળગ્યા તેણે કરીને, નાંખી નવ દેવાય. ૩૧
પછી કંઠ ચાંપ્યો કરવડે, રૂંધ્યા અસુરના પ્રાણ;
અકળાઇને પૃથ્વી પડ્યો, તે મરણ પામ્યો જાણ. ૩૨
તે ભડાકો સબળો થયો, પ્રચંડ પ્રૌઢું તંન;
તેના અંગ ઉપર હરિ બેઠા, દીઠા સરવે જંન. ૩૩
ત્યારે ગોપીઓ સહુ ધાઈ આવી, લીધા કૃષ્ણકુમાર;
જશોદાને સોંપીયા, વરતીયો જયજયકાર. ૩૪
પુરૂષાર્થથી હરિ ઉગર્યા, જે મૃત્યુમુખથી સોય;
ગૌ ગોપ ગોપી હરખીયાં, જેમ જન્મ ફરીને હોય. ૩૫
પછી પુત્રને રક્ષા કરી, આપીયાં દાન અપાર;
ગો પુછ રાઇ લુણ શિરપર, ઉતાર્યાં તેણીવાર. ૩૬
પછી સ્વસ્થ થઇ બેઠાં સહુ, રોહિણી જસોમતી માય;
તે સમે બોલ્યા નંદજી, સુણજો સહુ અભિપ્રાય. ૩૭
નવ મુકશો પુત્રને સુનો, આજથી નિરધાર;
એ પુત્ર જન્મ્યા પછી ગોકુલે, થાય વિઘ્ન અપાર. ૩૮
માટે રાત દિન સંભાળજો, કરતાં તે ઘરનું કાજ;
આસન શયન ભોજન વિશે, ભુલશો નહીં માહારાજ. ૩૯
એમ શિક્ષા દીધી સર્વેને, નંદજી ચતુરસુજાણ;
ઘણાં નિત્ય લાડ લડાવતાં, પાળતાં પુરૂષપુરાણ. ૪૦
એકવાર માતા પુત્રને લેઈ, કરાવે સ્તનપાન;
મુખ માધવનું જોતી તદા, જસોમતી ભગવાન. ૪૧
તે સમે આવ્યું બગાસું, બળવીરને નિરવાણ;
ચપટી વજાડી ખમા કહી, બોલતી જનની વાણ. ૪૨
હરિમુખ વિશે બ્રહ્માંડ સહુ, દીઠું જશોદા માત;
આકાશ અવની ચંદ્ર સુરજ, સરિત સિંધુ સાત. ૪૩
વહ્નિ વાયુ દ્વીપ ગિરિ વન, અમર મુનિગણ ત્યાંહે;
ચર અચર સૃષ્ટિ સકલ દીઠી, માવના મુખમાંહે. ૪૪

તે દેખી જનની થયાં વિસ્મય, મીચીયાં લોચંન;
જાગૃતી માંહે વિચારતાં શું, થયું મુજને સ્વપંન? ૪૫
ત્યારે ઇશ્વરનાઇશ્વરે વિચારી, માયા નિવારી ત્યાંહે;
પુર્વે હતું તેવું વદન, જનનીયે જોયું જ્યાંહે. ૪૬
એમ પંચ લીલા કરી પ્રભુયે, ચરિત્ર અદ્‌ભુત જેહ;
જે ગામ શીખે ને સાંભળે, હરિચરણ પામે તેહ. ૪૭

વલણ.

હરિચરણકેરી ભક્તિ પામે, વામે આવાગમંનરે;
એવાં શ્રી કૃષ્ણ ચરિત્ર સોહામણાં,તે શ્રોતા ધરજો મંનરે. ૪૮

---

## અધ્યાય ૧૮

### કડવું ૧૯ મું-રાગ સારંગ.

સહુ જાદવના ગુરુ, ગર્ગાચાર્ય, મુની તપસ્વી જાણ;
જ્યોતિષ શાસ્ત્ર કરામલ જેને, મંત્રવેત્તા નિરવાણ. ૧
ત્રિકાલ જ્ઞાની ગુણનાસાગર, પાવન પુરણકામ;
તે વસુદેવજીએ મોકલ્યા, ગોકુલ પાડવા પુત્રનાં નામ. ૨
નંદતણે ઘેર ગુરૂજ આવ્યા, ઓચિંતા મુનિરાય;
નંદ જસોદાએ પૂજા કીધી, લાગ્યાં મુનિને પાય. ૩
મુનિવરકેરે ચરણે મુકયા, હરિ હલધર બે ભ્રાત;
પછે કરજોડીને નંદજી બોલ્યા, ભલે પધાર્યા તાત. ૪
તમો ભુત ભવિષ્યના જ્ઞાપક છો, માટે પુત્રને કરો સંસ્કાર;
નામ કરણ વિધિ જન્મ લગન ગ્રહ,સુખ દુખ ભાગ્ય વિચાર. ૫
એક પક્ષે છો ગુરુ અમારા, જગતગુરુ ભૂદેવ;
વરણ માત્રના ગુરુ બ્રાહ્મણ, એવું વેદવચન સતમેવ. ૬
એમ વિનય વચન અતિ ઘણાં, કહીને સંતોષ્યા ઋષિજંન;
પછે રામ કૃષ્ણનું રૂપ જોઇને, મગ્ન થયા મુનિ મંન. ૭
જે જોગીજનનું પરમતત્વ, છે વેદાંતકેરૂં સાર;
તે પુરુષોત્તમને પ્રત્યક્ષ જોઇ મંન, પ્રગટયો પ્રેમ અપાર. ૮

પછે ગુપ્તભાવ કરી ગર્ગાચાર્ય, નંદશું બોલ્યા વાણુ;
અરે વ્રજપતી હું સંસ્કાર કરૂં, પણ થશે કંસને જાણુ. ૯
એમ રાય જાણશે મનમાં, જે હશે દેવકી પુત્ર પ્રમાણુ;
રાત દિવસ એ શોધ કરે છે, અસુર ફરે છે જાણ. ૧૦
વળી વસુદેવ સાથ તમારે સખ્યતા, તે જાણે સહુ કોય;
હું આચાર્ય જાદવકુલનો, છાનું નહી રેહે સોય. ૧૧
ત્યારે નંદજી કહે હું કોને નહી કહું,ગોપ ન જાણે જયમ;
ત્યારે ગર્ગમુનિ એકાંત રહીને, કારજ કીધું ત્યમ. ૧૨
નામ ધરયાં ગર્ગે બે પુત્રનાં, કર્યો વિધિયે સંસ્કાર;
પછે નંદરાયને કેહે છે મુનિવર, પુત્રપરાક્રમ સાર. ૧૩
આ રોહિણી પુત્ર પોતાને ગુણે કરી, મિત્ર રમાડશે એહ;
માટે રામનામ એવું સહુ કેહેશે, પાવન નિઃસંદેહ. ૧૪
અતુલીત બલ રહ્યું છે એમાં, માટે બલભદ્ર એવું નામ;
વળી સ્નેહ મન આકર્ષણ કરશે, સંકરષણ અભિરામ. ૧૫
હલ આયુધ માટે એ સુતનું, હલધર નામ પ્રકાશે;
આ તારો બીજો બાલક, તેહેનાં નામ ઘણાં કેહેવાશે. ૧૬
એના જુગ જુગમાં અવતાર, થાય છે સજ્જન કાજ;
ચારે જુગમાં વરણ જુજુવા, એના છે માહારાજ. ૧૭
કૃતયુગમાં હતો સ્વેતવરણ એ, ત્રેતામાં થયો રક્ત;
દ્વાપર પીતવરણ એ કલીમાં, કૃષ્ણરૂપ આશક્ત. ૧૮
એ પુર્વે સુત વસુદેવનો, માટે વાસુદેવ અભિધાન;
ગુણ લક્ષણ સંપુરણ એમાં, થાશે ઘણો બલવાન. ૧૯
હવડાં તુજ ઘેર પ્રગટ થયો, માટે નામજ એવું કૃષ્ણ;
મુનિવરે ભેદ ના ભાંગ્યો નિશ્ચે, પડદે રાખ્યુ પ્રશ્ન. ૨૦
એ ગોકુળ ગોપની રક્ષા કરશે, શોભાવશે ઘરસુત્ર;
એ થકી કીર્તિ થશે તમારી, પ્રભુ જેવો છે પુત્ર. ૨૧
હું જાણું એનો મહીમા સર્વે, એ અસુર દુષ્ટનો કાલ;
ધર્મનું રક્ષણ કરે જુગોજુગ, દીનતણો પ્રતિપાલ. ૨૨
જેમ વિષ્ણુ પક્ષમાં રેહે કો પ્રાણી, પીડા નવ થાય તેને;
ત્યમ હવડાં ત્રિવિધિ તાપજ હરશે, જે કો સેવશે એને. ૨૩

એ ગુણ રૂપે નારાયણ જેવો, નંદ તમારો તંન;
સરવ કામ મુકીને નિશ્ચે, રાખજો એમાં મંન. ૨૪
એમ કહી ગયા ગર્ગાચાર્ય, પાડી પુત્રનાં નામ;
પછે ગોકુળમાં ઘણી લીલા કરતા, બે સુત કેશવ રામ. ૨૫
ઘુંટણીયાં કાઢે છે ઘરમાં, જાનુપદથી જાણ;
વળી ઉભા થઇને ચાલવા શિખે, પૃથ્વી પડે નિરવાણ. ૨૬
કટી મેખલા કિંકણી કંકણ, તેની ઘુઘરી ગાજે;
મુક્તામણીમય ભૂષણ ચળકે, પાયે નેપુર વાજે. ૨૭
શંકરષણની સાથે રમતા, ગમતા ભમતા ભાવે;
ભય પામ્યા સરખા ભૂધરજી, માતા પાસે આવે. ૨૮
પોતાની છાયા દેખીને, ચેષ્ટા કરતા પાણે;
જોર કરીને જાય ઝાલવા, બીહીકણ બીહીતા જાણે. ૨૯
શ્યામ રામ બે રમતા રજમાં, કરદમ લાગ્યો દેહ;
બાલચરિત્ર પવિત્ર કરે છે, જનની જોતી તેહ. ૩૦
બે જણ બાઝી વદતા રીસે, પૃથ્વી ઉપર પડતા;
એકએકને તરછોડી આવે, માતાની પાસે રડતા. ૩૧
કલબલાટ કરતા બોલે છે, માતાનું મન હરતા;
પ્રેમે કરીને પય ઉભરાતું, પુષ્ટ પયોધર ઝરતા. ૩૨
આવો આતા કહે છે માતા, મીઠડાં લેતી હરખે;
ઉછંગમાં લેઇ પયપાન કરાવે, ચકોર ચંદ્રવત નરખે. ૩૩
શ્રી અંગથી રજ ખંખેરીને, મસ્તક ફેરવે હાથ;
રૂદેચાંપી મુખચુંબન કરતી, સ્નેહ ઘણો સુત સાથ. ૩૪
કનક પારણામાંહે સુવાડી, પાસે બેસી ઝુલાવે;
હરખે હાલરૂ ગાતી માતા, હેત કરીને હુલાવે. ૩૫
ઘેર ઘેરથી સહુ ગોપીયો આવે, હરખે ઝુલાવે હરિને;
કોટી કામ કમનીય રૂપને, જોતી ભાવ ભરીને. ૩૬
ક્યારે જોતા ક્યારે રોતા, ક્યારે કરતા હાસ્ય;
કમલાનનમાં જુગરદ ચમકે, ચંદ્રના જેવો પ્રકાશ. ૩૭
એમ બાલચરિત્ર કરે, સુખસાગર ગર નંદકિસોર;
રસીક શિરોમણી રૂપની સીમા, જુવતી જન ચિત્તચોર. ૩૮

વલણ.

ચિત્તચોર નંદકિશોર, ઝુલે પારણામાં પ્રીતે કરી;
તે સમે શોભા થાય ઘણી, શુનિખાણે કવિ એકરસનાયે કરી. ૩૯

---

## અધ્યાય ૧૯.

### કડવું ૨૦ મું.–રાગ દયારામકૃત પારણાની દેશી.

પ્રીતે પ્રાણજીવન પુરૂષોત્તમ ઝુલે પારણે;
નંદ ભોવનમાં નીતે અદ્‌ભુત ઉછવ થાય;
સુખના સાગરપર, વ્રજરાણી જાય વારણે;
ગોપિજન મંડળ મળી મધુરા મંગળ ગાય. પ્રીતે૦ ૧
વિશ્વકર્માં વિધિયે મલીને રૂડી રચના કરી;
લાવ્યા સુંદર શામલીયાને સુવા કાજ;
કોમળ ગાદી સુખપલપરની તે, મધે ધરી;
શોભે કંચન મણી મુક્તાફળકેરૂં સાજ. પ્રીતે૦ ૨
તેમાં પોઢયા પાતલીયોજી પુરણ પ્રીતશું;
ધરીયા નાજુક અંગે મોતીના શણગાર;
પગનો અંગુઠો ગ્રહી ધાવે રસિયો રીત શું;
શોભે આનનમાં પુનરંભવ ચંદ્રાકાર. પ્રીતે૦ ૩
આંખ અણીયાળી આરક્ત કમલની પાંખડી;
કિકી કાલી જાણે બેઠા મધુકર બાળ;
ચીબુક ચારુ તિક્ષ્ણ નાશા ભ્રગુટી વાંકડી;
કોમળ મરકત મણીના જેવું ઝલકે ભાલ. પ્રીતે૦ ૪
અરુણ અધરમુખ પંકજ જુગરદ ઉજવલ ઓપતા;
કમળ કોશમાં જાણે ઝલકે હીરા જયોત;
મંદ મધુર સ્મીત મનમોહન હીમકર દ્યુતી લોપતા;
કુંચીત કુટીલ કાલી અલકાવલી ઉદ્યોત. પ્રીતે૦ ૫
પીલો પટકો ઓઢી સુતા સુંદર શામલો;
તમાલ તરુયે જાણે ઉરઝી કંચન વેલ;
શિરપર ટોપી રાતી ભાલે ચલકે ચાંદલો;
સુખની સીમા શોભા સાગર રસની રેલ. પ્રીતે૦ ૬

માતા હાલો ગાતી હેત કરી ઝૂલાવતી;
કાંઇયેક નિદ્રા આવી જંપ્યા જુગજીવંન;
ગોપીજન મંડળ મળી હરખેથી હુલાવતી;
કરતાં લીલા લક્ષ્મીવર મીચ્યાં લોચંન. પ્રીતે૦ ૭
પાસે બેઠી ભાવે વ્રજવનિતા સુણુતી સહુ;
જસોદાયે ગાવા માંડયું તે સમે રામચરિત્ર;
જેની ધર્મ ધોરીંધર પાવન કીર્તિ છે બહુ;
એવું અદ્ભુત અધમ ઉધારણુ પુણ્ય પવિત્ર. પ્રીતે૦ ૮
ત્યારે સજાગ થઇ સુંદરવર સુતા સાંભળે;
પૂર્વ સ્મરતી આવી શામળીયાને ત્યાંહે;
લાગી શ્રવણુ વિશે એકવૃત્તી તે કોઇના કળે;
સુણીને મગન થયા મોહનજી મનડા માંહે. પ્રીતે૦ ૯
રામ જન્મ મોહોઉચ્છવ અદ્ભુતબાલલીલા કહી;
કૌશીક યજ્ઞ રક્ષણુ સિતાજીનો વીહિવાય;
કેકૈ વચનથકી રઘુવર વનમાં ચાલ્યા સહી;
દંડકવંન આવ્યા જ્યાં પંચવટી કહેવાય. પ્રીતે૦ ૧૦
ત્યાંથી હરણુ કરી સીતાને રાવણુ લેઇ ગયો;
લંકા જઇને રાખ્યાં અશોકવાડી માંહે;
એટલું સાંભળતામાં શામળીયો બેઠા થયા;
રાવણુનું નામ સુણીને હુકી ઉઠ્યા ત્યાંહે. પ્રીતે૦ ૧૧
લાવ્ય ધનુષ બાણુ માહારાં હું રાવણુને હણું,
માહારા ભક્ત વિભિષણુને બેસાડું રાજ;
ભાર ઉતારી ટાળું સંકટ દેવ મુનિનણાં;
અવધપુરીમાં સારૂ સેવકજનનાં કાજ. પ્રીતે૦ ૧૨
એવું કહીને પોતે રૂપ ધર્યું શ્રી રામનું;
કિરિટ મુગટ મકરાકૃત કુંડળ ઝલકે કાન;
કેસરી તિલક ધર્યું વપુ લાજે કોટીક કામનું;
કરમાં ધનુષબાણુગ્રહી ઉભા શ્રી ભગવાન. પ્રીતે૦ ૧૩
એવું અદ્ભુત રૂપ જોઇ જસોદા વિસ્મે થય;
આ તે શું શમણું કે સાચુ છે મુને આંહે;

એમ વિચારી માતા લોચન બે મીચી ગયા;
કરી વિસરજન વિઠ્ઠલ રોવા લાગ્યા ત્યાંહે. પ્રીતે૦ ૧૪
પાછા મૂળરૂપે થઇ માધવ માને તેડતા;
જશોદાએ ઉઠી લીધા ઉછંગમે ભગવાન;
એવું બાલચરિત્ર અદ્ભુત રસ અમૃત રેડતા;
જનની ચુંબન દેઇને કરાવતી સ્તનપાન. પ્રીતે૦ ૧૫
ધન્ય જશોદા માતા નંદ પિતાને શું કહું;
એમના પૂર્વ પુણ્યતણો નવ જાણું પાર;
જેની શેષ ગીરા ગણનાયક સ્તુતિ કરતા સહુ;
ગીરિધારી પ્રભુ પુત્ર થયા છે જેને દ્વાર. પ્રીતે૦ ૧૬

---

## અધ્યાય ૨૦.

### કડવું ૨૧ મું-રાગ વેલીનો ઢાળ.

સુણો સહુ ભાવ ધરીને શ્રોતા બુધવાનજી;
શ્રી કૃષ્ણ કથારસ અમૃત પ્રીતે કરો પાનજી. ૧
ત્યારે ત્રણ વરસના થયા મોટા બલરામજી;
જુગલ સંવત્સર કેરા હરિ ઘનસ્યામજી. ૨
ગોકુલમાં ગમતી લીલા કરે છે ગોવિંદજી;
નંદને આંગણે રમતા શ્રી બાલમુકુંદજી. ૩
કરતા હરિ હલધર બંનો તે બાલચરિત્રજી;
ગોપના બાલક સરખા છે પુણ્ય પવિત્રજી. ૪
જસોદાજી પુઠે ફરે ગોપી ઘણી સંગમાં;
કુંવરનાં કૌતક જોતી રસીયો રમે રંગમાં. ૫
પંખી આકાશમાં ઉડે છાયા તેની ઝીલતા;
વત્સનું પુચ્છગ્રહીને પુઠે હરિ ચાલતા. ૬
કોમલ પદ ઝાંઝર ઝમકે ઘુઘરી ગાજતી;
કનકનો કંદોરો કટીએ કિંકણી વાજતી. ૭
જડીત્ર હીરામણી માણક સોહે કર સાંકળાં;
બાજુબંધ પોહોંચી મુદ્રીકા કુંડલ લલકે ભલાં. ૮

ગલુબંધ ગુંથણી આલો માંહે જડીમામણી;
હૃદેપર ચોકી ચલકે માલા મોતીતણી. ૯
હાલર હીમે જડયુ, સિંહ નખ શોભતો;
દશીનો જંત્રજ ધાલ્યો મુનિ મન લોભતો. ૧૦
કાછડી પીલી પેહેરી કસબની કોર છે;
ટોપી શિર ઉપર ઝળકે તેમાં મણી મોર છે. ૧૧
નખ શીખ રૂપની શોભા શી કહુ વખાણીને;
નેત્રને જીબ્હા નથી ચક્ષુ નથી વાણીને. ૧૨
એવા પ્રભુ આંગણે રમતા સખાના સંગમાં;
હીરામણી ચુનીઓ ચલકે આભૂષણ અંગમાં. ૧૩
પડતાં સકુમાર શિખતામાં પગલાં પરબ્રહ્મનાં;
સમજાય ન અટપટાં વાયક બોલે મહા મર્મનાં. ૧૪
સખીનો સાથ મળીને નચાવે નાથને;
કરચપટી વજાડે ગાયે, ગુણ ગાયને. ૧૫
સ્નેહ ધરીને શામા લેતી ઓવારણાં;
ચતુરા ચુંબન દેતી, લાડ કરતી ઘણાં. ૧૬
કૃષ્ણને કેડે ચઢાવી મંદિર લેઈ જાય છે;
માખણ ને મીસરી આપે તે મોહન ખાય છે. ૧૭
જસોદાજી સાદ કરે છે તોયે નથી આવતા;
જોર કરી ઝાલે ત્યારે રસીઓજી રીસાવતા. ૧૮
સંતાય છે શાણા થઇને મુખડે બોલે નહી;
જસોમતી રોહિણી બન્યો શોધે સુતને સહી. ૧૯
રાત દિન રક્ષા કરે રખે પશુ મારતો;
રખે કાંઈ કંટક વાગે વૃશ્ચિક વિકારતો. ૨૦
રખે સુત અગ્નિમાં દાઝે આયુધ રખે અડે;
રખે જળમાંહે જાતો રખે રબડી પડે. ૨૧
એવું જાણી જાન કરંતી જતુનીપે મળી;
અલૌકીક લીલા એવી કોણે ન જાયે કળી. ૨૨
ત્રિકમજી તોતલું બોલે જેહેની વેદ વાણુ છે;
વિશ્વના આત્મા પોતે અંતરના જાણ છે. ૨૩

તે પ્રભુ બાલક સાથે કાલુંકાલું બોલતા;
વ્રજની વિથીની માંહે ફરે છે ડોલતા. ૨૪
એક દિન અદ્ભુત લીલા કરી શ્રીકૃષ્ણજી;
સુણો સહુ ભાવ ધરીને કહુ તે પ્રશ્નજી. ૨૫
પ્રાતઃ સમે ઉઠયા પોતે શય્યામાંથી શ્યામલો;
માતા પાસે ખાવા માગે પુંઠળ ભમતો ભમ્રો. ૨૬
જસોદાયે જુકતે કરી બેસાડ્યા બે જણા;
માખણને રોટી આપી મેવા મુકયા ઘણા. ૨૭
તેણે સમે શંભુ પધાર્યા નંદજીને આંગણે;
બારણે આવીને ઉભા આનંદ અતી ઘણે. ૨૮
જોગીને વેશે વિશ્વંભર વિભુતી અંગમાં;
શેલી શિંગી પાવડી કરમાં ઝોળી લીધી સંગમાં. ૨૯
જટા શિર ઉપર ઝલકે ભૂષણ ભુજંગનાં;
ગળે રૂંઢમાલા ધાલી ચર્મ છે કુરંગનાં. ૩૦
શ્રી કૃષ્ણનાં દરશન કરવા ઇચ્છા થઈ ઇશને;
તે માટે ગોકુલ પધાર્યા જોવા જગદીશને. ૩૧
જસોદા જોગી જાણી ભિક્ષા લેઈ આવિયાં;
માતાયે બે કર જોડીને શિશ નમાવીયાં. ૩૨
મહાદેવજી બોલ્યા વાણી એ ભિક્ષા લેઉ નહી;
દેખાડો પુત્ર તમારો જોવા હું આવ્યો સહી. ૩૩
ભડકી ગયાં ભામિની ભોવન ભોળી ભુલી ભાનને;
ભયંકર ભવને દેખી દેહે છે ભગવાનને. ૩૪
અરે ભાઈ જોગી આવ્યો છે જાશો ન બારણે;
આજ કહ્યું કરજે માહારુ જાઉં તારે વારણે. ૩૫
કપટી એ કામણ કરશે ભય લાગ્યો છે મૂને;
ભોળવશે ભુરકી નાખી તેડી જાશે તૂને. ૩૬
જોગીનું નામ સુણીને ચાલ્યા જદુનાથજી;
જસોદાયે જોર કરીને ઝાલ્યા બેહુ હાથજી. ૩૭
માતા મુને જોવા દેની જોગીના રૂપને;
જસોદા જાવા નથી દેતી અદ્ભુત અનૂપને. ૩૮

ત્યારે બીજુ રૂપ દેખાડયું હરી આપાપતી;
જસોદા તેને મુકી બીજાને એહેવા જતી. ૩૯
એવે ત્રીજુ રુપજ દીઠું જોઈ તેને ઝાલતી;
જસોદા વિસ્મય થઈને ચોહોદિશ ચાલતી. ૪૦
હરી થયા અનેક રુપે જોઈ વિસ્મે થઈ;
જસોદા કોહોને ઝાલે દિગ્મૂઢ થઇ રહી. ૪૧
ત્યારે હરિ બારણે આવ્યા દીઠા ત્રિપુરારજી;
રૂપ જોઇ રીઝા શંભુ કીધો નમસ્કારજી. ૪૨
આશીશ અવિચલ દીધી હરખ્યા મહાદેવજી;
તે મુર્તિ ધ્યાનમા રાખી ગયા તતખેવજી. ૪૩
એવાં નિત્ય ચરિત્ર કરતા નંદકિશોરજી;
નંદના આંગણા માંહે રમે ચિત્તચોરજી. ૪૪
પંખીનાં રૂપ ધરીને દેવ સહુ આવતા;
જુવે નિત્ય નેત્ર ભરીને મોહન મનભાવતા. ૪૫
ધન્ય નંદ જસોદા ગોપી ને ગોવાલજી;
હરીને ઘણાં લાડ લડાવે કરે પ્રતિપાલજી. ૪૬
એવી હરિલીલા અદ્‌ભુત પાર નવ પાયજી;
બ્રહ્મા શિવ શેષ ને નારદ નિત્ય પ્રતે ગાયજી. ૪૭
જે કો શિખે સુણે ભાવે પોહોચે તેની આશજી;
કરજોડી વિનતી કરે ગીરિધરદાસજી. ૪૮

---

## અધ્યાય ૨૧.

### કડવું ૨૨ મું–રાગ ધન્યાશ્રી.

સુણો શ્રોતાજન પુણ્યપવિત્રજી, હરીનું પાવન બાળચરિત્રજી;
કેશવ કરતા ચોરીનું કર્મજી, તેનો કોઇ ના જાણે મર્મજી. ૧

ઢાળ.

તે મર્મ કો જાણે નહી, એવા ચપલ નંદકુમાર;
દધી દુધ ઘ્રત નવનીત ચોરે, ગોપના ઘર મોઝાર. ૨

પોતે ખાય ને ખવરાવતા, લેઈ બાળક મરકટ સંગ;
સુનાં મંદિર ઉઘાડી, ત્યાં પેસતા શ્રી રંગ. ૩
ઘરમાંહે વસ્તુ ગુપ્ત હોય તે, ખોળી કાઢે કુમાર;
સિંકા વિશે ગોરસ ઠર્યું, તેમાં રેહેવા નવ દે લગાર. ૪
જે સિંકે કર પોહોચે નહી, મુકતા અનુખલ ત્યાંહે;
જેષ્ટીકા અગ્રે છીદ્ર કરતા, દધી ભાંડજ માંહે. ૫
ગોપીને દેખે આવતી ત્યારે, નાશે નંદકુમાર;
પછે પુંઠલ ધાયે પ્રેમદા, કરતી ઘણો પોકાર. ૬
એક સમે ગોપી તણા, ઘરમાં પેઠા દેવ મોરાર;
ત્યારે તુરત આવી ત્રીયા, તે અડકાવ્યું ઘર દ્વાર. ૭
દશ વીશ નારી મેળવીને, આવી માંડયો સોહોર;
બાઈ મારા ઘરમાં ધોળે દિવસે, પેઠો છે કો ચોર. ૮
સર્વે મળી મંદિર ઉઘાડયું, જોયું છે તેણીવાર;
બારણે બાલક મંડલીમાં, ઉભા નંદકુમાર. ૯
તાળિયો લેઈ હસતા હરિ, તે સખા મંડળ માંહે;
ત્યારે ગોપીકા હલવી પડી, એવાં ચરિત્ર અદ્ભુત ત્યાંહે. ૧૦
એક સમે ગઇ ગોપિકા, જમુના જલ ભરવા જેણીવાર;
ત્યારે ઘર ઉઘાડી પેઠા, પોતે એકલા ગિરધાર. ૧૧
સિંકા વિશે નવનીત હતું તે, લીધું હલધર વીર;
એટલે આવી ગોપીકા ભરી, કાલિંદ્રીનું નીર. ૧૨
ઘરમાંહે આવી ક્રોધ કરીને, ઝાલ્યા નંદકુમાર;
કેડે ચઢાવી લેઇ ચાલી, નંદજીને દ્વાર. ૧૩
જસોદા જુવો આ કુંવરને, કયમ વારતાં નથી માય;
મુજ ઘર વિશે ઘણું જાન કીધું, આ તે શો અન્યાય. ૧૪
એટલે નંદના મેહેલમાંથી, આવ્યા દેવ મોરાર;
નિજ પુત્ર દીઠો કટી વિશે, જોઇ લાજ પામી નાર. ૧૫
જસોદા કેહે શું ઘેલી થઇ, મારા કુંવરનું લે નામ;
મુજ પુત્ર કૈયે જાય નહી, નવ કરે એવું કામ. ૧૬
પછે ગોપિકા નિજ ઘેર ગઇ, વિસ્મે થઈ ઘણું મન;
એવાં અનેક ચરિત્ર ચોરીતણાં, કરતા હવા ભગવંન. ૧૭

એકવાર વિઠ્ઠલ વ્રજ વિશે, ગયા મધ્ય નિશામોઝાર;
એક ગોપની ગાયો સકળ, છોડી ગયા તેણીવાર. ૧૮
તેના વાડમાંહે વૃષભ ઘાલ્યા, કેરી એવી પેર;
એવું કૌતક કરીને કૃષ્ણજી, સુતા જઇ નિજ ઘેર. ૧૯
ગોપિયો ઉઠી પ્રભાતે, ગૌ દોહોવા ગઇ તેણીવાર;
આશ્ચર્ય પામી જુવે સર્વે, વૃષભ કેરી હાર. ૨૦
ઘણા લોક ત્યા જોવા મળ્યા, હાંશી કરે સહુ જન;
ત્યારે જુમના જલનું પાન કરી, આવ્યું સકલ ગોધેન. ૨૧
પછે વૃષભ છોડી બાધી, સુરભી દોહન કર્યું વ્રજનાર;
એમ કરે કૌતક વ્રજ વિશે, એ રસીક નંદકુમાર. ૨૨
મહી માખણ જે ગોપીતણું, આરોગતા અવિનાશ;
સતગણું વૃદ્ધિ પામતુ, થાય અખુટ ભોગ વિલાસ. ૨૩
સંતાડે શ્યામને જોઇ, મહી માખણ મંદિર માંહે;
ઘણી ખોટ આવે તેહેના ઘરમાં, સંચે થાય ન ત્યાંહે. ૨૪
જે જાદવજી છે યગ્નભુક્તા, દુર્લભ દરશન દેવ;
મહી માંખણ ખાતાં ગોપ ઘરનું, મગ્ન થઇ નિત્ય મેવ. ૨૫
કોના ઘરમાં મરકટ ઘાલતાં, સુતા જગાડે બાળ;
એમ ગોપિકાને ખીજવે, છોડતા વત્સ અકાળ. ૨૬
કોઈ ગાયને ભડકાવતા, પય કરે વિસર્જન ત્યાહે;
તે ધેનુ દોહોવા દે નહીં, નથી દુધ તેના થાનમાંહે. ૨૭
પછી શ્યાણા થઇને શ્રીપતી, જઇ ઉભા ત્યાં ગોપાલ;
લાવો દોહી આપું ધેનુ તમારી, બોલ્યા વચન વિશાલ. ૨૮
તે દુહે સુરભી શામળો, ત્યારે નિકળે પય ઓઘ;
પ્રસન થઇ ગોપી કહે, એની પાસે મંત્ર અમોઘ. ૨૯
તે ગોપિ આવે નંદઘેર, તેડવા નિત્ય મોરાર;
મુજ ગાય પય દેતી નથી, માટે ચાલો કૃષ્ણ કુમાર. ૩૦
જસોમતી કહે મુજ પુત્રને, બાઈ ગૌ કરે પદ પ્રહાર;
તું નવરી આવે નિત્ય પ્રત્યે, મુજ પુત્ર છે સકુમાર. ૩૧
વાત્સલ્ય ભાવે પાળતી, પ્રેમે જસોદા માય;
અસુરે અવેળા આવતા, મુજ પુત્રને કાંઈ થાય. ૩૨

એક ગોપી ગોકુલમાં રહે, મહા વઢકણી ને અધીર;
અભિમાન મનમાં અતિઘણું, તે વિચાર્યું બલવીર. ૩૩
એક સમે સુતી ગોપિકા, શય્યામાં સ્વામી સાથ;
તેના મંદિરમાં મધ્યનિશાયે, આવ્યા ગોકુલનાથ. ૩૪
કંઇ કૌતક કરવા કેશવજીએ, વિચાર્યું મનમાંહે;
નથી આપતી મહી માંખણ મુજને, કરૂં શિક્ષા આંહે. ૩૫
પછે વેણી તે વનિતા તણી, પુરૂષની દાઢી સાથ;
ગોવિંદે પાડી ગાંઠ ધાઢી, પોતે ગ્રહી નિજ હાથ. ૩૬
એવું કરી શ્રી કૃષ્ણજી, આવ્યા મંદિર માંહે;
થયો પ્રાતઃ જાગ્યાં દંપતી, ઘણો કલેશ કરતાં ત્યાંહે. ૩૭
કામની કહે મુજ કેશ મુકો, તાણો છો શામાટ;
ત્યારે ગોપ કહે ઘેલી થઈ, મુજ દાઢીનો વળ્યો દાટ. ૩૮
ગોપિ કહે તમો ગાંઠ પાડી, કહે ગોપ તારૂં કામ;
વઢવાઢ વઢતાં બે જણાં, જોવા મળ્યું સહુ ગામ. ૩૯
તે છોડતાં છુટે નહીં, સહુ હાસ્યાં નરનાર;
સર્વ મળી કહે કેશને, છેદન કરો નિરધાર. ૪૦
કામની કહે મુજ કેશનો, એક વાલ નવ છેદાય;
અપશુકન થાય અતિઘણા, સૌભાગ્ય મારૂં જાય. ૪૧
પુરૂષ કહે નવ કાપશો, મુજ મીછુકકેરા કેશ;
પુરૂષત્વ જાયે મ્હારૂં, થાય ઢંદલકેરો વેશ. ૪૨
એમ પરસ્પર ઝઘડો કરે, કો ન માને નરનાર;
સહુ લોક કહે ચાલો તમો, નંદરાયને દરબાર. ૪૩
ત્યારે નંદરાયની ચાવડીયે, આવ્યો સર્વે સાથ;
નંદને કહે ન્યાય ચુકવો, ત્યારે હસ્યા ગોકુલનાથ. ૪૪
એટલે ત્યાં આવ્યા હરિ, હલધર સખા છે સંગ;
ગોવિંદ કહે હું ગાંઠ છોડું, જુવે સર્વે ઉમંગ. ૪૫
જેમ ગ્રંથી જડ ચૈતન તણી, પડી અનાદી અજ્ઞાન;
તે સદગુરુ ક્ષણમાંહે છોડે, શિષ્યને દેઈ જ્ઞાન. ૪૬
એમ ગાંઠ શ્રી ગોપાળજીયે, તરત છોડી ત્યાંહે;
નરનારી પામ્યાં લાજ વળતાં, ગયાં મંદિર માંહે. ૪૭

તે દિવસથી શ્રી કૃષ્ણ ઉપર, ઘણો રાખે સ્નેહ;
દધી દુધ માંખણ આરોગાવે, ભાવ કરીને તેહ. ૪૮
એમ ચરિત્ર બહુ વ્રજમાં કર્યાં, ગુણનિધિ શ્રી ગોપાલ;
જે સાંભળતાં સુખ ઉપજે, ને અઘ ટળે તત્કાલ. ૪૯
સત્પુરૂષ કેરી સહજ વાણી, જાણજો ઉપદેશ;
એમ ચરિત્ર જે ચિદરૂપનાં, તે પતિત પાવન વેશ. ૫૦

વલણ.

પતિત પાવન ચરિત્ર હરિનાં, સુર નર ને નારરે;
ટળે ત્રીવિધિ તાપ તેના, પામે પદારથ ચારરે. ૫૧

---

## અધ્યાય ૨૨.

### કડવું ૨૩ મું–રાગ પરજ.

સુણો સહુ ભાવ ધરીનેરે, જાશો ભવ સિંધુ તરીનેરે;
પાવન શ્રીકૃષ્ણ ચરિત્રજરે, ગાશે તેતો થાશે પવિત્રજરે. ૧
ગોકુલમાંહે નિત્ય દીવાળીરે, રમે વ્રજમાં વનમાલીરે;
જશોદાજી લાડ લડાવેરે, ગોપી ઘણાં આળ ચઢાવેરે. ૨
ટોળે મળી વ્રજની નારીરે, માતાજીને કહે છે પોકારીરે;
જશોદાજી કહાન તમારોરે, એણે કેડો લીધો અમારોરે. ૩
મંદિર સુનાં દેખી ઉઘાડેરે, મહી માંખણને વણસાડેરે;
પોતે ખાય અન્યને આપેરે, અહરનીશ અમને સંતાપેરે. ૪
ઘંરમાંહે માંકલડાં ઘાલેરે, મદિરમાં મગન થઇ માહાલેરે;
સુતાં બાળકને જગાડેરે, મેહેલ્યું મૂકયું ખોળી કાઢેરે. ૫
નાહાસે અમનેદેખીનેડરતોરે, આઘો જઇને હીસરાં કરતોરે;
ધવડાવે વાછરડાં છોડીરે, નાશી જાય બાંહે મરોડીરે. ૬
ટોળે મહી ગોરસ ફોડીરે, વળતાં સિંકાં નાંખે ત્રોડીરે;
એવું અમો કહાંલગી સહીયેરે, બીજા કોણુ આગળ જૈ કહીયેરે. ૭
એ થાય તેવાં જો યઈયેરે, નિકર ગોકુલમાંથી જઇયેરે?
માતા સાચી માનજો વાણીરે, સાંખું છું મોટાનો જાણીરે. ૮

ઘરમાં હું તો ઘેરૂં હરિનેરે, ઝાલું જ્યારે જોર કરીનેરે;
ત્યારે મીઠું બોલે મોરારીરે, નથી રહેતી રીસ અમારીરે. ૯
એવું એનું બોલવું સારૂંરે, શીતળ થાય મનડું અમારૂંરે;
બોલ્યાં ગોપીજન એવું જ્યારેરે, માતા મનમાંહે વિચારેરે. ૧૦
લક્ષણ એવાં લાલનાં જાણીરે, જશોદાજી બોલ્યાં વાણીરે;
શું કરૂં બાઇ સુત એ મારોરે, કરે છે બીગાડ તમારોરે. ૧૧
આપું મારા ઘરમાંથી તેટલુંરે, પુત્રે બગાડ્યુંહોય જેટલુંરે;
પડી એને ટેવજ એવીરે, કરૂં હવે કહો ગતિ કેવીરે. ૧૨
કહ્યું નથી કરતો મારૂંરે, થાકી હું તો કેટલો વારૂંરે;
મળે કોઈ વિપ્ર ભણેલોરે, જ્યોતિષનો જાણ ગણેલોરે. ૧૩
પુછું તેને કાહાનાની કરણીરે, દશા છે કેવી કહે વરણીરે;
અથવા કરૂં વ્રત વિધિ સારોરે, ડાહ્યોથાય પુત્રજ જો મારોરે. ૧૪
ગોપી સર્વે બોલી ત્યારેરે, કરવું હોય વ્રત જો તમારેરે;
ચતુર્થિ સંકટ સુખદાતારે, કરો વ્રત વિધિયે માતારે. ૧૫
ડાહ્યો થશે પુત્ર તમારોરે, ગણપતિ ગુણ આપશે સારોરે;
એટલે આવી સંકટ ચતુર્થિરે, આરંભ કરો સુત અર્થિરે. ૧૬
કર્યું વ્રત વિધિયે માતારે, પુજ્યા ગણપતિ ગુણ દાતારે;
આપ્યાં દાન દ્વીજને સારાંરે, કરજોડીને વચન ઉચાર્યાંરે. ૧૭
દેજો ગણપતિ સુખકારીરે, બુદ્ધિ મુજ પુત્રને સારીરે;
થઇ એમ કરતાં રજનીરે, બોલાવી બેચારેક સજનીરે. ૧૮
કર્યો સવામણનો લાડુરે, શાકરમાંહે ઘી છે ઘાડુંરે;
રસોડામાં રીતે કરીનેરે, મુક્યા લાડુ પાત્ર ભરીનેરે. ૧૯
ત્યારે બોલ્યા શ્યામ સોહાગીરે, માતા મુને ભુખજ લાગીરે;
લાડુ એક આપોની મુજનેરે, માતાજી હું શું કહું તુજનેરે. ૨૦
હવડાં મુને આપોની ખાવારે, તુને હું તો નહીં દેઉં જાવારે;
જે પુરણ પ્રભુ વિશ્વમાં વશીયોરે,એવું કહીને રોતા વશીયો. ૨૧
ઉછંગમાં પુત્રને લીધોરે, લાડુનો વાયદો કીધોરે;
ગણપતીની પૂજા કરીયેરે, નૈવેદ તે આગળ ધરીયેરે. ૨૨
પછે લાડુ આપીશ તુજનેરે, નિવરતી થાવા દેની મુજનેરે;
એવું કહીને બારણે આવ્યાંરે, સામગ્રી સરવે લાવ્યાંરે. ૨૩

માતા મંદિરમાં ફરતીરે, વિવેક પૂજા વિધિ કરતીરે;
બેઠા રસોડામાં રસીયોરે, મનમાં ઘણો ક્રોધજ વશીયોરે. ૨૪
વીરાટ વપુના સંગમાંરે, વશી રહ્યા સુર સહુ અંગમાંરે;
અધિષ્ટાન સત્તા એનીરે, જેણે કરી પ્રભુતા તેનીરે. ૨૫
એવા વિશ્વરૂપને મુકીરે, ભજે અન્ય ચિત્તમાંહે ચુકીરે;
ઉપનિષદ વેદ વિખાણેરે, પરમતત્વ જોગી જાણેરે. ૨૬
માતા નથી જાણતી એનેરે, બીજાનો ભરોસો જેનેરે;
હું વિશ્વંભર વિશ્વનો દાતારે,ઓળખતી નથી મુને માતારે. ૨૭
ગોપીજનવલ્લભ ગરવેરે, આરોગ્યા લાડુ સરવેરે;
પાત્ર સહુ ઠાલુ કરીનેરે, બેઠા પછે મુન્ય ધરીનેરે. ૨૮
સામગ્રી સહુ કરમાં લીધીરે, પુર્ણાહુતી વ્રતની કીધીરે;
પૂજા કરી શિશ નમાવ્યાંરે, નૈવેદ લેવાને સૌ ત્યાં આવ્યારે. ૨૯
ઠાલી થાલ દીઠી જ્યારેરે, માતાજી વિસ્મે થયાં ત્યારેરે;
રીસે કરી પુત્રને પુછેરે, લાડુ ગયા કારણ શું છેરે. ૩૦
જનુનીને કહે જગનાયકરે, મુષક ચઢી આવ્યા વિનાયકરે;
મોદકના એ ગજમુખ ભોગીરે,ગયા હવડાં સર્વે આરોગીરે. ૩૧
માતાયે તે વાત ન માનીરે, કુઢે છે કુંવરપર છાનીરે;
જાણું છું હું લક્ષણ તારાંરે, વગોણાં કરે છે તું મારારે. ૩૨
જોઇયે મુખ દેખાડ તારૂંરે, લાલ નથી લાગતુ આ સારૂંરે;
રોતા હરિ કહે સુણો માયરે, સહુ લાડુ મેં કેમ ખવાયરે. ૩૩
કદાપી હું ખાઉ તો કડકોરે, તેમાં શા માટે ભડકોરે?
તેથી મન માને તમારૂરે, માતા જુઓ મુખકું મારૂંરે. ૩૪
હરિએ મુખ દેખાડયું જ્યારેરે, જસોદાજી જોતાં ત્યારેરે;
મુખમાં દીઠું વિશ્વ ચરાચરરે,ગિરિવન સરીતા ને સાગરરે. ૩૫
આખું બ્રહ્માંડ દેખાડયુરે, પૃથ્વી જલ તેજને વાયુરે;
ઘણા દીઠા ગણપતી ફરતારે, સ્તુતિ શ્રી કૃષ્ણની કરતારે. ૩૬
તે જોઇ ગભરાયાં માતારે,મીચાં લોચન યશોમતિ સુખદાતારે;
વળતી પાછી આંખ ઉઘાડીરે,મોહન કહે ખાવા આપો માડીરે.
જનુની જુવે છે ધરેલુંરે, દીઠા લાડુ પાત્ર ભરેલુંરે;
તેડી સહુ સાથને અંબારે, જસોદાજી બેઠાં જંબારે.

હરિ બેઠા નંદની સાથેરે, ભોજન કર્યું ગોકુલનાથેરે;
કરી એવી લીલા મોરારીરે, સુણે જે કો નર ને નારીરે. ૩૯

વલણ.

નરનારી જે સુણે ભાવે, થાય પુણ્ય પવિત્રરે;
મનવાંછીત ફલ પામે પ્રાણી, એવું પાવન કૃષ્ણ ચરિત્રરે. ૪૦

---

## અધ્યાય ૨૩.

### કડવું ૨૪ મું-રાગ આશાવરી.

શ્રોતાજન સુણજો સહુ ભાવે, કૃષ્ણ કથા અભિરામ;
નંદતણા મણીબંધચોકમાં રમતા શ્રી ઘનશ્યામ. ૧
પ્રાતઃ સમે સુરજ ઉગ્યો, તેનું અરુણબિંબ દેખાય;
ત્યારે મોહન કેહે મુને રંબા સારૂ, આણીને આપો માય. ૨
જસોદા કહે એ સુરજ ઉગ્યો, કરવા વિશ્વપ્રકાશ;
જેમ તું પ્રગટયો અમારા કુલમાં, કરવા અમંગલ નાશ. ૩
પછે હરિ હલધર બાલકની સંગે, રમતા રૂડી પેર;
ત્યારે માત જસોદા સાદ કરે છે, પુત્ર પધારો ઘેર. ૪
દુધ કહુ છે સાકર ભેલી, પીવા તમારે કાજ;
તે પીધા પછે જઈ રમજો સુખમાં, મેલી સખાનો સમાજ. ૫
શ્રી કૃષ્ણ કેહે મા કોહાની સુજને, દુધ પીધે શું થાય;
માતા કેહે તુજ વેણી વધસે, ગોરી થાશે કાય. ૬
પછે પ્રેમે કરીને દુધજ પીધુ, ગયા સખાની સંગ;
અનેક પ્રકારની લીલા કરતા, પ્રાકૃતવત્ શ્રીરંગ. ૭
ક્ષણે ક્ષણે શિર હાથ ફેરવે, જુવે પોતાની ચોટી;
જસોદાને કહે પય પીધેથી, કેમ નથી થાતી મોટી. ૮
એક સમે હરિ હલધર બંને, રમતાં વઢીયા જ્યારે;
પછે હાંસી કરી હરિની સંગાથે, બલદેવ બોલ્યા ત્યારે. ૯
તું નંદ જસોદાનો પુત્ર નથી, તારાં માતપિતા છે કોણ;
નંદ જસોદા ગોરાં બન્ને, તું કેમ કાળો જાણ. ૧૦

એવાં વચન સુણી વિઠ્ઠલજી, શેતા આવ્યા જસોદા પાસ;
મા મુજને મોટા ભાઇ ખીજવે, કરતા મારૂ હાસ્ય. ૧૧
કેહે છે નંદ જસોદા ગોરે અંગે, તું કયમ શામ શરીર;
તું જસોદાનંદનો પુત્ર નથી, એવું બોલે છે બલવીર. ૧૨
ત્યારે હૃદે ચાંપીને ચુંબન કીધું, તું છે પુત્રજ મારો;
બકવાદે બલરામ વીરને, જુઠુ બોલે છે ઠગારો. ૧૩
જ્યારે નિશા વિશે નભ ચંદ્રજ ઉગ્યો, દીઠો દેવ મોરાર;
તે જોઇને જસોદાને કહે છે, જીવન જુગદાધાર. ૧૪
અરે માત એ ચંદ્રમા મુજને, હવણાં આણી આલો;
એ રૂપાળો મારે રમવા સારૂ, ગજવા માંહે ઘાલો. ૧૫
ત્યારે માતા કહે એ નવ લેવાય, ઉડગણ કેરો ઇંદ્ર;
એ અજવાળું કરવા ઉગ્યો, જેમ ગોકુલમાં તું ચંદ્ર. ૧૬
એમ અનેક પ્રકારે બાલચરિત્રની, રચના કરે શ્રીરંગ;
પ્રાકૃત બાળકવત્ વરતે છે, પ્રભુતા ગોપવી અંગ. ૧૭
એક સમે નંદરાયજી, નાહ્યા પૂજા કરવા કાજ;
શાલીગ્રામની સેવા નિત્ય, કરતા તે વ્રજરાજ. ૧૮
ત્યારે શાલીગ્રામ સંતાડ્યા, હરીયે કોઇ ના જાણે ભેવ;
નંદ નાહીને આવ્યા મંદિરમાં, દીઠા નહી ત્યાં દેવ. ૧૯
આરાપરા નંદજીયે ખોળ્યા, નવ જડીયા નિરધાર;
ત્યારે હરીને બોલાવી ચુંબન, કરીને પુછે વારંવાર. ૨૦
અરે પુત્ર તમો લીધા હોય તો, આપો દેવ મારા સાક્ષાત;
ત્યારે શ્રી કૃષ્ણ કેહે હું નથી જાણતો, મેં નથી લીધા તાત. ૨૧
નંદજી કેહે આજ પૂજા કરયાવિણુ, ન લેઉ જળને અંન;
ત્યારે પિતાની પાસે ઉભા રહી, મુખ પોહોળું કર્યું ભગવંન. ૨૨
ત્યાં અનેક શાલીગ્રામજ દીઠા, મુખમાં નંદ નરેશ;
અનેક શિવ શક્તી ને સુરજ, સરસ્વતી શંખ ગણેશ. ૨૩
વળી સર્વ બ્રહ્માંડ દેખાડયું મુખમાં, વેદ કરે છે સ્તવન;
આશ્ચર્ય પામી નંદજીયે, પછે મીચ્યાં છે લોચન. ૨૪
તત્ક્ષણુ શાલીગ્રામ સીંઘાસન, ઉપર મુકયા જગદાધાર;
નેત્ર ઉઘાડીને જોઉં નંદે, દેવ દીઠા તે ઠાર. ૨૫

પછે પૂજા કરીને ભોજન કીધું, પુત્રને લેઈને પાસ;
એમ નિત નિત પ્રત્યે નવલી, લીલા કરતા લક્ષ્મીનિવાસ. ૨૬
એક સમે કેશવજી રમતા, માતા બેઠાં પાસ;
સ્ફાટીક શિલામાં શ્રી હરીનું, પ્રતીબિંબ દેખાય પ્રકાશ. ૨૭
તે જોઇને જગદીશ કહે છે, જસોમતીને તેણીવાર;
માતાજી આ મુર્તિ મુજને, કાઢી આપો નિરધાર. ૨૮
ત્યારે વ્રજરાણી કહે વાલા, માહારા શું કાઢે છે ઘેલાં;
એ તો દેહની છાયા હાથ ન આવે, ફોકટ શાં કરે ફેલાં. ૨૯
નંદતણા મણીબંધ ચોકમાં, નીલમણી છે જ્યાંહે;
તેની ઉપર અલબેલો ઉભા, તેજબિંબ થયું ત્યાંહે. ૩૦
શ્યામસુંદર ને નીલમણીનું, તેજ પરસ્પર મળીયું;
વળી રવીના કિરણ ઝલકે છે, માટે રૂપ ના જાયે કળીયું. ૩૧
ત્યારે ચકીત થઇને જતુની જોતાં, ક્યાં ગયો મારો તંન;
હવડાં મારી પાસે હતો, એમ વિભ્રમ પામ્યું મંન. ૩૨
પછે ગાભરી થઇને ઘરમાં શોધે, બારણે ખોલે માત;
જડ્યા નહી જગજીવન, ત્યારે કરતી આંસુપાત. ૩૩
ગલી શેરી ગોકુલની સર્વે, શોધી થાકી ત્યાંહે;
વિભ્રમ થઇને વિલાપ કરતી, ઉભી ચોકજ માંહે. ૩૪
મણીના તેજ વિશે નવ દેખે, હરિ ઉભા છે પાસ;
મોહન મુર્તિને મણી તેજનો, પડ્યો પરસ્પર ભાસ. ૩૫
જેમ જીવ કરે છે સાધન બહુ, વિધી હરિ પ્રાપ્તીને અર્થ;
અષ્ટાંગ યોગ પંચાગ્ની સાધે, વન સેવે છે વ્યર્થ. ૩૬
અંતરમાં હરી વ્યાપી રહ્યા છે, તે નથી જોતા જીવ;
વેદાધ્યન વ્રત તિર્થ ફરતા, કરતા કષ્ટ અતીવ. ૩૭
વનફલ ધારે જટા વધારે, પવન કરે પ્રાશંન;
લક્ષ વિના લક્ષ્મીવર ઘટમાં, નથી જાણતા જંન. ૩૮
વર્ણાશ્રમના ધર્મજ પાળે, ભણતા શાસ્ત્ર પુરાણ;
આત્મવિદ્યા વિણ અર્થ સરે નહી, મિથ્યાશ્રમ નિરવાણ. ૩૯
વેદ. તણો વાચ્યાર્થ કરતા, લક્ષણ ન જાણે લેશ;
ગુરુકૃપાવિણ સુઝે નહી જે, પાસે રહ્યો પરમેશ. ૪૦

સદ્‌વિવેક આવે સત્સંગે, સારાસાર
ભક્તિ જ્ઞાન વૈરાગ થકી થાય, શુદ્ધ સત્વ ૪૧
મનના જયથી વાસના ક્ષયથી, પરમતત્વ
એ વીણ કોરૂં જ્ઞાન કથેથી, જન્મ મરણ ન ૪૨
હરિ પ્રાપ્તીને અર્થે જે જન, કરતા અન્ય
પણ શુદ્ધ પ્રેમભક્તિ વીણ કોને, ક્યારે જ્ઞાન ૪૩
કૃપા કરે કેશવજી જેહને, તેહની ટળે ભુ
સંસાર દુઃખ નિવૃતી થાયે, પ્રાપ્તી પ ૪૪
જેમ મૃગની નાભીમાં કસ્તુરી, નથી જાણતે
પરીમલ માટે પૃથ્વી સુંઘે, અજ્ઞાની જન એહ ૪૫
છે કંઠ વિશે મણી વિસ્મૃત પામે, કરકંકણવત્ ન્યાય;
એમ અંતરજામી ઓળખે, જ્યારે બુદ્ધિ સવળી થાય. ૪૬
જે દેહે ઇંદ્રી મન પ્રવર્તક, ચૈતન્ય વ્યાપક બ્રહ્મ;
તે અંતર છે પણ નથી જાણતા, અજ્ઞાની જન મર્મ. ૪૭
એમ જસોદાજીને ભ્રમ થયો મનમાં, હરિ છે ચોકજમાહે;
સ્થુલદ્રષ્ટીએ નથી દેખાતાં, તેજબિંબમા સાંહે. ૪૮
એટલે નંદરાય ત્યાં આવ્યા, જ્યાં છે સુંદરશ્યામ;
મણીબંધ ચોકમાં રમતા, પોતે દીઠા પૂરણ કામ. ૪૯
ઉર ઉપર લેઇને ચુંબન કીધું, લાવ્યા જસોદા પાસ;
જસોદા જોઇને આનંદ પામ્યાં, પ્રગટ્યો પ્રેમ પ્રકાશ. ૫૦
અરે બાપ તું ક્યાં રમતો હતો, કેહેની મુજને પેર;
પછે હરિને તેડી નંદ જસોદા, આવ્યાં છે નિજ ઘેર. ૫૧
એવી અદ્‌ભુત લીલા અવિનાશીની, કોણે કળી નવ જાય;
ભાવ ધરીને ગામ સુણે કેહે, તે જન પાવન થાય. ૫૨

વલણ.

પાવન થાય તે નરને નારી, સુણતા કૃષ્ણ કથાયરે;
કહે દાસ ગીરિધર સહુ ભાવ ધરી કોહો, જય જય શ્રીજદુરાયરે. ૫૩

---

## અધ્યાય ૨૪

### કડવું ૨૫ મું-રાગ સોરઠ.

એક વાર નંદકુમાર રમતા, સહીત હલધર વીરરે;
ઘણા ગોપકેરા બાળક સંગે, શોભે શ્યામ શરીરરે. ૧

[illegible]ગુણના અગ્રે ઠરીને, ઉખેળ્યા કણ પૃથ્વીતણારે;
[illegible]ભક્ષી મૃતિકા જુવે, ગોપ બાળ અતિઘણારે. ૨
[illegible]ધીર સખાસહીત, આવી કહ્યું જશોદાને તદારે;
[illegible] કૃષ્ણે ભક્ષી મૃતિકા, એને શિક્ષા દીજે સર્વદારે. ૩
[illegible] જસોમતિ કર સોટી, લઇને આવ્યાં સુત પાસરે;
[illegible] મોહન તેં કેમ માટી ખાધી, કહેની સત્ય પ્રકાશરે. ૪
જસોમતિ રીસે અધર પીસે, સોટી ઉગામી મારવારે;
[illegible] આંખ દેખાડી આકરી, તેણે દામોદરને ડારવારે. ૫
[illegible] બે કર આડા ધરી હરિ, બોલ્યા કંપતા નિજ કાયરે;
મેં નથી ખાધી મૃત્તિકા, માનજો સાચું માયરે. ૬
જસોદા કહે તુજ જેષ્ટ બંધુ, રામ કહે છે વાણરે;
વળી ગોપ બાળક બોલે સહુ, જે મૃત્તિકા ભક્ષી જાણરે. ૭
અરે માત બોલે ભ્રાત જુઠું, બાળક સર્વ અજાણરે;
મા માટી મેં ખાધી નથી, તે માનો સત્ય પ્રમાણરે. ૮
જો ન માનો તો જુવો માતા, મૂખ મારૂં નિરધારરે;
એમ કહી વદન પોહોળું કર્યું, જનુની જુવે તેણીવારરે. ૯
હરિ મુખ વિશે સહુ વિશ્વ દીઠું, ચરઅચર નિરવાણરે;
દિગ્પાલ પર્વત સીંધુ સરિતા, દેવ મુનિવર જાણરે. ૧૦
રવિ ચંદ્ર નભ નક્ષત્ર તારા, પૃથ્વી જળ ને સમીરરે;
અગ્નિ વરુણ યમ ઇંદ્ર બ્રહ્મા, રુદ્રગણ મુનિ ધીરરે. ૧૧
મહતત્વ શબ્દાદિક માત્રા, ત્રિગુણ વિશ્વવિચિત્રરે;
માધવતણા મુખમાંહે દીઠું, માતા પુણ્ય પવિત્રરે. ૧૨
આ જગત જેથી ઉપજે, લય થાય જેની માંહરે;
સ્થિતિ વિશે જે પાલન કરે, એવો પુરૂષ દીઠો ત્યાંહરે. ૧૩
સ્વભાવ ગુણ ને કર્મ માયા, દીઠું મુખમોઝારરે;
નિજ વપુ નંદઆદિ વ્રજ સહુ, ગોપનો પરીવારરે. ૧૪
એવું અદ્‌ભુત રૂપ જોઈ મન, થયાં વિસ્મય માતરે;
આ તે મુને શું સ્વપન આવ્યું કે, સત્ય છે સાક્ષાતરે ? ૧૫
અથવા શું મોહ થયો મુને; વા પુત્રને કાંઇ દૈવરે;
આ અર્ભકને ઉત્પાત કાંઈ, હશે દૈવકેરો રોપરે. ૧૬
પછી વિચાર્યું જસોદાયે મન, એ ઇશ્વર છે સાક્ષાતરે;
એમ ઓળખીને પછે સ્તુતિ કરતાં, કરજોડીને માતરે. ૧૭

હરિ હું તારે ચરણે નમું, તું અગોચર મન વાણ્યરે;
સહુ લોક કેરો એક પ્રગટે, તુજ વિશેથી જાણ્યરે. ૧૮
તારી માયાએ મોહ્યાં સકલ, સુને થઈ દુરમતી જેહરે;
આ હુંને મારો પુત્ર ધન તન, મિથ્યામાંનું એહરે. ૧૯
હું વ્રજતણી રાણી સદા, મુજ ઘેર છે ગૌવન્છરે;
થયુ જ્ઞાન ઈશ્વર ભાવ પ્રગટો, તત્વ જાણ્યુ સ્વચ્છરે. ૨૦
જે તારી માયાયે કરી, આ ભમે સહુ સંસારરે;
તે અજા કેરો ઇશ તુજને, નમુ વારંવારરે. ૨૧
પછે વિસ્તારી વૈષ્ણવી માયા, વિઠલજી તેણી વારરે;
ફેરવ્યું મન માતાતણું, પુત્ર ભાવ પ્રગટો સારરે. ૨૨
શ્રી કૃષ્ણને ઉછંગમાં સ્નેહ કરીને લીધા માતરે;
ચુબંન કરી શિર સુંઘતી, વાછલ્ય પ્રેમ અઘાતરે. ૨૩
અહો જે જે ઇશ્વર હરી, ચૈતન્ય રૂપ અખંડરે;
ઉત્પતી સ્થિતી લયતણું, કારણ રહો અખીલ બ્રહ્માંડરે. ૨૪
જેને વેદ ઉપનિષદ સ્તવે, પામે નહી કો અંતરે;
સાંખ્યયોગ થકી મોટમોટા, સ્તુતિ કરે માહંતરે. ૨૫
એવા પ્રભુને પુત્ર માને, જસોદા ધરી ઉર પ્રેમરે;
શું હશે સુક્રીત પુર્વનું, માહાપુણ્ય મંગલ ક્ષેમરે. ૨૬
તે જસોદાને નંદનું સુક્રીત, જાણવા સહુ જંતરે;
ગત જન્મ કેરી કથા કહુ, શ્રોતા સુણો શુભ મનરે. ૨૭
માહભાગ્ય એ જસોદાતણું, હરીયે કર્યું સ્તનપાનરે;
કયમ થયા અચ્યુત પુત્ર, એ તે સુણો થઇ સાવધાનરે. ૨૮
પુર્વે હતો એક દ્રોણ વસુ, સહુ વસુ મધ્યે વરિષ્ટરે;
તે તણી નારીધરા નામે, પતીવ્રતા સતી ઇષ્ટરે. ૨૯
તેને બ્રહ્માયે કહ્યું અવતરો, થઈ ગોપ પૃથ્વીમાયરે;
ગામ ગોકુળને વિશે પશુ, રક્ષણ કરજો ત્યાંયરે. ૩૦
પ્રજાપતી સર્વજ્ઞ છે, જાણ્યું હરી લેશે અવતારરે;
ત્યાં લીલા કરવી છે ઘણી, વ્રજવૃંદાવન મોઝારરે. ૩૧
એમ વિચારીને વિધાતા, વસુને કરી આજ્ઞાયરે;
ત્યારે દીન થઈને દંપતી, લાગ્યાં વિધીને પાયરે. ૩૨
હે પિતામહ અમો બે જણાં, પૃથ્વીમાં ધરૂ અવતારરે;
ત્યાં હરી ઇશ્વર ભગવાનની, આપજો ભક્તિ સારરે. ૩૩

વાત્સલ્ય ભાવે સેવીયે, પ્રભુ પુત્ર રૂપે ત્યાંહેરે;
જેની ભક્તિયે કરી ભવ તરે, ફરી જન્મ નહીં મહીમાંહેરે. ૩૪
પરમેષ્ટીએ આજ્ઞા કરી, અસ્તુ કહી તેણીવારરે;
તે નંદ જસોદા અવતર્યાં, ગોકુળ વિશે નિરધારરે. ૩૫
તે વિધિ વચન કરવા ખરૂં, ધર્યો જન્મ શ્રી જગદીશરે;
થયા સુત જસોદા નંદના, સુખ આપતા એમ ઇશરે. ૩૬
જસોમતી સાથે કૃષ્ણજી, કરતા ચરિત્ર અપારરે;
જગ વિષે મંગલ ક્ષેમ નીત્ય, થઇ રહ્યો જયજયકારરે. ૩૭

વલણ.

થઇ રહ્યો જયજયકાર જગમાં, લીલા પુણ્ય પવિત્રરે;
સુણો શ્રોતાજન સહુ ભાવ ધરીને, પાવન કૃષ્ણ ચરિત્રરે. ૩૮

---

## અધ્યાય ૨૫

તે માટે આળસ મુકીને, ભાવે શ્રદ્ધા પ્રેમજી;
હરિના ગુણ ગાજો ને સુણજો, થાશે મંગળ ક્ષેમજી. ૯
એક સમે જશોદાજી પ્રભાતે, મંથનશાળા માંહેજી;
દધી મથવા આરંભ કરે છે, ગોરસ મુકયાં ત્યાંહેજી. ૧૦
બહુની દાસી બીજાં કારજ, કરતી આનંદ આણીજી;
જશોદાજી તે વલોણું વલોવે, નેત્રતણી સેર તાણીજી. ૧૧
ગીત પવિત્ર ગોવિંદનાં ગોપી, બાળચરિત્રજ ગાતીજી;
મુક્તામાલ ને હેમસાંકલી, ઉરપર ચંચલ થાતીજી. ૧૨
પુષ્ટ પૃથુપટ કટિયે બાંધ્યું, કર કંકણુ ખલકારજી;
બાજુબંધમાં ઘુઘરી ધમકે, ઝાંઝ્ય ઝમકે સારજી. ૧૩
નેતર તાણે ધમધમ ધમકે, મુખડે શ્વાસ ન માયજી;
પુષ્ટ પયોધરથી પય ઝરતું, મુખ શ્રમકણુ ઝલકાયજી. ૧૪
ત્યારે શય્યામાંથી સુતા ઉઠયા, ભુખ્યા થયા ભગવાનજી;
છેડો ઝાલી જશોદાને કહે, કરવું છે સ્તનપાનજી. ૧૫
ત્યારે ઉછંગમાં લઈ માતા બેઠાં, ધવરાવાને ધીરજી;
તેણે સમે મનમાંહે વિચાર્યું, પોતે શ્યામશરીરજી. ૧૬
જોઉં માતાનો ભાવજ કેવો, મુજ ઉપર છે આજજી;
ત્યા ચુલ્હા ઉપર પય મુકયું છે, ઉનું થાવા કાજેજી. ૧૭
પછી જાત વેદ વાયુને પ્રેર્યો, પુરૂષોત્તમ તેણીવારજી;
પય ઉભરાયું પાત્ર વિશેથી, ચાલી તેની ધારજી. ૧૮
ત્યારે અતૃપ્ત અચ્યુતને ઉઠાડ્યા, પય જાણી ઉભરાતુંજી;
પયશાલામાં ગયાં જશોદા, મનગ્રહમાં રંગ રાતુંજી. ૧૯
ત્યારે રીસ ચઢી મોહનના મનમાં, અધરદંત શુ ઘોલીજી;
લઘુ પાષાણ લેઈને માર્યો, ફોડી મહીની ગોલીજી. ૨૦
સર્વ મંદિરમાં મહી રેલાયું, માંખણ પોતે લીધુંજી;
સખા સર્વને વેંહેંચી આપ્યું, એવું કારજ કીધુંજી. ૨૧
પછે ગ્રહ મધ્યે એકાંતે બેશીને, મોહન માંખણ ખાયજી;
પય ઉતારી આવ્યાં વળતાં, મંથનશાલા માંયજી. ૨૨
તે જોઈને જસોદાજી હશીયાં, આ તે કૃષ્ણનું કામજી;
જોઉ કુંવર એ કયાં જઇ બેઠા, શોધી કાઢું શ્યામજી. ૨૩
ત્યારે જાદવજીયે જનુની દીઠાં, જેઈીકા ગ્રહી છે પાણુજી;
બીધા હોય એમ ત્યાં થકી ઉઠી, નાઠા હરી નિરવાણજી. ૨૪

ત્યારે જસોદાજી મર્યાદા મુકી, સુતની પુઠલ ધાયજી;
ઓ સાબો ઓ સાબો કેહેતી, શ્યામ સુંદર ના સત્રાયજી. ૨૫
મોહોટા જોગી ધ્યાન ધરે, કરે તીર્થ વ્રતને જાપજી;
પણ તેહેની ખુદી ગ્રહણ કરે નહી, એવા અચ્યુત આપજી. ૨૬
બલે કરી એ નવ વશ થાયે, ધનવંતને નથી મલતાજી;
એકભાવ થકી વશ થાએ, ભૂધર પ્રેમની પુઠલ પળતાજી. ૨૭
એમ અલબેલો આગલ નાહાસે છે, પુઠલ જસોદા જાયજી;
સ્થુલ શરીર થયાં શ્રમબિંદુ, મુખડે શ્વાસ ન માયજી. ૨૮
ખીન્ન ગાત્ર જસોદાજીનું થયું, છુટયા શિરના કેશજી;
ત્યાં થકી માલતી પુષ્પ વેરાતાં, વિકલ થયો છે વેશજી. ૨૯
શ્રમીત થયાં માતાને જોઇને, કરૂણાસિંધુ કૃપાલજી;
ઉભા રહીને અલબેલોજી, પકડાયા તતકાલજી. ૩૦
બીહીક ધરીને રોવા લાગ્યા, ભય પામીને મનજી;
જસોદાજીયે બે કર ઝાલ્યા, કરવાને બંધનજી. ૩૧
સુતનો મહીમા માત ન જાણે, માયા થકી મોહો પામીજી;
જે પ્રભુ પુરણ વ્યાપક દૃષ્ટિ, અખીલ બ્રહ્માંડના સ્વામીજી. ૩૨
જેથી જગત, જગતમાં જે છે, જગતરૂપ જે કેહેવાયજી;
નિરવિશેષ નિરગુણ અરૂપ તે, કયમ કરીને બંધાયજી. ૩૩
બીજા બાળકવત જાણીને, દામણે બાંધે માતજી;
અપરાધે કરી ઓશીયાળા હરી, ઉભા શામળે ગાતજી. ૩૪
એક દામણે કર બાંધતાં, બે અંગુલ રહ્યું ઓછુંજી;
બીજું ત્રીજું લાવી ગાંઠું, તે પણ પડીયું ઓછુંજી. ૩૫
જ્યમ જ્યમ દામણાં ગાઠે,ત્યમ ત્યમ બે અગુલ રહે બાકીજી;
ઘણાં ગાલીયાં ઘરનાં ગાંઠ્યાં, જસોદા લાવી થાકીજી. ૩૬
ગોપિજન સહુ હાસ્ય કરે છે, પોતે હસવા લાગીજી;
વિસ્મે પઇ ને શ્રમ બહુ પામી, આત્રતણી ગતી ભાગીજી. ૩૭
વેણી છુટી માલા તુટી, અકળાયા ઘણું મનજી;
માતાનો શ્રમ જોઇ બંધાયા, કૃપા કરી ભગવનજી. ૩૮
ભક્તાધિનપણું દેખાડું, ભક્તિનો મહીમાયજી;
આપ સ્વતંત્ર જગત જેહને વશ, કોઇએ વશ નવ થાયજી. ૩૯
અનેક ભક્ત કૃપાફલ પામ્યા, રમાવિધી પ્રહ્લાદજી;
જે પ્રસાદ ગોપીજન પામ્યો, નહી બીજાને સ્વાદજી. ૪૦

જે પ્રસાદ જસોદાજી પામ્યાં, નહી એવું સાધનજી;
જ્ઞાનીને પણ દુર્લભ એ છે, ભક્તિ પ્રેમ અનન્યજી. ૪૧
પોતે બંધાયા પણ છોડે, બીજાને ક્ષણ માંહેજી;
એ ઉપર યમલાર્જુન કેરો, સંબંધ કેહે છે ત્યાંહેજી. ૪૨
હવે જસોદાયે દામણેથી બાંધ્યા, દામોદર દીનાનાથજી;
તેનો છેડો બાંધ્યો મોટા, અનુખલ કેરી સાથજી. ૪૩
પછે માતા મંદિરમાં પધાર્યાં, સુતને કરી શિક્ષાયજી;
ત્યારે યમલાર્જુનનો ઉદ્ધાર કરવા, વિચાર્યું વૈકુંઠરાયજી. ૪૪
પૂર્વે ગુંહ્યક કુબેરના સુત, નારદ કેરે શાપજી;
નલકુબેર ને મણીગ્રીવ નામે, વૃક્ષ થયા છે આપજી. ૪૫

વલણ.

વૃક્ષ થયા છે કુબેરના સુત, નારદને શાપે કરી;
કથા વિસ્તારી કહુ, શ્રોતા જન, બોલો જય જય શ્રી હરી. ૬

---

## અધ્યાય ૨૬

### કડવું ૨૭ મું-રાગ ચોપાઈ.

પૂર્વે કુબેરના જુગલ કુમાર, શિવના ભક્ત સ્વરૂપ અપાર;
મણીગ્રીવ નલકુબેર એવું નામ, મદમાતા વિષયી અભિરામ. ૧
તે મદીરાપાન કરી એકવાર, ગયા કૈલાસની વાડી મોઝાર;
મંદાકિની ગંગા તે પાસ, વેહે છે જલ નિર્મલ સુખરાસ. ૨
વનસ્પતી ખીલી વેહે છે ધીર સમીર,બોલે કલાકર કોકિલ કિર;
કુબેર તણા સુત આવ્યા ત્યાંહે, ઘણી સ્ત્રિયો લેઇ તે વનમાંહે. ૩
મદીરા મદે કરીને ઘુમતા, કામની કંઠ વળગી ઝુમતા;
ગંગાજળમાં મદમત્ત ક્રીડા કરે, નરનારી તે નગ્ન થઈ ફરે. ૪
મત્ત થઇ ખેલે તરૂણી સંગ, મસ્ત થઇ એમ રમતા રંગ;
હરી ઇચ્છા મોહોટી બલવાન, ત્યા આવ્યા દેવઋષિ ભગવાન. ૫
નારદે દીઠા જુગલ દેવતા, અહિલા સંગે મદીરા સેવતા;
નગ્નવેશ જળ ક્રીડા કરે, નારીસંગ નિર્લજ થઇ ફરે. ૬
નારદને દેખી સુંદરી, પેહેર્યા વસ્ત્ર મરજાદા કરી;
પુરૂષ ના લાજ્યા દેખી ઋષિ, કામ અંધને લજ્યા કશી. ૭

ક્રોધ કરી બોલ્યા મુનિજન, જેહેનું હોય વિષય રત મન;
તેને બુદ્ધિ નવ હોય લગાર, જાય સમૂળ વિવેક વિચાર. ૮
કુલમદ વિદ્યામદ ધનતણો, યૌવનરૂપતણો મદ ઘણો;
તેમાં લક્ષ્મી મદ મોટો સર્વથી, નવ ડરે તે સાહસ કર્મથી. ૯
શ્રીમદથી પશુ હીંસા કરે, દ્યુત સ્ત્રી મદીરા મન ધરે;
ક્રમીવિટ ભસ્મ થાય એવો દેહ, મુર્ખ મારો કરી માને તેહ. ૧૦
મૃતદેહે રેહે બહુ દિન નીર્ગમી, ત્યારે તેમાં નિશ્ચે પડે ક્રમી;
અગ્નિમાં બળતાં ભસ્મજ થાય,ઉપજે વિષ્ટા જે શ્વાન નજ ખાય. ૧૧
એવા અસ્થીર દેહેની ધરે આશ, પરદ્રોહ કરે તેનો નર્કનિવાસ;
એ દેહ તણા સ્વામી છે ઘણા, મુર્ખ જન કેહેછે આપણા. ૧૨
માત પિતા માતામહ તણો, વળી અન્નદાતા માને આપણો;
અથવા જેનો સેવક છે એહ, વળી રાય તણો છે દેહ. ૧૩
સ્ત્રી કેહે મારો ભરથાર, પુત્ર કેહે મુજ પિતા નિરધાર;
(પણ) અંતે અગ્નિમાં હોમશે,શ્વાન શૃંગાલ એ તાણી જશે. ૧૪
એવા દેહના વિભાગી સર્વ, તેનો મુર્ખ મિથ્યા કરે ગર્વ;
એ શ્રીમદ કેરી ચેષ્ટા કહી, તે પંડિત જન પરમાણે નહી. ૧૫
માટે ધનવંત થકી દરિદ્રી ભલો, તે મદ અહંકાર પાતકથી ટળ્યો;
સર્વ વસ્તુનું કષ્ટજ સેહે, પુરૂષવચન કોઇને નવ કેહે. ૧૬
તે દુઃખે કરી આવે વૈરાગ, સજ્જનપણુ એ તપ મહાભાગ;
તે જન સાધુ સંગત કરે, હીંસા નિંદા નવ આચરે. ૧૭
ટવે તૃષ્ણા ગળે સુખની આશ, બળે પાતક ત્યારે થાય નિરાશ;
એમ શુદ્ધ થઇ મન સમજી રહે, પછે જ્ઞાનતત્વ અંતરમાં લહે. ૧૮
સ્ત્રી ધન રૂપ થકી જે ચળે, એવા શ્રીમદને સજજન નવ મલે;
સમ દર્શી સાધુ અભિરામ, તેને ધનવંતની સાથે શું કામ. ૧૯
એમ કહીને નારદમુન્ય, તે ગુહ્યક સાથે બોલ્યા વચન;
અહયા ધનમદ જોબનમદ દુરીજન,મુજ મરજાદ ન આણી મન? ૨૦
માટે સ્થાવર વૃક્ષ તમો બે થાજો, યમલાર્જુન ગોકુલમાં હોજો;
એ નીગ્રે કર્યો મેં શિક્ષા કાજ, વળી અનુગ્રે કહુંછું આજ. ૨૧
જ્યારે થાશે કૃષ્ણ અવતાર, તે કરશે તમારો ઉદ્ધાર;
દેવ તણે શત વર્ષે કરી, હરી હાથે જાશો ઉધરી. ૨૨
એવું કહી નારદજી ગયા, કુબેર સુત બે વૃક્ષજ થયા;
નંદરાયના મંદિર પાસ, સાથે ઉગ્યા છે સુખરાશ. ૨૩

તેના શાપની અવધી થઈ, સુર શત વર્ષ ગયાં છે વહી;
શ્રી કૃષ્ણે મન કર્યો વિચાર, એ બે સુતનો કરૂં હું ઉધાર. ૨૪
ભક્તશિરોમણી નારદ મુન્ય, કરવા તેનું સત્ય વચંન;
અનુખલ બાંધ્યા દામણે કરી, હલવે હલવે ચાલીઆ હરી. ૨૫
વૃક્ષ અંતરમાં પેઠા જદા, મધ્યે અનુખલ ભેરવ્યો તદા;
જોર કરી જાદવજી અડ્યા, સમૂલ વૃક્ષ બેઉ ઉખડી પડયા. ૨૬
યમલાર્જુન પડીયા જેણીવાર, થયો શબ્દ મહાઘોર અપાર;
ત્યાં થકી જુગલ પુરૂષ નિકળ્યા, દેવરૂપ અતિ સુંદર કલા. ૨૭
અનુખલ બાંધ્યા દીઠા નાથ, ત્યાં આવ્યા જોડીને હાથ;
ઉભા હરી સન્મુખ બે વીર, સ્તુતિ કરતા મન રાખી ધીર. ૨૮
ગદગદ કંઠ નેત્રે જલધાર, ગુહ્યક બે બોલ્યા તેણીવાર.

### કડવું ૨૮ મું-છંદ-હરિગીતની ચાલ.

હે કૃષ્ણ કૃષ્ણ કૃપાલ પરમદયાલ હરીપુરૂષપરં;
અવ્યક્ત વ્યક્ત અનુરૂપ, અનાદિ મહા યોગેશ્વરં. ૧
ચિત્ત પ્રાણ ઇંદ્રી શરીર મનનો, પ્રવર્તક પ્રેરકસદા;
ત્રિગુણાત્મ શક્તિયે કરી છો, કારજ કારણ સર્વદા. ૨
ઉત્પતી સ્થિતી સંઘારકારક, નિયામક વિશ્વંભર;
સહુ ક્ષેત્રનો ક્ષેત્રજ્ઞ વ્યાપક, અધોક્ષજ આદીશ્વર. ૩
તુજ ગુપ્તરૂપ અનૂપ અવિગત, નિગમ નિત નિર્ગુણ કહે;
અગ્રાહ્ય આત્મા અદ્દશ્ય, અંતરલક્ષ કરી જ્ઞાની લેહે. ૪
ભગવંત તુજને નમુ વેધા, વાસુદેવ જગતપતી;
ગુણે કરી મહિમા ગોપવ્યો, થયો ગોપબાલક અવિગતી. ૫
પાતુ નિર્વિશેશ અશેષ કલ્મષ, નાશ કરવા જનતણા;
ધર્યું સગુણ વપુ જાણવા સહુને, ચરિત્ર કરવા અતિઘણાં. ૬
દુરગમ્ય અતિ દુરભાવ્ય જાણ્યો, તુને અવતારે કરી;
લાવણ્ય કોટિ મનોજ તનુ ધરી, થયા પ્રગટ પૂર્ણ હરી ૭
અદ્ભુત બલે કરી જાણીઆ, અવતાર કારણ ધર્મનું;
ભુવભાર હરી કરો ભક્ત રક્ષણ, પાવન પદ ગુણ કર્મનું ૮
જય વિશ્વમંગલ વસુદેવ, નમો તુને જદુકુલમણી,
તવ ચરણરજ કિંકર અમો પ્રભુ, કરો કૃપા અવગુણ હણી ૯
કલ્યાણ થાજો દેવઋષિનું, અમારો અનુગ્રહે કર્યો;
આજ નેત્રનિરખ્યા નાથ,શિરધરી હાથ,તાપ ત્રિવિધી હરો. ૧૦

વાણી અમારી સર્વદા, ગુણગાન કરજો તમતણું;
કથા શ્રવણ અમ કરણ સેવા, હસ્ત સત્વર અતિઘણું. ૧૧
ચિત્ત અમારૂં તવ ચરણ પંકજ, ભ્રમરવત્ નીશદિન રેહો;
સત સમાગમ સજ્જન પુરૂષ, પદરજ પુનિત મુજ શિરવહો. ૧૨
એવું સ્તવન કીધું ગુહ્યકે, કરયા પ્રસન્ન પુરૂષ પુરાણને;
મુખ હસાવી કરૂણા સહીત, હરી વદે મધુરી વાણને. ૧૩
અહ્યા તમો બે મદ અંધ થઇ, નવ ગણીલાજ મુનિતણી;
સમચિત્ત સાધુ દયાલ તમપર, કરી કરૂણા અતિઘણી. ૧૪
મુજ ભક્ત અતી ઉપકાર કૃતજન, દર્ષીપે પાવન કરે;
અજ્ઞાનતા અઘ ટળે તતક્ષણ, રવિ ઉદે જ્યમ તમ હરે. ૧૫
હવે જાઓ નિજ લોકે તમો, મુજ ભકિત કરજો ત્યાં રહી;
સેવજો સાધુ સંગ, મુકતી પામશો નિશ્ચે સહી. ૧૬
પ્રદક્ષણા કરી ગુહ્યકે, સાષ્ટાંગ નમીઆ નાથને;
ઉત્તર દિશા અલકાપુરી જઇ, મળ્યા સુત નિજ સાથને. ૧૭
એવા દીનબંધુ દયાસિંધુ, કરી અનુગ્રે તારીયા;
દાસ ગીરિધર પ્રભુ સમર્થ, યમલાર્જુન ઉધારીયા. ૧૮

### દોહા.

નલકુબેર મણીગ્રીવને, આજ્ઞા કરી મોરાર;
અનુખલ બાંધ્યા ઇશને, કરી ગયા નમસ્કાર. ૧૯

---

## અધ્યાય ૨૭.

### કડવું ૨૯ મું–રાગ સોરઠ.

ત્યારે યમલાર્જુનનાં વૃક્ષ પડીયાં, તે દેખી ગોપી સમસ્તરે;
જસોદા આદે ગોપી ધાયાં, ઊંચા કરી નિજ હસ્તરે. ૧
સહુ ત્રાસે નાસે ધાય ધસતા, થયો અતિઘણો સોહોરરે;
પોકાર કરતાં નંદ જસોદા, માહારો ક્યાં ગયો કૃષ્ણ કિશોરરે. ૨
ભાઈ પર્વત સરખા વૃક્ષ પડીયા, શું થયો વિદ્યુતપાતરે;
કો પડવાનું કારણ કોણ જાણે, વિસ્મે વિચારે વાતરે. ૩
પાસે આવીને જોયું સર્વે, દીઠા દામોદર ત્યાંહેરે;
હાતે આવે છે અનુખલ તાણતા, તે વૃક્ષના અંતરમાંહે. ૪

નંદરાય ધશીને ગયા પાસે, છોડ્યા બાલમુકુંદરે;
રૂદે ચાંપીને ચુંબન કીધું, પામ્યા મન આનંદરે. ૫
નંદજી કેહે ભાઈ મોટુ કારણ, વિઘ્ન થયું બલવાનરે;
પૂર્ણ પુણ્ય પુત્રજ જીવ્યો, સાહે કરી ભગવાનરે. ૬
ત્યારે ગોપ બાલક બોલીયા, અમો દીઠુ છે પરતક્ષરે;
એ કૃષ્ણે અનુખલ ભરવીને પાડ્યાં, યમલાર્જુનનાં વૃક્ષરે. ૭
તેમાંથી બે પુરૂષ પ્રગટ્યા, દેવરૂપ સુજાણરે;
એ બાલકની સ્તુતિ કરીને વળતા, નમી ગયા નિરવાણરે. ૮
એવી ગોપ સુતની વાણી કેરો, નવ આવ્યો વિશ્વાસરે;
એ વાત સત્ય મનાય નહી એમ, કરતાં સર્વે હાસ્યરે. ૯
પછે નંદ જસોદા પુત્ર લેઈને, ગયાં મંદિર માંહેરે;
સ્વસ્તીવાચન કર્યું વિપ્રે, વિઘ્નનાશન ત્યાંહેરે. ૧૦
ઘણા બ્રાહ્મણને ભોજન કરાવ્યું, આપ્યાં અપરમિત દાનરે;
એમ પ્રભુતા ગોપવી ગોકુલમાંહે, લીલા કરે ભગવાનરે. ૧૧
તે રજની વહી ગઈ, થયો પ્રાતઃસમે નિરધારરે;
જસોદાયે દધીમંથન કારજ, આરંભ્યું તેણીવારરે. ૧૨
થી પુરૂષોત્તમજી પાસે ઉભા, માતાને કેહે વાણરે;
મા મુને વલોવા શીખવો, એમ કહીને ઝાલ્યો પાણરે. ૧૩
પછે નંદકુમારે નેત્ર કરમાં, ગ્રહ્યાં છે તતખેવરે;
કરી જોર ત્રિકમ તાણતા, ઘણો ઘોર પ્રગટ્યો એવરે. ૧૪
ધમ ધમે ગોરસ ઘુમતાં, ગોલીમાંહે ગર્જના થાયરે;
સહુ ગોપીજન જગજીવનને જોઈ, અતિ વિસ્મય મુસ્કાયરે. ૧૫
ત્યારે આનંદ પામી દેવ આવ્યા, સર્વે થઈ સાવધાનરે;
આજ મોહન દધીમંથન કરે, માટે કરીશું અમૃતપાનરે. ૧૬
ઇંદ્ર કેહે આજ રત્ન નીકળશે, વાસુકી પામે લાજરે;
કમઠને ચિંતા થઈ, કેમ ભાર સહન થશે આજરે. ૧૭
ત્યારે શંકર કેહે હવે કોણ કરશે, હલાહલનું પાનરે;
લક્ષ્મી કેહે જો બીજી નીકલશે, તો થશે સપત્ની સમાનરે. ૧૮
એમ મંથન જોઈ મોરારનું, સહુ તર્ક કરતાં ત્યાંહેરે;
તેણ સમે નંદજી આવ્યા, મંથનશાલા માંહેરે. ૧૯
જસોદાને કેહે આ શું કરાવે, કૃષ્ણની પાસે કામરે;
એના કોમલ કર ઘણ દુખશે, સકુમાર છે સુંદરશ્યામરે. ૨૦

એમ કહી આનંદે નંદજી, લેઇ ચાંપ્યા રૂદે મોઝારરે;
ચુંબન કરી શિર સુંઘતા, મન હરખનો નહી પારરે. ૨૧
સચ્ચિદાનંદ ગોવિંદ પૂર્ણ, અખંડ અજ અવિનાશરે;
તે વિચરતા વ્રજમાંહે પોતે, કરતા વિવિધ વિલાસરે. ૨૨
એક સમે ગાધસ્નાન કરવા, પ્રાતઃ સમે નિરધારરે;
ગોપીયો સહુ ટોળે મળી આવી, જમુના જલ મોઝારરે. ૨૩
તેણે સમે શ્રી કૃષ્ણ પધાર્યા, કૌતક કરવા કાજરે;
ગોપીઓ હરખી જોઇ હરીને, વિનવતી વ્રજરાજરે. ૨૪
એક નાવ જુની સ્થંભી રહીતી, જમુના જલની માંહેરે;
તે જોઇ બોલી બાલા સહુ, શ્રી કૃષ્ણ સાથે ત્યાંહેરે. ૨૫
હે નંદકુંવર છે ઇચ્છા અમને, બેસવા નાવ મોઝારરે;
તમો ચલાવો તો આપણ સહુ, જઇ આવીયે પેલી પારરે. ૨૬
શ્રી હરી માયા ચક્રચાલક, થયા નાવીક ત્યાંહેરે;
જમુના વિશે નૌકા ચલાવી, બાલા બેઠી માંહેરે. ૨૭
મધ્ય જમુનામાં ગયું, તે નાવ જેણી વારરે;
તે ફુટેલી હોડી હતી તેમાં, ભરાયું ઘણું વારરે. ૨૮
પોકાર કરતી પ્રેમદા, મનપ્રગટી ચિંતા અપારરે;
શ્રી કૃષ્ણ કેહે નિજવસ્ત્ર ઘાલો, નાવના છીદ્ર મોઝારરે. ૨૯
પછે લાજ મુકી માનુની, અંબર ઉતારયાં સરવરે;
તે નાવના છીદ્રમાં ઘાલ્યાં, મુકી મનનો ગર્વરે. ૩૦
એટલે આકસ્માત આવ્યો, વાયુ અને વરસાતરે;
ડોલવા લાગ્યું નાવ ત્યાં, થયુ અંધકાર અઘાતરે. ૩૧
ગભરાઈ ગોપી સ્તુતિ કરતી, હે કૃષ્ણ કેશવરામરે;
હરી અમો તારે શરણ છુ, કરો સાહે સુંદરશ્યામરે. ૩૨
એમ સર્વે અબલા વ્યાકુલી જોઇ, કરૂણાનિધી જદુવીરરે;
ક્ષણમાં ચલાવી નાવ તે, આવીને અટકી તીરરે. ૩૩
જેના નામની નૌકાવડે, ભવસિંધુ તરતા જનરે;
તો એમાં શું દુસ્તર પ્રભુને, સમરથ શ્રી ભગવનરે. ૩૪
પેલાં વસ્ત્ર સહુ જલમાં ગયાં, ગોપિજન પામ્યાં લાજરે;
ચિંતાતુર ચતુરા થઇ, તે જાણ્યુ શ્રી માહારાજરે. ૩૫
અચ્યુત અંબર પ્રગટ કરીને, પેહેરાવ્યાં સહુ નારરે;
હરી સહીત ગોકુળમાં ગયાં, વરતિયો જય જયકારરે. ૩૬

વલણ.
જય જયકાર વરતિયો તદા, સહુ પામ્યાં મન આનંદરે;
એવાં નિત્ય ચરિત્ર નવાં કરે છે, ગોકુળમાંહે ગોવિંદરે. ૩૭

## અધ્યાય ૨૮

### કડવું ૩૦મું-રાગ ચાતુરીની ચાલ.

એક સમે શ્રી કૃષ્ણ રમતા, પાસે રહ્યાં છે જસોદામતી;
મણીબંધ ચોકમાં મોહનજી ઉભા, જેની લેગી નવ જાણે ગતી. ૧
સ્ફાટિક શિલામાં દેખાય છે, પ્રતિબિંબ શ્યામસુંદર તણું;
તેની સનમુખ જોઇને ચેષ્ટા કરતા, નટવર નાચે અતિ ઘણું. ૨
જગજીવન તેને ઝાલતા નથી, છાંઇ ઝલાતી પોતા તણી;
જસોદાને કેહે મુને આપો કાઢી, રાઢ કરતા અતિ ઘણી. ૩
ત્યારે માતા કેહે હો મીઠડા, એ તો મૂર્તિ તારી દેખાય છે;
શું શામળીયા સંતાપે મુજને, આવો હઠીલો કિમ થાય છે. ૪
મનમોહનજી કેહે મારા જેવી, મૂર્તિ બીજી છે નહી;
ચૌદ લોકમાં મુજ સમોવડ, કોણે દીઠો છે કહી. ૫
માટે એ મૂર્તિ કાઢી આપો કરમાં, રમ્બા મુજને માવડી;
એવું કહીને રોવા લાગ્યા, રીસ માતાને ચઢી. ૬
ત્યારે જસોદા ઘરમાં ગયાં, હરી એકલા ઉભા બારણે;
તે સમે આવ્યાં રાધિકા, રસીયાને જોવા કારણે. ૭
વ્રષભાણ ગોપતણી સુતા, માતાનું કીર્તિ નામ છે;
તે તણી તનયા રાધિકા, માહારસીક પૂરણકામ છે. ૮
જેનું રૂપ અદ્ભુત અંગ અનુપમ, શચી રમા રતિ મદ હર્યો;
પ્રેમભક્તિ પ્રકાશ કરવા, જન્મ વ્રજમાહે ધર્યો. ૯
તે રાધાજી આવ્યા તદા, જ્યાં ઉભા હરી નિજ આંગણે;
પાસે આવી પુછતાં પ્રભુ, શું મધુર વાણી ભણે. ૧૦
ત્યારે રાધા કહે કેમ રૂઓ મોહન, લેઇ હૃદેશુ બીડિયા;
કટિયે બેસાડી ચુંબન કીધું, અધરદંતે પીડીયા. ૧૧
પછે રાધા શું જસોદા કહે, મુને પાતલીયો પજવે ઘણું;
તુજ ઘેર તેડી જા લાલને, મારે કારજ કરવું ઘરતણું. ૧૨
ત્યારે રાધા ચાલ્યાં માધવને, લેઈ આવ્યાં નિજમંદિર વિખે;
હરીને હિંદોલે બેસાડીને, ઝૂલાવે શ્યામને સુખે. ૧૩

હિંદોળતાં ઘણું હાસ્ય કરતી, રૂપ જોઇ રસિયાતણું;
કમનીય કોટી મનોજ તનુ, મનહર ગુણગંભીર ઘણું. ૧૪
એવું રૂપ જોઇ રાધિકા, રીઝાં હરખ શોક વિષય થઇ;
માહારૂપ જોઇ હરખી તદા, દુખી નાથને નાના લહી. ૧૫
મન હાવભાવ કટાક્ષથી, રીઝવે રસિયો રીતશું;
અતિ છબી સુધારસ નેત્ર પાત્રે, પાન કરતી પ્રીતશું. ૧૬
મુખ હાસ્ય કરી રાધા કહે, જીવન છો નાહના ઘણું;
જો કાંઇક મોટા હોત તો, ઘણું થાત કારજ મૂજતણું. ૧૭
ત્યારે ભાવ જોઇ ભામનીતણો, બ્રહ્માંડપતી મોટા થયા;
રાધિકાથી અધિક વાધ્યા, મોહનજી કરવા ગયા. ૧૮
એવું જોઇ વિસ્મે થયા મનમાં, ઓળખીયા નિશ્ચે હરી;
એ પુરૂષોત્તમ સાક્ષાત છે, મુજ કામના પુરણ કરી. ૧૯
પછે આનંદે આલિંગન દીધું, મનોરથ પુરણ થયો;
ઘણી પ્રીત વાધી પરસ્પરે, પરિતાપ તન મનનો ગયો. ૨૦
એમ નંદકુંવરને નિત્ય લાવે, ક્રીડા મનગમતી કરે;
સુંદરી સેવે નાથને અતી, સ્નેહ નિત્ય નવલો ધરે. ૨૧
તે ચરચા ચાલી ગોકુલમાં, છાની વાતો ગોપીજન કરે;
બાઇ રાધા કૃષ્ણને પ્રીત ઘણી, છે એકાંતક્રીડા આચરે. ૨૨
એક કહે છે ઘણો નાહનો, એ તો ગાંખણુ ખાવા જાય છે;
ત્યારે બીજી કહે એને ઘેર જઇને, મોહન મોટા થાય છે. ૨૩
તવ ત્રીજી કહે હું માનું નહીં, એ વાત કેમ હોએ ખરી;
ચોથી કહે ઘણો નાટચકી, છે માયાવી મોટા હરી. ૨૪
પાંચમી કહે બાઇ પરમેશ્વર છે, એનું કારણ કો કસે;
જુવો શકટ પૂતના માહાબલ માર્યો,યમલાર્જુન પાડ્યા બલે. ૨૫
કો સગુણી કહે કોઇ નિર્ગુણ કહે છે, ગુણાગુણ એને નથી;
એક બ્રહ્મવ્યાપક નીર્વિશેષ, વેદાંત એવું કહે કથી. ૨૬
મીમાંસક કહે કર્મનું, ફલરુપ ઈશ્વર છે સદા;
સાંખ્ય તત્વાતીત કહે છે, પ્રકૃતિ પુરૂષપર તદા. ૨૭
વ્યાકરણ શબ્દાતીત સાધે, વિભક્તિ સપ્ને કરી;
પાતાંજલી અષ્ટાંગ યોગે, પ્રણવનાદરૂપે હરી. ૨૮
ન્યાય ઇશ્વર એક સાધે, જુદા જીવ અનેક છે;
એમ સર્વનું સિદ્ધાંત હરી, અધિષ્ઠાન રૂપે એક છે. ૨૯

ઋગવેદિ કર્મ કરાવતા, વિજ્ઞાન રૂપ યજુર કહે;
ઉપાસતા કહે છે અથર્વવેદ, શામ ગાન કરી લહે. ૩૦
કોઇ કાલો કહે કોઈ ગોરો કહે, કોઈ નાહનો મોટો કહે વળી;
ઘણી તર્કના એમ કરે, પણ એનું કારણ કો ન શકે કળી. ૩૧
એવા પ્રભુને નિત્ય, રાધા હિંદોલે ઝુલાવતાં;
રહસ્ય સુખ ભોગવે નિશદિન, અધિક લાડ લડાવતાં. ૩૨
શ્રી વંદ્રાવનની કુંજમાં, રવિસુતા તટ કેલી કરે;
નિજ સખી સાથે શ્યામ શામા, શુભ લીલા અનુસરે. ૩૩
એ કથા પદ્મપુરાણમાં છે, વ્યાસ વાણી સર્વથા;
માટે શ્રોતાજન સુણો ભાવ ધરીને, સંદેહ નવ કરશો પ્રથા. ૩૪
એ રાધા કૃષ્ણ વિહારનો, શણગાર રસ શોભાતણો;
તે નાયકા ભેદે કરીને, ગાયો છે કવિયે ઘણો. ૩૫
વળી કવિ શ્રી જયદેવજીએ, ગીતગોવિંદ વર્ણવ્યું;
તેમાં રાધા માધવતણી લીલા, અધિક રચના અભિનવું. ૩૬
ઘણા બીલ્વમંગળ આદિ વૈષ્ણવ, સાક્ષાત લીલા અનુસરી;
તેણે રાધા કૃષ્ણ વિહાર ગાયો, નવિન પદ રચના કરી. ૩૭
મુજ મંદ બુદ્ધિ માટે કાંઇયેક, કર્યો લઘુ વિસ્તાર;
એ રાધા કૃષ્ણ વિહારસુખ છે, લીલા સિંધુ અપાર. ૩૮

વલણ.

અપાર લીલા રાધા કૃષ્ણની, કોણે પાર ન થાયરે;
જેની રવિઈશજન અન્ય, પ્રેમી જાણે એ મહીમાયરે. ૩૯

---

## અધ્યાય ૨૯.

### કડવું ૩૨ મું—રાગ મારૂ સોહણી.

શ્રી રાધા કૃષ્ણને પ્રિત ઘણી, તે લોકે જાણી પેર;
નરનારી સહુ વાતો કરે છે, ગોકુલમાં ઘેર ઘેર. ૧
તે વાત સાંભળી જશોદાજી, વદે વિઠ્ઠલસુ વાણ;
હવે રાધાને ઘેર જઇશ નહીં તું, નિશ્ચે કહું છું જાણ. ૨
ત્યારે રૂદન કરંતા કહે છે કેશવ, નહીં જાઉં હવે માય;
પછી ગયા નહીં ગોવિંદજી, ત્યારે રાધાને થઈ ચિંતાય. ૩
થયો વિયોગ દિવસ બે વિસા, અન્નજળ કીધું ત્યાગ;
પછી હરિને મળવાને મીશ ચાલ્યાં, જળ ભરવા મહાભાગ. ૪

તે સમે ગોવિંદ ગાયો દુહે છે, પ્રભાત કાલે ત્યાંહે;
દુધનાં ભાજન ભરી ભરી, આપે જશોદાના કરમાંહે. ૫
એટલે ત્યાં રાધાજી આવ્યાં, દીઠા દેવમોરાર;
રાધાને જોઇ માધવ મનમાં, પામ્યા મોદ અપાર. ૬
ત્યારે પ્રેમે કરી પુરૂષોત્તમ,થયા વિવહળ રાધાને જોવા;
તે ભાન ભુલી ગયા ગાય મુકીને, બેઠા વ્રષભને દોવા. ૭
કાંઇ સ્મરણ રહ્યું નહી શ્યામ સુંદરને,બન્યો ચતુર ચિત્તચોર;
એક એકનાં મુખચંદ્ર જોવા, થયાં લોચન ચાર ચકોર. ૮
એટલે ત્યાં જસોદાજી આવ્યાં, દીઠો પરવશ પુત્ર;
અરે કૃષ્ણ તું આ શું દુહે છે, સુરભીને મુકી સુત્ર. ૯
સુણો માતા હું ગાય દોહુ છું, એવું બોલ્યા હરી જ્યાંહે;
ત્યારે દુધનું પાત્ર ભરાયુ, તત્ક્ષણ વિસ્મે થયાં મનમાંહે. ૧૦
એટલે ત્યાં જસોદાજીયે દીઠાં, રાધાને તેણીવાર;
અરે બાઈ તું તારે મારગ જા, કેમ ઊભી મુજ દ્વાર. ૧૧
શું કામ છે મુજ પુત્રની સાથે, હવે ન આવીશ આંહે;
એવાં વચન સુણી ગયાં રાધાજી,જલ ભરવા જમુના માંહે. ૧૨
ત્યારે સુબલ સુદામા તોકની, આદે સખા લેઈ નિજસંગ;
જગજીવન જમનાં તટ આવી, ઉભા રહ્યા શ્રીરંગ. ૧૩
ત્યાં રાધા માધવ મળ્યાં કુંજમાં, મગ્ન થયાં મનમાંહે;
પછે જમુનાં જલભરી મંદિર આવ્યાં, વિજોગ ટળ્યો ત્યાંહે. ૧૪
એક સમે શ્રી રાધાજી, ઉઠયાં પ્રાતઃસમે નિરધાર;
દધીમંથન આરંભ કર્યો, ચિત્ત ચોર્યુ નંદકુમાર. ૧૫
ત્યારે અલબેલો ઓચિંતો આવીને, ઊભા આંગણુા માંહે;
પછે હાલી ગોલીમાં વાંસજ ઘાલી, મંથન કરતી ત્યાંહે. ૧૬
હરી મુર્તિમાં લાગ્યું છે મન, નેત્ર થયાં તદાકાર;
ધ્યાંનમાંહે એક એકની મુર્તિ, ઠરી રહી નિરધાર. ૧૭
એમ આસન ભોજન દોહન કરતાં, મોહનમાં મન લાગુ;
પ્રિત પરસ્પર કેલીકલા, રસચિત રેહે અનુરાગુ. ૧૮
શ્રી રાધા કૃષ્ણની લીલા, રસાત્મક વૈષ્ણવ જાણે સાર;
જે વિષયી વિમુખ દુષ્ટખલ, નિંદક તેને નહી અધિકાર. ૧૯
હવે એક સમે ગોવિંદ ગયા છે, ગોપના ધર મોઝાર;
મહી માંખણની ચોરી કરવા, ધરીયાં રૂપ અપાર. ૨૦

ઘેર ઘેરથી સહુ ગોપીએ ઝાલ્યા, સરવે સુંદર શ્યામ;
પ્રેમદા પુરૂષોત્તમને લઇને, આવી નંદને ધામ. ૨૧
સર્વે ગોપિની સાથે ગોવિંદ, અનેક રૂપે રસિયો;
જે વિશ્વનો આત્મા એક સ્વતંત્ર, જડ ચૈતનમાં વશીયો. ૨૨
સર્વેની પાસે શ્રીકૃષ્ણ દીઠા, જસોદાજીયે ત્યાંહે;
વળી પાયણામાં પર્યંક હિંદોલે, પોઢયા હરી ઘર માંહે. ૨૩
કંઇ જમતા રમતા ભમતા, દીઠા કૃષ્ણ તણાં બહુ રૂપ;
વળી જસોદાજીનો છેડો ગ્રહીને, અચ્યુત ઉભા અનૂપ. ૨૪
વલી નંદરાયની તર્જની ગ્રહીને, બારણેથી ઘેર આવે;
ત્યાં ભુખ્યા થઇને રોતા, રશીયો માતાને બોલાવે. ૨૫
એમ જસોદા આદે ગોપીયે, સર્વે એવું દીઠું જ્યારે;
અનેક રૂપ અચ્યુતનાં જોઇને, વિસ્મે થયાં સહુ ત્યારે. ૨૬
પછે શ્રીકૃષ્ણને ઓળખીયા, સર્વે આવ્યો ઇશ્વર ભાવ;
ત્યારે એક રૂપે થયા અલબેલોજી, માયા પ્રકાશી માહાવ. ૨૭
શ્રીહરીયે મન એમ વિચાર્યું, ન જાણે સુજને બ્રહ્મ;
હજુ લીલા ઘણી કરવી છે, માટે ગુપ્તજ રાખ્યો મર્મ. ૨૮
એમ મોહન સહુના મનમાં, ગમતા રમતા ગોકુલ માહે;
ગોપીજન કર તાલ વજાડે, ત્રિકમ નાચે ત્યાહે. ૨૯
કો કહે કૃષ્ણ આવો મુજ મંદિર, આપુ માંખણ ખાવા;
કો કહે મુજ ઘેર ભોજન કરજો, નહી દેઉ તમને જાવા. ૩૦
કો કહે આવો વલોણું વલોવા, કો કહે દુહો મુજ ધેનું;
કો કહે મારૂ બાલ હીંદોલો, હું કરૂં કારજ ગ્રેહેનું ૩૧
એમ નંદકુંવરને નારિયો સર્વે, કરાવતી ગૃહકામ;
જેમ દારૂતણી દારાને નચાવે, સુત્રધાર ગ્રહી દામ. ૩૨
મુગ્ધામાતુની મોહો પામીને, મળવા આતુર થાય;
મધ્યા લઇ હૃદયાશુ ચાંપે, અંતરમાં મુસ્કાય. ૩૩
પ્રૌઢા પ્રીતે પ્રભુને પાલે, વૃદ્ધા વાછલ્ય રાખે;
એમ સર્વે ગોપીયોને હરી વાહાલા, પ્રાણજીવન ધનદાખે. ૩૪
એવી પ્રેમલક્ષણાભક્તિ આગળ, તુચ્છ સકલ સાધન;
એક ભાવને વશ ભગવાનજ વરતે,નથી કારણ કાંઇ અન્ય. ૩૫
જેમ કામીનીનું મન કામ વિશે, પ્રિય લાગે લોભીને દામ;
એમ હરિ વૈષ્ણવી બુદ્ધિ છે જેની, તે વૈષ્ણવ નિષ્કામ. ૩૬

ભુતલ ભોગથી બ્રહ્મલોક લગી, મન જેનું નવ રાચે;
જેમ ચિંતામણી પ્રાપ્ત થયો પૂર્ણ, કેમ રૂચી ઉપજે કાચે. ૩૭
એમ બ્રહ્માનંદમાં મગ્ન થયો, વિષયાનંદ ન ધરે અંન;
પંચામૃત પૂર્ણ આહાર મળ્યો, તે કેમ કરે વાન્તિ અશંન. ૩૮
એમ વ્રજવાસી જનનું મન, નિશદિન હરિ મુર્તિમાં ભમતું;
શ્રી કૃષ્ણ જોયા વિણ અન્ય પદાર્થ, સ્વપ્નામાં નથી ગમતું. ૩૯
બારણે રમતા બંને બાંધવ, જશોદાજી બોલાવે;
સખા સર્વનો સંગ મુકીને, હરિ હલધર નવ આવે. ૪૦
ઘેર પધારો લાડકવાયા, જન્મ નક્ષત્ર છે આજ;
બ્રાહ્મણને ગૌદાનજ આપો, થાયે રૂડાં કાજ. ૪૧
પછી બંનો સુતને સ્નાન કરાવી, પેહેરાવ્યા શણગાર;
બ્રાહ્મણને ભોજન કરાવીને, આપ્યાં દાન અપાર. ૪૨
હરિ હલધરશુ નંદરાયજી, ભોજન કીધું ત્યાંહે;
એમ બાળચરિત્ર પવિત્ર કરે છે, ગોવિંદ ગોકુલમાંહે. ૪૩
હવે ગોપ સર્વે ઉપનંદની આદે, નંદશુ બોલ્યા વચંન;
ઘણાં વિઘ્ન થાય છે ગોકુલમાં, માટે જઇ વસીયે વ્રંદાવંન. ૪૪
ત્યારે સર્વે શકટ ભરીને, ચાલ્યા વ્રંદાવન મોઝાર;
ગોકુલથી ગોપી સહુ ચાલી, સજી અંગે શણગાર. ૪૫
પછી વ્રંદાવનમાં વસીયાં સર્વે, વ્રજવાશી આનંદ;
સહુથી મોટું શિબીર કરીને, ત્યાં રહ્યા પોતે નંદ. ૪૬
સઘનવૃક્ષની છાયા નિચે, કર્યા ગૌના વાડા;
એમ સુખ પામીને વ્રંદાવનમાં, વશીયા કાંઇએક દહાડા. ૪૭
પછી કુમાર વયમાં કૃષ્ણ, થયા છે પંચ વરસનો જાણ;
ત્યારે સર્વે ગોપી જશોદાને, કહે છે મધુરી વાણ. ૪૮
હવે કૃષ્ણને મોકલો વચ્છ ચારવા, વ્રંદાવનમાં આજ;
એ અમને ઘણું સંતાપે છે, નથી કરવા દેતો કાજ. ૪૯
ત્યારે શુભ મહૂર્ત જોઇ માતાયે, મોહોછવ કીધો ત્યાંહે;
હરિ હલધરને વચ્છ ચારવા, મોકલ્યા વનમાંહે. ૫૦
બહુ વિધના શણગારજ પેર્યા, જેષ્ટીકાઓ ગ્રહી હાથ;
શ્રીરંગ વાંસલી લેઇને ચાલ્યા, ગોપ બાલકની સાથ. ૫૧
નાનાં નાનાં વચ્છજ છોડ્યાં, નાના સખા છે સંગ;
નાના નટવર વ્રંદાવનમાં, રમત કરે શ્રીરંગ. ૫૨

વલણ.

શ્રીરંગ અદ્‌ભુત અંગ શોભે, વૃંદાવન મોઝારરે;
તે સમે શોભા થાય ઘણેરી, તેનો કરૂં વિસ્તારરે. ૫૩

## અધ્યાય ૩૦

### કડવું ૩૨ મું-રાગ સોરઠ.

વિઠ્ઠલ વચ્છ ચરાવતા, વૃંદાવન મોઝાર;
ગોપના બાળક સંગમાં, શોભે તન શણગાર. વિઠ્ઠલ૦ ૧
વાજીંત્ર વાજે અતિ ઘણાંરે, વેણુ નાદ રસાલ;
છત્ર ચામર પલ્લવતણાં, ધરતા ગોપનાં બાલ. વિઠ્ઠલ૦ ૨
અનેક વૃક્ષ વિરાજતાંરે, અશોક આંબલી અંબ;
શાલ ને તાલ તમાલ છે, કદલી કેર કદમ. વિઠ્ઠલ૦ ૩
અશ્વસ્થ વટ ને વરશલીરે, દાડિમ દ્રાક્ષ અખોડ;
શ્રીફૂલી ફોફલી ફારસી ચાર, ચંપક છોડ. વિઠ્ઠલ૦ ૪
જંબુ પલાસ ને પાડલીરે, લીંબુ લીંબના સંગ;
કપિથ બિલી ને બદામડી, બદ્રી બકુલ લવીંગ. વિઠ્ઠલ૦ ૫
કરેણ કમરખ કરમદીરે, ખારેક ને ખજુર;
અશોક કેશુ ને કેતકી, પુષ્પ પરિમલ પૂર. વિઠ્ઠલ૦ ૬
મુચકંદ મરવો ને મોગરો, ચંદન રાયમંદાર;
મધુખીરણી પરીકર લસે, કલ્પવૃક્ષ કેદાર. વિઠ્ઠલ૦ ૭
ગરૂડવૃક્ષ ઉંચા ઘણારે, અરજુનિયો અંજીર;
જાયફૂલી દેવદાર છે, પારીજાત કરીર. વિઠ્ઠલ૦ ૮
અગર તગર ને ઇલાયચી, રાયચંપક માતુલિંગ;
સરસ ફણુસ ને ટીમરૂ, વેત્રવેણુ ઉતંગ. વિઠ્ઠલ૦ ૯
ઘુલરગુંદી ને ગેંગડીરે, પાકરી ને પટોલ;
મદનફલી ને હરીતકી, જાઇ જુઇ ઝકઝોલ. વિઠ્ઠલ૦ ૧૦
તુલસીના વૃંદ વિરાજતારે, કનકવેલી કલ્હાર;
નાગરવેલી શતપત્રીકા, ફૂલ્યાં ફૂલ અપાર. વિઠ્ઠલ૦ ૧
મનોરમા મધુમાધવીરે, અતસી અનુરાગ;
ગુલાબ ગુલ્જ્યા માલતી, પદ્મની પદ્મરાગ. વિઠ્ઠલ૦ ૧૨
વૃક્ષ ઊપર વેલી ચઢેરે, ફૂલ્યાં ફૂલ સુગંધ;
મધુકર ગુંજે અતિ ઘણા, સુરભી ત્રીગુણ અબંધ. વિઠ્ઠલ૦ ૧૩

ખટ પ્રતિ શબ્દે કીરબહુ ધુમે, બોલે મધુરા મોર;
હંસ કારંડવ કોકીલા, ચક્રવાક ચકોર. વિઠ્ઠલ૦ ૧૪
કપોત ખંજન સારીકારે, સારસ અવર્તસ;
શબ્દ બોલે છે સોહામણા, જાણે દેવના અંશ. વિઠ્ઠલ૦ ૧૫
મરકટ મૃગ કપી કુદતારે, કરે ક્રીડા અપાર;
નીરવૈરથી વીચરે સહુ, જ્યાં નંદકુમાર. વિઠ્ઠલ૦ ૧૬
એવું વ્રંદાવન શોભતુરે, ફુલ ફુલ સઘંન;
જમુનાતટ રળિયામણ઼, વેહે છે જલ પાવંન. વિઠ્ઠલ૦ ૧૭
ગોવરધન ગિરી કંદરારે, ત્રણ ગુલ્મ હરીત;
ચોપાસે ઝરણાં ઝરે, પશુ પક્ષી અભીત. વિઠ્ઠલ૦ ૧૮
એવા વનમાં વચ્છ ચરાવતારે, નંદ રાજકુમાર;
ગોપના બાલક સંગમાં, રમે દેવ મોરાર. વિઠ્ઠલ૦ ૧૯
વા'લો વજાડે વાંસલીરે, ગાય નાચે ગોવાલ;
સ્વર સહુ સાથે પુરતા, વજાડે કરતાલ. વિઠ્ઠલ૦ ૨૦
કોઇ બીલાંને આમલારે, અરક ફલ છે અપાર;
લેઇને પરસ્પર મારતા, કરતા કીલકાર. વિઠ્ઠલ૦ ૨૧
વ્રષભ કરીને વઢાડતારે, ગોવાલને ત્યાંહે;
કપીની પેરે કુદતા, તરૂ શાખામાંહે. વિઠ્ઠલ૦ ૨૨
કોકીલ હંસ મયૂર તણારે, સુણી શબ્દ રસાલ;
તેની પુંઠલ તેવું બોલતા, પોતે શ્રી ગોપાલ. વિઠ્ઠલ૦ ૨૩
એમ દિવસે વચ્છચરાવતારે, આવે સાંઝે ઘેર;
નિત નિત્ય લીલા નવી કરે, કોઇ ના જાણે પેર. વિઠ્ઠલ૦ ૨૪

વલણ.

પેર ના જાણે પુરૂષોત્તમની, દેવ જુવે આકાશરે;
એમ નિતનિત પ્રત્યે વ્રંદાવનમાં,કરતા વિવિધી વિલાસરે. ૨૫

---

## અધ્યાય ૩૧.

### કડવું ૩૩ મું–રાગ ધન્યાસરી.

થયા પંચ વરસના શ્રી પરમેશજી,કુમાર અવસ્થા નટવર વેશજી;
વચ્છ ચરાવા વનમાં જાયજી, માતા પિતાને હરખ ન માયજી. ૧

ઢાળ.

હરખે કરી હરીને ધરાવે, વિધવિધના શણુગાર;
કોમલ પદ ઘુઘરા ઘમકે, કિંકણી રણુકાર. ૨
સહુ ગોપના શીશુસંગમાં, શ્રીકૃષ્ણ ને બલવીર;
લઈ વત્સ વેગે આવીયા, મિત્રજા કેરી તીર. ૩
કરતા ઘણી ત્યાં બાલચેષ્ટા, ધરતા ધાતુ અંગ;
વનમાલ' તુલસી પુષ્પ ગુંજ્યા, ભૂષણ નાના રંગ. ૪
એવામાં એક અસુર આવ્યો, વત્સાસુર તેનું નામ;
તે વત્સના ટોળા માંહે પેઠો, વત્સ રૂપ થઈ અભિરામ. ૫
તે ઓલખ્યો અંતરજામીયે, જે અસુર આવ્યો આંહે;
બલદેવને દેખાડીયો, સમશ્યા કરીને ત્યાંહે. ૬
પછે હલવે હલવે ચાલીયા, વત્સમંડલમાં વ્રજરાય;
પાછલ જઈને પુંછ સાથે, ગ્રહ્યા પશ્ચિમ પાય. ૭
લઘુ લાઘવતા કરી ફેરવ્યો, મસ્તક ઉપર મોરાર;
કપીથ તરૂની સાથે પછાડ્યો, થયો ચુરણ તેણીવાર. ૮
કપીથ ફલ પડીયાં ઘણાં, ત્યારે હરખ્યા સહુ ગોવાલ;
ભલો ભલો કહી વખાણે, ફલ ખાય સર્વે બાલ. ૯
એમ અસુર પામ્યો મરણ, કરતા દેવ જયજયકાર;
હરી ઉપર વૃષ્ટી પુષ્પની કરે, દુંદભી નાદ અપાર. ૧૦
વળી એક સમે ગોવાલ સહુ, ગયા જમુનાજીને તીર;
મધ્યાહ્નકાલ સમે થયો, વત્સને પાતા નીર. ૧૧
ત્યાં બકાસુર બક રૂપ ધરિયું, ઉજ્વલ પ્રૌઢ અંગ;
મિત્ર* તનયા તીર બેઠો, પુષ્ટ પરવત શૃંગ. ૧૨
ગોવાલ- મંડલ માંહે તે, જોતો હવો મતિમંદ;
તેણે તીક્ષ્ણ ચંચુયે ગ્રહીને, ઝાલ્યા શ્રી ગોવિંદ. ૧૩
તે દેખીને બલીભદ્ર આદે, રૂવે બાલક વૃંદ;
બાઇ કૃષ્ણ ગળીયા પક્ષીયે, એમ કહી કરે આક્રંદ. ૧૪

* મૂળ બે પ્રતમાં અત્રે 'તમારી' શબ્દ છે, પણ તે આ સ્થળે બધબેસતો નહીં હોવાથી એક ત્રીજી પ્રત, જે ઘણી શુદ્ધ છે તેમાં 'મિત્ર' શબ્દ છે તે કાયમ રાખ્યો છે. મિત્રતનયા તે યમુના-મિત્ર સૂર્યનું નામ છે. જો 'તમારી' શબ્દ રાખીએ તો ચાલી શકે: તમ=અંધકાર તેનો અરિ કહેતાં શત્રુ=અંધકારનો શત્રુ બકાસુર. બગલો ધોળો-ઉજળો હોય તેથી તેને તમારી કવિએ કલ્પ્યો હોય તો તે પણ યોગ્ય છે. પરંતુ તે સર્વે રીતે ઘટતો શબ્દ નથી.

તે બકતણા કંઠમાં, કેશવ ગયા જેણીવાર;
ત્યારે અગ્ની રૂપે થયા અચ્યુત, કાઢી નાખ્યા છે બાહાર. ૧૫
પછે ક્રોધ કરીને મારતો હરી, અંગને ચસુ અસુર;
હરીયે ચંચુ ઝાલી જુગલ, કરથી ચીર્યો પક્ષી ક્રૂર. ૧૬
ગયા પ્રાણ તે બક અસુરના, હરખિયા ગોપ કુમાર;
હરિ ઉગર્યા મૃત્યુના મુખથી, કરે જયજયકાર. ૧૭
જેમ પ્રાણ આવે દેહ વિશે, ઇંદ્રીયો થાય સચેત;
એમ કુશળ દેખી કૃષ્ણને મન, ઉપન્યું અતિ હેત. ૧૮
વનમાલી ઉપર પુષ્પવૃષ્ટી, કરે હરખી દેવ;
બકીતણો બંધુ બકાસુર, હરિયે હણ્યો તતખેવ. ૧૯
પછી સાંઝ પડી દિન આથમ્યો, તત્પર થયા સહુ ત્યાંહે;
વત્સ વાળી વળ્યા વિઠ્ઠલ, આવિયા વ્રજમાંહે. ૨૦
વત્સાસુર ને બકાસુર બે, હણ્યા શ્રી ગોપાળ;
તે પરસ્પર કહેતા હવા, ગોપની આગલ બાળ. ૨૧
તે સુણી સર્વે ગોપ ગોપી, થયાં વિસ્મય મંન;
કુશળ દેખી કૃષ્ણને, પ્રફુલ્લીત થયાં લોચંન. ૨૨
નંદાદિ આદે મળી વિચારે, હવો એ ઉત્પાત;
ઘણા અસુર નિત્ય આવતા, પુત્રને કરવા ઘાત. ૨૩
આશ્ચર્ય મોટું એક છે, જે આવે કરવા વિઘંન;
તે તેને પાપે કરીને, પામતા અસુર પતંન. ૨૪
જેમ દીપમાહે પતંગ પડતાં, થાય ભસ્માકાર;
એમ કપટ કરતાં કૃષ્ણસુ, પામે મરણ નિરધાર. ૨૫
અહો નિગમવાદીતણી, વાણી સત્ય છે સાક્ષાત;
ગર્ગે કહ્યુ તે પ્રમાણે, આ કુંવરની છે વાત. ૨૬
એ પ્રમાણે ગોકુલ નિવાશી, કરે નિત્ય વિચાર;
અહોરાત્રિ ગુણ ગોવિંદના, ગાતાં સકળ નરનાર. ૨૭

વલણ.

નરનારી મન આનંદ પામે, ગાતાં કૃષ્ણ ચરિત્રરે;
તે સાંભળતાં સુખ ઉપજે, ને પાપી થાય પવિત્રરે. ૨૮

---

## અધ્યાયં ૩૨.

### કડવું ૩૪ મું-રાગ મારૂ.

સુણો શ્રોતા વિવેકી જંન, રૂડી કૃષ્ણ કથા પાવંન;
વેહેલા ઉઠ્યા શ્રીગોપાલ, તેડ્યા સકલ ગોપના બાલ. ૧
કૃષ્ણ કહે વિચારી મનમાં, આજ ભોજન કરીશું વનમાં;
માટે ભાથાં લેજો સહુ સંગ, એવી આજ્ઞા કરી શ્રીરંગ. ૨
પછી શૃંગ વજાડયું શ્યામે, આવી મળ્યા બાળક તે ઠામે;
બંશી શૃંગ વેત્ર ડંડનીકાં, તેણે ભરાવ્યાં ખાવાનાં સિંકાં. ૩
ચાલ્યા સર્વે થઇ સાવધાન, બલદેવ સહીત ભગવાન;
કીધાં આગલ નાનાં વચ્છ, પુઠે ચાલ્યા બાલક થૈ સ્વચ્છ.* ૪
નિજ નિજ સુતને સહુ નાર, પેહેરાવ્યા છે વિવિધ શણગાર;
ગોપ વત્સ સમાજ સઘનમાં, આવ્યા વિઠ્ઠલ વૃંદાવનમાં. ૫
વચ્છરૂપ ઋષી અવતાર, તેને પાસે છે જગદાધાર;
કરતા તે ઘણાં બાલચરિત્ર, જેનું કીર્તન પુણ્ય પવિત્ર. ૬
ફલ ફૂલ નવા તુરસંગે, તેનાં ભૂષણ ધરેતા અંગે;
શિર મોરનાં પીચ્છ વિચિત્ર, તનમાં ધાતુતણાં કરે ચિત્ર. ૭
એક એકની વસ્તુ ચોરે, છળભેદ કરીને નીહોરે;
જેમ ભ્રમર કરે ગુંજાર, તેમ ગુંજે છે ગોપ કુમાર. ૮
નીલકંઠ કલા કરી નાચે, તેનું નૃત્ય કરી ચિતરાચે;
ઉડે આકાશે પક્ષી જાય, તેની છાયામાં સત્વ ધાય. ૯
તરૂપર વાનર બેઠા જાણે, તેનાં પુછ ગ્રહીને તાણે;
કપી ક્રોધે દેખાડે દંત, તેની સન્મુખ ચેષ્ટા કરંત. ૧૦
બક બેઠા ધરીને ધ્યાન, થાય તદવત્ તે સમાન;
જેને વેદ કહે છે બ્રહ્મ, જેનો જોગી ન જાણે મર્મ. ૧૧
તે પ્રભુએ ધર્યો અવતાર, કરતા શિશુની લીલા અપાર;
ત્યારે ભુખ્યા થયા ગોવાલ, આવ્યા જમુનાં તીરે તતકાલ. ૧૨
મધ્યાહ્ન સમો થયો ત્યાંહે, બેઠા સઘન વૃક્ષની છાંહે;
કરી મંડલી સર્વ ગોવાલ, મધ્યે બેઠા શ્રી ગોપાલ. ૧૩
જેમ કમલ કરણીકા માંહે, શ્યામ શિલીમુખ શોભે ત્યાંહે;
સિદ્ધ પુઠળ સાધક જયમ, મધ્યે મોહન શોભે ત્યમ. ૧૪

---

* એક પ્રતમાં 'વચ્છ'ને બદલે 'વત્સ' ને 'સ્વચ્છ'ને બદલે 'સ્વસ્થ' છે.

જેવા દેવની મધ્યે ઇંદ્ર, જેમ તારામંડલમાં ચંદ્ર;
માનસરોવર વેષ્ટીત હંસ, એમ શોભે હરી અવતંસ. ૧૫
પોત પોતાનું ભોજન જેહ, બેઠા સર્વે છોડીને તેહ;
કોઇ લાડુ પુરી દહી ભાત, કોઇને સાથુવો છે પય સાથ. ૧૬
કોઈ માંખણુ રોટી સંગ, માલપુડા મનોહર રંગ;
કોઇ ઘુઘરી ગોધુમ કેરી, દુધ પહુવામાં ખાંડ ઘણેરી. ૧૭
કેરી કેર લીંબુનાં અથાણાં,બહુ પ્રકારનાં વીજન આણ્યાં;
કરે ભોજન ભેગુ કરીને, ચખાડે છે ગોવાલ હરીને. ૧૮
મારી માતાયે છાસ વધારી,આ જો કૃષ્ણ કેવી છે સારી;
જુવો પુરી કેવી છે સુવાળી,મારી રોટી કેવી છે રૂપાળી. ૧૯
સેની કૃષ્ણ કમોદનો કૂર, ધ્રત સાકરમાં પયપૂર;
પોતે ખાય હરીને ચખાડે, કરી કવલ કેશવને જમાડે. ૨૦
ગોવિંદ ગોવાલના મુખમાં,ઘાલે ગ્રાસ કરી મહા સુખમાં;
અંગુલી કેરી સંધીમાંહે, અથાંણાં ઘાલ્યાં છે ઘણાં ત્યાંહે. ૨૧
કોઇ પાત્રમાં કોઇએક પત્ર, કોઇ ઊપલ શીલાપર તત્ર;
કોઇ કમલપત્ર મન ગમતા, કોઇ વસ્ત્રમાં લેઇને જમતા. ૨૨
તે સમે સહુ નીરજર ત્યાંહે,જુવે બેશી વિમાનજ માંહે;
પરમેષ્ટિ કહે બ્રહ્મપદ તુચ્છ, વંદાવનમાં હુ થાઊ વચ્છ. ૨૩
ઇંદ્ર કહે કરૂ પુણ્ય અપાર, થાયે ગોકુળમાં અવતાર;
રવી ચંદ્ર કહે શું કરયુ પાપ,નિત્ય ભ્રમણજ કરીયે આપ. ૨૪
જો થઇયે ગોપ સુખી પ્રમાદ,ભલે પ્રભુનો ઉચ્છિષ્ટ પ્રસાદ;
જગ્ન ભોક્તા જગતના ઇષ્ટ,તે પ્રભુ આરોગે છે ઊચ્છિષ્ટ. ૨૫
અહોભાગ્ય તણો નહી પાર, ધન્ય જન્મ એ ગોપકુમાર;
પછે દેવે વિચાર્યું મંન,આપણ સહુ થાઓ જલચર જન. ૨૬
હરી જમનાં જલની માંહે,આવશે ધોવા કરમુખ ત્યાંહે;
ત્યાં પ્રસાદતણો કણ મળશે,ત્યારે આપણાં અઘ સહુ ટળશે. ૨૭
એવો કરી વિચાર સુરસ્વચ્છ,જમનાંમાં રહ્યા થૈ મચ્છ કચ્છ;
તે જાણ્યુ હરીયે નીરવાણ, બોલ્યા બાલક સાથે વાણ. ૨૮
અલ્યા જમનાં નવ જાશો કોય,લુહો કામલીયે કર સોય;
લાગી હોય તૃષા જલ કેરી, તો પીયો પય છાસ ઘણેરી. ૨૯
એવી આજ્ઞા કરી જદુનાથ,સરવે કર લોહ્યાં કામલી સાથ;
દેવ થાક્યા જોઇને વાટ,ના આવ્યા હરી જમનાને ઘાટ. ૩૦

માહાપ્રસાદનો મહીમા અપાર, દેવને નથી એ અધિકાર;
જેનું ભોગ વિશે છે મન, પરનો જય નવ થાય સહન. ૩૧
તેનું કેમ કરે હરિ ઈષ્ટ, તેને કેમ માને હરિ શિષ્ટ;
ગર્વે ભરેલા હતા દેવ, તેનો તોડ્યો અહમેવ. ૩૨
પછે વિમુખ થઇ સુર સર્વ, ગયા સ્વર્ગમાં મુકી ગર્વ;
હરી ઉઠા કરી ભોજન, વળી વચ્છ ચરાવે વન. ૩૩
કર્યો વિઠ્ઠલે વેણુ નાદ, સર્વે મોહ્યાં સુણીને સાદ;
વૃંદાવન વ્રજ ભૂમિ માંહે, પ્રભુ પ્રગટ થયા છે જ્યાંહે. ૩૪
તે દિવસથી સર્વે લોક, શમ ચિત્ત સુખી ગત શોક;
ગૌ વ્યાઘ્ર ને સર્પ નકુલ, નીર વૈર ચરે અનુકૂલ. ૩૫
ગજ કેસરી મુષક મંજાર, રમતાં સહુ એકજ ઠાર;
એવી લીલા કરી ભગવાન, જેનું જોગી ધરે છે ધ્યાન. ૩૬
પછે અસ્ત થયો છે ભાણુ, સહુને આજ્ઞા કરી ભગવાન;
સંધ્યા સમે વચ્છને વાળી, પધાર્યા વ્રજમાં વનમાલી. ૩૭
નિજપુત્રને લોચન નીરખે, જસોદા જોઈ મનમાં હરખે;
પ્રભુને પધરાવ્યા પ્રીતે, આરતી વારતી શુભ રીતે. ૩૮
અબલા ઘણી આશીશ ભાખે, રાઇ લુણ ઉતારી નાખે;
ઉષ્ણ જલથી કરાવ્યું સ્નાન, જમાડ્યા જુગતે ભગવાન. ૩૯
સુખ સેજે સુવાડ્યા શ્યામ, શ્રીકૃષ્ણ તથા બલરામ;
એવી લીલા કરે નિત્યમેવ, જેનો મર્મ ન જાણે દેવ. ૪૦

વલણ.

નવ મર્મ જાણે દેવતા એવી, અદ્‌ભુત લીલા વિચિત્રરે;
કહે દાસ ગીરિધર સુણો શ્રોતા, પાવન કૃષ્ણ ચરિત્રરે. ૪૧

---

## અધ્યાય ૩૩.

### કડવું ૩૫ મું–રાગ ધવલ ધન્યાશ્રી.

પ્રાતઃ સમે પુરૂષોત્તમ ઉઠયા, તેડાવ્યા સર્વ સખાયજી;
પોતપોતાનું સાહીત્ય લઇને, વચ્છ ચરાવા જાય. લીલા નૌતમ છે. ૧
અંગ આભૂષણ અંબર ધરીયાં, વેત્ર વાંસલી હાથજી;
શૃંગી નાદ કરીને ચાલ્યા, બાલક સહુ હરી સાથ. લીલા૦ ૨

તંત વીતંત ને ઘન સુસ્વરથી, વાજીત્ર વાજે અપારજી;
વૃંદાવનમાં વચ્છ ચરાવે, વિશ્વ તણો આધાર. લીલા૦ ૩
વ્યાઘ્ર વૃષભ ને હરણી સિંહ ગજ, ધરતા રૂપ ગોવાલજી;
પશુ પક્ષીની ક્રીડા કરતા, હરી સંગ રમતા બાલ. લીલા૦ ૪
વન ધાતુનાં ભૂષણ ધરતા, કરતા વિવિધ વિલાસજી;
કુસુમિત વન ખગમૃગ પશુ ક્રીડે, ત્રિવિધી પવન સુખ રાસ. લીલા૦ ૫
સંસારનાં સુખ ત્યાગ કરે છે, જેને કાજે જોગીજી;
મન ઇંદ્રિવાયુ રોધ કરીને, ભજતા બ્રહ્મરસ ભોગી. લીલા૦ ૬
તે પ્રભુ નટવર વેશ ધરીને, રમતા બાલક સાથજી;
અહોભાગ્ય મોટું એ ગોપનું, હરી વશ કીધા હાથ, લીલા૦ ૭
મહત પુણ્ય એ વ્રજવાશીનું, તુલના કો નવ આવેજી;
એમ બાલ વિનોદ કરે બલ મોહન, વનમાં વચ્છ ચરાવે. લીલા૦ ૮
ત્યારે કંસે પ્રેર્યો અસુર અગાસુર, મહા કપટી રણધીરજી;
અજગર રૂપ ધરીને આવ્યો, બકીબકનો લઘુવીર. લીલા૦ ૯
એક યોજન લાંબો થઇ પડીયો, પરવત સરખો પ્રૌઢજી;
ગિરી ગુફાસુ વદન વિકાશી, અંધકાર મહા ક્રોધ. લીલા૦ ૧૦
એક અધર ધરણીસુ અટક્યો, બીજો ગયો આકાશજી;
શ્વાસ ઉષ્ણ અગ્નિજ્વાલા સમ, ચાલે ઘણી દુરવાસ. લીલા૦ ૧૧
દંત ગિરીના શૃંગ સરીખા, દાઢો વજ્ર સમાનજી;
એવો અજગર અસુર થયો છે, દીઠો શ્રી ભગવાન. લીલા૦ ૧૨
જેમ ડુંગર ઉપર દવ બળતો હોય, એવાં લોચંન ઝલકેજી;
તડિત લતા કે કાલ ખડ્ગ સમ, જીવ્હા મુખમાં લલકે. લીલા૦ ૧૩
મોટી ગુફા જાણીને પ્રવેશા, તે માંહે વચ્છ ગોવાલજી;
(અસુર) હરી હલધરની વાટ જુવે, નથી બીડતો વદન કરાલ. લીલા૦ ૧૪
પશુ બાલક અંતર અકલાયાં, માંહે ઘણો અંધકારજી;
હે કૃષ્ણ કૃષ્ણ માહાબાહો, અમને ઉગારો આણીવાર. લીલા૦ ૧૫
શરણાગત વત્સલ છે શ્રીપતી, સખાતણું દુઃખ જાણીજી;
અજગરના મુખમાંહે પ્રવેશ્યા, પોતે પુરૂષપુરાણી. લીલા૦ ૧૬
પછે માંહે જઇને અંગ વધાર્યું, વિશ્વરૂપ અવિનાશજી;
કરણ નાસિકા કંઠ રૂંધાયા, બંધ થયો છે શ્વાસ. લીલા૦ ૧૭
આકાશમાં રહી દેવ જુવે છે, કરતા હાકારજી;
પુરૂષોત્તમ પેઠ તે દીઠા, અજગર ઉદર મોઝાર. લીલા૦ ૧૮

જ્યારે પાતલીયાજી પુષ્ટ થયા, ત્યારે પીડા પામ્યો તંનજી;
અજગર અસુર અતિ અકલાયો, ગભરાયો ઘણું મંન, લીલા૦ ૧૯
ભમવા લાગ્યો ભુર ભુતલમાં, નેત્ર નીકળી પડીયાંજી;
પોહોળું સુખ પ્રસ્વેદ થયો છે, ત્વચા વિશે તડતડીયા. લીલા૦ ૨૦
અતિ ક્રોધે માહા વજ્રસમુ તન, કઠીણ કર્યું શ્રીરંગજી;
ફાટે પાકું ફુટ જથા, એમ ફાટું અસુરનું અંગ. લીલા૦ ૨૧
પ્રાણ ગયા તે પાપીકેરા, નીકળ્યું તેજ પ્રકાશજી;
તે હરિના મુખમાંહે પ્રવેશ્યું, દેવ જુવે આકાશ. લીલા૦ ૨૨
પછી મુર્છિત વચ્છ ગોવાળ સકલને, સજીવન કીધાં શ્યામજી;
અમૃત દૃષ્ટિયે કરી જોયું, અભય થયા અભિરામ. લીલા૦ ૨૩
પુષ્પવૃષ્ટિ વનમાલી ઉપર, દેવના દુંદભી નાદજી;
મુનિવર જયજયકાર કરીને, દેતા આશીર્વાદ. લીલા૦ ૨૪
અપ્સરા નૃત્ય કરે આનંદે, ગાંધર્વ કિન્નર ગાયજી;
વાજીંત્ર વાજે બહુ વિધનાં, કરયાં મંગળ જયનીધૂન થાય. લીલા૦ ૨૫
તે શબ્દ વાજીત્રતણી ધૂની, ગઈ સત્યલોક મોઝારજી;
તે ધૂની સુણીને વિસ્મય પામ્યા, બ્રહ્માજી તેણીવાર. લીલા૦ ૨૬
તે અજગર કેરૂ ચર્મ સુકાયું, રહ્યું વનમાં બહુ કાળજી;
ગોવાલને રંબાને સારૂ, ગુહા થઇ છે વિશાળ. લીલા૦ ૨૭
એ લીલા કૌમારતણી, તે પૌગડ વયમાં જાણીજી;
આશ્ચર્ય મોટું એક વરસલગી, કોઇયે પ્રતિત ન આણી. લીલા૦ ૨૮
પંચ વરસનો પુત્ર થાય, તે કુમારવયનો જાણોજી;
પછી છઠ્ઠાથી તે દશ સુધી, એ પૌગંડ વય પરમાણો. લીલા૦ ૨૯
પંચ વરસ પુરણ યતાં, હરિયે માર્યો અગાસુર એહજી;
તે એક વરસ પછી વ્રજમાં, સહુને કહ્યું ગોવાલે તેહ. લીલા૦ ૩૦
તે સઘે નિવૃતી કરવાને, કહું વચ્છહરણ કથાયજી;
તે સાંભળતાં નર ને નારી, પાપી પાવન થાયજી. લીલા૦ ૩૧

વલણ.

પાપી પાવન થાય સુણતાં, એવો હરિ લીલાનો મહિમાયરે;
આ લોકે સુખ ભોગવે, ને અંતે મોક્ષ પમાયરે. ૩૨

## અધ્યાય ૩૪.

### કડવું ૩૬ મું—રાગ આશાવરી.

શ્રીકૃષ્ણે અઘાસુર અજગર મારચો,ઉગાર્યાં વચ્છગોવાલ;
પછે સરવેને તેડી જમનાં તીરે, આવ્યા શ્રી ગોપાલ. ૧
મધ્યાહ્ન્ કાલ હવે તેણી વેળા, થયા બુભુક્ષીત જાણુ;
ભોજનને અતિ કાલ થયો,સહુ બોલ્યા હરીશું વાંણુ. ૨
હે હે હલધર હે કૃષ્ણ મહાભુજ, ભોજન કીજે આંહિ;
આ જમનાં જલનું પાન કરીને, વચ્છચરશે વન માંહે. ૩
તે વચન સુણી તરણીતનયા તટ, સુંદર ભોમી વિશાલ;
એક કદંબ વૃક્ષની છાયા, નીચે બેઠા શ્રી ગોપાલ. ૪
પોત પોતાનાં સિંકાં છોડયાં, તેમાંથી કાઢ્યાં પાત્ર;
હરી હલધરને મધે લેઇને, બેઠા બાલક માત્ર. ૫
કોઇએક પત્રમાં કોઇએક પુષ્પમાં, કો પલ્લવ મોઝાર;
કો પાષાણુ શીલાપર મુકે, કો સિંકામાં સાર. ૬
એમ નાનાવિધિનાં પાત્ર કરીને, જમતા સરવે સમાન;
ચૌદ લોકના ભોગ ન લે તે, સાથ જમે ભગવાન. ૭
માંહોમાં નિજ ભોજન કેરા, સ્વાદ ચખાડે હરીને;
સરવનું મન રાખે મોહનજી, લેતા હેત કરીને. ૮
જે જગજીવન જરે દુર્લભ, જગ્નતણા ભોક્તારે;
કટીબંધમાં મોરલી ખોશી, જમતા જગદાધાર. ૯
વામ કક્ષમાં શૃંગ વેત્રધરી, લવણુ ભરી બેલી;
દધી ઓદનનો કવલ વિરાજે, ડાબે હાથ હથેલી. ૧૦
અદ્રક ખીલ્વની આદે અથાંણાં,અંગુલી વીચમાં રાખ્યાં;
ખારાં ખાટાં તીખાં મીઠાં, સહુનાં વ્યંજન ચાખ્યાં. ૧૧
સ્વર્ગલોકના વાશી હરીને, જોતા ભરી લોચન;
ગોવાલ કેરૂ ભાગ્ય વિખાણે, કેહેતા હવા ધનધન્ય. ૧૨
શું અનેક જન્મ લગી તપ કીધુ, વા સેવ્યાં તીર્થ સમસ્ત;
વા વેણી સંગમ સ્નાન કરયુ, શુ હીમાલે ગાલ્યાં અસ્ત. ૧૩
મહાપુણ્યે ભગવાન થયા વશ, માધવ જેના મિત્ર;
એમ સરાહના કરતા સુર સર્વે, જોતા કૃષ્ણ ચરિત્ર. ૧૪
તે સમે બ્રહ્મા ગુપ્ત રહ્યા છે, ચરચા જોવા કાજ;
એ નારાયણુ અવતરીયા છે, તેની કરૂ પરીક્ષા આજ. ૧૫

શકટ પૂતના તૃણાવર્ત માર્યો, અગાસુર હણીયો જેહ;
તેણે કરીને પ્રતીત ન આવે, ને ઇશ્વર માનુ એહ. ૧૬
એ અંશ રૂપ શ્રીકૃષ્ણ હશે, કે છે પુરણ અવતાર;
એમ પુરૂષોત્તમની પરીક્ષા લેવા, કર્યો વિધીયે વિચાર. ૧૭
પેલાં વચ્છ ચરતાં દુર ગયાં છે, હર્યાં વિધીયે ત્યાંહે;
કંઇ ધુઢ ઠેકાણે ગુપ્તજ રાખ્યાં, માયાના આવ્રણ માંહે. ૧૮
ત્યારે ગોવાલ કહે હો ગોવિંદ, આપણા વચ્છ નથી દેખાતા;
એમ કોટ ઉંચી કરી જોતા, સર્વે આકુલ વ્યાકુલ થાતા. ૧૯
ત્યારે બાલક સહુ ચિંતાતુર જાણી, બોલ્યા ભયટાલી;
અરે મિત્ર તમો કરો ભોજન, હું વચ્છને લાવુ વાળી. ૨૦
ગોવાલ કહે તમો આવશો ત્યારે, અમો કરીશું ભોજન;
પછે કરમાં કવલ લઈ કૃષ્ણજ ચાલ્યા, વચ્છ શોધતા વન. ૨૧
ત્યારે ધાતાયે અંતરધ્યાન કરા, સહુ બાલક તેણીવાર;
એમ વચ્છ ગોવાલ હરિ ગયા બ્રહ્મા, સત્યલોક મોઝાર. ૨૨
વચ્છ શોધી વનમાલી આવ્યા, પૂર્વેસ્થલ પરબ્રહ્મ;
ત્યાં નવ દીઠા ગોપના બાલક, સમજ્યા શ્રીહરી મર્મ. ૨૩
સર્વે જીવના અંતરજામી, વિશ્વના આત્મારામ;
હરી હાસ્ય કરી મનમાંહે વિચારે, એ કમલોદ્ભવનું કામ. ૨૪
ગોપ વચ્છ પાખે વ્રજ જાતાં, તેની જનુની ઝૂરે;
વળી તેનાં તે જો લાવું ત્યારે, પદ્મજ સાધ્યના પૂરે. ૨૫
પ્રજાપતીને દેખાડું પ્રભુતા, આવે જેમ વિશ્વાસ;
પછે વચ્છ ગોવાલને રૂપે થયા, હરી વિશ્વ રૂપ અવિનાશ. ૨૬
ગોપ જેટલા જેવા હુતા, વચ્છ જેટલા જેવા;
નાના મોટા નીચા ઉંચા, પુષ્ટ પાતલા તેવા. ૨૭
તેવી જષ્ટીકા વેત્રવાંસલી, સિંકાં શૃંગી પાત્ર;
અંબર ભૂષણ ધાબલી લોબડી, કાલાં ગોરાં ગાત્ર. ૨૮
જેનો જેવો સ્વભાવ તેવા, ગુણ લક્ષણ . સમુદાય;
જેને નામે જેવી આકૃતી, જેવું વય વિધાય. ૨૯
સાયંકાલે ચાલ્યા વ્રજમાંહે, કોઈ ન જાણે પેર;
જેનાં જે બાલક ને વચ્છ, તે સહુ ગયા તેને ઘેર. ૩૦
વચ્છ ગોવાળતણાં દેહ પોતે, આત્મા પોતે કહાવે;
જેમ સાકરનું શ્રીફલ તે, રસમય સર્વે દિશા શોભાવે. ૩૧

તેની માતા વેનું તણા, રવ સુણતાં ઉઠી પરમ;
નિજ સુત જાણી ભામનીયે, ભુજ મધે બીજો ભ્રહ્મ. ૩૨
જનનીના સ્તન સુતને સ્નેહે, પય ઝરતા નિરધાર;
તે સ્તનપાન સુધારસ સુતને, પાતી પ્રેમ અપાર. ૩૩
વનમધ્યેથી તેણે દિવસે, સાયંકાળે પધાર્યા;
ભોજન છાદન આસન સેજયા, જનની હરખ વધાર્યા. ૩૪
ધેનુ સહુ તેણે સમે આવી, આપ આપણુ ઠામ;
કરી હુંકાર વચ્છને ચાટે, પયોધર પુરણ કામ. ૩૫
ઉભરાયાં ઓધસ અતી, સ્નેહ ધરાવતી હેત;
એમ સહુને સરખા ભાવ જણાવે, શ્રી કૃષ્ણકૃપા નીકેત. ૩૬
પેલા નંદ કુંવરની ઉપર, ધરતી અતી ઘણો સ્નેહ;
તેવો નિજ નિજ બાલક ઉપર, અબલા રાખે એહ. ૩૭
એમ કેટલા દિન શંકરપણ પોતે, નિજ મનમાંહે વાલ્યા;
સંવત્સરને અંતે કોઇ એક, જાણી માધવ માયા. ૩૮
એક સમે હરી હલધર સાથે, વચ્છ ચરાવે ત્યાંહે;
પાંચ દિવસ બાકી છે ત્યારે, એક વરસની માંહે. ૩૯
ગોવરધન પરવતની ઉપર, ગાય ચરાવે ગોપ;
તે વચ્છને દેખી સ્નેહે દોડી, પડતી ધીરજ લોપ. ૪૦
ગોવરધન નીચે ગૌ આવી, મળી વચ્છને તેહ;
જદપી ધેનું ફરી પ્રસવી, પણ એ ઉપર ઘણો સ્નેહ. ૪૧
વૃદ્ધ ગોપ ગૌ પાછળ હુતા, સુતને દીઠા ત્યાંહે;
તે સત્વર આવી નિજ નિજ સુતને, ભીડ્યા હૃદયા માંહે. ૪૨
તે દેખીને વિસ્મય પામ્યા, મન મધ્યે બલદેવ;
એ કાંઈ છે કેશવની માયા, નિશ્ચે વિચાર્યું એવ. ૪૩
એવું જાણીને રામે સર્વે, માન્યું કૃષ્ણાકાર;
વળતા પુરૂષોત્તમને પુછે, શંકરપણ તેણીવાર. ૪૪
સુણો કૃષ્ણ સહુ અવતરીયા છે, ગોપ દેવ ઋષી વચ્છ;
તોયે પણ તે હરી હું હવડાં, તુજને દેખું સ્વચ્છ. ૪૫
અનેક રૂપ થઇ વેહેચાયા, પુછ્યું જ્યારે એવ;
વળતી વાત કહી શ્રી કૃષ્ણે, સમજાવ્યા બલદેવ. ૪૬
વરસ એક ત્યાં વીતી ચાલ્યું, વ્રજમાંહે તેણીવાર;
બ્રહ્માજીને બે ક્ષણ વીતી, નિજમાને નિરધાર. ૪૭

ત્યારે વૃંદાવનમાં આવી, જોયું સત્યલોકને નાથે;
તેવા હરિને રમતા દીઠા, વત્સ ગોવાલની સાથે. ૪૮
મારી માયામાં રાખ્યા છે, સર્વે વત્સ ગોવાલ;
આ વળી ક્યાંથી દિશે તેવા, ભ્રમ થયો તે કાલ. ૪૯
પુર્વના તે જેમના તેમ છે, આ વળી બીજા ભાસે;
દૂર જઇને તેને જોતા, વળી આવે છે પાસે. ૫૦
એવો ભેદ વિચારી વેધા, અંતરમાં અકલાયા;
અભિમાન ત્યાં સર્વે ગળીયું, અવીનાશી ઓલખાયા. ૫૧
મોહનજીને મોહ કરવા, નિજમાયા વિસ્તારી;
તે શ્રમ સર્વે મિથ્યા ગયો ને, બેઠા સહુ બલહારી. ૫૨
અંધારી રજની મધે જેમ, ધુમ્ર તણો લય થાય;
રવિ આગળ ખદ્યોત દૂરે, નવ પરગટ તે દેખાય. ૫૩
એવું જોઇ પરમેષ્ઠી પોતે, સ્તબ્ધ થયા તે ઠાર;
ગદગદ કંઠ થયા તેણી વેળા, આંખે અશ્રુધાર. ૫૪

વલણ.

આખે અશ્રુધારા ચાલે, થરથર ધ્રુજે તનરે;
મેં શ્રી હરિનો અપરાધ કીધો, એમ વિચારે મનરે. ૫૫

---

## અધ્યાય ૩૫.

### કડવું ૩૭ સું-રાગ ધન્યાશ્રી ચોપાઇ.

એવું બ્રહ્મા વિચારે છે મન, કર્યુ કૌતક શ્રી ભગવંન;
સર્વે વચ્છને ગોપકુમાર, દીઠા ચતુરભુજા તેણીવાર. ૧
ઘનશ્યામ પિતાંબર અંગ, શંખ ચક્ર ગદાબુજ સંગ;
કુંડલ મુગટ શ્રીવત્સ વનમાલ,તેમાં તુળસી ને પુષ્પ રસાલ. ૨
અંગદાદિક ભૂષણ શોભે, જેના તેજથી દિનકર થોભે;
અણિમાદિક સિદ્ધિયો જેહ, આદિમાયાની શક્તિ તેહ. ૩
ચોવિશ તત્વતણી જે વ્યક્તી, મહદાદિક કરતા ભક્તિ;
કાલ સ્વભાવ ને સંસ્કાર,કામ્ય કર્મ ને ગુણ પરિવાર. ૪
ઉભાં સર્વે ધરીને સ્વરૂપ, સેવે છે સચ્ચિદાનંદ ભૂપ;
સત્યજ્ઞાન અનંતાનંદ, સરાય વરછીત મુર્તિ સ્વચ્છંદ. ૫

તે સંવત્સર અંત ગોપાલ, થયા પોતે વત્સ ગોવાલ;
ઉપનિષદ જેને ગાય, જેથી વિશ્વ ચરાચર થાય. ૬
તેની સન્મુખ બ્રહ્મા અનેક, સ્તુતિ કરતા દેવ વિશેક;
એવું કૌતક દીઠું જ્યારે, વેધા વિસ્મય પામ્યા ત્યારે. ૭
અભિમાન તજ્યું તેણીવાર, નિશ્ચે ઓળખ્યા જગદાધાર;
પડ્યા કનક દંડવત જાણ, પ્રભુ ચરણ વિશે નિરવાણ. ૮
બ્રહ્માને એમ શિક્ષા દીધી, પછી માયા વિસર્જન કીધી;
જેમ મૃત્ય સજીવન થાય, એમ ઉઠ્યા ત્યાં બ્રહ્માય. ૯
લુછી લોચન જોયું જ્યારે, દીઠા એક હરિ તેણીવારે;
બ્રહ્મ અદ્વય કહીયે વિશાળ, તે શોધે વનમાં વત્સ ને બાળ. ૧૦
અધ અધકોશ વૃંદાવન ફરતો, ઓદન કવલ તે કરમાં ધરતો;
એવું જોઈ બ્રહ્મા તેણીવાર, પડ્યા ફરી હરિ પદ મોઝાર. ૧૧
ચાર મુગટ તે ભૂમિ રોલાય, સિંચ્યા અશ્રૂથકી પ્રભુ પાય;
પછી ઉઠ્યા પ્રજેશ પ્રમુખ, કરજોડી ઉભા સન્મુખ. ૧૨
અપરાધ પોતાનો જાણી, સ્તુતિ કરતા ગદગદ વાણી;
રોમાંચિત સજળ લોચંન, વિધિ બોલ્યા દીન વચંન. ૧૩

### કડવું ૨૮ મું–છંદ હરીગીતની ચાલ.

જયનંદ નંદન વિશ્વવંદન, ખલ નિકંદન નટવરં;
વનમાલ ગુંજ્યા મયૂર પીચ્છ, સુપિત પટ મોરલીધરં;
મૃદુચરણ ચિંતાહરણ વારીદવરણ વૃંદાવન વિશે;
તે આજ મેં હરિ ઓળખ્યો, તું જણાય નહીં સાધન કશે. ૧

જે ગુણાતિત સ્વરૂપની ગતિ, નવ લહે કો માહા જતી;
હે ઇશ કરવા મુજ અનુગ્રેહે, થયા પ્રગટ માયાપતિ;
છે જ્ઞાન સાધન શ્રમ ઘણો, તે તજી તુજ ભક્તિ કરે;
સત્સંગમાં તુજ ગુણ શ્રવણ, કરી ભવ નિધિ સેજે તરે. ૨

ત્રૈલોક્ય દુર્લભ દેવ તું તે, ભક્તિયે વશ થાય છે;
તે માટ જ્ઞાન પ્રયાસ મુકી, સગુણ તુજને ધ્યાય છે;
કલ્યાણ કરતી ભક્તિ શ્રૂતી, તે તજી (ને) ભરમાય છે;
શ્રમ કરે કેવલ બોધનો, તેના અરથ બન્યો જાય છે. ૩

તને ભજે નવ ઓળખે, તે શ્રમ ન ઉગરે સર્વદા;
જેમ સ્થુલ કુશ્કા ખાંડતા, નવ જડે કણ ત્યાંથી કદા;

આ સગુણને નિર્ગુણતણું છે, જ્ઞાન દુર્ગમ્ય દોહલું;
તુજ ભક્તિ કરતાં, એકરસ બે, રૂપ જાણે સોહલું. ૪
નિર્ગુણ થકી એ સગુણ બ્રહ્મનું, રૂપ દુર્લભ જાણવું;
કોઇએક પામે જ્ઞાન નિર્ગુણ, શ્રવણ મનન પ્રમાણવું;
મનોજય વાસના ક્ષયથકી, પ્રાપ્તી પરમાનંદની;
સરવાત્મ ભાવ પ્રકાશ અદ્દીત, વૃત્તિ ચૈતન્ય ચંદની. ૫
હવે સગુણ લીલા અટપટી, સમઝાય નહી એ રૂપને;
ભક્તિ વિના અન્ય સાધને, નવ પામે મર્મ અનૂપને;
ભૂમિના રજ ગગનતારા, મેઘબિંદુ ગણે કદા;
મહીમાય ગુણ તવ સગુણનો, નવ ગણી શકે કો સર્વદા. ૬
તે માટે ભક્તિ થકી તમો, કરો કૃપા જાદવકુળમણી;
ફ્રત કર્મ ફ્રલને ભોગવે, તજે ઇશણા ત્રિવર્ગતણી;
મન વચન કાયા કર્મથી, ફ્રલ રહીત તુજને અનુસરે;
અનુગ્ર કૃપા ચિંતવે નીશદિન,ચરણ ચિત અવિચળ ધરે. ૭
હે ઇશ જોવું આજ એ, અજ્ઞાન મુજ દુરીજનપણ;
પરબ્રહ્મ આદી અનંતનુ મેં, કર્યું હેલણ આત ઘણ;
હું સષ્ટી કરતા એ મદે થયો, આંધલો લોચન મંદમતી;
નવ ઓળખ્યા આનંદ સદ્દચિદ, રૂપ હરીમાયા પતી. ૮
તુજ રોમકુપ બ્રહ્માંડ કોટી, ઉદંબર ફ્રલવત ફ્રરે;
તે મધ્ય હું કોણ માત્ર અણુવત, માની મિથ્યા મન ધરે;
તવ ઉદરમાં રહી મેં કર્યો, અપરાધ તે કરજો ક્ષમા;
જેમ ગરભમાં પીડા કરે, સુતમાત નવ માને તમા. ૯
એમ હું તમારો પુત્ર પ્રથમે, વળી વિશેષ પ્રમાણજો;
તવ નાભીમાં થયુ પદ્મ તેથી, જન્મ મારો જાણજો;
તે પદ્મ નાલ વિશે ઘણા દિન, શોધ મેં કીધી હરી;
તોય પાર હું પામ્યો નહી, પાછો કમલમાં આવ્યો ફ્રરી. ૧૦
એવા અનંત અચલ અપાર આદી, અનામય ઇશ્વિર સદા;
તમો અજન્મા ધરો જન્મ ભૂતલ, ભક્ત માટે સર્વદા;
અહોભાગ્ય મહોભાગ્ય, નંદ ગોપ વૃજ્જેગ છે;
નિજ મિત્ર પરમાનંદ જેના, કૃષ્ણ ઉત્તમ શ્લોક છે. ૧૧
અહો ધન્ય એ વ્રજ ધેનુ ને, વળી ધન્ય વ્રજત્રીયને ઘણું;
પ્રભુ વચ્છ બાલક રૂપ ધરી, પયપાન કીધુ તે તણું;

તે માટે મારૂં ભાગ્ય હોય તો, જન્મ ધરૂ ગોકુલ વિશે;
પશુ મનુષ વા પાષાણુ તરૂ થઈ, રહુ સદા સાધન કશે. ૧૨
વ્રજવાશીના પદતણી રજ મુજ, શિર ઉપર આડશે કદા;
જેનું જીવન એક છે, ભગવાન ઇશ્વર સર્વદા;
એમ ચિંતવું છું અહરનીશ, મનમાંહે વિસ્મય થઇ અમો;
વ્રજવાશીને શું આપશો ફલ, ઉરણીયા થાશો તમો. ૧૩
પૂતનાદિક અતિ અસુર હણીને, પુનિત આપી નિજ ગતી;
વ્રજવાશીને શું આપશો, નથી કેહેવાતું મારી વતી;
જેનાં ગેહપ્રિય સુત ધેનુ ધન, તન તદર્થે સંકલ્પ છે;
કો કેશે એ છે સંસારી તો, તે તણી મતિ અલ્પ છે. ૧૪
કામાદી રાગ અનેક તસ્કર, પીડે ત્યાં લગી સર્વને;
આ ગેહ કારાગૃહ સરીખું, પીડે ત્યાં લગી ગર્વને;
આ મોહ બેડી બધ ત્યાં લગી, કૃષ્ણ શરણે નથી ગયો;
સહુ નિવેદન તુજને કરે તો, મુક્ત જન સુખીયો થયો. ૧૫
હે કૃષ્ણવ્રષ્ણી કુલ કમલ, પ્રકાશ કરતા દિનમણી;
કલ્પ કલ્પ લગી હું તમને, નમી નમી સ્તુતિ કરૂ ઘણી;
હે નાથ તવ ગુણગાથ પુનીત, થકી ન તૃપ્તી હો કદા;
તવ અભય ચરણે દાસ ગિરીધર, શરણ રાખો સર્વદા. ૧૬

દોહા.

સ્તવન કર્યું શ્રી કૃષ્ણનું, પ્રદક્ષણા ત્રણ વાર;
હસીને બોલ્યા શ્રી હરી, વિધી પ્રત્યે નિરધાર. ૧
એ વિધી જાઓ લોકમાં, ધરજો મારૂં ધ્યાન;
આ સૃષ્ટી ક્રીયા વિશે, નવ કરશો અભિમાન. ૨

સોરઠ.

પ્રજાપતી તેણીવાર, ગર્વ રહીત નિર્મલ થયા;
સત્યલોક મોઝાર, હરી ચરણે નમીને ગયા.

---

## અધ્યાય ૩૬.

### કડવું ૩૯ મું–રાગ ધન્યાશ્રી.

ગયા પ્રજાપતી કરીને સ્તવનજી, વળતું વિચાર્યું શ્રી ભગવંનજી;
વચ્છ ગોવાલ મુક્યા તે સ્થાનજી, નિજરૂપ કીધાં અંતરધ્યાનજી. ૧

ઢાળ.

અંતરધ્યાન કર્યાં રૂપ, પોતાનાં સ્થાપ્યાં પૂર્વના જેહ;
હરિમાયાના પ્રતાપથી, નથી જાણ્યુતાં ક્ષણ એહ. ૨
છે ભોજન કેરા કવલ કરમાં, જોતા શ્રી કૃષ્ણની વાટ;
એટલે દીઠા આવતા ત્યારે, ભાગ્યો મન ઉચાટ. ૩
હરિ સાથ બોલ્યા બાલક સહુ,ભલા આવ્યા છો આણીવાર;
તમો વિના અમો નથી મુક્યો, મુખમાં ગ્રાસ એક લગાર. ૪
પછે કર્યાં ભોજન સર્વ મળીને, આનંદ પામ્યા મન;
જલ પાન કરાવી વચ્છ વાળ્યા, આથમીયો છે દિન. ૫
પછે વળ્યા પાછા સર્વ તે, કેહેતા પરસ્પર વાણ;
આ જુવો અજગર ચર્મ કેહેતા, આવ્યા વ્રજમાં જાણ. ૬
વ્રજમાંહે આવી શિશુ સર્વે, ગયા નિજ નિજ ઘેર;
તે દિવસ સર્વે ગોવાલે, કહી અગાસુર વધ પેર. ૭
નંદ કુંવરે આજ મોટું, કર્યું વનમાં કાજ;
એક સરપ મોટો માર્યો, અમને ઉગાર્યા આજ. ૮
એ પ્રકારે કૌમારમાં કર્યું, કર્મ શ્રી ભગવાન;
તે પ્રકાશ્યું પૌગંડમાં, એક વર્ષ પછી ગુણવાન. ૯
પૌગંડપણું પામ્યા પ્રભુ, ત્યારે ગૌ ચરાવા જાય;
શ્રી વૃંદાવનમાં સખા સંગે, રમે રૂડી રચનાય. ૧૦
બલીભદ્રને આગળ કરી, ગૌ ચરાવે વનમાંહે;
વનમાલી વેણુ વજાડતા, ઘણા ગોપ નાચે ત્યાંહે. ૧૧
તે વીપીન કુસમિત પવન રૂચીકર, વહે ત્રિવિધિ અનુકુલ;
પશુ પક્ષી કીટ ભ્રમર ગુંજે, સદા મંગલ મૂલ. ૧૨
અરૂણપલ્લવતણી શોભા, ફૂલ કુસુમનો ભાર;
તે ભારથી નમતી શિખા, થડ વિશે અડકી સાર. ૧૩
મહાપુણ્ય વૃંદાવન વિશે, ગૌ ચરાવે ગોવિંદ;
મોર મુગટ વનમાલ ગુંજ્યા, વેશ નટવર નંદ. ૧૪
ત્યારે સુબળ તોક ને સુદામ, આદે સખા સહુ જેહ;
ઘણું વિનય કરી શ્રી કૃષ્ણ સાથે, વચન બોલ્યા તેહ. ૧૫
હે રામ રામ મહાબળી, હે કૃષ્ણ દુષ્ટ વિનાશ;
એક તાલવન ફળયુક્ત છે, અહીંથકી દીસે પાસ. ૧૬
ત્યાં પકવ ફળ બહુ પડ્યાં છે, વળી સદા પડતાં જાય;
ધેનુક અસુર તેમાં રહે, માટે ત્યાં કોઈયે ન જવાય. ૧૭

હે રામ કૃષ્ણ સુણો તમો, તે ધરે ખરનું રૂપ;
વળી અન્ય રાપભ ગ્નાતી એના, ઘણા અસુર કુરૂપ. ૧૮
તે કરે નરનો આહાર, માટે બીહે મનુષ્ય માત્ર;
ત્યાં પશુ પક્ષી નવ રહે, એવાં કુછીત કર્મ કુપાત્ર. ૧૯
તે માટ ફળ છે અછું ત્યાં, જુવો ગંધ આવે આંહે;
એ લોભથી ઈચ્છા ઘણી છે, અમારા મનમાંહે. ૨૦
એવાં મિત્રનાં વાયક સુણીને, હરયા જગદાધાર;
પછે રામ કેશવ ચાલીયા, લેઇ સકળ ગોપકુમાર. ૨૧
તે તાલવનમાં પ્રવેશ્યા, નિરભેયકા ગોપાલ;
બે ભુજે ગ્રહી બલદેવજીયે, હલાવ્યા સહુ તાલ. ૨૨
ફળ પકવ પડીયા અતિઘણાં, થયો શબ્દ તરૂનો ઘોર;
તે સુણી આવ્યો દુષ્ટ રાપભ રૂપ અસુર કઠોર. ૨૩
પાછલા બે પદતણી મારી, પાટુ જોરથી તેણીવાર;
બલદેવજીના હૃદયમાં ત્યાં, કર્યો દુષ્ટે પ્રહાર. ૨૪
વળી દૂર જઈ મુખ શબ્દ ધાઢે, ગર્જતો નિરધાર;
આવિયો પદ ઉંચા કરી, મારવા બીજી વાર. ૨૫
રામે ગ્રહ્યા એક ભુજે, તેના પાછલા બે ચરણ;
તે શિર ઉપર ફેરવતાંમાં, અસુર પામ્યો મરણ. ૨૬
પછે તાલ સાથે પછાડ્યો, થયું અંગ તેનું ચૂર;
તે તાલ ત્યાં ભાગી પડ્યો, એવા શેપ માહા બલશૂર. ૨૭
તે પડ્યો બીજા તાલ ઉપર, ભાગીયો તત્કાળ;
વળી ત્રિજે ચોથો પરસ્પર, એમ પડ્યા ભાગી તાલ. ૨૮
જેમ માહામારૂત વાય, ત્યારે સર્વે કાંપે વંન;
એમ તાલ સર્વે ધ્રુજીયા, ભાગીયા અન્યોઅન્ય. ૨૯
પછે ધેનુક દૈતના જે ગ્નાતી, બીજા ગરધવ યોધ;
તે રામ કેશવ પ્રત્યે ધાયા, મારવા કરી ક્રોધ. ૩૦
કો કરડતા વાકા વળી, કો મારતા પદલાત;
કો ફુંકતા મુખ ગર્જતા, એમ કરે માહાઉત્પાત. ૩૧
પછે રામકૃષ્ણે રમત કરતાં, ગ્રહ્યા તેમના પાય;
તાલતરૂ સાથે પછાડ્યા, ચૂરણ કીધી કાય. ૩૨
એમ અસુર સરવે મારીયા, બલવંત બે જદુવીર;
તે વીપિન નિષ્કંટક કર્યું, એવા પ્રાક્રમી રણધીર. ૩૩

ત્યારે પુષ્પવૃષ્ટી કરી દેવે, થયો દુંદભી જયનાદ;
તે તાલફલ ખાતા સહુ, ગોવાલ મન અહ્લલાદ. ૩૪
એ પ્રકારે કુલ સહીત ધેનુક, અસુર કત નારીન;
એવા કમલલોચન કૃષ્ણુજી, જેનું શ્રવણુ કીર્તન ધન્ય. ૩૫
એમ મનોરથ મિત્રના પુરયા, પ્રભુ પૂરણુકામ;
બલરામ સાથે સખા સંગે, ચાલ્યા સુંદરશ્યામ. ૩૬
હરી ગૌ ચરાવી ઘેર આવ્યા, શું વિખાણુ રૂપ;
ગોરજે ધુસર કેશ શોભીત, બરહી મુગટ અનૂપ. ૩૭
ધરી ગુંજ્યા તુલશી પુષ્પમાળા, ગવન મત્ત ગયંદ;
રૂચીર લોચન રસ ભરયાં, સ્મીત સહીત મુખ અર્વિંદ. ૩૮
વળી વેણુનાદ વજાડતા, મધ્યમાં શ્રી ભગવાન;
ગોવાલ સહુ મળી ચાલતા, કરે વિમલ કીર્તિગાન. ૩૯
સહુ ગોપિકા ટોળે મળી, જોવા જગતમોહન;
વીરહ વ્યાકુલ આતુરી, જોતી ભરી લોચન. ૪૦
વ્રજ યોષિતા શ્રી કૃષ્ણુનું મુખ, કમલ રૂપ પરાગ;
તે નયન ભ્રમરે પાન કરતી, ઉપજે અનુરાગ. ૪૧
થયો દિવસનો જે વિરહ તેનો, ટાળતી તન તાપ;
હાસ્ય લજ્જા વિનય નેત્ર, કટાક્ષ કરતી આપ. ૪૨
તે ગોપિકાની નયન પૂજા, પામતા પરમેશ;
બલીરામ કેશવ ગોપસુ, વ્રજમાં કરયો પરવેશ. ૪૩
ત્યારે જસોદા ને રોહિણી બે, પુત્ર જોઇ તે દીશ;
ઓવારણાં લેતી તદા, દેતી ઘણી આશીશ. ૪૪
પછે તૈલ મર્દન પુત્ર અંગે, કરાવ્યાં છે સ્નાન;
મારગનો શ્રમ દૂર કરી, સુખી થયા ભગવાન. ૪૫
પછે જનુનીયે સુસ્વાદ ભોજન, જમાડયા છે ત્યાંહે;
ઘનસ્યામ સુંદર ગૌર, હલધર સુતા સેજમાંહે. ૪૬
વળી પ્રભાતે ગૌ ચરાવાને, જાય વૃંદાવંન;
નિત્યમેવ એવું આચરે, લીલા કરે ભગવંન. ૪૭

વલણ.

ભગવાન લીલા કરે નિત્યે, નવીન રચના થાયરે;
હવે કાળીનાગનો કરયો નીગ્રે, તેની કહું કથાયરે. ૪૮

## અધ્યાય ૩૭.

### કડવું ૪૦ મું–રાગ સામેરી.

સુણજો શ્રોતા થઇ સાવધાન, કાળીનાગતણું આખ્યાન;
પુર્વે ઉર્ગ નવે કુલ જેહ, ગરુડને શરણે ગયા સહુ તેહ. ૧

ઢાળ.

સહુ ગયા શરણે ગરુડને, બોલ્યા સર્પ વિનય વચંન;
હવે અમારૂં રક્ષણ કરો, નવ મારશો સ્વામીન. ૨
ત્યારે ગરુડ વળતા બોલીયા, સુણો પનંગ કહું એક પેર;
પ્રતિ વરસ પ્રત્યે પૂજા સહુ, પોચાડજો મુજ ઘેર. ૩
જે વરસમાં જેનો વારો આવે, તે આપે બળીદાન;
નહી આપે જે અભિમાનથી, તેને હણીસ શત્રુ સમાન. ૪
પછે સર્વ સર્પે મળિને, બાંધ્યો નીમ ત્યાં ઉત્કર્પે;
તે ભાદ્રપદ શુકલ પંચમીયે, આપતા પ્રતિવર્પે. ૫
એક સર્પ આપે ગરૂડને, એક શકટ ભરીને અંન;
જેનો વારો આવે તેજ આપે, થાય નીરભે મંન. ૬
ત્યારે વારો આવ્યો કાળીનાગનો,તે બોલ્યો કરી અભિમાન;
એ ગરૂડ તે કોણ માત્ર છે, નહી આપું હું બળીદાન. ૭
એમ કાળી બોલ્યો મદગર્વથી, નવ આપી પૂજા ત્યાંહે;
ત્યારે ગરુડજી કોપે ચઢ્યા, ઘણી રીસ કરી મનમાંહે. ૮
તે કાળી નાઠો કુટુંબને લેઇ, પામ્યો મનમાં ત્રાસ;
જાણ્યું ગરુડ મુજને મારશે, નથી જીવ્યાકેરી આશ. ૯
યમુના વિશે એક હૃદ હતો, આવી રહ્યો તે માંહે;
તે માટ નીરભે થઇ રહ્યો, ગરુડે અવાય ન ત્યાંહે. ૧૦
પૂર્વે ગરુડ એ હૃદ વિશે, આવ્યો એકજવાર;
ઉપકંઠ બેસી મારતો, મચ્છને કરતો આહાર. ૧૧
ત્યાં સૌભરી ઋષિ હતા, તેણે દીઠું કર્મ કરાલ;
ત્યારે સૌભરીયે શાપ દીધો, ગરુડને તે કાલ. ૧૨
હવે આજથી આ ઠામ જો, આવશે વીનતા તન;
તો મર્ણ થાજો તે તણું, એવું બોલ્યા વિપ્ર વચન. ૧૩
તે સૌભરીના શાપથી, ગરુડે અવાય ન ત્યાંહે;
તે માટે કાળી રહ્યો છે, યમુના તણા હૃદમાંહે. ૧૪

યમુનાતણા હ્રદતણું જલ, થયું હલાહલ વિષરૂપ;
કરે સ્પર્શ પક્ષી પશુ મનુષ્ય, તે પામે મર્ણ અનૂપ. ૧૫
વિષ તણી જ્વાલે વૃક્ષ જે, ઉપકંઠનાં નિરધાર;
તે મૂળથી પલ્લવ લગી, બળી થયાં ભસ્માકાર. ૧૬
વિષ તણો વાયુ સ્પર્શતાં, જંતુ મર્ણ પામે ત્યાંહે;
જે પક્ષી નભમાં ઉડતાં, આવી પડે હ્રદ માંહે. ૧૭
એ પ્રકારે જમુનાં વિશે, આવી રહ્યો કાળીનાગ;
તે શ્રી કૃષ્ણે નીક્ષે કર્યો, તેની કહુ કથા મહાભાગ. ૧૮
એક સમે સુંદર શામલો, ગૌ ચરાવા વન જાય;
તે દિવસ હલધર રહ્યા મંદિર, નવ ગયા વનમાંય. ૧૯
હલધર વિના હરિ એકલા, ઘણા ગોપ બાલક સંગ;
ગૌ ચરાવે વનમાંહે વિઠ્ઠલ, રમે રૂડે રંગ. ૨૦
ગ્રીષ્મ ઋતુનો રવિ તપે, ઉષ્ણ કાલના દિનમાંહે;
ગૌ ગોપ સહુ વ્યાકુલ થયાં, ઘણી તૃષા લાગી ત્યાંહે. ૨૧
પછે કાળી હ્રદનું જળ અંજાણે, કર્યું સર્વે પાન;
વિશ ચઢયું ગાય ગોવાલને, પામ્યાં મર્ણ તે સ્થાન. ૨૨
ત્યારે અમૃતદ્રષ્ટિયે કરીને, જોયું જગદાધાર;
થયાં સજીવન ગૌ ગોવાલ સહુ, ઉઠીયાં તેણીવાર. ૨૩
સહુ સખા આનંદ પામિયા, કેહેતા હવા ધન્ય ધન્ય;
આજ જીવાડયા અમને તમો, કરૂણાનિધી ભગવંન. ૨૪
પછે વિચાર્યું હરિયે તદા, વિશ દોષ ટાળું જેહ;
કરૂ નીક્ષે કાળીનાગનો, જળ થાય નિર્મળ એહ. ૨૫
કટી વસ્ત્ર તાણી બાંધિયું, ઝંપાવા જમુના માંહે;
મલ્લની પેરસે ઠોકીયા ભુજ, થયા તત્પર ત્યાંહે. ૨૬
હ્રદતણે કાંઠે કદંબનો એક, વૃક્ષ સઘન વિશાલ;
તેની ઉપર ત્રિકમજી ચઢયા, મારવા જળમાં ફાલ. ૨૭
વિષ જ્વાલથી સહુ વૃક્ષ બળ્યાં, કદંબ કયમ રહ્યો એહ;
આશ્ચર્યજ મોટું એ તણું, તે નિવરતું સંદેહ. ૨૮
એ કથા છે ભારત વિશે, આદિપર્વ મોઝાર;
પડ્યો વાદ વીનતા કદ્રુને, કશ્યપતણી જે નાર. ૨૯
નિજ માતનું દાસીપણું, છોડાવવાને કાજ;
ગયો અમૃત લેવા સ્વર્ગમાં, પક્ષીતણો જે રાજ. ૩૦

તે સુધા લેઇને આવતાં, શ્રમ પામ્યો ત્યાં રક્ષ;
રવીસુતાતટ વિશ્રામ, કરવા બેઠો કદંબને વૃક્ષ. ૩૧
થયો સ્પર્ષ અમૃતતણો તરુને, રહ્યો અચલ તેણીવાર;
તે માટે વિષથી નવ બળ્યો, છે નવપલ્લવ નિરધાર. ૩૨
સંસ્કાર કંઇ પૂર્વતણો જે, અડશે હરીના પાગ;
તે માટે એ સુકયો નહીં, મહા મોટું એનું ભાગ્ય. ૩૩
તે કદંબ ઉપર કૃષ્ણ ચઢીયા, જુવે ગોપ કુમાર;
ત્યાં થકી મારી ફાલ પડ્યા, કાળીન્હદમોઝાર. ૩૪
જલ ઉછળ્યું સો ધનુષ, ત્યાંથી -હદથકી રેલાય;
થયો ઘોર શબ્દ ઘણો તદા, બલવંત જાદવરાય. ૩૫
હરી ઝીલતા જલમાં તદા, ભુજથી હલાવે નીર;
જેમ મત્ત મદગલ ઘુમતો, એમ ઉછલે બલવીર. ૩૬
તે શબ્દ સુણીને સૈન્ય સાથે, આવ્યો કાળીનાગ;
તેણે કેવા દીઠા કૃષ્ણને, ઘનશ્યામ તન માહાભાગ. ૩૭
સકુમાર વપ ભુજઆજાનું, શ્રીવચ્છલાંછન સાર;
સ્મીતહસીત સુખ લોચન લલિતવર, પદ કમલ સકુમાર. ૩૮
એવી અનૂપમ છબી જોઇ ધાયો, સર્પ કરીને ક્રોધ;
હરી અંગ ઉપર ચુઆભરવી, વિંટયો જાદવજોધ. ૩૯
ગોવાલ જોતા દૂરથી, નાગે વિંટયા નંદકુમાર;
જેના પ્રાણજીવન શ્રી હરી, જે તન મન ધન આધાર. ૪૦
તે પ્રભુને પરવશ જોઇને, મુર્છીત પડ્યા સહુ ગોપ;
ગૌવચ્છ વૃષભ વ્યાકુલ થયાં, કરે કુલાહલ ધરતી લોપ. ૪૧
તે સમે ઘણો ઉત્પાત વરત્યો, અપશુકન વ્રજમાંહે;
આકાશથી ઉલ્કા પડે, વળી ધરા કંપે ત્યાંહે. ૪૨
ત્યારે નંદાદીક સહુ ગોપ મળિયા, કરે મન વિચાર;
આજ ગયા વનમાં એકલા, હલધર વિના મોરાર. ૪૩
દુશ્ચિહ્ન જાણી જશોદા, વળી નંદ આદે ગોપ;
ગોપીઓ સર્વે બોલતી, આઇ દૈવનો છે કોપ. ૪૪
પછે વ્રજ થકાં સહુ નીકળાં, બલદેવશુ નર નાર;
જે વન વિશે પ્રભુ પધાર્યા, ત્યાં ચાલ્યાં નિરધાર. ૪૫
જે ચરણ ષોડશચિહ્ન છે, ધ્વજ કમલ અંકુશ ધીર;
પ્રભુતણા પદ એધાંણથી, આવ્યાં જમુના તીર. ૪૬

તે કાળી-હ્રદમાં કૃષ્ણ દીઠા, વિંટયું સર્પે અંગ;
વળી દીઠા સહુ ગોવાલ મુર્છિત, પડયા થઈ ગતિભંગ. ૪૭
તે જોઇ સહુ આક્રંદ કરતાં, ગોપ ગોપી જંન;
નંદજી વ્યાકુલ થઇ ગયા, અશ્રુ સ્રવે લોચંન. ૪૮
પુત્રને પરવશ દેખતાં, જસોદા થયાં ભયભિત;
ત્યારે પડવા માંડયું હ્રદ વિશે, દેખી ઘણું વિપરીત. ૪૯
ત્યાં જસોદાને ઝાલીયાં, સહુ મળી સ્ત્રી જન;
પછે શામા સર્વે રૂદન કરતી, જોતી જગજીવન. ૫૦
હ્રદ માંહે પડવા થયા તત્પર, નંદજી તેણીવાર;
બલદેવજીયે ઝાલીયા ધરી, ધીરજ ત્યાં નિરધાર. ૫૧
પછે જસોદા રોહિણી આદિ, ગોપ ગોપી જન;
સહુ રૂદન કરતાં તે સમે, રાતાં થયાં લોચન. ૫૨
હરિતણું મુખ જોઇ રહ્યાં સહુ, થયાં નેત્ર રહિતનિમેષ;
નિશ્વાસ મુકે શોકથી, પરવશ પડ્યા પરમેશ. ૫૩
બલદેવ જાણે જથાર્થ, હરિતણો મહીમા સોય;
તે ધીરજ સહુને આપતા, ચિંતા ન કરશો કોય. ૫૪

વલણ.

ચિંતા ન કરશો શ્રી કૃષ્ણ કેરી, એમ હલધર આપે ધીરરે;
સહુ વ્રજવાશીના મનની પીડા, જાણી શ્રી જદુવીરરે. ૫૫

---

## અધ્યાય ૩૮.

### કડવું ૪૧ મું-રાગ મારુ.

વ્રજવાશીની પીડા જાણી, વિચાર્યું પછે પુરૂષપુરાણી;
હું છું ગોકુલનો પતી આજ, મારે શરણે છે ગોપસમાજ. ૧
મુજ માટે એ સર્વ પીડાય, એવું જાણીને જાદવરાય;
વિંટાયો છે અંગે સર્પ દુષ્ટ, ત્યારે પુરૂષોત્તમ થયા પુષ્ટ. ૨
જેમ જેમ વિષ્ણુ વધારે અંગ, તેમ તેમ દુખીઓ થાય ભુજંગ;
ભાગ્યાં ગાત્ર તણાયું તંન, ત્યારે મુકયા છે મનમોહંન. ૩
વછુટયા વિઠ્ઠલવર ત્યાંથી, નીકળ્યા નટવર બંધનમાંથી;
નાગે ફેણા સહુ કરીને ઊંચેરી, ક્રોધે ઉભો ગોવિંદને ઘેરી. ૪

ઉષ્ણ શ્વાસ ફૂંકારા કરતો, નાકેથી વિષજ્વાલા ઝરતો;
રીસે લોચન દીસે રાતાં, મુખનાં અગ્ર અગ્નિ જેવાં તાતાં. ૫
ભુર ભયંકર મુખની ફાડો, વજ્ર સરખી દીસે છે ડાઢો;
લલકે જુગલ જીહ્વાઓ ફારે, તેથી ત્રિકમનું તન ચારે. ૬
હરીએ કુદીને મારી ફાલ, ચઢ્યા નાગ ઉપર નંદલાલ;
સ્કંધે ઉભા બાલમુકુંદ, જેમ ગરુડ ચઢ્યા ગોવિંદ. ૭
પદ પ્રહારે સ્કંધ નમાવી, મોહન ઉભા મસ્તકપર આવી;
શત ફેણા છે ફેણીધરતણી, તેની ઉપર ઝલકે છે કૃષ્ણ મણી. ૮
પ્રભુના પદમણીના તેજ માહે, ઘણી શોભા થઇ છે ત્યાંહે;
તે ફેણાપર કરીને જોર, નાચે નટવર નંદકિશોર. ૯
જે ફેણા ઊંચી કરે બલવાન, તેની ઉપર મારતા માન;
નટવર નાગ ઉપર નાચંતા, તે દેખી સુર સહુ રાચંતા. ૧૦
આવ્યા ગાંધર્વ કિંનર લોક, તેની સાથે છે અપ્સરા ઓક;
તાલમૃદંગ વેણા ઉપંગ, વાજે વાજીત્ર નાના રંગ. ૧૧
જે છંદે નાચે ભગવાન, તે છંદે કરતા સ્વરગાન;
દેવ પુષ્પની વૃષ્ટી કરતા, આશિર્વાદ અવિચલ ભણતા. ૧૨
જે જે મસ્તક ઉંચું ભમતું, પદ પ્રહાર થકી તે નમતું;
તે ઉપર પદ ઠોકર મારે, એમ કરી અભિમાન ઉતારે. ૧૩
બલ ક્ષીણ થયું તેણીવાર, ચાલ્યું મુખથી રૂધીર નિરધાર;
હરિના માર થકી બળ ભાગ્યું, કાલીનાગને મહા દુઃખ જાગ્યું. ૧૪
લઘુ લાઘવતા હરી કરતા, ચંચલ ચાલે ફેણાપર ફરતા;
એ પ્રકારે પુરૂષપુરાણ, કાળીદમન કર્યું નિરવાણ. ૧૫
સર્વે અંગ ધ્રુજવા લાગ્યું, કાળીનાગતણું બલ ભાગ્યું;
હરીના પદપેનીનો પ્રહાર, ભાગ્યાં ફેણમંડલ નિરધાર. ૧૬
ઘણો માર સુકયો ભગવાન, થયો શીતળ ટળ્યું અભિમાન;
ત્યારે ઓળખ્યા અંતરજામી, ચર અચરતણા જે સ્વામી. ૧૭
જાણ્યા પુણ્યશ્લોક માહાભાગ, તેને શરણે ગયો કાળીનાગ;
દેખી દુખીયો નિજ ભરથાર, આવી નાગતણી સહુ નાર. ૧૮
શોકયુક્ત હીડે આખડતી, આંખે અશ્રુની ધારા પડતી;
છુટા કામનીકેરા કેશ, શીથિલ ગાત્ર ને વિવર્ણ થયો વેશ. ૧૯
ચિંતા ચતુર ચતુરા તે કાલ, કીધાં આગળ નાનાં બાલ;
પાહિ પાહિ કેહેવા લાગી, નમી પ્રભુપદ મન અનુરાગી. ૨૦

ઉભી સન્મુખ જોડી હાથ, મર્ણતુલ્ય દીઠો નિજનાથ;
માહાદીન થઇ તે નારી, વળતિ હરિશુ વાણી ઉચ્ચારી. ૨૧
ભલું કીધું હે દેવ અખંડ, અપરાધીને દીધો દંડ;
ખલને વશ કરવા નિરધાર, અવતરીયા છો નંદકુમાર. ૨૨
તમો એનો અનુગ્રહ કીધો, હરિ એ નથી દંડજ દીધો;
આવો દુષ્ટને દો છો દંડ, હણવા તેનાં તે પાપ પ્રચંડ. ૨૩
પૂર્વજન્મ વિશે એ નાગે, શો તપ કીધો માહાભાગે;
થયો તવ પદરજ અધિકારી, પદપરશુ અંગ મોરારી. ૨૪
જે પદ દુર્લભ બ્રહ્માને, પદ પ્રાણપ્રીયે જે રમાને;
તે પદરજ અહી અંગ પરશી, કર્યો અનુગ્રે કરણા વરશી. ૨૫
તારી પદરજ જે કો પામ્યા, ભવ દુઃખ થકી વિરામ્યા;
તે નવ ઇચ્છે સ્વર્ગવિલાસ, સર્વે ભૂમિનું રાજ્ય પ્રકાશ. ૨૬
પરમેષ્ટીનું પદ નવ ઇચ્છે, રસાધિપપણું નવ પ્રીછે;
યોગસિદ્ધિ હળવી લાગે, અને પુનર્ભવ તે નવ માગે. ૨૭
જે છે ભક્તિતણા અધિકારી, ઇચ્છે પદરજ એક તમારી;
બ્રહ્માદિક દેવે જે માગી, જે પદરજ શ્રીય અનુરાગી. ૨૮
એ તામસીયોની સાપ, તેને પદરજ પરશી આપ;
તવ પદરજ આશ્રે કરતા, ચક્રરૂપ સંસારથી તરતા. ૨૯
એવી પદરજ સેવે જેહ, પામે મનવાંછિત ફળ તેહ;
એવાં દીન વચન ઉચ્ચારી, પછે સ્તુતિ કરતી સહુ નારી. ૩૦

વલણ.

સ્તુતિ કરતી શ્રી કૃષ્ણ કેરી, નાગપત્ની તેણીવારરે;
શ્રોતાજંન સહુ સાંભળો, જેનો અર્થ છે ધૂઢ અપારરે. ૩૧

---

## અધ્યાય ૩૯.

### કડવું ૪૨ મું–રાગ સોરઠ.

નાગપત્ની નિરધાર, રોમાચિત ગદગદ ગીરા;
કરજોડી તેણીવાર, સ્તુતિ કરતી શ્રી કૃષ્ણની. ૧

### છંદ (રોલાવૃત.)

જય જય પુરૂષ પુરાણ, નમો આત્મા અવિનાશી;
પરમાત્માને નમો, નમો સહુ ભુતનિવાશી. ૧

નમો નિત્ય પરબ્રહ્મ, જ્ઞાન વિજ્ઞાન વિધિને;
અનંત શક્તિને નમો, નિષેધ તણી અવધીને. ૨
વય વિકાર ગુણ રહીત, કાલ અવ્યય પ્રકૃતિપર;
કાલાત્માને નમો, નમો સાક્ષી સર્વેશ્વર. ૩
વિશ્વરૂપ વિશ્વેશ, વિશ્વદૃષ્ટા જગ કરતા;
ભુત માત્રના પ્રાણ, બુદ્ધિ ઇંદ્રીય મન ચરતા. ૪
અનંત સુક્ષ્મ સ્વરૂપ, કુટસ્થ વિપશ્ચિત જાણે;
નમો વિવાદ થકી, પદ નવ જાણે પ્રમાણે. ૫
અભિધાન અભિધેય, અનેક રૂપ ઉચરતા;
અખિલ ઇંદ્રીનું મુલ, નમો કવીવર કૃત કરતા. ૬
નમો વેદ વિશ્વાસ, વેદ મુર્તિ હરી વ્યાપક;
વેદ વાણી વેદાંગ, પ્રવર્તિ નિવૃતિ નિયામક. ૭
નમો કૃષ્ણ બલદેવ, ચતુર્વ્યૂહ મુર્તિધારી;
પ્રદ્યુમ્ની પુરજે કામ, અનિરૂદ્ધ આનંદકારી. ૮
સાત્વ તામસીને નમો, નમો ગુણદીપક દેવા;
ગુણનો સાક્ષી સત્ય, અગોચર અગુણ અભેવા. ૯
ઋષિકેશને નમો, આદી મુનિ આત્મ અવિચલ;
સુક્ષ્મ સ્થુલ સુજાણ, સર્વ ગતીરૂપ અતુલબલ. ૧૦
જન્મ સ્થિતિ સંધાર, જગત જે ગુણથી ભાસે;
તું અજન્મ નિર્લેપ, અકરતા થકો પ્રકાશે. ૧૧
કાલશક્તિની સાથ, વિહાર કરો ઇચ્છાયે;
આ સહુ તારા રૂપ, અરૂપ થકાં દેખાયે. ૧૨
તારે સર્વે સમાન, મૂઢ યોગી ને પંડિત;
સમ દૃષ્ટા સર્વત્ર, એહ સિધાંત અખંડિત. ૧૩
પણ અધુના અવતર્યા, સંતનું રક્ષણ કરવા;
દુષ્ટતણો સંધાર, ભાર ભૂતલનો હરવા. ૧૪
તું જગતપિતા જગદિશ, પ્રજા સર્વે છે તારી;
પણ બાલક જે અપરાધ, કરે તે ક્ષમો મોરારી. ૧૫
મૂઢમતી અમપતી, કર્યો અન્યા હરી તારો;
પન્નગ તજશે પ્રાણ, કૃપા કરી દોષ નિવારો. ૧૬
અમો દીન આધિન, સ્ત્રીજન અબળા જાણી;
પ્રાણપ્રિયે અમ પતી, જીવાડો પુરૂષ પુરાણી. ૧૭

અમને નીરભે કરો, નાથ એ માગ્યો આપો;
અચલ કરો સૌભાગ્ય, અમારૂ સંકટ કાપો. ૧૮
તમો અમારા પ્રભુ, કિંકરી અમો તમારી;
ભય ટાળો ભગવાન, અરજ એ સુણો અમારી. ૧૯
નાગપત્નીયે સ્તવ્યા, શુદ્ધ ભાવે એમ હરીને;
ઉર્ગ થકી ઉતરયા, અખીલપતિ દયા કરીને. ૨૦
ત્યારે મુર્છા વળી, અંગ તવ થયું સચેતન;
કષ્ટે લેતો શ્વાસ, ઉઘડ્યાં ત્રાસે લોચન. ૨૧
હરીશુ જોડી હાથ, દીન થઈ બોલ્યો વાણી;
ઓળખીયા અવિનાશ, અનુગ્રે કરતા જાણી. ૨૨
જન્મ થકી ખલ અમો, તામસી સર્પ સક્રોધી;
મરણ લગી નવ જાય, પ્રકૃતિ પ્રાણ વિરોધી. ૨૩
નાના જાતી વિશ્વ, હરી તમો સરજ્યુ એને;
બીજા બીજ આકૃતી, બીજા ગુણ ભાતી જેને. ૨૪
તે મધે અમ જાત, સર્પની કુછીત સરજી;
તે તવ માયા ગૂઢ, મૂઢ કેમ મૂકે વરજી. ૨૫
તમો સમરથ ભગવાન, અનુગ્રે નિગ્રે કરતા;
શરણાંગત પ્રતિપાલ, જન્મ દુઃખ સંકટ હરતા. ૨૬
બેમાં એકજ કરો, હરી મારો કે રાખો;
પીડા નવ સેહેવાય, દયા કરી નિજ જન દાખો. ૨૭
કરૂણાનિધિ ભગવાન, છો કીંકર માની લીજીયે;
પ્રસન થાઓ ગિરીધર, પ્રભુ ભક્તિ વર દીજીયે. ૨૮

## દોહા.

એમ કાળીનાગની સ્તુતિ સુણી,બોલ્યા શ્રીભગવાન;
સહુ કુટંબ લઇને અહીંયકી, જા તું બીજે સ્થાન. ૧
વશ જઇ રમણક દ્વીપમાં, અધુના સાગર માંહે;
મિષ્ટ થાય જમુનાતણું, પાવન જલ જે આંહે. ૨
મુનિજન વસશે સદા, ધેનુ મનુષ્ય પરીવાર;
પાવન જલ પીશે સહુ, પશુ પક્ષી નિરધાર. ૩
મુજ આજ્ઞાએ અહી થકી, જા તુ નિશ્ચે જાણ;
ભક્તિ કરજે માહેરી, થાશે તુજ કલ્યાણ. ૪

આ સંબંધ તારો મારો, ચરિત્ર પરમ ઉદાર;
જે ગાશે સુણશે ભાવશું, તે તરશે નર ને નાર. ૫
નાગદમન શ્રદ્ધા થકી, સુણશે પરમ સુજાણ;
તે પ્રાણીને નહી સર્પનો, ભય ઉપજે નિરવાણ. ૬
જે નાહશે કાળી-દ્રહ વિશે, તર્પણ કરે સુજ હેત;
તે પ્રાણી પરમ પદ પામશે, પિત્રી કુટંબ સમેત. ૭
સુખે કરી જા સિંધુમાં, નીરભે રેહેજે આપ;
ભય નહી તુજને ગરૂડનો, મુજ પદ અંકિત છાપ. ૮
પછે નાગણીયે પૂજા કરી, શ્રી કૃષ્ણતણી તેણીવાર;
દીવ્ય વસ્ત્ર મુકતામણી, સુંદર ભૂષણ સાર. ૯
દીવ્ય પુષ્પ ચંદન અગર, પરિમલ ગંધ અનૂપ;
એમ પ્રસન્ન કરયા પૂજા થકી, ચૌદ ભુવનના ભૂપ. ૧૦
પ્રદક્ષણા પ્રીતે કરી, હરિશું આણી હેત;
પછે આજ્ઞા માગીને ગયો, કાળી કુટંબ સમેત. ૧૧
ત્યારે જમુના જળથી નીકળ્યા, નાગર નંદકુમાર;
મળ્યા ગોપી ગોપને, વરત્યો જયજયકાર. ૧૨

સોરઠા.

વરત્યો જયજયકાર, કાળીદમન કૃષ્ણે કર્યો;
જે સુણે નર ને નાર, ભય નહી તેને સર્પનો. ૧
ગોપતણા જે બાલ, હરિને આલિંગન કરે;
સુતને જોઈ તે કાલ, હરખ્યાં નંદ જસોમતી. ૨

કડવું ૪૩ મું.—રાગ છંદ.

હરખ્યાં નંદ જસોમતી, સુતને મળીને સુખીયાં થયાં;
બલીભદ્ર ભેટ્યા ભાવશું, દુઃખ અમંગલ સર્વે ગયાં. ૧
રોહિણી આશિશ દે ઘણી, ગોવાલ સહુ હર્ખે ભર્યા;
ગો વૃષભ વચ્છ આનંદયુત, હરિ મૃત્યુ મુખથી ઉગર્યા. ૨
ગોપિયો સર્વે લાજ લોપી, કૃષ્ણ આલિંગન કરે;
હરિ મધુરસ્મિતયુત સ્નેહદષ્ટે, તાપ ત્રિયજનનો હરે. ૩
નિર્વિઘ્નતા જોઇ પુત્રની, ઘણાં દાન આપ્યાં નંદજી;
ભૂદેવને સંતોષિયા, પામ્યા સકળ આનંદજી. ૪

એમ કુશળ દેખી કૃષ્ણને સહુ, હળીમળી સુખીયાં થયાં;
રાત્રી પડી જમનાં તટે, તે વન વિશે વાસો રહ્યાં. ૫
સહુ ક્ષુધાતુર કર્યું શયન,વનમાં તમારી તનયા તટ વિશે;
હરી સંગ ગોપી ઉમંગ ભરી, રસરંગ આનંદ ઉરલસે. ૬
સુખીયાં થઈ સુતાં સહુ, તેણે સમે ગઈ છે મધ્ય નીશા;
ઉષ્ણ કાળમાં અગ્ની તદા, દવ લાગીયો વન ચોહોદીશા. ૭
અગ્ની જ્વાલ ઉષ્ણ કરાલ દેખી, પક્ષી પશુ વ્યાકુળ થયાં;
વ્રજવાશી ભડકી ઉઠિયાં, શ્રી કૃષ્ણને શરણે ગયાં. ૮
હે કૃષ્ણ કૃષ્ણ મહામતી, હે રામ રામ માહાબલી;
પ્રભુ અમો તમારે શરણ છુ, આ હુતાશન બાળે વળી ૯
અમો દાસ છુ તવ ચરણનાં, રાખો શરણ સુખ દીજીયે;
આ કષ્ટથી ઉગારીયે, પરિતાપ શીતલ કીજીયે. ૧૦
એવું જોઈ સંકટસ્યામસુંદર, દીન વચન સુણી હરી;
પછે દાવાનળ પીતા હવા, સુખ યોગમાયાએ કરી. ૧૧
જે ઇશ્વરના ઇશ્વર હરી જેની, શક્તિ અમોઘ અપાર છે;
આશ્ચર્ય શું એ કૃત વિશે, જે વિશ્વનો આધાર છે. ૧૨
એમ ઉગાર્યાં સહુ ગોપગોપી,વચ્છ ગૌ સુખીયાં થયાં;
પછે પ્રાત મળી સહુ સાથ,હરી સંગ હરખી ગોકુળમાં ગયાં. ૧૩
એવાં ચરિત્ર નંદકુમારનાં, જે સુણે શ્રદ્ધાયે કરી;
ટળે તાપ ત્રિવિધી દાસ ગીરિધર, શરણ રાખે શ્રી હરી. ૧૪

---

## અધ્યાય ૪૦.

### કડવું ૪૪ મું-રાગ ધન્યાશ્રી.

કાળીનાગદમન શ્રીકૃષ્ણે કીધોજી, વ્રજવાશી ઉગાર્યાં દાવાનલ પીધોજી;
તે પુઠે હણીયો પ્રલંબ અસુરજી, શ્રોતાજન સુણજો શ્રદ્ધા પૂરજી. ૧

ઢાળ.

પુરણ શ્રદ્ધાયે સુણો, હરી ચરિત્ર સિંધુ અપાર;
વ્રજમાહે રમતા રામ, કેશવ સંગ ગોપકુમાર. ૨
તે સમે આવી ગ્રીષ્મ ઋતુ, ગો ચરાવે ગોપાલ;
વસંત સરખો ગ્રીષ્મ શોભે, વંદાવન તે કાલ. ૩

ફુલફુલ યુત તરલતા પલ્લવ,છાયા શીતળ સુખ મૂલ;
ત્રિવિધિ સમીર સુગંધ ભરીયો, વહે સદા અનુકૂલ. ૪
ગિરિ ઝરણુ ઝરતાં જળતણાં,ઘણો થાય તેનો સોહાર;
હરિત તૃણ મૃગ ગૌ ચરે, નાચે કલાકરી મોર. ૫
અથાક જળ જમુના વહે, બે પાસ તે છલકાય;
જુગ તટતણા તરૂતણા, ફુર તે સહજમાં સિંચાય. ૬
ઘણાં કમલ ફુલ્યાં સરોવરમાં,ભ્રમર ગુંજે ત્યાંહે;
ચક્રવાક સારસ કીર કોકીલ, શબ્દ સુંદર જ્યાંહે. ૭
એવું વૃંદાવન સોહામણું,નથી અન્ય એ સમાન;
ક્રીડા કરે નિજ સખાસુ, બલદેવ શ્રી ભગવાન. ૮
બરહી પિચ્છ સિરપર ધર્યાં, ને કંઠ ગુંજામાલ;
વનમાલ તુલસી નવાંકુર તન, ધાતુ રંગ રસાલ. ૯
વિઠ્ઠલ વજાડે વાંસલી, ગાય મધુર ગીત ગોવાલ;
કો નાચતા બહુ વેશથી, કો વજાડે કરતાલ. ૧૦
સ્વર પુરતા શિંગે કરી, કો વખાણે ગુણવાન;
એમ બાળલીલા બહુ કરે,જે સ્વયં શ્રી ભગવાન. ૧૧
કો સમે કરતા યુદ્ધ બાહા, બલીભદ્ર કેશવરામ;
કો સમે કરતા ભ્રમણ, ફરતા ફુદડી અભિરામ. ૧૨
કો દામ વઢતા બીલ્વ ફલ, કુંભી ફસે કો દામ;
કો દામ વઢતા આમલે, મુષ્ટીયે મલ્લ સમાન. ૧૩
કો સમે આંખ મીચાંમણી, કરે પશુચેષ્ટા તેહ;
કો સમે પક્ષી થાય, પુરણબ્રહ્મ કહીયે જેહ. ૧૪
કો સમે હીંદોલો કરી, બેસતા હરિ તે માહે;
સહુ ગોપબાળ ઝુલાવતા, હરખે કરીને ત્યાંહે. ૧૫
કો સમે સુતા ગોપને, ઉછંગ મુકી શિશ;
કો પવન ઢોલે ચરણ ચાંપે, સેવતા જગદિશ. ૧૬
એવી અદ્ભુત લોકપ્રસિદ્ધ, લીલા કરે બનોવીર;
ગીરિ કુંજ કાનન સરોવરમાં, રમે યમુના તીર. ૧૭
મેક વાર ગોધન ચારતા, ગોવિંદરામ ગોવાલ;
ત્યારે પ્રલંબ નામે અસુર આવ્યો, ગોપ વેશ વિશાલ. ૧૮
અવિનાશીયે તવ ઓળખ્યો,પછી અજાણ્યા થય ઈશ;
ઘોડા ચઢામણી રમત રમતાં, દાવ મુકે શિશ. ૧૯

બે ટોળાં બાઝયાં તે સમે, ગોવાલ સર્વે સમાન;
બે તણા નાયક થયા છે, બલદેવ ને ભગવાન. ૨૦
ભાંડીરવટ મર્યાદ કીધી, મુકતા તે હાર;
જેનો વારો આવે તે ત્યાં, વહી જાય છે નિરધાર. ૨૧
એકવાર જીત્યા રામકેરા, પક્ષના ગોવાળ;
સીદામ ને વૃષભ આદે, ગોપ કેરા બાળ. ૨૨
તેને વેહેતા વિઠ્ઠલતણા, ગોપના કુમાર;
શ્રી કૃષ્ણ આદે પરસ્પર, બલદેવને નિરધાર. ૨૩
સીદામાને વેહેતા હવા, શ્રી કૃષ્ણ સમર્થ સુર;
વૃષભને ભદ્રસેન્ય, ને રામને પ્રલંબ અસુર. ૨૪
રખે કૃષ્ણની દૃષ્ટે પડે, એમ વિચારે ભડભૂર;
ભાંડીરવન મુકી ગયો, રામને લેઈ અતિ દૂર. ૨૫
પછે કર્યું પર્વત પ્રાયે તન, માહા દુષ્ટ અસુર અનીત;
આકાશ લગી ઊંચો થયો, અતિ ભયંકર વિપરીત. ૨૬
શ્યામ તનુ દાનવતણું, શિર રહ્યા ઉજ્વલ રામ;
જેમ મેઘ ઉપર શોભતો, ચંદ્રમા તે અભિરામ. ૨૭
તેનું વક્ર વદન બીહામણું, ભ્રગુટિ કુટિલ લોચન;
અતિ ઉગ્રદંત કરાલ, જોઇ બલદેવ બીધા મન. ૨૮
પછે જ્ઞાન દૃષ્ટે ઓળખ્યો, તે અસુરને તેણીવાર;
તે દુષ્ટને મારવા કેરો, કર્યો મન વિચાર. ૨૯
નિરભે થકી શંકરપણે કર્યો, હાથ ઊંચો ત્યાહે;
મુષ્ટ મારી વજ્રશી, અસુરતણા મસ્તક માંહે. ૩૦
યથા પર્વત શીખર વાજે, વજ્રકેરો ઘાય;
તથા શિવ પ્રલંબને, બલમુષ્ટીનો મહીમાય. ૩૧
પ્રહારથી ચુરણ થયું શિર, શીથિલ તન તેણીવાર;
વળી રૂધીર વમતો વદનથી, પૃથ્વી પડ્યો નિરધાર. ૩૨
પડતાં થકાં તેણે ચીસ પાડી, રીસ આણી મન;
જેમ ઇંદ્ર આયુધથકી, પર્વત થાયે પૃથ્વી પતંન. ૩૩
પ્રલંબ પામ્યો મરણ, ત્યાં જોઈ કુશલ શ્રી બળદેવ;
ધન્ય ધન્ય કેહેતા ગોપ, સહુ આશ્ચર્ય પામી એવ. ૩૪
આશીશ દેઇ પૂજા કરે, ગોપાલકેરા તંન;
મરીજીવ્યા માનતા, કરતા તે આલિંગંન. ૩૫

બલદેવ ઉપર દેવતા કરે, પુષ્પવૃષ્ટી અપાર;
એમ દુષ્ટ માર્યો તે સમે, વરત્યો જયજયકાર. ૩૬

સોરઠા.

વરત્યો જયજયકાર, ગૌ ચારી વ્રજમાં વળ્યા;
હરખી સહુ વ્રજનાર, મનમાન્યા મોહન મળ્યા. ૩૭

---

## અધ્યાય ૪૧.

### કડવું ૪૫ સુ-રાગ ચોપાઈ.

એક સમે શ્રી ગોકુલનાથ, કરે ક્રીડા બાલકની સાથ;
ચેવર વનમાં ચરતી ગાય, તૃણને લોભે દૂર પળાય. ૧
અજા ધેનુ મહીષી તેણી વાર, બીજા વનમાં ગયાં નિરધાર;
મુંજાટવી મધ્યે તે ગયાં, તડકે દાઝયાં ને દુખીયાં થયાં. ૨
તીવ્ર કંટક સુકે વન, થયું વ્યાકુલ સહુ ગોધન;
કરે શબ્દ તેનો થાય સોહાર, નથી દેખતા ગોપ કિશોર. ૩
રામકૃષ્ણ આદે શીશુ સર્વ, શોધતા વન મુકી ગર્વ;
કરતા મનમાં ઘણી ચિંતાય, ગૌનાં પગલાં દેખી પળાય. ૪
મુંજાટવીનો મારગ ભ્રષ્ટ, ગૌ ગોપજ પામ્યા કષ્ટ;
રવીને તાપે લાગી છે તૃષાય, થયાં વ્યાકુલ ગોપ ને ગાય. ૫
હરીને બોલાવે બાલક ત્યાંહે, સર્વે સાદ કરે માહોમાંહે;
સુકા વનમાં તે અગ્ની અખંડ, દવ લાગ્યો ને જ્વાલ પ્રચંડ. ૬
સારથી જે સ્વાહા પતીતણો,પ્રગટયો તે સમે વનમાં ઘણો;
જાણે આવ્યો શું પ્રલ્લે કાલ, મારે ઝપટ ચોદીશ જ્વાલ. ૭
એવો દેખી દાવાનલ કોપ, ભયાતુર થયાં ગૌ ને ગોપ;
સર્વે પામી ઘણો મન ત્રાસ, આવી ઉભા હરીની પાસ. ૮
હવે ઉગારો અંતર્યામી, અમો શરણ તમારે સ્વામી;
હે રામ હે કૃષ્ણ કૃપાલ, સમાવો વેદજાતની જ્વાલ. ૯
તમો સમર્થ છો સાહે કરવા, વ્રજવાશીતણાં દુખ હરવા;
તું છે એક અમારો નાથ, દીન જાણી મુકો શિર હાથ. ૧૦
એવા વચન સુણી તેણીવાર, ત્યારે બોલ્યા વિશ્વાધાર;
મીચો સર્વે સખાલોચન, કાંઇ ભય નવ ધરશો મન. ૧૧

નેત્ર મીચ્યાં તદા ગોવાલ, મુખ મોહોલું કર્યું ગોપાલ;
પાછો પવન ખેંચ્યો ભગવાન,કર્યું સરવ દાવાનળ પાન. ૧૨
વિશ્વરૂપ જે વિશ્વનીકાય, વિશ્વાનર જેનું મુખ કેવાય;
તે વહ્નિ પીધો વિશ્વાધાર, કર્યું શીતલવન તેણીવાર. ૧૩
યોગમાયાપતિ યોગાધીશ, પુરણ બ્રહ્મસનાતન ઇશ;
ગૌ વચ્છ તથા ગોવાલ, મુક્યાં ભાંડીરવન તે કાલ. ૧૪
સરવે નેત્ર ઉઘાડ્યાં જ્યારે, દીઠો ભાડીરવટ તેણીવારે;
ઘેવરવન ત્યાં દીઠું નહી, વિચારે સહુ વિસ્મય થઇ. ૧૫
અગ્નીથી જે ઉગરીયા આપ,દીઠો પ્રત્યક્ષ* હરીનો પ્રતાપ;
દાવાનલ એમ પીધો હરી, ગૌ ગોપની રક્ષા કરી. ૧૬
સાયંકાલે કેશવરામ, ગૌ વાળી આવ્યા ગોકુળ ગામ;
કરતા વિઠ્ઠલ વેણુ નાદ, ગાતા ગોપ હરી ગુણ વાદ. ૧૭
દેખી આવતા શ્રી ગોવિંદ, ગોપીજન મન પામી આનંદ;
સ્મિતયુત જોઇ લોચન આપ, સમ્યો પ્રેમદાનો પરીતાપ. ૧૮
હળવે હળવે હરતા હરી આવે,નેત્રમાં નિજ ભાવ જણાવે;
મનમોહન નટવરવેશ, ભસ્યા ગોરજ ધુસરકેશ. ૧૯
બહુ રંગનાં પુષ્પ અપાર, પેહેર્યાં શ્રી અંગમાં શણગાર;
ગૌચારી હરી આવ્યા ઘેર, ગોકુળમાં થઇ લીલા લેહેર. ૨૦

વલણ.

ગોકુળમાં ગોવિંદ પધાર્યા, ગૌ ચારી તેણીવારરે;
ગોપીજન મન આનંદ પામ્યાં, વરત્યો જય જયકારરે. ૨૧

---

## અધ્યાય ૪૨.

### કડવું ૪૬ મું–રાગ આશાવરી.

એક માયાસુરનો પુત્ર વ્યોમાસુર, રેહેતો મથુરા મોઝાર;
તે અસુરને આજ્ઞા આપી, કંસે કરીને ઘણો સત્કાર. ૧
મારો વેરી વૃંદાવનમાં, ગાયો ચરાવે છે ત્યાંહે;
માટે જા તું તેને હણજે ત્યાં, વા ઝાલી લાવજે આંહે. ૨

---

* મૂળ પ્રતમાં 'પરતક્ષ' છે.

તે વ્યોમાસુર વૃંદાવન આવ્યો, હરી ગૌ ચારે જ્યાંહે;
ગોવાળ કેરુ રૂપ ધરીને, મળી ગયો મંડલ માંહે. ૩
તે ત્રિકમજીયે તરત ઓળખ્યો, મનમાં રહ્યા છે જાણી;
ત્યારે અજા વાઘની રમતજ કાઢી, તે સમે પુરૂપ પુરાણી. ૪
પેલો અસુર હતો તેને વ્યાઘ્ર કર્યો,સહુ મેષ* થયાછે ગોવાલ;
વળી ગ્રામાધીપ બલદેવ થયા છે, કૃષ્ણ તેના રખેવાલ. ૫
ત્યારે ગૌ ગોવાલનું હરણ કરીને, અસુર ગયો તેણીવાર;
ગિરિની ગુફામાંહે ઘાલ્યા સહુને, રોધ કર્યો નિરધાર. ૬
પછે અસુર તે મનમાં વિચાર કરે, બે બંધુ રહ્યા છે બાહાર;
તે શોધવા આવશે ગૌ ગોવાલ, ત્યારે કરીશ તેનો સંધાર. ૭
એમહરણ કર્યું તે હરિયે જાણ્યું, મિત્ર વત્સલ વનમાલી;
પછે શોધવા ચાલ્યા શામલીયોજી, સાચી કરી રખવાલી. ૮
તે ગિરિ પાસે આવી ગોવિંદે, કીધો વેણુ નાદ;
ગૌનાં નામ દેઇને બોલાવી, સ્વરમાં પુર્યો સાદ. ૯
હે ગંગે ભાગીરથી ભીમા, તુંગભદ્રા વૈતરણી;
રેવા ત્રિવેણી પિનાકી પયોષ્ટી, ગોદાવરી તામ્રપરણી. ૧૦
હે નર્મદે સરસ્વતી કૃષ્ણા, કાવેરી કૃતમાલા;
તાપી ત્રિપદા પ્રવરા પુરણા, સાવિત્રી શિશુમાલા. ૧૧
મંદાકિની ચંદ્રભાગા યમુને, સરજ્યુ પુરાવતી કામ;
એમ વેણુ નાદમાં ગૌને બોલાવી, લેઇ લેઇ જુદાં નામ. ૧૨
તે સુણી સર્વે ગૌ રોમાંચિત, શબ્દ કરતી હુંકાર;
ઊંચાં પુછ કરીને કુદે, ગારિની ગુહા મોઝાર. ૧૩
તોક સુબલને સિદામા આદે, સર્વે ગોપ કુંમાર;
તે કૃષ્ણ કૃષ્ણ કહીને બોલાવે, કરતા ઘણા હોકાર. ૧૪
ગિરી ગુફામાં રોધ થયો છે, તે માટે નથી નીકળાતું;
ગોવાલ ગદગદ કંઠ થયા, ગૌ મંડલ અંતિ અકળાતું. ૧૫
સખા સર્વ ત્યાં સ્તુતિ કરે છે, હે દીનદયાલ ગોવિંદ;
હે કમળનેત્ર હવે કાઢો અમને, મર્ણથી રાખો સુકુંદ. ૧૬
હે સ્વાનંદ બોધ સકલજગવ્યાપક, અવિચલ આત્મારામ;
શરણાંગતવત્સલ સુખદાયક, પાવક પૂર્ણ કામ. ૧૭

---

* બકરાં.

સંસારપર્વત જન્મ મર્ણ, દુઃખરૂપી ગુફામાં આજ;
અહંકાર અસુરે રૂંધ્યા, તેથી મુક્ત કરો માહારાજ. ૧૮
એવા આરતનાદ સુણીને, સેવક સંકટ હરતા ત્યાંહે;
ચક્ર મુકીને પર્વત ફોડ્યો, કીધો માર્ગ તે માંહે. ૧૯
સર્વે ગાય ગોવાલને કાઢ્યાં, દુઃખ ટાળ્યું જગદીશ;
ત્યારે પ્રચંડ રૂપ ધરી અસુરજ, આવ્યો આણી મનમાં રીસ. ૨૦
વિકાળ વદન વિકાસ્યું, જાણે કરશે વિશ્વનો ગ્રાસ;
અગ્નિતણા અંગારા સરખાં, લોચન રક્ત પ્રકાશ. ૨૧
ત્યારે ચક્ર મુકી શિર છેદ્યું, અસુરનું-પડ્યો પૃથ્વી માંહે;
જયજયકાર સખા સહુ કરતા, નિરભે થઇને ત્યાંહે. ૨૨
પછી ગૌ ગોવાલ તેડીને આવ્યા, પૂર્વ સ્થળ પરમેશ;
વૃક્ષતણી છાયામાં રહીને, ગૌ ચારે હ્રષિકેશ. ૨૩
તે વ્યોમાસુરનું મરણ સાંભળ્યું, કંસ થયો વિણ અન્ન;
સભામાંહે બેઠા હતા તે સમે, અસુર એકાદશ સહસ્ત્ર. ૨૪
ભોજપતિ ક્રોધે કરી બોલ્યો, આજ્ઞા અસુરને હણવા આપી;
પ્રગટ્યા છે પ્રભુ, તે નથી જાણતો પાપી. ૨૫
જાઓ વૃંદાવનમાં ધેનુ, ચરાવે નંદતણા બે પુત્ર;
એક ગૌર એક શ્યામ વરણ છે, ઝાલી લાવો સુત્ર. ૨૬
તે સુણીને સહુ અસુરજ આવ્યા, વૃંદાવન મોઝાર;
ગોવાલ સર્વે બીહીવા લાગ્યા, દેખી અસુર અપાર. ૨૭
હે કૃષ્ણ કૃષ્ણ યોગેશ્વર, અમને શરણે રાખો સ્વામી;
આ કૃતાંતકેરી સૈન્યા આવી, કષ્ટ નિવારો કામી. ૨૮
ભાઈ બીહીશો નહીં બલવીરજ કહે છે, ધીરજ દે છે નાથ;
એટલે અસુર આવીને ઉભા, ઘેરી ગોવાળનો સાથ. ૨૯
આવ્યા ગૌરશ્યામ નંદના સુત સુણજ્યો, કંસે મોકલ્યા અમને;
માટે ચાલો અમારી સાથે, મથુરાં તેડી જવા છે તમને. ૩૦
એવું સુણીને હરખ્યા હરિ હલધર, કંસનું મુરખ નામ;
અમો બે જણને લેઈ જાવા તેમાં, અનેકનું શું કામ. ૩૧
બીજા સર્વ તમો જાઓ અહીંથી, બે જણ રહો અમ પાસ;
અમો ભોજન કરીને આવું, વળતા પુરૂં તમારી આશ. ૩૨
તે સર્વ અસુરે સાચું માન્યું, જે બોલ્યા હરિ બલવીર;
પછે બે જણને મુકી જઇ, બેઠા જમના સામી તીર. ૩૩

ત્યારે ગોવાળ મંડલી સાથે, ગોવિંદ બેઠા ભોજન કરવા;
જે પ્રભુ પોતે વ્રજવાસીની, પ્રગટ્યા પીડા હરવા. ૩૪
ત્યારે અસુર કહે તમો કરો ઉતાવળ, લાગે છે ઘણી વાર;
નીકર હવડાં ઝાલી જઈશું, બે જણને નિરધાર. ૩૫
એવું સુણી હલધરજી કોપ્યા, ઉઠી કર્યો પદપ્રહાર;
બેને અકેકી મુઠી મારી, વજ્ર સમી તેણીવાર. ૩૬
વળી ઘણી જેષ્ટીકા મારી ગોવાળે, શીથિલ કર્યું છે શરીર;
તે જીવ લેઇને નાઠા ત્યાંથી, અસુર બે મુકી ધીર. ૩૭
જમુના ઉતરી પાર ગયા, ત્યારે મળીયા પેલા અસુર;
પુછવા લાગ્યા બે જણને, મળી સર્વે રાક્ષસ ભુર. ૩૮
અહ્યા નંદકુવરને કેમ ન લાવ્યા, શા માટે આવ્યા મુકી;
કંસ આગળ શો ઉત્તર કહીશું, આપણુ ચાલ્યા ચુકી. ૩૯
પેલા બે રાક્ષસ કહે અમને, કરાવ્યું રામે ઘણું ભોજંન;
પંચામૃત મિષ્ટાન્ન જમાડ્યા, તૃપ્તી થયા છું તંન. ૪૦
તે વાત સુણી સર્વે લલચાયા, શું અમને જમાડશે એહ;
ત્યારે બે જણ કહે જાઓ, સુખે કરીને તૃપ્ત કરશે તેહ. ૪૧
વિધવિધનાં ભોજન કરાવશે, એવા છે ઉદાર;
તમો તમારા પિત્રિનું દેવું, પુરૂં કરશે બે કુમાર. ૪૨
ત્યારે હરખીને આવ્યા સહસ્ત્ર, એકાદશ વૃંદાવન મોઝાર;
તે જોઇ સર્વે બીહીવા લાગ્યા, ગોપ સખા તેણીવાર. ૪૩
શ્રી કૃષ્ણ કહે મા બીહીશો સખા, હું સાહે તમારી કરેશ;
મારી સંગે ત્રણ કાલમાં, ભય નથી તમને લેશ. ૪૪
એમ કહીને જોયું હરીએ, ઉર્ધપંથ તેણીવાર;
આકસ્માત આકાશે ઉતર્યા, ગાંધર્વ એક હજાર. ૪૫
તે મધ્યે મુખ્ય ચિત્રસેન છે, આવીને લાગ્યો પાય;
કૃપાનાથ જે કામ હોય તે, અમને કરો આજ્ઞાય. ૪૬
તમો કરો પરાજય અસુરતણો, એવું બોલ્યા શ્રી ભગવાન;
પછે ગાંધર્વ પડીયા અસુરની ઉપર, ક્રોધે કાલ સમાન. ૪૭
અંગ ભંગ કર્યાં સર્વે અસુરનાં, છેદ્યાં કરપદ શીશ;
કરણ નાસિકા કંઠ છેદતા, ગાંધર્વ કરીને રીસ. ૪૮
અસુર કેટલા મરણજ પામ્યા, ઉગર્યા કેટલા ત્યાંહે;
તે રૂધીરે ગળતા નાઠા ત્યાંથી, આવ્યા મધુપુરી માંહે. ૪૯

છીંન ભીંન તન જોઇ ભયંકર, અસુરનું સૈન્ય અપાર;
ત્રાસે નાસે લોકજ પુરના, વરત્યો 'હાહાકાર. ૫૦
ત્યારે કંસની પાસે આવ્યા, સર્વે જોઇ થયો ભયભીત;
રૂધીરે ગળતા રાક્ષસ દીઠા, અંગ ભગ વિપરીત. ૫૧
તે અસુર કહે સુણો ભોજપતી, હવે મુકો જીવ્યાની આશ;
એ નંદતણા બે પુત્ર, પ્રતાપી સુરજ તેજ પ્રકાશ ૫૨
એ ઇશ્વર નિશ્ચે અવતરીયા, છે નારાયણ ને શેષ;
ગૌ બ્રહ્માણ ભક્તની રક્ષા કરશે, હણશે અસુર અશેષ. ૫૩
તે સુણી કંસ થયો ચિંતાતુર, મુકી મનની મામ;
પેલા ગાંધર્વ હરીનું સ્તવન, કરીને ગયા પોતાને ઠામ. ૫૪
તે વાત સુણી ગોકુલમાં સર્વે, ચિંતા કરે નર નાર;
રામ કૃષ્ણને ઝાલી ગયા છે, આવ્યાતા અસુર અપાર. ૫૫
જસોદા રોહિણી આદે ગોપીઓ, નંદજી કરતા ઉચાટ;
વ્યાકુલ થઇને દોડ્યા, સર્વે વૃંદાવનની વાટ. ૫૬
એટલે ગોવિંદ ગૌ વાળીને, આવે છે વ્રજ માંહે;
મોહને મોરલી નાદ કર્યો, તે સુણીયો સર્વે ત્યાંહે ૫૭
ત્યારે નંદ જસોદા રોહિણી, મળીયાં દીઠા ગોકુલચંદ;
રામકૃષ્ણને ચાંપી હ્રદેશુ, પામ્યા બ્રહ્માનંદ. ૫૮
ગોકુળ માંહે આવ્યા સર્વે, ગોપીયો પામી સુખ;
વારંવાર નીહાળે નેત્રે, મનમોહનનું મુખ. ૫૯
પછે નંદજીયે ઘણો ઉછવ કીધો, સમારંભ નિજ ઘેર;
બ્રાહ્મણને ભોજન કરાવ્યાં, દાન કર્યાં બહુ પેર. ૬૦
પેલા ગોપ બાલકે વાત કહી, સહુ માંડીને વિસ્તાર;
પછે જોઇ કુશલતા રામ કૃષ્ણની, કરતા જયજયકાર. ૬૧

વલણ.

જયજયકાર ગોકુળમાં વરતે, સુણી શ્રીકૃષ્ણ ચરિત્રરે;
અશુભ અમંગલ નાસે સર્વે, એવું પાવન પુણ્ય પવિત્રરે. ૬૨

---

## અધ્યાય ૪૩.

### કડવું ૪૭ મું-રાગ ધન્યાશ્રી.

સભા કરીને બેઠા કંસરાયજી, મનમા કરતો ઘણી ચિંતાયજી;
બીડું ફેરવ્યું સભા મોઝારજી, છે કોઇ બલીયો જોદ્ધ અપારજી. ૧

### ઢાળ.

કોઈ જોદ્ધ છે શુરવીર તે, મુજ સભા મધે આજ;
જે જઈ છતે નંદકુમારને, થાય મારૂં કાજ. ૨
ત્યારે દેવાંતક ને નરાંતક, બે અસુર ઉઠયા ત્યાંહે;
પ્રણામ કીધો રાયને, બીડું ગ્રહ્યું કરમાંહે. ૩
પછી વૃંદાવનમાં આવિયા,બે અસુર અતિબળવાન;
તે વ્યાઘ્રરૂપ ધરી રહ્યા, કુંજમાં કાલ સમાન. ૪
તે દિવસ ગાયો ચારવા, નવ ગયા નંદકુમાર;
હલધર સહીત હરિ રહ્યા, મંદિર એકલા નિરધાર. ૫
ગોવાલ બીજા આવિયા, ગૌ ચારવા વનમાંહે;
ભય પામ્યા ગોવાલ સહુ, બે વ્યાઘ્ર દીઠા ત્યાંહે. ૬
તે જોઈ ભડકી ગાય, સર્વે નાઠી છે નિરવાણ;
ગોકુલ વિશે આવી તદા, ગોવાલ સાથે જાણ. ૭
થયું જાણ સહુ વ્રજવાસીને, બોલ્યા નંદ વચંન;
બાધ્યો વૃંદાવન વ્યાઘ્ર છે, માટે જશો નહીં કોઇ જંન. ૮
ત્યારે રામકૃષ્ણની સાથ બોલ્યાં, જશોદા તેણીવાર;
નહીં જવા દૈઉં વનમાંહે, તમને સત્ય કહું નિરધાર. ૯
ઘણી ચોકશી કરતાં સહુ, બે કુંવરકેરી ત્યાંહે;
નથી જવા દેતાં બારણે, રોકી રહ્યાં ઘરમાંહે. ૧૦
ત્યારે હઠ કરી હરિ બોલિયા, જસોમતિ સાથ વચંન;
મા નથી ગમતું ઘર વિશે, અકલાય મારૂં મંન. ૧૧
અમો રમીશું ગોકુલ* વિશે, નહીં જાઉં વન મોઝાર;
એમ કરગરીને હરિ હલધર, નિકળ્યા બે બાહાર. ૧૨
વિઠ્ઠલજીયે મન વિચાર્યું, મુજ રમણકેરૂ સ્થાન;
ત્યાં ભય નહીં ત્રણકાલમાં, નિર્ભય સદાસુખવાન. ૧૩
વ્રજ વિથીમાં રમતા થકા, બલદેવ દેવ મોરાર;
કોઇ જાણે નહીં એમ નિકળ્યા,આવિયા વન મોઝાર. ૧૪
તે વ્યાઘ્ર વેશે અસુર દીઠા, બેઠા છે વનમાંહે;
બે વીરને જોઇ કુદીયા, કરી પુછ ઊંચાં ત્યાંહે. ૧૫
એવા દુષ્ટને આવતા, જોઇને વિચાર્યું જદુવીર;
મુખવિશેથી બે ગદા કાઢી, કરગ્રહી રણધીર. ૧૬

---

* અત્રે વૃંદાવન જોઇએ.

સિંહતણા શીરમાં ગદા, મારી સાથે બનો સૂર;
તે મર્ણ પામીને પડ્યા, મસ્તક થયાં છે ચૂર. ૧૭
તેતણાં કાઢયાં ચર્મ ખેંચી, ધોયાં જલ મોઝાર;
પછેશકરપણ શ્રી કૃષ્ણ, આવ્યા વ્રજવિશે તેણીવાર. ૧૮
તે વ્યાઘ્રકેરાં ચર્મ જોઇ, સર્વે થયાં ભમભીત;
ગોપીઓ સહુ ટોળે મળી, બાઈ આ શું વિપરીત. ૧૯
આવ્યાં નંદ જસોમતી, પુત્રને પુછે ત્યાંહે;
આ કયાંથી લાવ્યા કુંવર મારા, ચર્મ ગ્રહી કરમાંહે. ૨૦
શ્રી કૃષ્ણ કહે અમો વૃંદાવનમાં, ગયાતા બે વીર;
ત્યાં વ્યાઘ્ર કોણે મારીયા, અમો જોયા ધરીને ધીર. ૨૧
હરિ ચર્મ એ શુદ્ધ કરીને,અમો ગ્રહ્યાં કરમાં આજ;
પિતા તમારે અર્થે લાવ્યા, આસન કરવા કાજ. ૨૨
એવું સુણીને આશ્ચર્ય પામ્યાં, ગોપી ગોપ પવિત્ર;
વખાણતા સહુ પરસ્પર, શ્રી કૃષ્ણકેરૂં ચરિત્ર. ૨૩
એમ દેવાંતક ને નરાંતકને, હણ્યા શ્રી ગોપાળ;
શ્રી વૃંદાવન નીર્ભે કર્યું, સુખ પામ્યાં સૌ ગોવાળ. ૨૪

વલણ.

સૌ ગોવાલ સુખ પામે બહુ, વિધ આનંદ ઉછ્વ થાયરે;
શ્રોતાજન સહુ સુણો ભાવે, શ્રી કૃષ્ણકેરી કથાયરે. ૨૫

---

## અધ્યાય ૪૪.

### કડવું ૪૮ મું–રાગ મામેરી.

એક દિવસ ગાયો ચારવા, ગયા ગોવિંદ વૃંદાવન વિશે;
સંગે ગોપ બાલક શોભીતા, કરે પવિત્ર ભૂમી ચરિત્ર મીશે. ૧
ભાસ્કર સુતાની સામી તીરે, રંગારા રસ સંગના;
કંસકેરાં વસ્ત્ર ભારે, વિવિધ રંગે રંગતા. ૨
દામોદરે દીઠા તદા, ત્યાં જવાની ઇચ્છા કરી;
બલીરામ કેશવ સહીત બાલક, ગયા જમુના ઉતરી. ૩
બલદેવ ને શું બોલીયા, કોહોના વસ્ત્ર રંગો છો તમો;
સાચુ કોહો સંદેહ મુકી, પ્રીત કરી પુછુ અમો. ૪
તે રગારા મદ્યાગદ ભરયા, પછે રીસ કરી બોલ્યા અશું;
તમો ગૌ ચારો ગોવાળીયા, એ પુછ્યાનું કારણ કશું. ૫

એ ભોજપતીનાં વસ્ત્ર છે અલ્યા, મુરખ શું સમજો તમો;
અહિંથકા જાઓ ઉતાવળા,નહીતો બાંધીલઇજઇશું અમો. ૬
તે સુણી કોપ્યા સહસ્ત્ર શિર્ષા, રક્ત નેત્ર થયા જદા;
અકેકી મુઠી સર્વને ત્યાં, ક્રોધ કરી મારી તદા. ૭
રંગારા નાઠા પ્રાણ લઈને, મરણતુલ્ય થઇ ત્યાંહાં;
પોકાર કરતા આવિયા, નૃપ કંસ બેઠો છે જ્યાંહાં. ૮
માહારાજ સુત બે નંદના, બલદેવ કૃષ્ણ સખા સહુ;
પટકુલ તમારાં લઇ ગયા, વળી અમને માર્યા છે બહુ. ૯
તે સુણી ક્રોધે કંસ બોલ્યો, એ સુતને હું શું કરૂં;
જો જાઉ એને ઝાલવા, તો જીવથી નિશ્ચે મરૂં. ૧૦
હવે વસ્ત્ર સર્વે લઇને, હરી વૃંદાવનમાં આવીયા;
વેંહેંચી આપ્યાં સહુ ગોપાલને, નીજ સખા સંગ શોભાવીયા. ૧૧
હરી હલધરે પેહેર્યાં નહી, પેહેરાવ્યાં સહુ ગોવાલને;
એ સખાનું સુકીત જુવો, જે પ્રિય ઘણું ગોપાલને. ૧૨
સંધ્યા સમે ગૌ વાળીને, વિઠ્ઠલ વળ્યા વ્રજમાં તદા;
નટવેશ કુસુમ સમુહ ભૂષણ, સુંદરશ્યામ સુભગ સદા. ૧૩
ગોવાલ વેષ્ટીત મધ્ય મોહન, મોરલી નાદ મધુર કરે;
કમલ નેત્ર કટાક્ષ માત્રે, તાપ ત્રીયજનનો હરે. ૧૪
અમુલ્ય પટ બહુ રંગનાં, વ્રજવાશીએ દીઠાં ત્યાંહાં;
ક્યાં થકી લાવ્યા કોણે આપ્યા, પુછતા માહોમાંહાં. ૧૫
ત્યારે બાલક કહે રાય, કંસનાં અંબર અમો લાવ્યા સહી;
તે સુણી સહુને શોક પ્રગટયો, નંદસુ વાણી કહી. ૧૬
હવે કટક આવશે કંસનું, બાલકે બહુ અન્યા કર્યો;
ગોવિંદજીને નંદજી પુછે, પુત્ર ઉત્તર કોહો ખરો. ૧૭
હરિ કહે અમો સહુ ખેલતા, તેની પાસ જઇ ઉભા રહ્યા;
તે રંગારા સહુ જોઇ અમને, નાહાસી મથુરામાં ગયા. ૧૮
તે સુનાં દેખી વસ્ત્ર, સહુ બાળને પેહેરાવ્યાં અમો;
એ કંસ શું કરનાર છે, માટે ચિંતા નવ કરશો તમો. ૧૯
તે વસ્ત્રકેરૂં હરણ સુણીને, કંસ ચિંતાતુર થયો;
અન્ન ઉદક તે નથી ભાવતું, મન હિંમત સહુહારી ગયો. ૨૦
ત્યારે જલાસુર નામે અસુર, લેઇ આજ્ઞા ચાલ્યો દુરમતિ;
ઝાલું વેરીને વારીમાં રહી, મુને જળમાં રહેવાની ગતિ. ૨૧

તે આવી પેઠો જમુનાજીમાં, ગુપ્ત રોકી ઘાટને;
અહર્નિશ અવલોકતો, બલિરામ વિઠ્ઠલ વાટને. ૨૨
એ કૃષ્ણ ક્યારે આવશે, હું ઝાલું તે જુક્તે કરી;
એમ ધ્યાન લાગ્યું હરિતણું, એક દ્રષ્ટિયે જોતો ભરી. ૨૩
ધન્ય ધન્ય છે એ અસુરને, શ્રી કૃષ્ણમય એકચિત્ત થયું;
અન્ય સંકલ્પ વિષય વર્જીત, પાપ ત્રિવિધિતણું ગયું. ૨૪
તેનો અનુગ્રે કરવા હરિ, સહુ સખા લીધા સંગમાં;
આવી જમુનાજીમાં ઝીલતા, જળક્રીડા કરતા રંગમાં. ૨૫
પૂર્વે મુકુંદે વેદ જેમ, જળમાંહે ખોળ્યા ખપ કરી;
મચ્છરૂપ ધરીને મારિયો, તે શંખાસુર પોતે હરિ. ૨૬
એમ જલાસુરને શોધતા, જળમાંહે જાદવકુલમણી;
તે દેખી અસુર ઉતાવળો, પછી ધાયો ધરણીધર ભણી. ૨૭
અસુરે ગ્રહ્યા અવિનાશને, આકર્ષણ કરતો હરિતણું;
જળમાંહે બંનો બાઝિયા, મલ્લજુદ્ધ કરતા અતિઘણું. ૨૮
પછી કેશવજીયે કંઠ સાહ્યો, બળવડે કરી રીસને;
જેમ નાલમાંથી કમલ તોડે, એમ તોડ્યું શિશને. ૨૯
તે અસુર મૃત્યુ પામિયો, ગોવાલ સહુ જયજય કરે;
ભાઈ ભલું થયું એ અસુર હણિયો, પરસ્પર મુખ ઉચરે. ૩૦
પછી સખા સર્વે ચરણ ગ્રહી, શબ કાઢી નાખ્યું બારણે;
તે ગોપ સાથે હરિ ગયા, વનમાંહે ક્રીડા કારણે. ૩૧
તે ખબર થઈ છે કંસને, જે જલાસુર ગોપે હણ્યો;
એક દૂત વ્રજમાં મોકલ્યો, સમાચાર કહેવા તેતણો. ૩૨
તે આવ્યો દૂત ઉતાવળો, ગોકુલ વિશે વેગે વળી;
જે કંસરાયે કહાવિયું તે, નંદને કહે છે મળી. ૩૩
જળમાંહે માણસ મારિયું, ગોવાળીયે ક્રીડામીશે;
તે શકટ માંહે ઘાલીને, મોકલી દ્યો મથુરાં વિશે. ૩૪
એવાં વચન સુણી સહુ ગોપને, નંદરાયે આજ્ઞા કરી;
પછે મોકલ્યું મથુરાં વિશે, તે શબ શકટ માંહે ધરી. ૩૫
જોઈ કંસ મન ભય પામિયો, અહો જળાસુર બલીયો ઘણું;
જેમ મેષને હણે મૃગપતિ, એમ કર્યું વિદારણ એ તણું. ૩૬
એ નંદ સુત મુજને મારશે, એ વાતમાં સંદેહ નહીં;
મુજ પાસ કોઈ બળીયો નથી, હવે મોકલું કોને તહીં. ૩૭

એક રાક્ષસ ત્યાં બેઠો હતો, અસુરાસુર તેનું નામ છે;
મુને આજ્ઞા આપો રાયજી, એમાં કશું મોટું કામ છે. ૩૮
એ ગોપના બે પુત્ર બાળક, મુજ આગળ જાગે કહી;
કહો તો ઝાલી લાવું જીવતા, વા હણું ક્ષણમાં ત્યાં જઈ. ૩૯
ત્યારે કંસ કહે જે જાય છે, તે નથી પાછો આવતો;
શે પ્રકારે એ હણે છે, તે ખબર કોઈ નથી લાવતો. ૪૦
અભિમાન મિથ્યા શું કરે, એ નિશ્ચે તુજને મારશે;
મૃગેંદ્ર શીશુ મદગલ હણે, જેમ તેમ તને સંહારશે. ૪૧
ત્યારે અસુર કહે રાય સાભળો, કોઈથકી મર્ણ પામું નહી;
મુજ મર્ણ છે હનુમંત હાથે, નિશ્ચે હું જાણું સહી. ૪૨
એક અજની સુત રીપુ મારો, કંસ તુજને કહું કથી;
તે મારુતી આ જુગ વિષે, કાંઇ ભૂતળ દેખાતો નથી. ૪૩
શ્રી રામચંદ્ર સ્વધામ, જ્યારે ગયા લઇ પુરલોકને;
ત્યાર પુઠે નથી દીઠો, હરણ સીતા શોકને. ૪૪
તે માટે હું નિર્ભેથકી, જઇ જીતું નંદકુમારને;
જેમ ઘટોદ્ભવને દુરઘટ, તરવા સિંધુ પારને. ૪૫
હું પ્રતિજ્ઞા કરીને કહું, કોઇથકી હવે નવ ડરૂં;
તને ધ્રુવ જેવો અવિચળ કરૂં, તો નામ અસુરાસુર ખરૂં. ૪૬
એવું સુણી કંસ પ્રસન્ન થયો, ઘણું માન દીધું મહીપતી;
એ મૂર્ખ નથી જાણતો, જે અકળ ઇશ્વરની ગતી. ૪૭
પછે ભોજપતીયે આપીયા, પટભૂષણ બહુ ભાવે કરી;
તે ચાલ્યો અસુર ઉતાવળો, અભિમાન મનમાંહે ધરી. ૪૮

વલણ.

અભિમાન મનમાં ધરી, ચાલ્યો આવ્યો વ્રહાવંનરે;
હવે અસુરાસુરની કહુ કથા, તે શ્રોતા ધરજો મંનરે. ૪૯

---

## અધ્યાય ૪૫.

### કડવું ૪૯ મું–રાગ મારૂ.

આવ્યો અસુરાસુર મહાપાપી, મરણ પામવા દુરમતી વ્યાપી;
તે સમે શ્રી નંદકુમાર, ગૌ ચરાવે છે વનમોઝાર. ૧
ભાનુતનયા કેરી તીર, સંગે ગોપ શીશુ બળવીર;
તરૂ છાયા છે શીત સઘંન, મંડલ મધ્ય બેઠા ભગવંન. ૨

જેમ દેવ સભામાં સુરેંદ્ર, જેવા તારા મંડલમાં ચંદ્ર;
એમ શોભે હરી સુખ રાસ, ચરતિ ધેનુ તે ચારે પાસ. ૩
એવે આવ્યો અસુર માહાકાય, દિઠો દૂરથી સર્વ સખાય;
અવનીથી ઉંચો અષ્ટયોજંન, થયો માયાવી મોટું તંન. ૪
તૈલ સીંદુર ચરચ્યુ ભાલ, માહાભયંકર મુખ વિકરાલ;
શ્વેત વજરા ઝલકે દંત, લલકે જીવ્હા તેવી દૂત વંન. ૫
રક્ત નેત્ર જાણે અગ્નિકુપ, કજલ ગીરિસમ શ્યામ સ્વરૂપ;
એવો દેખી વેશ વિકાલ, બીહિવા લાગ્યા સર્વે ગોવાલ. ૬
કહે છે હરીને ઉંચા કરી હાથ, પેલો અસુર જુવો હે નાથ;
દિશે કાલરૂપ નિરધાર, જાણે વિશ્વનો કરશે આહાર. ૭
ત્યારે બોલ્યા શ્રી ઋષિકેશ, તમો ભય નવ ધરશો લેશ;
એવું કહી પછે દેવ મોરારી, જ્ઞાનદ્રષ્ટીયે જોયું વિચારી. ૮
જાણ્યું મનમાં શ્રી ગોકુલનાથ, એનું મરણ છે મારૂતી હાથ;
હસી બોલ્યા શ્રી ભગવાન, સુણો હલધરજી બલવાન. ૯
જો આવે વાયુપુત્ર આ ઠાર, કરે અસુર તણો સંઘાર;
એ છે રામ ઉપાસક ધીર, માટે લક્ષ્મણજી થાઓ વીર. ૧૦
એવું કહીને પોતે ગોપાલ, રામ રૂપ ધર્યું તતકાલ;
સુમિત્રી થયા રોહિણી તંન, ધર્યાં ધનુષબાણ ભગવંન. ૧૧
પછે સ્મરણ કર્યું તેણી વાર, આવ્યા તતક્ષણ પવન કુમાર;
કરી પ્રદક્ષણા પાયે લાગ્યા, રામ રૂપ જોઇ અનુરાગ્યા. ૧૨
ઉઠાડ્યા પ્રભુયે ગ્રહી હાથ, બીડ્યા મારુતી હ્રદયા સાથ;
થયા ગદ્‌ગદ્ શ્રી હનુમંત, સ્તુતિ કરતા માહા બલવંત. ૧૩
જય રઘુકુલ કમલદિનેશ, જય આદી નારાયણ શેષ;
નમો બ્રહ્મન્ય દેવ દયાલ, નમો ભક્તતણા પ્રતિપાલ. ૧૪
નમો દુષ્ટનિકંદનદેવ, સત્યરૂપ સદા સત્યમેવ;
જ્ઞાનગમ્ય ગુણાતિત સ્વામી, વિશ્વવ્યાપક અંતરજામી. ૧૫
સચ્ચિદાનંદ પુરણ કામ, શુદ્ધ ચૈતન્ય આત્મારામ;
ઘણી સ્તુતિ કરી તેણી વાર, પછે બોલ્યા પવનકુમાર. ૧૬
શી આજ્ઞા મુને સ્વામિન, હસી કહે છે શ્રી ભગવંન;
પેલો પાપી દુષ્ટાચર્ણ, તુજ હાથે છે એનું મર્ણ. ૧૭
માટે મારય જઈ બલવંત, સુણી ચાલ્યા તદા હનુમંત;
જેમ ગજપર તલપે મૃગેંદ્ર, ઉરગેંદ્રની સામો ખગેંદ્ર. ૧૮

દિઠા મારૂતીને જેણીવાર, લાગ્યો કંપવા ત્યાં નિરધાર;
મન ભય પામ્યો પડી ફાલ, ક્યાંથી આવ્યો એ મારો કાલ. ૧૯
પછે મનમાં રાખી ધીર, કરી ગર્જના ઘોર ગંભીર;
એક ત્રિશુલ ગ્રહ્યું છે હસ્ત, આવ્યો સન્મુખ તે મદમસ્ત. ૨૦
માર્યું ત્રિશુલ કરીને ક્રોધ, ઝાલ્યું આવતું મારુતી યોદ્ધ;
માર્યું અસુરતણા હૃદે માંહે, વક્ષસ્થલ વીડાર્યું સાંહે. ૨૧
પડ્યો પૃથ્વી થઇ મુર્છાય, તેનો ચરણ ગ્રહ્યો માહાક્ષય;
ઘણું ફેરવીયો નભમાંહે, પછાડ્યો છે ભૂતલ માંહે. ૨૨
થયું મૃદઘટવત તન ચુર, પછે ગાજ્યો મારુતી સુર;
એ રીતે અંજની સુત જાણ, માર્યો દુષ્ટ અસુર નિરવાણ. ૨૩
સીતાશોકહરણ તેણી વાર, આવ્યા જ્યાંહાં છે શ્રી જગદાધાર;
પ્રભુ ચરણે નમાવ્યું શિશ, બોલ્યા કરજોડીને કપીશ. ૨૪
હે આદિ પુરૂષ અવિનાશ, માહામંગલ મૂર્તિ પ્રકાશ;
પ્રભુ શે કારણ આ ઠામ, પધાર્યા છો પૂર્ણ કામ. ૨૫
ત્યારે હસી બોલ્યા ભગવાન, સુણ મારુતી તું બલવાન;
દ્વાપર જુગના અંત મોઝાર, દુષ્ટ અસુર થયા છે અપાર. ૨૬
પિડે સુર દ્વીજ સુરભી સંત, થયો ભૂતલ ભાર અનંત;
તે વિનાશન અર્થે આંહે, અમો જન્મ ધર્યો વ્રજમાંહે. ૨૭
કૃષ્ણરૂપ અમારૂં જાણો, બલદેવ અનંતરૂપ પ્રમાણો;
એમ જાણી કૃષ્ણાવતાર, બોલ્યા મારુતી તેણીવાર. ૨૮
મુને ઈચ્છા ઘણી માહારાજ, કૃષ્ણરૂપ દેખાડો આજ;
એવું કહેતામાં તતકાલ, થયા પ્રગટ રૂપે ગોપાલ. ૨૯
હરિ હલધરસુ તેણીવાર, શોભે લાવણ્યરૂપ અપાર;
વેત્ર વાંસલી ને વનમાલા, ગુંજા મોર મુકુટ કટશાલા. ૩૦
પટપીત તડિત ઘનરૂપ, ખટ વરસની મૂર્તિ અનુપ;
એવી અદ્‌ભુત છબિ સકુમાર, દીઠી મારુતીયે તેણીવાર. ૩૧
જોઈ હરખ્યા મારુતતંન, પ્રેમે પુરિતજલ લોચંન;
કર સંપુટ કરીને જાણ, તન પુલકીત ગદગદ વાણ. ૩૨

### સોરઠ.

પ્રેમ વિવસ નિરધાર, હરિ સન્મુખ ઉભા રહ્યા;
કરજોડી તેણીવાર, સ્તુતિ કરતા હનુમંતજી. ૧

## નારાચ છંદની ચાલ.

શ્રી કૃષ્ણવૃષ્ણિવંશ દીપ ઓપ ગોપ મંદિરં;
અનૂપરૂપ ભૂપ કામ ધામ શ્યામ સુંદરં;
જગન્નિવાસ સ્વૈપ્રકાશ વિશ્વ મૂલકંદનં;
ત્વદીય પાદ પંકજં નમામિ નંદનંદનં; ૧
અનાદિ બ્રહ્મચિદ્રુનં અજન્મ જન્મ ધારણં;
ભુદેવ ભક્ત ભૂસુરાદિ ધર્મ ગુપ્તિ કારણં;
પ્રલંબ શકટ તૃણાવર્ત બકબકી નિકંદનં; ત્વદીય૦ ૨
લાવણ્ય લલિત અંગ છબિ શૃંગાર સાગરં;
મનોહરાય સુંદરં નવલકિશોરનાગરંઃ
કૃપા કટાક્ષ ઈક્ષણં વિછેદ ભેદ ફંદનં; ત્વદીય૦ ૩
મધુસ્મિતા નનંવરં પ્રફુલ્લ લોલ લોચનં;
મનોહરાયતં છબી મનોજમાન મોચનં;
કલીમલા પહંચ રીત ગીત હારી દૃંદિયં; ત્વદીય૦ ૪
મયૂર પીછ ગુંજ મૂક્તમાલ મુકુટ કુંડલં;
વિશાલ ભાલ તિલક અલક ચારૂ ગંડમંડલં,
તડિતપ્રકાશ પીતવાસ અંગરાગ ચંદનં; ત્વદીય૦ ૫
વૃંદાવને વિરાજિતં નિકુંજ રાધિકાધવં;
વ્રજાંગના મતિ ગતિ રતિ વિહાર સાધવં;
અલિંદવૃંદ ગુંજીત કલિંદજા પુલીંદનં; ત્વદીય૦ ૬
વેણુધ્વની રસાલિ કવિમોહ ગોપ બાલિકા;
સુપ્રેમ ક્ષેત્ર શાલિકા મનોજ મેઘ પાલિકા;
સુહાવભાવ નૃત્ય ગીત્ય રિત્ય રાગ છંદનં; ત્વદીય૦ ૭
દિવ્ય જન્મ કર્મ પુનિત પુણ્યશ્લોક કિર્ત્તનં;
મુનિંદ્ર સિદ્ધ યોગી રૂપધેય નામ ચીંતનં;
અનંત વાગિશા વિધી પુરારી વેદ વેદનં; ત્વદીય૦ ૮
ઈદંતુ નંદ નંદનાષ્ટકં જપંતીયે જના;
શ્રી કૃષ્ણ પાદ પ્રેમભક્તી પ્રાય તે સુચીમના;
ત્રિતાપ પાપ કલેશ દુઃખ શોક વ્યાધીનાશનં;
સમસ્ત જીવ ગિર્ધરાદિ સત્વધી પ્રકાશનં; ૯

### દોહા.

મારૂતિએ એમ સ્તુતિ કરી, શ્રી કૃષ્ણતણી નિરધાર;
નમસ્કાર કરીને ગયા, દક્ષીણ દિશા મોઝાર; ૧

પુરૂષોત્તમ પરબ્રહ્મ અજ, શ્રીપતી પુરણાનંદ;
સાત્વત કુલ પાલક પ્રભુ, જયજય ગોકુળ ચંદ. ૨

---

## અધ્યાય ૪૬.

### કડવું ૫૦ મું-રાગ આશાવરી.

એમ અસુરાસુરનો નાશ કરાવ્યો, મારતી પાસે મોરાર;
દેવપુષ્પનીવૃષ્ટી કરતા, દુંદંભી નાદ અપાર. ૧
પછે સંધ્યા સમય થયો તેણી વેલા, દિનમણી પામ્યો અસ્ત;
ત્યારે ગૌ વાળી વિઠ્ઠલજી વળીયા, સંગે બાલ સમસ્ત. ૨
ગોપ મંડલી વેષ્ટીત ચાલે, નટવર નંદકિશોર;
ગોપુર રજ નભ છાહી રહ્યું, ગોરંભ ધ્રુની થાય ઘોર. ૩
વનમાળી વ્રજમાંહે પધાર્યા, નંદરાયને ધામ;
વ્રજ વિનતા સહુ હરખી પ્રેમે, પુજ્યા પુરણ કામ. ૪
સરવે શીશુયે ગોપી ગોપને, વાત કહી વિસ્તારી;
એક અસુર આવ્યો તો પરવત, જેવો દુષ્ટ મહા ભયકારી. ૫
ત્યારે યશોદા પુત્રે રામ રૂપ ધર્યું,હલધર લક્ષ્મણ રૂપ;
કિરિટ મુકુટ કુંડલ આદે ધર્યાં, ભૂષણ દીવ્ય અનૂપ. ૬
એટલે મારતી પ્રગટ થયા, અમો સરવે દીઠા દૃષ્ટ;
તેણે નંદકુંવરની આગ્ના લેઇને, અસુર પમાડ્યો નષ્ટ. ૭
એવાં બાલક કેરાં વચન સાંભળી, વિસ્મે થયાં નરનારી;
એ આદિ પુરૂષ અવતરીઆ, નિશ્ચે ભક્તતણા ભયહારી. ૮
નંદ યશોદા ગોપિગોપ સહુ, કહે છે પરસ્પર વાણી;
બાપ ગર્ગમુનિએ કહ્યુંતું પૂર્વે, એ છે પુરૂષપુરાણી. ૯
એમ દિન દિન પ્રત્યે નીતમ, લીલા કરતા શ્રી ભગવાન;
શ્રી વૃંદાવનમાં ધેનુ ચરાવે, અદ્ભુત રૂપ નિધાન. ૧૦
હવે અસુરાસુર જે મૃત્યુ પામ્યો, તે કંસે જાણી વાત;
મુર્છિત થઈને પૃથ્વી પડીયો, કરતો અશ્રુપાત. ૧૧
જયમ ઇંદ્રજીતનું મરણ સાંભળી, રાવણને થયો ખેદ;
એમ ભોજપતીને બહુ દુખ પ્રગટ્યુ,મન ઉપજ્યો નિર્વેદ. ૧૨
ધિક છે મારા પરાક્રમ બલને, ધિક રાજ્યાસન ભાર;
એક નંદતણો સુત નવ જીતાયો, પશુનો પાલણહાર. ૧૩

કંસરાય ઘણું કષ્ટજ પામ્યો, શોક થયો મનમાંહે;
તેણે સમે એક અસુર મેઢાસુર, આવીને બોલ્યો ત્યાંહે. ૧૪
અરે કંસ શું કાયર થઇને, બોલે એવાં વચન;
હવડાં હું જઈ નંદતણા, સુત નિશ્ચે પમાડું પતંન. ૧૫
જ્યમ બંધનમાં રેહ દંડગાર સહે, તસ્કર ને વળી જાર;
એવું જાણીને બીજા કર્મ કરે, છે મુરખ રહીત વિચાર. ૧૬
ત્યમ હવે આજ્ઞા લેઇને મેઢાસુર, ચાલ્યો આવ્યો વૃંદાવન;
તેણે કર્યા રૂપ ઘણું ભયકારી, ઉંચો એક યોજન. ૧૭
રક્ત નેત્ર મુખગિરિ ગુહા સમ, જીભ્હા વિદ્યુત જેવી;
જાણે વિશ્વતણો સંધારજ કરશે, ભયંકર દીસે એવી. ૧૮
તે દુરથકી ગોવાળે દીઠી, કૃત્યા કાલ સ્વરૂપ;
ત્યારે ભય પામી ભુધરજી પ્રત્યે, કહેતા વચન અનુરૂપ. ૧૯
હે કૃષ્ણ કૃષ્ણ હે હલધર, માહાભુજ શરણાંગત સુખદાતા;
વ્રજવાસીને તન મન જીવન, એક તમો છો ત્રાતા. ૨૦
આ જુવો પેલી દેત્યા આવી, ભક્ષણ કરશે અમને;
એ થકી ભય ઉપનો છે અતી ઘણો, માટે સ્તવિયે તમને. ૨૧
સખાતણાં એવાં વચન સુણીને, યોગેશ્વર ભગવાન;
ઉર્ધ્વ પંથ જોયું તેણી વેલા, જે અમોઘ શક્તિવાન. ૨૨
એટલે પ્રગટ થઇ યોગમાયા, પોતાતણી નિરવાણ;
જે કંસના કરથી ઉડીને ગઇ, આકાશ માંહે જાણ. ૨૩
તે તત્ક્ષણ આવી માહા તેજોમય, પ્રચંડ વપુ વિક્રાલ;
તેણે સહસ્ત્ર ભુજાયે કૃત્યા ઝાલી, ગળી ગઇ તાતકાલ. ૨૪
પછે આકાશ માંહે અદ્રશ થઇ, હરી માયા માહાબલવાન;
જયજયકાર થયો તેણીવેલા, નભમાં વાગ્યાં નિશાન. ૨૫
એમ મેઢાસુરનો નાશ કર્યો, ભય ટાળ્યો ગોપાલ;
પછે ગૌ વાળિ વિઠ્ઠલજી, વળીયા વ્રજમાં સાયંકાલ. ૨૬
એવાં અદ્ભુત વિક્રમ વિઠ્ઠલ વરનાં, પુણ્યશ્લોક માહાભાગ;
શ્રવણ મંગલ હરદે સુખદાતા, ઉપજ અતિ અનુરાગ. ૨૭
એવે ગ્રિષ્મઋતુ વિરયા પછી, આવી વૃષાઋતુ સુખકારી;
તેની શોભા પરિક્ષીત પ્રત્યે, શુકજી કહે વિસ્તારી. ૨૮

વલણ.

વિસ્તારી કહે શુકદેવજી, તે સુણતા પરિક્ષીત રાયરે;
તે સંક્ષેપે વરણુન કરૂ, ઋતુ વૃષા શરદ મહીમાયરે. ૨૯

## અધ્યાય ૪૭.

### કડવું ૫૧ મું-રાગ સોરઠ મલ્લાર

શ્રી વંદાવન સોહામણુ, જ્યાં વિરાજે ગોપાલ;
ગ્રિષ્મ ઋતુ વિતિ ગઇ, પછે આવ્યો વરષાકાલ. ૧
ઉત્પતી જગજીવન કારણુ, થાય વૃષ્ટિ અપાર;
ઘન ગર્જતો આકાશમાં, વળી તડિતનો ચલકાર. ૨
અંબુદ ઘટાયે આવરયું, રવિમંડલ તેજ અનૂપ;
જેમ ગુણે ઢાંક્યો જીવ, નવ લહે બ્રહ્મ કેર રૂપ. ૩
અષ્ટમાસ ગ્રહ્યો રવિ, રસ ભુમીનો નિરધાર;
તે વૃષાઋતુમાં ફરી, કારણે કરી પોખે વાર. ૪
જેમ રાય તે નિજ પ્રજાનું, ધન લેઇ દેતો દુઃખ;
કો સમે પાછું સમર્પે, એમ સૂર્ય આપે સુખ. ૫
મેઘ ગર્જે પવન પ્રેરયા, વરસતો જલધાર;
જેમ દયાલુ કો દીન દેખી, કરે પર ઉપકાર. ૬
ઋતુ ગ્રીષ્મમાં અતિ સુષ્ક થઇ, તાપે કરી ભુવનેહ;
તે વૃષામાં વૃષ્ટિ થકી, અતિ સ્થુળ થઇ છે દેહ. ૭
જેમ તપ થકી તન થાય, કૃશફલ પ્રાપ્તિયે કરી પુષ્ટ;
એમ જલતણા સંજોગથી, મહિ થઇ અતિ સંતુષ્ટ. ૮
તારા ન દીસે તમ વિશે, ખદ્યોત્ ચમકે ત્યાંહે;
થાય લુપ્ત શ્રુતિ પથ ચમકતો, પાખંડ મત કલીમાંહે. ૯
ઘન ગર્જના સુણી બોલતા, દાદુર શબ્દ સુજાણુ;
જેમ બટૂક ભણતા હરખથી, ગુરુવચન સુણી નિર્વાણુ. ૧૦
લઘુ સરિતમાં ન સમાય જલ,જ્યાં ત્યાં ઉમારગ જાય;
જેમ અવશ ઇંદ્રિય પુરુષનું, ધન કુમારગ ખરચાય. ૧૧
લઘુ હરિત તૃણથી ધરા શોભે, મેઘ જલ મહીમાય;
જેમ નવોઢાપતિ સંગથી, અતિરૂપ ધરતી કાય. ૧૨
ભૂ ફોડિ ભૂમી ફોડ અગણીત, પ્રગટ જીવ અપાર;
એમ રાજસૈન્ય સરિખી, ધરણી થઇ નિરધાર. ૧૩
જલ સ્થલ નિવાશી જીવ, તે સેવતા નીતમ નીર;
જેમ હરિ સેવાથી હર્ખ વાધે, થાય દિવ્ય શરીર. ૧૪
સરીતપૂરે ચઢયો સાગર, ચાલે ચપલ તરંગ;
અપક્વ યોગીતણું મન, જેમ કરે વિષયનો સંગ. ૧૫

વૃષ્ટી ધારા વેગથી, ગીરિવર ગણે નહી દુઃખ;
દુખિ હોય હરિજન તોય, માને સદા મનમાં સુખ. ૧૬
તૃણ આવરયાં અવિની વિશે, માર્ગ થયા છે ગોપ્ય;
અભ્યાસ વિન બહુ દિવસમાં, જેમ થાય વિદ્યા લોપ. ૧૭
લોકના હીત ધન વરસતો, માંહે તડિત ચપલ અપાર;
પુંશ્ચલીકેરી પ્રીત જેમ, સ્થીર નવ રહે એક ઠાર. ૧૮
ધનસગુણ ગર્જે આપ નિર્ગુણ, ઇંદ્રની દુતી વંન;
જેમ સગુણ આ સંસારમાં, નિર્ગુણ રહે હરીજંન. ૧૯
વારિદ ઘટામાં ચંદ્રમંડલ, સ્પષ્ટ નવ દેખાય;
જીવને નીજ અહંકારથી, શુદ્ધ રૂપ તે ન જણાય. ૨૦
પરજન્ય આગમ ઉછવે, મોરને આનંદ હોય;
સંસાર તાપે તપે જન, હરી શરણથી સુખ સોય. ૨૧
જલ થકી પાદપ મુલ, પલ્લવ પાંમીયા સંતુષ્ટ;
જેમ કામના પામ્યા પછે, થાય તપસ્વી તન પુષ્ટ.. ૨૨
જે સરોવરમાં અલ્પ જળ, અતિ પંક કંટક જયાંહે;
તોયપણુ રહે છે સદા, ચક્રવાક સારસ ત્યાંહે. ૨૩
જેમ ગ્રહસ્થાશ્રમમાં દુઃખ ઘણું, સ્રિ પુત્ર કંટક પંક;
તોય મુર્ખ માયા નવ તજે, રહે સદા નીલેજ નિશંક. ૨૪
વાયુ પેરયા મેઘ વરસે, વારી અમૃત ધાર;
જેમ વિપ્ર પેરયા વણિજ, વરસે કામના નિરધાર. ૨૫
વળિ વૃષામાં વનમાંહે પાકયાં, જાંબુ ફળ ખજુર;
ત્યાં ગોપ ગોધન સાથ, ગોવિંદ રામ રમતાશુર. ૨૬
અતિ ઉર્ધ ભારે દુગ્ધથી, ગૌ મંદ ચાલે ત્યાંહે;
વનેચરે પ્રિય પુષ્પ ભૂષણ, ધરી ફરે વનમાંહે. ૨૭
જલ ધાર પડતી ગિરિ થકી, તેનો થાય શબ્દ અપાર;
તે સમીપે સુંદર ગુહામાં, રમે નંદકુમાર. ૨૮
કો સમે વારીદ વરસતે, હરીવૃક્ષ કેરી છાંય;
ફુલ કંદ મુલ આરોગતા, ગિરિ કંદરાની માંય. ૨૯
વળી સલીલ પાસે શીલા ઉપર, દધી ઓદન અન્ન;
ગોવિંદ હલધર ગોપ સાથે, જમે જગજીવન. ૩૦
હરીત તૃણ ચરી વૃષભ બેઠા, નેત્ર મીચી જયાંહે;
તૃપ્ત થઇ વાગોલતા, વળી વચ્છ સાથે ત્યાંહે. ૩૧

એવી વૃષા ઋતુ રસની ભરી, સહુ જીવને આનંદ;
વિહાર કરતા વન વિશે, ગુણનિધિ ગોકુલચંદ. ૩૨
પછે આવી શરદ સોહામણી, નભ નિશા નિર્મળ વર્ણું;
જેમ ભ્રષ્ટજનનું યોગ સેવે, થાય શુભ આચર્ણું. ૩૩
અંબુદ રહિત આકાશ નિર્મળ, સ્વચ્છ જલ નિર્મળ સહી;
સહુ જીવની સંકીરણતા ટળી, પૃથ્વી પંક રહીત થઈ. ૩૪
જેમ કૃષ્ણ ભકિત ચાર આશ્રમ, તણાં ટાળે દુઃખ;
તેમ જીવ નભ પૃથ્વી ઉદકને, કર્યું શરદે સુખ. ૩૫
સહુ મેઘવારી વિકાર મૂકી, થયા ઉજ્વળ વાન;
જેમ મુક્ત પાપ અમલ મુનિ,કો પામે મન વિશ્રામ. ૩૬
કો ઠામ ગીરિ ઝરણાં ઝરે, કો ઠામ નહી જળધાર;
કંઈ જ્ઞાન આપે ન આપે, જે મુક્ત જન નિરધાર. ૩૭
વળી સૂક્ષ્મ જળમાં, શરદકાલે રહ્યા જળચર જેહ;
દિન દિન પ્રત્યે સુકાય, વારી જાણતા નથી તેહ. ૩૮
જેમ કુટંબી જન મૂઢનું, ક્ષણક્ષણે આયુષ્ય ક્ષીણું;
તે ન જાણે અજ્ઞાનથી, પરવશ પડ્યા મતિ હીણુ. ૩૯
અગાધ જળમાં જંતુ તે, કાંઈ ન જાણે રવિ તાપ;
જેમ દરિદ્રી જન અવશ ઇંદ્રીય, ન જાણે ગ્રહે પાપ. ૪૦
શનૈ શનૈ* કરદમ તજે, વસુધા વૃષા ને અંત;
જેમ બર્થ તનુની અહંમમતા, તજે વિવેકી સંત. ૪૧
શર્દકાલે સિંધુ નિશ્ચલ, થયો સ્થીર ગંભીર;
જેમ આત્મા જાણે મુક્ત તુષ્ટી, થાય મુનિ મન ધીર. ૪૨
કૃષીકાર વ્રહીના ક્ષેત્રમાં, જળ રોકવા અભિપ્રાય;
ચોપાસ બાંધે પાજ, શરદે જાણી ગત વરષાય. ૪૩
જેમ ઇંદ્રીદ્વારે જ્ઞાન સ્ત્રવતું, રાખવાને કાજ;
રસીકનો સંજમ કરે છે, કોઈક યોગીરાજ. ૪૪
શરદે સુરજ તપે આતપ, થાય વ્યાકુળ જંન;
રજની વિશે શશિકીરણથી, સુખ થાય શીતળ તંન. ૪૫
વ્રજવધુને હતું રૂપ ગુણ, અભિમાન દુઃખ અપાર;
તે સર્વ ટાળ્યું સંગથી, કરી કૃપા દેવમોરાર. ૪૬
ઘન રહીત નભ નિર્મળ થયું, તારાતણો ઝલકાર;
જેમ સત્વગુણયુત, હૃદયમાં સાક્ષાત બ્રહ્માકાર. ૪૭

* ક્ષણે ક્ષણે.

તારકા વિચ પૂર્ણકલાયે, શોભતો શશિ તેમ;
ગોવાલમંડળ મધ્ય શોભે, નંદનંદન જેમ. ૪૮
શરદનો શીતળ પવન તે, સર્વને કરતો સુખ;
પણ ગોપિને હરિ નવ મળે, તે સમે થાયે દુઃખ. ૪૯
ગર્ભવતી થઇ મળી પતિને, ધેનુ ખગ મૃગનાર;
જેમ ઇશ અર્થે ક્રીયા સરવે, સફલ છે સંસાર. ૫૦
રવી ઉદય ફૂલ્યાં કમલ શુભ, કમોદની નવ વિકશંત;
રૂડે રાજ સુખ વૃદ્ધી, પ્રજા આનંદ તસ્કર અંત. ૫૧
મહોચ્છવ કરે ગ્રામજન, અન્ન નવીન પ્રાસન હોય;
પકવ અન્ને અવની શોભે, હરીકલા ત્યાં સોય. ૫૨
યતી વણીક વાડવ, ભૂપતિ તે નિકળ્યા પરદેશ;
નિજકર્મ ઉધમઅર્થે, કરતા પરનગર પરવેશ. ૫૩
જ્યમ મરણ કાલે દેહ જીરણ, તજે જન નિરધાર;
વળી નવીન તન પાંમે જથા, વાસનાને અનુસાર. ૫૪
ઇતિશ્રી દસમસ્કંધ માંહે, વીશમો અધ્યાય;
વરણવ્યો સંક્ષેપે કરી, વૃષા શરદ ઋતુ મહિમાય. ૫૫

---

## અધ્યાય ૪૮.

### કડવું પર મું-દોહા.

શ્રી શુકજી પરિક્ષિતને કેહે, વેણુ ગીત મહિમાય;
તે સુણતાં સુખ ઉપજે, પાપી પાવન થાય. ૧
શરદસમયમાં જલ વિમલ, શીત સુગંધ સમીર;
પ્રફુલ કંજ ગુંજે ભ્રમર, સરસરીતા ગંભીર. ૨
કુસુમીત વન ખગ રવ કરે, શૈલ સુભગ તરૂ છાય;
ધેનુ ચરાવે ત્યાં સદા, ગુણનિધી ગોકુળરાય. ૩
ગોપતણા સુત સંગમાં, શ્યામ રામ સકુમાર;
રમતા રૂડી રીતસુ, કરતા ચરિત્ર અપાર. ૪
મોહન મોરલી વજાડતા, તરલ તાન રસ ગાન;
સુણતાં ચિત્ત ચપલ થઈ, વ્રજવધૂ ભાગ્યવાન. ૫
કામની કામ વિવશ થઈ, વરણવતી હરી રૂપ;
પરોક્ષપણે કેહેતી તદા, સખીસુ વચન અનૂપ. ૬

### છપ્પય.

બરહિ પિચ્છ ધર શીશ, સુભગ નટવર વપુ રાજે;
કરણ કરણીકા કુસુમ, પીત અંબર તન ભ્રાજે;
વૈજયંતી વનમાલ, વિશાલ સુગંધીત ઊરે;
વેણુ રંધ્રમાં રસીકરાય, અધરામૃત પૂરે;
ગોપ વૃંદ આનંદ યુત, સ્વપદ પ્રવેશ ગતી કરં;
વૃંદારણ્ય રસીક રમણ, ગીત કીર્તિ સુચી વિસ્તરં. ૧

### સોરઠ.

એમ વેણુ નાદ રસાલ, મનમોહન કરતા ત્યાં;
સહુ જનને તતકાલ, સુણતા આનંદ ઉપજે.
તે સુણી ગોપકુમાર, વરણવતી હરી રૂપને;
પ્રેહ વ્યાકુલ થઇ નાર, સખી પ્રત્યે સખી ઉચ્ચરે. ૩

### રાગ મારૂ.*

સખી નંદ તણા બે કુમાર, જાતા વૃંદાવનમોઝાર;
તેની આગળ ધેનુ અપાર, સખા છે સંગમાંરે. ૧
વેણુ સહિત આનન અભિરામ, છે સુંદરતા કેરૂ ધામ;
જેની કટાક્ષમાં કોટી કામ, પુંઠલ ભમતા ફરેરે. ૨
જેણે એ મુખ નીરખ્યું અક્ષ, તેના સફલ થયાં છે ચક્ષ;
એ વિના જે બીજા સુખ લક્ષ, તે મીથ્યા જાણજોરે. ૩
બીજી બાલા બોલી તેણીવાર, લઘુ વેશે છે નંદકુમાર;
ગુણ લાવણ્ય રૂપ અપાર, ક્ષણ નવ વિસરેરે. ૪
મોર પીછ ધરાં છે ઉમંગ, તરૂ અંકુર તુલસી સંગ;
ગુંજ્યા કુસુમ કમલ બહુ રંગ, માલા ઉર શોભતીરે. ૫
નીલપીત અંબર પરિધાન, હરિ હલધર કરતા ગાન;
ધન્ય ગોપશિશુ કૃતવાન, જેની સાથે રમેરે. ૬
સખી શું તપ કીધુ વંશ, હશે કોણ સુકૃતનો અંશ;
એનું અધરામૃત અવતંસ, પાન કરે પ્રીત્યસુરે. ૭

---

* વડોદરાવાળી પ્રતમાં 'રાગ મારૂ' છે. સુરતથી મેળવેલી પ્રતમાં રાગ સોરઠ છે. વડોદરાવાસી વ્યાસ પ્રાણશંકર જે ઢાળમાં આ રાગ ગાય છે તેનો ઢાળ કંઈક દેશને મળતો આવે છે. તથાપિ આ રાગ દેશ, મારૂ કે સોરઠ નથી એમ એક ઉસ્તાદને પુછતાં જણાય છે.

જે હતુ ગોપી જનને જોગ્ય, તે મયેષ્ટ થયું એને ભોગ્ય;
એવું મોરલીનું ભાગ્ય આરોગ્ય, મહિમા એનો શું કહુંરે. ૮
એ પીયે અધરામૃત એશ, એ પીતાં જે ઉચ્ચિષ્ટ રેહે શેશ;
એ આપણને આપે પરમેશ, માટે એ વાહાલી ઘણુરે. ૯
ગિરી સર સરીતા જે કોય, સિંચ્યો વંશ એ જેને તોય;
નિશ્ચે તિર્થરાજ સમ હોય, પાપ તેના સહુ ગયારે. ૧૦
જે તરૂને વંશેવંશ, એણે જન્મ લીધો અવતંસ;
ખાઇ સફ્લ થયો તેનો વંશ, એના અધીકારથીરે. ૧૧
જેમ કોહોના કુલમાં તન, થાય પુત્ર તે વૈષ્ણવ જન;
તેને દેવ કેહેછે ધન્ય, પિત્રી જાય ઉદ્ધરીરે. ૧૨
એક અબલા કેહે સખી ધન્ય, રૂડુ વૃંદાવન પાવન;
જ્યાં વિરાજે જગજીવન, માહાભાગ્ય ભૂમિતણુરે. ૧૩
સ્વર્ગથી અવની ઉત્કર્ષ, જ્યાંહાં પુરૂષોત્તમ પદસ્પર્શ;
તે માટે થાયે ઘણો હર્ષ, નિરંતર શોભતીરે. ૧૪
સખી સુણતાં એ મોરલી સોહોર, મદમાતા યયા છે મોર;
ધન જાણી એ નંદકિશોર, મગ્ન થઇ નાચતારે. ૧૫
વળી અન્ય કહે મૃગી જેહ, કૃષ્ણસાર પતિ સંગ એહ;
સુણી ચકીત થયા છે તેહ, હરિને પુજે કટાક્ષથીરે. ૧૬
આપણા પતિ મુરખ ગોપ, કૃષ્ણને મળતા કરે કોપ;
તેથી હરણીનું ભાગ્ય અનોપ, જુવે જગદીશનેરે. ૧૭
સખી દેવાંગના ભાગ્યવાન, દેવ સાથે બેઠી છે વિમાન;
જેનું રૂપ છે રતિસમાન, તે નીરખે નાથનેરે. ૧૮
તે સુણી વેણું સ્વર મહીમાય, મોહ પામી વિકલ મન થાય;
છુટા કેશથી કુસુમ વેરાય, મૂર્તિ મનમાં ઠરીરે. ૧૯
વળી અન્ય કહે ધન્ય ધેનુ, બાઈ મહત પુણ્ય છે એનું;
મનમોહનમાં ચિત જેનું, એ તદવત્ થઈ રહીરે. ૨૦
સુણે ઉર્ધ્વ ધરીને કાન, વેણુનાદ અમૃત કરે પાન;
જાણે જોતી ચિત્ર સમાન, ત્યાં તૃણ મુખમાં રહ્યાંરે. ૨૧
સ્તનપાન કરે નહી વચ્છ, સ્થીર થઇને રહ્યા એક લછ;
વેણુનાદ સુણીને સ્વછ, ચંચલતા સહુ ગઇરે. ૨૨
અન્ય કહે સખી પક્ષી એહ, વૃક્ષ ઉપર બેઠા જેહ;
વેણુનાદ સુણીને તેહ, ચકીત થઇને રહ્યારે. ૨૩

બ્રહ્મવેત્તા મોટા મુનિજન, તેમણે ધર્યા પક્ષીનાં તન;
દેવકીસુતનાં દર્શન, કરવાને વૃક્ષે રહ્યારે. ૨૪
યમુના સુણી વેણુ ગાન, જલરથંભી રહ્યું છે આજ;
કામે આકુલી થઇ તે કાજ, માંહે ભમરા પડેરે. ૨૫
હરિ સામા ધસે છે તરંગ, કરે સ્પર્શ ચરણ જલ સંગ;
કર કમલે પૂજે શ્રીરંગ, ઉમંગ વધારતીરે. ૨૬
સખી ગોધન ચારે શ્યામ, સંગે ગોપ સખા બલરામ;
વૃંદાવનમાં પૂર્ણ કામ, તે વેણુ વજાડતારે. ૨૭
ભાનુ તાપ તપે જેણી વાર, મેહેછાયા કરે તે ઠાર;
વાય શીતલ પવન અપાર, પરજન્ય સેવા કરેરે. ૨૮
વળી વનચર ભીલની નારી, કુલહીણુ મતિ દુરાચારી;
તેણે દીઠા દેવ મોરારી, તદાત્મ થઇ રહીરે. ૨૯
કામની કુચ કુમકુમ જેહ, પ્રભુપદ સ્પરસ્યુ છે એહ;
તૃણ અંકુર લાગ્યું તેહ, હરિને હીડતાંરે. ૩૦
તે અબલા ઉર મોઝાર, ત્રણ સ્પર્શ કરે વારંવાર;
સુંદરી સુખ પામે અપાર, સમાવે તાપનેરે. ૩૧
એવા પાવન પદને યોગ, સુખ પામી ગયો તન રોગ;
પણ હું સરખીને વિયોગનો, તાપ ટળ્યો નહીરે. ૩૨
સખી ગોવરધન ગીરિ જેહ, સહુ ભક્તમાં ઉત્તમ તેહ;
રામકૃષ્ણતણા પદ એહ, અંકિત શિર શોભતારે. ૩૩
શ્યામ રામસુ ગોધન સાથ, વિચરે વિલંસે ગીરિ માથ;
આપી ફળ જળ થાય સનાથ, સ્વામીની સેવા કરેરે. ૩૪
સખી વિપરિત એક કહેવાય, જ્યારે વિઠ્ઠલ વાંસળી વાય;
ત્યારે સ્થાવર જંગમ થાય, જંગમ જડ થઈ રહેરે. ૩૫
સખી ગોપ બંધન જેહ, રસી સ્કંધ ધરી છે તેહ;
એવા હરિ હલધરમાં માહ સ્નેહ, અદ્ભુત ક્રીડા કરેરે. ૩૬
એમ વૃંદાવન મોઝાર, લિલા કરતા નંદકુમાર;
તે વર્ણવતી વ્રજનાર, તદાત્મ થઈ રહીરે. ૩૭

વલણ.

તદાત્મ થઇ ગોપીજન સરવે, કેહેની કૃષ્ણ કથાયરે;
હવે શ્રોતાજન સુણો ભાવેથી, કહુ કાત્યાયની વ્રત મહિમાયરે. ૩૮

# અધ્યાય ૪૯.

## કડવું પરઠમું–રાગ ધન્યાશ્રી.

શ્રીશુકજી બોલ્યા સુણ રાજનજી,હરિ ચરિત્ર સુધારસ અતિ પાવનજી,
કેશવ કરતા લીલા અનંતજી, એવે આવી ઋતુ હેમંતજી. ૧

ઢાળ.

હેમંત ઋતુનો માસ અઘહન, પ્રથમ જે કેહેવાય;
માહા પવિત્ર વ્રત કાત્યાયની, કેરૂ કરતી ગોપ કન્યાય. ૨
કુમારિકા ગોપની તનયા, રૂપ ગુણ સકુમાર;
અરૂણોદય વેળા ઉઠતી, પાળતી નિમ અપાર. ૩
ટોળે મળીને જાય, સરવે ગાય મંગલ ગીત;
તમારીતનયા વિશે કરતી, સ્નાન વિધી જલશીત. ૪
સીક્તાતણી મુર્તિ કરી, પૂજતી વિધી પરમાણ;
પ્રથમ આવાહન કરે, દેવીતણું નિરવાણ. ૫
ગંધ અક્ષત પુષ્પ પલ્લવ, નવાંકુર ફલ જેહ;
ધૂપ દિપ નૈવેદ આર્પે, સ્તુતિ કરતી તેહ. ૬
હે માહામાયા કાત્યાયની, માહા યોગિની અભિરામ;
વર આપો નંદકુમાર અમને, કરો પુરણ કામ. ૭
નિત્ય પૂજીને એમ, પ્રારથે દેવીને ગોપ કુમાર;
પછે ઘેર આવીને કરે, હવિષ્યાંન ભોજ આહાર. ૮
એ પ્રકારે નિત્ય પૂજતી, માગતી વર કન્યાય;
એક માસ લગી વ્રત કર,ઉત્તમ થયા વિધી મહીમાય. ૯
પછે છેલે દિવસે વ્રજ વિશે, ત્યાં હવો પ્રાત:કાલ;
આપાપણા મંદિર વીશેથી, ઉઠી સરવે બાલ. ૧૦
એક એકને ઉઠાડતી, કરે સાદ લેઈને નામ;
પૂજા સામગ્રી કરગ્રહી સહુ, મળી એકજ ઠામ. ૧૧
પછે ગીત મંગલગાન કરતી, આવી જમુનાં તીર;
ઉપકંઠ વસ્ત્ર ઉતારીને, ગઇ નાવા નિરમલ નીર. ૧૨
એક એકનો કર ઝાલીને, હરખે પ્રવેશી ત્યાંહે;
ગોપાલિકા જલમાં રમે, મન રહ્યું મોહન માંહિ. ૧૩
શ્રી કૃષ્ણ યોગેશ્વરેશ્વર, ભગવાન માયા ઇશ;
તેની કામના કરવા સફળ, ત્યાં પધાર્યા જગદીશ. ૧૪

સહુ કર્મ કેરા ફળપ્રદાતા, હરી પુરણ કામ;
નિજ મિત્ર સાથે લેઇને, પ્રભુ પધાર્યા તે ઠામ. ૧૫
મંદહાસ્ય કરી હરીયે હર્યાં, તે કુમારીકાનાં ચીર;
કદંબ વૃક્ષે વસ્ત્ર લેઇને, ચઢયા હલધર વીર. ૧૬
પછે સ્નાન કરીને ગોપ કન્યા, નીકળી સહુ બાહાર;
જુવે તો નિજ ચીર લેઇ, તરૂ ચઢયા નંદકુમાર. ૧૭
પાછી ગઈ જલ વિશે, વનિતા પામી મન લજ્જાય;
તે સમે બોલ્યા શ્રી હરી, મુખ મધુરૂ હસતા જાય. ૧૮
અહો અબલા આહાં આવી, લ્યો તમારાં ચીર;
કાંઈ હાસ્ય હું કરતો નથી, સત્ય માનજો ધરીધીર. ૧૯
તમો કન્યાવ્રતવતી, માટે નવ કરૂ હેલંન;
એ અસત્ય હું નથી બોલતો, તે સત્ય જાણો મંન. ૨૦
માટે અકેકી આવી તમારાં, વસ્ત્ર લ્યો સકુમાર;
એવાં વચન વિઠ્ઠલનાં સુણીને, કરતી મન વિચાર. ૨૧
સહુ પ્રેમસાગરમાં પડી, સુણી હરિનું હાસ્યવચન;
એક એક સામુ જોઇને, મુસકાય છે ઘણું મન. ૨૨
આકંઠ લગી જળમાં રહી, કાંપતી શીતલ વાર;
આનંદ મનમાં છે ઘણો પણ, આવે લાજ અપાર. ૨૩
પછે મુગ્ધા બોલી વચન ત્યાં, હે કૃષ્ણ ન કરો આલ;
અમો ઓળખુ વ્રજ વિશે, સુંદર નંદસુત ગોપાલ. ૨૪
અંબર અમારાં આપીયે, કાપીયે શીત વ્યથાય;
અમો સહુ તમારી દાસીયો,જે કેહેશો તે કરૂ ન્યાય. ૨૫
તે મધ્યમધ્યા બોલતી, આપો અમારાં ચીર;
નૃપ કંસને કેહેશું અમો, નહી રેહે તમારૂ હીર. ૨૬
એવાં વચન સુણી શ્રી કૃષ્ણ, બોલ્યા સુણો ગોપકુમાર;
તમો દાસી છો તે માટે માહારૂ, કહ્યુ કરો નિરધાર. ૨૭
આંહાં આવીને લ્યો પટ તમારાં, તજો અન્ય વિચાર;
એવું સુણી પછે સહુ ગોપ કન્યા, નીકળી જલબાહાર. ૨૮
એમ કંપીત ગાત્ર ગોરી, આવી જ્યાં જગદીશ;
અવાચ્યસ્થાનક કર ધરી, ઉભી નમાવી શીશ. ૨૯
શુદ્ધભાવ તેનો જોઇને, પછે આનંદ્યા અવિનાશ;
તેની પ્રેમપરીક્ષા અર્થે બાળી, વળતા વદે વચન પ્રકાશ. ૩૦

તમે વ્રત કરચું કાત્યાયની, દેવીતણું અવિધાર;
કયમ વસ્ત્ર તજી જલ વિશે,નાહ્યાં નગ્ન થઇ નિરધાર. ૩૧
અપરાધ એ મોટા થયો, નવગણો દોષ વિચાર;
તે માટે કરજોડી તમો, કરો સુરજને નમસ્કાર. ૩૨
હરીવચન સાચુ માન્યુ, વ્રતપુરણ કરવા કાજ;
કરજોડીને નમતી હવી, તજી મન વિશેથી લાજ. ૩૩
વ્રત સકલનું ફૂલ છે હરી, જ્યમ પ્રસન થાયે ઇશ;
તે માટે નમતી લાજ તજી, કર જોડીને તે દીશ. ૩૪
ત્યારે દામોદરને દયા આવી, વસ્ત્ર આપ્યાં ત્યાંહે;
તે પેહેરાં સર્વે સુંદરી, ઘણું હરખતી મનમાંહે. ૩૫
નાથને નીરખે નેહશુ થઈ, સજલ કરતી હાસ્ય;
નવ ચરણ ચાલે ત્યા થકી, પડી પ્રેમ કેરે પાશ. ૩૬
તેના મન તણો અભિલાષ જાણી, બોલ્યા સુંદર શામ;
ઇચ્છા તમારે જે હશે તે, થશે પુર્ણ કામ. ૩૭
વળી મુને મળતાં કામના, કયમ રહે મનમાં એહ;
શામા સુણો તે પ્રશ્ન કેરો, નીવરતુ સંદેહ. ૩૮
જેણે આરોપ્યું મન મુજવીશે, ચિત થયું સ્વરૂપાકાર;
તેનાં કર્મ તે નિષ્કામ છે, વાસના રહીત વિકાર. ૩૯
જ્યમ શેકયો કણ અવની વિશે, નવ ઉગે તે નિરવાણ;
એમ કોઈ પ્રકારે મુજ વિશે, એક વૃત્તિ અર્પે જાણ. ૪૦
માટે જાઓ અબળા ઘેર હવે, પ્રસન થઇ અભિરામ;
શરદની રજની વિશે, હું કરીશ પુરણ કામ. ૪૧
તે સાંભળી થઇ હરખયુત, ફરી નમી હરીને ત્યાંહે;
નથી જવાનું મન તોય પણ, કષ્ટે ગઇ વ્રજમાંહે. ૪૨
બલદેવજી પછે આવિયા, ગોવાલ ગૌ છે સાથ;
સર્વને તેડી વ્રંદાવનમાં, ચાલીયા વ્રજનાથ. ૪૩
ધેનુ ચરાવે વન વિશે, તરૂ સઘન શીતલ છાય;
તે જોઇને ઉચ્ચરે અચ્યુત, સખા સાથે લાય. ૪૪
હે તોક અર્જુન સીદામા, અંશુ સુબલ અવિધાર;
જુવો વૃક્ષ આ પુણ્યવાન છે, કરતા તે પર ઉપકાર. ૪૫
સેહે શીત આતપ વૃષા, શીરપર પામતા ઘણું દુખ;
ફૂલ ફૂલ પત્ર ને મૂળ આપે, કરે પરને સુખ. ૪૬

જેમ દયાળુ દાતારકો, નવ કેહે નિજ સુખ;
એ પ્રકારે અભિલાપ પુરે, ભાગે જનની ભુખ. ૪૭
એ વૃક્ષ છાયા કાષ્ટ, વલ્કલ મુજ પત્ર સુગંધ;
ત્વચા રસ ને ભસ્મ એ, સહુ પરોપકાર સમંધ. ૪૮
સંસારમાં તે ધન્ય છે, જે બોલે મધુર વચન;
નિજદેહ ઇંદ્રિય પ્રાણથી, સુખ પામતા સહુ જન. ૪૯
એવાં વચન કેહેતા થકા, વિઠ્ઠલ ચાલતા વન માંહે;
જોતા થકા પછે આવિયા, યમુનાતણું તટ જ્યાંહે. ૫૦
જલપાન સુરભીને કરાવ્યું, થયો અતિ આનંદ;
ગોવાલ જલ પીતા હવા, બલદેવ શ્રી ભગવંન. ૫૧
કો પીતા વેણુ ભરી ભરી, ધેનુ અજાની રીત;
બક અશ્વવત્ કો જલ પીયે, એમ કરે ચેષ્ટા અમીત. ૫૨
પછે યમુનાંના ઉપવન વિશે, ગૌ ચરાવે ગોપાલ;
મધ્યાનકાલ હવો તદા, ભુખ્યા થયા સહુ બાલ. ૫૩
તે દિન સવારે નીકળ્યા, નવ લીધું ભોજન સંગ;
તે માટ કેહેતા કૃષ્ણને, ગોવાલ સહુ નિજ અંગ. ૫૪

વલણ.

સહુ સખા કહેતા કૃષ્ણને અતિ, ક્ષુધા નવ સેહેવાયરે;
હરી ઋષિપાતીનું અન્ન આરોગ્યા, તેની કહુ કથાયરે. ૫૫

---

## અધ્યાય ૫૦.

### કડવું ૫૪સું-રાગ સારંગ.

હવે ગોકુળના બ્રાહ્મણ સહુ મળીયા, કીધો મન વિચાર;
શ્રી કૃષ્ણકેરી નીંદા કરતા, દૂષણ દેતા અપાર. ૧
નિર્ગુણ હરીમાં ગુણ આરોપી, કેહેવા લાગ્યા સ્પષ્ટ;
આ નંદને પુત્ર અશુભ આચરણે, ગોકુળ કીધું ભ્રષ્ટ. ૨
સ્નાન સંધ્યા યજ્ઞ હોમ તર્પણ, અનુષ્ઠાન ક્રીયા આચાર;
એ સર્વે નાશ પમાડી કરતો, ઉચ્છિષ્ટ કપટ વ્યભિચાર. ૩
આપણ બ્રાહ્મણ ઉત્તમ જાતી, રહેવું સોલામાંહે;
પતીવ્રતપણું સ્ત્રીઓને પાળવું, માટે ન રહીયે આંહે. ૪

ચાલો સરવે વનમાં વશીયે, ગોકુલમાં નહીં સારૂં;
એ સ્ત્રીઓ પુત્રને ભ્રષ્ટજ કરશે, એવું મનમાં ધાર્યું. ૫
એમ પુરાણ પુરૂષોત્તમ શ્રી કૃષ્ણ,તેના સ્વરૂપને નવ જાણે;
જાતીના અભિમાનવડે કરી, મિથ્યા મમતા તાણે. ૬
જે સત્ય જ્ઞાન અનંતબ્રહ્મ, છે શ્રીકૃષ્ણ પુરણાનંદ;
તેમાં દોષ આરોપી દ્વેશજ કરતા, વિપ્ર સકલ મતિમંદ. ૭
એવા આત્મારામ સકલ જગવ્યાપક, તેનું નથી જેને જ્ઞાન;
તેના સાધન સરવે જાય છે, મિથ્યા યથા ભસ્મ અવદાન. ૮
જે વેદપુરાણ શાસ્ત્ર સહુ ભણીયા, ન જાણે તત્વ વિચાર;
તેની વિદ્યા સર્વે અવિદ્યા, જાણો આચાર તે અનાચાર. ૯
અષ્ટાંગયોગની આદે સાધન, શમ દમ સર્વે ક્લેશ;
જેનું ચિત્ત શ્રી કૃષ્ણાકાર, થયું નહીં મિથ્યા દંભીકવેશ. ૧૦
જેમ બત્રીશ લક્ષણી મુગ્ધા માતુની,નવ પાળે પતિનું વચંન;
તેનું મિથ્યારૂપ લક્ષણ ગુણ જેવું, સ્મશાનકેરૂં તંન. ૧૧
જેવું ધુર્ત લોભીનું તત્વજ્ઞાન, વળી દંભીકનો આચાર;
અદાતાનું જેવું ઊચું મંદિર, વિધવા યૌવન નાર. ૧૨
જેને હરીને વિશે આસક્તિ નથી, મન વિવેક ભક્તિજ્ઞાન;
સર્વ વ્યાપક પરબ્રહ્મ ન જાણે, તો મિથ્યા પંડિત માન. ૧૩
એવા ગોકુલના જે બ્રાહ્મણ,સહુ અભિમાની રહીત વિચાર;
તે સ્ત્રીયો પ્રજા લઇ નીકળ્યા, સરવે વશીયા વનમોઝાર. ૧૪
રવીતનયા તટ ઉપવનમાં કરી, પર્ણકુટીયો વિશાલ;
પછે સહુ વિપ્રે મળી વિચાર કીધો, યજ્ઞતણો તતકાલ. ૧૫
ભૂપતી કેરી યાચના કરીને, લાવ્યા દ્રવ્ય અપાર;
વૃક્ષની છાયા નીચે કરીયો, . યજ્ઞ મંડપ વિસ્તાર. ૧૬
અનેક ઋષિવરને તેડાવ્યા, યજ્ઞ ક્રીયા' કરનાર;
મંત્રવેત્તા ઋત્વિજ ને હોતા, આચરજ તે ઠાર. ૧૭
હોમશાળા ને પાકશાળા કરી, યત્ન થકી તે ઠામ;
સમીધ મેળવી વિપ્રવરે કર્યો, યજ્ઞારંભ સકામ. ૧૮
સ્વાહાકાર ને સ્વધાકારના, શબ્દ ઘણા ત્યાં થાય;
વૌશટકાર ઉંકારતણી ધુની, મુનીવર ભણતા જાય. ૧૯
એમ હરીથી વિમુખ થઇને, કરતા સ્વારથ યજ્ઞ અંજાણ;
જે અખીલકામ પુરણપુરૂષોત્તમ, સકલ વિશ્વના પ્રાણ. ૨૦

જે યજ્ઞ ભોક્તા યજ્ઞ રૂપ, યજ્ઞપતી યજ્ઞવક્તા ભગવાન;
તેના જ્ઞાન વિના મિથ્યા ધુત્રે, કરી નેત્ર ફોડે અજ્ઞાન. ૨૧
ત્યારે શ્રી હરિયે મન વિચાર કીધો, વિમુખ થયા દ્વીજ સર્વ;
મુજને નથી ઓળખતા, માટે ઉતારૂ એમનો ગર્વ. ૨૨
આ ભૂમિ વિશેમેં જન્મ ધર્યો, ધર્મ સ્થાપન અર્થે જાણુ;
એ વિમુખ થયા પણ માહારે, એમનું કરવું છે કલ્યાણ. ૨૩
એમનું અન્ન આરોગવું મારે, સફલ કરૂ એ જ્યગંન;
એવા દીન દયાળ કૃપાનીધી કેશવ, એમ વિચાર્યું મંન. ૨૪
ત્યારે એક દિવસ હરિ વેહેલા ઉઠયા, પ્રાતઃ સમે નિરવાણુ;
ગોવાલ સાથે ગૌ છોડી ગયા, વ્રંદાવનમાં જાણુ. ૨૫
તે દીન ભોજન કાંઇ નવ લીધુ, ભુખ્યા ગયા ભગવંન;
ગોવાલને પણ ના કહી પોતે, સાથે ન લેશો અન્ન. ૨૬
ગોપકન્યાનાં વસ્ત્ર હરીને, આપવું છે વરદાન;
પછે ત્યાંથકી ચાલ્યા ગોપ સખા, સંગ શંકરપણ ભગવાન. ૨૭
શ્રી વ્રંદાવનમાં ધેનુ ચરાવે, જમુનાં કેરી તીર;
નાના પ્રકારની લીલા કરતા, સુંદર શ્યામશરીર. ૨૮
અનેક વૃક્ષફલફૂલયુક્ત છે, શોભી રહ્યાં બહુ રંગ;
વટપિપલ ચંદન કદંબ, ચ્યુતનારી કેલ ઉતંગ. ૨૯
કદળી કેતકી જાઇ જુઇ, મલીયાગરચંપક મેહેકે;
તાલતરૂ કોવીદાર બકુરપર લવિંગ લતાયો લેહેકે. ૩૦
જાણે તપસ્વી મુનીવર મોહોટા, એવાં તરૂવર શોભે;
પત્રે પતત્રી શબ્દ કરે, અલી ગુંજે મધુરસ લોભે. ૩૧
એવા વનમાં વનમાલીની, ગોવાલ સેવા કરતા;
પુષ્પ નવાંકુરનાં આભૂષણ કરી, હરી અંગે ધરતા. ૩૨
એમ કરતાં મધ્યાન હવા ત્યારે, ભુખ્યા થયા ગોવાલ;
ક્ષુધાતુર થઇને કેહેતા, સરવે સુણીયે શ્રીગોપાલ. ૩૩
હે ભગવાન વિશ્વંભર અમને, લાગી ભુખ અપાર;
કોઇ ભોજન સાથે લાવ્યા નથી, વળી દૂર રહ્યાં ઘર દ્વાર. ૩૪
એ ક્ષુધાતણી પીડા ઘણી, તે અમો નવ સેહેવાયે જાણુ;
એવાં દીન વચન સુણી મિત્રતણાં, પછે વિઠ્ઠલ બોલ્યા વાણુ. ૩૫
પેલા આપણા બ્રાહ્મણ યજ્ઞ કરે, ત્યાં પકાવ્યુ છે ઘણું અન્ન;
તેની પાસે જઇને કરો યાચના, કેહેજ્યો બ્રાહ્મણ વચન. ૩૬

રામ કૃષ્ણ ગોચારે વનમાં, ભુખ્યા થયા છે આજ;
તેમણે અમને મોકલ્યા છે, માટે અન્ન આપો મહારાજ. ૩૭
જે કો યજ્ઞમંડપને દ્વારે, અતીથી આવીને જાચે જાણ;
ત્યારે દીક્ષીત તેહેને ના નવ કેહે, મુખ એવી નિતિનીરવાણ. ૩૮
જો વિમુખ જાય તો યજ્ઞતણુ ફલ સમ્યક તે નવ થાય;
માટે જાઓ સખા તમો સુખેકરી, અન્ન આપશે એ દ્વીજરાય. ૩૯
એવાં વચન સુણી શ્રી કૃષ્ણતણાં, પછે ચાલ્યા સહુ ગોવાલ;
જ્યાં જજ્ઞશાલાનો મંડપ છે, ત્યાં આવી ઉભા તતકાલ. ૪૦
ચંડકીર્ણતનયાની તીરે, યજ્ઞ કરે મુનિજન;
આચાર્ય ઋત્વિજ મળી, કરે વેદ મંત્રની ધુન્ય. ૪૧
કો પુર્વક કુંભ કરે, ચક્ર કરીને પ્રાણતણો જપ સાધે;
સ્વર્ગ કામના અરથે સુરને, કષ્ટ કરી આરાધે. ૪૨
એમ પરોક્ષપણે તે ઉપાસન, કરતા બેઠા તપસ્વી વૃંદ;
પણ પ્રત્યક્ષ મૂર્તિ વૃંદાવનમાં,તે નથી જાણતા મતિ મંદ. ૪૩
સપ્તધાતુ રહીત જે મૂર્તિ, સતચિદ આનંદ રૂપ;
એવા પુર્ણપુરૂષોત્તમ જગવ્યાપક, બ્રહ્માંડ કેરા ભૂપ. ૪૪
જેના અંગમાં સર્વે દેવ રહ્યા છે, પામી યથા અવકાશ;
ચિત્ત વિષ્ણુ અહંકાર રૂદ્ર, જેના મનથી ચંદ્ર પ્રકાશ. ૪૫
બુદ્ધિ પ્રજાપતિ પાણી પુરંદર, વેદજાદ મુખ જાણ;
એ વીન બીજા દેવ રહ્યા, હરિ અંગ વિશે નિરવાણ. ૪૬
તે પ્રભુને પ્રસન્ન કરવાથી, સર્વે તૃપ્તી પામે દેવ;
તરૂમૂલ સિંચતાં શાખા પત્રફલ, નવપલ્લવ થાય એવ. ૪૭
તે પુરૂષોત્તમ પ્રગટયા છે, ભુતલ ઓળખે નહી અજ્ઞાન;
અશાશ્વત સ્વર્ગતણા સુખ અર્થે, કષ્ટ કરે અભિમાન. ૪૮
હવે ગોપકુમાર સકલ ત્યાં આવ્યા, યજ્ઞ મંડપને દ્વાર;
ઉભા રહી સહુ બ્રાહ્મણને, કરજોડી કર્યો નમસ્કાર. ૪૯

વલણ.

કરજોડી સહુ ગોપતણા, સુત કેહેતા દીન વચનરે;
રામ કૃષ્ણ ભુખ્યા છે માટે, આપો અમને અન્નરે. ૫૦

## અધ્યાય ૫૧.

### કડવું ૫૫ મું–રાગ સામેરી.

હે ધરાસુર સહુ સાંભળો, બલીરામ કૃષ્ણ સુજાણ;
તે વૃંદાવનમાં આવિયા, ગૌ ચરાવા નિરવાણ. ૧
તે ક્ષુધાતુર છે માટ, અમને મોકલ્યા તમ પાસ;
કાંઈ અન્ન અમને આપિએ,અમો કૃષ્ણના છુ દાસ. ૨
એમ કૃષ્ણ કેરી યાચના, સુણી ગોપમુખથી જાણ;
દ્વીજ અનાદર કરતા હવા, અભિમાનથી નિરવાણ. ૩
એક એક સામુ જોઇને કેહેતા, દુષ્ટ વચન સકોપ;
અન્નતણો નથી અધિકાર તમને, ભષ્ટ છે સહુ ગોપ. ૪
એવા તુચ્છમતિ દ્વીજ સ્વર્ગ, અર્થે કરે કલેશ અનંત;
સહુ વિપ્ર જાતીમાં નથી, નવ ઓળખ્યા ભગવંત. ૫
હરી રહ્યા યજ્ઞ વિધાનમાં, મંત્ર તંત્ર ઋત્વિજ જેહ;
દેશકાલ ને દ્રવ્યચર, પુરોડાસ અગ્નિ એહ. ૬
જે યજ્ઞ ને વળી ધરમ, તેના દેવતા યજમાન;
એ સરવે સામગ્રી વિશે, વ્યાપી રહ્યા ભગવાન. ૭
જે બ્રહ્મપર સાક્ષાત ભગવત, અધોક્ષ જગતી ગૂહ;
તે મનુષ્ય દૃષ્ટે દુષ્ટબુધે, મનુષ્ય માને મૂઢ. ૮
હા નવ કહી બ્રાહ્મણે ત્યારે, થયા ગોપ નિરાશ;
પાછા ફરી હરી પાસ આવી, કર્યું વચન પ્રકાશ. ૯
હરીએ વિચાર્યું મન વિશે, ઋષિપત્નીનું કલ્યાણ;
મુજ સ્વરૂપનાં દરશનતણો, અભિલાષ છે નિરવાણ. ૧૦
પછે લોકમારગ ગોપને, દેખાડતા ભગવાન;
તે અર્થી દોષ ગણે નહીં, જો પામે ઘણું અપમાન. ૧૧
ત્યારે હશી બોલ્યા શ્રી હરી, ભાઇ નથી દ્વીજનો વાંક;
મુજ માયાએ મોહ્યા સહુ, શું કરે બચારા રાંક. ૧૨
ફરી જાઓ સખા ઋષિપત્ની–પાસે આપશે તે અન્ન;
ભાઈ પુરૂષ કરતાં સ્ત્રીઓનાં, ઘણું હોય કોમલ મંન. ૧૩
એવું સુણી ચાલ્યા ગોપ સુત, ઋષિપત્નીકેરી પાસ;
ત્યાં પાકશાલામાં સતી શું, કર્યું વચન પ્રકાશ. ૧૪
નમો નમઃ દ્વીજપત્ની તમને, આપો અમને અંન;
શ્રી કૃષ્ણ હલધર ગૌ ચરાવા, આવ્યા વંદાવંન. ૧૫

તે ભુખ્યા છે માટે અમો, સહુ મોકલ્યા તમ પાસ;
નિશ્ચે કહ્યું જે આપશે, છે તમારો વિશ્વાસ. ૧૬
સુણી નામ કેશવરામનું, થયું ચકીત વિનતાવૃંદ;
ઉઠી તદા વિભ્રમ વિશે, પામતી બ્રહ્માનંદ. ૧૭
અહો અમો જે કૃષ્ણની નિત્ય, કીર્તિ સુણતાં કાન;
જે જગતમોહન મદનકોટી, મંગલ રૂપ નિધાન. ૧૮
તે આજ નિરખી નાથને, પરીતાપ કરીયે દૂર;
વળી શું કરશે પતિ આપણા, કર્મિષ્ટ કપટી ક્રૂર. ૧૯
શ્રી કૃષ્ણની સન્મુખ જતા,થશે ભંગ પતિ આજ્ઞાય;
નથી દોષ કાંઇ એ વાતમાં, એવો શાસ્ત્રનો છે ન્યાય. ૨૦
જુવો પ્રલ્હાદે પૂર્વે પિતાની, કરી આજ્ઞા ભંગ;
બલીરાય ગુરુ આજ્ઞા તજી, કર્યું સત્ય વચન અભંગ. ૨૧
વિભિષણે મોટા ભાઈની, આજ્ઞા ન માની ત્યાંહે;
તજ્યું વચન ભરતે માતનું, એવું કરો આપણ આંહે. ૨૨
એમ વિચારી ઉઠી સહુ, દ્વીજની અલંકૃત નાર;
ભક્ષ ભોજય ને લેહ્ય ચોશ્ય, એ વિધે ભોજન ચાર. ૨૩
ટોપલામાં અન્નપાત્ર મુકી, કર્યાં આચ્છાદન;
વિવિધ વિંજન શાક તાંબુલ, સુગંધી અરચંન. ૨૪
શ્રાવણ સરીત જેમ પૂર ચઢીને, સિંધુ પ્રત્યે જાય;
એમ વિપ્રવધૂ હરિ પાસ જાતાં, કોણે નવ રોકાય. ૨૫
એક દ્વિજે રોકી નારને, અટકાવિયું ઘર દ્વાર;
તે સ્રીયે કહ્યું આ દેહનો, તું પતિ છે નિરધાર. ૨૬
ઉત્કંઠા પ્રગટી કૃષ્ણ મળવા, વીરહથી તેણીવાર;
કર્યો ત્યાગ ગુણમય દેહનો, થઇ દિવ્ય રૂપે નાર. ૨૭
પછે સર્વે પેહેલી તેહ પોહોતી, જ્યાંહાં હતા વ્રજરાય;
યામતિ મરણે સાગતિ, એવું શાસ્ત્ર બોલે ન્યાય. ૨૮
ભાવશુ ભોજન કરાવ્યું, સતીયે પ્રભુને ત્યાંહે;
પછે લીન થઈ હરિ રૂપમાં, જેમ લુણ સાગર માંહે. ૨૯
ત્યારે આવી સહુ ઋષિપત્ની, લેઇ ભોજન તણા ભાજંન;
યમુના તણા ઉપવન વિશે, ત્યાં દીઠા જગજીવંન. ૩૦
ગોપ મંડળી મધ્ય માધવ, અશોક તરૂની છાય;
પટ પીત, તન ઘનસ્યામ સુંદર, મુગટ મોર કલાય. ૩૧

ધાતુ લેપન નવાંકુર, વનમાલ નટવર રૂપ;
એક કર સખાની સ્કંધ, બીજે ગ્રહ્યું કમલ અનૂપ. ૩૨
બહુ કુસુમ ધરીયાં કરણ ઉપર, અલક વળીત કપોલ;
લલિત લોચન મધુરસ્મિતયુત, વદન કાંતી અમોલ. ૩૩
જે તણો મહીમા સાંભળી, નિત્ય મગ્ન રેહેતી મન;
તે પ્રભુને દ્વિજપત્નીયે, નીરખિયા નિજલોચન. ૩૪
તે નેત્રદ્વારા મૂર્તિ, આકરષણ કરી મન માંહે;
ધ્યાનમાં આલીંગન કરી, પરીતાપ સમાવ્યો ત્યાંહે. ૩૫
જયમસુષુપ્તિનો સાક્ષી, જે પરમાત્મા સુખવંત;
તેને મળી લય થાય છે, જેમ અહંમતી બલવંત. ૩૬
પછે સર્વ દ્રષ્ટા શ્યામજીયે, નિહાળી દ્વિજ નાર;
આદર કરી મુખ હસાવી, હરિ બોલ્યા તેણીવાર. ૩૭
મહાભાગ્યવંતી ભામની, ભલે પધાર્યાં તમો આજ;
તે સુણ પ્રસન મન પ્રેમદા, થયાં સફલ સરવે કાજ. ૩૮
મિષ્ટાન્ન ભોજન કરાવ્યુ, આરોગીયા ભગવાન;
હલધર સહિત ગોવાલ સહુ, તૃપ્તિ થયા સુખવાન. ૩૯
પછે હશી બોલ્યા શ્રી હરી, હે સતી સુકીતવાન;
હવે થયુ દર્શન અમારૂં, ઘેર જાઓ થઇ સાવધાન. ૪૦
તમો ગયા પુઠે પતિ તમારા, પુરણ કરશે જજ્ઞ;
ત્યાં રહી સદા મારે વિશે, નિત્ય રાખજો ચિતલગ્ન. ૪૧
એવાં વચન શ્રીહરીનાં સુણી, ઋષિપત્ની બોલી જાણ;
હે નાથ તમને નવ ઘટે, એવી કઠોર કેની વાંણ્ય. ૪૨
પદ તમારૂ પામ્યા પછી, પાછુ ફરે નહી કોય;
એવી નિશ્ચેવાણી વેદની, તે કરો સાચી સોય. ૪૩
અમો તમારે અર્થે તજ્યાં, પતિ પુત્ર ભ્રાત કુટુંબ;
વળી તમો પાછાં મોકલો, કયમ સહન થાય વિટંબ. ૪૪
અમને અમારા પતિ, તે નવ કરે અંગિકાર;
તવ ચરણ કેરે શરણ રાખો, અમો ઢીકરી છું નાર. ૪૫
શ્રી કૃષ્ણ કહે સુણો સાધવી, ઘેર જાઓ થઇને પ્રસંન;
તમારા પતિ પુત્ર ભ્રાતા, કોપશે નહી મંન. ૪૬
કો અરીશ્યા કરશે નહી, માનશે ભાવ સહીત;
ધન્યધન્ય કેહેશે લોકસહુ, પૂજશે દેશ રહીત. ૪૭

મુજ મૂર્તિ ભોગવજો સદા,' એકાગ્રચિત્ત ધરી ધ્યાન;
થોડા દિવસમાં પામશો, મુજ પરમતત્વ નિધાન. ૪૮
એવાં વચન સુણી ઋષિપત્નીયો,હરી ચરણ નામી શિશ;
હરી મૂર્તિ રાખી ધ્યાનમાં, પાછી વળી તે દિશ. ૪૯
આવીઓ સહુ એકત્ર મળી, છે યજ્ઞશાળા જ્યાંહે;
જે સ્ત્રીયોને જોઈ વિપ્ર સહુ, ઉભા થયા છે ત્યાંહે. ૫૦
ઋષિપત્નીયે ભોજન કરાવ્યું, શ્રી કૃષ્ણને જેણીવાર;
ત્યારે યજ્ઞ નારાયણ થયા છે, તૃપ્તિ તેણીવાર. ૫૧
સમ્પ થયું ફળ યજ્ઞનું, હરી પ્રસન કીધા જેહ;
થયાં શુદ્ધ મન સહુ વિપ્રનાં, પ્રભુવચન માટે એહ. ૫૨
આ પાપણી સ્ત્રીને મળ્યા, મન ઉપન્યો બહુ સ્નેહ;
થયું જ્ઞાન સરવે વિપ્રને, પસ્તાય છે ઘણું તેહ. ૫૩
આપણે અચ્યુત ઓળખ્યા, નહી આવીયું અજ્ઞાન;
નરવેશને હરી અનુસર્યા, જે સ્વયં શ્રી ભગવાન. ૫૪
ભગવંતમાં ભામની ફેરી, ભક્તિ અતિ આરૂઢ;
નિંદતા નિજ વપુને તાંહાં ઘણું, અરે આપણ મૂઢ. ૫૫
ધિક જન્મ અધ્યન કીયા, કુલ દક્ષતાધિક આચાર;
જે અધોક્ષજ નવ ઓળખ્યા, પંડિતપણુ ધિક્કાર. ૫૬
થયા વિમુખ હરીના ચરણથી, ધરી વિપ્રતાનો ગર્વ;
જે માયા જોગીને ભુલાવે, તેણે મોહ્યા સર્વ. ૫૭
આશ્ચર્ય જોજો નારનું, હરી ઓળખ્યા નિરધાર;
જે જગત ગુરુ ગોવિંદમાં,ધરી મતિ દૃઢ અવિકાર. ૫૮
એ નારને નહી ગુરુ કીયા, સંસ્કાર ઉપવીત વેદ;
તપસંધ્યા આત્મ વિચાર,અધ્યનસૌચનહી નિરવેદ. ૫૯
તોય પણ શ્રી કૃષ્ણ, યોગેશ્વરેશ્વર ભગવાન;
તે વીશે ભક્તિ પ્રેમયુત થઈ, નવ ગણી કુલકાન. ૬૦
સકલગુણ સંપુરણ આપણ, વેદના ભણનાર;
તોય અચ્યુત ઓળખ્યા નહી, નાગર નંદકુમાર. ૬૧
કરવા અનુગ્રહ તેમનો, અન્ન મંગાવ્યું મહારાજ;
અન્યથા પુરણકામને, ભિક્ષાતણું શું કાજ. ૬૨
કૈવલ્યપદ કલ્યાણપતી, જે જગનીયંતા એવ;
જેની પદરજ પામવા, નિત્ય કરે કમળા સેવ. ૬૩

જે પરાત્પર ભગવાન વિષ્ણુ, જન્મ જદુકુલસ્થાન;
એમ જાણીને ભુલા પડ્યા એ, એ આપણું અજ્ઞાન. ૬૪
હે આદી પુરૂષ તમારી, માયાવડે મોહ્યા સર્વ;
કર્મ મારગમાં પડ્યા, ભુલ્યા ધરીને ગર્વ. ૬૫
હવે ક્ષમા કરજો નાથ,એ થયો અમારો અપરાધ;
અમો જ્ઞાતિના અભિમાનથી, દુભિયા તમને સાધ. ૬૬
એમ સ્તુતિ કીધી સર્વે, વિપ્ર થયા ગર્વ રહિત;
હરી રૂપ જોવા વાંછતા પણ, કંસની ઘણી બીત. ૬૭
એક એક જઇને નિરખી આવ્યા, નાથને રહી દૂર;
ધરે ધ્યાન એ મૂર્તિતણું, કરતા સ્મરણ ભૂસુર. ૬૮
એમ વિપ્રનારીનો અનુગ્રહ, કર્યો શ્રી વ્રજરાય;
એક પ્રેમ ભક્તિ તણે વશ હરિ, નથી અન્ય ઉપાય. ૬૯

વલણ.

નથી અવર ઉપાય, પ્રભુને કરવા પ્રસન્નરે;
જે ભક્તિવિના કરે અન્ય સાધન,તે જાણવા મૂર્ખ જનરે. ૭૦

---

## અધ્યાય ૫૨.

### કડવું પદ સું-રાગ ધવલ ધન્યાશ્રી.

હવે એક સમે મથુરામાં આવ્યા, નારદ બ્રહ્મકુમારજી;
કંસે ઉઠીને આસન આપ્યું, પૂજા કરી તેણીવારજી. ૧
પછે કરજોડીને પુછે રાજા, કોહો મુજને મુનિરાયજી;
નંદ તણા એ સુત બળીયા, કોણે નવ જીતાયજી. ૨
અનેક અનુચર મારા એણે, હણીયા છે નિરવાણજી;
એવા પરાક્રમી કોણ હશે માટે, પુછું તમને જાણજી. ૩
ત્યારે નારદ કેહે સુણ ભોજપતી,તું નથી જાણતો એ પેરજી;
વસુદેવના એ પુત્ર જુગલ છે, નંદ ગોપને ઘેરજી. ૪
રોહિણી સુત બલીભદ્રજ કહીયે, કૃષ્ણ દેવકી તંનજી;
વસુદેવ કપટ કરી મુકી આવ્યા, તુને છેતરીયો રાજંનજી. ૫
એવાં દેવઋષિનાં વચન સુણીને,નખસિખ લાગી જ્વાલજી;
ક્રોધે કરી કરખડ્ગ ગ્રહીને, કોપ્યો કંસ ભૂપાલજી. ૬
વસુદેવ દેવકીને જઇ મારૂં, ઉગ્રસેનને આહેજી;
ત્યાર પછી લેઉ ખબર નંદની, જેણે શત્રુ પાળ્યો તાંહેજી. ૭

ત્યારે નારદ કેહે એ વૃદ્ધને હણતાં, થશે ઉપકીર્તિ તારીજી;
માટે સહસા કરમ કરીશ ન રાજા,માન્ય શીખામણ મારીજી. ૮
તારે કામ છે રામકૃષ્ણનું, એને મારે શું થાયજી;
જે થકી શત્રુ પરાજય પામે, એવો કરવો ઉપાયજી. ૯
એવું કહી ગયા નારદ ત્યાંથી, કંસને થઇ ચિંતાયજી;
કારાગૃહમાં કષ્ટ વધાર્યું, બંધી કરી બહુ રાયજી. ૧૦
ઉગ્રસેન આદિ જાદવને, દુઃખ દેતો બહુ પેરજી;
કેટલા જાદવ નાશી ગયા, કાંઇ કષ્ટ સેહે રહી ઘેરજી. ૧૧
ગૌ બ્રાહ્મણ હરી ભક્ત સંતને, પીડા કરે દિન રાતજી;
ઘણો અધર્મ કરવા માંડ્યો છે, કંસે ત્યાં વિક્ષાતજી. ૧૨
હવે નારદ ત્યાંથકી ગોકુળ આવ્યા,ત્યાં ગૌ ચરાવે ગોવિંદજી;
સખા મંડળી મધ્ય વિરાજે, હલધર ગોકુલચંદજી. ૧૩
મદન મનોહરમૂર્તિ જોઇ, થયા રોમાંચીત ઋષિરાયજી;
નંદકુવરને નીરખતાં નવ, લોચન તૃપ્તી થાયજી. ૧૪
પછે કરજોડીને સન્મુખ ઉભા, સ્તુતિ કરતા મુનીરાયજી;
જયજય અજીત અનામય અવિચલ,અખીલ બ્રહ્માંડની કાયજી. ૧૫
જય જગદીશ ઇશ અજ વંદીત, વેદવચન પ્રતિપાલજી;
પુરૂષોત્તમ પુર્ણાનંદ વ્યાપક, કરૂણા સિંધુ કૃપાલજી. ૧૬
ધર્મધરાસુર સાધુ રક્ષણ, અર્થે તવ અવતારજી;
ભુરભૂપતી દુષ્ટ અસુર હણી, ઉતારો ભૂભારજી. ૧૭
માત પિતા ઘણું કષ્ટજ પામે, જાદવ પડ્યા વિદેશજી;
માટે વિલંબ ન કરશો વિશ્વંભર, હવે પીડા ટાળો પરમેશજી. ૧૮
એવું કહી નમસ્કાર કરી ગયા, ત્યાંથકી નારદ મુન્યજી;
હવે કંસે અનુચરને તેડાવ્યા, બોલ્યો ક્રોધે વચનજી. ૧૯
અસ્યા જાઓ તમો વેગે કરી,વ્રજમાં નંદતણા સુત જ્યાંયજી;
ગૌ ચરાવતા હોય જે વનમાં, અગ્નિ લગાડો ત્યાંયજી. ૨૦
ઉતાવળા તે અનુચર ચાલ્યા, આવ્યા જ્યાં જગદીશજી;
તે સમે ગોવિંદ ગૌ ચરાવતા ચઢ્યા, ગોવરધનને શિશજી. ૨૧
ગોવાલ મંડલી મધ્ય વિરાજે, ગિરિશીખરે ગોવિંદજી;
શીતલ છાયા વૃક્ષતણી, ત્યાં બેઠા આનંદકંદજી. ૨૨
તે અનુચરે દીઠા દામોદરને, લાગ જોઈ નિરધારજી;
ચોપાસે અગ્ની સળગાવ્યો, દવ લાગ્યો તેણીવારજી. ૨૩

પ્રચંડ જ્વાળા પ્રગટી તે સમે, ઘેરાયા સહુ ગોપજી;
આકુલ વ્યાકુલ થાવા લાગ્યા, ધીરજ થઇ છે લોપજી. ૨૪
વચ્છ વૃષભ ગૌ નાસે નાસે, આવ્યાં પ્રભુની પાસજી;
સખા સરવ કહે કરજોડી, હવે ઉગારો અવિનાશજી. ૨૫
પાહી પાહી શરણાંગત ત્રાતા, પ્રણતા રતિ મોચંનજી;
આ અગ્નિ થકી ઉગારો અમને, કૃષ્ણ કમલ લોચંનજી. ૨૬
પછે સર્વે સખાને ધીરજ આપી, મીચાવ્યાં લોચંનજી;
મુખ પોહોળું કરી પીધો દાવાનલ, ટાળ્યું સર્વ વિઘંનજી. ૨૭
નિષ્પલ્લવ વન હરિતતૃણાંકુર, ગિરિ શીતલ ચોપાસજી;
તે જોઈ નાઠા જીવ લઇને, કંસતણા જે દાસજી. ૨૮
જે પ્રભુનું મુખ અગ્નિ કહાવે, સર્વદેવમય જેહજી;
તે અગ્નિ પીધો એમાં, મોટું આશ્ચર્ય શું છે એહજી. ૨૯
ગોપ ગૌ સર્વે સુખ પામ્યાં, વરત્યો જયજયકારજી;
પછે સાયંકાલે ગૌ વાળી, ઘેર આવ્યા દેવ મોરારજી. ૩૦

વલણ.

ઘેર આવ્યા ગોવિંદ ગૌચારી, કર્યું દાવાનલ પાનરે;
શ્રોતાજન સુણો ભાવ ધરીને, જેની કથા છે સુધા સમાનરે. ૩૧

---

## અધ્યાય ૫૩.

### કડવું ૫૭ મું-રાગ ધન્યાશ્રી.

પ્રથમે મુનિનું ટાળ્યું અભિમાનજી, પુઠે કીધું દાવાનલ પાનજી;
એવાં શ્રીકૃષ્ણ કેરાં ચરિત્રજી, ગાતાં સુણતાં થાય પવિત્રજી. ૧

ઢાળ.

પવિત્ર થાય ચરિત્ર સુણતાં, પાવન પુરૂષોત્તમ તણાં;
ક્ષેમદાતા શરણ ત્રાતા, મંગલ સુખદ સોહામણાં. ૨
એકસમે શ્રાવણ માસમાં, આવી અમાસ ને રવીવાર;
તે દિવસ માતા પુત્રને પૂજી, વાયન આપે સાર. ૩
રોહિણીજીયે કરી પૂજા, શંકરષણની ત્યાંહે;
પકવાન મેવા ફલ વિધીયે, આપ્યું સુત કર માંહે. ૪
શ્રીકૃષ્ણની પૂજા કરી, જસોમતી પરમ ઉદાર;
વાયન આપ્યું પુત્રને, પછે પામ્યાં હરખ અપાર. ૫

તે વાયન દિન મથુરા વિશે, વસુદેવ દેવકી જ્યાંહે;
તેને ચિંતા મન પ્રગટી,ઘણી છે બંધી.શાલા માંહે. ૬
આજ વાયન કેરો દિવસ છે,એમ સોચે દેવકી માત;
ગદ્ગદ્ કંઠે બોલતાં, થાય નેત્ર અશ્રુપાત. ૭
અષ્ટ પુત્ર મારે થયા, પણ એકપુત્ર ન રહ્યો પાસ;
હું છતે પુત્રે વંધ્યાવત થઇ, દૈવે કીધી નિરાશ. ૮
એક પુત્ર છેલ્લો સ્યામ સુંદર, કમળનેત્ર વિશાલ;
તે મુને મુકીને ગયો, ત્યાં પડ્યો પરવશ બાલ. ૯
ચાંડાલકેરૂ કર્મ કીધુ, દુષ્ટ કંસ નરેશ;
એણે ઘણું દુખ દીધુ મુને,કાંઇ પ્રજા નવ રહી શેશ. ૧૦
નંદને ઘેર, પુત્ર મારો, પરાક્રમી ઉત્કર્ષ;
તે હવે નહી આપે મુને, તેને થઇ ગયાં ઘણાં વર્ષ. ૧૧
કાં જાઉ ને હું શું કરૂ,કોહોને વાયન આપુ આજ;
મુજ પુત્ર પરદેશે પડયો, કેયમ થશે મારૂ કાજ. ૧૨
છે કઠીણ કર્મજ મારાં,કાંઇ પુર્વનું હશે પાપ;
કર્યો વિયોગ ધેનુ વચ્છનો, સતી સાધુને સંતાપ. ૧૩
મૃગ વછોયાં ટોળા થકી,હરી કીર્તનમાં કર્યો ભંગ;
માત પિતા ગુરુ વિપ્રને,કહ્યાં કઠીણ વાયક વ્યંગ ૧૪
હરીભક્તનો મેં દ્રોહ કર્યો, વિશ્વાસઘાત અપાર;
પંક્તિ ભેદને પરનીંદા કરી,અતિથિ નિરમુખદ્વાર. ૧૫
અનુકૂળ મુજને હોય જો, તું આ સમે ઇશ;
મુજ પુત્રનો મેલાપ હવે, કરાવજે આ દીશ. ૧૬
હજુ બંદીખાંનુ કયાં લગી, રહેશે અમારૂ એહ;
મુખ કયારે દેખીશ પુત્રનું, એ મોટો મન સંદેહ. ૧૭
કલ્પાંત કરતાં દેવકી, રૂવે અક્ષ અશ્રૂધાર;
કરૂણા શબ્દે કૃષ્ણને, કર્યો આરતનાદ પોકાર. ૧૮
તે. સમે. હરી રમતા હતા, ગોવાલ મંડળ માંહે;
જનની કેરૂ કષ્ટ જાણ્યું, અંતરજામીએ ત્યાંહે. ૧૯
સુણી આરત વાણી માતની,હરી પ્રણત પાલક દેવ;
જલ ભરાઇ આવ્યું નેત્રમાં,થયા રોમાંચીત તત્ખેવ. ૨૦
ગોવાલમાંથી દીનબંધુ, થયા, અંતરધ્યાન;
ક્ષણ માત્રમાં જઇ કારાગૃહમાં, પ્રગટીયા ભગવાન. ૨૧

જે સમે દેવકી વાચન કેર, પાત્ર લઈ કરમાંહે;
કો અતિત હોય લેજ્યો વાચન, એવું બોલ્યાં ત્યાંહે. ૨૨
તે સમે જઇ ઉભા હરી, બોલીશા મધુર વચંન;
હુ સર્વાતિત આપો મુને, કર પસાસ્યા ભગવંન. ૨૩
જોઇ શ્યામ સુંદર બાલ મૂર્તિ,માતા બોલ્યાં ત્યાંહે;
તું સત્ય કહે ભાઇ કોણ છે,કયમ કરી આવ્યો આંહે. ૨૪
અરે માત હું છું પુત્ર તારો, કૃષ્ણ મારૂં નામ;
તમો સંભાસ્યો તે માટ હું, આવિયો આણે ઠામ. ૨૫
દેવકી કહે મુજ પુત્ર તે રહ્યો, ગોકુલ નંદને ઘેર;
કેમ કરી આવે કારાગૃહમાં, છે કંસ સાથે વેર. ૨૬
સુણો માત હું છું સર્વવ્યાપક,અખીલ વિશ્વ મોઝાર;
આ વાચન લેવા આવિયો, ગોકુલથકી આણીવાર. ૨૭
તે સુણી હરખ્યાં દેવકી, ઉપન્યો બ્રહ્માનંદ;
વાચ્છલ્ય ભાવે નિરખતાં, નિજ પુત્રનું મુખ ચંદ. ૨૮
જેમ ચૌદ વરસે આવિયા, રઘુનાથજી પુરમાંહે;
થયો કૌશલ્યાને હરખ જેમ,એમ દેવકી હરખ્યાં ત્યાંહે. ૨૯
પછી જનનીયે નિજ પુત્રને, બીડ્યો હૃદયા સાથ;
અતિ પ્રેમથી ચુંબન કરી મુખ,ધર્યો મસ્તક હાથ. ૩૦
પ્રેમે કરી પૂર્ણું પયોધર, થયા તેણીવાર;
પયપાન કરાવ્યું પુત્રને, ઉછંગ લેઇ નિરધાર. ૩૧
સ્તનપાન કરી તૃપ્ત થયા હરિ, માત હરખ્યાં મંન;
તે સમેનું સુખ વર્ણવી, કહી શકે નહીં કવિજંન. ૩૨
વસુદેવજી હરખ્યા ઘણું, મળ્યા પુત્રને ઉમંગ;
હૃદે ચાંપી શિશ સુંઘે, બેસાડ્યા ઉછંગ. ૩૩
વસુદેવ દેવકી બોલિયાં, હે પુત્ર પુણ્ય પવિત્ર;
અમો શ્રવણ નિત્ય કરિયે,તારી કીર્તિ વિશદ ચરિત્ર. ૩૪
તેં ઘણા અસુર હણીયા, તાંહાં કંસના અનુચર જેહ;
મળવા તણું ઘણું થાય મન, શું કરૂં પરવશ દેહ. ૩૫
અરે કુંવર મારા અતિસકોમલ,બાળકવય નિરધાર;
આ વિકટ ચોકી વિશે તું, કયમ આવ્યો આ ઠાર. ૩૬
શ્રી કૃષ્ણ કેહે સુણો માત, હુંછું સર્વવ્યાપકવેદ;
જે અજ્ઞાની જન હોય તે, મુજમાં આરોપે ભેદ. ૩૭

જેને અહંબુદ્ધિ દેહમાં, આવરી અવિદ્યા મંન;
તે જન મુને નથી જાણતા, જે પૂર્ણ કેહે પરિછિન્ન. ૩૮
મારા ભક્ત જ્ઞાની વિવેકી, મુને જાણે સર્વાવાસ;
હું પ્રગટ થાઉં પલકમાં, કરે સ્મરણ જો મુજ દાસ. ૩૯
હવે માત ધીરજ રાખજો, ચિંતા ન ધરશો મંન;
થોડા દિવસમાં કંસનો, નિશ્ચે કરીશ નાશંન. ૪૦
તારે છુટશે બંધન તમારૂં, થશે રૂડાં કાજ;
સહુ જાદવકુલને સુખ હશે, ઉગ્રસૈન્ય કરશે રાજ. ૪૧
એમ માતપિતાને ધીરજ આપી, વાચન લીધું ત્યાંહિ;
પ્રભુ પધાર્યા ગોકુળ વિશે, ગોપાળ મંડળમાંહે. ૪૨

વલણ.

ગોકુળ વિશે પ્રભુ પધાર્યા, એવું અદ્‌ભુત કીધું ચરિત્રરે;
કેહે દાસ ગિરિધર સુણો શ્રોતા, હરીલીલા પુણ્ય પવિત્રરે. ૪૩

---

## અધ્યાય ૫૪.

### કડવું ૫૮ મું–રાગ મારૂ

માતપિતાને મળ્યા ભગવન, વાચન લેઈને આવ્યા જે દિન;
તેણે દિવસે બ્રહ્મકુમાર, આવ્યા નારદ મથુરાં મોઝાર. ૧
કંસ સાથે બોલ્યા મુનિજન, નથી જાણતો તું કાંઇ મન;
અસ્યા સાંભળ કહું તે પ્રશ્ન, ગોકુળમાંથી આવ્યો હતો કૃષ્ણ. ૨
વસુદેવ દેવકીને મળીયો, જાતાં આવતાં કાણે ન કળીયો;
એવું કહી પછે નારદમુન્ય, ત્યાં થકી ગયા સ્વરગ સદન. ૩
ઋષિવચન સુણી તત્કાળ, લાગી કંસને નખશીખ જ્વાલ;
કારાગ્રહના રક્ષક જેહ, ક્રોધ કરીને બોલાવ્યા તેહ. ૪
અસ્યા બોલો સત્ય પ્રમાણ, કારાગ્રહ આવ્યું તું કોણ;
બોલ્યા રક્ષક જોડી હાથ, અમો નથી જાણતા કાંઈ નાથ. ૫
ત્યારે વસુદેવ દેવકી જેહ, તેડાવીને ઉભાં કર્યાં તેહ;
બોલ્યો કોપ કરી રાજંન, જે છે દુષ્ટ પાપી દુરીજંન. ૬
તમને મળી ગયો પુત્ર પ્રમાણ, કેમ મુજને કર્યું નહી જાણ;
એવું કહી પછે કોપ્યો રાય, કહી સેવકને આજ્ઞાય. ૭

મારો બે જણુને આ હાર, ઉગ્રસેન સહીત નિરધાર;
આવી દૂત ઊભા રહ્યા ત્યાંહે, ખડ્ગઊઘાડાં લેઇ કરમાંહે. ૮
તે સમે થયો હાહાકાર, નગ્રલોક કરે છે પોકાર;
દેવકીજીની કંપે કાયા, વસુદેવજી ઘણું ગભરાયા. ૯
ભયભીત થયાં છે માત, ચાલ્યા નેત્રે અશ્રુપાત;
દેવકીજીએ તેણીવાર, સંભાર્યા શ્રી દેત્રમોરાર. ૧૦
હે કૃષ્ણ કૃષ્ણ મહાવીર, મારી વારે ધાજયો રણધીર;
તુજ માટે મારે છે અમને, એ વાતે લાજ લાગશે તમને. ૧૧
પ્રણતાર મોચન દાદાવો, મારે દુષ્ટથી અમને મુકાવો;
માતાની એવી આરત વાણી, તે સુણી પોતે પુરૂષ પુરાણી. ૧૨
રોમાંચિત થયા જગદાધાર, ભરાયું નિજ નેત્રમાં વાર;
પછે ક્રોધ કરી જદુરાય, સુદર્શનને કરી આજ્ઞાય. ૧૩
ચાલ્યું ચક્ર ચલકતું ત્યાંહે, આવ્યું સત્વર મથુરાં માંહે;
છેદ્યાં સર્વે દૂતનાં શિશ, હાહાકાર થયો તે દિશ. ૧૪
નાઠો કંસ પામીને ત્રાસ, સંતાયો જઇ જ્યાં રાણીવાસ;
એમ સાહે કરી ભગવાન, સુદર્શન થયું અંતરધ્યાન. ૧૫
દેવકી વસુદેવ છે જ્યાંહે, કેસે કહાવી મોકલ્યું ત્યાંહે;
તમને નહી મારૂં અભિરામ, પાછાં જાઓ તમારે ઠામ. ૧૬
સુણી વચન બન્ને જણ એહ, આવ્યાં કારાગૃહમાં તેહ;
કરે વાત પરસ્પર ત્યાંહે, કરી સાહે જે સંકટ માંહે. ૧૭
મનથી મીટો કંસનો ત્રાસ, આવ્યો હરિનો નિશ્ચે વિશ્વાસ;
એવા ભક્તવચ્છલ મોરારી, છે શરણાગત સુખકારી. ૧૮
જેના નામતણો મહીમાય, કોટી વરસે નવ કેહેવાય;
હરી નામ અગ્નીનો પ્રતાપ, ના બાળે એવું છે કોણ પાપ. ૧૯
વ્યાધ ગુણકા અજામેલ જેહ, નામે સદ્ગતી પામ્યા તેહ;
ઘણાં શાસ્ત્ર પુરાણ મોઝાર, વ્યાસે મહીમા વખાણ્યો અપાર. ૨૦
હરી નામ એવું સુખદાતા, મંગલકારી શરણ જનત્રાતા;
માટે ભાવે ભજો નરનાર, નહી પુનરપિ હોય સંસાર. ૨૧

વલણ.

સંસાર સાગર તરે નિશ્ચે, એવો શ્રી કૃષ્ણ નામ મહીમાયરે;
ચાર પદારથ પામે તે જન, જે સુણે શ્રી કૃષ્ણ કથાયરે. ૨૨

## અધ્યાય ૫૫.

### કડવું ૫૯ મું-રાગ કાફી.

સુણો શ્રોતા થઇ સાવધાન, કહુ મુક્તાતણું આખ્યાન;
ભાગવત હરીવંશ મોઝાર, એ ચરિત્ર નથી નિરધાર. ૧
એ છે નવીન કથા રસરૂપ,શ્રવણે રૂચીકર લલીત અનૂપ;
એક સમે શ્રી નંદકુમાર,આવ્યા ભ્રખુભાન ગોપને દ્વાર. ૨
તેડ્યા ભોજન કરવા કાજ, નિમંત્રણ કરીને માહારાજ;
રાણી કીર્તિજી સુકીર્તવાન, પ્રીતયે પધરાવ્યા ભગવાન. ૩
ભાત ભાતનાં ભોજન કરિયાં,હરી આગળ લાવીને ધરિયાં;
બેઠા આરોગવા અવિનાશ,કોટી મનમથ મૂર્ત્તિ પ્રકાશ. ૪
તે સમે ભ્રખુભાન કુમારી, જેના રૂપ ઉપર રતી વારી;
મુખ શરદ પુનમનો ચંદ, તિક્ષણનેત્ર કમલ મોહ ફંદ. ૫
મૃગમીન ખંજન મધુલાજે, ભ્રગુટી ધનુ વક્ર વિરાજે;
વિશાળભાલે ચાંદલીયો ચલકે,સુધાસરમાં જાણે વિધુ ઝળકે. ૬
શિશ ફુલ કરણતાટંક, ગલસ્થલ પ્રતિબિંબ મયંક;
નાકે વેસર લલકે મોતી, જેવી અસુરગુરુની જ્યોતી. ૭
રક્ત અધર મધુર સ્મિત હાસ્ય,દંત સુક્ષ્મ અરૂણ પ્રકાશ;
ચારૂચીબુકે બિંદુ છબી છાજે, જાણે રવીમંડલ શની રાજે. ૮
કંબુકંઠ કપોત ગ્રીવાય, શીશુકરીકર ગૌર ભુજાય;
અંગદ કંકણ મુદ્રીકા ચુડી, કટી કિંકણી રાજે રૂડી. ૯
ઉરપર ધરી મુક્તામાલ, મણીકંચન દિપક વિશાળ;
પદ કમલ અરૂણ સુકુમાર, નૂપુર ઝાંઝરનો ઝમકાર. ૧૦
અદ્ભુત ભૂષણ વસન વિરાજે, રૂપ જોઈ કોટીરતી લાજે;
એવાં રાધાજી રૂપપ્રકાશ, આવી બેઠાં હરીની પાસ. ૧૧
જોયા નાયને નેત્રે નરખી, ભ્રખુભાનુજા મનમાં હરખી;
રૂપ દેખી મોહન મોહ પામ્યા, કરમાં કવલ અશનથી વિરામ્યા. ૧૨
જ્યમ ચંદ્ર નીહાળે ચકોર, એમ નીરખતા નંદકિશોર;
શ્યામિનીજીને કંઠે વિશાલ, ધરી મુક્તાફલની માલ. ૧૩
દીઠી દામોદરે તે દન, થયું માલા લેવાનું મન;
માગી માતુની પાસે મોરાર, નવ આપી ના કહી તેણીવાર. ૧૪
કિર્તિને કહ્યું માહારાજ, મુને માલા અપાવો આજ;
કુંવરીને કહ્યુ તવ માત, સુણ પુત્રી તું મારી વાત. ૧૫

માલા માગે છે નંદલાલ, કંઠેથી કાઢીને આલ;
બીજી માલા આપુ તુને સારી, કહ્યું માન તું કુંવરી મારી. ૧૬
કીર્તિજીયે કહ્યું ઘણું જેહ, તોય માલા ન આપી તેહ;
ગુણરૂપતણુ અભિમાન, જેને વશ થયા છે ભગવાન. ૧૭
મુક્તામાલ ન આપી જ્યારે, રીસાયી ગયા રસિયો ત્યારે;
અતિ ચિત્તમાં થયા છે ઉદાસ, આવ્યા જસોદાજીની પાસ. ૧૮
માતા આપણા ઘરમોઝાર, મોટાં મુક્તાફલ હોય સાર;
તે આપોની મુજને આજ, મારે માલા કરવા કાજ. ૧૯
જસોદાયે આપ્યા ઘણા હાર, નવ ગમીયા તે નંદકુમાર;
ત્યારે પિતાની પાસે મોરાર, જઇ બેઠા ઉછંગમોઝાર. ૨૦
નંદરાયને કંઠે છે માલ, મુક્તાફલની ધરી છે વિશાળ;
ધાત્રીફલ જેવું છે મોતી, જેની અદ્ભુત ઉજ્વલ જ્યોતી. ૨૧
કૃષ્ણે માલા ગ્રહી કરમાહે, પિતા પ્રત્યે બોલ્યા પ્રભુ ત્યાંહે;
બાપા આપો મુને એ હાર, મારે કંઠે પેહેર નિરધાર. ૨૨
સુતનાં સુણી સ્નેહ વચંન, નંદજી ઘણું હરખ્યા મંન;
કાઢી કંઠેથી મોતીની માલ, આપી કુંવરને તત્કાલ. ૨૩
જે પ્રભુની કટાક્ષમોઝાર, થાય વિશ્વ ચરાચર સાર;
જેને ચરણે લક્ષ્મી નિવાસ, જેની વિભૂતી વિશ્વ પ્રકાશ. ૨૪
સત્ય સંકલ્પ સર્વ ગુણવાન, એવી લીલા કરે ભગવાન;
જેનીકૃપાયે લોકપતી સાર, ભોગવે સંપતી નાના પ્રકાર. ૨૫
તે પ્રભુએ ધર્યોજન્મપવિત્ર,પ્રાકૃત શિશુઇવ કરતા ચરિત્ર;
ગાતાં સુણતાં ભવદુઃખ વામે,મંગલ ક્ષેમ અચલ સુખ પામે. ૨૬

વલણ.

સુખ પામે મંગલ ક્ષેમ અવિચલ, જન્મ મરણ દુખ જાયરે;
કેહે દાસ ગીરિધર સુણો શ્રોતા, પાવન કૃષ્ણ કથાયરે. ૨૭

---

## અધ્યાય ૫૬.

### કડવું ૬૦ મું-રાગ આશાવરી.

હવે શ્રોતાજન સહુ સુણજો, ભાવે મુક્તાચરિત્ર રસાલ;
નંદરાય પાસેથી લીધી, મોહને મુક્તામાલ. ૧
તે માલા ત્રોડીને મોતી, કાઢ્યાં લીધાં કરમોઝાર;
પછે સખા સરવ તેડીને, આવ્યા મુક્તાક્ષેત્ર મોઝાર. ૨

તે મુક્તાક્ષેત્રની માંહે સુંદર સ્થલ, મોતી વાવ્યાં ત્યાંહે;
નિરમલ જલ યમુનાનું, લાવી સીંચે ક્યારામાંહે. ૩
એમ નિત્યે નટવર ત્યાં જઈ, રમતા ગમતાં સંગે ગોવાલ;
દિન દિન પ્રત્યે જલ સીંચે છે, મુક્યા ત્યાં રખવાલ. ૪
પછે આડે દાડે મોતી ઉગ્યાં, અંકુર નીકળ્યાં શ્વેત;
દિવસે દિવસે વૃદ્ધિ પામે, શાખા પત્ર સમેત. ૫
પછે લલીલતાયો પુષ્પ આવીયાં, તેણે લાગ્યાં મોતી;
તે મુક્તાફલનાં ઝુમખાં લટકે, ઉજ્વલ નીરમલ જ્યોતી. ૬
હવે શ્રોતાજન સંદેહ નવ કરશો, મોતી ઉગ્યાં જેહ;
કર્તું અકર્તું અન્યથા કર્તુંમ્, ઇશ્વર સમરથ એહ. ૭
કોઇ ગોવિંદની ગતી જાણે નહી, જેની માયા અઘટ ઘટાવે;
જુવો પંચભુતનાં પુતલાં જડ, તેને ચૈતન કરીને હલાવે. ૮
જલ ઊપર જેણે પૃથ્વી રાખી, સ્થંભવિના આકાશ;
એક અરૂપ સ્વતંત્ર છે, પણ ઘટઘટ એહેનો વાસ. ૯
જેહેની કટાક્ષે વિશ્વ ઉદે થાય, પાળે તથા કરે ભંગ;
આશ્ચર્ય શું જે મોતી ઉગ્યાં, જે શું ન કરે શ્રીરંગ. ૧૦
કો વ્રજવનિતાયે મારગ જાતાં, દીઠા મોતીના છોડ;
તે ઊતાવળી ગઈ રાધા પાસે, કામની કેહેતી કોડ. ૧૧
સુણ વ્રશભાનુસુતા સકુમારી, મેં નૌતમ દીઠું એક;
બ્રહ્માદિકના કલ્પામાં ન આવે, વિશ્વથકી વિતરેક. ૧૨
મોહનજીએ મોતી વાવ્યાં છે, મુક્તાક્ષેત્રની પાસ;
લલીલતાયો મુક્તા લટકે, ઉજ્વલ તેજ પ્રકાશ. ૧૩
હું હવડાં જોઇ આવી, ત્યાં જઇ બેઠા છે બલવીર;
ગોપ સખા સંગ રક્ષા કરતા, સિંચે નિરમલ નીર. ૧૪
એવી વાત સુણી વ્રશભાનુનંદની, આશ્ચર્ય પામી મન;
પછે લલીતા સખીને પાસે તેડાવી, બોલ્યાં મધુર વચન. ૧૫
જા તું વેગે ઉતાવળી, જ્યાં વિરાજે નંદકુમાર;
મુક્તાફલ વાવ્યાં છે તેની, પરીક્ષા કરજે સાર. ૧૬
એ સાચું છે કે કૃત્રીમ કીધું, હું કૃષ્ણને કપટી જાણું;
દૃષ્ટે જોયા વિના ખોટૂં ખરૂં, એ વાતે પ્રતિત ન આણું. ૧૭
પછે લલીતા ચાલી આવી ત્યાં, રહી મોતી નજરે નરખી;
તે આશ્ચર્ય પામી નિશ્ચય કરીને, હરીશુ બોલી હરખી. ૧૮

હે કહાનકુંવર સુણો વાત કહુ, મુને રાધાયે મોકલી આજ;
એમાંથી બે ચારેક મોતી, આપો જોવાને કાજ. ૧૯
ત્યારે હાસ્ય કરીને હરજી કહે, હજી મુક્તાફલ છે કાચાં;
તું પરીક્ષા કરવા આવી તે, જો જુઠાં છે કે સાચાં. ૨૦
જો ગરજ હશે જોવાની એને, તો આવશે આણે ઠાર;
એમ સેજે માગ્યાં મોતી, મળે નહીં કહેજે તું નિરધાર. ૨૧
તે સુણી લલિતા પાછી આવી, કહી કુંવરીને વાત;
બાઇ સાચું એ મેં દૃષ્ટે દીઠાં, જે મોતી ઉગ્યાં સાક્ષાત. ૨૨
ત્યારે વળતી વિશાખા સખીને,બોલાવી કુંવરી કહે છે વાણી;
એ વનમધેથી બે ચારેક મોતી, આપ મને તું આણી. ૨૩
ત્યારે વેગે કરીને વિશાખા, આવી વિઠ્ઠલવરની પાસ;
શિશ નમાવી કરજોડીને, બોલી વચન પ્રકાશ. ૨૪
અરે મોહનજી આ મોતી મગાવ્યાં, રાધાએ જોવા કાજ;
જો અમથા નવ આપો તો, એનું મૂલ કોહો તમો આજ. ૨૫
ત્યારે કેશવ કહે સુણ કામની, છે ઘણું મોતીનું મોઘું મૂલ્ય;
એ જલબિંદુનાં નથી નીપજ્યાં, કેમ આવે શમતૂલ્ય. ૨૬
તેનું મુલ માપ વળી જડ ભંગ,થાયે તેજ ક્ષીણ મરીણામ;
આ અમુલ્ય ચૈતન અભંગ જ્યોતી,સરભર નહીં એક,દામ. ૨૭
જો જોવાની ઈચ્છા હોય તો, અહી આવી જુવો પ્રત્યક્ષ;
એમ કામ ન થાય કપટ થકી, અમો જાણ્યું તમારૂં દક્ષ. ૨૮
એવું સુણી વિશાખા પાછી-આવી રાધાને કહ્યું ત્યાહે;
બાઇ નંદકુંવર હઠીલો છે માટે, મોતી ન આપે આંહે. ૨૯
ત્યારે ચંદ્રભાગા ચતુરાયે બોલાવી, આપી પોતાની માલ;
આ માલા મુકીને મોતી લાવજે, જોવાને તતકાલ. ૩૦
તે મુક્તાફલની માલા લેઇ આવી, ચંદ્રભાગા સખી ત્યાંહે;
મધુરવચન કહી માલા આપી, મોહનના કર માંહે. ૩૧
આ માલા રાખીને મોતી આપો, જોવા માટે અમને;
એ જોયા પછી માલા લેઇને, મોતી આપીશું તમને. ૩૨
ત્યારે કટાક્ષ કરી કેશવજી કેહે છે,એ માલાથી નહી મળે મોતી;
એવી કોટી માલા સમાન આવે, એક મુક્તાની જ્યોતી. ૩૩
વ્રશભાનુ ગોપના ઘરની સંપતી, નહી એક મોતી સમાન;
જો જોવું હોય તમારે તો, અહી આવો મુકીને માન. ૩૪

પછે મોહનજીયે પાછી આપી, મુક્તાની માલા ત્યાંહે;
તે ચંદ્રભાગા લેઇ આવી તત્ક્ષણ, રાધાજી બેઠાં જાંહે. ૩૫
બાઇ નંદકુમાર ન માને અભાર, બોલે છે બ્યંગ વચંન;
માટે માન મુકીને ચાલો ત્યાં, એમાં શું લાગશે લાંછંન. ૩૬
ત્યારે ચંદ્રાવલીને કુંવરી કેહેછે, તું છે ચતુરસુજાણ;
કાંઇ સામદામ કરી મોતી લાવો, માન રેહે નિરવાણ. ૩૭
તે ચતુરશિરોમણી ચતુરા ચાલી, ચંદ્રાવલી જેનું નામ;
તે મુક્તાક્ષેત્રમાં આવીને કેહેછે, સુણીયે સુંદરશામ. ૩૮
વ્રશભાનુસુતાયે મોકલી મુજને, જાણી તમારૂ હેત;
તમ સાથે નથી અંતર એ છે, ભક્તિ પ્રેમ સમેત. ૩૯
વળી મોતી આપવાની ના કોહોછે,એ તમને ઘટે ન આજ;
સ્નેહીને માગ્યે પ્રાણ આપીયે તો, એમાં શું મોટું કાજ. ૪૦
એને ઇચ્છા છે મોતી વાવ્યાની, માટે મંગાવ્યુ બીજ;
એને રોપવા કેરી ક્રીયા બતાવો, જેમ મન પામે રીઝ. ૪૧
એણે બીજા ઘણાં મોતીવાવ્યાં પણ, ઉગ્યાં નહી નિરવાણ;
તે માટે મમત છે એને ઘણો, એ મોતીની ઉપર જાણ. ૪૨
વિશ્વાસ અમારો ન આવે તો, તમે ચાલો લેઇને સાથ;
અમો શતઘણુ કરીને આપીશુ,પાછુ બીજ તમારે હાથ. ૪૩
એવીજુક્તી સુણી જદુવીરજ હસીયા,બોલ્યા મધુર વચંન;
અરે ચંદ્રાવલી તું કહે છે તે હુ, સરવે સમજુ મન. ૪૪
પણ ગુપ્ત ક્રીયા છે મોતીકેરી, તે કહોનેનવ કેહેવાય;
જો છઠે કાંનેવાત પડે તો, મહીમા એનો સહુ જાય. ૪૫
જે સીધ મંત્ર ગ્રહ છીદ્ર ને, ઔષધ દાન માન ઉપહાસ;
એ નીતિશાસ્ત્રમાં કહ્યું છે, માટે તે કરવું નવ પ્રકાશ. ૪૬
માટે તું જઇ કે વ્રશભાનુસુતાને, આવે મુકીને માન;
ગરજ હોય ત્યારે ગર્વ મુકીને, મળીયે મિત્રસમાન. ૪૭
સ્વારથ માંહે શરમ કશી છે, મરગવું ત્યાં શી લાજ;
ચતુર હોય તે સમો વિચારી, કરે પોતાનુ કાજ. ૪૮
એવાંમરમ વચન સુણી મોહનજીનાં,ચાલી ચંદ્રાવલી ત્યાંહે;
રાધાની પાસે આવી ઉભી, મગન થઇ મનમાંહે. ૪૯
નરમ વચન બોલી તે બાલા, મરમ કહીયા જે નાથ;
બાઇ કોટી ઉપાયથકી નહી આવે, મોતી તમારે હાથ. ૫૦

તમે ન આપ્યો હાર પ્રથમ, તે માટે ચઢી છે રીસ;
તે મોતી માગ્યાં કયમ આપે હવે, સમરથ છે જગદીશ. ૫૧
માટેજોવાનું મન હોય તો ત્યાં,જઇ મળો માધવને આજ;
હરીશુ હોડ કરે નહી છતો, નિષ્ફળ થાશે કાજ. ૫૨
ત્યારે સ્વામિનીજી કહે સખી કયમ,જવાય ત્યાં જોવાને આજ;
માન મુકી વણુ તેડે જાવું, આવે મનમાં લાજ. ૫૩
પછે સખી કે સુણો સ્વામિની,મઠી વેચવા ચાલો આજ;
એ મોતી જોવાશે મોહન મળશે, એક પંથ બે કાજ. ૫૪
એવી વાત સુણીને પ્રસન થયાં,રાધા તત્ક્ષણ ઉઠ્યાં ત્યાંહે;
નૌતમ વસ્ત્ર આભૂષણ સરવે,ધરીયાં અંગજ માંહે. ૫૫
મહીની મટુકીયો લીધી માથે, મોહન મળવા માટ;
સરવ સખી ટોળે મળી, ચાલી મુક્તા ક્ષેત્રનીવાટ. ૫૬

વલણ.

મુક્તાક્ષેત્રની વાટે વનિતા, મહી વેચવા મશે જાયરે;
તે સર્વ સખીમાં શિરોમણી રાધા, તેની શી કહુ સુંદરતાયરે. ૫૭

---

## અધ્યાય ૫૭.

### કડવું ૬૧ સું-રાગ ગરબાની ચાલ.

વ્રજવનિતા સહુ મોતી જોવા નીકળી,
મહી વેચવા મશે મથુરાં મારગ જાયજો;
સરખે સરખી સખીયો સહુ ટોળે મળી,
મોહન મળવા મનહુ આતુર થાયજો. વ્રજ. ટેક. ૧
લલિતા વિશાખા ચંદ્રાભાગા ચંદ્રાવળી,
સુભગા સુખદા કુમુદા પ્રેમદા નામજો;
અમલા વિમલા કમલા કોમલ કામિની,
ઉરણા પુરણા પદ્મા પુરણકામજો. વ્રજ. ૨
મદમાતી સહુ મુગ્ધા નવોઢા નારીયો,
વિધુવદની મૃગનયની ગજ્યનીગયંદજો;
એવી માનુની મધે રાધા રૂપશિરોમણી,
તારામંડલમાં જેવો ચલકે ચંદ્રજો. વ્રજ. ૩

નખ શીખ અંગે અલબેલી ભૂષણ ભરી,
ચરણા ચોલી ચમકે ચપલા ચીરજો;
ચંપક ચંદ્ર કનકની કાંતી લજ્જાવતી,
લાજે ખંજન મૃગ મધુ કોકીલ કીરજો. વ્રજ. ૪
હંસગતી મતી હરતી નેત્ર કટાક્ષમાં,
ચાલંતાં થાય ચોપાસે ચલકારજો;
કટિ કીંકણી કર અંગદ ધમકે ઘુઘરી,
પદ નૂપુર અણવટ ઝાંઝર ઝમકારજો. વ્રજ. ૫
એવી નવલકિશોરી ચકોરી ચાંપે ચાલતી,
મહીની મટૂકીયો ધરીયો સર્વે શીરાજો;
તેમાં દધી નવનીત ને ઘ્રત કોણે ભર્યું,
પય સાકર ભેળી પાવા જગદીશજો. વ્રજ. ૬
મારગ જાતાં એક એકને બોલાવતી,
કરતાલી લઈ કરતી હાસ વિનોદજો;
મધુર સ્વરે કરી ગાતી ગીત સોહામણા,
મોહનજીને મળવા ભરી મન મોદજો. વ્રજ. ૭
પછે મુક્તાક્ષેત્રની પાસે આવી પ્રેમદા,
શ્યામે સુણીયો શ્યામા કેરો સોહોરજો;
આનંદ પામી અલબેલો આતુર થયા,
ચંદ્રમુખીને જોવાને નયન ચકોરજો. વ્રજ. ૮
એટલે આવી માનુનીઓની મંડલી,
પાસે રહીને જોતી મોતીના છોડજો;
સંદે ટળીઓ શામાનો તેણે સમે,
ગર્વ ગયો ને પુરણ થયા મન કોડજો. વ્રજ. ૯
એક મૂહૂર્ત લગી ઉભી રહી ત્યાં માનુની,
મુખથી નવ બોલ્યા વાણી જગદીશજો;
અલબેલે અબલાને આદર નવ કરો,
મનમાં ચઢી છે માલા કેરી રીસજો. વ્રજ. ૧૦
ત્યારે મુખ મચકોડી એક એક સામુ ભાળતી,
શામા સમજી રસીયાજીનો રોષજો;
પછે ત્યાંથી ચાલી શનમની સરવે સુંદરી,
વળી કોઇએક દેતી દામોદરને દોષજો. વ્રજ. ૧૧

મોતી જોતી ચતુરા સરવે ચાલતી,
મહી વેચવાને મથુરાં મારગ માંહેજો;
ત્યારે સરવ સખાને સાગળીએ બોલાવીયા,
કઉતક કરવા વાત વિચારી ત્યાંહેજો. વ્રજ. ૧૨
આવ્યા ઘાટ ઉપર જઇ ઘેરે સરવે ગોપીયો,
આપણ આજ થકી લ્યો મહીનું દાણજો;
એમ કહીને પુરૂષોત્તમ પુઠે થયા,
પુરણ મનોરથ કરવા પુરૂષ પુરાણજો. વ્રજ. ૧૩
જમુનાજીની તીરે જદુવર આવીયા,
અબલા સાથે કરવા અદ્‌ભુત આલજો;
જાણે મદન મનોહર આવ્યો રતી રણજીતવા,
કામસુભટ સરખા સગે ગોવાળજો. વ્રજ. ૧૪
ત્યાં ઘાટ રોકીને અલબેલો ઉભા રહ્યા,
એટલે સરવે આવ્યું વનિતા વૃંદજો;
ગીરિધારી પ્રભુયે કરમાં ગેડી ગ્રહી,
ગોપી સાથે બોલ્યા ગોકુલચંદજો. વ્રજ. ૧૫

## અધ્યાય ૫૮.

### કડવું ૬૨ મું-રાગ સામેરી.

શ્રી જમુનાજીના ઘાટ ઉપર, ઘેરી સહુ વ્રજસુંદરી;
કાઇ કૌતક હાસ્યવિનોદ કરવા, તે સાથે બોલ્યા હરી. ૧
અહી દાણ લાગે મહીતણું, તે આપીને જાઓ સહુ;
નહી જાવા દેઊં લીધા વિના, એ સત્ય વચન તમને કહું. ૨
એવાં વચન સુણી વિઠ્ઠલતણાં, સહુ વ્રજવધુ વિસમે થઇ;
એક એક સામુ જોઇ, હસતી અણબોલી ઉભી રહી. ૩
વ્રશભાનુતનયાની સખી, જેનું નામ લલીતા સહચરી;
તે ધીરજ રાખી આવી સનમુખ, મધુર વચને ઉચ્ચરી. ૪
હે નંદનંદન નવ ઘટે, પરનારને રોકો તમો;
મહી વેચવા થાય અસુર અતી, કરો આજ્ઞા તો જઇયે અમો. ૫
અમો સાંભળ્યું નથી સ્વપ્નમાં, જે દાણ લાગે મહીતણું;
નવી રીત ન થાએ કદા, એ વાતમાં વિપરીત ઘણું. ૬

જો કંસરાજા પુછશે ત્યારે, ઉત્તર શો દેશો તમો;
એક દોકડો આપું નહી, એમ પણ કરી કહું છું અમો. ૭
એવાં સુણી વચન લલીતાતણાં,ત્યારે કૃષ્ણ કેહે સુણ કામની;
તું બોલે વચન અતી ગરવ, શું મુને ભય દેખાડે ભામની? ૮
અમો નથી બીહીતા કંસથી, તું જોર જોતું મન ધરે;
શું થશે તેથી આજ અમારી, આણ વ્રજમાંહે ફરે. ૯
એવાં સુણી વચન વિઠ્ઠલતણાં, પછે વિશાખા વાંણી વદે;
છો બળીયા તે જાણું અમો, તમો જુવો વિચારીને રદે. ૧૦
મથુરાંથકી મધ્ય રાત્રીયે, શું નાશીને આવ્યા અહીં;
ત્યારે કંસ આગળ કાંઈ ન ચાલ્યું, આજ શું રોકો મહી. ૧૧
નંદરાય છે ગોકુળતણા નથી, સકલ વ્રજના અધીપતી;
અમો બરસાંનાની નાર છું, વ્રશભાનુ છે જ્યાંહાં ભુપતી. ૧૨
જો ઝાઝુ કરશો જોર તો અમો, ઝાલીશુ સરવે મલી;
વ્રષભાનુ તમને પુછશે ત્યારે, ઉત્તર શો દેશો વળી. ૧૩
એવું વિચારીને વળો પાછા, ફેલ ફોગટ શા કરો;
નવ ઘટે મહીનું દાણ જે, ગૌ ચારવા વનમાં ફરો. ૧૪
એવું સુણી કોપ્યા શ્યામસુંદર, સખાને શમશ્યા કરી;
ચોપાસ વીંટી વળ્યા બાલક, ઘેરી સર્વે સુંદરી. ૧૫
કો જેષ્ટીકા ઉંચી કરીને, મહીની મટૂકી ફોડતા;
કો ચીરપાલવ ગ્રહી રહ્યા, કો માલ ઉરથી તોડતા. ૧૬
કો વ્યંગ વચન સુણાવતા, કો બોલતા મુખથી બકી;
જે કૃષ્ણને પાયે નમે તેને, જાવા દીજે અહી થકી. ૧૭
એવું કુલાહલ જોઇ તે સમે, જે કુંવરી વ્રશભાનુતણી;
તે કૃષ્ણ પાસે આવિયાં, રાધિકા રૂપશિરોમણી. ૧૮
જેના રૂપ ઉપર કોટી રંભા, કોટી રતી જાઉ વારણે;
જેણે જન્મ લીધો નંદસુત, શું ગુપ્ત લીલા કારણે. ૧૯
શૃંગાર પ્રેમ પ્રકાશ કરવા, ભક્તિ પથ વિસ્તારવા;
વિમુક્ત કરવા વિપથીજનને, મદન માન ઉતારવા. ૨૦
ગજગામની ધુતી દામની, શશિપૂર્ણ મુખ મૃગલોચની;
મંદહાસ્ય કરી હરિ સાથ બોલી, વચન રતિમદમોચની. ૨૧
હે શ્યામસુંદર છો ચતુર, કાંઇ કરો કૃત્ય વિચારશું;
થશો નિર્લજ મુકી લાજ મન એમ, આલ કરો પરનારશું. ૨૨

રસરીત રાખો પ્રિત્યમાં તો, પ્રેમ વાધે અતિ ઘણો;
છો પ્રેમદાને પ્રાણવલ્લભ, લેશ અંતર નવ ગણો. ૨૩
મન મળ્યું માટે માતુની, અવગુણ નથી મન આણતાં;
તમ થકી બીજું અધીક તે, સંસારમાં નથી જાણતાં. ૨૪
રસ વીરસ થાયે રાઢમાં, માટે સ્નેહથી સાંખી રહી;
વળી ઋઝૂ તાણે ત્રુટશે, પછી પસ્તાશો મનમાં સહી. ૨૫
મહી મશે મોહન મળવા સારૂ, આવિયાં સરવે અમો;
નવનીત પય દધી લાવિયાં, તે પ્રીતે આરોગો તમો. ૨૬
એમ કહી કર ગ્રહ્યો કૃષ્ણનો, મુખ મંદહાસ્ય કરી જદા;
પ્રિયા નેત્ર કમલ કટાક્ષથી, વશ થયા વિઠ્ઠલજી તદા. ૨૭
ત્યારે રાઢ ભાગી રસ વધ્યો, આનંદી સરવે સુંદરી;
પછી મધુર પય પાયું પ્રભુને, પ્રેમદા પ્રીત્યે કરી. ૨૮
નવનીત સાકરયુક્ત સુંદર, શ્યામિની નિજ કર ધરી;
કરી કવલ પ્રભુના મુખ વિશે, મુકતી અતિ હરખે કરી. ૨૯
મહી પાયું સહુ ગોવાલને, થયા પ્રસન્ન સંતોખ્યા ઘણા;
પછી સુંદરી સાથે આવિયા, જ્યાં છોડ છે મોતીતણા. ૩૦
ત્યાં સરવ મંડલ મળી બેઠું, મધ્ય માધવ શોભતા;
જ્યમ કમલકેરી કરણીકા વીચ્ય, મત્ત મધુકર રસ લોભતા. ૩૧
નિજ હસ્તથી હરીયે પરોવ્યા, ઉજવલ કણ મોતીતણા;
શ્રી શ્યામિનીના અંગમાં, શણગાર ધરીયા અતિઘણા. ૩૨
અકેકી માલા આપે ત્યાં, સહુ ગોપિકાના ઉર વિશે;
આનંદ પામી અંગના, પરિતાપ વામી રતીરસે. ૩૩
એમ હળીમળી સુખીયાં થયાં, સહુ મોહનને મન ભાવીયાં;
શ્યામિની સાથે સુંદરી, વ્રજમાંહે વળતાં આવીયાં. ૩૪
એવી લીલા નંદકુમારની, જે સુણે શ્રદ્ધાયે કરી;
તે પામે પદારથ ચાર ભક્તી, અચલ આપે શ્રી હરી. ૩૫
એ ગર્ગસંહીતા માંહે છે, વૃંદાવનખંડ વિશે કથા;
મુક્તાચરિત્ર તેમાં કહ્યું છે, વિસ્તારે કરી સર્વથા. ૩૬

વલણ.

આપે અચ્યુત ભક્તિ પ્રેમ અવિચલ, પાપી પાવન થાયરે;
માટે ભાવથકી સુણજો નરનારી, પાવન કૃષ્ણ કથાયરે. ૩૭

---

## અધ્યાય ૫૯.

### કડવું ૬૩ મું-રાગ ધન્યાશ્રી.

પાચંમે વરસે શ્રી જદુવીરજી, ગોપ કન્યાનાં હરીયાં ચીરજી;
છઠે કાલી અનુગ્રે કરીયોજી, સાતમે વરસે ગોવરધન ધરીઓજી. ૧

ઢાળ.

હરી કર ગોવરધન ધરી ઉતાર્યું, ઇંદ્રનું અભિમાન;
તે કથા વિસ્તારી સુણો, શ્રોતા થઇ સાવધાન. ૨
એક સમે પ્રથમે માસ કાર્તિક, ઋતુ શરદ સુજાણ;
અન્ન નવીન પાકયાં અતિઘણાં,હરખી પ્રજા નિરવાણ. ૩
ત્યારે નંદરાયને આંગણે મળ્યા, વૃદ્ધ ગોપ અનેક;
વળી દાન દેવું ઇંદ્રને, પૂજા વિધી સવિવેક. ૪
પ્રતિ વરસ કરતા સુરપતિને, મોહોચ્છવ અનુરાગ;
તે સમય આવ્યો ઢુંકડો, ઇચ્છતા કરવા યાગ. ૫
રમતા થકા ત્યાં આવીયા, હલધર સહીત ભગવાન;
સરવાત્મદૃષ્ટા અંતરજામી, અખંડ અવિચલ જ્ઞાન. ૬
નંદરાયને ઉછંગ બેઠા, પૂછતા પરમેશ;
હે પિતા શો સંભ્રમ અતી, તે કહો વાત અશેશ. ૭
કોણ દેવકેરૂ યજન ઇચ્છો, શો વિધિ પરમાણ;
તે સાધનથી શું થાય ફલ, તે કોહો સુને નિર્વાણ. ૮
સાધુ પુરૂષ નવ ગોપવે શિમ-દરશી જે કેહેવાય;
શમ ઉદાસી અરી મિત્ર જેને, અતિ ઘણો મહીમાય. ૯
તોય તેમાં ભેદ ભાસે અવર, શું નહીં પ્રીત;
નિજ સુહૃદને સાચુ કહે, એવી સજ્જન કેરી રીત. ૧૦
જે લોક આચરે કર્મ વિધી, જાણે અજાણે સોય;
જે જ્ઞાતા પામે ફ્લ તથા, નવ અજ્ઞાતાને હોય. ૧૧
કાંઇ શાસ્ત્ર વિધીએ આચરો, કે કરો લૌકીક કસ;
હું પુછું તમને પિતાજી તે, કોહો મુજને સસ. ૧૨
ત્યારે નંદ હશીને બોલીયા, અરે બાપ કહુ સુણ વાત;
ભગવાન ઇંદ્ર પ્રસન્ન છે, સહુ લોકમે વિક્ષાત. ૧૩
તે કરે વૃષ્ટી લોકને હીત, પ્રાણજીવન તોય;
ફલ ફુલ તૃણ જલ અન્ન થાયે, છીવ સુખીયા હોય. ૧૪

વળી ધરમ અરથ ને કામ દાયક, યજ્ઞકેરૂં મૂળ;
મઘવાપતી પ્રભુ પુરંદર, તે ઉપાસ્ય અનુકૂલ. ૧૫
શચીપતીને સંતોષીયે, બલીદાન દીજે પરમ;
પરંપરાએ અમારો છે, પુરાતનનો ધરમ. ૧૬
વ્રજવાશી આદે નંદનાં, એવાં સુણી વચન અભિરામ;
ઇંદ્રને થાવા રોપ વળતા, બોલ્યા સુંદરશ્યામ. ૧૭
અરે બાપા કહુ એક વાત નિશ્ચે, સુણો ગોપ સમસ્ત;
કર્મે કરી સહુ જીવ ઉપજે, થાય કર્મે અસ્ત. ૧૮
સુખ દુખ ભય જય લાભ હાની, મિત્ર અરી કહેવાય;
પુણ્યવંત પાપી નીચ ઉચ, એ કર્મથી સહુ થાય. ૧૯
તે કર્મના ફલતણો દાતા, છે કો ઈશ્વર જાણ;
તે ઈંદ્ર પણ કર્મને વશ, છે પરાધીન નિરવાણ. ૨૦
એક સંવચ્છરમાં ખટઋતુ, તે સમય આવે જાય;
શર્દ હેમંત શિશીર વસંત, વળી ગ્રીષ્મ ને વરશાય. ૨૧
જેનો સમય આવે તે સમે, દાખવે ગુણ મહીમાય;
એ ઋતુ કેરો ધરમ છે, તેમાં ઈંદ્રથી શું થાય? ૨૨
માટે કર્મ છે ઈશ્વરગુરુ, સુખ દુખનો ફળ દાતાર;
વેદે કહ્યું જે વરણને, તે કર્મનો અધિકાર. ૨૩
વેદ વિપ્રને ક્ષત્રીને શુધ, પ્રજા પાલન એવ;
વ્યાપાર કૃપી પશુપાલ વૈસ્યને, શુદ્ર કરતા સેવ. ૨૪
જે વર્ણ ને જે કર્મ, નવ આચરે તે અધીકાર;
અન્ય કર્મે શુભ ફલ નહી, જેમ પુંશ્ચલી સેવે જાર. ૨૫
આજીવિકા છે આપણી, પશુ પાલવાની જાણ;
ગૌ તણી સેવા માંહે સ્વારથ, સાધીયે નિરવાણ. ૨૬
વળી તમે કેહેશો ગૌ તણું, તૃણ વારી છે જીવંન;
તે ઉપજાવે છે ઇંદ્ર આજ્ઞા, થકી જે પરજન્ય. ૨૭
પણ સૃષ્ટિ સહુ ગુણ થકી, ઉપજે સ્વભાવે નિરમાન;
ગુણ સત્વ રજ તમ થકી થાયે, સ્થીતિ ઉદ અવશાન. ૨૮
તે રજોગુણથી મેઘની, થાય વૃષ્ટી ચાર દિશાય;
એ અનાદીનો તંત્ર છે, તેમાં ઇંદ્રથી શું થાય? ૨૯
વળી આપણે નહી ગ્રામપુર, ઘર શૈલ નદી વનવાસ;
તે માટ ગિરી ગૌ વિપ્રને, પૂજીયે અતિ ઉલ્લાસ. ૩૦

જે ઇંદ્ર અર્થે કરો છો, સામગ્રી પૂજા યાગ;
તે થકી પૂજો પ્રેમશુ જે, ગોવરધન ગિરીરાજ. ૩૧
પકવાન નાના વિધતણાં, ગોધુમ થકી જે થાય;
ઘ્રત સરકરા પયયુક્ત ભોજન, અપુપ જે કેહેવાય. ૩૨
દુધપાક, લાડુ, જલેબી, પુરી કચોરી સેવ;
ઘણા શાક દીદલા ભાત ભજીયા, કનાતીકા મગ એવ. ૩૩
ખટરસ વિંજનયુક્તથી, ભોજન ચાર પ્રકાર;
આદર થકી દીજ ઘેનુતી, પૂજા કરો નિરધાર. ૩૪
કરો હોમ હુતાશન વિશે, પછે પૂજવો ગિરીરાજ;
સામગ્રી સરવે અર્પિયે, વાજીત્ર મંગલ સાજ. ૩૫
આરતી નોછાવર કરો, પ્રદક્ષણા ગિરી પૂઠ;
ભોજન કરાવો વિપ્રને, ભંડાર થાય અખૂટ. ૩૬
દક્ષણા દો દ્વીજને ઘણી, ગૌદાન પટ અલંકાર;
સંતોષો ગૌ વચ્છ વ્રષભને, એ આપણો આચાર. ૩૭
પ્રસાદ લ્યો પછે પ્રેમશુ, પરીવાર સાથે સોય;
એ આપણો કુલ દેવતા, ગીરિ ગોવરધન દ્રઢ હોય. ૩૮
ગૌ ચરે તૃણુ જલ ઝરે, અગણીત થાય ફલ ને ફૂલ;
તે થકી પય ઘ્રત નીપજે, જો હોય ગિરી અનુકૂલ. ૩૯
એવો મારા મનનો મત સદા, તમને રૂચે જો આજ;
તો પૂજો ગોવરધનગીરિ, નથી ઇંદ્રનું કાંઈ કાજ. ૪૦
એમ ગર્વ હરવા સુરપતિનો, કાલાત્મા ભગવાન;
કહ્યાં વચન એવાં વિઠ્ઠલજી, તે સુણ્યાં સર્વે કાન. ૪૧
પછી નંદ ને ઉપનંદ આદે, ગોપ જે વ્રષભાન;
મુકુંદ વાયક સત્ય માની, હરખિયા તે સ્થાન. ૪૨

વલણ.

સહુ ગોપ હરખ્યા અતિઘણું, સુણી મધુર વચન મોહનતણાં;
પછી નરનારી હરખીને કરતાં, ભોજન નિજ ઘેર ઘેર ઘણાં. ૪૩

## અધ્યાય ૬૦.

### કડવું ૬૪ મું-રાગ મારૂ પરજ.

હરખ્યાં ગોપ સમસ્ત, વિઠ્ઠલ વચન સુણી;
જે વિધિ કહી વિશ્વાધાર, વિશ્વાસથી કરતા ઘણી. ૧

ગાય ઘેર ઘેર મંગલ ગીત, પાક સામગ્રી કરે;
ઘણા કીધા ઘ્રતના દીપ, તરુ પત્રે ધરે. ૨
સજી નરનારી શણગાર, આવ્યાં હરખે કરી;
મુકયાં શકટમાં પાકનાં પાત્ર,કો નિજ શિશ ધરી. ૩
શણગારી વૃષભ વચ્છ ધેનુ, તે આગળ કીધાં;
ઘેર ઘેરથી વૃદ્ધ ને બાલ, સહુ સાથે લીધાં. ૪
વાજે વાજીત્ર નાના પ્રકાર, મંગલ ગીત ધુની;
આવ્યાં ગોવરધનની પાસ, તેડાવ્યા વિપ્ર મુનિ. ૫
કર્યો હોમ હુતાસનમાંહે, મંગલ દ્રવ્ય સજી;
પછી સ્વસ્તીવાચન થાય, ભુદેવ ભણે ગર્જી. ૬
ગૌ બ્રાહ્મણ પૂજા પ્રથમે, વિધિવત્ ભાવ રૂદે;
પછી આપ્યા અતિઘણાં દાન, વિપ્ર આશિષ વદે. ૭
કર્યો પંચામૃત અભિષેક, દુધની ધાર ઝરે;
ગંગા જળ સીંચે શિશ, ચંદન ફૂલ ધરે. ૮
વિંટયાં પિતાંબર ને ચીર, ગીરિ પુંઠલ ગર્વે;
ફરે પ્રદક્ષણા ધરી પ્રેમ, સ્તુતિ કરતાં સર્વે. ૯
પછી ભોગ સમર્પણ, કીધો સામગ્રી સારી;
મુકયાં તાંબુલ બીડાં, સાથ નિર્મળ જળઝારી. ૧૦
આરતી વારતી વ્રજનાર, ઘંટ મૃદંગ ધુની;
કરજોડી ઉભાં નર નાર, નોછાવર કરતાં પુની. ૧૧
તે સમે શ્રી સુંદરશ્યામ, પ્રભુતા પ્રગટ કરી;
ઉભા ગોવરધનને શીશ, બીજું રૂપ ધરી. ૧૨
ગોપને થવા વિશ્વાસ, કરવા વચન ખરૂ;
લાવો હું છુ પર્વતરાજ, બલી અંગીકાર કરૂ. ૧૩
ઉભા ગોપ મંડળમાં નાથ, નંદજીનો કર ઝાલી;
બીજે રૂપે ગોવર્ધન માંહે, વશીયા વનમાલી. ૧૪
કર લાંબો કરી ઋષિકેશ, દેખાડે સહુ જોત્યે;
જુવો આ પરવતનું રૂપ, પ્રગટ થયો પોત્યે. ૧૫
થયાં વિસ્મય ગોપીગોપ, જોઈ મનોહર સુરતી;
એક દ્રષ્ટે નિહાલે રૂપ, સહુની સરખી સુરતી. ૧૬
સહુ વ્રજવાશીની સાથ, હાથ જોડ્યા હરીયે;
કીધો પોત્યે પોતાને પ્રણામ,કૃપા અનુગ્રે કરીયે. ૧૭

પછે સુણતાં સરવે સાથ, વચન કહ્યાં હરીયે;
જુવો ગોવરધન પ્રત્યક્ષ, એનાં દરશન કરીયે. ૧૮
આપણો કરવા ઉદ્ધાર, પૂજા નીજ હાથે ગ્રહી;
જેકો અવગણના કરે એની,તેથી બીજો અધમ નહી. ૧૯
આપણો એ ફ્લ દાતાર, માટે વારંવાર નમો;
નમો મંગળ રૂપ ભગવાન, ગોધંન જીવંન તમો. ૨૦
એ રીત્યે ગોવરધન, યાગ ગોપાલે કીધો;
પછે પ્રીત્યે કરીને પ્રસાદ, ત્યાં સરવે લીધો. ૨૧
હરીયે કીધો મખલોપ, ઇંદ્રનું માન હર્યું;
તે જોઇ થયો શક્રને કોપ, ગોપને નાશ કરૂ. ૨૨

વલણ.

નાશ કરૂ સહુ વ્રજવાશીને, કોપ્યો ઇંદ્ર અપારરે;
નવ ઓળખ્યા અંતરજામી તેણે,જે વિશ્વતણો આધારરે. ૨૩

---

## અધ્યાય ૬૧.

### કડવું ૬૫ મું-રાગ મારૂ.

નિજ યજ્ઞતણો કર્યો લોપ, તે દેખી થયો ઇંદ્રને કોપ;
જે નંદાદીક ગોપસમાજ, જેનું જીવન છે જદુરાજ. ૧
તેની ઉપર કોપ્યો શક્ર, કરી ક્રોધે ભ્રગુટી વક્ર;
મેઘ સંવરતક એવું નામ, કલ્પાંત્ત સમે જેનું કામ. ૨
તેની સાથે બોલ્યો સુરરાય, જુઓ શ્રીમદનો મહીમાય;
ઉન્મત થયા અતિ ગોપ, મુજ યાગનો કીધો લોપ. ૩
કૃષ્ણ મનુષ્યને ઉપદેશ, લીધી લાજ અમારી અશેશ;
તજી દેવતણો વિશ્વાસ, અન્યથી કરે સુખની આશ. ૪
જેમ આત્મવિદ્યા વિન મુક્તિ,પ્રછે અન્ય કર્મથી જુક્તી;
ભવસાગર નવ તરે તેહ, બીજા સાધન કરતા જેહ. ૫
એમ નંદતણો એ બાલ, ઘણું અભિમાની વાચાલ;
તેના આશ્રેયકી વ્રજવાશી, આજ કીધી અમારી હાંસી. ૬
ગોપ લક્ષ્મીમદે કરી માતા, જાણે કૃષ્ણને વ્રજનો ત્રાતા;
તે માટે સુણો પરજન્ય સર્વ, આજ ટાળો એ ગોપનો ગર્વ. ૭

પશુ માણુસ નાશ પમાડો, સરવે ગોપતણાં ગ્રહપાડો;
વરશો જલધાર અમીત, નવ ધરશો કોની ભીત. ૮
હું ઐરાવત બેશીને આવું, સુર સેન્ય સાથે લાવું;
પછે નંદતણો જે વાસ, હું આવીને કરીશ તે નાશ. ૯
એવી આજ્ઞા કરી સુરનાથ, ચાલ્યો મેઘમંડલનો સાથ;
વાયો વાયુ કરી માહા જોર, થયું વ્રજમાં અંધારૂં ઘોર. ૧૦
કરી ગર્જના ઘોર પ્રચંડ, વરષે જલધાર અખંડ;
ગજ સુંઢતણે આકાર, મધ્ય વિદ્યુતના ચલકાર. ૧૧
મારે પવન ઝપટ ચોપાસ, સરવે ગોકુલ પામ્યું ત્રાસ;
સરવે ભૂમિયે વારી ભરાય, નીચી ઉંચી કંઈ ન જણાય. ૧૨
ગિરી ગેહેવર કોતર જેહ, ભરાયું જલ પુરણ તેહ;
થાય વૃષ્ટી દિવસ ને રાત, જાણે પ્રલયતણો ઉત્પાત. ૧૩
ઘોર વૃષ્ટીએ કાંઈ નવ સુઝે, વાય શીત મનુષ્ય પશુ ધ્રુજે;
નરનારીતણી ગઇ ધીર, અકળાયાં સરવ આહીર. ૧૪
મળી આવ્યાં શ્રી કૃષ્ણને શરણ, કરજોડીને લાગ્યાં ચરણ;
સુરભી હરી પાસે આવી, રહી ઉભી શિશ નમાવી. ૧૫
નિજ ઉદર તલે થઇ સ્વચ્છ, રાખ્યાં પોતપોતાનાં વચ્છ;
હે કૃષ્ણ કૃષ્ણ કેહે ગોપી, કોપ્યો દેવ મરજાદા લોપી. ૧૬
તમો ગોકુલનાપતી કાહાવો, રાખો શરણે દયા મન લાવો;
વરસે વારી તણા પાષાણ, વાગે તનમાં કરે ઘુંબાણ. ૧૭
દેખી દુખીત સકલ વ્રજ સાથ, વિચાર્યું મન ગોકુલનાથ;
યજ્ઞ ભંગ કર્યો મેં આ દિશ, તેથી ચઢી ઇંદ્રને રીસ. ૧૮
ઇચ્છે કરવા વ્રજનો નાશ, હવે પ્રભુતા કરવી પ્રકાશ;
મુજ બલથી કરૂં શિક્ષાય, જેમ વ્રજજનને સુખ થાય. ૧૯
એ છે મુરખ ઇશ્વર માની, મન મોટમતા અભિમાની;
એનો શ્રીમદ ટાળું આજ, ફરી ના કરે એવું કાજ. ૨૦
મારા સેવક છે એ દેવ, તેને ન ઘટે અતિ અહમેવ;
દેઉ દુરમતીને જે દંડ, તે અનુગ્રહ મારો અખંડ. ૨૧
મારે શરણે સકલ વ્રજવાશી, હું છું નાથ સદા સુખરાસી;
તે માટે એમનો ભય ટાળું, મુજ સત્ય વચન પ્રતિપાળું. ૨૨
કરનો અધિષ્ટાતા સુરરાજ, કીધી મારી અવજ્ઞા આજ;
અપરાધ કર્યો નિરધાર, એની ઉપર મુકું ભાર. ૨૩

એવું કહી પછે એકે હાથે, લીધો ગોવરધનગિરી નાથે;
લીલાયે કરી બાલક જેમ, ભૂમિ ફોડ ઉપાડે જેમ. ૨૪
મુલ માંહે થકી માહારાજ, લીધો વામ ભૂજા ગિરીરાજ;
પછે બોલ્યા હરિ તેણીવાર, સુણો ગોપ સકલ નિરધાર. ૨૫
ગિરી ગર્ત વિશે સહુ પેસો, એની મધ્ય સુખે કરી બેસો;
કાંઇ ત્રાસ ન મનમાં આણો, રખે પર્વત પડતો જાણો. ૨૬
હરિનાં વચન સુણી તેણીવાર, સર્વે પેઠાં તે ગર્ત મોઝાર;
ગિરી નીચે ઘણો અવકાશ, મુકયાં શકટ તે ચારે પાસ. ૨૭
ગૌવચ્છ વૃષભ માંહે લીધા, જુક્તીયે કરી મંડલ કીધાં;
વૃદ્ધ બાલક લેઇને પાસ, રહ્યાં સુખે યથા અવકાશ. ૨૮
હરિના કર ઉપર ભાર, તે દેખી મન કરતાં વિચાર;
ગોપીજન મન થાય અધીર, જાણ્યું પીડા પામે જદુવીર. ૨૯
જાણે ગિરી પડશે આ કાલ, ગ્રહી જેષ્ટીકા ટેકે ગ્વાલ;
રહી સપ્તદિવસ વરસાય, વરષે દિન દિન અધીક કલાય. ૩૦
મૂશળ ધારે પડે જળધાર, ઇંદ્રનો ક્રોધ અપરમિત અપાર;
તે સમે શ્રી નંદકુમાર, કરી અદ્ભુત લીલા અપાર. ૩૧
મુક્યું આકાશે સુદર્શન, સોષે આવતું જલ પરજન્ય;
કર્યાં પૃથ્વીમાં છીદ્ર અપાર, પાતાલે ઉતરી જાય વાર. ૩૨
ચક્રથી જે ઉગરતું આવે, તે વારી વસુધામાં સમાવે;
એમ સાત દિવસ અભિરામ, ગિરીધારી ઉભા એક ઠામ. ૩૩
વ્રજવાસી સર્વે દશાર્તું, વિસર્યા દુઃખ ક્ષુધ તૃષાર્તું;
જુવે ચંદ્રને જેમ ચકોર, એમ નીરખતા નંદકિશોર. ૩૪
હરિમુખ શશી અમૃતપાન, કરે સર્વે થઇ સાવધાન;
ઘન થાક્યા વરષી વારી, રહ્યા ગોવિંદ ગિરીવરધારી. ૩૫
મઘવાપતિયે એવું જાણી, અતિ લજ્જા મનમાં આણી;
ટળ્યો ગર્વ આવ્યો નીરવેદ, મઘવાપતિ પામ્યો ખેદ. ૩૬
વાયુ વૃષ્ટી વિરામી ત્યાંહે, જલબિંદુ ન દીશે ક્યાંહે;
ગત અભ્ર થયું આકાશ, થયો દિનમણી કેરો પ્રકાશ. ૩૭
એમ બોલ્યા જગદાધાર, હવે સર્વે નીકળો બાહાર;
એવાં વચન સુણી તે કાળ, નીકલ્યાં સહુ ગોપી ગોવાલ. ૩૮
ગૌ બાલક ગોપ સમસ્ત, શકટે ભરી સર્વે વસ્ત;
નીકળી રહ્યા સર્વે જ્યારે, ચોપાસે જોયું હરિયે ત્યારે. ૩૯

પછી પર્વત સુંદર શ્યામે, હતો તેમ મુક્યો તે ઠામે;
તે લીલા નીરખી સહુ દેવ, પામ્યા આશ્ચર્ય અદ્‌ભુત એવ. ૪૦
વ્રજવાશી ભાવ ધરીને, પરીરંભણ કરતા હરિને;
પ્રેમથી થયાં પૂર્ણ ગાત્ર, છે કૃપારસ કેરા પાત્ર. ૪૧
ભામની હરિ પૂજે ભાવે, રોળી અક્ષત પુષ્પ વધાવે;
વારે વારે ઓવારણાં લેતી, અતિ ઉત્તમ આશિશ દેતી. ૪૨
રોહિણી જસોદા ને નંદ, બલદેવ સહીત પામિયા આનંદ;
હૃદે ચાંપીને ચુંબન કરતાં, મન વાત્છલ્ય પ્રેમજ ધરતાં. ૪૩
જે કરેથી ધર્યો ગિરીનાથ, તે ભુજા ગ્રહી ચાંપે હાથ;
સિદ્ધ ચારણ ગાંધર્વ દેવ, સર્વે કરતા હરિની સેવ. ૪૪
પુષ્પવૃષ્ટી કરે અહલ્લાદ, વજાડે શંખ દુંદભી નાદ;
એમ ઇંદ્રતણો મદ ટાળી, વ્રજમાંહે ચાલ્યા વનમાલી. ૪૫
ગોપ ગોપી વચ્છ ને ગાય, હરિ પુઠલ સર્વે પલાય;
પ્રેમે ગાતી સકલ વ્રજનારી, હરિલીલા મંગલકારી. ૪૬
સર્વે સાથને તેડી સાંહે, આવ્યા વિઠ્ઠલજી વ્રજમાંહે;

વલણ.

વિઠ્ઠલજી વ્રજમાંહે પધાર્યા, વરત્યો જેજેકારરે;
એમ વ્રજવાશીની રક્ષા કીધી, ટાળ્યો ઇંદ્રતણો અહંકારરે. ૪૭

---

## અધ્યાય ૬૨.

### કડવું ૯૬ મું-રાગ ધવલ ધન્યાશ્રી.

એવી ગોવરધન લીલા કરી નાથે, વાસવવૃષ્ટિ નિવારીજી;
પછી સર્વેને લેઇ વ્રજમાંહે, પધાર્યા ગોપસહીત ગિરીધારીજી. ૧
ત્યારે નંદની પાસે ગોપ મળ્યા, સહુ કરતા પરસ્પર વાતજી;
અતિઘણું આશ્ચર્ય પામીને કહેતા, કૃષ્ણચરિત્ર વિક્ષાતજી. ૨
અરે નંદજી એ બાલકકેરાં, અદ્‌ભુત કર્મ અપારજી;
આપણે આહીર ગામડીયામાં, ન ઘટે એનો અવતારજી. ૩
લઘુ બાલક એ સાત વરસનો, કરપર ગિરિવર લીધોજી;
જેમ સહજે ગજ પંકજ લે જળથી, એવો પરાક્રમ કીધોજી. ૪
એણે લઘુવયમાં પ્રથમેથી લીધા, પૂતનાકેરા પ્રાણજી;
જેમ દેહથકી આયુષ્ય કાલ ગ્રહી લે, એમ હણી નિરવાણજી. ૫

વળી શકટનિકટ સુતો હતો,એ સુત એક વરસનો જ્યારેજી;
લાંબો ચરણ કરી શકટાસુરને, ચુર્ણ કર્યો તેણીવારેજી. ૬
વળી એક સમે લેઇ ઉછંગ એને, આંગણે બેઠાં માતજી;
ત્યારે અસુર અચાનક આવ્યો, અદ્ભુત રૂપ ધરી ચક્રવાતજી. ૭
એ કુંવરને લેઈને ઉડ્યો આકાશે, અસુરતણા મત ભૂરજી;
પછી દૂર જઇને પછાડ્યો પૃથ્વી, અસુરને કીધો ચૂરજી. ૮
વળી માંખણ ચોરને ઉલુખલે બાંધ્યો, માતાયે કરી રીસજી;
ત્યારે યમલાર્જુન તરુ પાડ્યા, તત્ક્ષણ અનુગ્રહ કીધો ઇશજી. ૯
વળીવત્સ રૂપેથઇ આવ્યો વાત્સાસુર,તે કપીથને વૃક્ષે પછાડ્યોજી;
ઘણાં ફલ પડ્યાં તેથી મિત્ર સંતોષ્યા, એવો અસુરને તાડ્યોજી. ૧૦
વત્સ ચરાવા વનમાં ગયા, ગ્રહી ચીર્યો બકાસુર પાપીજી;
તેથી નંદ તમારા પુત્રતણી ઘણી, પાવન કીર્તિ વ્યાપીજી. ૧૧
વળી રાપભદાનવને હણી, કીધુ નિષ્કંટક તાલવનજી;
એક પ્રલંબને બલભદ્રે માર્યો, જે હતો મહા બલવનજી. ૧૨
કાળી દમન કરીને કાઢ્યો, લીલાએ લઘુવેશજી;
યમુનાનું જલ નિર્વિષ કીધુ, અમૃત સરખુ એશજી. ૧૩
સુણો નંદ અમો વ્રજવાશીનો, એ સુતમાં ઘણો સ્નેહજી;
પુરણ પ્રેમ સદા ઊર સહુને, શું કારણ હશે એહજી. ૧૪
સહજ સ્નેહી એ સુંદર વપુ, પ્રાણજીવન કહેવાયજી;
સરવતણો શું આત્મો જાણે, એ આશંકા થાયજી. ૧૫
જુવો સાત વરસનો બાલક,એ વળી અતિશે કોમલ અંગજી;
એણે એક ભુજા ઉપર ગિરિ લીધો, ક્યાં એ વાત અસંગજી. ૧૬
તે માટે અમને આશંકા, અતિઘણી મનને થાયજી;
એ કારણ કળ્યામાં નથી આવતું, સાંભળીયે વ્રજરાયજી. ૧૭
ગોપતણી એવી વાત સુણી, સંભાર્યાં ગર્ગવચનજી;
પછે ઉત્તર આપે નંદરાય, તમો સુણજો સરવે જનજી. ૧૮
અરે ગોપ સુણો એ સુતની કથા, કહુ ટાળો મન સંદેહજી;
એનું પરાક્રમ પૂર્વે કહ્યુંતું, ગર્ગ મુનીએ જેહજી. ૧૯
એના જન્મ વરણ હુવા ત્રણ્ય જુગમાં, શુકલ રક્ત ને પીતજી;
આ કલીજુગ કૃષ્ણરૂપ ધરી, અધુના કરશે લીલા અગીતજી. ૨૦
પેહેલાં એ વસુદેવતણો સુત, હવડાં થયો છે તમારોજી;
વાસુદેવ તે માટે કહેવાશે, સુંદર રૂપે સારોજી. ૨૧

એ સુતકેરાં નામ અનંત છે, રૂપ અનંત વિખાણેજી;
એના મહીમા હું જાણું છું, વળી કો વીરલા જાણેજી. ૨૨
અરે નંદજી એ સુત નિશ્ચે, કરશે તમારૂં કલ્યાણજી;
ગોકુલ ગોપી ગોપ તણું ધન, તન મન જીવન પ્રાણજી. ૨૩
અતિ ઘણાં દુખ તરશો તમો એથી, ભય સઘળા તે ટળશેજી;
એમાં જે ચિત અરપે તેને, મનવાંછીત ફળ મળશેજી. ૨૪
પેહેલાએ પુત્રે ઘણા મારયા, દાનવ રાજા દુષ્ટજી;
સુર સાધુની રક્ષા કીધી, વેદ ધર્મની પુષ્ટજી. ૨૫
માહાભાગ્યવંત જે નર નારી, તે ધરશે એમાં પ્રેમજી;
સંકટ તેના સર્વે જાશે, થાશે મંગલ ક્ષેમજી. ૨૬
જેમ વિષ્ણુ પક્ષમાં દેવ રહ્યા, તે દાનવથી કેમ ડરશેજી;
એમ સુતનો આશ્રે કરશે, તે ભવસાગરને તરશેજી. ૨૭
તે માટે હે નંદરાયજી, એવો પુત્ર તમારોજી;
નારાયણ સરખો એ થાશે, નિશ્ચે બોલ અમારોજી. ૨૮
લક્ષ્મીપતિના જેવા ગુણ છે, અદ્ભુત કર્મ સ્વભાવજી;
નીરમલ નામ રૂપ ગુણ કીર્તિ, ભવજળ તરવા નાવજી. ૨૯
એવું કહીને ગર્ગ મુનીવર, ગયા પોતાને ધામજી;
તે વાણી હું વૃથા જાણતો, આજ લગી અભિરામજી. ૩૦
હવે મેં હરિ ઓળખીયા, જે નારાયણ સાક્ષાતજી;
અદ્ભુત કારજ દીઠાં એનાં, વિશ્વ સકલ વિક્ષાતજી. ૩૧
તે માટે ભાઇયો તમો સર્વે, નવ ધરશો સંદેહજી;
વિસ્મય શો એ વાત તણો, છે ઇશ્વર નિશ્ચે એહજી. ૩૨
નંદનાં વચન સુણ્યાં ગોપે જે, ગર્ગ મુનિની વાણીજી;
તેવા દીઠા સર્વે હરિને, રાખ્યા મનમાં જાણીજી. ૩૩
એ રીતે વ્રજમંડલ સર્વે, હરિનાં ચરિત્ર વિખાણેજી;
પુરૂષોત્તમની ઉપર દિન દિન, પ્રેમ અધીક ઉર આણેજી. ૩૪
સપ્ત દિવસ કર ઉપર રાખ્યો, ગોવરધન ગીરિધારીજી;
મેઘ સર્વે વરષીને થાકયા, બુંદ રહ્યું નહી વારીજી. ૩૫
વ્રજવાશીનું રક્ષણ કીધું, ઇંદ્ર તણો મદ હરીયોજી;
તે દેખી મઘવાપતિ લાજ્યો, વિચાર મનમાં કરીયોજી. ૩૬
જોઇ પ્રભુતા પુરૂષોત્તમની, ઓળખીયા પરમેશજી;
અરે હું મંદમતી અતિકામી, કીધો હરિનો દ્વેશજી. ૩૭

જેની કૃપાયે લોકપતિ સહુ, ભોગવે છે અધીકારજી;
તે પ્રભુયે ભૂતલ જન્મ ધર્યો છે, હરવા ભૂમિ ભારજી. ૩૮
મેં અપરાધ કર્યો હરિ કેરો, મુજને છે ધિક્કારજી;
હવે શરણે જાઉ શ્યામ સુંદરને, જે કરૂણાસિંધુ ઉદારજી. ૩૯

વલણ.

કરૂણાસિંધુ છે કેશવજી, હું શરણે જાઉ ત્યાંહેરે;
પછે કામધેનુને સાથે તેડી, આવ્યા ઇંદ્ર વંદાવન માંહેરે. ૪૦

---

## અધ્યાય ૬૩.

### કડવું છ્‌ભ્મુ'-ચોપાઇ.

આવ્યો મઘવાપતિ તેણીવાર, જ્યાં વિરાજે છે નંદકુમાર;
વંદાવનમાં છે ગોકુલચંદ, એકાંતે આવી મળીયો ઇંદ્ર. ૧
ઉભો સન્મુખ લજ્જા પામી, ઇંદ્રાસનની અહંતા વિરાગી;
કંપે કાયા પડ્યો હરિ ચરણ, પાહી પાહી રાખો મુને શરણ. ૨
નિજ મુગટ તણા મણી જેહ, જેથી હરિપદ પૂજે એહ;
દેખી પ્રભુનું તેજ અપાર, ઇંદ્ર ઝાંખો થયો તેણીવાર. ૩
જેવો મહીમા સુણીયો મીઠો, તેવો પ્રત્યક્ષ નજરે દીઠો;
જે હું ત્રણ્ય લોકનો ઇશ, એવું માન મુકી નાર્યું શિશ. ૪
કરજોડી ઉભો સહસ્ત્રલોચન, સ્તુતિ કરતો તે દીન વચન;
શુદ્ધ સત્વ છો જ્ઞાનસ્વરૂપ, ગુણ રજ તમ રહિત અનૂપ. ૫
તુને નથી સંસાર સંસર્ગ, અજ્ઞાને કરી ભાસે ત્રિવર્ગ;
દેહસંબંધ નથી તુને સોય, તો બીજા બંધ ક્યાં થકી હોય. ૬
કામ ક્રોધ ને તૃષ્ણા લોભ, તે તુને ન પમાડે ક્ષોભ;
કાંઇ ક્રોધ કરો તમો જેહ, દેવા દંડ અધમને તેહ. ૭
વેદધર્મનું રક્ષણ કરવા, દુષ્ટ ભારભૂમિનો હરીવા;
તમો કેહેશો હું બાલકિશોર, કેટલુંએક મારૂં જોર. ૮
અહો નાથ તમો જગતાત, વળી જગતગુરુ વિક્ષાત;
તમો જગતપતિ જગધાતા, માહા કાલરૂપે દંડદાતા. ૯
એવા સમર્થ છો માહારાજ, અવતરીયા લીલા કાજ;
નિજભક્તની કરવા સાર, ધરો મન ગમતા અવતાર. ૧૦

જે કો કહે હું ઐશ્વર્યવાન, તેનું ઉતારો અભિમાન;
હું સરખા અભિમાની જેહ, તેને દંડ દેવા વપુ એહ. ૧૧
જ્યારે નીદ્રે કરો છો મોરારી, ત્યારે તે કરેભક્તિ તમારી;
તારો મહિમા મેં નવ જાણ્યો, તે માટે મન દ્વેષજ આણ્યો. ૧૨
હવે મુજ અપરાધ ક્ષમાવો, કિંકર જાણી દયા મન લાવો;
નમો કૃષ્ણ નમો ભગવંત, નમો અંતરજામી અનંત. ૧૩
નમો વ્યાપક પુરણકામ, નમો અપરિછિન્ન સુખધામ;
નમો વાસુદેવ વિશ્વેશ, નમો સાત્વતપતિ પરમેશ. ૧૪
તમો કહેશો હું છું યદુ જાત, સુણો નાથ કહું તે વાત;
ભક્ત રક્ષણ અર્થે એહ, શ્રૂતી સાખે ધરો છો દેહ. ૧૫
તમો શુદ્ધ જ્ઞાનમય રૂપ, વળી વ્યાપક વિશ્વ અનૂપ;
આદિ કારણ સર્વાનુસાર, સર્વાત્માને કરૂં નમસ્કાર. ૧૬
જુવો મારૂં અજ્ઞાન અનંત, મેં જાણ્યું વ્રજનો કરૂં અંત;
તે માટે ઘન આજ્ઞા દીધી, તમો ગોકુલ રક્ષા કીધી. ૧૭
મુજ ઉદ્યમ કીધો વ્યર્થ, તું ઇશ્વર ગુરુ સમર્થ;
કીધો અનુદ્ધ મુજ મદ હર્ણું, હવે મુજને રાખો શર્ણું. ૧૮
એમ ઇંદ્રને સ્તવતો જાણી, શ્રી કૃષ્ણને મન કરૂણા આણી;
હસી બોલ્યા શ્રી ભગવંન, ઘનતુલ્ય ગંભીરવચંન. ૧૯
સુણ શચીપતિ આશે અમારો, મખભંગ કર્યો મેં તારો;
તે અનુદ્ધ કીધો સર્વ, ઇંદ્રપદથી આવ્યો તને ગર્વ. ૨૦
માટે જાણવા મુજ મહિમાય, મેં કીધો એહ ઉપાય;
જે મોટમતાયે શ્રીમદ બંધ, તે મુને નથી દેખતા અંધ. ૨૧
હું છું દંડતણો દેનાર, ટાળું ભક્તતણો અહંકાર;
તેને ઉંચ પદેથી પાડું, સુત સંપત્તિ નાશ પમાડું. ૨૨
હવે જાઓ પુરંદર ઘેર, થશે ક્ષેમ મંગલ બહુ પેર;
પાળજો મુજ આજ્ઞા ધર્મ, ભોગવો નિજસ્થાનક પર્મ. ૨૩
બોલ્યા શિતળ વચન મોરારી, શમ્યો તાપતેથી અસુરારી;
હવે સુરભિ નમાવે શિશ, કરે સ્તુતિ સન્મુખ જગદીશ. ૨૪
વચ્છ વ્રષભ તથા ગૌ જેહ, કામધેનુયે દીઠાં તેહ;
જે પોતાતણાં સંતાન, જેની મધ્ય ઉભા ભગવાન. ૨૫
તેનું સ્તવન કરે છે સુરભી, હરી સનમુખ રહી છે ઉભી;
હે કૃષ્ણ કૃષ્ણ યોગીશ, વિશ્વરૂપ વ્યાપક જગદીશ. ૨૬

સહુ લોકતણા છો સ્વામી,તમથી અમો અતિ સુખ પામી;
પીડી ઇંદ્રે અમો તમો રાખી,ગિરિ ધાર્યો સકલસુર સાખી. ૨૭
તમો ઇંદ્ર અમારા એક, અમો કરશુ તુને અભિષેક;
મોકલી મુને બ્રહ્માએ ધેન, માહાભાગ્યે મળ્યા ભગવંન. ૨૮
એમ સ્તવન કૃષ્ણનું કરીને, પછે, નીજપય સીંચે હરીને;
પ્રભુ ઉપર પય નિરધાર, કરે કામધેનુ તેણીવાર. ૨૯

છંદ.

સુર ધેનુનીજ પયસવે હરીપર, પ્રેમ પુરણુ ઉર ધરી;
કરે વાસવ વૃષ્ટિ સુધાની, ગજ શુદ્ધ રાયે કરી. ૧
સત્યલોકથી ગંગાતણી, પડે શ્વેતધાર સોહાવની;
જેને સ્તવે સુર મુની સિદ્ધ યોગી,અખીલ અગજ પાવની. ૨
સહુ દેવ ઋષી સુરમાત આદે, પ્રેરે સુરપતીને જયા;
એમ ઇંદ્રે કર્યો અભિષેક, ધરીહું નામ ગોવિંદ સર્વથા. ૩
ગાંધર્વચારણુ સિદ્ધ અપસરા, તુંબરૂ નારદ મુની;
કરે નૃત્ય સુંદર સપ્તસ્વર, વાજીત્ર ગાનતણી ધ્રુની. ૪
સુર નારીને મન મહોચ્છવ,સુર સુમન વૃષ્ટિ અમીત કરે;
સુરધેનુ અતિ હરખે કરી, પયધાર ક્ષિતિઉપર ઝરે. ૫
અતિમોદ મન, તરૂ નિષ્પલ્લવ, ફલ ફુલયુક્ત મધુસ્રવે;
વ્રીહી આદી અન્ન અનંત પ્રગટયાં,સ્વાદ અદભુત અનુભવે. ૬
હતા ગુપ્ત મણીગિરિ મધ્ય,તે થયા પ્રગટ જોઈ અભિષેકને;
સ્નેહયુક્ત પશુ પક્ષી થયાં, નીરવૈર મુકી ટેકને. ૭
સુરધેનુના અભિષેકથી, સહુ લોકને આનંદ છે;
ગોપતી ગોપતણાપતિ, ગોકુળપતિ ગોવિંદ છે. ૮
અભિષેક સ્તુતિ કરી આજ્ઞા માગી,સનાથ સુખીયાં સહુ થયાં;
સહુ દેવ આદે સુરપતિ, સુરભી સહીત સ્વર્ગે ગયાં. ૯
એવી લીલા અદભુત પતિતપાવન, શ્રવણુ કીર્તન ઉર ધરે;
દાસ ગિરિધર પ્રભુ તેના, મનોરથ પૂરણુ કરે. ૧૦

---

## અધ્યાય ૬૪.

### કડવું ૬૮૫મું–રાગ સોરઠનો સોરઠો.

શ્રી ગોવરધન ધરી હાથ, ગર્વ હર્યો સુરપતી તણો;
વળી વાત વિચારે નાથ, મદ ટાળું હવે વરણનો. ૧

ચાલ.

એક સમે હરિવાસરનું વ્રત, કર્યું નંદજીયે ત્યાંહે;
ત્યારે દ્વાદશીને દિન વેહેલા, ઉઠીને ચાલ્યા જમુના જ્યાંહે. ૨
પારણાં કરવાં દ્વાદશી કેરાં, કલા માંહે નિરમાન;
તે માટે નંદજી વેહેલા ઉઠીને, ચાલ્યા કરવા સ્નાન. ૩
અસુરી વેળા ન જાણી નંદજી, નથી થયો અરૂણ પ્રકાશ;
ઉતાવળા જઇ પેઠા જલમાં, વ્રત પૂરણની આશ. ૪
વરૂણતણા અનુચર ત્યાં, આવીને ઝાલ્યા નંદ નરેશ;
ઉતાવળા લેઇ ચાલ્યા ત્યાં, કર્યો પાતાલમાંહે પ્રવેશ. ૫
વરૂણે નિજ ગ્રહ મધ્યે, રાખ્યા વ્રજપતીને વિક્ષાત;
જ્યારે નંદરાય નવ દીઠા, ત્યારે ગોપ કરે ઉત્પાત. ૬
હે કૃષ્ણ કૃષ્ણ હે રામ રામ, કહી કરતા અશ્રુપાત;
સત્વર ચાલો હવડાં બુડ્યા, જમુનામાં તવ તાત. ૭
એવી વાત સુણીને વિચારે વિઠ્ઠલ, વરૂણ તણો મદ ટાલું;
પિતાનું કષ્ટ હરી કરૂ સુખીયા, ભક્તવચ્છલ બ્રદ પાલું. ૮
એમ વિચારી વિશ્વંભર, વળતા પેઠા જમુના માંહે;
ઉતાવળા અલખેલો આવ્યા, વરૂણતણું ગૃહ જ્યાંહે. ૯
તે લોકપતી દીઠા જ્યારે, લક્ષ્મીપતી ભગવાન;
શ્રી ગોવિંદ ઘેર પધાર્યા જાણીને, દીધું અતિ ઘણું માન. ૧૦
પછે પુરૂષોત્તમની પૂજા કીધી, દિગપાલે શુભ મન;
કરજોડી નમસ્કાર કરીને, બોલ્યો દીનવચન. ૧૧
અહો નાથ મુજ દેહ મનોરથ, પૂર્ણ પામ્યો આજ;
દેવકીનંદન દીઠા દૃષ્ટે, સફલ થયાં સહુ કાજ. ૧૨
તે તુજ પદની સેવા કરતા, તે જીવનમુક્તજ થાવા;
તુજ ભક્તિ વિના નથી કો જન, સમર્થ વૈકુંઠપદમાં જાવા. ૧૩
નમો નમો ભગવાન તુને, જે પુરણબ્રહ્મ પરમેશ;
જે સૃષ્ટી કરતી માયા અવિદ્યા, તે નથી તુજમાં લેશ. ૧૪
કો અજ્ઞાની અનુચર મુજ, લાવ્યો પિતા તમારા સાથ;
તે મુજ મંદિરમાં રાખ્યા છે, માટે ક્ષમા કરો અપરાધ. ૧૫
એમ કહી પછે નંદ સમરપ્યા, વરૂણે હરિને હાથ;
સ્તુતિ વંદના સેવા બહુ વિધ, કરીને થયો સનાથ. ૧૬
પછે પિતાને સાથે તેડી, આવ્યા વિઠ્ઠલજી વ્રજમાંહે;
જેજેકાર થયો તેણીવેળા, જસોદા હરખ્યાં ત્યાંહે. ૧૭

વ્રજવાશી સહુ આવી મળીયા, નંદરાયને ઘેર;
વરૂણ લોકની વાત સકલ, તે કહી વિસ્તારી પેર. ૧૮
વરૂણતણા ઘરનો જોઈ વૈભવ, વિસ્મય પામ્યા નંદ;
તે વરૂણે નિજપુત્રને પૂજ્યો, નમીયો અતિ આનંદ. ૧૯
એવો સુતનો મહીમા સાંભળી,અદ્ભુત વિસ્મય પામ્યા ગોપ;
સર્વે મનમાં જાણ્યું નિશ્ચે, એ પૂર્ણબ્રહ્મ અનૂપ. ૨૦
વળી ગોપ વિચાર કરે મનમાં, જેની સુક્ષ્મ ગતિ છે એહ;
આપણને એ આપશે નિશ્ચે, પોતાનું પદ જેહ. ૨૧
ગોપતણા મનની અભિલાષા, જાણી અંતરજામી;
ભક્ત મનોરથ પૂર્ણ કરવા, વાત વિચારે સ્વામી. ૨૨
આ લોકવિશે જન અખીલ અવિદ્યા, ભરીયા ગર્વે અનંત;
નાના વિધીના કામકરમની, જાલે પડીયા જંત. ૨૩
ઉંચી નીચી અનેક યોની, જન્મ ધરે છે જેહ;
પોતાની ગતિ જાણે નહી, ભવચક્રમાં ભમતા તેહ. ૨૪
એમ વિચારી કેશવજીયે, કરૂણા કીધી અપાર;
ગોપ સકલને દેખાડ્યું, નીજ કૈવલ્યપદ નિરધાર. ૨૫
જે પદ દેહ સહીત નવ દેખે, અજ્ઞાની અધવાન;
પેહેલું તે પરબ્રહ્મરૂપને, દેખાડે ભગવાન. ૨૬
અપરિછિન્ન પૂર્ણચૈતન ઘન, અનંત પરમ પ્રકાશ;
શુદ્ધ સનાતન નિર્ગુણ નિર્મળ, જ્ઞાન ગમે અવિનાશ. ૨૭
પશુપાલ તે પદને પામ્યા, અનુભવ પરમાનંદ;
દેવકીનંદન દીનવચ્છલ, પ્રભુ એવા આનંદકંદ. ૨૮
બ્રહ્મરૂપી આ હૃદયમાં બુડ્યા, યોગ સમાધી જેહ;
પછી ત્યાંથી ચિત્ત વિક્ષેપ કરી, વૈકુંઠ દેખાડ્યું તેહ. ૨૯
જે અક્રુરને આગળ દેખાડશે, એવું અદ્ભુત ધામ;
વેદસ્તુતિ કરતા જે પદમાં, પાવન પૂર્ણ કામ. ૩૦
ગોપ સકલ નંદાદિક આદે, વૈકુંઠ દીઠું ત્યાંહે;
તે દેખીને વિસ્મય પામ્યા, વિચારતા મનમાંહે. ૩૧
એવી અદ્ભુત લીલા દેખાડી, પછે કરી વિસર્જન તેહ;
નંદાદિક સહુ ગોપ કહે છે, વાત પરસ્પર એહ. ૩૨
ભાઇ અકલીત લીલા એ બાલકની, કળીશકે નહી કોય;
જે એમાં ચિત્ત આરોપે તેને, ભવસંકટ નવ હોય. ૩૩

એવી ગોપને ઈશ્વરતા દેખાડી, જે ભવજળ તારક નાવ;
પછી મોહનજીયે માયા નાખી, વરત્યો વાત્સલ્યભાવ. ૩૪
એવી દિન દિન પ્રત્યે અધિક કલાયે, કરતા પુનિત ચરિત્ર;
થયા અલબેલોજી આઠ વરસના, નવલકિશોર વિચિત્ર. ૩૫

વલણ.

વિચિત્ર લીલા કરતા વિઠ્ઠલ, જેમાં વિચિત્ર શક્તિ અતિઘણી;
કહે દાસ ગીરિધર હવે કહું કથા, જે રાસ પંચ અધ્યાયતણી. ૩૬

---

## અધ્યાય ૬૫.

### કડવું ૬૯ મું-રાગ સોરઠ.

વંદુ નંદકુમાર, પ્રિય-પદ કરજોડી નમું;
લીલા કરૂં વિસ્તાર, રાસ પંચ અધ્યાયતણી. ૧
વંદુ શ્રી શુકદેવ જોગી, મુગટ મણી જોતીમય;
સદચિદ આનંદ એવ સદા, એક રસ બ્રહ્મમય. ૨
મુખસિંધુ મધુરવચંન, કૃષ્ણ કથા અમૃત ઝરે;
શ્રવણ પુટે રાજંન, પાન કર્યું પ્રિતે થકી. ૩

દોહા.

રસ સિંધુ શ્રી ભાગવત, મથન કરી મુનિરાય;
પંચરત્ન કાઢ્યાં ત્યાં, રાસ પંચ અધ્યાય. ૪
(જેમ) પંચ પ્રાણ છે દેહમાં, પંચામૃત રસમાંહ;
પંચ રત્ન ધાતુ વિશે, પંચતત્વ જગ જ્યાંહ. ૫
(જેમ) તત્વ ચતુરદશ ઇંદ્રીમાં, તન માત્રા છે પંચ;
(જેમ) કુરના કુલમાં પ્રગટીયા, પાંડવ રહીત પ્રપચ. ૬
(જેમ) અનુસુત સર્વે રંગમાં, પંચ રંગ નિરવાણ;
(વળી) પંચ પ્રયાગ પ્રમાણ છે, સકલતીર્થમાં જાણ. ૭
શસ્ત્ર સર્વમાં પંચશર, મનમથતણા પ્રકાશ;
એમ શ્રી ભાગવતમાં, (રસીક) વર પંચધ્યાઇ રાસ. ૮
વિશ્વ સકલ જીતી કર્યું, વશ પોતાને જેહ;
(એવા) મદન તણો મદ ટાળવા, લીલા કરતા એહ. ૯
વિઠ્ઠલ મન વિચારિયું, વ્રજવધૂ અતિ પાવન;
પૂર્ણ મનોરથ તે તણા, કરવા સત્ય વચન. ૧૦

શરદ ઋતુ આવી ત્યાં, ચાલ્યો ચંદ્ર આકાશ;
કામનો મદ ઉતારવા, કરવા ગર્વનો નાશ. ૧૧
ગોપ વધૂ સંગે રમ્યા, રાસલીલા વિખ્યાત;
તે વર્ણવું આ સમે, મોક્ષ કથા સાક્ષાત્. ૧૨

## રાગ સામેરી.

ભગવાન પણ તે શરદ રજની, થયા જોઇ પ્રસન;
પ્રફૂલીત ઉત્પલ માલતી, નીરમલ દિશા દરશન. ૧૩
રમવાતણું મન કર્યું, માધવ યોગ માયાને મળી;
તે સમે ઉદયો શરદ રાકા, પૂર્ણ ઇંદુ તે વળી. ૧૪
અરૂણ કીર્ણે પૂર્વે દિશા વિધુ, પ્રસન કરવા શ્રીહરી;
જેમ કુમકુમ મંડીત પ્રિયા,મુખ એમ શોભતો તેજે કરી. ૧૫
તે ચંદ્ર દેખી નારી નરને, પરસ્પર પ્રીતી થઇ;
જે દિવસના પરિતાપ કેરી, વ્યથા તે સર્વે ગઇ. ૧૬
શ્રીનંદનંદને નીહાળ્યો, એવો અખંડ મંગલ ઇંદુ;
લેલાટ લક્ષ્મીતણે જેવો, શોભે કુમકુમ બિંદુ. ૧૭
ચંદ્રના ઉજ્વલ કીરણથી, વન શોભતું ચોપાસ;
કુસુમ મધ્યે કીરણ ઝલકે, થાય શ્વેત પ્રકાશ. ૧૮
ત્યારે મોહને મોરલી કરગ્રહી, મનહરણ મોહની તંત્ર;
શું નાદ બ્રહ્મની જનની જાણે, યોગશક્તિ સ્વતંત્ર. ૧૯
ત્યાં મધુર સ્વરથી ગાન કીધું, વિઠ્ઠલ વેણું માંહે;
સુણી વક્ર નયના ગોપીકાને, મનોજ પ્રગટયો ત્યાંહે. ૨૦
તે મોરલી કેરા નાદથી, મન હર્યું શ્રી મહારાજ;
થઇ ચપલ ચિત ચતુરા સહુ, તેણે તજ્યાં ગૃહનાં કાજ. ૨૧
મોહન મળવા ઉર વિશે, ઉત્કંઠા પ્રગટી અપાર;
ઉતાવળી હરિ પાસ આવી, તજી કુટંબ પરીવાર. ૨૨
કેટલી ગોદોહન તજી, નિકળી ઉછંકળ નાર;
ચુલે ચઢાવ્યું પય રહ્યું, મન હર્યું નંદકુમાર. ૨૩
કો પાક પીરસતી પ્રીતી થકી,કો ભોજન કરતી ભામ;
સ્તનપાન કરતાં શીશુ મુકયાં, મળવા પૂર્ણકામ. ૨૪
કો સતી પતી સેવા તજી, લીંપતી કરતી સ્નાન;
એક નેત્રે કો અંજન કર્યું, ભામની ભુલી ભાન. ૨૫

કરણ ભૂષણ ચરણ પેહેરાં, કરણ પદ અલંકાર;
ચીર પેહેરી ચરણા ઓઢી, નીકળી સહુ નાર. ૨૬
તે પિતા પતી નિજ બંધુએ, રોકી રહી નહી ત્યાંહે;
તેના હંસ હરિયે હર્યા છે, મન ગયું મોહન માંહે. ૨૭
નિજ સ્વાગીયે કેટલી રોકી, ભવનમાં કરી જોર;
અપાર દુઃખ થયું પ્રગટ તેને, મળવા નંદકિશોર. ૨૮
ઉન્મીલિત લોચન કરી અબલા, ધ્યાન ધર્યું ત્યાંહે;
એકાગ્રચિત્ત કરી મળી હરિને, ભોગવતી મનમાંહે. ૨૯
પછે તજ્યો ગુણમયદેહ તેણે, નારી થઇ નિષ્કામ;
કર્મબંધન સર્વ છુટયાં, મળી આત્મારામ. ૩૦
તો વળી કેહેશો ન જાણ્યો, શ્રી કૃષ્ણ આત્મારામ;
એ જાર બુદ્ધિયે કરી, ભજતી હવી સહુ બામ. ૩૧
તે સુણો હરિ છે વસ્તુગત, ચીદ્રૂપ આત્મા સોય;
જેમ અજાણે અમૃત પીયે, પણ અમૃતનું ફળ હોય. ૩૨
એ ખરૂ પણ સુખ દુઃખતણું, પ્રારબ્ધ કર્મ અશેશ;
તે ભોગવ્યા વિણ દેહ તજીને, પામે કેમ પરમેશ. ૩૩
બાઇ પાપનું ફળ દુઃખ છે, પુણ્યનું ફળ સુખ હોય;
ક્ષણ માંહે બન્યો ગોપીકા, ભોગવ્યાં સુખ દુઃખ સોય. ૩૪
જે વીરહ દુઃસહ હરી તણો, તે થકી પ્રગટયો તાપ;
એટલામાં દુઃખ અમીત, ભોગવી છુટયાં પાપ. ૩૫
વળી ધ્યાનમાં ભગવાન ભેટી, ઉપનો અનુરાગ;
નિજ પુણ્યનું જે સુખસકલ, તે ભોગવ્યું માહાભાગ. ૩૬
એમ પુણ્યપાતક શુન્ય થઇને, તજ્યો ગુણમય દેહ;
સર્વ પેહેલી પ્રેમદા, હરિ શરણ પામી તેહ. ૩૭
ત્યારે રાય પરીક્ષત તણા, મનમાં ઉપનો સંદેહ;
છે પુત્ર પતીમાં વસ્તુગત, પરબ્રહ્મ પૂર્ણ જેહ. ૩૮
અજ્ઞાનથી ત્યાં સ્નેહ કરતાં, થાય નહી કલ્યાણ;
તેમ કૃષ્ણ મધ્યે જારમતિયે, ભજી અબલા જાણ. ૩૯
શ્રી કૃષ્ણ જાણ્યા કાંત પણ, નવ લહ્યા આત્મારામ;
મૂર્તિ મનોહર જોઇ સુંદર, મોહ પામી બામ. ૪૦
શુકજી કહે સુણ રાયજી, મેં કહ્યું પૂર્વે જેહ;
માહા દ્વેષથી શિશુપાલ પામ્યો, પરમ હરિ પદ તેહ. ૪૧

સહુ જીવ મધ્યે બ્રહ્મવ્યાપક, આવરણું નિરવાણ;
શ્રી કૃષ્ણ કેવલ બ્રહ્મમૂર્તિ, પ્રગટ પોતે જાણ. ૪૨
નરલોકના કલ્યાણ અર્થે, ધર્યું નરનું રૂપ;
કો પ્રકારે મન અર્પતાં, થાય કૃષ્ણમય સુણ ભૂપ. ૪૩
તે માટે જેમ તેમ કરી, મન હરિ સાથ રાખે લગ્ન;
એ સત્ય માટે જીવને, કરે સત્યમુક્તિ મગ્ન. ૪૪
કામ બુધ્યે ક્રોધથી વા, ભજે સ્નેહે શ્યામ;
અખંડ સ્મૃતી અહર્નિશથી, પામે તન્મય ધામ. ૪૫
અરે નૃપ એ વાતમાં, શું થાય વિસ્મયવંત;
યોગેશ હરિ ભગવાન, એથી મુક્ત થાયે જંત. ૪૬
હવે સુણો નૃપ તે નિશામાં, આવિયું વનિતા વૃંદ;
તે નિહાળી મુખ મધુર, વચને બોલિયા ગોવિંદ. ૪૭

### સોરઠ.

વેણું નાદ રસાળ, સુણી આવી વ્રજસુંદરી;
તે પ્રત્યે ગોપાલ, મધુર વચન બોલ્યા હરિ. ૪૮

### રાગ ગરબાની દેશી.

વ્રજવનિતાને વિલોકી વિઠ્ઠલ, બોલ્યા મધુરી વાણીજી;
માહાભાગ્યવંતી ભામિનીયો, તમો આવી તે અમો જાણી.
ઘેર પધારોજી. ૧
કહો અહીં તમો શે કામે આવ્યાં, જે હોય તે કરૂં કાજજી;
વ્રજવાશીમાં કુશળ છે સર્વે, શું દુઃખ પ્રગટ્યું છે આજ. ઘેર૦ ૨
આ ઘોર રજની, તિમિર, સઘન વન, અનેક જંતુ નિવાસજી;
તમો પાછાં ફરી ઘેર જાઓ સુંદરી, ના રહેવું ઘટે અમ પાસ. ઘેર૦ ૩
વળી માતપિતા પતિ પુત્ર તમારા, તે અણદેખી અકળાશેજી,
તેની અવગણના કરી અહીં આવ્યાં, માટે ક્લેશ કુટંબમાં થાશે. ઘેર૦ ૪
જો વન જોવા આવ્યાં હો તો તમે, જોયું કુસુમિત વનજી;
જેમાં ચંદ્ર કીરણ ચલકી રહ્યા ઉજ્વલ, ચાલે છે ત્રિવિધિ પવન. ઘેર૦ ૫
યમુના જલનો સ્પર્શ કરીને, શીતળ મારુત મેહેકેજી;
તેણે કરીને તરૂ નવપલ્લવ, લલિત લતાયો લેહેકે. ઘેર૦ ૬
તે માટે એ જોઇને શીઘ્ર ગતી, જાઓ જ્યાં વ્રજવાસજી;
દોષ લાગશે અન્ય સંગે, કરો સેવા રહી પતી પાસ. ઘેર૦ ૭

નીજ મંદિરમાં રહ્યા વચ્છ શીશુ, તે કરતાં હશે આક્રંદજી;
તેને સત્વર જઇ પયપાન કરાવો, સુરભિ દુહો આનંદ. ઘેર૦ ૮
જો સ્નેહે કરી વશ મારે વીશે, થયાં હોય તમારા મંનજી;
તો હવે ચિત સંતોષ ધરો, તમો પામ્યાં મુજ દરશંન. ઘેર૦ ૯
સ્વામી તણી સેવા કરવી, એ છે મોક્ષ સ્રીનો ધર્મજી;
દેશ તજી પરીવાર પતિનો, પોષણ કરવો પર્મ. ઘેર૦ ૧૦
અંધ પંગુ વૃદ્ધ દરિદ્રિ રોગીયો, દુઃશીલ દુર્ભગ કામીજી;
સાધવી સ્રીને તે નવ તજવો, જે પોતાનો સ્વામી. ઘેર૦ ૧૧
કુલ નારીને જારતું સુખ તે, ઘણુ નિંદીત ઉપહાસજી;
આલોકે ભય અપજશ માહાદુખ, અંતે નર્કે નિવાસ. ઘેર૦ ૧૨
વળી કહેશો તમારી સાથે અમારે, અતિ ઘણી અંતર પ્રીતજી;
પણ સમીપે સંગથી દૂર રહ્યામાં, ઘણી વાધે રસ રીત. ઘેર૦ ૧૩
શ્રવણ કરતાં ધ્યાન ધરંતાં, નામ જપંતાં મારૂંજી;
મુજ કીર્તન કરતાં દરશન માત્રે, થાશે ક્ષેમ તમારૂં. ઘેર૦ ૧૪
ભાવ રેહેતો નથી પાસે રહ્યામાં, સ્પર્શ કરતાં તેવોજી;
અતિ લાજ પ્રેમ વૃદ્ધી પામે છે, દૂર રહ્યાથી જોવો. ઘેર૦ ૧૫
માટે જાઓ જુવતી ઘેર તમારે, રાખો વિવેક વિચારજી;
એવાં વચન સુણી ગીરિધારી પ્રભુનાં, વિહ્વલ થઇ વ્રજ નાર. ઘેર૦ ૧૬

## સોરઠા.

(કહ્યાં) વિષમ વચન શ્રીરંગ, તે સુણીને વ્રજસુંદરી;
મોહ ટળ્યો મન ભંગ, ચિંતા પ્રગટી ચિત વીશે. ૧
સહુ નારી થઈ નિરાશ, અધોવદન ઉભી રહી;
મુખે મુકે નિશ્વાસ, અધરબિંબ સુકે ઘણું. ૨
લજ્જા પામી અપાર, પદાંગુષ્ટ પૃથ્વી ખણે;
લોચન અશ્રુધાર, ધોવાય કુમકુમ કુચતણાં. ૩
માહા દુઃખ પામી મન, અણબોલી ઉભી રહી;
શત્રુ સમાં વચન, માધવ મિત્રે જે કહ્યાં. ૪
જે અર્થે કરી આજ, માતપિતા સુત પતી તજ્યાં;
મુકયાં ઘરનાં કાજ, શરણે આવ્યાં શ્યામને. ૫
(પછે) ધીરજ ધરી તેણીવાર, નેત્રશોહિ સાવધ થઇ;
કાંઇ કોપ કરી વ્રજનાર, ગદગદ વાણી ઉચ્ચરે. ૬

રાગ ગરબાની દેશી.

હવે ગોપી જન મન ધીરજ રાખી, બોલ્યાં હરિની સાથજી;
આવાં કઠોર નિરદે વચનજે કેહેવાં, ન ઘટે તમને નાથ.
રાસ રમાડોજી. ૧
અમો ગૃહના વિષય સકલ તજી આવ્યાં, મળવા તમને ઇશજી;
શા માટે અમારો ત્યાગ કરોછો, હે આદીપુરૂષ જગદીશ. રાસ૦ ૨
અમો નથી પુછવા આવ્યાં તમને, ઓયો કેરા કાંઇ ધર્મજી;
જે ધર્મે આચરી ફળ પામ્યા પછી, ફળ ના કરાવે કાંઇ કર્મ. રાસ૦ ૩
વળી સુત સુહૃદ ને સ્વામી તણા તમો,સહુના આત્મા સોયજી;
એક તમારી સેવા કરતાં, સર્વેની સેવા હોય. રાસ૦ ૪
એ મોટો ધર્મ આચરતાં કોઇયે, દોષ ન કાઢે અમારોજી;
અમો સર્વ થકી નિર્વેદજ પામી, ઇચ્છું સંગ તમારો. રાસ૦ ૫
જે કવિ પંડિત કુશલજ કાહાવે, તત્વદર્શી નિષ્કામીજી,
તે કરે આશક્તિ તમારે વિશે, તમો આત્મા અંતરજામી. રાસ૦ ૬
છે ઘણા દિવસની આશા અમારી, તે નવ કરશો છેદંનજી;
હે કૃષ્ણ કમલલોચન ભવમોચન, અમને થાઓ પ્રસન્ન. રાસ૦ ૭
અમો પાછાં ફરી ક્યમ જાઉં હવે, શીથિલ થયાં સહુ ગાત્રજી;
ચિત્ત ચરણ કર તુજ પાસેથી, નવ ચલે કિંચિત માત્ર. રાસ૦ ૮
જે મંદિરમાં હતું મન અમારૂં, તે તમો તાણી લીધુંજી;
તુજ પદ પરથી કર શીથિલ થયા, કાંઇ એવું કામણ કીધું. રાસ૦ ૯
મુખ હસિત નેત્ર રસગાન સંભવથી, કામ અગ્નિએ બાળીજી;
નિજ અધરામૃત સિંચીને અમને, શીતળ કરો વનમાલી. રાસ૦ ૧૦
હે કમલનેત્ર પદકમલ તમારા, અતિપાવન સકુમારજી;
તે સેવા કરતાં પરમપદ આપે, આનંદકારી અપાર. રાસ૦ ૧૧
એવા પવિત્રપદ મુકીને તમારા, કોની પાસે જઇયેજી;
સ્વપ્નામાં સંસાર રુચે નહીં, શરણ તમારે રહીયે. રાસ૦ ૧૨
લક્ષ્મીતણા એક કટાક્ષ માટે, બ્રહ્માદિક મંન તરસેજી;
તોય તે સાચું નથી જોતી કમલા, દેવતાને નવ દર્શે. રાસ૦ ૧૩
એવી રમા તમારા હૃદય ઉપર, વાસ કરીને રેહેતીજી;
તોય તુલસી ચરણની દાસી થવાને, ઇચ્છા અંતર લેહેતી. રાસ૦ ૧૪
માહાસિદ્ધનું સેવીત ચરણ તમારૂં, તે અમો પામ્યાં આજજી;
તે હવે કોણ રીતે કરી મુકું, કહો અમને માહારાજ. રાસ૦ ૧૫

તે માટે પ્રસન્ન થાઓ અમને, દુઃખ ટાળો ભગવાનજી;
અમે સર્વસ્વ તજી તવ શરણે આવ્યાં, રાખો અમારૂં માન. રાસ૦ ૧૬
તારૂં સુંદર સ્મીતયુત નેત્ર કટાક્ષે, વ્યાપ્યો તિક્ષણ કામજી;
તેથી તાપ થયો અંતરમાં અમને, શીતળ કરીયે શ્યામ. રાસ૦ ૧૭
તવ અલકાવલી આવ્રત મુખ સુંદર, નેત્ર કૃપા રસ ઝળકેજી;
ચારૂ ચિબુક તિક્ષણ નાસા, ગંડમંડલ કુંડલ લલકે. રાસ૦ ૧૮
તારી મોરલીનું ગીત મધુર સુણી સહુને,મોહ થયો મનમોઝારજી;
નિજ ધર્મ મુકીને ના ચલે ચિતમાં, નથી કોઇ એવી નાર. રાસ૦ ૧૯
જે સકલ લોકની સુંદરતા, તે સમેટી સુંદરશ્યામજી;
તમો પ્રગટ થયા નિજજનકેરાં, કરવા પૂરણ કામ. રાસ૦ ૨૦
તુજ વેણું નાદ સુણી પશુ પક્ષી, મૃગ તરુવેલી વંનજી;
અતિ પુલકીત તનમન મોહજ પામી, સ્થંભ્યાં સરિત પવંન. રાસ૦ ૨૧
તમો ઉદે થયા વ્રજ આરત હરવા, પાળવા સત્ય વચંનજી;
જેમ આદિ પુરૂષ હરે પીડા અમરની, એવા તમો ભગવંન. રાસ૦ ૨૨
અમો દાસી તમારી દામોદર, કરકમલ ધરો અમ શિશજી;
વિરહ તપ્યા તન તાપ શમાવો, શીતલ કરો જગદીશ. રાસ. ૨૩
એવાં દીનવચનસુણી પ્રસન થયા હરી, કરીયાં પુરણ કામજી;
ગિરિધારી પ્રભુ ગોપી સાથે,રમીયા આત્મારામ. રાસ રમાડયોજી. ૨૪

## રાગ સામેરી.

સુણી દીન વાણી દયા આણી, યોગેશ્વર ભગવાન;
સુખ હસાવી ગોપીકાને, મળ્યા મંગલરુપનિધાન. ૧
મુગ્ધાતણી મંડલીમા હરી, મધુર હસતા જાય;
દંતકિરણે દિશા ઉજ્વલ, અધીક તન શોભાય. ૨
ત્યાં યામિનીમાં કામની શોભે, કનકવરણી મંદ;
વિચમાહે અચ્યુત ઓપતા, જાણે તારા મંડલ ચંદ. ૩
ગોપિકા કરતી ગાન ત્યાં, સ્વર પુરતા ઋષિકેશ;
વ્રજસુંદરી શત સહસ્ર કેરા, યુથપતી પરમેશ. ૪
ઉર વૈજયંતીમાલ વિરાજે, માહામનોહર રૂપ;
રામાસહિત રમતા હરી, શોભે વ્રંદાવિપીન અનૂપ. ૫
સુંદરી સાથે આવીયા, યમુના પુલીન છે જ્યાહે;
તટનિકટ સિકતા સરસ, કોમલ કિરણ ઝલકે ત્યાહે. ૬

શીતમંદ સુગંધ રુચિકર, વહે ત્રિવિધિ પવંન;
જલકમલ પરશી આવતો, ઘણું મોદ ઉપજે મંન. ૭
કર પ્રસારણ કો શુ કરે, આલીંગતા અનુરાગ;
કર કેશ ગ્રેહેતા કૃષ્ણજી, ભીડે પરસ્પર પાગ. ૮
નખઘાવ કરતા ઉરવીશે, સુંબન રતી રસહાવ;
સ્વાધીનપણું દેખાડતા, એકાન્ત સુખનો ભાવ. ૯
લીલા લલીત વ્રજસુંદરી, શું કરે વિવિધ વિલાસ;
વૃદ્ધી કરે વિઠ્ઠલતદા, મન અધિક મદન પ્રકાશ. ૧૦
ઘણુ માન પામી માનુની, અચ્યુત થકી અભિરામ;
વનમાલીને નિજવશ લહ્યા, અતિ ગર્વ કરતી ભામ. ૧૧
નીજદેહનું સુંદરપણું, જોબનપણાનુ માન;
નિજ આતમાને ધન્ય માન્યો, આવીયુ અભિમાન. ૧૨
જગજીવને તે જાણીયું, જે ત્રીયોનું અભિમાન;
તે ટાળવા પ્રતિપાળવા, હરિ હવા અંતરધ્યાન. ૧૩
શ્રી ભાગવતમા દશમ લીલા, રાસ જે કહેવાય;
હરિ થયા અંતરધ્યાન, ઓગણત્રીસમો અધ્યાય. ૧૪

## અધ્યાય ૬૬.

### કડવું ૭૦મું–રાગ મારૂની દેશી.*

આવ્યું અબલાને અભિમાન, થયા શ્રી હરિ અંતરધ્યાન;
ના દીઠા જવ અચ્યુત આપ,કરતી વનિતા વિવિધ વિલાપ. ૧
હરિનો જે ગમન વિલાસ, વળી પ્રેમસહીત મૃદુહાસ;
અવિલોકન લલિત વિહાર, ચારૂ ચેષ્ટીત વચન ઉચ્ચાર. ૨
તેણે આકર્ષ્યું જેનું મન, જોતી વિહ્‌વલ જુવતી જંન;
સભારે ઘણું કૃષ્ણચરિત્ર, મન મળવા મોહન મિત્ર. ૩
તન્મય સહુ કરતી વિહાર, મનમા થઇ કૃષ્ણાકાર;
ટોળે મળીને તારૂણી જોતી,ગાતી હરિગુણ વિરહ સમેતી. ૪
હરિને શોધતી ઉન્મત મંન, વનિતા વિહ્‌વલ ફરતી વંન;
તરૂને પુછતી વ્રજનાર, જેમાં છે હરિ અંતર બાહાર. ૫
જેમ વ્યાપક છે આકાશ, તેમ સર્વત્ર શ્રી અવિનાશ;
માટે તારૂણી તરૂને પુછે, તન્મય થઈ તેમા આશ્ચર્ય શુ છે. ૬

* બીજી પ્રતમા 'રાગ બીહારી' છે

## રાગ બિહાગ-ત્રિતાળો.

અહો અશ્વરથ વટના વૃક્ષ, સુણો તાલ તમાલ ને પ્લક્ષ;
તમો દીઠા છે પ્રતક્ષ, એ નંદકિશોરનેરે. ૭
એ અમારા ચિતનો ચોર, સ્મીત અવલોકન અંકોર;
સ્નેહપાશે બાંધ્યાં કરી જોર, એ મંન હરી ગયોરે. ૮
હે અશોક કુરૂબગ નાગ, સુણ ચંપક તરૂ પુન્નાગ;
તમો જાતા દીઠા માહાભાગ, એ હલધર વીરનેરે. ૯
હે તુલસી તું કલ્યાણી, હરિવલ્લભ તુજને જાણી;
શ્યામ સંગે માહાસુખ માણી, સુગંધવતી થઇરે. ૧૦
અહોતુલસી જે વલ્લભ તારો,કાંઈ દીઠો એ નાથ અમારો;
તારો હાર રૂદેપર ધાર્યો, તે અમને મુકી ગયોરે. ૧૧
સુણ માલતી મલીકા જાય, જાતાં દીઠો છે જાદવરાય;
કરસ્પર્ષ તણે મહીમાય, કુસુમ ફુલી રહ્યાંરે. ૧૨
અહો પૃથ્વી તેં શું તપ કીધું, પદપાવન તુજપર દીધું;
હરીને પદસંગે સુખ લીધું, રોમાંન્ચિત થઇ રહ્યાંરે. ૧૩
વળી એ થકી અદકુ પુણ્ય,પામી હરીનાં પગલાં ત્રણ્ય;
પુર્વે આદીવરાહે ધન્ય, ધારી સુખમાં તુનેરે. ૧૪
માટે તું ગત જાણે એની, તેનો મારગ અમને કહેની;
પદ અંકીત થઇ છું જેની, ઊપર થઇને ગયારે. ૧૫
અહો હરણી જુથ સમુદાય, અમો લાગુ તમારે પાય;
એક સુંદરી શું જદુરાય, જાતાં દીઠા તમોરે. ૧૬
એ ગયો અમારૂ મન લેતો, તમારે નયને સુખ દેતો;
માટે ચારે દીશાયે સુચેતો, ચંચળ થઇને જુવોરે. ૧૭
હરીયે,પેહેરી છે કુચકંદમાલ,તે જાણીને બોલી એક બાલ;
એનો પરિમલ આવે રસાલ, માટે મળશે ખરોરે. ૧૮
અહો ફલવંતા તરૂ સાર, ઘણુ નિચા નમ્યા ફલભાર;
ગ્રહો હરીયે તવ નમસ્કાર, માટે લતાયો લલીરે. ૧૯
માટે તમો કંઇ જાતો દીઠો,એવો નંદકુંવર મન મીઠો;
બલીભદ્ર અનુજ યાર તે દીઠો, અમને મુકી ગયોરે. ૨૦
એક બાહુ પ્રિયાને સ્કંદ, બીજે ફેરવતો અરવિંદ;
એવો ગુણસાગર ગોવિંદ, ગયો દુઃખ દેઇનેરે. ૨૧

સખી પુછે છે વનની વેલી, મોટું ભાગ્ય એનું સાહેલી;
નીજતરૂ પતિનો સગ મેલી, રેહેતી નથીરે. ૨૨
તેમ કેશવ કરનખસ્પર્ષ, એને મન ઉપનો અતિ હર્ષ;
તન પુલક થયાં ઉત્કર્ષ, હરીના સંગથીરે. ૨૩
શોધ્યું સકલ તે વંન વિચિત્ર,તોય નવ મળ્યો માધવ મિત્ર;
પછે કૃષ્ણના સરખુ ચરિત્ર, કરે વ્રજસુંદરીરે. ૨૪

## રાગ વેરાડી.

સકલ વન શોધીયુંરે, નવ મળ્યા નટવર નંદકુમાર;
ટોળે મળી તારૂણીરે, તનમન થૈ છે કૃષ્ણાકાર. ૨૫
બાલપણા તણીરે, હરીની લીલા પુણ્ય પવિત્ર;
પરસ્પર સહુ મળીરે, કામની કરતી કૃષ્ણચરિત્ર. ૨૬
એક થઇ પૂતનારે, એક થઈ કૃષ્ણ કરે સ્તનપાન;
એક શકટ થઇરે, પદનો પ્રાહાર કરે ભગવાન. ૨૭
તૃણાવર્ત થઈ તદારે, ગ્રહીને ચાલી બાલમુકુંદ;
ચેષ્ટા તદવત્ કરેરે, કો ગુણ ગાતી અતિ આનંદ. ૨૮
એક અચ્યુત થઇરે, બીજી બાલા થઇ બળરામ;
અન્ય ગોવાલ થઈરે, વચ્છાસુર-હણિયો તે ઠામ. ૨૯
બકાસુર આવિયોરે, ચિર્યો ચંચુગ્રહી તેણીવાર;
સુરભીને બોલાવતીરે, વેણુ નાદ કરે વ્રજનાર. ૩૦
મધવા મદ મોડતીરે, વૃષ્ટી નિવારણ કરતી ત્યાંહે;
ગોવર્ધન કર ધરીરે, કહે સહુ આવો આ ગીરી માંહે. ૩૧
ભય નવ પામશોરે, વ્રજવાશીની કરૂં રક્ષાય;
ગોધન પ્રતિપાલતીરે, કરતી ઇંદ્રને અતિ શીક્ષાય. ૩૨
કૃષ્ણ થઈ કામિનીરે, કરતી નિગ્રહ કાલીનાગ;
નાગપત્ની થઇરે, હરિની સ્તુતિ કરતી માહાભાગ. ૩૩
ગૌ ગોપ ઉગારતીરે, કરતી દાવાનલનું પાન;
ઉલુખળ બાંધતીરે, પાડતી યમલાર્જુંન તે સ્થાન. ૩૪
એમ બાલલીલા કરીરે, વ્રજવનિતા થઈ આતુર મન;
વળી ફરતી બેહેબાકલીરે, પુછતી તરૂ વેલીને વન. ૩૫
વનિતા વીલપે ઘણીરે, પુછતી દીઠે કમલાકંથ;
એવે દીઠા અવનીયેરે, પિઉનાં પગલાં પડિયાં પંથ. ૩૬

એક એકને દેખાડતીરે,જુવો સખી આ પ્રીતમપદ ચિહ્ન;
અંકુશ ધ્વજ પદ્મ છેરે, એ આદે રેખા અવિછીન. ૩૭
ત્યાંથી આગળ જતારે, પ્રિયાના પગલાં પૃથ્વી મોઝાર;
હરિપદ સંગમાંરે, દીઠાં સુંદર અતિ સકુમાર. ૩૮
તે જોઇ દુખ પામતીરે, બોલી કોપ કરીને મન;
આ પદ કો વધૂ તણાંરે, સાથે લઈ ચાલ્યા ભગવન. ૩૯
એક કર કામિની તણોરે, હરિને કંઠ ભરાવ્યો જાણ;
જેમ કર કરીણી તણોરે,કરી ચર* અવલંબે નિરવાણ. ૪૦
એણે પ્રભુ આરાધિયારે,તે માટે ગોવિંદ ગયા તેડી સાથ;
એને સુખ આપ્યું ઘણુંરે, આપણને તજી નિરદે નાથ. ૪૧
અરે બાઈ એ મોટા હરિરે, એની પદરજને છે ધન;
બ્રહ્મા શિવ ને રમારે, શિશ ધરે પદરજ પાવન. ૪૨
તે પ્રભુની અધર સુધારે, એણે પાન કર્યું છે નિશંક;
તે મનમાં પીડે ઘણુંરે, જેવો વિષધર કેરો ડંક. ૪૩
વળી આગલ જતારે, કેહેછે નારી કરી ઉનમાન;
આ ઠેકાણે ચલીરે, સ્કંધ ચઢાવી શ્રી ભગવાન. ૪૪
પગલાં નથી પેખતારે, પ્રિયાનાં પૃથ્વી નવ પરસાય;
જાણ્યું જદુનાથજીરે, એના કોમલ પંકજ પાય. ૪૫
ત્રણ અંકુર ખુચશેરે, માટે સ્કંધ ચઢાવી સ્યામ;
માનવતી ઘણુંરે, વશ કરીઆ એણે પૂરણકામ. ૪૬
પ્રભુપદ પ્રિયા ભારથીરે, જોને કલીયાં† પૃથ્વીમાંહે;
અહો કૃષ્ણ કામી થયોરે, ક્ષણએક ઉતારી છે આંહે. ૪૭
ચરણ ઉંચા કરીરે, કુસુમ લતા ગ્રેહેવાને નાથ;
અરધાંઘી દેખાયછેરે, અરપ્યાં પુષ્પ પ્રિયાને હાથ. ૪૮
કેશ કામની તણેરે, પ્રભુયે પુષ્પ ભર્યાં આ હાર;
આ જોની એંધાણછેરે,ભામીનીને ભીડી પદ મોઝાર. ૪૯
શુકજી બોલીયારે, સાંભલ હો પરીક્ષત રાજન;
વિઠ્ઠલના વિરહથીરે, વિયોગે વિલપે ગોપીજન. ૫૦

રાગ વેરાડી–દેશ ફેર.

તે સુંદરીને સાથે તેડી, રમતા આતમારામ;
એ કામીજનની રીત દેખાડે, શ્રી કૃષ્ણ અખંડીત ધામ. ૫૧

*ખાડી-ખાઈ. †ખુચી બેઠા-પેસી ગયા.

જે કામીજનને કષ્ટ પમાડે, એનો દુષ્ટ સ્વભાવ;
વળી નરની નીર્લજતા, દરસાવે એમાં બન્યો ભાવ. ૫૨
સર્વે ગોપીને મુકી માધવ, જેને લીધી સંગ;
તે ત્રિયને અભિમાનજ આવ્યું, જે હરિ રમીયા રંગ. ૫૩
સર્વે સખીમાં હું સરખી, ગુણરૂપે નથી કો અન્ય;
સર્વેને મુકી તેડી મુજને, ભજ્યા શ્રી ભગવંન. ૫૪
તે માનુની માન કરીને, બોલી હરિની સાથ વચંન;
મેં ચલાતું નથી તે મુજને, સ્કંધે લ્યો સ્વામીન. ૫૫
તે સુંદરી કેરાં વચન સુણી, હરિ બેઠા પૃથ્વી મોઝાર;
તમો શ્રમ પામ્યા માટે બેસો, મુજ સ્કંધ ઉપર હે નાર. ૫૬
સ્વાધીનપતિપણું અદકુ જાણી, આણું મન અભિમાન;
બેસવા ગઇ તે બાલા સારે, હરિ હવા અંતરધ્યાન. ૫૭
અચ્યુતને અણદેખી અબલા, મન પામી પરિતાપ;
હે માહાભુજ હે નાથ રમણ, એમ કહીને કરતી વિવિધ વિલાપ. ૫૮
હું દાસી તમારા ચરણતણી, મુને દર્શન દો ગિરિધારી;
એવે સમે શોધતી હરીને, ત્યાં આવી સહુ નારી. ૫૯
સર્વે સુંદરીએ પુછ્યુ તેહને, બોલી માહાદુઃખવાન;
અરે બાઇ મુને મુકી ગયા, મેં આણ્યું મન અભિમાન. ૬૦
પછે તે શામાને સાથે તેડી, દીધી ધીરજ ધીર;
સહુ શોધ કરતી શામા, વનમાં હલધરજીનો વીર. ૬૧
પછે વન સઘન અંધકારજ આવ્યું, જહાં નહી ચંદ્ર પ્રકાશ;
ત્યારે તારૂણી ત્યાં થકી પાછી વળી, થઇ શામા સર્વ નિરાશ. ૬૨
ગોવિંદના ગુણ ગાતી પુનરપી, આવી જમુનાં તીર;
મોહન મિત્ર મળ્યા નહી ત્યારે, મુકી મનની ધીર. ૬૩
ગ્રહ સમંધ ભુલી ગઇ, ભામા કૃષ્ણને અરપ્યું ચિત્ત;
શ્રુતી સાખે કરી નીર્મલ, હરીનું ગાતી ગોપિકાગીત. ૬૪

---

## અધ્યાય ૬૭.

### કડવું ૭૨ મું-સોરઠ.

યમુના કેરી તીર, ટોળે મળી સહુ તારૂણી;
મનમાં રાખી ધીર, સ્તુતિ કરતી શ્રી કૃષ્ણની.

ઢાળ.

તવ જન્મે કરી છાયુ વ્રજપુર, કમલા રહી કરી વાસ;
સહુ વ્રજજનને સુખીયાં કીધાં, અમો દુખીત તમારાં દાસ;
એક તમો આધાર અમારે, પીડા શું અવિનાશ;
કરૂણા કીજીયેરે, દરશન દીજે દીન દયાલ. ટેક. ૨
શરદકમલના કોશ સરીખું, તવ મુખ સુંદર શોભે;
તેં નેત્ર કટાક્ષે વેધ્યાં અમને, અમો હણાયાં લોભે;
દાસીનો વધ ન ઘટે કરવો, વર આપો તન ચોભે. કરૂણા૦ ૩
વિખ જલ વ્યાલ અસુરથી રાખ્યાં, કષ્ટ નિવારણ કીધું;
વર્ષા મારૂત તડીત અનલથી, વ્રજ ઉગારી લીધું;
એમ ઘણીવાર તમો રક્ષા કીધી, અંતે શું દુઃખ દીધું. કરૂણા૦ ૪
નથી જશોમતી નંદતણા નિશ્ચે,તમો અખિલના અંતરજામી;
વિધિયે પ્રારથ્યા વિશ્વ રક્ષા ને, પૃથ્વી પુણ્યે પામી;
ત્યારે ઉદે થયા છો જાદવકુલમાં, તમો અમારા સ્વામી. કરૂણા૦ ૫
તવ પદરજ અમૃત સેવંતાં, સંસ્રતી ભયને વામે;
હે કાંત તમારા હસ્તકમલથી, સકલ કામના પામે;
અમ શિશ ધરો;તે કર કમલાનો, જે કર ગ્રહ્યો અભિરામે. કરૂણા૦ ૬
વ્રજજનની આરત હરતા, તું યોષિતનો પ્રિયે પ્રાણ;
નિજ જનનો અહંકાર હરે, હરિ ભજ અમને નિરવાણ;
અમો કિંકરીયોને દર્શાવો, પ્રભુ મુખપંકજ પરમાણ. કરૂણા૦ ૭
પ્રણત જીવનાં પાતિક ટાળે, શ્રી નિવાસનું ધામ;
ગૌની પુંઠલ ફરતા જે પદ, ફણી ફણાર્પિત ઠામ;
તે પદ અમ કઠીણ કુચે, પરશીને તાપ સમાવો સ્યામ. કરૂણા૦ ૮
તુજ મધુર ગીરાના વલ્ગુ વાકય,સુણિ બુધ જન મન મોહ પામે;
નેત્ર કટાક્ષે વેધી વનિતા, વ્યાકુલ કીધી કામે;
પ્રભુ અધરામૃતનું પાન કરાવો, ગ્રેહની વેદના વામે. કરૂણા૦ ૯
તમારી કથામૃત તપ્ત જીવ તે, જીવન સરખી ગણુતા;
મોટા કવિજન સેવે એવું, કલિનું કલ્મષ હણુતા;
શ્રવણે મંગલ શ્રીને આપે, ભુવીમાં ભુરિ જન ભણુતા. કરૂણા૦ ૧૦
હાસ્ય પ્રેમ ઇક્ષણુથી અમને, વિરહ અધિક ઉપજાવે;
મંગલકારી ધ્યાન રૂપનું, રહસ્ય સુખ દરસાવે;
તે સ્મૃતી મન ક્ષોભ પમાડે, એવો કપટી કાહાવે. કરૂણા૦ ૧૧

ગૌચારણ્ ગોવિંદ પધારો, વ્રજથી જ્યારે વનમાં;
શીલ તૃણાંકુર કોમલ પદમાં, ખૂંચે તિક્ષ્ણ તનમાં;
હે કાંત તમારા પદની પીડા, થાય અમારા મનમાં. કરૂણા૦ ૧૨
દિનઅંતે ગૌ ચારી આવો, વ્રજમાં વિઠ્ઠલ જ્યારે;
અલકાવલી આવ્રત વનરૂહ, મુખ ગોરજ ધુસરતારે;
તે શોભા દેખીને પ્રગટે, મનમથ મન અમારે. કરૂણા૦ ૧૩
પ્રણ્ત કામદાયક પદ્માર્ચિત, ધરણી મંડન કાહાવો;
જેનું ધ્યાન ધરંતાં જનપર, ન રહે દુઃખનો દાવો;
તે પદપંકજ અમ ઉરઅર્પિને, સ્મર પરિતાપ સમાવો. કરૂણા૦ ૧૪
સુરત વધારે શોક નસાવે, તવ અધરાંમૃત એવું;
જે મુખ મોરલી ચુંબિતસ્વર મધુ,એથી અવર સુખ કેહેવું;
તે અધર સુધા આપી અમને,કરો કામ વિગત મન તેહેવું. કરૂણા૦ ૧૫
દિવસે વનમાં વિચરો અમને, એક ઘડિ જયુગ સરખી;
અલકાવલિઆવ્રત મુખપંકજ, આવંતાં રહુ નરખી;
જડબ્રહ્માએ પલક કરી વિઘ્ન, અંતર પ્રીત્ય નરખી. કરૂણા૦ ૧૬
ભ્રાત પતિ સુત આજ્ઞા મુકી, અમો આવ્યાં તુજ પાસે;
વેણુગીત થકી મનમોહ્યાં, અંતર સુખની આશે;
હે કપટિ નિશા વિશે નારીને, કોણ તજે અતિ ત્રાસે. કરૂણા૦ ૧૭
સુરત સમેનાં વચન વિચાસ્યે, મનમથ ઉપજે મનમે;
હાસ્યવદનથી અતિ સુખ ઉપજે, પ્રેમે અવિલોકનમે;
હૃદય વિશાલ તણી શોભા જોઇ, તાપ ન થાયે તનમે. કરૂણા૦ ૧૮
વ્રજવાશીનું વ્રજિન ટાલવા, જગમંગલ સુખકારી;
રતિ સુખ ઔષધ આપી અમને, હરો મનસિજરૂજભારી;
નિજજનનું દુખ હરવા કારણ, અવતરિયા મોરારી. કરૂણા૦ ૧૯
કોમલ ચરણાંબુજ હરી તારા, અમ ઉર ધરતાં જ્યારે;
કઠિણ પયોધરસ્પર્શ કરંતાં, પદમાં ખુચે ત્યારે;
તે પદ ત્રણ અંકુરપર ધરતા, એ દુખ મંન અમારે. કરૂણા૦ ૨૦
હે ગોવિંદ ચરિત્ર તમારૂ, આપે અવિચલ ઠામ;
અમો અબલા કાંઇયે નવ જાણું, મંદમતી અભિરામ;
કૃપા કરીને દરસન દીજે, કીજે પુરણ કામ. કરૂણા૦ ૨૧
શ્રી ભાગવતમાં દશમસ્કંધે, રાસલીલા કેહેવાય;
અંતરધ્યાન થયા પછી વળતી, ગીતગોપિકા ગાય;
વિશ શ્લોકે વિસ્તરીયો જે, એકત્રિશમો અધ્યાય. કરૂણા૦ ૨૨

એવું ગીત ગોપિકાયે ગાયું, ત્યારે પ્રસન થયા ગોવિંદ;
તે માનુનિયોની મંડળી મધ્યે, પ્રગટયા ગોકુલચંદ;
ગિરિધારી પ્રભુને દેખી, અબલા પામી આનંદ. કરુણા૦ ૨૩

## અધ્યાય ૬૮.

### કડવું ૭૩ મું-રાગ ધન્યાશ્રી.

શ્રી શુકજી કહે સુણ પરીક્ષિત ભૂપજી, એમ ગોપિયે ગાયું ગીત અનૂપજી;
પ્રેહ થકી વિલપે વિનતા જનજી, મધુર સ્વરેથી કરતી રૂદનજી. ૧

ઢાળ.

રૂદન કરતી શોક ધરતી, કૃષ્ણ દરશનને કાજ;
તે સમે મંડલ મધ્યમાથી, પ્રગટિયા મહારાજ. ૨
હાસ્ય કરતા કમલમુખ, ધરી પિતાંબર વનમાલ;
સાક્ષાત મનમથતણા, મનમથ પ્રગટિયા ગોપાલ. ૩
એવા પ્રભુને જોઈ પ્રેમદા, આનંદે ઉઠી ત્યાંહે;
જેમ પ્રાણ આવે દેહમાં, એમ હરખતી મન માંહે. ૪
કોઇએક અબલા હરિ તણો,કર કમલ ગ્રહી નિજ હાથ;
કો કર ગ્રહીને સ્કંધ મુકે, ચાંપે હૃદયા સાથ. ૫
હરિ મુખતણું તાંબુલ, ચર્વણ લેતી મુખ મોઝાર;
કો તાપ હરવા હરિ પદાંબુજ, ધરે હૃદયે તેણીવાર. ૬
કો વક્ર ભ્રકુટિ કરી, જોતી કોપથી નિરવાણ;
વળી અધર પીડે દંતથી, કો હાસ્ય કરતી જાણ. ૭
વળી અન્ય કો અનિમેશ દ્રષ્ટે, જુવે હરિ મુખકંજ;
નવ તૃપ્તિ પામે તારૂણી, જેમ ભક્ત હરિ પદ રજ. ૮
કો નારી હરિને નેત્રદ્વારે, ધરી હૃદય મોઝાર;
ઉન્મિલિતલોચન થકી, અદ્ભુત ધ્યાન ધરતી નાર. ૯
તન પ્રેમ પુલકીત હર્ષયુત, મન કૃષ્ણ રૂપ સલગ્ન;
જેમ આત્મસુખ અનુભવ થકી,ચિત થાય જોગી મગ્ન. ૧૦
આનંદયુત અબલા સહુ, વિચ વિરાજે ભગવાન;
આદિપુરૂષ જેમ શોભતા, શકિત સહીત ગુણવાન. ૧૧
સહુ નાયિકાને સંગ લઇ, હરિ આવ્યા જમના તીર;
મુચકુંદને મંદાર વિકસિત, વહે ત્રિવિધી સમીર. ૧૨
શરદશશિકિરણે કરી, વન થયું અતિ ઉદ્યોત;
રવિસુતા લહરી ચમકતી, વળી વેલુકાની જ્યોત. ૧૩

એવું પર્મ પાવન પુલીન, જમુનાંતણુ સરસ સુદેશ;
ત્યાં પધાર્યાં વ્રજસુંદરીની, સાથ શ્રી પરમેશ. ૧૪
હરીતણુ દર્શન કરીને, અતિ હરખી વ્રજની વામ;
જેમ કર્મનો શ્રમ ટળે, જવ ઓળખે આત્મારામ. ૧૫
તેમ કામની મળી કૃષ્ણને, થઇ સફળ પુરણકામ;
પછે સેવા કરતી સુંદરી, હરીતણી તેણે ઠામ. ૧૬
પોતાતણાં ઉપવસ્ત્ર લેઇ, પાથરયાં પૃથ્વીમાંહે;
જે વિશે લેપન થયાં છે, કુચતણાં કુમકુમ ત્યાંહે. ૧૭
પ્રેમદાયે પટકુલતણુ વિરચ્ય, રચ્યુ શુભ આશન;
સકુમાર સુંદર શોભતું, બેસવા પ્રાણજીવન. ૧૮
તે આસનપર બેઠા પ્રભુ, જેનું ધરે જોગી ધ્યાન;
તે સુંદરીની સભા મધ્યે, વિરાજે ભગવાન. ૧૯
ત્રૈલોક્યની શોભા સમેટી, ધરયું સાર સ્વરૂપ;
કંદર્પ કેરો દર્પ હરવા, કરે ચરિત્ર અનૂપ. ૨૦
હરીતણા પદ કરમાં ગ્રહી, સુંદરી કરતી સેવ;
કાંઇ કોપયુક્ત કટાક્ષથી, પછે બોલી અબલા એવ. ૨૧
સુણો નાથ કો ઊપકાર કરતે, કરે પ્રતિઉપકાર;
કોઇએક જન તે અભજતાને, ભજે છે નિરધાર. ૨૨
ઉપકાર કોટી કરે પણ, લેખવે નહિ કો મન;
ઉપકાર સામો નવ કરે છે, એવા કોઇએક જન. ૨૩
કો ભજે ભજતા પુરૂષને, અણભજ્યે ભજતા અતિવ;
કો ભજતાને નવ ભજે, એવા ત્રણ્ય વિધીના જીવ. ૨૪
કારણ કહો પ્રભુ હે પતિ, અગો પિતા પ્રાણ;
એ અન્યાય કેવો જગતમાં, સંદેહ હરો નિર્વાણ. ૨૫
ગોપિતણાં એવાં વચન સુણી, અભિપ્રાય જાણી ઇશ;
હવે પ્રથમ પેહેલા પ્રશ્નનો, ઊત્તર કરે જગદીશ. ૨૬
અરે સુણો સખી જે પરસ્પર,ઊપકાર કરતા જ્યાંહે;
એમાં લેશ પરમારથ નહી, છે સ્વારથી જગમાંહે. ૨૭
ઊપકાર કરી ઉપકાર ઇચ્છે, મંદબુદ્ધિ અનીત;
એમાં સુહ્રદ સુખને ધર્મ નહી, વેહેવાર કેરી રીત્ય. ૨૮
ઘણુ ગાય મહિષી દુધ દે,માટે આપે અતિઘણો આહાર;
એમ ભજતાને જે ભજે છે, વળી તેમાં જુગલ પ્રકાર. ૨૯

એક સ્નેહી બીજો દયાલુ, રાખે પરસ્પર સ્નેહ;
તે તેમાં ધર્મ અર્થને કામ ઉપજે, મોક્ષ ન પામે તેહ. ૩૦
વળી અભજતાને ભજે છે, તે દયાલુ કે દેવ;
જેમ પિતા પોખે બાલને, જો ગાળ દે શીશુ એવ. ૩૧
ઉપકારની ઈચ્છા વિના જન, કરે અતિ ઉપકાર;
એ ધર્મ નિસંદેહ છે, વળી પરમાર્થ સુવિચાર. ૩૨
હવે પ્રશ્ન ત્રીજા તણો ઉત્તર, કેહે નંદકુમાર;
જે ભજતાને નવ ભજે, તેના અર્થ ચાર પ્રકાર. ૩૩
એક આત્મારામ બીજો, વિષય પૂરણકામ;
વળી કૃતઘ્ની ત્રીજો કહો, ગુરુદ્રોહી ચોથો નામ. ૩૪
હવે સુણો આત્મારામને તો, નથી દેહ સંબંધ;
મથી ઈચ્છા પૂરણકામને, વળી કૃતઘ્ની મતી અંધ. ૩૫
ઉપકાર કરતા પિતા શમ જન, આપણો જે કોય;
ફરી નવ કરે ઉપકાર તે, ગુરુદ્રોહી નિશ્ચે હોય. ૩૬
જે ભજતાને નવ ભજે, એવું કહ્યું રહુ ત્રીજુ પ્રશ્ન;
તેનો અર્થ પોતા વિશે, આપ્યો જાણીને શ્રી કૃષ્ણ. ૩૭
જે ભજંતી ભામ્યની, તેને નવ ભજ્યા વ્રજનાથ;
પછે લાજ પામી નમ્ર વચને, બોલ્યા ગોપી સાથ. ૩૮
અરે સખી એ ત્રણ્યમાં હું, નથી એકુદાવ;
હું પર્મ કરૂણાવંત છું પણ, જોઉ પેહેલો ભાવ. ૩૯
હું ભજતાને નવ ભજુ, તેનું કારણ છે વળી ભિન્ન;
તેને અધીક આદર વાધવા, નિર્મળ કરવા મન. ૪૦
જેમ દરીદ્રીને દ્રવ્ય પ્રાપ્તી, થઇ એકવાર;
તે નાશ પામ્યા પછી રેહે, મન ધ્યાન સ્મૃતિ વિચાર. ૪૧
તે દ્રવ્યની ચિંતા વિશે, નવ જાણે બીજી વાત;
ક્ષુધા તૃષા નિંદ્રા ટળે, ધન મગ્ન મન વિખ્યાત. ૪૨
તે પ્રમાણે તમ પાસથી, હું થયો અંતરધ્યાન;
એ અધિક પ્રીત વધારવા, એવું કેહે શ્રી ભગવાન. ૪૩
નિત્ય મીષ્ટ ભોજન કર્યાથી, નવ ભાવ રેહે અનુદિન;
કાંઇ તિક્ત આમ્લ કટૂક થકી, રૂચી ઉપજે અતિ મન. ૪૪
મુજ અર્થ જે મુકયા તમો, શ્રુતિ ધર્મકુલ આચાર;
લોકાપવાદને લાજ મન, પતિ પુત્ર ને પરીવાર. ૪૫

હું તમારી પાસે હતો, નથી વેગળો ગયો કયાંહે;
તમ પ્રેમવાયક સાંભળી, તતકાલ પ્રગટયો આંહે. ૪૬
તમો ઘણાં વલ્લભ છો મુને, હું સત્ય કહું આ દીશ;
તે માટ અબલા માહરી, ઉપર રખે કરતાં રીસ. ૪૭
જે તમો મુજને કર્યો, છે ઉપકાર ગોપીજંન;
હું નથી સમરથ ફરી કરવા, વિચારૂં છું મન. ૪૮
હું અમર આયુષ્યે કરી, જો કરૂં પ્રતિઉપકાર;
તો તમારા ઉપકાર સમ, નવ થાય મેં નિરધાર. ૪૯
ગ્રહતણી શંખલ સઘ છેદી, માહા દુર્ગમ જાણુ;
તમો આવ્યાં મળવા મુને, અતી પ્રેમથી નિર્વાણુ. ૫૦
હું એક તે તમો ઘણી મધે, પામ્યું મન વિસ્તાર;
એક તમારૂં મન મુજ વીશે, માટે ધન્ય તમને નાર. ૫૧
હું તમારા સદપ્રેમથી, સેવા થકી નિર્વાણુ;
નહિ ઉરણીઓ થાઉ કદા, હું સત્ય કહું છું જાણુ. ૫૨
ઇતિ ભાગવત દશમસ્કંધ, વરણવી રાસલીલાય;
જેમાં પ્રગટ પુરૂષોત્તમ થયા, દ્વાંત્રીશમો અધ્યાય. ૫૩

---

## અધ્યાય ૬૯.

### કડવું ૭૪ મું–રાગ સામેરી.

સુણી પ્રભુવચન, પ્રસન્ન થઇ ગોપી;
વિરહતાપ ટલીયો, આનંદે ઓપી.
જમુનાની તીરે, જ્યાં ચંદ્ર પ્રકાશ;
ગોપિની સંગે રમતા હરી રાસ. ૧

ઢાળ.

રાસ રચિયો રસીકરંગે, સંગ સજની સુંદરી;
જેવિપરીતઆભૂષણ હતાં,થયાં શોભીત હરી સંગે કરી. ૨
ચોપાસ ફરતી ગોપિકા મધ્યે રહ્યા મોરાર;
ભુજમુલ ગ્રહી મંડલરૂપ, છે નૃત્ય કરતી નાર. ૩
એમ રાસ ઉચ્છવ રચ્યો, રસમય પ્રેમદા પરબ્રહ્મ;
યોગીતણા ઇશ્વર હરી જેનો, કોઇ ન જાણે મર્મ. ૪

એક એક ગોપી મધ્ય મોહન, ધર્યાં રૂપ અનેક;
કામની કંઠે કર ધરી, હરિ રમે રંગ વિશેક. ૫
દેવાંગના શુ દેવ આવ્યા, બેશી દિવ્ય વિમાન;
શ્રીકૃષ્ણ લીલા નીરખતા, હરખથી સુણતા ગાન. ૬
નભમાંહે દુંદભીનાદ કરતા, પુષ્પવૃષ્ટી અપાર;
જોઈ નૃત્ય કરતી અપ્સરા, ગંધર્વ ગાતા સાર. ૭
ગોપિકા ગાતી નૃત્ય કરતી, સંગ નંદકુમાર;
વલય નૂપુર કિંકણી, રવ ઘૂઘરી ઘમકાર. ૮
મંડળી મધ્યે દેવકીસુત, શોભતા અભિરામ;
જેમ હેમ મણકાતણી માલા, મધ્ય મરકત શ્યામ. ૯
પદ ઠમકના છંદે કરી, કર લટક ભેદ અપાર;
મુખ મુસકની ભ્રગુટી ચલિત,કટિ નમિત ઊર કુચ ભાર. ૧૦
મણી જડિત્ર ભૂષણ ઝલકતાં, ચલકતાં કુંડલ લોલ;
કટિવસ્ત્ર ને કંચુકીબંધન, શિથિલ સ્વેદ કપોલ. ૧૧
એવી કૃષ્ણ સાથે કામિની, ગૌર શ્યામ શોભે સાર;
જાણે મેઘમંડલ મધ્યમાં, ચપલાતણો ચલકાર. ૧૨
માહે ગાનરૂપી ગર્જના, સ્વેદના કણ જલધાર;
ઘનશ્યામ સુંદર શોભતા, વિજળીસમ વ્રજનાર. ૧૩
એમ નૃત્ય કરતી નાયકા, ઉંચેસ્વરે કરે ગાન;
માંહે હાવભાવ જણાવતી, સંભોગ સુખ મન ધ્યાન. ૧૪
શ્રીકૃષ્ણ કલાના અંશથી, કરે કલાવંત કલાય;
જેના ગાનથી જગમાંહે, વ્યાપી ગાન ગતી સમુદાય. ૧૫
કોઇએક સુંદરી શ્યામ સાથે, ગાય સ્વરના ભેદ;
ખડગ આદે શુઝવે, સ્વરજાતી પંચમ વેદ. ૧૬
સ્વર પુરતા પરમેશ તેના, સ્વર વિશે નિરવાણ;
વળી વીઆણે વસુદેવસુત, ધન્ય ધન્ય કેહેતા વાણ. ૧૭
ધ્રુવ તાલથી સ્વર અલાપે, વ્રજયોષિતા ગુણવાન;
વિખાણ કરતાં તે તણું, તેને મોહન દેતા માન. ૧૮
પછે પુરૂષોત્તમ રાગની શ્રુતીયે, વેણું વજાડે સાર;
કો નૃત્ય કરતી રાસમાં, શ્રમવંત થઈ છે નાર. ૧૯
જઇ સ્કંધ વળગી કૃષ્ણને, શ્લથ કુસુમ કંકણ હાર;
નિજ કમલ કર મુકયો તદા, કામિની સ્કંધ મોઝાર. ૨૦

કેશવતણા ) કરજે ચંદન, લેપ સૌરભ સાર;
તે સુગંધિત ભુજ હૃદે ભીડી, ચુંબન કરતી નાર. ૨૧
કોઇએક (નારી નાચતી કરતી, હવી કલ ગાન;
કટિમેખલા નૂપુરધ્વની, પદ વિશે દેતી માન.). ૨૨
હરિ કપોલે નિજ ગલસ્થળ, સ્પર્શતી પુરગુપ્રિત;
તામ્બુલ ચર્વણ આપતા તેને, મુખે મુખ અપ્રીત. ૨૩
તે શ્રમીત જાણી સ્પર્શતા, પ્રેમદા સ્તન ભુજ શામ;
આલિંગતા અનુરાગથી, હરિ કરે પુરણ કામ. ૨૪
પદ્માતણો જે પ્રાણ પ્રિયે, પ્રેમદા તે પતિ પામી;
હરિ કરે ગ્રહી ફરતી તદા, એમ કૃષ્ણ કીધો કામી. ૨૫
નિજ નારસુ ગાંધર્વ કિંનર, મોહ પામ્યા મન;
વ્રજ નાયકાનું નૃત્ય જોઇ, કહેતા હવા ધન્ય ધન્ય. ૨૬
કિંકણી નૂપુરનાદ વળી, વાજીત્રના નાહાના જાત;
ભ્રમર ગાયક ગાન કરતા, અલાપી સ્વર સાત. ૨૭
કેશમાંથી કુસુમ પડતાં, નૃત્યતી હરિ સંગ;
કટાક્ષ કરી આલિંગતા, કરે રાસલીલા રંગ. ૨૮
યથા અર્ભક અજાણ્યો, પ્રતિબિંબ દેખી પાસ;
ક્રિડા કરે તે સાથ તેમ, હરિ અકલ ગત્ય અવિનાશ. ૨૯
હરિ અંગ સંગે સુંદરીને, થયો અતિ આનંદ;
તેણે થયા ઇંદ્રી આકળાં, દેહ સુદ્ધિ પામી મંદ. ૩૦
કેશબંધન શિથિલ કટીપટ, કચુકી અલંકાર;
તેને ફરી સંભાળવા, સમર્થ નથી કો નાર. ૩૧
તે રાસલીલા નિહાળી, સુર નાર મોહી મંન;
અતિ કામપીડિત કામની, છળી જોઇ જગજીવન. ૩૨
યથા ચકીત તારા ચદ્ર સ્થભ્યો, જોઈ અદ્ભુત રાસ;
મન મોહથી જાણ્યું નહીં, રજની થઈ ષટ માસ. ૩૩
રવિસુતા જળ સ્થંભી રહ્યું, સ્થંભ્યો પવન આકાશ;
પાષાણ પ્રસરી જળ વેહે, એવો જોઈ અદ્ભુત રાસ. ૩૪
જેટલી વ્રજની ગોપિકા, તેટલા હરિના રૂપ;
એમ રમ્યા આત્મારામ તેસુ, કરી લીલા અનૂપ. ૩૫
કાત્યાયનિવ્રત વિશે સર્વે, માગિયા વર શ્યામ;
તે માટ કીધા તેટલાં તનુ, પ્રિયા પુરણ કામ. ૩૬

કો મુનીરૂપા શ્રુતિરૂપા, વળી અગ્નિકુમાર;
તે મળવા માધવને તદા, અવતરી વ્રજમાં નાર. ૩૭
તેના મનોરથ પુરણ કર્યા, હરિ પોતે પુરણકામ;
નિજ છાયાંસુ ક્રીડા કરે, એમ રમ્યા આત્મારામ. ૩૮
અતી વિહારે કરી શ્રમીત તન, સુંદરી મુખને સ્વેદ;
નિજ પાણિપદ્મે લુછતા, પ્રભુ હાસ્ય કરી ગતખેદ. ૩૯
તે શ્રમતણો પરિતાપ ખોવા, વિચાર્યું વ્રજનાથ;
યમુના વિશે પ્રભુ પધાર્યા, લેઇ સુંદરી સહુ સાથ. ૪૦
ત્રિય અંગ કેરા સંગથી, મલિકા પામી જ્ઞાન;
તે ઉપર શિલિમુખ ગુંજતા, જ્યમ કરે ગંધર્વગાન. ૪૧
કુચ કુમકુમે માલીકારંજિત, કરે ભ્રમર ગુંજાર;
ડગમગી ચાલે ચાલતાં, ઘુમતાં લોચન સાર. ૪૨
જ્યમ મતગજવર હસ્તની, શું ક્રીડે શીતલ વાર;
એમ લાજ મુકી માનુની શું, કરે કૃષ્ણ વિહાર. ૪૩
જુવતી તાંહાં જગતપતીને, છીરગતી જલગતભેદ;
મુખમુષકની લોચનકટાક્ષે, વશ કર્યા હરીવેદ. ૪૪
પુષ્પની વૃષ્ટી દેવ કરતા, ધરી મન ઉમંગ;
એમ રમ્યા આત્મારામ જલમાં, યોષિતાની સંગ. ૪૫
તે વનવિશે જલસ્થલતણાં, સ્થાનક રમ્યા હરી જ્યાંહ;
તે સુગંધિત સરવે થયાં, દશ દિશાતટની માંહે. ૪૬
એ પ્રકારે વિધુકિરણ ગોભીત, નીશા સઘળીશાભ;
નિજ વચન કરવા સત્ય, ગોપીતણાં પુરણ કામ. ૪૭
શર્દઋતુ માંહે કર્યો શૃગાર, રસ જે સાર;
તેને આશ્રી રૂચિરરજની, રમ્યા નંદકુમાર. ૪૮
તે શર્દકેરી નીશા સઘલી, સુદરીની સાથ;
સુરતરસ રૂચીસુ રમ્યા, સર્વને સરખા નાથ. ૪૯
તોય કામભાવ થયો નહી, સ્પરશો નહી હરી અંગ;
અવતાર લીધો કામને, જય કરવાને શ્રીરંગ. ૫૦
શુકદેવ એહેવું ઉચર્યા તે, સુણીને રાજન;
વિચાર કરીને પુછતા, સંદેહ ઉપન્યો મંન. ૫૧
હરી ધર્મસ્થાપન કરે, વા અધર્મ કેરો નાશ;
ભગવાન ઇશ્વર અવતર્યા, મુનિ માહામતી અવિનાશ. ૫૨

જે હરી વક્તાધર્મનો, વાળી તથા રક્ષણુ હાર;
ધર્મને અર્થે જન્મ તે, ક્યમ, આચરે અવિચાર. ૫૩
વિપરીત કારજ આચરે ક્યમ, પોતે પુરણકામ;
પરનાર સંગમ કર્મસાહસ, કર્યું સુંદર શ્યામ. ૫૪
એ સદાપુરણકામ જદુવર, કર્યું નિંદીત કર્મ;
માટે એનો શો અભિપ્રાય છે, સંદેહ ટાળો પર્મ. ૫૫
શુકદેવ એવું સાંભળ્યુ જે, નિંદા કૃષ્ણ વિદાર્યું;
સામાન્ય પક્ષે કરી કહે, મોટાતણુ આચર્યું. ૫૬
સુણ રાય મોટાતણો સાહસ, નિહાળ્યો છે અધર્મ;
વિધિ ચંદ્ર ઇંદ્રને વિશ્વામિત્રે, કરયાં નિંદીત કર્મ. ૫૭
તેજસ્વીને દોષ નહી, જો કરે પાપ વિચિત્ર;
જ્યમ સર્વ ભક્ષણુ કરે, વનહિ થાય ન અપવિત્ર. ૫૮
તો વળી ગીતા વિશે, બોલ્યુ ધર્મવાચક એહ;
જે કર્મ મોટા આચરે, જન કરે સર્વે તેહ. ૫૯
એ ખરૂ પણુ મોટા કરે, જે કર્મ સાહસકાર;
તે પ્રમાણે અન્ય પુરૂષને, પણુ ન કરવું નિરધાર. ૬૦
જો વિષય લોભે આચરે, તો નાશ થાય નિદાન;
મોટાતણી શી વાત, માહાદેવે કર્યું વિખપાન. ૬૧
તો સદાચારપણુ જશે, તે પુરૂષનું પરમાણુ;
આ આશંકાને ટાળવા, શુકદેવજી કેહે વાણ્ય. ૬૨
મોટાતણું તો વચન ગ્રેહેવું, ન જોવું કાંઈજ કાજ;
તે ધર્મ વાયક વખાંણીને, આચરવું માહારાજ. ૬૩
તો વળી કેહેશો સિદ્ધ મોટા, કરે સાહસ કર્મ;
ક્યમ અનાચારજ આચરે, ભાઈ કહું તેનો મર્મ. ૬૪
કાંઇ સકૃત આચરતે થકે, અહંકાર ઇચ્છા હીણુ;
અનાયાસ આવું ભોગવે, પ્રારબ્ધ કરવા ક્ષીણુ. ૬૫
તો અખીલ વિશ્વ મનુષ્ય, તિર્યંગ દેવનો જે દેવ;
તેને પુણ્ય પાતક છે કશુ, જે અખિલ આત્મા એવ. ૬૬
જે પાવન હરિના પદકમલની, રજો રૂપ પરાગ;
તેની સેવા કરતાં ભવનિધિ, જલ ઉતર્યા મહાભાગ. ૬૭
જે યોગ મહિમા થકી, યોગી અબંધ કર્મવિકાર;
પછે સુખે રમતા મુનેશ્વર, હરી ભક્તિ આત્મ વિચાર. ૬૮

એ પ્રભુ પોતાતણી, ઇચ્છાએ ધર્યો અવતાર;
તે પરાત્પર પરમેશને, નવ હોય બંધ વિકાર. ૬૯
ગોપિકાને તથા તેના, પતિતણો નિરવાણ;
સર્વનો અંતરજામી એ, બુદ્ધિનો સાક્ષી જાણ. ૭૦
ભક્ત રક્ષણ લીલા કરવા, ધર્યો માનુષ દેહ;
કો અન્ય સરખો એ નથી, નૃપ માન્ય નિઃસંદેહ. ૭૧
તો સદા પુરણકામને, ક્રીડાતણું શું કામ;
એવો સંદેહ ટાળવાને, વદે શુકજી આમ. ૭૨
નિજ ભક્ત કેરો અનુગ્રહ કરવા, ધર્યો નરદેહ;
કરી ક્રીડા જનને ગાન કરવા, અધિક વાધે સ્નેહ. ૭૩
વળી બહીર મુખને ભક્ત કરવા, કર્યો એહ ઉપાય;
શૃંગારરસને સાંભલીને, વિષયી વૈષ્ણવ થાય. ૭૪
હરિતણુ એ કૃત જોઇને, જે વિષય કરતા મૂઢ;
તે પશુ બુદ્ધિ જાણવા, પડે નર્ક કુંડે ગૂઢ. ૭૫
હવે સુણો હરિમાયા વડે, મોહત્ય ગોપીના પતી જેહ;
અરીરયા હરિ તણી કરતા, હવા નહી તેહ. ૭૬
વ્રજવાશી મનમાં માનતા, જે આપો અમપાસ;
નિજ નાર નિકટે દેખતા, માયા કરી અવિનાશ. ૭૭
હવે બ્રામી મહુરત પાછલી, બે ઘડીનું કેહેવાય;
તે સમે સર્વે ગોપીકાને, કરી કૃષ્ણે વિદાય. ૭૮
અણુ ઇચ્છાયે જાતી હવી, આજ્ઞા થકી અભિરામ;
હરિ તણી વલભ ગોપીકા, જઇ રહી નિજનિજ ધામ. ૭૯
વનમાલીયે વ્રજવધૂ સાથે, કરી ક્રીડા જેહ;
શ્રદ્ધા ધરીને સાંભલે, આદર થકી કેહે તેહ. ૮૦
નિષ્પાપ તે જન થાય, પામે ભક્તિ સુખ આનંદ;
કંદર્પરૂપી રોગ ટાળે, ભજે શ્રી ગોવિંદ. ૮૧
જે પ્રગટ પરમાનંદ સેવક, શ્રીધર કૃત અભિરામ;
એ પંચ અધ્યા દશમમાં, ભાવાર્થદીપિકા નામ. ૮૨
શ્રી ભાગવત રસગૂઢ તેમાં, કૃષ્ણચરિત્ર અપાર;
મેં મંદ બુદ્ધિયે થકી, કાંઇએક કર્યો વિસ્તાર. ૮૩

વલણ.

વિસ્તાર પંચધ્યાતણો જેમાં, ક્રીડા કરી ગોવિંદરે;
કેહે દાસ ગિરીધર જે સુણે,ભાવે તે પામે પરમાનંદરે. ૮૪

## અધ્યાય ૭૦.

### કડવું ૭૫ મું–રાગ ધનાશ્રી.

શ્રોતાજન સુણો થઇ સાવધાનજી, કરો સહુ ભાવે કથામૃત પાનજી;
જે થકી જન્મ મરણ દુઃખ જાયજી, મહા પાપીજન પાવન થાયજી. ૧

ઢાળ.

પાપી પાવન થાય સુણતાં, શ્રી કૃષ્ણ કેરૂ ચરિત્ર;
ત્રયતાપ વામે સુફલ પામે, મંગલકારી પવિત્ર. ૨
એ ચરિત્રરૂપી રસાયણ, ભવતણું ઔષધ જાણ;
શુક વૈદ નીજ અનુભવ થકી, એ ઉતાર્યું નિરવાણ. ૩
કર્યું સાત દિન પરીક્ષિતે સેવન, ગયો ભવનો રોગ;
જે કુપથ્ય કરતા કુસંગી, નથી એ ઔષધનો ભોગ. ૪
પરદ્રવ્ય પરસ્ત્રી પરનીંદા, પરહિંસાના કરનાર;
હરિચરિત્ર રૂપી રસાયણનો, તેને નથી અધીકાર. ૫
જે રાસલીલા કરી હરિયે, જીત્યો મનમથ સુર;
યશ પ્રવર્ત્યો ત્રૈલોક્યમાં, શૃંગારરસ અંકુર. ૬
હવે શ્રોતાજન સુણો ચિત્ત ધરી, એક સમે ગોપી ગોપ;
યાત્રા કરવા અંબિકાની, સજ્યા શકટ અનોપ. ૭
નંદ જસોમતી આદ સર્વે, વ્રજતણાં આહીર;
અંબિકા વનમે આવિયાં, સરસ્વતી કેરી તીર. ૮
ત્યાં સરસ્વતીમાં સ્નાન કરીને, આપ્યાં દાન અપાર;
શિવ સહિત અંબા પૂજીયાં, અરપ્યા સકલ ઉપચાર. ૯
ધેનુ કનક અંબરતણા, કર્યાં દાન વિધિયે સાર;
મિષ્ટાંન ભોજન વિપ્રને, દક્ષણા સહિત વિચાર. ૧૦
રજની વિશે સર્વે રહ્યા, સરસ્વતી તીર નિવાસ;
તે દિવસ તીરથને વિશે, સર્વે કર્યો ઉપવાસ. ૧૧
ત્યાં નીંદ્રાવશ સર્વે થયા, રજની વિશે વન માંહે;
એક માહા ભયંકર ભુજંગમ, આવ્યો અચાનક ત્યાંહે. ૧૨
તે અજગરે આવી ગ્રહ્યા, નંદજીને તેણીવાર;
ઘણું અકલાયા અહી ઉદરમાં, મુખથી કરે પોકાર. ૧૩
હે કૃષ્ણ હે કૃષ્ણ માહાબળી, મુજ મરણ આવ્યું આજ;
આ અજગરે મુજને ગ્રહ્યો, તે મુકાવો મહારાજ. ૧૪

અમો શરણ પામ્યા તમારૂં, કરો સાહે સુંદરશ્યામ;
આક્રંદ સુણીને ઉઠિયા, સહુ ગોપ તેણે ઠામ. ૧૫
બળતે ઉમાડે મારિયો, સર્પને ગોપકુમાર;
તોય નંદને મુકયા નહી, વર્તિયો હાહાકાર. ૧૬
પ્રભુયે પછે પદ સ્પર્શીયો, અહી તણે અંગ અનૂપ;
ત્યારે સર્પનો દેહે તજીને, થયો વિદ્યાધરનું રૂપ. ૧૭
ધરી કનકમાળા કંઠમાં, દેહે દિપ્યમાન પ્રકાશ;
નમસ્કાર કરી સનમુખ રહ્યો, ત્યારે બોલ્યા શ્રી અવિનાશ. ૧૮
તું કોણ છે બાઇ દીવ્ય રૂપે, કેમ થયો તો સર્પ;
હરિનાં વચન સુણી બોલિયો, પછી વિદ્યાધર તજી દર્પ. ૧૯
હે નાથ હું હતો વિદ્યાધર, મારૂં સુદર્શન એવું નામ;
અભિમાનથી ઉન્મત થઇને, ફરૂં ઠામોઠામ. ૨૦
એક સમે ફરતો આવિયો, મુનિ અંગીરાની પાસ;
તેનું રૂપ કદરજ જોઇને, મેં ઘણું કીધું હાસ્ય. ૨૧
તે સુણી મુનીને ક્રોધ પ્રગટ્યો, દીધો મુજને શાપ;
તુને રૂપનું અભિમાન છે, અજગર થજે મતિ પાપ. ૨૨
એવું સુણી હું કંપ્યો તદા, ઘણું સ્તવ્યા ત્યાં મુનિ જંન;
ત્યારે દયા કરી દ્વિજ બોલિયા, મુજ સાથ મધુર વચંન. ૨૩
તું સર્પ થૈ સરસ્વતિ તીરે, રહીશ કોઇએક દિન;
ત્યારે દેવી યાત્રા મીશે, ત્યાં આવશે શ્રી ભગવંન. ૨૪
તે પ્રભુના પદ સ્પર્શથી, ઉદ્ધાર થાશે ત્યાંહે;
તે સત્ય કરવા મુનિવચંન, હરિ મળ્યા મુજને આંહે. ૨૫
હું પતિતકેરા બંધ છોડ્યા, થયો પાવન આજ;
ભવસાગર બીના જનતણું, તમો શરણ છો માહારાજ. ૨૬
હે માહા યોગી મયા કરજો, હું તમારો દાસ;
ઇશ્વરતણા ઇશ્વર હરી, આપજો ચરણ નિવાસ. ૨૭
હું છુટીયો બ્રહ્મ દંડથી, તવ દર્શને માહારાજ;
અહો કૃષ્ણ કરણા કરી મુજને, કર્યો પાવન આજ. ૨૮
તવ નામ જપતા માત્રમા, થાય શુદ્ધ ઇંદ્રીય ગ્રામ;
તે શું કેહેવું તેની ગતિમાં, પદસ્પર્શો પૂરણકામ. ૨૯
એમ કહી પ્રદક્ષણા કરી, ફરી નમ્યો તેણીવાર;
પછે આજ્ઞા લેઇ નિજલોકમાં, ગયો સુદર્શન નિરધાર. ૩૦

એમ નંદને મુકાવીયા, અજગર થકી ગોવિંદ;
જેજેકાર હવે તાંહાં, સહુ પામીયાં આનંદ. ૩૧
એવી ઇશ્વરતા જોઇ કૃષ્ણની, પામીયા મન આશ્ચર્ય;
સહુ ગોપ કેહેતા પરસ્પર, ભાઇ એનું અદ્ભુત વીર્ય. ૩૨
પછે પૂરણ યાત્રા કરી ગોપ, શકટ જોડ્યાં ત્યાંહે;
હરિનાં ચરિત્ર વીખાણતા, સહુ આવીયા વ્રજમાંહે. ૩૩

વલણ.

વ્રજમાં આવ્યાં ગોપ ગોપી, યાત્રા કરી તે કાલરે;
દિનદિન સુખ પામે ઘણું, જેના રક્ષક શ્રી ગોપાલરે. ૩૪

---

## અધ્યાય ૭૧.

### કડવું ૭૬ મું-રાગ વસંત.

એક સમે આવી ઋતુ,વસંતની પુનમ અતી સુખરાસ;
તે રજની શોભે છે, સુંદર પુરણ ચંદ્રપ્રકાશ. ૧
ત્યારે હરી હલધરની સાથે, મળી ત્યાં અનેક ગોપીજન;
તે કાલી મર્દન વનમાં આવ્યાં, રાસ રમવાનું મન. ૨
હલધરને હરી તે વન મધે, વ્રજનારીસુ રમતા;
મધુરે કંઠે ગાતા મોહન, ભામની સંગે ભમતા. ૩
ત્રિવિધિ પવન ત્યાં ચાલે રૂચીકર, માલતી કમલ સુગંધ;
મકરંદ લેવા ખટપદ ગુંજે, ઉપજે મદન સમંધ. ૪
સાથે સ્વરાપૂરીને ગાતા, બલમોહન બે વીર;
તે સુણી વનિતા થઇ છે વિવ્હળ, નવ રહી સુદ્ધ શરીર. ૫
શિથિલ થયાં કટિવસ્ત્ર ન જાણે, પ્રેમ વિવસ થઈ મગ્ન;
કેશ માંહેથી કુસુમ વેરાતાં, ગાન વિશે ચિત લગ્ન. ૬
એમ ઇચ્છાચારી ગાનજ કરતા, જયમ કો મદિરામત;
તે સંગે રમતા બે બાંધવ, સંગે શાખા સમસ્ત. ૭
એમ આનંદ મગ્ન તે ઉચ્છવ મધે, થઈ રહ્યો છે થેઈકાર;
તેણે સમે એક અસુર શંખચુડ, આવ્યો તે વનમોઝાર. ૮
તે કુબેર કેરો અનુચર છે સહુ, વિશ્વમાંહે વિખ્યાત;
તાંહા આવ્યો અચાંનક રાક્ષસ, તેણે કીધો માહા ઉત્પાત. ૯
તે ગોપિયો કેર હરણ કરીને, ચાલ્યો શંકારહીત;
ઉત્તર પંથે અસુર પલાયો, ના ગણી કોહોની ભીત. ૧૦

તે અબલા સહુ આક્રંદ કરતી, ધરતી શોક અપાર;
હે રામકૃષ્ણ કરો સાહે અમારી, વાહારે ધાજ્યો મોરાર. ૧૧
એવો અનરથ જોઇને વળતા, ધાયા બન્યો વીર;
નવ બીહિશો તમો બાલા સરવે,એમ કહી આપી ધીર. ૧૨
જ્યારે ગુહ્યકે દીઠા રામકૃષ્ણને, ક્રોધે કૃતાંત સમાન;
ત્યારે ગોપિજનને મુકી વલતો, નાઠો અસુર અજ્ઞાન. ૧૩
મરણતણી ચીંતા મન પ્રગટી, મુખડે શ્વાસ ન માય;
બલ ભાગ્યુ બલવંતને દેખી, ત્યાંથી દૂર પલાય. ૧૪
ત્યારે રામાનું રક્ષણ કરવા, મુકયા હલધરને તે ઠામ;
પછે અસુરની પુંઠલ એકલા ધાયા, પોતે સુંદરશ્યામ. ૧૫
જે જે દિશાયે અસુર જાય, ત્યાં પુંઠલ શ્રી અવિનાશ;
મન જાણ્યુ હવે મૃત્યુ આવ્યું, મુકી જીવ્યાની આશ. ૧૬
પછે દૂર પંથ જઈ માર્યો, અસુરનું મસ્તક છેદન કીધું;
તે શીરમાંથી ચુડામણી કાઢયો, અદ્ભુત કારજ કીધું. ૧૭
સર્વે જુવતી જોતાં, હરિએ લીધો મણી દીપ્તમાન;
તે મણી હલધરજીને આપ્યો, પોતે શ્રી ભગવાન. ૧૮
એ વિધી શંખચુડને હણિયો, મણી લીધો માહાભાગ;
ધન્ય ધન્ય સહુ દેવજ કેહેતા, મન ઉપન્યો અનુરાગ. ૧૯
પછે સુખે રમ્યા તે રજની મધે, વ્રજ વનિતાની સંગ;
એમ રાસલીલા પંચાયતી કીધી, વસંતઋતુની ઉમંગ. ૨૦
ત્યારે અરૂણોદય વેલા વિઠ્ઠલજી, તેડી સર્વે સાથ;
હલધર સહીત પધાર્યા વ્રજમાં, પોતે શ્રી વ્રજનાથ. ૨૧
એવી લીલા અદ્ભુત અવબેલાની, શ્રવણે મંગલકારી;
આશ્રીત જન અવિચલ પદ પામે, વામે ભવ દુઃખ ભારી. ૨૨

વલણ.

ભવદુઃખ વામે સુફલ પામે, પાપી થાય પવિત્રરે;
હવે દામોદર થયા દશ વરસના, કરતા વિવિધિ ચરિત્રરે. ૨૩

---

## અધ્યાય ૭૨.

### કડવું ૭૭ મું–સોરઠો.

નિત્ય નિત્ય રતિ રસ રંગ, રજની અતિ આનંદમે;
ગિરિવરધારી સંગ, રમતી વ્રજની નાયિકા. ૧

ગિરીકંદરમે ધરણીધર જ્યારે, વેણુનાદ સુણાવેજી;
વનમાં ચરતી સુરભી તતક્ષણ, હરિની પાસે આવે. સુણ૦ ૧૭
વળી વેણુ સુણી વૃક્ષવેલી વિકસીત,કુસુમ તથા ફળ ભારજી;
જે પોતામાં પરમેશ્વર છે, તેને પ્રગટ દેખે છે બાહાર. સુણ૦ ૧૮
પ્રભુને પ્રણામ કરતાં પાદપ, નમતા શાખા ભારેજી;
પ્રેમે પ્રફુલ્લિત દેહ થયા તે, વરસંતા મધુ ધારે. સુણ૦ ૧૯
કેસર તિલક કંઠે વનમાલા, તુલસી મંજરી મેહેકેજી;
તે સુગંધ લોભે ખટપદ ગુંજે, મકરંદ લેતા મેહેકે. સુણ૦ ૨૦
મધુરે મધુરે કંઠે મધુકર, કરતા કીરતી ગાનજી;
તે સુંદર શિલિમુખ શબ્દ મનોહર, સુણતા શ્રીભગવાન. સુણ૦ ૨૧
જ્યારે અધરવિશે હરીબંશી ધરે,ત્યારે હસને થાય હુલાસજી;
તે વેણુગીત મધુર સુણવાને, પક્ષી આવે છે પાસ. સુણ૦ ૨૨
ગોવરધન ગીરિ શીખર ઉપર, હરી હલધર કરતા હાસ્યજી;
મુક્તાફલના તોરા મુગટપર, ઝલકે તેજ પ્રકાશ. સુણ૦ ૨૩
વેણુનાદ વિશે નટવર સ્વર, પુરે પુણ્યશ્લોકજી;
મજની દેવી સાંભલજો, શ્રીકૃષ્ણ સદાગત શોક. સુણ૦ ૨૪
ત્યારે મોટાની મરજાદ ગણી ધન, ગાજંતો અતી મંદજી;
મોરલી સ્વરમાં મધુર મલે, સુર વરશે કુસુમાનંદ. સુણ૦ ૨૫
આગલ પાછલ જ્યાં હરી હીંડે, પુંડલ પરજન્ય ફરતોજી;
દીનબંધુની ઉપર અંબુદ, છત્રની છાયા કરતો. સુણ૦ ૨૬
સાંભલરે સતી માત જસોદા, એ ત્રિકમ તાહારો તનજી;
જ્યારે અધરબિંબની ઉપર ધરતો, મોરલી શબ્દ સઘન. સુણ૦ ૨૭
ગોપકુંવરનું ગાન સુણી શીખ્યા,પંડિત સ્વરના ભેદજી;
ઇંદ્ર સદાશિવ બ્રહ્મા આદે, સુરમુની મોહ્યાવેદ. સુણ૦ ૨૮
કોટ નમાવી ચિત્ત ઠરાવી, વિચારતા સ્વર મર્મજી;
તોય ભેદ ન જાંણે અમરજન, એ ભુલ્યા પોતાનો ધર્મ. સુણ૦ ૨૯
જે પદકંજ કુલશ અંકુશ ધ્વજ, ગજગતિ ચાલે ફરતાજી;
જે પદ પશુખુર પીડિત પાવન, પૃથ્વીની પીડા હરતા. સુણ૦ ૩૦
હાસ્ય વિલોકન હરીનું જોતાં, મોહો પામ્યા મન માંહેજી;
કેશ વસનકેરી સુધ ભુલ્યા, મોરલી સુણતાં સાંહે. સુણ૦ ૩૧
કોઇ સમે મણીમાલા ઝાલી, ગોવિંદ ગાયો ગણતાજી;
તુલસી કેરા હાર હૃદે ગંધ લેવા, ભમર ગણ ભણતા. સુણ૦ ૩૨

વળી વલ્લભ સેવક સ્કંધ વિશે, આરોપો એકજ પાણીજી;
એક ચરણ ઉભા રહી, વેણું વજાડે પુરષપુરાણી. સુણ૦ ૩૩
જે કૃષ્ણસાર મૃગ મૃગી સંઘાથે, કૃષ્ણ સમીપે થાતાંજી;
તે ગાનસુણીને ગતિ મતિ જડ થઇ, પાછાં ફરી નવે જાતાં. સુણ૦ ૩૪
ગોપીની પેરે ગૃહની, આશા મુકીને ઉભી પાસજી;
ગુણસાગર ગોવિંદ તજીને, નવ કરે બીજી આશ. સુણ૦ ૩૫
હે પુણ્યવતી સુણ માત જસોદા, નંદકુંવર સુત તારોજી;
નિજજનને લીલા સુખદાતા, જીવનપ્રાણ અમારો. સુણ૦ ૩૬
મુચકંદ કેરી માલા કંઠે, સુંદરસ્યામ શરીરજી;
ગોધન ગોપ શીશુમાં શોભે, જમુના કેરી તીર. સુણ૦ ૩૭
શીતળ મંદ પવન કરે સેવા, પ્રભુની પુઠલ જાતોજી;
મલયાચલનો ચંદન સુરભ, લેઇ હરિ અંગે વાતો. સુણ૦ ૩૮
બંદીજન જે દેવતણા, ગણ ગંધર્વ કિંનર નામજી;
તે ગીત વાઘ ભલી પૂજા લઇને, સેવે સુંદર શ્યામ. સુણ૦ ૩૯
હવે આવતા અચ્યુતને દેખી, વરણન કરતી નારીજી;
જો પધારે સખી વ્રજનો વલ્લભ, ઘેર આવે ગીરિધારી. સુણ૦ ૪૦
એણે ગીરિ ગોવર્ધન ધરીને રાખ્યા, આપણ સહુ વ્રજવાશીજી;
જેના પદ બ્રહ્માદીક સેવે, લક્ષ્મી ચરણની દાસી. સુણ૦ ૪૧
સાયંકાલે શ્યામસુંદર સંગ, સુરભી સમુહ વિચિત્રજી;
વેણું વજાડતા વ્રજમાં આવે, કીર્તિ પુણ્ય પવિત્ર. સુણ૦ ૪૨
શ્રમ પામ્યા પણ શોભા જોતા, લોચનને આનંદ કરતાજી;
ગો પદ રજ ધુસર કચમાલા, તાપ ત્રિયાનો હરતા. સુણ૦ ૪૩
મિત્ર મનોરથ પુર્ણ કરતા, એ વિધ આવે આજજી;
દેવકી ઉદર આકાશે પ્રગટયો, અદ્‌ભુત એ રૂડું રાજ. સુણ૦ ૪૪
મદભર ઘુમીત લોચનથી, નિજ જનને દેતા માનજી;
હાસ્ય સહીત મુખ જદુપતી ચાલે, મત્ત મતંગ સમાન. સુણ૦ ૪૫
સાયંકાળે શ્રી હરિ આવે, જાણે ઉદયો ચંદજી;
આપણનો દિન તાપ સમાવે, આપે સુખ આનંદ. સુણ૦ ૪૬
એણી પેરે વ્રજવધૂ સર્વે, શ્રીપતીના ગુણ ગાતીજી;
દિવસ નીગમતી એ અવલંબે, પુણ્યવતી મદમાતી. સુણ૦ ૪૭
શ્રી ભાગવતમાં દશમ સ્કંધે, ગોપી પ્રેમ મહિમાયજી;
જુગલ ગીત ગાયું જે મધે, પાંત્રીસમો અધ્યાય. સુણ૦ ૪૮

---

## અધ્યાય ૭૩.

### કડવું ૭૮ મું–રાગ ધનાશ્રી.

એમ વ્રજવાશીને આનંદ આપતા, દિનદિન શ્રી ગોપાલજી;
સંકટ સર્વે નિવારણ કરતા, એવા દીન દયાલજી. ૧
શ્રી વૃંદાવનમાં રમતા વિઠ્ઠલ, વ્રજવનિતાની સાથજી;
રૂપશિરોમણી શ્રી રાધાજી, રસિક મુગટમણી નાથજી. ૨
શિશિર હિમંત વસંત ગ્રીષ્મ વળી, વૃર્ષા શરદ ઋતુ જેવીજી;
જે ઋતુમાં જેવી ઘટે લીલા, ત્રિકમ કરતા તેવીજી. ૩
શ્રી રાધાકૃષ્ણ વિલાસ વિપુલ, સુખ કુંજ સદન સુખ કેલીજી;
લલિતા વિશાખા ચંદ્રાવલી આદે, સેવતી સુઘડ સાહેલીજી. ૪
કોઇ સમે વિરહ વિયોગ જણાવે, પ્રેમ વૃદ્ધિ નિરમાનજી;
કો સમે માનુની માન કરે ત્યારે, મનાવતા ભગવાનજી. ૫
એમ નીત નવી લીલા કુંજ મેહેલમે,નવલ કિશોર કિશોરીજી;
શૃંગાર રસના સાગર મધે, ઝીલે રસીક વર જોરીજી. ૬
વ્રજ ચોરાશી કોશજ કહીયે, વિમલ ભૂમિ વિસ્તારજી;
તે મધે કેશવ ક્રીડાના, સ્થાનક પુનીત અપારજી. ૭
અખંડધામ શ્રી વૃંદાવન છે, ગોકુલલીલા જાણીજી;
શ્રી ગોવરધન ગિરી ચુડામણી, શ્રી જમુનાજી મહારાણીજી. ૮
જ્યાં સદા નિરંતર વૃક્ષ ફુલફલ, લલિત વિહંગ સુવેલીજી;
અખંડ વિહાર પ્રિયા પ્રીતમરસ, કુંજ અગોચર કેલીજી. ૯
શ્રી રાધાકૃષ્ણ વિલાસ વિમલ, જશ વિસ્તર્યો ચૌદલોકજી;
જે શ્રવણ મંગલ હૃદે સુખદાતા, કલીમલહરા મન વિશોકજી. ૧૦
શ્રી જયદેવ કવીયે કીધુ, ગીત ગોવિંદ પ્રકાશજી;
પદ્મપુરાણની આદે ગાયો, રાધાકૃષ્ણ વિલાસજી. ૧૧
અનેક કવિજન કાવ્ય કરીને, રસ અલંકારે ગાતાજી;
છંદ પ્રબંધ ગીત ગાયારસ, કરી મન તૃપ્તિ ન થાતાજી. ૧૨
નવરસમય મોહનની મુર્તિ, મનોહર મંગળકારીજી;
વૃંદા વીપિન વિલાસ અગોચર,નવ લહે અણઅધીકારીજી. ૧૩
નિરમલ મનમાં શુદ્ધ પ્રેમથી, જાણે વૈષ્ણવ જનજી;
આસુરીને અધીકાર નથી, જે ખલ દુર્નીંદક પૈશુનજી. ૧૪

પરધન પરનીંદા પરનારી, તે થકી નીરમલ મંનજી;
શ્રી હરીને સરવત્ર જુવે તે, સાચો વૈષ્ણવ જંનજી. ૧૫
ભુતલ જન્મ ધરચા જગદીશે, કરવા જન ઉદ્ધારજી;
લીલા કરી અલૌકીક અદભુત, એવા નંદકુમારજી. ૧૬
તે લીલા ગાતાં સુણતાં જન, પામે પદ અભિરામજી;
ત્રિવિધી તાપ પાપ દુખ વામે, મન થાયે નિષ્કામજી. ૧૭
સંદેહ રહીત સ્વતતર સેવે, હરીનાં વિશદ ચરિત્રજી;
પ્રેમભક્તિ આપે પુરૂષોતમ, તનમન થાય પવિત્રજી. ૧૮
અશક્ત દેહે ઇંદ્રી કલીજુગમાં, નવ સાધે જપતપ જોગજી;
હરીગુણ નાગ શ્રવણ કીર્તનથી, જાય સકલભવરોગજી. ૧૯
જન્મ થાય અમરજન અમૃતપાને, સુરમણીથી શ્રીમંતજી;
કલ્પવૃક્ષ ને કામધેનુ આપે, ઇચ્છિત કામ અનંતજી. ૨૦
એમ હરીલીલા ગુણ શ્રવણ કીર્તને, ઇચ્છિત ફલને પામેજી;
દયા કરે દામોદર તે પર, જન્મ મરણ દુઃખ વામેજી. ૨૧
જુવો, વાલ્મીક અજામેલ ગણીકા, ગજકપિવર શ્વપચ કિરાતજી;
પાવન થયાં પ્રભુ નામ પ્રતાપે, વિશ્વમાંહે વિક્ષાતજી. ૨૨
તે માટે જન આલસ મુકી, ઉરધરી શ્રદ્ધા પ્રેમજી;
હરિગુણ ગાજ્યો સુણજ્યો કેહેજો, થાશે મંગલ ક્ષેમજી. ૨૩
મનુષ્યદેહ ધારી નવ જાણ્યા, જેણે શ્રીભગવાનજી;
પશુ જેવા તે પ્રાણી ગણવા, જધપી ઇંદ્ર સમાનજી. ૨૪
ધિક ચતુરાઇ ધિક વિધા, ધન બુદ્ધિ રૂપ અધિકારજી;
કીર્તિ તેજ બલ માતપિતા, ધીક ક્રિયા કર્મ આચારજી. ૨૫
જન્મ ધરી જેણે હરિ નવ ભજીયા, ભુત દયા નવ આણીજી;
તે જન શુકર શ્વાન સરિખા, પ્રેત પશુવત્ પ્રાણીજી. ૨૬
ધન્ય જન્મ કુલ માતપિતાને, જે સુત વૈષ્ણવ જંનજી;
હરિના ચરણ કમલમાં જેનું, મધુકરવત્ છે મનજી. ૨૭
કામિનું મનકામિનીમાં જેમ, લોભીનું ધન માંહેજી;
એમ હરિજનનું મન હરિને, મુકી ક્ષણ નવ જાયે કયાહેજી. ૨૮
તે માટે સતસંગ વીશે રહી, ગાજ્યો હરિગુણ ગીતજી;
તનધન ત્રિયસુત સપના સરખું, અંતે સર્વે અનીત્યજી. ૨૯
એવું મન જાણીને ગાયા, હરિના ગુણ પાવનજી;
વિષય માહેથી વૃત્તિ કાઢવા, નિર્મલ કરવા મનજી. ૩૦

અપાર ગુણ શ્રી કૃષ્ણતણા, તેના પાર કોણે નવ થાયજી;
વેદ વિધીભવ સરસ્વતી આદે, શેષ સહસ્ર મુખ ગાયજી. ३१
જેમ અપાર જળ સીંધુતું, કોણે પૂરણ નવ પીવાયજી;
એક ચંચુ જળથી તૃષા વિરામે, પક્ષી સુખીયો થાયજી. ३२
પતીતપાવન ગોવિંદના ગુણ, ગાયા મતી અનુસારજી;
સંસ્કૃત કેરો અર્થ લેઈ કસ્યો, પ્રાકૃત પદ વિસ્તારજી. ३३
કવિતા કેરી રીત્ય ન જાણું, માત્રા રસ અલંકારજી;
અધિકતુન્ય લઘુ દિર્ઘ વરણપદ, છંદ પ્રબંધ વિચારજી. ३४
જયમ ત્યમ કરી ગાયા હરિના, ગુણ મન વાણીથી સોયજી;
મોટોટા કવિજન પંડિત વૈષ્ણવ, દોષ ન દેશો કોયજી. ३५
સતયુગ ધ્યાન યજ્ઞ ત્રેહેતામાં, દ્વાપર સેવા જાણજી;
કલિમાં તે પદ હરી કીર્તનથી, પામે જંત નિરવાણજી. ३६
ભક્તિવિના મન શુદ્ધ ન થાયે, અન્ય કર્મ આરંભજી;
બીજો જે ઉપદેશ કરે તે, જાણો સરવે દંભજી. ३७
શુદ્ધ થાય મનભક્તી કરતાં, કલ્મસ સરવે જાયજી;
પછે આત્મતત્વ શ્રી કૃપા છે, તેહેનો અનુભવ થાયજી. ३८
એહેવું મન જાણીને ગાયુ, પાવન કૃષ્ણ ચરિત્રજી;
જે ગાશે સુણશે પ્રેમથકી તે, પ્રાણી થાય પવિત્રજી. ३९
એ ગોકુલલીલા મધે અધ્યા, ત્રોહોતેર ગુણ જગદીશજી;
ચોપાઇ ત્રણ્ય સહસ્રની ઉપર, પુરણ પીસ્તાલીશજી. ४०
હવે મથુરા લીલા કેરો આગલ, કેહેવાશે વિસ્તારજી;
એ વૈષ્ણવ જનને વિનોદકારી, મન હરવાનો હારજી. ४१
શ્રી પુરૂષોત્તમની પરમ કૃપાયે, કીધુ એ આખ્યાનજી;
નિમીત માત્રજન ગીરિધર કાહાવે, કરતા શ્રીભગવાનજી. ४२

વલણ.

કરતા શ્રી ભગવાન કરે છે, નિમિત માત્ર શીરપર ધરી;
કરજોડીને કેહે દાસ ગીરિધર, બોતાજન બોલો શ્રીહરી. ४३

ગોકુળલીલા સંપૂર્ણ.

बृहत्

# કાવ્યદોહન.

## ગ્રંથ ચોથો.

### [ વિભાગ બીજો. ]

## વલ્લભ ભટ.

### ધનુષધારીનું વર્ણન.

રાગ લલિત–તાલ રૂપક.

મૈયા ધનૂષધારીનું ધ્યાન ધરોજો, જેનું ધ્યાન ધરે બ્રહ્માયજો;
મૈયા સૂરપતી કેહે સેવા કરોજો, જેને સેવે છે વિષ્ણુ સદાયજો. ધ૦ ૧
મૈયા ધનૂષધારીએ ધારિયાંજો, કીધો શક્ત્ય સંધાયે સ્નેહજો;
મૈયા કારજ સકળ સમારિયાંજો, ધારી દુઃખ ન પામ્યા દેહજો. ધ૦ ૨
મૈયા સ્તુતિ પુરાણે સાંભળીજો, વળી વાણી વીખાણે વેદજો;
મૈયા કોણે ન અકળ કળા કળીજો, આદ્યઅગમ અભેદ અછેદજો. ધ૦ ૩
મૈયા તત્વનું તત્વ એથી નથીજો, નથી એથી સંસારનું સારજો;
મૈયા યોગ યોગેંદ્ર કહે કથીજો, આઈ આદ્ય અધમ ઉદ્ધારજો. ધ૦ ૪
મૈયા પરતો પરત્યક્ષ પૃથ્વી તળેજો, જેહેનો પૂરણ પ્રબળ પ્રતાપજો;
મૈયા હરણુ દૈત્ય દળ્યો બળેજો, તે તો જૂગ સચરાચર છાપજો. ધ૦ ૫

મૈયા એઠ સમે બ્રહ્મા ભણેજો, મુખ કહે બ્રહ્માંડપુરાણજો;
મૈયા શીલપણે શ્રવણે સુણેજો, શ્રોતા નારદ ચતુરસુજાણજો. ધ૦ ૬
મૈયા ભગવતી માહાતમ આવિયુંજો, મહા ધનૂષધારીનું માહાતમજો;
મૈયા નારદને મન ભાવિયૂંજો, કહો ધનૂષધારી તે કયમજો. ધ૦ ૭
મૈયા નામ સુણતાં ઋષી નારદેજો, મુની મંન રહ્યા મૂઝાઇજો;
મૈયા શું સમજી લખ્યું સારદેજો, સેણે ધાર્યું ધનૂષ તે આઇજો. ધ૦ ૮
મૈયા આંહા તે ત્યાહાં ભવાનિયેજો, અંગ આયુદ્ધને આસંનજો;
મૈયા એ કોય વાત ન વાંનીએજો, વિના પૂછે ન માને મનજો. ધ૦ ૯
મૈયા પ્રજાપતી પ્રત્યે પૂછિયું જો,મુની નારદ કહે કહો સત્યજો;
મૈયા તે તો સ્વરૂપ કહો કિયૂંજો, એની આદ્યે તે કેમ ઉતપત્યજો. ધ૦ ૧૦
મૈયા અવર ભવાની અનેક છેજો, વિના આયૂધ કોન ન જણાયજો;
મૈયા તેમાં એ અધિક વિશેક છે જો, જે આયુધથી ઓળખાયજો. ધ૦ ૧૧
મૈયા એ અચરજ મન ઉપન્યુંજો, મુને કહો કરી કરૂણાયજો;
મૈયા કોણ વર્ણ તે સ્વરૂપનુંજો, અંગ ગૌર પીત અરૂણાયજો. ધ૦ ૧૨
મૈયા ધનૂષ ધરીને માએ શું કર્યુંજો,કહોને કહોને કર્યા ઉપકારજો;
મૈયા કહો સંકષ્ટ કોનું હર્યુંજો, કહોને કહોને ઉતારયા પારજો. ધ૦ ૧૩
મૈયા ત્યારે વિધાતા તે સમેજો, કહે નારદને ધન્ય ધન્યજો;
એ રસ મૂજને ઘણો ગમેજો, એથી તત્વ નથી કંઇ અન્યજો. ધ૦ ૧૪
સ્વચ્છ મને શ્રવણે ધરોજો, કહું ધનુષ ધરયાનું કારણજો;
પરમેશ્વરી પરતો ખરોજો, ત્રણ લોક તણું તારણજો. ધ૦ ૧૫
ધારી ધનુષ ધર્મ રાખિયોજો, આઈ આવ્યાં અમરની ઓટીજો;
સ્મૃત્ય પુરાણે સાંભળ્યુંજો, તુર્ત તારયા તે તેત્રીસ કોટીજો. ધ૦ ૧૬
ઇંદ્ર ઇંદ્રાસન તો મલ્યોજો, સર્વ સૃષ્ટીને થઇ સનમૂખજો;
દેવનો દહાડો તો વલ્યોજો, મંમાયાએ ધાર્યું ધનૂખજો. ધ૦ ૧૭
બ્રહ્મા કહે કહૂં બધેજો, સૂત સાંભળિયે સર્વથાએજો;
વક્તાને રસતો વધેજો, ભય મળે યોગ્ય યથાયજો. ધ૦ ૧૮
શ્રીપૂર નગ્ર સોહામણું જો, શશી સૂર્ય સમો ઉજાસ જો;
સૂરમુની સકલ સોહામણુંજો, આધ કાત્યાયનીનો વાસજો. ધ૦ ૧૯
અષ્ટભુજા ઓપે ઘણું જો, ધર્યાં આઠે આયુદ્ધ જો;
મહાતેજ માતાજીતણુંજો, ઘણાં દૈત્ય હણ્યાં તે રણયુદ્ધજો. ધ૦ ૨૦
ખડ્ગ ખપ્પર ખાંધે ધર્યાંજો, ત્રુસિ પદ્મ ગદા શંખ ચક્રજો;
મુશળ કસવર આવર્યાંજો, કટી બાણ ધનુષ્ય છે વક્રજો. ધ૦ ૨૧

સદા સુધા સુખમાં પીએજો, કરે મહિપ અજાનું આસંનજો;
દુષ્ટ દળ્યો તે દેવિએજો, કરી સિંધતણું વાહનજો. ધ૦ ૨૨
તે કાત્યાયનીએ તંનથીજો, કીધાં ત્રણ સ્વરૂપ પ્રગટજો;
માયે વિચારીને મંનથીજો, રચ્યાં રૂપ અનૂપ નિપટજો. ધ૦ ૨૩
સ્વેતા રક્તા પીતા કર્યાંજો, જેનું પ્રબળ બળ પ્રાક્રમજો;
ત્રણે મળીને તપ આચર્યાંજો, કીધાં આપણાં આશ્રમજો. ધ૦ ૨૪
સ્વેતા સ્વેતગિરીયે રહ્યાંજો, ગંધમાદને રક્તાયજો;
મેરૂ શિખર પીતા રહીજો, જેના યશ જક્ત વકતાયજો. ધ૦ ૨૫
એવે અસુર તે કાળમાંજો, હુવો મહાબળિયો બલવાનજો;
પ્રગટ્યો પડપાતાળમાંજો, જેહ ભંડાસૂર અભિધાનજો. ધ૦ ૨૬
અતળી બળ આદે થકેજો, જમ જેવો તે જનમો બાળજો;
દેશ દમે વધ નાહકેજો, જનજીવને માહાજંજાળજો. ધ૦ ૨૭
જાતે જાણ થયો જેટલેજો, કીધી સકળ સૂધ્ય સંભાલજો;
માપી પર્યો પગ કેટલેજો, પેહેલું જીત્યૂં તે પડ પાતાળજો. ધ૦ ૨૮
પાતાળ જીતીને વિચાર્યુંજો, મેં તો એતો કીધો વસ્યવર્તજો;
લેવા મૃત્યૂ લોક ધારિયૂંજો, આવ્યો અવની ઉપર તે તર્તજો. ધ૦ ૨૯
સૈન્ય સજ્યૂં માયામઇજો, સંગ સૂભટ ન પારાવારજો;
હય ગજ રથ દળમા કઇજો, ચાલ્યો. અવની ચક્રમોઝારજો. ધ૦ ૩૦
આદ્યે ઉત્તર જીતી કરીજો, પછે પૂરવ કીધાં પ્રયાણજો;
દક્ષણ પશ્ચમમાં ફરીજો, જીતી જગત વજડાવ્યાં નીશાણજો. ધ૦ ૩૧
ચાર ખૂટ ચક્રવે થયોજો, દીધા દેશપતીને દંડજો;
પછે અંમરપુરીમાં ગયોજો, જીતી સપ્તદ્વીપ નવખંડજો. ધ૦ ૩૨
સૂરપૂર જીતીને સંચર્યોજો, ગાઢ ગાજીને કીધૂં ગર્વનજો;
ઇંદ્રસદન જઇ આંતર્યોજો, લીધૂં ઇંદ્રનું ઇંદ્રાસંનજો. ધ૦ ૩૩
વિશ્વવિષે વ્યાપી વકીજો, એક અસૂર હવો ઉતપંનજો;
ભંડાસૂર નામે થકીજો, બહ્ક કાંપે તે ત્રણ્ય ભુવંનજો. ધ૦ ૩૪
સૂરપૂર તજીને નાસિયાજો, નાઠા મુનિવર મુકીને ઠામજો;
ગીરી ગુફામાં જઇ વાશિયાજો, મુકયા મહા મનોહર ધામજો. ધ૦ ૩૫
બેઠો અસૂર ઇંદ્રાસનેજો, બધે ધર્યાં પોતાના ઇધાણજો;
વશ કર્યા સ્વર્ગંવાસનેજો, વરતી ભંડાસૂરની આણજો. ધ૦ ૩૬
દેવ દેવાંગના શોકમાંજો, સુણી સર્વ રહ્યાં સંતાઇજો;
ત્રાસ પડ્યો ત્રણ લોકમાંજો, ફરે ભંડાસૂરની દોહાઇજો. ધ૦ ૩૭

પશૂ પખીને પાહાડમાંજો, સરિતા સિંધૂ શશી ને સૂરજો;
જીવ અયોની જાડમાંજો, ભંડાસૂરથી નહીં કોઇ દૂરજો. ધ૦ ૩૮
યજ્ઞ યાગ ભાગ લોપિયોજો, લોપ્યા હવન હોમ ખટ કર્મજો;
ભંડાસૂર ભડ કોપિયોજો, લોપ્યા વેદ શાસ્ત્ર ને ધર્મજો. ધ૦ ૩૯
રાજ્ય કરે રૂડી રીતશુંજો, સર્વ સંગીને સૂખદાતાયજો;
પાળે પોતાને પ્રીતશૂંજો, દેખી દેવને દુઃખદાતાયજો. ધ૦ ૪૦
દેવ મહાદુઃખ પામિયાજો, સર્વે શૂરા થઇ ગયા શુન્યજો;
એમ અતી દિન વામિયાજો, પછે બોલ્યા મળી માહામુન્યજો. ધ૦ ૪૧
સુરપતિને કરે વીનતીજો, હવે કરવો કવણુ ઉપાયજો;
સહાય થાય કોની વતીજો, ભંડાસૂરના ભયે ન રહેવાયજો. ધ૦ ૪૨
સૂરપતી સૂરપત્યે કહેજો, સહુ સાંભળિયે સૂર જંનજો;
બ્રહ્મસદન બ્રહ્મા રહેજો, જઇ કહિયે સકલ કારંણજો. ધ૦ ૪૩
ઇંદ્ર અમર એકઠા થઇજો, આવ્યા પ્રજાપતિની પાસજો;
વિનવીયા વિધિને જઇ કરીજો, કીધાં સકળ કષ્ટ પ્રકાશજો. ધ૦ ૪૪
સ્તુતી કરી બ્રહ્માતણીજો, સર્વે સૂર સહીત સૂરપસજો;
ચોડા માંહે કહી ઘણીજો, હવે કશી હમારી ગત્યજો. ધ૦ ૪૫
પ્રજાપતી સસ સાંભળોજો, હમો સર્વે તમારી સૃષ્ટજો;
વિધાતા વ્હારે વળોજો, કીપા કરીને કાપો કષ્ટજો. ધ૦ ૪૬
સ્થાનક ભૃષ્ટ થયા અમો જો, રહિયે આઠે પોહોરે ઉદાસજો;
પિતામહ માનો તમોજો, તેનો નથી ખમાતો ત્રાસજો. ધ૦ ૪૭
આવ્યો અસૂર પાતાળથીજો, તેહેનું ભંડાસૂર છે નામજો;
માહાબળિયો કળિકાળથીજો, ફેડયા નર અમરંના ઠામજો. ધ૦ ૪૮
જોતાં જગત બધૂં જીતીયોજો, કરે ઇંદ્રપૂરીનું રાજજો;
અમને તે વીપત ઘણી વિતિઓજો, સર્વં સૂખ કરાવ્યાં ત્યાજજો. ધ૦ ૪૯
બ્રહ્મા કહે સુરરાજનેજો, ઘસી ધોળાગઢ બધા જાઓજો;
જો કરવું હોય કાજનેજો, સર્વે સ્વેતા ભણી તે ધાઓજો. ધ૦ ૫૦
સ્વેતા તે સંકટ ટાળશેજો, સેહેજે સરસે તમારાં કાજજો;
આવ્યાં વિઘન આઇ વાળશેજો, મોટી માહારાજાધીરાજજો. ધ૦ ૫૧
વચન વિધાતાનાં સુણીજો, સર્વે સૂર થયા રળિયાતજો;
ચાલ્યા સકળ સ્વેતા ભણીજો, જે કો નર અમરની જાતજો. ધ૦ ૫૨
ઇંદ્ર અમર એકઠા થયાજો, આવ્યા સ્વેતાગીરી સમીપજો;
પર્વત પાસ્ય સર્વે ગયાજો, આવી અવિલોક્યા અધીપજો. ધ૦ ૫૩

ધ્યાન ધરીને બેઠા આઈજીજો, મન મૂકીને રાગ ને દ્વેષજો;
જોયા જમૂની સુખદાઈજીજો, આદ્ય આંખની મેષાનમેષજો. ધ૦ ૫૪
આગળ કરજોડી રહ્યાજો, આઘે ઇંદ્ર અમર સહુ ક્રોધજો;
કાલાવાલા સહુકો કરેજો, આઈ આંખ ઉઘાડી જોયજો. ધ૦ ૫૫
ભક્તી ભવાનીની કરેજો, ભાવે ભણે તે પાઠ ગુણ ગાયજો;
ઉદ્દો ઉદ્દો મૂખ ઉચરેજો, કહે સાર કરે મહંમાયજો. ધ૦ ૫૬
સમરે અમર એક મનેજો, તું તો તારણ તેત્રીશ ક્રોડજો;
ઉચ્ચરે એમ સન્યો મનેજો, ભંડાસૂરનાં ભયથકી છોડજો. ધ૦ ૫૭
આઈજો આદ્ય વિચારિયેજો, તમે સદા કરો છો સહાયજો;
આ અવશર ઊગારિયેજો, મયા કીજે માત મહંમાયજો. ધ૦ ૫૮
સત્ય કહીએ ખાઈ સમેજો, અમો તમવડે પોસાઉંજો;
શક્તિ હોયે તો સહુ નમેજો, અમો પ્રતીમા થઈ પૂંજાઉંજો. ધ૦ ૫૯
એવાં વચન આઈ સાંભળીજો, દેવી દેવ પ્રત્યે કહે વાતજો;
સ્થાનક જાઓ સહુ વળીજો, એ અસૂર, કરીશ નિપાતજો. ધ૦ ૬૦
અમર વર લેઈ વળ્યાજો, આવ્યા પોતપોતાને ઠામજો;
અંગે તે આનંદ ઊલટયોજો, લાગ્યા આપ આપણે કામજો. ધ૦ ૬૧
પછે પ્રગટ પરમેશ્વરીજો, આણી દેવતણી મન દાઝજો;
વાહારે વળ્યાં વિશ્વેશ્વરીજો, પોતે જાણી પૂરવની બાઝજો. ધ૦ ૬૨
બુદ્ધરૂપે બાળા જઈજો, વસ્યાં નારદના ઘટ માહેજો;
કુટીલતા કાંઈ ઊપનીજો, કહે કલહ કરાવું કાંહેજો. ધ૦ ૬૩
આદ્યે નારદનું એ કામ છેજો, બીજું બાળાએ આપી બુદ્ધજો;
નવખંડમાં એનું નામ છેજો, ઘણે ઘર ઘલાવ્યાં વિરૂદ્ધજો. ધ૦ ૬૪
મુનીએ મન દોડાવિયુંજો, પોતે પંડે વિચાર્યું પ્રશ્નજો;
અવર કો મન નાવિયુંજો, દેખી દૈત ઉપર ગઈ દ્રષ્ટજો. ધ૦ ૬૫
નારદ નગર થકી પળ્યાજો, આવ્યા ઇંદ્રપુરીમાં આપજો;
ભંડાસૂરને જઈ મળ્યાજો, તેહેનાં પૂરણ કરવા પાપજો. ધ૦ ૬૬
આસનથકી ઉભો થયોજો, ભંડાસૂરે કર્યો પ્રણામજો;
સનમૂખ કરજોડી રહ્યોજો, કહે મુજ સરખું કાંઈ કામજો. ધ૦ ૬૭
આપ્યૂં આસન ભંડાસૂરેજો, બેઠા નારદ દેવ પ્રમાણજો;
માહારૂં રાજ ત્રણે પુરેજો, કરે અસૂર આપ વિખાણજો. ધ૦ ૬૮
ચૌદલોક નવખંડમાજો, જુવો નારદ માહારૂં નામજો;
ભડ ન કો બ્રહ્માંડમાંજો, મુજ સાથે કરે સંગ્રામજો. ધ૦ ૬૯

મૂજ સરખો ન મહિપતીજો, મૈંતો વિશ્વ કર્યું બધું વશજો;
સકલ સમૃદ્ધિ માહારે છતીજો, જુઓ જકત અમારા જશજો. ધ૦ ૭૦
અષ્ટ સિદ્ધ નવ નિદ્ધસુજો, આજ ઉભી છે મહારે દરબારજો;
રીદ્ધ સકળ વિધવિધશુજો, આજ ભરી છે મુજ ભંડારજો. ધ૦ ૭૧
નારદ કહે અરજી કરૂંજો, આજ દોલત તૂજ દરબારજો;
એ બધુ સુખ તારે ખરૂજો, હોય સ્વેતગિરી ઘેર નારજો. ધ૦ ૭૨
કહી અસુરને એટલુંજો, મુની પામ્યાં તે અંતર્ધ્યાનજો;
કામી હુવો ભડ કેટલુંજો, અતિ અંધ થયો અજ્ઞાનજો. ધ૦ ૭૩
કુદયો અસૂર કામે કુઢયોજો, ગયો સ્વેતગીરી માહામૂઢજો;
પરવત બધ પાગે ચઢયોજો, હુવો ગીરી શિખર આરૂઢજો. ધ૦ ૭૪
જોયાં જનૂનીને જેટલેજો, વશ થયો તે દૈત્ય વિકટજો;
અસૂર ઉજાણો એટલેજો, ગયો સ્વેત સમીપ નિકટજો. ધ૦ ૭૫
મુરખ નિરખીને હરખિયોજો, નખશીખ સ્વરૂપ સુદેશજો;
ઉપમા અગઅજ સરખિયોજો, નવજોવન બાલેવેશજો. ધ૦ ૭૬
દૈત્ય કહે દેવી પ્રત્યેજો, નારી કોણ તમારી જાતજો;
વર્યાં કે કન્યા મત્યેજો, એમ અસૂર વલુંધ્યાં વાતજો. ધ૦ ૭૭
અંગ અંગ અવિલોકિયાંજો, અતિ આતૂર હુવો અસૂરજો;
તરત ભવાનીને ટોકિયાંજો, કહેવા માંહે ન કીધૂં કસૂરજો. ધ૦ ૭૮
ઉઠો આવો ઘર માહારેજો, સુણો સુંદરી પ્રાણજીવનજો;
હૂં વશ વરતી તાહારેજો, તૂજ ઉપર મારૂં મનજો. ધ૦ ૭૯
મેં મારે મન તૂં વરીજો, તેમા અંતર ન મળે અંથજો;
ભામની તૂં ભાગ્યે ભરીજો, તાહારે મુજ સરખો શીર કંથજો. ધ૦ ૮૦
એહેવાં વચન સુણી સુંદરીજો, બોલ્યાં દૈત્યપતીની સાથજો;
તો હૂં તૂંજને વરૂં ખરીજો, જુધ્ધે જીતે તૂં મુજ સંઘાથજો. ધ૦ ૮૧
બાળા ન બોલો ચઢયું ચઢયુંજો, એમ ઊચરે અસુર પ્રગટજો;
કામની સંગા ક્રોધ વઢયૂંજો, અંગ ધારીને અસ્ત્ર સુભટજો. ધ૦ ૮૨
મૈયા કહે એ વ્રત હું વહૂંજો, મુને જીતે તેહને હૂં જાઉંજો;
તૂં જીતે તો તૂને રહુંજો, નહિંતો ક્ષણું માત્રમાં ખાઉંજો. ધ૦ ૮૩
દૈત્ય કહે મૃત્યુ આવિયૂંજો, આઘે અબળા નિપટ અજાણજો;
આવ્યું ન મન સમજાવ્યુંજો, હવે કરૂં છૂં ગાત્ર ભગાણજો. ધ૦ ૮૪
એમ કહી ઊભો થયોજો, આવ્યો ઊતપતી આકાશજો;
સનમૂખ યુદ્ધ કરવા ગયોજો, પોતે પરમેશ્વરીની પાસજો. ધ૦ ૮૫

મૈયા કહે છે મુરખ સાંભળજો, હવાં કરૂં છું મધુપાનજો;
પછે તું અકળ કળા કળેજો, જોજે શાં દેઉછું સનમાનજો. ધ૦ ૮૬
પેહેલે તે સુધા પીને ચઢ્યાજો, પછે આયુદ્ધ ધારિયાં અંગજો;
મદમસ્ત થઈ માતા વઢ્યાંજો, ભડ ભંડાસૂરને સંગજો. ધ૦ ૮૭
આધે ગદાયુદ્ધ માંડિયુંજો, પછે મૂસળના કીધા મારજો;
દૈત્યે ન સ્થાનક છાંડિયુંજો, સનમૂખ સહે મહાપ્રહારજો. ધ૦ ૮૮
કંપે અંબર ધ્રુજે ધરાજો, દીસે દશ દિશા ભયંકરજો;
શેષ કમઠ સળક્યા ખરાજો, મારે માતાજી માર નિઃશંકજો. ધ૦ ૮૯
ભિડે ભંડાસૂર ભગવતીજો, એવું યુદ્ધ ન કો અપરાનજો;
જે રજ ઊડે પગવતીજો, તેણે છવાય ગગનમાં ભાણજો. ધ૦ ૯૦
અસુર ઉર માંહે ધડેજો, બળ ખાળાનું ન કળાયજો;
એ કેમ કર મારે ચડેજો, માડું મલ્લયુદ્ધ તો મળાયજો. ધ૦ ૯૧
મલ્લયુદ્ધ તવ માંડતાંજો, જઈ ઝાલ્યા જનૂનીના હાથજો;
કટી ગ્રહી કર છાંડતાંજો, પછી ભરી ભંડાસુરે બાથજો. ધ૦ ૯૨
બાંહ્ય તળે માને ઘાલતાંજો, મનમૂઢ વિચારે પેરજો;
કરયા ચરણ પછે ચાલતાંજો, હવે જાઊં હું મારે ઘેરજો. ધ૦ ૯૩
ઉતપત્યો આકાશમાંજો, વાધ્યો વેગે પવન પલાયજો;
એણે વિચાર્યું વિનાશમાંજો, એતો મારો કાળ અબળાયજો. ધ૦ ૯૪
માયે વિચાર્યું બાથમાંજો, બજે પૂરવ દશ પળાઊંજો;
એનું આવ્યું મૃત્યુ હાથમાંજો, હવે ગરગરાટ લેઈ જાઊંજો. ધ૦ ૯૫
એહેને આંહાં નથી મારવોજો, એમ આદ્ય કરે છે વિચારજો;
શત્રુને ત્યાં સંવારવોજો, જ્યાં ધરધરા બેહારજો. ધ૦ ૯૬
બગાયકી તે બાળા બળેજો, લાવ્યાં ગરગરાટ ગૂજરાતજો;
રાજ કીધું રાજા નળેજો, નગ્ર નરોડું વિખ્યાતજો. ધ૦ ૯૭
જોર કરી યથાં જુજવાંજો, ભંડાસૂરને ભવાની દે ગાળજો;
તતપર યુદ્ધ કરવું હુંવાંજો, માહાદારૂણ યુદ્ધ વિકરાળજો. ધ૦ ૯૮
ત્યારે બોલ્યા ત્રિપુરેશ્વરીજો, તાહારા ઇષ્ટને તું સંભારજો;
એમ વદે આદ્ય ઇશ્વરીજો, અલ્યા હવડાં હણું છું ઠારજો. ધ૦ ૯૯
એ તો અસૂરને વિડારવોજો, મ્હોટી માયે વિચાર્યું મૂળજો;
એના વંશ વધારવોજો, ત્યારે માર્યું તે તર્ત ત્રિશૂળજો. ધ૦ ૧૦૦
ભેધુ અસૂરના અંગમાંજો, ચાલ્યો ચીત્ત ચઢ્યું તવ ચાકજો;
પયો ગાત્ર ગતી ભંગમાંજો, વળી ઉઠયો મારીને હાકજો. ધ૦ ૧૦૧

ત્યારે ધનુષ માથે ધારિયુંજો, બળે તાણ્યું તે જ્ઞાન પ્રમાણુજો;
શત્રુનું શીશ સંહારિયુંજો, એક મૂકી કૃપાસ્તર બાણુજો. ધ૦ ૧૦૨
પડયો અસૂર ધરણી ઢળ્યોજો, તેહેનો પડતા વેત ગયો પ્રાણુજો;
આદ્ય અંત સફળે ફળ્યોજો, આદ્યએ આપ્યું તે પદ નિરવાણુજો. ધ૦ ૧૦૩
પૂર્વે પ્રાશ્રીતના સબંધથીજો, મલ્યો માને વીના સંતોપજો;
છુટયો કરમના બંધથીજો, મ્હોટી માયે પમાડયો મોક્ષજો. ધ૦ ૧૦૪
માર્યો અસૂર માતાજીએજો, કીધૂં પ્રબળ બળ તે કાળજો;
મહંમાયા મન રાજીએજો, બેઠાં તેજ સરોવર પાલજો. ધ૦ ૧૦૫
દેવના દુંદુભી ગડગડ્યાંજો, કરે ચંદન પુષ્પની વૃષ્ટજો.
અંતરીક્ષથી પાગે પડયાંજો, નિહાલે નેન ભરી ભરી સૃષ્ટજો; ધ૦ ૧૦૬
દૈત્ય હણ્યો એમ સાંભલીજો, હરખ્યાં સૂર સકળનાં મનજો;
આવ્યા દેવ ટોળે મળીજો, બેસી નિરખ્યાં તે માત મગંનજો. ધ૦ ૧૦૭
આવ્યાં અમરનરનારિઓજો, ધરયા ધનુપધારી બેઠાં જ્યાંહજો;
પૂજવા માત પધારિઓજો, લેઇ પૂજા વિવિધ વીધ ત્યાંહજો. ધ૦ ૧૦૮
સુરાંગણા સોહામણાંજો, સરવે સોળે સજ્યા શણુગારજો;
દેવીને દેવા વધામણાંજો, આવે ધનૂપધારીજી દરબારજો. ધ૦ ૧૦૯
નૈણે તે કાજળ સારિયાંજો, કીધી કુંમકુંમ પીયળ કપોળજો;
અદ્ભુત અંબર ધારિયાંજો, બધે મૂખ ભર્યાં તંબોળજો, ધ૦ ૧૧૦
મુક્તા થાળ ભરાવતાંજો, લેઇ આવ્યાં પદ્મની પાણુજો;
ભોજન ભોગ ધરાવતાંજો, નારી લાવ્યા સકળ નિર્વાણુજો. ધ૦ ૧૧૧
કરી કનકની ગાગરીજો, મુકયૂં શ્રીફળ શીર એકેકજો;
માનની બધ માથે ધરીજો, આવ્યા ચંચળ ચાલ વિશેકજો. ધ૦ ૧૧૨
ભેર ભુંગળ વાગે ભલાંજો, વાય વેણ્યાં નારદ વિચિત્રજો;
ગંભીર રવ ગાજે ભલાજો, વાજે પંચ શબ્દ વાજિત્રજો. ધ૦ ૧૧૩
સુંદરી સર્વે ટોળે થયાંજો, મળ્યાં પ્રેમદા તે પૂત્રીતજો;
ગુણ ગાતાં સરવે ગયાંજો, વારે ગાય વધામણાં ગીતજો. ધ૦ ૧૧૪
આગળ નાચે અપ્સરાજો, કેડે કિંનર કરતાં ગાનજો;
આવે ધનૂપધરી તાહાં સહાજો, સૂર સહીત સૂર રાજાનજો. ધ૦ ૧૧૫
ઇંદ્ર અમર થયા આગળેજો, પૂઠે સહિત સામાયજો;
આવ્યા નરોડાની ભાગળેજો, આવ્યાં સૂર કરી સમુદાયજો. ધ૦ ૧૧૬
આગળ ઇંદ્રાણી વહેજો, ઉર અંતર અતિ આનંદજો;
સુર સુંદરી સાથે બધાજો, સહુ શરદ પુનેમના ચંદજો. ધ૦ ૧૧૭

એમ અમર આવ્યા સહુજો, બેઠા ધનૂષધારી જે જાગજો;
સનમૂખ કરજોડી સહુજો, પેહેલે શીશ નમાવ્યા પાગજો. ધ૦ ૧૧૮
ભાલ્યાં ભવાનીને ભાળતાંજો, આણી અંતરમાંહે અચંભજો;
માજીને મોતી વધાવતાંજો, માંડયો પૂજાનો તે આરંભજો. ધ૦ ૧૧૯
પ્રસન્ન થઇને પુરંદરીજો, પેહેલાં પોતે પખાળ્યા પાયજો;
ઉભા અમરસુત અમરીજો, સહુ સાથ્ય કરે પૂજાયજો. ધ૦ ૧૨૦
ચંદન કુંમકુમ ચરચિયાંજો, વળી અક્ષત અબિલ ગુલાલજો;
અંગ સુગંધિયે અરચિયાજો, પૂજ્યાં જેમ પૂરવનો ચાલજો. ધ૦ ૧૨૧
જાઇ જુઇ ને માલતીજો, ચૂત પારિજાત મંદારજો;
ગુણે ગુથી ગળે ઘાલતીજો, સહુ સાથ સમરપે હારજો. ધ૦ ૧૨૨
માયેથી ગાગર લેઇનેજો, શ્રી કામનીપે કર મધ્યજો;
ધૂપ દીપ ફળ દેઇનેજો, મુકી માત મોહ આગળ બધ્યજો. ધ૦ ૧૨૩
કરી આરતી શૃંગારતીજો, માને નિરખે અમરતી નારજો;
શોભા શક્ત ઊદારનીજો, જોઈ જોઇ જાય બલિહારજો. ધ૦ ૧૨૪
ભોગ ભવાનીને સારીજો, ભરી મુકયું કનક જળ પાત્રજો;
આડાં અંતરપટ આંતરીજો, કરે સ્તુતી સકળ સુરમાત્રજો. ધ૦ ૧૨૫
આઈજી આપ આરોગિયેજો, જાણી દીનને આણી દયાયજો;
માત માહારસ ભોગયેજો, ભણે ચૌદેભોવનનો રાયજો. ધ૦ ૧૨૬
મહોચી રહ્યાં પરમેશ્વરીજો, માયે મુખ કરયા મુખવાસજો;
નારી અમર અમરેશ્વરીજો, સર્વે દેવ રહ્યા થઇ દાસજો. ધ૦ ૧૨૭
પછે કરી પંચ આરતીજો, કર લેઇ વધાવ્યાં કુસુમજો;
તન મન ધન બહુ વારતીજો, જોઇ જોઇ જનૂનીને પેમજો. ધ૦ ૧૨૮
ધનુષધારી અમ ધારણુંજો, સૂર સરવે ઉગારચા શક્તજો;
એમ કહી લે વારણાંજો, કરે ભાવે ભવાની ભક્તજો. ધ૦ ૧૨૯
આવ્યું અમર મન આપનાજો, સૂરસાથ મલીને સમગ્રજો;
ધનૂષધારીની કરી થાપનાજો, જાંહાં નળનું નરોડૂં નગ્રજો. ધ૦ ૧૩૦
ગોખ ઘડાવ્યો સાજીયાંજો, ઋષિયે કીધૂં તે આવાહનજો;
આઈજી આપ બિરાજીયાંજો, મુકયો મઠ કરીને પતંનજો. ધ૦ ૧૩૧
બારે મેઘ મળી ગાજિયાજો, વુઠયા અમૃતના વરસાતજો;
ભય ભવાનીએ ભાજિયાજો, ભેરે ગાજયા તે સાગર સાતજો. ધ૦ ૧૩૨
જો જો જુગતે થયૂંજો, જન જનને જેજેકારજો;
દુઃખ દરિદ્ર સહુનૂં ગયૂંજો, વામી વીપત્ય વરણ અઢારજો. ધ૦ ૧૩૩

દેવે દેવી સંતોખિયાંજો, ધારી હરખને કીધો હવંતજો;
પંચામૃતે કરી પોખિયાંજો, આપ્યાં બ્રાહ્મણને ભોજનજો. ધ૦ ૧૩૪
વિપ્ર જમી પરવારિયાજો, આપ્યાં પુંગી પાન તે પર્વજો;
સુખે સભામાં સધાવિયાંજો, કરે સ્તુતી મળી સુર સર્વજો. ધ૦ ૧૩૫
વિપ્ર પૂજા કરી કાજનેજો, પછી પુષ્પ સમરપી માળજો;
હય ગજ રથ કરી શાજનેજો, આપે ઇંદ્ર સદા સુરપાળજો. ધ૦ ૧૩૬
દ્રવ્ય સમગ્ર મગાવતાજો, અગણિત જે નવ ગણાયજો;
ઇંદ્ર ઇંદ્રાણી આપતાંજો, દીધી દાન ઉપર દક્ષણાયજો. ધ૦ ૧૩૭
વિપ્ર સંતોષીને પ્રેમશુંજો, બોલ્યા ઇંદ્ર આવે સર્વ દેવજો;
વર્ષે એક મધ્યે નેમશુંજો, આંહાં આવીશું અશ્વમેવજો. ધ૦ ૧૩૮
એવું વૃત લેઇને ઊઠિયાજો, રહી ધનૂષધારી સાનિધ્યજો;
તર્તે ભવાની ત્રૂઠિયાંજો, કહે જાઓ અમર કરો સિદ્ધજો. ધ૦ ૧૩૯
રાજ કરો જઈ સ્વર્ગનુંજો, બધ પાળો પ્રજાના લાડજો;
હર્યું તે સંકષ્ટ સુરવર્ગનુંજો, માત ધનૂષધારીનો પાડજો. ધ૦ ૧૪૦
ઇંદ્ર અમર વર લેઇનેજો, વલ્યા મારગમાં માગીજો;
માતાને માહાયશ દેઇનેજો, આપ્યાં આસન સામદાયજો. ધ૦ ૧૪૧
સુરપતી પંથે ચાલતાજો, વાટે વાજે નીશાણ ને ઢોલજો;
આવ્યાં મંદિર મન માહાલતાજો, બોલે બંદીજન શુભ બોલજો. ધ૦ ૧૪૨
ઘેર ઘેર આનંદ ઊપનોજો, બાધ્યાં તરિયા તોરણ દ્વારજો;
સર્યો મનોરથ ભૂપનોજો, મળી માનની મંગળાચારજો. ધ૦ ૧૪૩
સુરપતી સુદ્રરત જોઇનેજો, બેઠા ખણીકણીને તખ્તજો;
સ્વર્ગ સકળ રહ્યું મોહિનેજો, ભલી વાળી ભવાનિયે વખ્તજો. ધ૦ ૧૪૪
રહે અમર આનંદમાંજો, કરે દેવ દેવાંગના જોખજો;
છક્યા તે આઇના છંદમાંજો, સેવે ધનૂષધારીનો ગોખજો. ધ૦ ૧૪૫
સ્વેતા અચૈતન ચૈતનેજો, વળી લક્ષણથી લહેવાયજો;
ધનૂષ બાણે હણ્યો દૈસનેજો, માટે ધનૂધરી કહેવાઈજો. ધ૦ ૧૪૬
કથા બ્રહ્માંડ પુરાણમાંજો, પિતા પુત્ર તણો સંવાદજો;
ભક્ત ઉધાર્યા પ્રેમદાજો, મહામુની લહે મરજાદજો. ધ૦ ૧૪૭
પ્રજાપતી કહે પુત્રનેજો, કહ્યાં ધનૂષધારીનાં ચરિત્રજો;
માણો સુખે ધર સુત્રનેજો, કરે એ ગુણગાન પવિત્રજો. ધ૦ ૧૪૮
અગણિત ગુણ ધન્યબાઇનાજો, શિખે સુણે ને પ્રીતે ગાયજો;
ઉજવળા અંક કમાઇનાજો, સેહેજે સુખાસધુમાં નાહાયજો. ધ૦ ૧૪૯

ઇંદરગીરીને આદરેજો, રચ્યૂં ધનૂષધારી પ્રાગટજો;
સેવક પૂરણ સાદરેજો, માટે ગાવું તે નિસ લાગટજો. ધ૦ ૧૫૦
જે જન ગાશે જુગતશુંજો, તે તો પામે પદારથ ચારજો;
કામ કસ્યા તેને મુક્તસુંજો, તે તો જીવનમુક્ત અવતારજો. ધ૦ ૧૫૧
આયુષ્ય અતીસેં ભોગવેજો, ધન દારાપુત સંતાનજો;
ખટરસ સ્વાદ આરોગવેજો, આવે અંતકાળે વૈમાનજો. ધ૦ ૧૫૨
સ્વલ્પમતીયે સંક્ષેપમાંજો, કર્યું ધનૂષધારીનું વર્ણનજો;
એ કહ્યું ગરબા એકમાંજો, સદા શક્તીના સેવો ચર્ણજો. ધ૦ ૧૫૩
સઘ કુળના સાંભળેજો, કોઇ જાણે અજાણે શીખજો;
દરસન દયા પ્રતિપાળએજો, નહિ તો ઘણીજ માગશો ભીખજો. ધ૦ ૧૫૪
આપો અપાવો આપથીજો, તેમાં કરો કશી નહીં મણાયજો;
પામો નહીં માબાપથીજો, વાવો કરો તેવું લણાયજો. ધ૦ ૧૫૫
સંવત' સત્તર બાણુંએજો, કૃષ્ણપક્ષ અષાડને ખરારજો;
તીથી પવિત્ર વખાણીએજો, શુભ એકાદશી ભૃગુવારજો. ધ૦ ૧૫૬
ગરબો તે સંપૂર્ણ ગાઇનેજો, વદે વલ્લભ એ નીશદીશજો;
એ કહે માં ધનબાઇનેજો, સદાશક્ત ચરણ રહો શીશજો. ધ૦ ૧૫૭

## સત્યભામાનો ગરબો.

મંદિર આવ્યા નારદ મુન્યકે, સતભામા તણેરે લોલ;
અરચ્યા અર્ધપાદ ઋષિ જંનકે, ચંદન અતિ ઘણેરે લોલ. ૧
બોલ્યાં મીઠાં મધુરાં વચંનકે, મન ગમતાં બહૂરે લોલ;
ધ્યાન ધન્ય ધન્ય તાહારૂં જીવંનકે, સતભામા વહૂરે લોલ. ૨
સુંદરી સહુકોમાં સફરાણીકે, બીજી કો નહીંરે લોલ;
આઠમાં આધક તું પટરાણીકે, મેં જાણી સહીરે લોલ. ૩
અચરત પામ્યો આજ હું એકકે, શું કહિએ તુંનેરે લોલ;
જાણ્યાં હેતતણાં વિવેકકે, દુઃખ લાગું હુનેરે લોલ. ૪
સ્વર્ગનું પુષ્પ અનોપમ સારકે, આપ્યું રૂકમણીરે લોલ;
તે અદકે ઓછે તું નારકે, કરી ત્રિભોવન ધણીરે લોલ. ૫
એમ કહી પામ્યા અંતરધ્યાનકે, નારદ પરવસ્યારે લોલ;
એટલે આવ્યા શ્રી ભગવાનકે, ઘણે પુષ્પે ભાસ્યારે લોલ. ૬

દેવે દેવી સંતોખિયાંજો, ધારી હરખને કીધો હુવંનજો;
પંચામૃતે કરી પોખિયાંજો, આપ્યાં બ્રાહ્મણને ભોજનજો. ધ૦ ૧૩૪
વિપ્ર જમી પરવારિયાજો, આપ્યાં પુગી પાન તે પર્વજો;
સુખે સભામાં સધાવિયાંજો, કરે સ્તુતી મળી સૂર સર્વજો. ધ૦ ૧૩૫
વિપ્ર પૂજા કરી કાજનેજો, પછી પુષ્પ સમરપી માળજો;
હય ગજ રથ કરી શાજનેજો, આપે ઇંદ્ર સદા સૂરપાળજો. ધ૦ ૧૩૬
દ્રવ્ય સમગ્ર મગાવતાજો, અગણિત જે નવ ગણાવજો;
ઇંદ્ર ઇંદ્રાણી આપતાંજો, દીધી દાન ઉપર દક્ષણાયજો. ધ૦ ૧૩૭
વિપ્ર સંતોષીને પ્રેમશુજો, બોલ્યા ઇંદ્ર આધે સર્વ દેવજો;
વર્ષ એક મધ્યે નેમશૂંજો, આંહા આવીશૂં અશ્વમેવજો. ધ૦ ૧૩૮
એવું વૃત લેઇને ઊઠિયાજો, રહી ધનૂષધારી સાનિધ્યજો;
તર્તે ભવાની ત્રૂઠિયાંજો, કહે જાઓ અમર કરો સિદ્ધજો. ધ૦ ૧૩૯
રાજ કરો જઈ સ્વર્ગનુંજો, બધ પાળો પ્રજાના લાડજો;
હર્યું તે સંકષ્ટ સૂરવર્ગનુંજો, માત ધનૂષધારીનો પાડજો. ધ૦ ૧૪૦
ઇંદ્ર અમર વર લેઇનેજો, વલ્યા મારગમાં માગીજો;
માતાને માહાયશ દેઇનેજો, આપ્યાં આસન સામદાયજો. ધ૦ ૧૪૧
સૂરપતી પંથે ચાલતાજો, વાટે વાજે નીશાણુ ને ઢોલજો;
આવ્યાં મંદિર મન માહાલતાજો, બોલે બંદીજન શુભ બોલજો. ધ૦ ૧૪૨
ઘેર ઘેર આનંદ ઊપનોજો, બાધ્યાં તરિયા તોરણ દ્વારજો;
સર્યો મનોરથ ભૂપનોજો, મળી માનની મંગળાચારજો. ધ૦ ૧૪૩
સૂરપતી સુદ્રરત જોઇનેજો, બેઠા બણીઠણીને તખ્તજો;
સ્વર્ગ સકળ રહ્યું મોહિનેજો, ભલી વાળી ભવાનિયે વખ્તજો. ધ૦ ૧૪૪
રહે અમર આનંદમાંજો, કરે દેવ દેવાંગના જોખજો;
છક્યા તે આઈના છંદમાંજો, સેવે ધનૂષધારીનો ગોખજો. ધ૦ ૧૪૫
સ્નેતા અચૈતન ચૈતનેજો, વળી લક્ષણથી લહેવાયજો;
ધનૂષ બાણે હણ્યો દૈત્યનેજો, માટે ધનૂષધરી કહેવાઇજો. ધ૦ ૧૪૬
કથા બ્રહ્માંડ પુરાણુમાંજો, પિતા પુત્ર તણો સંવાદજો;
ભક્ત ઉધાર્યા પ્રેમદાજો, મહામુની લહે મરજાદજો. ધ૦ ૧૪૭
પ્રજાપતી કહે પુત્રનેજો, કહ્યાં ધનૂષધારીનાં ચરિત્રજો;
માણો સૂખે ધર સૂત્રનેજો, કરે એ ગુણગાન પવિત્રજો. ધ૦ ૧૪૮
અગણિત ગુણ ધન્યબાઇનાજો, શિખે સૂણે ને પ્રીતે ગાયજો;
ઉજવળા અંક કમાઇનાજો, સેહેજે સુખાસધુમાં નાહાયજો. ધ૦ ૧૪૯

ઇંદરગીરીને આદરેજો, રચ્યું ધનૂપધારી પ્રાગટજો;
સેવક પૂરણ સાદરેજો, માટે ગાવું તે નિત્ય લાગટજો. ધ૦ ૧૫૦
જે જન ગાશે જુગતશુંજો, તે તો પામે પદારથ ચારજો;
કામ કસ્યા તેને મુક્તાસુંજો, તે તો જીવનમુક્ત અવતારજો. ધ૦ ૧૫૧
આયુષ્ય અતીસેં ભોગવેજો, ધન દારાસુત સંતાનજો;
ખટરસ સ્વાદ આરોગવેજો, આવે અંતકાળે વૈમાનજો. ધ૦ ૧૫૨
સ્વલ્પમતીયે સંક્ષેપમાંજો, કર્યું ધનૂપધારીનું વર્ણનજો;
એ કહ્યું ગરબા એકમાંજો, સદા શક્તીના સેવો ચર્ણજો. ધ૦ ૧૫૩
સઘ કુળના સાંભળેજો, કોઇ જાણે અજાણે શીખજો;
દરસન દયા પ્રતિપાળએજો, નહિ તો ધણીજ માગશો ભીખજો. ધ૦ ૧૫૪
આપો અપાવો આપથીજો, તેમાં કરો કશી નહીં મણાયજો;
પામો નહીં માબાપથીજો, વાવો કરો તેવું લણાયજો. ધ૦ ૧૫૫
સંવત સત્તર બાણુંએજો, કૃષ્ણપક્ષ અષાડને ખરારજો;
તીથી પવિત્ર વખાણીએજો, શુભ એકાદશી ભૃગુવારજો. ધ૦ ૧૫૬
ગરબો તે સંપૂર્ણ ગાઈનેજો, વદે વલ્લભ એ નીશદીશજો;
એ કહે માં ધનબાઈનેજો, સદાશક્ત ચરણ રહો શીશજો. ધ૦ ૧૫૭

## સત્યભામાનો ગરબો.

મંદિર આવ્યા નારદ મુન્યકે, સતભામા તણેરે લોલ;
અરચ્યા અર્ધપાદ ઋષિ જંતકે, ચંદન અતિ ઘણેરે લોલ. ૧
બોલ્યાં મીઠાં મધુરાં વચંનકે, મન ગમતાં બહુરે લોલ;
ધ્યાન ધન્ય ધન્ય તાહારૂં જીવંનકે, સતભામા વહૂરે લોલ. ૨
સુંદરી સહુકોમાં સફરાણીકે, બીજી કો નહીંરે લોલ;
આઠમાં આધકે તું પટરાણીકે, મેં જાણી સહીરે લોલ. ૩
અચરત પામ્યો આજ હું એકકે, શું કહિએ તુંનેરે લોલ;
જાણ્યાં હેતતણાં વિવેકકે, દુઃખ લાગ્યું મુનેરે લોલ. ૪
સ્વર્ગનું પુષ્પ અનોપમ સારકે, આપ્યું રૂકમણીરે લોલ;
તે અદકે ઓછે તું નારકે, કરી નિભોવન ધણીરે લોલ. ૫
એમ કહી પાગ્યા અંતરધ્યાનકે, નારદ પરવરયારે લોલ;
એટલે આવ્યા શ્રી ભગવાનકે, ઘણે પુષ્પે ભર્યારે લોલ. ૬

દેવે દેવી સંતોખિયાંજો, ધારી હરખને કીધો હવંનજો;
પંચામૃતે કરી પોખિયાંજો, આપ્યાં બ્રાહ્મણને ભોજનજો. ધ૦ ૧૩૪
વિપ્ર જમી પરવારિયાજો, આપ્યાં પુગી પાન તે પર્વજો;
સુખે સભામાં સધાવિયાંજો, કરે સ્તુતી મળી સૂર સર્વજો. ધ૦ ૧૩૫
વિપ્ર પૂજી કરી કાજનેજો, પછી પુષ્પ સમરપી માળજો;
હય ગજ રથ કરી શાજનેજો, આપે ઇંદ્ર સદા સૂરપાળજો. ધ૦ ૧૩૬
દ્રવ્ય સમગ્ર મગાવતાજો, અગણિત જે નવ ગણ્યાયજો;
ઇંદ્ર ઇંદ્રાણી આપતાંજો, દીધી દાન ઉપર દક્ષણાયજો. ધ૦ ૧૩૭
વિપ્ર સંતોપીને પ્રેમશુંજો, બોલ્યા ઇંદ્ર આદે સર્વ દેવજો;
વર્ષે એક મધ્યે નેમશુંજો, આંહાં આવીશું અશ્વમેવજો. ધ૦ ૧૩૮
એવું વ્રત લેઇને ઊઠિયાજો, રહી ધનૂષધારી સાનિધ્યજો;
તર્તે ભવાની ત્રૂઠિયાંજો, કહે જાઓ અમર કરો સિદ્ધજો. ધ૦ ૧૩૯
રાજ કરો જઈ સ્વર્ગનુંજો, બધ પાળો પ્રજાના લાડજો;
હર્યું તે સંકષ્ટ સૂરવર્ગનુંજો, માત ધનૂષધારીનો પાડજો. ધ૦ ૧૪૦
ઇંદ્ર અમર વર લેઇનેજો, વલ્યા મારગમાં માગીજો;
માતાને માહાયશ દેઇનેજો, આપ્યાં આસન સામદાયજો. ધ૦ ૧૪૧
સૂરપતી પંથે ચાલતાજો, વાટે વાજે નીશાણુ ને ઢોલજો;
આવ્યાં મંદિર મન માહાલતાજો, ઘોલે બંદીજન શૂભ બોલજો. ધ૦ ૧૪૨
ઘેર ઘેર આનંદ ઊપનોજો, બાંધ્યાં તરિયા તોરણુ દ્વારજો;
સર્યો મનોરથ ભૂપનોજો, મળી માનની મંગળાચારજો. ધ૦ ૧૪૩
સૂરપતી મુહૂરત જોઇનેજો, બેઠા બણીઠણીને તખ્તજો;
સ્વર્ગ સકળ રહ્યું મોહિનેજો, ભલી વાળી ભવાનિયે વખ્તજો. ધ૦ ૧૪૪
રહે અમર આનંદમાંજો, કરે દેવ દેવાંગના જોખજો;
છઠ્યા તે આઇના છંદમાંજો, સેવે ધનૂષધારીના ગોખજો. ધ૦ ૧૪૫
શ્વેતા અચૈતન ચૈતનેજો, વળી લક્ષણુથી લહેવાઇજો;
ધનૂષ આણે હણ્યો દૈત્યનેજો, માટે ધનૂષધારી કહેવાઈજો. ધ૦ ૧૪૬
કથા બ્રહ્માંડ પુરાણમાંજો, પિતા પુત્ર તણો સંવાદજો;
ભક્ત ઉધાર્યા પ્રેમદાજો, મહામુની લહે મરજાદજો. ધ૦ ૧૪૭
પ્રજાપતી કહે પુત્રનેજો, કહ્યાં ધનૂષધારીનાં ચરિત્રજો;
માણો સૂખે ધર સૂત્રનેજો, કરે એ ગૂણગાન પવિત્રજો. ધ૦ ૧૪૮
અગણિત ગુણ ધન્યબાઇનાજો, શિખે સૂણે ને પ્રીતે ગાયજો;
ઉજવળા અંક કમાઇનાજો, સેહેજે સુખાસણમાં નાહામજો. ધ૦ ૧૪૯

ઇંદરગીરીને આદરેજો, રચ્યું ધનૂષધારી પ્રાગટજો;
સેવક પૂરણ સાદરેજો, માટે ગાવું તે નિસ લાગટજો. ધ૦ ૧૫૦
જે જન ગાશે જુગતશુંજો, તે તો પામે પદારથ ચારજો;
કામ કરયા તેને મુક્તસુંજો, તે તો જીવનમુક્ત અવતારજો. ધ૦ ૧૫૧
આયુષ્ય અતીસેં ભોગવેજો, ધન દારાયૂત સંતાનજો;
ખટરસ સ્વાદ આરોગવેજો, આવે અંતકાળે વૈમાનજો. ધ૦ ૧૫૨
સ્વલ્પમતીયે સંક્ષેપમાંજો, કર્યું ધનૂષધારીનું વર્ણનજો;
એ કહ્યું ગરબા એકમાંજો, સદા શક્તીના સેવો ચર્ણજો. ધ૦ ૧૫૩
સઘ કુળના સાંભળેજો, કોઇ જાણે અજાણે શીખજો;
દરસન દયા પ્રતિપાળએજો, નહિ તો ઘણીજ માગશો ભીખજો. ધ૦ ૧૫૪
આપો અપાવો આપથીજો, તેમાં કરો કશી નહીં મણાયજો;
પામો નહીં માબાપથીજો, વાવો કરો તેવું લણાયજો. ધ૦ ૧૫૫
સંવત સત્તર બાણુંએજો, કૃષ્ણપક્ષ અષાડને ખરારજો;
તીથી પવિત્ર વખાણીએજો, શુભ એકાદશી ભૃગુવારજો. ધ૦ ૧૫૬
ગરબો તે સંપૂર્ણ ગાઇનેજો, વદે વલ્લભ એ નીશદીશજો;
એ કહે માં ધનબાઇનેજો, સદાશક્ત ચરણ રહો શીશજો. ધ૦ ૧૫૭

## સત્યભામાનો ગરબો.

મંદિર આવ્યા નારદ મુન્યકે, સતભામા તણેરે લોલ;
અરચ્યા અર્ઘપાદ ઋષિ જંનકે, ચંદન અતિ ઘણેરે લોલ. ૧
બોલ્યાં મીઠાં મધુરાં વચંનકે, મન ગમતા બહૂરે લોલ;
ધ્યાન ધન્ય ધન્ય તાહારૂં જીવંનકે, સતભામા વહૂરે લોલ. ૨
સુંદરી સહુકોમાં સફરાણીકે, બીજી કો નહીંરે લોલ;
આઠમાં આધકે તું પટરાણીકે, મેં જાણી સહીરે લોલ. ૩
અચરત પામ્યો આજ હું એકકે, શું કહિએ તુંનેરે લોલ;
જાણ્યાં હેતતણાં વિવેકકે, દુઃખ લાગું હુંનેરે લોલ. ૪
સ્વર્ગનું પુષ્પ અનોપમ સારકે, આપ્યું રૂકમણીરે લોલ:
તે અદકે ઓછે તું નારકે, કરી ત્રિભોવન ધણીરે લોલ. ૫
એમ કહી પામ્યા અંતરધ્યાનકે, નારદ પરવસ્યારે લોલ;
એટલે આવ્યા શ્રી ભગવાનકે, ઘણે પુષ્પે ભસ્યારે લોલ. ૬

અંગ અનંગની ઉઠી ઝાળકે, સંતભામા બળીરે લોલ;
આવો પધારો દીનદયાળકે, કરી મોહોની રળીરે લોલ. ૭
એમ કહી અબળા થઈ અચેતકે, આભણુ પરહર્યાંરે લોલ;
ચરણા ચોળી ચીર સમેતકે, સ્વેતાંબર ધર્યાંરે લોલ. ૮
તમારાં લેજો વૈકુંઠરાયકે, સર્વ સંભાળજોરે લોલ;
જાણજો મુઇ સતભામાયકે, કરી મન વાલજોરે લોલ. ૯
જ્વાળા લાગે સંધેસંધકે, આંહાં શિદ આવિયારે લોલ;
પાપી પિતા હમારો અંધકે, લંપટ લાવિયારે લોલ. ૧૦
મુજમાં ન મળે કશો સકારકે, મુજને શું કરોરે લોલ;
પેલી રૂપતણો ભંડારકે, તેને તમો અનુસરોરે લોલ. ૧૧
જેણે છાનાં મોકલ્યા વિપ્રકે, પોઢયા તાંહાં સર્યારે લોલ;
એહવા કિધા મિત્ર પવિત્રકે, આંહાંથી રહો પરારે લોલ. ૧૨
આપ્યું પારિજાતીનું ફુલકે, શોકના હાથમાંરે લોલ;
હું હલવી કીધી અર્ક તુલ્યકે, જાદવ સાથમાંરે લોલ. ૧૩
વાહાલાજી કુંવારાની પ્રીત્યકે, તે કયમ મુકીએરે લોલ;
એ તો જાદવકુળની રીત્યકે, કેમે ન ચુકીએરે લોલ. ૧૪
વાહાલાજી પુત્રવતી પટરાણીને કે, લાડ લડાવિયેરે લોલ;
એહવી અણગમતી હોય નારીનેકે, ઘેર ન આવિયેરે લોલ. ૧૫
રૂકમણી કેરાં પ્રાક્રમં પ્રૌઢકે, મુખથી શું કહુંરે લોલ;
તેણે રીઝયા ગરડારૂઢકે, ગુણવંતી વહુરે લોલ. ૧૬
રૂકમણી સતી શીરોમણી સારકે, ચંચળ કાં કહીરે લોલ;
મુકયાં માતપિતા પરિવારકે, મનમાને ગઇરે લોલ. ૧૭
બીજું બાંધવને બંધાવીને, દીધો દેશવટોરે લોલ;
તેહેના મુછ મસ્તક કત્રાવીને, શિર પાડયો પટોરે લોલ. ૧૮
તે શ્રમ વિહોણો કીધો ચરકે, મંદીર નવ ગયોરે લોલ;
બીજું નગર વસાવ્યું ભૂરકે, જઈને ત્યાંહાં રહ્યોરે લોલ. ૧૯
જન્મના નીર્મલ જુગજીવંનકે, કુડા કોણ કહેરે લોલ;
શંકર સુર સેવે અનુદિનકે, બ્રહ્મા નવ લહેરે લોલ. ૨૦
દીનદયાળ વદે એમ વેદકે, કપટી કયમ થયારે લોલ;
માર્યો કંસ કર્યો ઉછેદકે, કેશ કરે ગ્રહ્યારે લોલ. ૨૧
પારણે પોઢયા અકલ અજાંણકે, તે કયમ સાંભલીરે લોલ;
માસી પૂતનાના લીધા પ્રાણકે, પયપાને કરીરે લોલ. ૨૨

મુજને પરિજાતકના ફૂલની, આપત પાંખડીરે લોલ;
જાણતી પ્રાણુથકી અધિકે મૂલકે, કરતી આંખડીરે લોલ. ૨૩
ફરતી ગુણ ગાતી ગોવિંદકે, ગુલે ગુલતીરે લોલ;
સોકો મુખડાં કરતી મંદકે, હું હર્ષે ફૂલતીરે લોલ. ૨૪
પ્રભુજી ન ધટે માહારા નાથકે, આવડું અમ ભણીરે લોલ;
મેં તો સાહ્યો તમારો હાથકે, માહારે તમો ધણીરે લોલ. ૨૫
અમો તો અબળાનો અવતારકે, હમારૂં શું ગજુંરે લોલ;
પુણ્યે પામી નંદકુમારકે, બીજો કયમ ભજુંરે લોલ. ૨૬
એહેવું કહેતાં નૈણે ધારાકે, ચાલી ચોશરીરે લોલ;
જાણે આવ્યો મેઘ અપારકે, શ્રાવણ સરાસરીરે લોલ. ૨૭
ધુણે શીશ કરે આંસુપાતકે, સતભામા રડેરે લોલ;
જેને માતપિતા નહિ ભ્રાતકે, તે એમ અરવડેરે લોલ. ૨૮
જેહેનો પીઉડો પરઘેર જાયકે, પાપ તેહેનાં ભળ્યાંરે લોલ;
સુકે મુકે નિશ્વાસા એહ કે જીવતડાં બળ્યાંરે લોલ. ૨૯
ચાલ્યાં પ્રભુજી નૈણે નીરકે, કરજોડી કહેરે લોલ;
દઢ થઈ બોલ્યા હળધર વીરકે, સતિ રડતી રહેરે લોલ. ૩૦
હું મન માન્યા લડાવું લાડકે, વાયક મન ધરોરે લોલ;
સતભામાજી તમારો પાડકે, રાઢ પરી કરોરે લોલ. ૩૧
તમારૂં મનડું માને કયમકે, તમ હું આવરૂંરે લોલ;
કાંહાં તો ખાઉં તું આગળ સંમકે, જોતાં આચરેરે લોલ. ૩૨
વલતાં સતભામા કેહે સમકે, તમને શા દિજિએરે લોલ;
પાવક જળ વશીઅર કહે કમકે, એહને નવ લિજિએરે લોલ. ૩૩
તસ્કર હોય ઝાલ્યો જાયકે, ભરતાં મુઠડીરે લોલ;
ચેલા' જુઠડા નવ ઝલાયકે, પગને પુંઠડીરે લોલ. ૩૪
પ્રભુ કહે નારદિયાની વાતકે, કયમે નવ માનિએરે લોલ;
કાળિગારો કરે ઉત્પાતકે, સ્ત્રિ બુદ્ધ પાનિએરે લોલ. ૩૫
અણાવ્યું પારિજાતકનું ઝાડકે, સ્વર્ગના નાથ શુંરે લોલ;
ચતુરા ચોક પુરાવું ખાડકે, રોપું હાથશુંરે લોલ. ૩૬
પાગે લાગ્યા પુરૂષોત્તમકે, કરજોડી કરીરે લોલ;
માન્યાં સતભામાજી જયમકે, કહ્યું હરી કરગરીરે લોલ. ૩૭

ઉરસું અબળા ભીડી આપકે, તાપ ટળી ગયારે લોલ;
દીધી પ્રીતતણી છાપકે, પ્રભુજી કરી મયારે લોલ. ૩૮
હર્ષે બોલ્યાં સતભામાયકે, દુઃખ સર્વ વામિયાંરે લોલ;
ફુલી નવપલ્લવ થઈ કાયકે, અતિ સુખ પામિયાંરે લોલ. ૩૯
કૃષ્ણકથા રસ ઉત્તમ ગાનકે, શ્રવણે સાંભળેરે લોલ;
તેહને કૃપા કરે ભગવાનકે, ભવબંધન ટળેરે લોલ. ૪૦
પામે ધર્મ અર્થ ને કામકે, મુખ મને વસેરે લોલ;
નવનિધ ઉભી આઠે જામકે, દ્વારથી નવ ખસેરે લોલ. ૪૧
જે જન જે ઇચ્છાએ ગાયકે, મનવાંછા ફ્ળેરે લોલ;
સેવક લાગે આગે પાયકે, પ્રભુ પ્રેમે મળેરે લોલ. ૪૨
શુક સરખાને તાહારૂં દરશનકે, દુર્લભ દાખવુંરે લોલ;
વારંવાર વિનવે વલ્લભકે, શરણે રાખવુંરે લોલ. ૪૩

## આંખ મિચામણીનો ગરબો.

આજ અનોપમ દિઠું એકકે, સહી તુજને કહુંરે લોલ;
એ જણે કીધા ભેદ અનેકકે, તે સર્વે હૂં લહૂંરે લોલ. ૧
નંદજીનો નંદન નીરૂં નિહાળિકે,આવ્યા મુજ ભણીરે લોલ;
મારગ રાધા દ્રષ્ટે ભાળિકે, સંગ સખી ઘણીરે લોલ. ૨
નખ શિખ સૌભગ સામાં શિમાકે, સકળ શિરોમણીરે લોલ;
રસના એક કહૂં સો મહિમાકે, મતમાહારી હણીરે લોલ. ૩
મુસ્તક વેણી વ્યાળ વિશાળકે, કટિ ત્રહિસું અડીરે લોલ;
કરણે ઝલકે ઝાકઝમાલકે, ઝાલ હીરે જડીરે લોલ. ૪
મુખડું શરદ પુનેમનો ચંદ્રકે, મંદ હસામણીરે લોલ;
નાક નથ મનમથનો કંદકે, લિલવટ દામણીરે લોલ. ૫
કુંમ કુંમ આડ વિરાજે ભાલકે, લાલ બિંદી કરીરે લોલ;
છુંદું ત્રાજુ ગોરે ગાલકે, નિલમણી ખરીરે લોલ. ૬
ભૃગુટી કમાન માન મન વાળીકે, એ ઉપમા કહીરે લોલ;
કાજળ કાળી આંખ અણિયાળીકે, ભાળી મેં લહીરે લોલ. ૭
અંબુજ નેણી વેણી રસાળકે, ચિત ચતુરા હરેરે લોલ;
દાડમ દંત અધર પરવાળીકે, બિંબામાં ધરેરે લોલ. ૮

છુટિ લટ મુખ ઉપર સોહેકે, શી શોભા બણીરે લોલ;
કોટિક મનમથના મન મોહેકે, ઓપમા અતિઘણીરે લોલ. ૯
ચિંબુક મનોહર બિબ વિરાજેકે, છાજે છબી ભલીરે લોલ;
રામા રૂપે રવિ શશિ લાજેકે, લાજ ભરી લલીરે લોલ. ૧૦
કંઠ કપોત પોત ઝળકારકે, દુલરી દમકતીરે લોલ;
મુક્તામાળ એકાવળ હારકે, ચોકી ચમકતીરે લોલ. ૧૧
કર ગજસુંઢ સરિખા ઢળકેકે, કોમળ આંગળીરે લોલ;
નખ પુખરાજ આજ સમ ચળકેકે, છબિ તેમાં ભળીરે લોલ. ૧૨
બાજુબંધ કનક કરચૂડીકે, કિંકણુ મુદ્રિકારે લોલ;
કટિમેખલા કસણકટિ રૂડીકે, ઘંટની ક્ષુદ્રકારે લોલ. ૧૩
ઉરૂવર ઉત્તમ ઉંડચા એહેવાકે, કંચન કળસશારે લોલ;
મોહે મન મનમોહન જેહેવાકે, જળહળ જળજશારે લોલ. ૧૪
કેશર ઘોળી બોળી ચોળીકે, ચોદિશ કશીમશીરે લોલ;
મૃગમદ અંગ અરગજા રોળીકે, પેહેરી રસરસીરે લોલ. ૧૫
ઓઢી સરસ શિરોમણ સાડીકે, કાડી રંગમાંરે લોલ;
જાણે કામતણિ ફૂલવાડિકે, ફુલી અંગમાંરે લોલ. ૧૬
ઉદર અનોપમ ઓપે રસાળુંકે, એ અનુમાનશુંરે લોલ;
સાચુ સુંદર સરસ સુંહાળુંકે, પોયણ પાનસુંરે લોલ. ૧૭
નાભી નવલ નીવેશની નીકટકે, નાર કહું કશીરે લોલ;
વર્ણુન કોણ કરે.કવિ વિટકે, કામકુવા જશીરે લોલ. ૧૮
ખોઇ સાંસો જોઇ નિમાસોકે, .સુખસાગર ભર્યોરે લોલ;
કેવળ કેળપત્રસો વાંસોકે, વિધિનાએ કર્યોરે લોલ. ૧૯
સરસો સિંહ સરિખો લાંકકે, વાંક કશો નથીરે લોલ;
એહેવો ન મળે આડો આંકકે, કોણ કહે કથીરે લોલ. ૨૦
જંઘા જુગલ જણાએ જોતાંકે, કદળી સ્થંભથીરે લોલ;
પાગે ગુજરી ઘુઘરી સોહેતાંકે, રમઝમ રંભથીરે લોલ. ૨૧
લાહેને ચાહે ભરાવિ બનાવિકે, રાવીઆ ઘરોરે લોલ;
રાધા રમવા પેહેરીને આવિકે, સોહાવી ઘાઘરોરે લોલ. ૨૨
અલતા બલતા માગની જોડકે, રંગા નાયણેરે લોલ;
મોઘા સુર તે તેનીશે કોડકે, અણુવટ રાયણેરે લોલ. ૨૩

રંગ.ભરાતિ સોહાતિ પાહાનીકે, સાની નવ ભજેરે લોલ;
અંબર હેઠ રહે બ્યમ છાંનીકે, દાઢ દીઠે ગજેરે લોલ. ૨૪
જ્યમ મદમાતી ધરે પગ ધરણીકે, ગાહિ ગજગામનીરે લોલ;
ચોહોદસ નાહાળે ચંપકવરણીકે, ચાલે કામનીરે લોલ. ૨૫
ભૂતળ અદ્ભુત. ભાનકિશોરીકે, ગર્વ ગુમાનશુંરે લોલ;
ગુણનિધ ગુણવંત રાધાગોરીકે, ગોરે વાનશુંરે લોલ. ૨૬
ચંચળ ચાલે ચતુરસુજાણકે, ચિત્ત ચતુરાગણીરે લોલ;
સુંદરી સુંદર જીવણપ્રાણકે, ભાગ્ય સુભાગણીરે લોલ. ૨૭
અરસપરસ પ્રેમ ધરીનેકે, ખરી બોલે હસેરે લોલ;
સહિયર સઘલી રહી ફરીનેકે, મન રાધા વસેરે લોલ. ૨૮
ચોઠી મીટડીએ મનમોહકે, ગળિ ગયાં પ્રાણથીરે લોલ;
સહુ સખી રાધાને રહી જોઇકે, વાહાલી પ્રાણથીરે લોલ. ૨૯
માહોમાંહે વળાઇ વિંટાઇકે, અંબર ફાટતેરે લોલ;
જ્યમ જુગજીવન જોયા મિટકે, સુકી વાટ તેરે લોલ. ૩૦
કહાન કુંવર કરગ્રહીને ગેડીકે, છોડી ગાયનેરે લોલ;
માહાવજી મારગ મરડીને ફેડીકે, દોડ્યા સાહ્યનેરે લોલ. ૩૧
સનમુખ મળીયાં શામા શામકે, સમજ્યાં સાનમાંરે લોલ;
કાંઇક સમજી તેહૂં કામકે, કહ્યું જે કાનમાંરે લોલ. ૩૨
બે જણે કીધો એમ પ્રણામકે, કો સમજ્યું નહીરે લોલ;
પાઘડી પેચ સમારે શામકે, લટ રાધા સહીરે લોલ. ૩૩
વાહાલો ચાલ્યો વૃંદાવનકે, મન વિમાસતોરે લોલ;
તે જોઇ જાણે નહીં . જંનઅંનકે, હૈડે સાંસતોરે લોલ. ૩૪
બે જણે કિધો એક .વિચારકે, મળવું કુંજમાંરે લોલ;
રાધા રમતી વિવિધ પ્રકારકે, સખીના પુંજમાંરે લોલ. ૩૫
જાવાને જીવ ઘણેરો તણાયકે, શું કહી નિસરેરે લોલ;
જાણે રખે વાત જણાયકે, જાવૂં જો વિસરેરે લોલ. ૩૬
વળતી લલિતાને કહે રાધાકે, એ વાત સોહામણીરે લોલ;
દિવસે રમિએ આપણ બાધાંકે, આંખ મિચામણીરે લોલ. ૩૭
લલનાએ ઠાઇ ઠરાવી દાઇકે, સહી ચંદ્રાવળીરે લોલ;
જેહેમાં ગુણ લક્ષણ ચતુરાઇકે, સકળ કળાવળીરે લોલ. ૩૮

હા કહી સરખી હરખી ટોળીકે, રમવા સંજ થઈરે લોલ;
ચંદ્રાવળીએ પસારી ઝોળીકે, સર્વે ઉભી રહીરે લોલ. ૩૯
એક સખી કેહે મન હોએ ડાહ્યાનુંકે, આગળ આવજોરે લોલ;
જેહેની આ પેહેરે મણુ સોનુંકે, આંખ મિચાવજોરે લોલ. ૪૦
એક એક સાહામું અવિલોકકે, સર્વ ખસે પરૂરે લોલ;
રાધા જાણજો મુને ટોકકે, હું માથું ધરૂંરે લોલ. ૪૧
ચંદ્રભાગાએ ખરા સમ ખાધાકે, આંખ મીચાવશેરે લોલ;
સહુ સરખામાં સરસ શ્રી રાધાકે, ફાંસું કહાવશેરે લોલ. ૪૨
આવિ વિશાખા ધાટ બનાવીકે, સહિ સહુને ગમીરે લોલ;
રાધાને આંખ મિચાવી લાવીકે, જઈ ચર્ણે નમીરે લોલ. ૪૩
તાણિને જાણિને આણિ નમાવીકે, દાઈની ગોદમાંરે લોલ;
પેહેલે શ્રી રાધાએ આંખ મીચાવીકે, તન મન મોદમાંરે લોલ. ૪૪
સુંદરી ધાઈને સર્વ નસાઈકે, પેઠાં સંતાઈનેરે લોલ;
રાધા ઉઠ કહે એમ દાઈકે, રહિ શરમાઈનેરે લોલ. ૪૫
વાહિને દાઈ પુછે સહી શુંપકે, હું કાંઈ નવ લહુંરે લોલ;
રાધા બોલિજો સામું પૂછેકે, સર્વ ખરૂં કહુંરે લોલ. ૪૬
માહારૂં મન મોહન સાથકે, ગયું છે ક્યારથીરે લોલ;
વનમાં મળજે મુજ સંઘાથકે, હું છે ત્યાહારથીરે લોલ. ૪૭
દાઈને ખાઈને સમ રાધાકે, કીધો વાયદોરે લોલ;
જાણજે પ્રાણ સોંપુંછું બાધાકે, મૂકી કાયદોરે લોલ. ૪૮
સર્વનું દીઠું માન મરોડિકે, કહીને ગઈ નથીરે લોલ;
તે તું આગળ રહી કરજોડિકે, થોડી થઈ નથીરે લોલ. ૪૯
માટે દાઈ હું તાહારી દાસકે, હાસ્ય રખે કરેરે લોલ;
વ્રજમાં વસવું વિસ્મો વાસકે, સાસ ન નિસરેરે લોલ. ૫૦
રખે દાંત પડે દંહી મોળેકે, દાઈજી દાખજોરે લોલ;
માથું મુક્યું તમારે ખોળેકે, ગમે તો રાખજોરે લોલ. ૫૧
પેહેલે મા સહિયર કે દાઈકે, સાસુ સાવરેરે લોલ;
તે સર્વ જાણે ભલાઈ ભુંડાઈકે, દેખી છાવરેરે લોલ. ૫૨
બોલ્યાં દાઈજી વળતું મળતુંકે, મજશું જો ખરૂંરે લોલ;
રાધા હિંડું નહિ તું ટળતુંકે, તું માટે મરૂંરે લોલ. ૫૩

દાઈએ સાહિને હાથ વળાવિકે, આવી વાટમાંરે લોલ;
ચતુરા ચાલિ ચર્ણું ચલાવકે, પોહોતી ઘાટમાંરે લોલ. ૫૪
જોતી જોતી જમુના તીરકે, રાધા 'રસગસીરે લોલ;
આગળ ઉભા ગીરીધર ધીરકે, ધાઈ ધસમસીરે લોલ. ૫૫
શામા સાસે ભરાણી ઉજાંણી કે, ગ્રહી ગોપાળનેરે લોલ;
જાણે હીંમલતા લપટાણી કે, શામતમાલનેરે લોલ. ૫૬
ચાલ્યાં લાડ લાડલી સંગ કે, કુંજભોવંનમાંરે લોલ;
પ્રગટી કામકળા કરિ અંગકે, જ્યમ ત્યમ મંનમાંરે લોલ. ૫૭
જઇ વહિ બેઠાં બે એકાંત કે, અતિ સુખ રાસમાંરે લોલ;
ભામની ભુદર ભાંગી ભ્રાંત કે, હાસ વિલાસમાંરે લોલ. ૫૮
આપી આપ આલિગન દીધુંકે, દુઃખ સઘલું ગયુંરે લોલ;
અધર સુધારસ ધ્રાઇને પીધુંકે, સુખ સબલું થયુંરે લોલ. ૫૯
રાધા માધવ શું સુખ પામીકે, સ્વામી જે જથારે લોલ;
મળિયા કોટિક મનમથ કામીકે, વાંચી ગ્રેહે વ્યથારે લોલ. ૬૦
મીઠડું મીઠડું માવજી બોલેકે, રાધા સાંભળેરે લોલ;
તે સુખ નાવે ત્રિભુવન તોલેકે, બાહુ બાંધ્યાં ગળેરે લોલ. ૬૧
જીતી કુંજ નગરની રાણીકે, રતિ સંગ્રામનેરે લોલ;
જઇ વસ કીધા સારિંગપાણીકે, મર્યો કામનેરે લોલ. ૬૨
વાહાલો ઉરપર અબળાએ લીધોકે, અતિ આનંદશુંરે લોલ;
માનની સકળ મનોરથ સિધ્યોકે, ગોકુળ ચંદશુંરે લોલ. ૬૩
પામી પૂર્ણું પુણ્ય કરીનેકે, હરિને હળ્યા મળ્યારે લોલ;
વારૂ વિવિધ વિહાર કરીનેકે, ફરી વાટે વળ્યારે લોલ. ૬૪
જદુનંદનની જોડા જોડકે, રાધા કોડમાંરે લોલ;
હરખ ભરાણી હોડા હોડકે, હીંડે મરોડમાંરે લોલ. ૬૫
સેરે બસ કુંજ સદનથી આવેકે, રતી રંગે ભર્યાંરે લોલ;
અંગો અંગે ચેહેન જણાવેકે, જે બહુએ કર્યાંરે લોલ. ૬૬
અળતો ભાલ ગળસ્થળ લાલકે,તિલક અરધું રહ્યુંરે લોલ;
વેણિ છુટિ દસન ડંક ગાલકે, રાધાને લહ્યુંરે લોલ. ૬૭
આવ્યાં ગોકુળગામ ગલિમાંકે, ગિરિધર ભામનીરે લોલ;
એકાએક અજાણું અલિમાંકે, ઉભાં સ્વામનીરે લોલ. ૬૮

જોવા સકળ સુંદરી આવીકે, કરતી આરતીરે લોલ;
લીધાં રાધા કૃષ્ણ વધાવીકે, તનમન વારતીરે લોલ. ૬૯
જોયાં જુગલકિશોર કિશોરિકે, અમિ નેણે ઝર્યાંરે લોલ;
રાધાની પ્રગટ થઇ સર્વ ચોરિકે, ચિતચિતમાં હર્યાંરે લોલ. ૭૦
નંદ સદન જઇ બેઠા શામકે, સુખસાગર ભરીરે લોલ;
રાધા જાય પોતાને ધામકે, જૂવે ફરી ફરીરે લોલ. ૭૧
આવ્યા મંદિરમાં ગોવિંદકે, નિજ વધામણુંરે લોલ;
નંદજી નીરખે આનંદ કંદકે, મા લે ભામણુંરે લોલ. ૭૨
વિનતા સંધ્યાવલિની ગોઠકે, વ્રજમાં વિસ્તરીરે લોલ;
જે જન રાખ્યો એ રસ હોઠકે, દુર્મત્ય નીસરીરે લોલ. ૭૩
એ રસ ભવબ્રહ્માએ પ્રમાણ્યો કે, વિખાણ્યો વેદમાંરે લોલ;
તે વ્રખભાન સુતા રસ માણ્યોકે, ન જાણ્યો ભેદમાંરે લોલ. ૭૪
એ રસ શુક સનકાદિક ગાયકે, નારદને ગમેરે લોલ;
તે પરીક્ષતને શ્રવણે સમાયકે, રૂદયામાં રમેરે લોલ. ૭૫
એ રસ ભૂતળ ભુરે વધાર્યોકે, નરસિંહ નાગરેરે લોલ;
તેહેને ત્રણ લોકથી તાર્યોકે, ભર્યો સુખ સાગરેરે લોલ. ૭૬
જે જન એ રસને અનુસરશેકે, તજી અભિમાનનેરે લોલ;
તે જન ભવસાગરથી તરશેકે, કરી ગુણગાનનેરે લોલ. ૭૭
સુરપતી શેષ નિમેષ ન લેખેકે, ધરે બહુ વેષનેરે લોલ;
પૂરવ પુણ્ય વિના નવ દેખેકે, એ રસ રેખનેરે લોલ. ૭૮
ભાવ ધરી નરનારી ગાયકે, શીખે સાંભળેરે લોલ;
તેને સાહ્યે ત્રિભોવન રાયકે, સહિ પ્રેમે મળેરે લોલ. ૭૯
કરજો કૃષ્ણ ચરિત્રનું ગાનકે, ન કરશો ખેદનારે લોલ;
પામો લક્ષ લાભ સંતાનકે, વામો વેદનારે લોલ. ૮૦
જપ તપ યજ્ઞ જાગને વ્રતકે, કુલ જુગમાં નહીરે લોલ;
હેત વિના હરિ ન મળે તતકે, ધ્રુજી ગયા કહીરે લોલ. ૮૧
સર્વેનું તત્વ દયા ને દાનકે, દ્વિજને દિજિયેરે લોલ;
તેહેમાં હું કે શ્રી ભગવાનકે, સતપતીજ્યેરે લોલ. ૮૨
નાણાં ફળ જે કાશિએ કાશીકે, તુક સુખ ઉચ્ચરેરે લોલ;
તે નરનારી નહિં ગર્ભવાસીકે, ભવસિંધુ તરેરે લોલ. ૮૩

અવગુણ એક ગુણ પંચાશકે, શા શા વિખાણિયેરે લોલ;
વલ્લભ દાસનદો દાસકે, પદરજ જાણિયેરે લોલ. ૮૪

---

## અંબાજીના મહિના.

કારતક માસે કરૂણા કરજો માતરે, અંબાજી;
મા અળબેલી અંબા સાંભળજો વાત, મારી અંબાજી.
મા વાત સાંભળજો શ્રવણે શ્રી અવિનાશરે, અંબાજી;
તુજ દરશણની મુજને મોટી આશ, મારી અંબાજી. ૧
માગસર મન મળવા અકલાયરે, અંબાજી;
મા ઇચ્છા થાતાં અંબા દિન વહિ જાય, મારી અંબાજી.
દિન વહિ જાય ને આશા મુજને મોટીરે, અંબાજી;
મા રંગ મંડપમાં કાય ન આવી લોટી, મારી અંબાજી. ૨
પોશ માસે પડિયો મુજને શોશરે, અંબાજી;
રંક ઉપર શો માજી આવડો રોશ, મારી અંબાજી.
રોશ ન કરશો તમે છો દેવી દયાલ રે, અંબાજી;
મા નામ ધરાવ્માં સેવક જન પ્રતિપાળ, મારી અંબાજી. ૩
માહામાસે તો વ્રત સંભારૂં તાહારાંરે, અંબાજી;
મા કૂડાં કર્મોચારાં જુઓ માહારાં, મારી અંબાજી.
શાં જુઓછો કરૂણા પુરણાનું ધ્યાનરે, અંબાજી;
મા તુજ દરસનનૂં મુજને મોહું લાગ્યું ધ્યાન, મારી અંબાજી. ૪
ફાગણ માસે ફરિ ફરિ ઉલટે અંગરે, અંબાજી;
મુજ રંગ ભર્યું મનડૂં નવ કરશો ભંગ, મારી અંબાજી.
ભંગ ન કરશો મન મળવાને ભટકેરે, અંબાજી;
મારૂં ચિતડૂં આવી માને ચરણે અટકે. મારી અંબાજી. ૫
ચૈતર માસે ચેતા મુજને ઝાઝીરે, અંબાજી;
મા જનમ ધરી નવ નિરખ્યા અંબા માજી. મારી અંબાજી.
નવ નિરખ્યા મેં અંબા અકળ સ્વરૂપરે, અંબાજી;
મા નેણે ભરી નવ નીરખ્યું માનું રૂપ. મારી અંબાજી. ૬

વૈશાખ માસે વરસ જાય દેહ આડીરે, અંબાજી;
મા નહિ તેડો તો વળતી વેલા આડી. મારી અંબાજી.
વેળા આડી જરાનું મોટું દુઃખરે, અંબાજી;
માં નૈણાં ભરી નવ નિરખ્યું માનું મૂખ. મારી અંબાજી. ७
જેઠ માસે તેડો મુજને હેઠરે, અંબાજી;
નહિં તેડો તો છાંયાં જાશે વેઠ. મારી અંબાજી.
મા વેઠ જાશે ને મિથ્યા થાશે જન્મરે, અંબાજી;
મા વાંક નથી પણ ઓછાં મારાં કર્મ. મારી અંબાજી. ८
આષાડ માસે અટક ન ધરશો મનરે, અંબાજી;
દરશન કરવા તલખે મારૂં તન. મારી અંબાજી.
તન તલખે ને દયા ન આવે માહારીરે, અંબાજી;
મારી દયાલી દિલથી શીદ મુકો વીસારી. મારી અંબાજી. ९
શ્રાવણ માસે સંઘ તાહારો ભરાયરે, અંબાજી;
મા જેને તાહારી ઇચ્છા હોય તે જાય, મારી અંબાજી.
સંઘ ભરાય ને ઇચ્છા સહુને થાયરે, અંબાજી;
પાપી હોય તે નિશ્ચે પાવન થાય. મારી અંબાજી. १०
ભાદ્રપદ માસે મુજને શીદ ભમાવોરે, અંબાજી;
મા દુર્લભ દરશન આપી તાપ સમાવો, મારી અંબાજી.
તાપ સમાવો ને શીતળ કરીએ કાયરે, અંબાજી;
માને શીશ નમાવતાં પાતક પ્રલ્લે થાય. મારી અંબાજી ११
આસો માસે અરજ સાંભળો વેહેલીરે, અંબાજી;
મા આરાસુર કરો આનંદની હેલી, મારી અંબાજી.
કરો તો હેલી પુરો મનની આશરે, અંબાજી;
મા સેવક સઘળા રાખો તમારી પાસ. મારી અંબાજી. १२
બારે માસ તે પૂરણ કરિયે માતરે, અંબાજી;
મા વિશ્વંભરી નવ કરશો વિશ્વાસઘાત, મારી અંબાજી.
ઘાત ન કરશો ચરણ તણો છઊં દાસરે, અંબાજી;
મા તાપ સમાવીને આપો કૈલાસ વાસ, મારી અંબાજી;
મા તાપ સમાવો ગુણ ગાય વલ્લભદાસ, મારી અંબાજી. १३

# કમળાકંથના બાર મહિના.

કારતક માસે, કમલા કંથકે, મથુરાં ચાલિયારે લોલ;
જઇને કુબજાને દરબારકે, મોહન મ્હાલિયારે લોલ. ૧
શ્યામા વાટ જોતી દિનરાતકે, દિવસ ઘણા થયારે લોલ;
પૂરણ સુઘડ છે માહારાજકે, ફરિ નહિ આવિયારે લોલ. ૨
માગસર માસે માહારૂં મનકે, ધીરજ નવ ધરેરે લોલ;
હજુ નહીં આવ્યા ગોકુલનાથકે, નયણે નીર ઝરેરે લોલ. ૧
ધ્રુસકે રોતી રાધા નારકે, જોતી વાટડીરે લોલ;
કમળા કરતી મહાકલ્પાંતકે, ભૂમિ આલોટતીરે લોલ. ૨
પહેલાં મેં નવ જાણ્યું નાથકે, મેહેલીને જશેરે લોલ;
હમને ઊવેખી મહારાજકે, કુબજાના થશેરે લોલ. ૩
પોષે જાય માહારા પ્રાણકે, મેહ વાધ્યો ઘણોરે લોલ;
મુજને ખટકે હૈયા માંયકે, સ્નેહ વાહાલાતણોરે લોલ. ૧
તેણે દાઝે માહારા પ્રાણકે, તારૂણી તરફડેરે લોલ;
તેનો તાપ સહ્યો નવ જાયકે, ઉર લાંછન પડેરે લોલ. ૨
સખી શીત ઘણેરી વાયકે, સધ્યર કર તાપણાંરે લોલ;
રાધા વસ્ત્ર તજે નીરધારકે, અંગથી આપણાંરે લોલ. ૩
માઘે માહાદિન દુઃખે જાયકે, તે કેમ સહી શકૂરે લોલ;
હું તો ચકિત થઈ નિરધારકે, મુખ પિયુ પિયુ બકૂરે લોલ. ૧
અબળા મસ્તક કાળા કેશકે, દંત દાહાડમ કળીરે લોલ;
નયણે નિદ્રા નહિ દિન રાતકે, કષ્ટે કામનીરે લોલ. ૨
અબળા આળોટે રજમાંહેકે, આક્રંદ કરે ઘણુંરે લોલ;
મુજને સાલે માહારી માતકે, સુખ સ્વામીતણુંરે લોલ. ૩
ફાગણ માસે ફૂલે વંનકે, કેસૂર સોહામણાંરે લોલ;
માહારે મંદિર નહિં મહારાજકે, કૃષ્ણ કોડામણાંરે લોલ. ૧
સખિયો દુઃખ ધરે અપારકે, ઉત્તર નવ આપતીરે લોલ;
કોયલ બોલે આંબા ડાળકે, કાલજ કાપતીરે લોલ. ૨
ટૈહુકા સુણતાં કંપે કાયકે, મેહ વાધે ઘણારે લોલ;
દુઃખના દિનમાં હોલી થાયકે, તેમાં નવ મણારે લોલ. ૩

ચૈતર માસે ચતુરસુજાણકે, જોતી વાટડીરે લોલ;
સૈયર સાથ મળી સહુ કોયકે, જમના ઘાટડીરે લોલ. ૧
બોલે અમૃત સરખાં વેણકે, ઘેલી તેવડીરે લોલ;
ઘેલી કાય કરે મુજ માતકે, ચંતા એવડીરે લોલ. ૨
હરી રામ રામ રઘનાથકે, મુખથી ઓચરેરે લોલ;
તેથી તો ભવદુઃખ પળાયકે, રૂદન શાને કરેરે લોલ. ૩
વૈશાખ માસે તો વિપરિતકે, વ્યાપી વેદનારે લોલ;
હરી વિના નહિ જાણે કોમકે, વાગાં ભેદનાંરે લોલ. ૧
રાધા વિલપે દિન ને રાત કે, પીયૂ નહિ વીસરેરે લોલ;
હું તો ફરિ ફરિ પૂછૂં વાતકે, સજની શું થશેરે લોલ. ૨
મારાં મેહસાગરનાં વાણકે, સહિ વહિને જશેરે લોલ;
ધીરજ નવ રેહે લગારકે, જોઉ ચારે દિશેરે લોલ. ૩
જેઠ માસે જગજીવનકે, મંદિર પધારશેરે લોલ;
માહારા ત્રીવિધના તાપકે, કેમ સમાવશેરે લોલ. ૧
હજુ નહિ આવ્યા ગોકુલનાથકે, સજની શું કરૂંરે લોલ;
માહારા પ્રાણ તજું નિરધારકે, શૂંની હૂં ફરૂંરે લોલ. ૨
ઉર કરૂં કટારી વેધકે, કાપૂ જીભડીરે લોલ;
હુંતો વીખ પીઊ નિરવાણ કે, આજ આણી ઘડીરે લોલ. ૩
અખાડે અતી દુઃખ થાયકે, સુણ સાહેલડીરે લોલ;
માહારે મંદિર નહિ માહારાજ કે, કોની બેલડીરે લોલ. ૧
મેહતો વરસે મૂસળ ધારકે, ચમકે વીજળીરે લોલ;
પિયુ પિયુ કરે બપૈયા પાસકે, પ્રીતે પરજળીરે લોલ. ૨
બોલે દાદુર મોર ચકોરકે, ચિત માહારૂં ચળેરે લોલ;
રાધા વિલપે દિવસ ને રાતકે, પિયુ નહીં વીસરેરે લોલ. ૩
શ્રાવણ માસે શીર વિધંનકે, મુજને બે ધિયાંરે લોલ;
મેં નો દીઠા સ્વપનામાંહિકે, કાળજ વેધિયાંરે લોલ. ૧
જાણું જદુપતી આવ્યા ઘેરકે, ઉભા આંગણેરે લોલ;
સાથ મળ્યો સહુ કોય કે, મુજને નવ ગણેરે લોલ. ૨
તવ મેં તજી સરવ મરજાદકે, મુખ એવું કહીરે લોલ;
હરિ મુજ દૈડા કેરા હારકે, છેહ દેશો નહીરે લોલ. ૩

ભાદરવો છે બહુ ભરપૂરકે, વ્યાપી વેદનારે લોલ;
અભ્રો કાળાં પીળાં થાયકે, વાગે ભેદનાંરે લોલ. ૧
કયમ કરૂં એકલડી નિરાધારકે, ઘેર નહિં નાવલોરે લોલ;
મુજને નહિં બીજો આધારકે, આવી જો મલોરે લોલ. ૨
તો તો જાય હમારાં દુઃખકે, પ્રભૂ દયા કરોરે લોલ;
જાણી અબળા કેરી દાઝકે, દુઃખ સઘળાં હરોરે લોલ. ૩
આસો માસે અતિ આનંદકે, સહુકોને હવાંરે લોલ;
અબળા પેહેરે આભૂષણકે, નીતે નવ નવાંરે લોલ. ૧
પુરો ચોક ચઉટાં બહુ સારકે, કુંમકુંમ છાંટણાંરે લોલ;
વાગે ઢોલ દદામા સારકે, શબ્દ બોલે આંગણાંરે લોલ. ૨
એટલે રથ ચઢી રણછોડકે, મંદિર આવિયારે લોલ;
અબળાએ ભરી કનકની થાળકે, મોતિડે વધાવિયારે લોલ. ૩
હરિએ સંતોક્યા સહુ જનકે, દાધ્યાં દેહનાંરે લોલ;
તે કેમ મૂકે વલ્લભદાસકે, વળગ્યાં નેહનાંરે લોલ. ૪
મેં તો ગાયા બારે માસકે, તારી આશનેરે લોલ;
કિરપા કરજો શ્રી ભગવાનકે, વલ્લભદાસનેરે લોલ. ૫

---

## વ્રજ વિયોગ.

### ગરબો.

ઉધવ અરજ હમારી સાંભળોરે, કહેજો હરીને જઇ;
મોહન મૂકી મનનો આમળોરે, આવોને વ્રજે વહી. ૧
તમો અમ સાહામૂં નીહાળજોરે, રખે રાખો રીસ;
વળતી વ્રજ ઊપર મન વાળજોરે, પાગ નમાવું શીશ. ૨
દિવસ ઘણાની છે વાતડીરે, આવી રહી છે હોઠ;
હૈડે રૂંધન જાએ રાતડીરે, કયાંહાં જઈ કીજે ગોઠ. ૩
મન માન્યા વિના મનનીરે, વાત કહી ન કરાય;
પીડા ન જાણે કો તનનીરે, જીવ ઘણું અકળાય. ૪
અવગુણ અબળાના મન નાણિએરે, જાણિએ પોતાની દાસ;
સુખ દીધાં શાં શાં વખાણિએરે, જે જે પૂરી આસ. ૫

જહાં જહાં રમતા અમશું રંગમાંરે, સંગે શ્રી ગોપાળ;
તહાં તહાં નિરખતાં અંગ અંગમાંરે, ઉઠે અનંગની ઝાળ. ૬
બીડતાં હૃદયાશૂ ગૃહી બાંહોડીરે, તે કેમ કરી કહી કહેવાય;
ફૂવા ફરી જેમ છાંહેડીરે, ફૂવા માંહે સમાય. ૭
હરિ હમ સાથ હળામળારે, તે મન જાણે ઊળ;
કોય ન જાણે મોળો ગળ્યોરે, ગુંગા કેરો ગોળ. ૮
ક્રીડા કોટી કરિ એકાંતમાંરે, કોય ન લ્હેતું મર્મ;
ખાધૂં પીધૂં ઘણુંએ ખાંતમાંરે, તે સહુ રાખો શર્મ. ૯
કહેવા સરખૂં કીધૂં તો કહૂંરે, જૂઠૂં નવ્ય બોલાય;
ઉધવ ઓછી આશે જે રહુંરે, પ્રાણ પ્રકૃતી પલટાય. ૧૦
કહિએ કેશવ કરશે કામનારે, મળશે લક્ષ કરોડ;
ગુણ સંભારશે એક ઠામનારે, વ્રજ વનિતાની જોડ. ૧૧
પૂર્વે પ્રીત રીત પ્રતિપાળવારે, પ્રગટ્યો પરમાનંદ;
રાખી બાંધી બહૂં બાળવારે, સુખનિધ બાળમુકુંદ. ૧૨
અમને એ દુઃખ સાલ સમું થયૂંરે, ગયું મનમાન્યું રાજ;
જો જીવન માને નવ કહ્યુંરે, તો તન કરવૂં તાજ. ૧૩
માધવ મારિ અમને ચાલતાંરે, શેં આણે અવસોસ;
મથુરાં મનમાનીશું માહાલતાંરે, કોય ન રાખત રોસ. ૧૪
મુરલીધર ધરથી હું લહ્યું નહીંરે, મન માહારાના ચોર;
કાળજ કોર્યું તે કહૂં કહીંરે, કપટી કઠણ કીશોર. ૧૫
વાંસલી વાધે લાગી હીંડવારે, જોઈ હંસની હાંસ;
પ્રીતે પોતાને લાગી પીડવારે, વાહાલે બાંધ્યાં વાંસ. ૧૬
નદિએ નિર ન ભરવા નીસરૂંરે, સરખો સહુ સંસાર;
મારગ મળતાં માડે ઠીસરૂરે, એ હરીની લગવાર. ૧૭
કુડાં કલંક માથે ચડેરે, કાંઈ ન સૂઝે કાજ;
મસે મસે મા મૂજસૂં વઢેરે, ગઇ ગુરુજનમાં લાજ. ૧૮
છાંનો છબીલાજી છળ કા કર્યોરે, છેતરીએ નહિ છેલ;
નારાયણ નિરમળ જાણે વર્યોરે, મૂકો મનનો મેલ. ૧૯
લાગી લગન મગન મન થતીરે, મુજ સરખૂં નહિ કોઇ;
ગોકુળપતિ ગતિ મતિ મારે હતીરે, તે તમ પૂછે ખોઇ. ૨૦

કૃષ્ણ કૃપાળુ કહ્યો કથીરે, તો કીધો વિશ્વાસ;
કરૂણાકર કરતું ઘટતું નથીરે, કાં કીધા નિશ્વાસ. ૨૧
બુધવર ભક્તવત્સલ ખટ્ટ સાંભળ્યાંરે, વાણી વિખાણે વેદ;
ભોળે ભાવે ભજતાં તો મળ્યાંરે, ભાવ ન જાણ્યો ભેદ. ૨૨
ઉધવ આશ અલેખે આણુતાંરે, જાણતાં સાચી વાત;
એથી અધિક મન નાણતાંરે, માત તાત તન ભ્રાત. ૨૩
એવડું વૈર હૈયે હરીરે, તો અમ કહેતાં તર્ત;
રાનકુવામાં રાખી કરીરે, વારૂ વાઢયું વર્ત. ૨૪
જીવણ જાણે કેમે કરીરેરે, છળમાં મંદ અજાણ;
જેમ આહેડી આધાં ધરીરે, પૂંઠળથી લે પ્રાણ. ૨૫
પુરવનું નોતું પ્રતિપાળતારે, શાને સાહ્યો હાથ;
દામોદર દાવાનળ બાળતાંરે, શાને ઉગાર્યો નાથ. ૨૬
કહાન કુંવર કરગરતાં વળતાંરે, લાજ ન આવી રાજ;
ગોકુળ રાખ્યું પ્રભુજી રેલતારે, આ અવસરને કાજ. ૨૭
જીવણ પાર વિના જીવતું કશુંરે, માતપિતાની આણ;
મોહન મન મહારે એ વશ્યુંરે, કાંઇક કરતા જાણ. ૨૮
સુની થઇશું કહે સંસારનાંરે, સુદ્ધ ને સાન ને વાન;
સઘળાં સુખ ખોયાં અવતારનાંરે, ખાનપાન પરીધાન ૨૯
કારણ કર્યું કાળે કહાનુડેરે, કીજે કોણ ઉપચાર,
ધાડું ધણૂંએ રાખ્યૂં છાનુંએરે, જાણ્યૂં ઘર પરિવાર. ૩૦
ઉધવ ઉછેડો મુને એહનોરે, કારણ કહે સહુ લોક;
સાન વાન વલે નવ દેહનોરે, ફકર કરૂં તે ફોક. ૩૧
મોહન મોહેની ઘણી તનમાં ફરેરે, આઠે પોહેર તે ખાય;
રસકસ ચૂસી કૂંચો કરેરે, માસ રૂધીર સુકાય. ૩૨
મુરખ માહેરી એ માવડીરે, પેહેલે કરતી પેર;
શાને ઉછેરી કરી આવડીરે, પણતાં દેતી ઝેર. ૩૩
દારૂણ દુઃખમાં હું શું કરૂંરે, કયમ કરી રાખૂં ધીર;
વ્હાલા વિયોગ માટે મરૂંરે, સુંદરશ્યામશરીર. ૩૪
પ્રભુજી મરતાને ન મારિએરે, કાંઇક બેસે કર્મ;
જાણી જીવ દયા ઉગારિએરે, ધરણીધર એ ધર્મ. ૩૫

માગીયૂં મણું મળે નહીંરે, કીજે કયણુ ઉપાય;
જાણ્યું યદુનંદન જોયૂં કહીંરે, તો તન ટાઢૂં થાય. ૩૬
વ્હાલાને વાહી વ્રજ લાવજોરે, વળિ વળિ લાગું પાય;
જેમ જાણો તેમ સમજાવજોરે, આગ ઉદરની હોલાય. ૩૭
આ સહુ અણગમતું અળખામણૂંરે, દીઠે લાગે દુઃખ;
સુંદર વદન સોહામણૂંરે, જોતે ભાજે ભૂખ. ૩૮
દિવસ વીતે ઘણું દોહલેરે, રોણી ને ખોણી રાત;
સાસોસાસ કેમ રહું સોહલેરે, શબ સામાની જાત. ૩૯
વનિતા વ્યાકુળ થઇ વાણી કહેરે, વીઠલવર કાં વ્હાઓ;
સપન રાખ્યું માહારૂં નહિ રહેરે, લ્યો લક્ષ્મીવર લાહો. ૪૦
સર્વસ્વ સોંપીને શાને રહૂંરે, જો મન જાણૂં ફેર;
ત્રીકમ તારણ તો તમને કહૂંરે, તરણા ઉપર મેર. ૪૧
અવિનાશી એમ ન કીજીએરે, વિશ્વાસસુ વેર;
દરશણ દાસલડાંને દીજીએરે, મનમાં આણી મેહેર. ૪૨
ગિરધર ગૌ ચારી ઘેર આવતારે, ગોરજ ભરિઆં ગાત્ર;
ગોવાલા સંગ સોહાવતારે, ખટકે ક્ષણ ક્ષણ માત્ર. ૪૩
એમ ભણકારા વાજે કાનમાંરે, પડછંદા સંભળાયે;
આ પેલો અલબેલો ભાનમાંરે, આવે ત્રીભોવનરાયે. ૪૪
અરૂણ ઉદે ઉઠીને મથૂં મહીરે, માંખણ ક્યાં લઇ જાણી;
સાંજ સમે સુરભી દોહી રહીરે, કેહેને લઇ જઇ પાણી. ૪૫
પુષ્પ ભલી ભલી ભાતમારે, ગુંથી જાતિકપ.ર;
વ્હાલામાં વ્હાલો એ વિસાતમાંરે, હું પેહેરાવતી હાર. ૪૬
ઊધવ આજ લગી એકઠાં રમ્યાંરે, સોંપી સઘળી દેહ;
નટવર નંદનંદન પૂંઠે ભમ્યાંરે, નાહાનપણાનો નેહ. ૪૭
મધુકર મધુરાં કેહેજો એટલુંરે, મંન મોહોટાઈ માણ;
પુરૂષોત્તમ તમને કહિએ કેટલુંરે, પોતાના કરી જાણ. ૪૮
ઊધવ માધવ અમને મેળવોરે, દો છો જીવતદાન;
વિનય વિવેક કરી કેળવોરે, તો કહ્યુ કરશે કહાન. ૪૯
કહેજો જાણી થયા કેમ બાવલાંરે, ચૌદભુવન કિરતાર;
આવો અમ આધાર ઉતાવળારે, વરતે જેજેકાર. ૫૦

વાએક વ્રજવધૂનાં સાંભળીરે, ઉધવ દે આશીશ;
ગદ્ગદ કંઠે થઈ ગયા ગલીરે, તમ મળજો જગદીશ. ૫૧
ગરબો વ્રજ વિરહિણિયાંનો કર્યોરે, પદ પૂરાં પંચાસ;
વચને વચને રસખાણે ભર્યોરે, કેહેતાંને વ્રજવાસ. ૫૨
મન ક્રમ વચને ગાય સાંભળેરે, વ્રજનો પ્રેમ વિયોગ;
વિરહી જન મન માન્યાને મળેરે, ભોગવે તે રસભોગ. ૫૩
ભવ બ્રહ્મા મઘવા ભૂલ્યા ભમેરે, શ્રીપતિ ગતિ અતિ ગૂઢ;
માનવ મન માને ઘણું આ સમેરે, મૂરખ માહામતિ મૂઢ. ૫૪
વલ્લભ કહે કરજોડી કરગરીરે, જો જન મન સોહાય;
બોલો જે જે મુખડું ભરીરે, શ્રી ગોવર્ધન રાય. ૫૫

## કજોડાનો ગરબો.

ગોરમા ઘરડોને ભરથારકે, આપ્યો મુજનેરે લોલ;
ગોરમા ધીક્ક કીધો અવતારકે, શું કહૂં તુંજનેરે લોલ. ૧
ગોરમા રણુસમંધીઓ બાપકે, મા મારી પાપણીરે લોલ;
ગોરમા સંસાર કીધો સાપકે, સેજે થઇ સાપણીરે લોલ. ૨
ગોરમા હું તો નાહાનું બાળકે, એ મોટો બુઢિયોરે લોલ;
ગોરમા દીઠેથી પડે ફાળકે, મુરખ મુઢિયોરે લોલ. ૩
ગોરમા માહારૂં થયું જોબંનકે, પીઉ વરવો થયોરે લોલ;
ગોરમા ઘેલો કદ્રુપવાનકે, જાતે વહી ગયોરે લોલ. ૪
ગોરમા સોળ વરસ પ્રસક્ષકે, એને હેંસી થયાંરે લોલ;
ગોરમા દીસંતો જાણે જક્ષકે, ખુધ સઘળી ગઇરે લોલ. ૫
ગોરમા શીયાળાની રાતકે, સ્વાદ હોએ ઘણોરે લોલ;
ગોરમા મુરખ ઘરડી જાતકે, જેવો ગુંગણોરે લોલ. ૬
ગોરમા રજની રમવા ઇચ્છુંકે, આંજું આંખડીરે લોલ;
ગોરમા મારીસ કરતો બોલેકે, એક કર લાકડીરે લોલ. ૭
ગોરમા ગાળ નિસરે વાતેકે, સ્વભાવ તે કેમ ફરેરે લોલ;
ગોરમા પીઉની ઘરડી જાતકે, અર્થ કહાંથી સરેરે લોલ. ૮
ગોરમા નવરાત્રીના દીનકે, ઘણું સોહામણારે લોલ;
ગોરમા વિજયા કેરો દીનકે, સહુ શણુગારમારે લોલ. ૯

ગોરમા દુરબળ મ્હારો કંથકે, ઘણુ લજામણોરે લોલ;
× × × × × × × × ૧૦
ગોરમા સહુને મન દિવાળીકે, મારે મન હુતાસનીરે લોલ;
ગોરમા મ્હારા કરમના ભોગકે, તો હું નિરાસણીરે લોલ. ૧૧
ગોરમા રાત શરદની દેખુંકે, જાણીએ દવ બળેરે લોલ;
ગોરમા મદમાતા નર દેખીકે, મન મ્હારૂં ચળેરે લોલ. ૧૨
ગોરમા મ્હારા કાળા કેશકે, એ આખો પળ્યોરે લોલ;
ગોરમા હું થઇ જોબનવેશકે, જનમારો બળ્યોરે લોલ. ૧૩
ગોરમા મ્હોડેથી મુએ લાળકે, આંખે પાણી ગળેરે લોલ;
ગોરમા હું નવરંગી નારકે, તન મ્હારૂં બળેરે લોલ. ૧૪
ગોરમા સેજ બીછાવું પુષ્પકે, એ દેખીને રૂવેરે લોલ;
ગોરમા સાસરૂં ગ્રહની પીડકે, પીઉ ઉંઘ્યો સુવેરે લોલ. ૧૫
ગોરમા ભુષણ પેહરૂં વસ્ત્રકે, ચિર બહુ ભાતનાંરે લોલ;
ગોરમા મિથ્યા થયો અવતારકે, સ્ત્રીની જાતમાંરે લોલ. ૧૬
ગોરમા જેને જોબન કંથકે, પુન્ય કીધાં બહુરે લોલ;
ગોરમા કીધાં બહુ મેં પાપકે, ધણી ઘરડો જોબન વહુરે લોલ. ૧૭
ગોરમા આંખ ઉછાળીને બોલુંકે, ન કરે વાતશુંરે લોલ;
ગોરમા જાઉં જોબન ધણીનેકે, તો હું સુજાતશુંરે લોલ. ૧૮
ગોરમા ઓરિયો ન વિત્યો એકકે, હઘરણી રાતનોરે લોલ;
ગોરમા મિથ્યા થયો અવતારકે, દુઃખ બહુ ભાતનાંરે લોલ. ૧૯
ગોરમા શિવ પુજ્યું હું સત્તકે, પામુ જોબન ધણીરે લોલ;
ગોરમા વામુ સઘળી વિપત્તકે, ન્યાત નાગર તણીરે લોલ. ૨૦
ગોરમા માહારૂં અંગ સુંહાણુંકે, હેતું હાથથી ખાલસુંરે લોલ;
ગોરમા મુજથી મ્હોટો પ્રૌઢકે, ઠક ઉપવાળસુંરે લોલ. ૨૧
ગોરમા ચંચળ જાતે હું છું કે, એ મુરખ વહ્યોરે લોલ;
ગોરમા હું થઇ જોબનવેશકે, એ ઘરડો થયોરે લોલ. ૨૨
ગોરમા નથી સાસુ નેં નણુંદકે, તો જીવતી રહીરે લોલ;
ગોરમા કરમે ભાગ્યો કંથકે, ભત્ર ખોળ્યો સહીરે લોલ. ૨૩
ગોરમા પીઉજી આવ્યા બ્હારકે, હું ભમતી ફરૂંરે લોલ;
ગોરમા લાવ્ય કાંઇએક વસ્તકે, હુંય તે શું કરૂંરે લોલ. ૨૪

ગોરમા જણતાં ન દીધી ફાંશીકે, વીખ દઇ મારતીરે લોલ;
ગોરમા લોક સાથે કરૂં વાતકે, તારે મા વારતીરે લોલ. ૨૫
ગોરમા પીઉજી સુતા મરવાકે, જાણે થાઉં સતીરે લોલ;
ગોરમા હું કહુંછું કરજોડકે, કરમતણી રતીરે લોલ. ૨૬
ગોરમા કરજોડી લાગું પાએકે, દેજો સમ્રથ ધણીરે લોલ;
ગોરમા વિનતી કરૂંછું આજકે, ન્યાત નાગરતણીરે લોલ. ૨૭
ગોરમા પાયે લાગુંછું તમનેકે, પ્રભુજી સાંભળોરે લોલ;
ગોરમા વલ્લભ કેહેછે આજકે, મુકો મન આમળોરે લોલ. ૨૮
ગોરમા સહુને દેજો જોડુંકે, માત કરૂણા કરીરે લોલ;
ગોરમા સહુને દેજો કામી કંથકે, કેહે વલ્લભ ફ્રરીરે લોલ. ૨૯

# પ્રિતમદાસ.

## સરસગીતા.

### વિશ્રામ.

ગુરુનું ધ્યાન ધરી, હરિગુણ ગાઈશું;
પ્રીતે રસ પ્રેમ કથા, પ્રેમીને પાઈશું.
આગે જન અનેક થયા, વાણી વિસ્તાર છે;
ઝીલા રસસિંધુ સુધા, અનંત અપાર છે.
ઝીલાજન મુક્ત થયા, અભે અભિલાખમાં;
તેણે રસ પૂર્ણ પીધો, છકયા તે છાકમાં.
જથામતી જેવી જેની, તેવું તે ઓચરે;
ભજયા જેણે ભક્તિભાવે, તે તો નિશ્ચે તરે.
ઉધવજીના માનને માટે, વિચાર્યું કૃષ્ણજી;
એને વ્રજ મોકલું વેગે, પોતે કરૂં પ્રશ્નજી.

માતાને પુત્ર પ્રિય, પુઠે ફરે ન્યાળવા;
ઉપાય અનેક કરે, રોગને ટાળવા.
એવા જન હરિને વાલા, જાલવે જોઇને;
કદી અભિમાન આવે, નાખે વિખ ઘોઇને.
ઉધવજી એક અમારી, ચિતે ધરો વાતડી;
વંદ્રાવન રાસ રચ્યો, શરદની રાતડી.
તે તો સુખ સાંભરે મુને, તમોને શું કહું;
જાણે તે વ્રજની નારી, મન સમજી રહું.
ગોપીજન આતમા મારો, નીમખ ન વીસરે;
મુજને મળવા માટે, સહુ સુનાં ફરે.
તેઓને જ્ઞાન કરી, ઘણું સમજાવજો;
સહુના સંશય ટળે, એવું કરી આવજો.
મારાં માત તાત કહીએ, જસોદા નંદજી;
મને બહુ લાડ લડાવ્યાં, અતી આનંદજી.
વ્રજજન સહુ સ્નેહી, ચીતમાં ચાય છે;
અમો જે દિના આવ્યા,દુઃખી બહુ થાય છે.
અમો આવ્યા અવધ કરી, ફરી ગયા નહીં;
વિજોગે પીડા પામે, સુખ આપો જઇ.
મુગટ કુંડલ મારાં, આભૂષણ અંગનાં;
નીજ રથ બેસવા આપ્યો, ચેહન શ્રીરંગના.

સાખી.

ઉધવને આપી આગના, વેગે કરો વ્રજપરવેશ;
પ્રેમસ્નેહી સુંદરી તેને, જઇ આપો ઉપદેશ.
તમે સરવે જ્ઞાન સધીર છો, જ્ઞાનવાન પરમાણુ;
પરમોદો વ્રજ જોષિતા, ઓધવ ચતુર સુજાણુ.

વિશ્રામ ૧ લો.

ઉધવે આજ્ઞા માગી, રથે બેઠા જઇ;
નીજ વ્રજપંથ પડયા, જોવાની ઇચ્છા થઇ.

સંધ્યાસમે સુરભીસંગે, સુખે ત્યાં આવીયા;
જસોદાએ દીઠા જ્યારે, બલા મન ભાવીયા.
નંદજી ભાવે ભેટયા, આસન આપીયાં;
દયા કરી દીનજાણી, દુખડાં કાપીયાં.
શંકરપણશ્યામ સુખી, કહો તે શું કરે?
ઉગ્રસેન આદે જાદવ, કેવા આનંદ કરે?
ઉધવ કહે સરવે સુખી, તમ પરતાપથી;
જેમ ગજ ગંદ નાસે, સિંહના નાદથી.
એમ દુઃખદ્રીગ નાઠા, દીઠા હલધર હરી;
મધુપૂર રાજ કરે, સુખે શોભા કરી.
નંદ આનંદ પામ્યા, સુજશ સાંભળી;
એતો જેને ભાવે ભેટયા, તેની વેળા વળી.
રૂડી રસોયુ કીધી, જશોદાએ જુક્તથી;
ભાવે નીશા ભોજન કીધાં, શાકર દૂધથી.
પ્રેમે પઅંગ બીછાવી, એહાં બીડલાં કરે;
અન્યોઅન્ય ઉધવ નંદ, લઇ મુખમાં ધરે.
જસોદાજી પ્રીતે પુછે, ખબર લાલની;
જાદવ જુક્તી શું જાણે, ગતી ગોપાલની.
સરૂપવંતી કીધી, કુંસની શેવકી;
મહા બડભાગી કહીયે, વસુદેવ દેવકી.
તેનાં અટપટાં લક્ષણ, બાળપણનાં બહુ;
વ્રજજન સહુ સ્નેહી, હેતે હસીયાં સહુ.
અમો પુત્ર ભાવે ભાળે, ઓઢણી ઓઢતો;
પ્રીતે પયપાન કરી, પારણે પોઢતો.
એણે અસ્તપાન કરી, મારી તે પૂતના;
કઈના પ્રાણ હર્યા, કંસના દૂતના.
એને પદે પ્રહાર કરી, પ્રાણ હેલામાં હર્યાં;
બગાસુર આદે દઇત, પાપીપરલે કર્યાં.
મુને ગર્ગાચારજે કહ્યુ, તેતો સરવે થયું;
માયાના આવરણ માહે,અમો કંઇ નવ લહ્યું.

એકવાર નયણે નીરખુ, કેશવરામને;
કછક, ફીરતારથ કરો, ગોકુળ ગામને.
એમ કહી આંખ ભરી, આંસુડાં આવિયાં;
અમો તપ ઓછાં કીધાં, પાછાં કળપાવિયાં.
ઉધવ કહે એમ ન કીજે, તમે તો જાણુછે;
એતો હરી અંતરજામી, તેના પ્રાણુછે.
તમારાં ભાગ્ય ભલાં, પુણ્યનો પાર નહીં;
તમે તો નૈણે નીરખી, લીલા અવતારની.

## સાખી.

પરસ્પર ગોષ્ટી કરે, ઓધવ ને નંદરાય;
હરીના ગુણ સંભારતાં, પ્રેમમુદીત મન થાય.
કૃષ્ણકથા આનંદમય, સીંધુસદા સુખશિશ;
પ્રેમ પુનીતને પામશે, કૃષ્ણકથા જદુવીર.

## વિશ્રામ ૨ જો.

સુક્ષ્મ રજની રઈ, વીતી ગઈ વાતમાં;
જાગી સહુ જુવતીજન, મન પ્રભુનાથમાં.
મહી વલોવવા લાગી, સર્વે સુંદરી;
ગોપી ગુણગાન કરે, રસભાવે ભરી.
રાગ સોરઠ ગાયે, ભેરવી બિભાશમાં;
કોકીલા કંઠ પુરે, સુંદર અભિલાષમાં.
ઊંચેસુરે ઓચરે, એવું આનંદ ગાઇને;
અહો કૃષ્ણ બાલસ્નેહી ગયા કેમ વાઇને.
નૌતમ નાદતણી, શબ્દધુની થાય છે;
ઉધવ આનંદ પામ્યા, જમના જાય છે.
આવ્યા રવીતનયા તીરે, સુખ પામ્યા ઘણું;
તનમન મર્જન કરી, ધ્યાન ધર્યું હરીતણું.
સખી એક સદનથકી, બારણે નીસરી;
રથ નંદદ્વાર દીઠો, જોવાની ઇચ્છા ધરી.

અક્રુર આવ્યા હતા, આવો રથ લેઇને;
સુખ સરવસ મટ્યું, ગયા દુઃખ દેઇને.
રથ શે અર્થે આવ્યો, વળી શું વીસર્યું;
જીવનપ્રાણ જતાં, પછે શું ઉગર્યું.
અન્યોઅન્ય વાત જાણી, આવી સહુ સુંદરી;
પ્રીતે જશોદાને પુછે, આવ્યા શું શ્રીહરી?
એટલે ઉધવ આવ્યા, જમુના નાઇને;
હરીના જન જાણી, નમ્યાં પાય ધાઇને.
જેવા જુગદીશ કહીયે, એવા જન એહના;
રૂપ ગુણ વરણ એવા, શોભાવે દેહના.
મસ્તક મુગટ સોહે, તેજ ઘણું તે તણું;
તીલક કેસરતણું, સુંદર સોહામણું.
જગમગ ઝલકીરહ્યાં, કુંડલ તે કાનમાં;
નેત્ર જલકમલ એવાં, લાગી પલ ધ્યાનમાં.
પ્રફુલીત પ્રસંન વદન, શરદકેરો શશી;
નીરંતર એક હરી, રહ્યો રૃદયે વશી.
ઉર અનંત ઓપે, માળ મુકતાતણી;
પિતાંબર અંગ ધર્યાં, શોભા દીસે ઘણી.
ભુજે ભલાં ભૂષણ ધર્યાં, રૂડાં કરરાજે છે;
જોઇ પદજુગલ છબી, મનમથ લાજે છે.
ગોપી કહે ભલે આવ્યા, સખા છો શામના;
લોક તો લાંઠ દીસે, મધુપૂર ગામના.
મુખે તો મીઠું બોલે, મેલ ઘણો મનમાં;
જુઓ અમે સંગ કર્યો, મેલ્યાં મહા વનમાં.

## સાખી.

ઓધવ કહે અમો આવીયા, નીસા નીર્ગમી એક;
મારાજે મને મોકલો, કેહેવા જ્ઞાન વિવેક.
શોક ન ધરશો સુંદરી, પ્રભુ સદા તમારી પાસ;
દ્વિતભાવે પરહરો, રાખો દૃઢ વિશ્વાસ.

## વિશ્રામ ૩ જો.

મને શ્રીકૃષ્ણે કહ્યું, તે કહુ કામિની;
ભ્રમણુ મનની મુકો, ભજો હરી ભામિની.
હરીના હેતુ છો તમે, સર્વે તારણી;
નીરમળ જ્ઞાન ગ્રહો, તજો વીખવારણી.
ઉષ્ણુઉદક જેવો, આએ સંસાર છે;
તેમાં એક તત્વ મોટુ, સમજણુ સાર છે.
જે જને તન તપાસ્યું, તેના સંશય ટળ્યા;
પ્રણુવ ધ્યાનધરી ભાવે, હરીમાં ભલા.
નીરંજન વેદે ગાયો, તેતો ઘટમાં વસે;
એક દ્રષ્ટે જોશો જ્યારે, ત્યારે દુગ્ધા જશે.
ભીનભાવ ભાગશે, ત્યારે બ્રહ્મને ભાલશો;
આત્મા અખંડ એવો, નીરંતર ન્યાળશો.
મોટા મુની જોગ સાધે, જેહને પામવા;
દેહનું દમન કરે, ભવદુઃખ વામવા.
સંસારમાં સુલભ હોય, શેને તપ આચરે;
સુખસમૃદ્ધિ મુકી, શીદને નીસરે.
જેને વૈરાગ વ્યાપો, સહુ મુકી ગયા;
ગ્રહ અંધકુપ તજી, જઈ વનમાં રહ્યા.
મોટા મોટારાજ મુકી, ગયા તપ સાધવા;
શિવ મશાણુ સેવે, એને આરાધવા.
સહસ્ત્ર અઠયાસી આદે, જઈ વનમાં વસ્યા;
આત્મા સાધનકરે, પ્રગટી મહાદશા.
માયાનો સંગ મુકી, મળ્યા તે માવને;
ભાવે તે હરીને ભેટા, ભુલ્યા દેહભાવને.
એવો ઉપદેશ અમારો, માનશો માનુની;
તો તનમાંહી થશે, ભાલ ભગવાનની.
પંડમાહીં પ્રગટ થાશે, ભ્રાંતી સઉ ભાંગશે;
નીજ સરૂપસાથે, જ્યારે લે' લાગશે.

અજપા જાપ થાય, જુઓને ઝાંખીને;
હરખ ને શોક સહુ, તેને ઘો નાખીને.

## સાખી.

નીજ સરૂપ જ્યારે જડે, થાય કલ્પના નાશ;
જેને હીંડો ખોળતાં, તે તમારી પાસ.
ઉધવ કહે સૌ સાંભળો, ચતુરા ચતુરસુજાણ;
પ્રતીત ન આવે પ્રેમદા, પુછો વેદપુરાણ.

## વિશ્રામ ૪ થો.

પછે વ્રજબાળા બોલી, રીસ રખે ચડે;
અમો તો જુવતી જન, એવું કેમ આવડે.
તમે જે જોગ કહ્યો, તમારા કામનો;
અમારો પેંડો ન્યારો, ગોકુલગામનો.
અરજ એક હમારી, ઉધવ સાંભળો;
અમારા મનમાં વસ્યો, સુંદર શામળો.
અમે તો નયણે નિહાળ્યો, નટવર-નાથને;
એણે મોહિણી લગાડી, સહુ વ્રજસાથને.
ધુતારામાં ધુતવિદ્યા, મુખે શું વખાણીએ;
એવાં અનેક ચરિત્ર, અમો સહુ જાણીએ.
જશોદા મારવા લેતાં, ક્રોધ કરી ઘણે;
ત્યારે તે નાશીને આવે, ભુવન અમતણે.
કેહેશે કોઈ રાખો મુને, મુખે એવું ભણે;
એને ઘરમાં ઘાલી, રહેતાં અમો આંગણે.
ભુવન ભીતર પેસી, ઉધમ એવો કરે;
મહીનાં માટ ફોડી, માખણ મુખમાં ધરે.
અમો જ્યારે આવીયે, પાસે નાસીને નીસરે;
એણે એવાં કામ કર્યાં, તેતો કેમ વીસરે.
વચ્છત્રાં પુચ્છ ગ્રહી, ઉઠાડે આંબળી;
બળે બાળક જગાડે, ચોચે અંગ આંગળી.

એને ડરે ઉચું કાંઇ, મુકીએ સઉ સખી;
અનુખળ ઉપર ચડી, પાડે તે ત્યાંથકી.
એકવાર એમ વિચારૂં, બાંધો કર સાઇને;
લઇને જઇ દેખાડું, જસોદા માઇને.
એક દિન માંખણ ખાતાં, ગ્રહ્યા ગોવિંદને;
હવે ક્યાં નાશી જશો, કહ્યું કૃષ્ણચંદ્રને.
તાણી બે હાથ બાંધ્યા, ચાલી ચોંપે કરી;
ઉપર ચીર ઓઢાડું, હીંડી હરખે ભરી.
નંદરાણી માનતાં નોતાં, જુઓ આ બાળને;
મંદિરમાંથી માંખણ ખાતાં, ગ્રહ્યા ગોપાળને.
એમ કરી અળગું કીધું, અમર ઓઢણાતણું;
જુએ તાં બાળ પોતાનું, લજ્જા પામી ઘણું.
નેહ નંદભુવનમાંથી, દીઠા હરિ આવતા;
જોતામાં જુઠી પાડી, સુંદરીને સર્વથા.
અલી ખોટાં આળ ચડાવે, શા માટે સુંદરી;
જુવતીનું જોર ન ચાલે, હેતે હસીયા હરી.
એવા હરી આનંદરૂપી, અમો જે દીઠડા;
બીજા અનેક ઉપાય, લાગે કેમ મીઠડા.
જે સુખ અમને આપ્યાં, તે દુર્લભ દેવને;
બીજું શું ધ્યાન ધરૂં, તજી અશ્વમેધને.

## સાખી.

પ્રગટરૂપ સુંદર વદન, રસીક છબી ઘનશ્યામ;
તે શું મન અટકી રહ્યું, ક્ષણું ન અસગું આન.
નાગર નવલકીશોરસું, બાંધી પુરણ પ્રીત;
અવર વાત ભાવે નહીં, એહ હમારી રીત.

## વિશ્રામ ૫ મો.

ઉધવ કહે અબળા તમો, એતો સાચું કહ્યું;
એવું અકલસ્વરૂપ, સહુ ઘટમાં રહ્યુ.

ઓલે તે બીજો નહી, તનમાં તેજ છે;
વિશ્વમાં વ્યાપી રહ્યો, અખંડ એજ છે.
તેતો ભરપુર ભર્યો, પંડ બ્રહ્માંડમાં;
જેમ રવી જુજવો દીસે, ભાસે બહુ ભાંડમાં.
એક અનેક રૂપે, બહુવિધિ બોલતો;
વીધ વીધ વેશ ધરી, દીસે છે ડોલતો.
ભિન્ન ભિન્ન ભૂષણ બન્યાં, કુંદન એક છે;
નામ ને રૂપ ન્યારાં, જોયામાં વિવેક છે.
એકસુત્ર ભાવે જોતાં, જેવા પટ તંતુ છે;
સાગર અગાધ અંબુ, લે'રી અનંતુ છે.
અવની એક રૂપે, બીજા બહુ પાત્ર છે;
અલગુ લોષ્ટ કરે, સોનાં સહસ્ર છે.
જેમ કોઇ સાકરકેરી, બહુ મીઠાઈ કરે;
સરવે સાકર જાણો, બીજુ નહીં નીસરે.
સુરભી સ્વરૂપ ઘણાં, વરણુ વિચિત્ર છે;
તેનું પય એક રંગે, પરમ પવિત્ર છે.
એમ તમે આત્મા જાણો, અરૂપી એ છે;
ઉત્તમ ને અધમ એ તો, દીઠામાં દેહ છે.
કાષ્ટમાં અગ્નિ કહીએ, એમ અવિનાશ છે;
સહુમાં સાક્ષીરૂપે, નીરંતર વાશ છે.
કસ્તુરી મૃગમાં વસે, જોતો વનમાં ફરે;
પ્રેમળ પાસેથી આવે, ભુલ્યો ભટકી મરે.

સાખી.

એમ સકલ સંસારમાં, વસે હરી ભરપૂર;
જીવદશા મટે નહીં, તેથી દીસે દૂર.
જથારથ જાણ્યા વીના, જીવદશા નવ જાય;
ત્યાંલગી ઉપજે કલ્પના, અજ્ઞાને અથડાય.

વિશ્રામ ૬ ઠો.

પછે વ્રજ ગોપી વદે, ઉધવજી ચીત ધરો;
તમે તો એમ કહ્યું, હરી સભરે ભર્યો.

ત્યારે કોણ પીડા પામે, કોણ જનમે મરે;
એ કાંઇ અચરજ મોહું, સંશે કેમ નીસરે.
ત્યારે કેમ સુખ ન પામે, જીવ સંસારના;
શા માટે દુઃખમાં ડુબે, પ્રાણી ચાર ખાણુના.
વળી શ્રીકૃષ્ણ જેવા, સર્વે છે નથી;
ખરેખરી વાત કહી, રોપ ન મળે રતી.
અમે તો માનીયે, જ્યારે પરાક્રમ ભાળીયે;
તમમાં હરિ હોય, ગિરી ઉઠાવીયે.
અમારે અવર બીજું, ચીત આવે નહી;
સુંદિર સ્વરૂપ વિના, મનમાં ભાવે નહી.
સરોવર સરીતા બહુ, ભરો સઘલે સીંધુ;
ચાત્રુક ચાંચ ન બોળે, પીયે પડતું બીંદુ.
સાગરમાં છીપ રહે, ઊંડી એકાંતસું;
જરા જલ ભેદે નહી, પ્રીત રત સ્વાતસું.
જલવીના દાદુર જીવે, મીન જાયે મરી;
પ્રાણ ગયે પ્રીત ન છુટે, ટેક તેની ખરી.
એવી છે ટેક અમારી, અબલા સાથને;
તનમન સર્વે સોંપ્યું, નટવરનાથને.
પ્રીતની રીત ન્યારી, નથી તે પુરાણુમાં;
પ્રીછે કોઇ પ્રેમ સ્નેહી, વેધ્યા રસ બાણુમાં.
અમો તો એના વિજોગે, સહુ સુનાં ફરૂં;
મન તો મોહન પાસે, સાધન શું કરૂં.
હતું મન એક મારે, તેતો હરીએ હરૂં;
ગળ્યું રસ રૂપમાંહે, ફરી નવ નીસરૂં.
ઉધવજી પ્રેમની પીડા, હશે તે જાણશે;
વિસાવિના વેદના, કોઇ કેમ પ્રમાણશે.

### સાખી.

ઉધવ અમો દુઃખીયાં કરયાં, દીધો છબીલે છેહ;
પેલી પ્રીત વધારીને, પછે પરહર્યો તેહ.

વિશ્વાસીને વાઇને, ઘાત કરે કહો કોણ;
વળી વચન જે કાવીયું, દાઝા ઉપર લોણ.

## વિશ્રામ ૭ મો.

ઉધવ આ દુઃખ અમો,પે'લાં તો નવ લહ્યાં;
કોને કહીએ સુખનાં દાઝાં, મંન સમજીરહ્યાં.
અમો લોકલાજ તજી, એને ભાવે ભજ્યાં;
તો તરછોડી નાખી, તુચ્છ કરીને તજ્યાં.
હવે હરિ સીદ આવે, સગપણ શું રહ્યું;
મધુપૂર રાજ મળ્યું, વ્રજવેરી થયું.
વળી વિશેષ મળી, કંસ દાસી કુબજા;
તેહનો સંગ કરયો, ભલા જુગમાં ભજા.
નવાનવા ખ્યાલ કરી, વ્રજમાં ખેલતા;
અધક્ષણ અબળાકેરો, સંગ ન મેલતા.
એક સમે ઝીલવા પેઠાં, હરિ હેરે પડ્યા;
ચતુરાના ચીર ચોરી, જઇ કદમે ચડ્યા.
જોયું જ્યારે જુવતી જને, દીઠા દીનોનાથને;
મનમાં લાજ આવી, સહુ સખી સાથને.
હસી હરિ બોલ્યા એવું, આવ્યો દાવ અમતણો;
કેમ તમે નગન નાયાં, દોષ ઉપજ્યો ઘણો.
વરણ તરણ તણી, મરજાદા નવ ગણી;
માટે અપરાધ પડયો, અનીતિ એ ઘણી.
તમે સહુ જુવતીજન, જલથી નીસરો;
રવીની સામાં રહી, સો સો પ્રણામ કરો.
પછી પટકુલ આપું, પેરીને પરવરો;
વિનતાએ મનવિચાર, કૃષ્ણ કહે તેમ કરો.
મનમાં લાજધારી, નારી સહુ નીસરી;
શત પ્રણામ કરયા, સુરજને સુંદરી.
પછે સહુનાં અંબર આપ્યાં, અબલાયે અંગ ધર્યાં;
એનાં ચરિત્ર એવાં, કહો કેવાં કર્યાં.

## સાખી.

અનેક ચરિત્ર છે એહનાં, કોઇ ન પામે પાર;
ગોકુલમાં લીલા કરી, દન બાવન વરસ અગ્યાર.
વિવિધ વિઘનથી ઉગારીયા, વ્રજજનને બહુવાર;
જે જે અસુર અહીં આવીયા, તેનો કર્યો નિસ્તાર.

## વિશ્રામ ૮ મો.

જમલા અર્જુન હતા, નંદજીના ચોકમાં;
તેનો ઉદ્ધાર કર્યો, ગયા સુરલોકમાં.
અગાસુર અસુર આવ્યો, છાનો છુપાઇ રહ્યો;
મારગમાં મુખ વીકાસી, સહુને ગળી ગયો.
પછે શ્રીકૃષ્ણે તેને, સારી શીક્ષા કરી;
સુખે સ્વર્ગ લોકમાં ગયો, નાવ્યો પાછો ફરી.
બગાસુર આવી બેઠો, કહીયે શું તે મંદને;
જીવન જલ પીવા ગયા, ગળ્યા ગોવિંદને.
ઉદરમાંથી અગ્ની ઉઠી, કેમ રાખી શકે;
ચંચ ગ્રહી ચીરી નાખ્યો, પડયો પૃથ્વી વિશે.
વચ્છાસુર વૃષભ થઇને, આવ્યો કપટે કરી;
તેના પગ સાહી પછાડયો, મૂઢ ગયો મરી.
એક સમે વચ્છ ચરાવે, જમુના તીરમાં;
ભાવે હરી ભોજન કરે, સહુ આહીરમાં.
એવે સમે અજ આવ્યા, અંત્રીક્ષ ઉભા રહ્યા;
બાળકચેષ્ટા જોઇને, મન વિસ્મે થયા.
વિરંચીએ મન વિચાર્યું વચ્છ હવડે હરૂં;
પછે પ્રભૂતા, જણાશે ખોટું ખરૂં.
માયાનો પડદો નાંખી, ગોપ હર્યા સહુ;
આતુરમાં જોવા આવ્યા, હરીના જન સહુ.
બેસો વ્રજબાલ સહુ, એવું બોલ્યા હરી;
મંડળીની જુક્તી આવી, નાવે પાછી ફરી.
એમ કહી ચોંપે ચાલ્યા, કર ગેંડી ગ્રહી;
જોયાં ઘણું જુગત કરી, વચ્છ દીઠાં નહી.

એવા પદ કોમળ કહીયે, મારે મુસ્તક ધરયા;
જેને મુનિ ધ્યાનમાં ધરે, અત ભાવે ભરયા.
એવી બહુ સ્તુતી કરી, રીઝયા રૂદયે હરી;
તેને અભેદાન આપ્યું, બહુ કરૂણા કરી.
પછે તેને આજ્ઞા આપી, મુખે પ્રભુ એવું ભણે;
હવે જા જમુનાથકી, બેટ સીગરતણે.
ગરૂડનો ભે નીવાર્યો, જાઓ હવે નથ વડે;
નાગને નીરભે કર્યો, ચરણ પ્રતાપ વડે.
પછે પરીવારને લેઇ, પનંગ તે પરવર્યો;
જમુના નીર નીરમળ કરૂ તે, ત્યાથી નાગ નીસર્યો.
પ્રાણી આનંદ પામ્યા, નીરખ્યા નાથને;
આવી હરિ ભાવે ભેટયા, સહુ વ્રજ સાથને.
અતી બળ અકળ એવા, હરિહરદેવગા;
કહો કેમ ગોઠે બીજા, અવર ઉપાય કશા.

સાખી.

અવરન ગોઠે ખીતમા, જો કરે કોટી ઉપાય;
રૂદેકમળમાં વસી રહ્યો, સદા રસીકવરરાય.
નંદનંદન શુ નેહ અતી, નિમેષ ન વીસરે તેહ;
નેનચકોર ગત સુંદરી, ચંદ ચતુરવર એહ

## વિશ્રામ ૧૧ મો.

ઉધવજી ચીત અમારૂં, એણે ચોર્યું સહી;
એના સ્વરૂપ વીના, બીજું ગોઠે નહી.
એક સમે સુરભી જોવા, નંદજી નીસરા;
રસીયે રૂદન કર્યું, પુંઠેથી પરવરા.
આનંદે કુંજમાં આવ્યા, શોભા દીસે ઘણી;
તાંહા ભ્રખુભાન સુતા આવ્યાં,એ વન ભણી.
નંદજી પાસે દીઠો, કુંવર કોડામણો;
અંગ રગ અનંગ છબી, સાગર શોભાતણો.
રસબસ રીઝી રયા, અન્યોઅન્ય જોઇને;
રૂપ ગુણ લક્ષણ પુરણ, રયાં મન મોઇને.

## સાખી.

અનેક ચરિત્ર છે એહનાં, કોઇ ન પામે પાર;
ગોકુલમાં લીલા કરી, દન બાવન વરસ અગ્યાર.
વિવિધ વિઘનથી ઉગારીયા, વ્રજજનને બહુવાર;
જે જે અસુર અહીં આવીયા, તેનો કરયો નિસ્તાર.

### વિશ્રામ ૮ મો.

જમલા અર્જુન હતા, નંદજીના ચોકમાં;
તેનો ઉદ્ધાર કરયો, ગયા સુરલોકમાં.
અગાસુર અસુર આવ્યો, છાનો છુપાઇ રહ્યો;
મારગમાં મુખ વીકાસી, સહુને ગળી ગયો.
પછે શ્રીકૃષ્ણે તેને, સારી શીક્ષા કરી;
સુખે સ્વર્ગ લોકમાં ગયો, નાવ્યો પાછો ફરી.
બગાસુર આવી બેઠો, કહીયે શું તે મંદને;
જીવન જલ પીવા ગયા, ગળ્યા ગોવિંદને.
ઉદરમાંથી અગ્ની ઉઠી, કેમ રાખી શકે;
ચંચ ગ્રહી ચીરી નાખ્યો, પડયો પૃથ્વી વિશે.
વચ્છાસુર વૃષભ થઇને, આવ્યો કપટે કરી;
તેના પગ સાહી પછાડયો, મૂઢ ગયો મરી.
એક સમે વચ્છ ચરાવે, જમુના તીરમાં;
ભાવે હરી ભોજન કરે, સહુ આહીરમાં.
એવે સમે અજ આવ્યા, અંત્રીક્ષ ઉભા રહ્યા;
બાળકચેષ્ટા જોઇને, મન વિસ્મે થયા.
વિરંચીએ મન વિચાર્યું વચ્છ હવડે હરૂં;
પછે પ્રભુતા, જણારો ખોટું ખરૂં.
માયાનો પડદો નાંખી, ગોપ હર્યા સહુ;
આતુરમાં જોવા આવ્યા, હરીના જન સહુ.
બેસો વ્રજબાલ સહુ, એવું બોલ્યા હરી;
મંડળીની જુકતી આવી, નાવે પાછી ફરી.
એમ કહી ચોંપે ચાલ્યા, કર ગેડી ગ્રહી;
જોયાં ઘણુ જુગત કરી, વચ્છ દીઠાં નહી.

વિશ્વાસીને વાઇને, ઘાત કરે કહો કોણ;
વળી વચન જે કાવીયું, દાઝ્યા ઉપર લોણ.

## વિશ્રામ ૭ મો.

ઉધવ આ દુઃખ અમો,પે'લાં તો નવ લહ્યાં;
કોને કહીએ મુખનાં દાઝ્યાં, મંન સમજીરહ્યાં.
અમો લોકલાજ તજી, એને ભાવે ભજ્યાં;
તો તરછોડી નાખી, તુચ્છ કરીને તજ્યાં.
હવે હરિ સીદ આવે, સગપણ શું રહ્યું;
મધુપૂર રાજ મળ્યું, વ્રજવેરી થયું.
વળી વિશેષ મળી, કંસ દાસી કુબજા;
તેહનો સંગ કર્યો, ભલા જુગમાં ભજા.
નવાનવા ખ્યાલ કરી, વ્રજમાં ખેલતા;
અધક્ષણ અબળાકેરો, સંગ ન મેલતા.
એક સમે ઝીલવા પેઠાં, હરિ હેરે પડ્યા;
ચતુરાના ચીર ચોરી, જઇ કદમે ચડ્યા.
જોયું જ્યારે જુવતી જને, દીઠા દીનોનાથને;
મનમાં લાજ આવી, સહુ સખી સાથને.
હસી હરિ બોલ્યા એવું, આવ્યો દાવ અમતણો;
કેમ તમે નગન નાયાં, દોષ ઉપજ્યો ઘણો.
વરણ તરણ તણી, મરજાદા નવ ગણી;
માટે અપરાધ પડયો, અનીતિ એ ઘણી.
તમે સહુ જુવતીજન, જલથી નીસરો;
રવીની સામાં રહી, સો સો પ્રણામ કરો.
પછી પટકુલ આપું, પેરીને પરવરો;
વિનતાએ મનવિચાર, કૃષ્ણ કહે તેમ કરો.
મનમાં લાજધારી, નારી સહુ નીસરી;
શત પ્રણામ કર્યા, સુરજને સુંદરી.
પછે સહુનાં અંબર આપ્યાં, અબલાયે અંગ ધર્યાં;
એનાં ચરિત્ર એવાં, કહો કેવાં કર્યાં.

## સાખી.

અનેક ચરિત્ર છે એહનાં, કોઇ ન પામે પાર;
ગોકુલમાં લીલા કરી, દન બાવન વરસ અગ્યાર.
વિવિધ વિઘનથી ઉગારીયા, વ્રજજનને બહુવાર;
જે જે અસુર અહીં આવીયા, તેનો કર્યો નિરતાર.

## વિશ્રામ ૮ મો.

જમલા અર્જુન હતા, નંદજીના ચોકમાં;
તેનો ઉદ્ધાર કર્યો, ગયા સુરલોકમાં.
અગાસુર અસુર આવ્યો, છાનો છુપાઇ રહ્યો;
મારગમાં મુખ વીકાસી, સહુને ગલી ગયો.
પછે શ્રીકૃષ્ણે તેને, સારી શીક્ષા કરી;
સુખે સ્વર્ગ લોકમાં ગયો, નાવ્યો પાછો ફરી.
બગાસુર આવી બેઠો, કહીયે શું તે મંદને;
જીવન જલ પીવા ગયા, ગળ્યા ગોવિંદને.
ઉદરમાંથી અગ્ની ઉઠી, કેમ રાખી શકે;
ચંચ ગ્રહી ચીરી નાખ્યો, પડયો પૃથ્વી વિશે.
વચ્છાસુર વૃષભ થઇને, આવ્યો કપટે કરી;
તેના પગ સાહી પછાડયો, મૂઢ ગયો મરી.
એક સમે વચ્છ ચરાવે, જમુના તીરમાં;
ભાવે હરી ભોજન કરે, સહુ આહીરમાં.
એવે સમે અજ આવ્યા, અંત્રીક્ષ ઉભા રહ્યા;
બાળકચેષ્ઠા જોઇને, મન વિસ્મે થયા.
વિરંચીએ મન વિચાર્યું વચ્છ હરવે હરૂં;
પછે પ્રભૂતા, જણાશે ખોટું ખરૂં.
માયાનો પડદો નાંખી, ગોપ હર્યા સહુ;
આતુરમાં જોવા આવ્યા, હરીના જન સહુ.
બેસો વ્રજબાલ સહુ, એવું બોલ્યા હરી;
મંડળીની જુકતી આવી, નાવે પાછી ફરી.
એમ કહી ચોંપે ચાલ્યા, કર ગેંડી ગ્રહી;
જોયા ઘણું જુગત કરી, વચ્છ દીઠાં નહી.

જ્યારે વચ્છ નજરે નાવ્યાં, પ્રભુ પાછા ફર્યા;
માયાપટ ઉપર નાંખી, સખા સહુ એવા કર્યા.
પછે મનમાં વિચારી, પાછા પેદા કર્યા;
વચ્છ ગ્વાલ સહુ, રૂપ તેવાં ધર્યાં.
એમ ખટમાસ વિત્યા, બ્રહ્માએ તાળીયું;
ચત્રભુજ ગ્વાલ સહુ, એવું જ્યારે ન્યાળ્યું.
અજ આવી પાયે પડ્યા, નેહે નંદલાલને;
અમો તો સમ્રથ નહી, જોવા તમ ખ્યાલને.
અમો અભિમાની એવા, તમને નવ લહ્યા;
હવે હરી ક્ષમા કરો, જે જે અવિને થયા.
તમો તો કરૂણાસીંધુ, કૃપા કીજે સુને;
કરજોડી વિનય કર્યો, બહુ ચતુરાનને.
પછે પ્રભુ પ્રસન્ન થયા, સંશે સહુ પરહર્યો;
અજ નીજ ધામ જાવ, સુખે સૃષ્ટી કરો.
પછે ગુણગાન કર્યું, રૂપ રૂદે ધરી;
બ્રહ્મા બ્રહ્મસદન ગયા, ચિત ચિંતા હરી.
એવા કૃષ્ણ કરૂણાસીંધુ, અમો જે જાણિયે;
કહો કેમ અવર બીજુ, ચિતમાં આણિયે.

નંદ કહે ઇંદ્ર કેરી, સહુ સેવા કરે;
એના પ્રેસ્નાપ્રજન આવે, સુખે સુરભી ચરે.
પછે શ્રીકૃષ્ણ કહે, સાંભળો તાતજી;
સુરપતી શું કરે એમાં, હરીને હાથજી.
સદા સમીપ રહે, સંકટ કાપશે;
ગોવર્ધન ઉચ્છવ કરો, ઈચ્છા ફળ આપશે.
વ્રજ જને વાત માની, કૃષ્ણ કહે તે ખરી;
સહુ ગીરી પાસે ગયા, પ્રેમે પૂજા કરી.
અનનો કોટ કર્યો, સહુ સીધાં આણીને;
પરવતે રૂપ પ્રકાસ્યું, જીવન જાણીને.
ઉપર સ્વરૂપ થયું, અષ્ટભુજાતણું;
વ્રજજનને દર્શન દીધું, સુખ પામ્યા ઘણું.
સહસ્ત્ર ભુજ સાથે કાઢયા,આરોગવા અંનને;
પછે પ્રસાદ આપ્યો, સહુ વ્રજજનને.
ગીરી પૂજી ઘેર વળ્યા, ઉલટ અતીઘણો;
સુરપતી જાણું સહુ, ઓછવ ભાજ્યો અમતણો.
બારે ત્યાં મેઘ બોલાવી, ઇંદ્રે આજ્ઞા કરી;
જાઓ જળવૃષ્ટિ કરો, વ્રજપર આદરી.
ગગન ઘટા થઇ ઘણે, કરી ઘોર ગર્જના;
વ્યાકુળ લોક થયા, સહુ સાથ વ્રજના.
હસ્તીસમાન સહૂ, બીંદુ પડે બહૂ;
ધાઇ પ્રભુપાસે આવ્યા, વ્રજવાસી સહૂ.
આ તે હરી શું થયું, જે ઇંદ્ર કોપ્યો સહી;
અનેક બહુ વૃષ્ટી થાય, જળનો પાર નહી.
ગોપનાં વચન સુણી, વળતા વા'લો વદે;
એનું અભિમાન ઉતારૂ, એવું ધર્યું રૂદે.
ચાલો ગિરી પાસ જૈયે, આપણને રાખશે;
આપણો કષ્ટ એ છે, દરશન દાખશે.
એમ કહી પ્રભુ પુઠે, સહુ પ્રાણી પરવર્યાં;
આવો ગીરી ઊંચો કીજે, એવું હરિ ઉચ્ચર્યા.

ઓમ કહી કર અડાઓ, પર્વત પુષ્પ થયો;
ચોરાશી કોશ વ્રજ, સહુ ઢાંકી રહ્યો.
ગોપી ગો ગ્વાલ સહુ, સુખે લીલા કરે;
મલારમાં મોરલી વાયે, ગાયે ઉંચે સ્વરે.
તેમ અતિ વૃષ્ટી કરી, સતદાહડા સહી;
પાણી પાસેર ન દીસે, આંચ લાગી નહીં.
પરજન પીડા પામ્યા, પાછા ગગને ગયા;
સમાચાર સુરપતીને, સહુ માંડી કહ્યા.
મઘવાએ મન વિચાર, આવીને બહુ કર્યો;
હવે મેં તો દુભ્યા હરિ, અઘટતું આચર્યો.
હવે હરિ શરણે જાઉં, કારજ સારસે;
કસ્યા હોય કોટી ગુના, દુઃખ નીવારસે.
પછે કામદુર્ગા કેડે, ઇંદ્ર ત્યાં આવીયો;
પ્રભુને પાયે પડ્યો, ગદગદ કંઠે થયો.
પૂજા બહુ પેરે કીધી, પ્રભુને જાણીને;
સુરપતીએ ચરણ ધોયાં, ગંગોદક આણીને.
અમે પ્રભુ પીછયું નહી, પ્રગટ રૂપ તમતણું;
મારી મરજાદ ગઇ, લજ્યા પામ્યો ઘણું
ઇંદ્રે બહુ સ્તવન કીધું, તારે રીઝયા હરી;
મસ્તકે હાથ મુકયો, કૃષ્ણ કરૂણા કરી.
ઇંદ્ર નીજભુવન ગયો, ધ્યાન રૂદે ધરી;
અમર આનંદ પામ્યા, કુસુમ વૃષ્ટી કરી.
મઘવાનું માન મોડું, બંધન કાપીઉં;
વ્રજ આનંદ વધાર્યો, સહુ સુખ આપીઉં.

### સાખી.

સુખ આપ્યું વ્રજસાધને, નાથ દયાનીધી જેહ;
ગિરીવર ધરી હરિ મુગટધર, વસો હૃદેમાં તેહ.
માહા મનોહર રસીકવર, નાગર નંદકિશોર;
પ્રેમ સ્નેહી શામળો, વ્રજવીનતા ચિતચોર.

## વિશ્રામ ૧૦ મો.

ઉધ્ધવ હરિ એક સમે, રમે ગેંડી દડો;
પોતાની ઇચ્છાથકી, ગેંદ જમુના પડ્યો.
કાલીંદીનો આરો એવો, દેખી સહુ કો ડરે;
માંહેથકી ઝેર તણી, જ્વાળા અતિ નીસરે.
જોઇને કદમ કેરે, ધાઇ દ્રુમે ચડ્યા;
નીર ગંભીર ગાજે, પ્રભુ તેમાં પડયા.
વ્રજમાં વાત એવી, શ્રવણે સાંભળી;
માતુની માહાદુઃખ પામી, સહુ ધરણી ઢળી.
જસોદા નંદજીએ, કલ્પાંત બહુ કરી;
સુધ્યબુધ્ય શરીરકેરી, સર્વે વીસરી.
તરૂણી ટોળે મળી, આવી તે ઘાટમાં;
ટોળે મળી અબળા રૂદન કરે, અતી ઉચાટમાં.
ગૌ ગોપી ગ્વાળ સહુ, અનજળ પરહરૂ;
તન ત્યાગન કરસુ, એવું પણ આદરૂ.
પછે પાતાળમાંહી, વાલે વાઇ વાંસળી;
સહુને શાતા થઇ, પીડા ત્યારે ટળી.
નટવર નાગને જીતી, ઉપરે આવીયા;
કાળીને કરગ્રહીને, બારણે લાવીયા.
જમુના તણે તટે, પનંગને પાથર્યો;
ઉપર આનંદમાંહે, ટાંડવ નાચ કર્યો.
પદને પરસે કરી, વીખ સરવે ગયું;
અંતર નેત્ર ખોલ્યા, જ્ઞાન ઘટમાં થયુ.
અહો માહાભાગ્ય મારૂં, મુખે કરી શું કહું;
હું તો ઘણું પતીત પ્રાણી, મહીમા નવલહું.
તેણે ત્યાં સ્તવન કર્યું, બહુ પ્રીતે કરી;
જથારથ જાણી લીધા, જેવા હતા હરી.
સીંધુસુતા સેવે સદા, ઉર ઉપર લઇને;
તે તો ક્ષણ એક ન મુકે, શામ સનેહીને.

એવા પદ કોમળ કઇયે, મારે મુસ્તક ધરયા;
જેને મુનિ ધ્યાનમાં ધરે, અત ભાવે ભસ્યા.
એવી બહુ સ્તુતી કરી, રીઝયા રૂદયે હરી;
તેને અભેદાન આપ્યું, બહુ કરૂણા કરી.
પછે તેને આજ્ઞા આપી, મુખે પ્રભુ એવું ભણે;
હવે જા જમુનાથકી, બેટ સીગરતણે.
ગરૂડનો ભે નીવાર્યો, જાઓ હવે નઇ વડે;
નાગને નીરભે કર્યો, ચરણ પ્રતાપ વડે.
પછે પરીવારને લેઇ, પનંગ તે પરવર્યો;
જમુના નીર નીરમળ કરૂ તે, ત્યાથી નાગ નીસર્યો.
પ્રાણી આનંદ પામ્યા, નીરખ્યા નાથને;
આવી હરિ ભાવે ભેટયા, સહુ વ્રજ સાથને.
અતી બળ અકળ એવા, હરિહરદેવશા;
કહો કેમ ગોઠે બીજા, અવર ઉપાય કશા.

સાખી.

અવરન ગોઠે ખીતમાં, જો કરે કોટી ઉપાય;
રૂદેકમળમાં વસી રહ્યો, સદા રસીકવરરાય.
નંદનંદન શું નેહ અતી, નિમેષ ન વીસરે તેહ;
નેનચકોર ગત સુંદરી, ચંદ ચતુરવર એહ.

## વિશ્રામ ૧૧ મો.

ઉપવજી ચીત અમારૂં, એણે ચોર્યું સહી;
એના સ્વરૂપ વીના, બીજું ગોઠે નહી.
એક સમે સુરભી જોવા, નંદજી નીસરા;
રસીયે રૂદન કર્યું, પુંઠેથી પરવરા.
આનંદે કુંજમાં આવ્યા, શોભા દીસે ઘણી;
તાંહા જખુભાન સુતા આવ્યાં, એ વન ભણી.
નંદજી પાસે દીઠો, કુંવર કોડામણો;
અંગ રંગ અનંગ છબી, સાગર શોભાતણો.
રસબસ રીઝી રયા, અન્યોઅન્ય જોઇને;
રૂપ ગુણ લક્ષણ પુરણ, રયાં મન મોઇને.

એવે 'થઈ આભ ઘટા, ચમકે દામની;
નંદજીએ પાસે બોલાવી, ભાવે કરી ભામની.
લાડલીજાઓ તમો, લાલને લેઇને;
અમારે ભુવન સોંપો, શ્યામ સ્નેહીને.
તમ સુત તેડી જાણીં, આનંદસું અમો;
સંશે તમે સીદને કરો, સુખે જાઓ તમો.
હરીને હાથ ગ્રહી, હિંડી ગજગામની;
મનમાં ભાવ ધર્યો, બેટાનો ભામની.
અલોકીક કુંજ આવી, ફુલ્યા તરૂણ ઘણું;
પ્રભુએ રૂપ પ્રકાશ્યું, પ્રેમે પોતાતણું.
અબળા આનંદ પામી, જઇ ચરણે નમી;
મનોરથ પુરણ થયા, શામા સુખમાં રમી.
એવી લીલા અકળ એની, તારૂણીએ તે લહી;
સુર સહુ જે જે બોલે, પુષ્પવૃષ્ટિ થઇ.
એવું સુખ અમને આપ્યું, કહો કે ને હરી;
તે તો હરી જોઇસુ જ્યારે, સુખ શાતા થશે.

**સાખી.**

સુખશાતા ત્યારે થશે, જ્યારે જોસું નાથ;
અમો સહુ શુનાં ફરૂ, પ્રાણ પ્રભુની સાથ.
ઉધવ તમેતો જાણુ છો, કેમ જીવે જુવતી એહ;
આવ્યાની આશા ધરી, રહ્યા અમારા દેહ.

## વિશ્રામ ૧૨ મો.

એહનાં બાળચરિત્ર, સહુ ચતુરા લહે;
બીજા એની અકળકળા, શે મોઢા કહે.
વ્રજવિચિત્ર લીલા, જીવને જે કરી;
તે તો અમો અબળા જાણું, રહ્યાં રૂદયે ધરી.
નીત નીત નવલે નેહે, આંગણીએ આવતા;
મનોહર મોરલી વાતા, ભીંતર ભાવતા.
સંધ્યા સમે સાદ દેતાં, સુરભી દોઇને;
વા'ણામાં વાટ જોતાં, વલોણાં વલોઇને.

સાકર ને માખણ રાખી, આરોગવા આપતાં;
સાસુડી નણદી આદે, સહુ સંતાપતાં.
દુરીજન લોક લવે, સહુ તે સાંખતાં;
મનમાં સમજી રેતાં, મુખે ન ભાખતાં.
મઇ વેચવાને મસે, વેગે વનમાં જતાં;
વા'લાનું વદન જોવા, મન વ્યાકુળાં થતાં.
દધીનું દાણુ લેવા, મારગમાં રોકતા;
રસની રાડ રજે, વાલો વ્રજજોવિતા.
ગોપીનું ગોરસ પીવા, પરપંચ આદરે;
માનુની મુખ જોવા, ઘુંઘટ પરો કરે.
અરે તારી સૂરત સારી, મહી મીઠું હશે;
અમને આપશો જ્યારે, કારજ ત્યારે થશે.
કોને કંઠ હાર આરોપે, કુસુમ કેરા કરી;
નેણા કટાક્ષમાંહી, મન લેતા હરી.
પછે નાર પ્રસન થઇ, દધી પાય પ્રેમસુ;
હાસ વિનોદ થયો, એવી રસ રીતસુ.
અમને લાડ લડાવ્યાં, આનંદ ઓઘમાં;
કહો કેમ મનપ્રતીજે, તમારા જોગમાં.

સાખી.

જોગ જુગત જોગી કરે,જેણે મન વશ થાય;
મનમોહન શું મળી રહ્યું તેણે,જોગધરો કેમ જાય.
અમો રૂપ નિશ્ચે કરૂં, અરૂપ ન આવે ચીત;
દીઠું તે દીલમાં વસુ, અણદીઠે શી પ્રીત.

વિશ્રામ ૧૩ મો.

એક સમે ધેન ચરાવે, કૃષ્ણ બળભ્રાતજી;
જમુના તીરે આવ્યા, સખા સહુ સાથજી.
તરૂતણી શીતળ છાયા, સુંદર સોહામણી;
કૃષ્ણ બળદેવ બેઠા, ત્રટ જમુના તણી.
હરીમુખ ઉચરા એવું, ભોજન ઇચ્છા થઇ;
મુનીના જગનમાંથી, અન લાવો જઇ.

આપણું નામ લેજો ઘણું, અન્ન તે આપશે;
તમારાં વચન તે તો, થીર કરી થાપશે.
એવી હરી આજ્ઞા કરી, સખા સહુ પરવસ્યા;
વેદ ધ્રુની વિપ્ર કરે, આવી ત્યાં ઉભા રહ્યા.
અમને અન્ન સારૂ, મોહને મોકલ્યા;
કૃષ્ણ બળદેવ તે તો, જમુના ઉભલા.
સાંભળી સરવ ખીજ્યા, અમને એ નહી ગમે;
તમે તો શુદ્ર જાતી, આવ્યા કેમ આ સમે.
હજુ હીંજે જમ્યા નથી, સહુ ટોળે મળી;
તમને અન્ન કમાંથી, જાઓ પાછા વળી.
વાડવનાં વચન સુણી, ગોપ પાછા વળ્યા;
આવ્યા શ્રી કૃષ્ણકને, મન રીસે બળ્યા.
કૃષ્ણ કહે રીસ સાની, જાતું જ્યારે જાચવા;
સહુના શબ્દ સુણી, રૂદયામાં રાખવા.
જાઓ ઋષીપત્ની પાસે, આપણને ઓળખે;
તે તો અન આપશે સહી, નહી રાખી શકે.
સખા એક ચોંપે ચાલો, જઈ સંભળાવીઊં;
જીવન જમુના ઘાટે, અંન મંગાવીઊં.
અબળા ઉઠી ધાઇ, સરવે સુંદરી;
લીધાં શાક પાક બહુ, સહુ ભોજન ભરી.
જુવતી જાતાં જાણી, કંથ એક આડે ફરે;
કેમ નંદ ગોવાળ સાથે, નેહ નવો કરો.
પ્રથમ પરણ્યા તેને, વાત સાચી કહે;
નીશ્ચે તને નહીજાવા, દઉ અહીયાં ઉભી રહે.
વીષ્ણુને લાત મારી, એવા મોટા અમો;
એવું કુળ ઉંચુ અમારૂં, તેને તજશો તમો!
અબળા કહે ઉંચપણું, ઘણું જોણે દેહતણું;
પછે તે અધમ થઇ, દુઃખ પામે ઘણું.
ભ્રગુજીએ લાત મારી, ભલપણ શું થયું;
તમને ભીખ મંગાવી, હરીનું શું ગયું?

મારે અભિમાન મુકો, સ્વામી શરીરનું;
દરસન કરવા દીજો, મુને જદુવીરનું.
પતીને પાણ્ય જોડી, પાયે પડે પ્રેમદા;
પીડા પાસવ મુકો, મને થાય આપદા.
માનુનીએ મન વિચાર, હવે કેમ કીજીએ;
આપણું તો એક હરિ, કૃષ્ણથી રીજીએ.
એમ કહી હસ્ત આપો, પતીના હાથમાં;
તન ત્યાગન કરીને, ગઈ સખી સાથમાં.
સરવે પે'લી પોચી, પ્રભુ પાસે ગઇ;
હાથે હરીને જમાડે, બીજી વિસ્મે થઇ.
સુંદરી સરવે આવી, આપ્યું અન આણીને;
નેણા ભરીને નીહાળ્યા, જીવન જાણીને.
ભાવે ભોજન કરાવ્યું, પુરણ પ્રીતશું;
પ્રભુજી પ્રસન થયા, જોઈ રસ રીતશું.
પ્રેમદાનો પ્રેમ જોઈ, હર્ષ થયો નાથને;
અભેપદ હરીએ આપ્યું, અબળા સાથને.
તમપતી તમને નમે, એ તો અમને ગમ્યું;
ચતુરા ચીત તમારૂં, અમ ચરણે નમ્યું.
એવા હરી દયાસીંધુ, દયા કરે દાસને;
અમો તો વળગી રહ્યાં, એના વિશ્વાસને.

## સાખી.

વિશ્વાસે વળગી રહ્યાં, ઉધવ અમો નીરધાર;
એક નિમેષ ન વીસરે, નિરમળ નંદકુમાર.
અમો અબળાનો આધાર એ, ગોપીપર ગ્રંથ ગવાય;
નિરસે નેહ તેહનો તે, તોડો કેમ જાય.

## વિશ્રામ ૧૪ મો.

ઉધવ એક સમે, વા'લો હતા વનમાં;
શરદની રજની રૂડી, વિચાર્યું મનમાં.
મોહને મોરલી વાઈ, અતી આનંદમાં;
વેદ ગુણ ગ્યાન કરૂં, છબીલે છંદમાં.

થંભ્યાં જળ જમુના કેરાં, સુકાં તરૂ ફુલીયાં;
ખગ મૃગ મીન તહાં, સુધબુધ ભુલીયાં.
પ્રેમ પાસાણુ ગળ્યા, પાણી થઇને વહ્યા;
જંગમ જડરૂપે, થાવર ચેતન થયા.
એવી અલબેલે વાલે, વાઇ રૂડી વાંસળી;
સુંદરી સરવે સુણી, સુધ તનની ટળી.
ઉલટાં અંગ ધર્યાં, આભુષણુ ભામની;
ગતમત ભુલી ગોપી, ગોકુળ ગામની.
અવળાં અંબર ઓઢયા, ઊઠી ધાઇ ચોંપમાં;
મન તો જઇને ખુતું, સુંદર સ્વરૂપમાં.
પતી પરીવાર તજી, નારી સહુ નીસરી;
સદન સામુ ન જોયું, કોણે પાછું ફરી.
જુવતી જુથ મળી, ધસમસ ધાય છે;
નેપુર કંકણુ પેર્યાં, શબ્દ ધૂની થાય છે.
વૃંદાવન વેગે આવી, સરવે સુંદરી;
નટવરનાગર હરી, નીહાળ્યા નેણાં ભરી.
સનમુખ શીશ નામી, સહુ ઉભી રહી;
અબળા પ્રત્યે એમ, વા'લે વાણી કહી.
કહો કેમ અરધી રાતે, આવી સહુ સુંદરી;
માનની ભુવનતજી, ધાયાં શું ચીત ધરી.
નીજ પતિ પુછશે જ્યારે, કેશો શું કામની;
જુવતી જામ જુગ, વીતી ગઇ જામની.
પ્રતીવ્રતા ધર્મ પાળો, પોતાનો પ્રેમદા;
મારૂં કહુ માનુની માનો, સુખ થાશે સદા.
લાજ મરજાદ ન આણી, તમો કંઇ તારૂણી;
વેદમાં વાત નંદી, પ્રીત પરનાર તણી.
વા'લાનાં વચન એવાં, શ્રવણે સાંભળી;
મનની ધીરજ ટળી, સહુ ધરણી ઢળી.
ગદગદ કંઠે ગોપી, એવું મુખ ઉચરી;
વેધાયાં વચન બાણે, પીડા પુરી કરી.

પડશે પંડ હમારા, પ્રાણ નિશ્ચે જશે;
રસીયા રાસ રમાડો, સુખ ત્યારે થશે.

સાખી.

વચન સુણી વ્રજનારનાં,પ્રભુ થયા પ્રસન્ન;
રાસ રમાડું રંગમાં, તમને જુવતી જન્ન.
પાસે તેડી તારૂણી, આપ્યું આદરમાન;
અધર મધુર મોરલી ધરી, કરૂં રસીલે ગ્નાન.

વિશ્રામ ૧૫ મો.

રસીએ રાસ રચ્યો, રમવા રંગમાં;
વિવિધ વપુ ધર્યાં, વ્રજવધૂ સંગમાં.
એવી અદ્દભુત લીલા, રચી ભૂતલ વિશે;
ચંદ્ર આકાશ થંભ્યો, ચાલી નવ શકે.
શશી રસ સાગર ઝીલે, રસમાન થઈ;
એવે અભિમાન આવ્યું, અબળાને સહી.
માનુનીના મનમાં હતું, તે જાણ્યું હરી;
અંતરધ્યાન થયા, સંગે એક સુંદરી.
ગોપી સૌ વ્યાકુલ થઇ, ન દીઠા નાથને;
અતિ દુઃખ પ્રગટયું, સુંદરી સાથને.
ધાઇ દ્રુમવેલને પુછે, કૃષ્ણ દીઠા કહીં;
મારા સમ મન ખોલીને, બોલો સહી.
પ્રેમદા પાસે જઈ, પુછે મૃગ મોરને;
કહો હરી દીઠા તમો, નંદકિશોરને.
ચતુર ચંદ્ર મને કહે, પુછું તુંને;
હરી કયાંઇ દીઠા હોય, તો તું દેખાડ મુંને.
વિનતા વ્યાકુલ થઈ, સરવે સુંદરી;
વિધીને ઘટે નહીં, ઘડી આવી કરી.
જુવતીએ જોઇ કાઢયાં, પગલાં પ્રભુતણાં;
જો સખી ચેન એમાં, જાય છે એક જણાં.
માનુનીને માન આવ્યું, સૌથી અધિક અમો;
હરી શું હાસ્ય કીધું, મુને તેડો તમો.

તારૂણીને તેડી ચાલ્યા, તરૂવર આવિયું;
પ્રેમદાને પુષ્પ લેવા, એવું મન ભાવિયું.
તરૂવર ડાળ ગ્રહી, તારૂણીએ તે પછી;
તહાં ટટળતી મેલી, હરી ગયા પછી.
રહી ત્યાં રૂદન કરે, મનમાં લાજતી;
અબળા સૌ ત્યાં આવી, સ્નેહ દુઃખે દાઝતી.
તરૂવર ડાળ દીઠી, અબલા એકલી;
જુવંતી હસવા લાગી, પ્રીત તારે ભલી.
પછી ઊતારી તેને, પીડા ત્યારે ટળી;
જમુના તીર આવી, સહુ ટોળે મળી.
મળી ઉપાય રચ્યો, પ્રભુ મલ્યા તણો;
પ્રીતે હરી પ્રગટ થશે, સ્વરૂપ એવું બણો.
એ કે હરી વેશ ધર્સ્યો,છબી નંદલાલ તણી;
એક પૂતના થઇ, તેને ગીધ્યા હણી.
એ કે જશોદા થઇને, બાંધ્યા હરી સાહીને;
એક પછે જમલા અર્જુન, તાર્યા તેને ધાઇને.
એક થઇ નટવર રૂપે, ગીરીવર ધારીયો;
એક મલ રૂપ લઇ, કંસને મારીયો.
એવાં અપાર ચરિત્ર, કર્સ્યા રસ રીતસુ;
એવું જોઇને હસીયા, હરી પ્રગટયા પ્રીતસુ.
સુંદરી સુખ પામી, જોઈ મુખચંદ્રને;
લોચન પ્રફુલ અંબુ, આપે આનંદને.
વેણુ ધરી અધર ઉપર, કોટી કળા કામની;
પીતાંબર અંગે ધરી, દીસેં ધનદામની.
મુગટ શીર સોહે, સુંદર શોભા ઘણી;
કાને કુંડળ ઝળકે જોરે, છબી તે તણી
એવું સ્વરૂપ સુંદર, હરીનું અભિનવું;
સુખ બહુ તે માનું, કેમ જાય વરણવ્યું.
ફરીને રાસ રચ્યો, પુરણ પ્રીતસુ;
અબલાની આશા પુરી, એવી રસરીતસુ.

માટે અમો મોટી, રહ્યાં નંદકુમારને;
પાયો રસ પ્રેમે પ્રીતિ, વાલે વ્રજ*, નારને.
અમારો રસીયોવાલો, વશી રૂદયે રહ્યો;
અમારા મનનો સંદેહ, તે તો તમને કહ્યો.

## સાખી.

ઉધવ સંદેહ અમતણો, કહ્યો તમ પ્રત્યે તેહ;
મનસા વાચા કર્મણા, નંદનંદનસુ નેહ.
તે તો જરા ન ઉતરે, ચઢ્યો ચોગણો રંગ;
નેણુ બાણુ શ્રી કૃષ્ણના, ભેદાં અંગોઅંગ.

## વિશ્રામ ૧૯મો.

ઉધવજી એવા હરી, કહો કેમ વીસરે;
જીવન જોયા વિના, પ્રાણુ તો નીસરે.
વિજોગ રોગ તણી, પીડા બહુ થાય છે;
પ્રભુ વિના પલક તે તો,, કઇ જુગ જાય છે.
ઓધવ સંગી તમારે, દુઃખ દીધું ઘણું;
પેલાં અમો પ્રીછ્યાં નહીં, પ્રભુનું કોમળપણું.
ઘણી ઘણી ઘાત એણે, અમ સાથે કરી;
હવે મથુરાં જઇને બેઠા, શીશ છત્ર ધરી.
અમો આહીરડાં એને, મન ગમ્યાં નહીં;
લાજ તો ગોકુળ આવે, એવું ચિત્તમાં સહી.
આંહી કાળી કામળી,ઓઢી દુઃખ પામ્યા હશે;
હવે હીર વસ્ત્ર ધરી, ત્યાં સુખીયા થશે.
શામલીયો શીદ આવે, રીસ રૂદીએ હશે;
વાલા'જીને વ્રજમાં બીજું, કોણુ વા'લુ હશે?
એના માત તાત માટે, તમોને મોકલ્યા;
અમારા કોણુ સંભારે, ગુણ ભુંડા કે ભલા.
પેહેલી બહુ પ્રીત કરી, દાર ન મુકતા;
હવે હેત ઉતાર્યું, ફરી નથી ઢુંકતા.
એવે એક આવ્યો મધુકર,ચતુરાને ચરણે નમ્યો;
તેને તુચ્છકાર કર્યો,, અલ્યા શીદને ભમ્યો..

તારી મનવેલ સુકી, મન વ્યાકુળ ફરે;
કાળા હોય કુડે બધા, તેનો સંગ શું કરે.
કાળાનો સંગ કર્યો, દુઃખ પામ્યાં ઘણું;
કાળાનું વીખ વળે નહીં, કારણ કાળાતણું.
અમને અવધ કરી, કૃષ્ણ મથુરાં ગયા;
મનમાં મેહેર ન આવી, દિન ઝાઝા થયા.
ઉધવજી એટલું કહેજો, અમારી વિનતી;
ઘણી અરજ કરી, વળી તમારી વતી.
તમારૂં રૂપ જોવા, તન તલખી રહ્યાં;
જીભે જશ ગાઇને, ઘણું ઘેલાં થયાં.
શ્રવણે સુણવા શબ્દ, ઘણું ઘણું ચા'ય છે;
હસ્ત હરી સેવા કરવા, ઘણું અકળાય છે.
તનમન તમને સોંપ્યું, રહ્યાં મણ શેપીને;
હરી વિના અવર બીજું, ગમે નહીં ગોપીને.

### સાખી.

તમવિના અવર ગમે નહીં, ગોપીને ગોવિંદ;
ભાવ કરીને ભેટીએ, ઉપજે અતિ આનંદ.
મોર મુગટ મસ્તક ધર્યાં, કુંડલ ઉર વનમાળ;
અમને દર્શન દીજીયે, નટવર રૂપ રસાળ.

### વિશ્રામં ૧૭ મો.

એક સમે રજની ઘણી, નંદ ન્હાવા ગયા;
વરૂણના જન હતા, તેણે ચાય ગ્રહ્યા.
કેડે શ્રી કૃષ્ણ ગયા, છોડાવવા નંદને;
વરૂણે પ્રીતે પ્રેમ, પૂજ્યા ગોવિંદને.
નંદ તે નજરે દીઠું, હવે પૂજ્યું હરી;
પુત્ર નોધે પ્રભુ એ તો, વાત નિશ્ચે કરી.
નાહ્યાયકી ઉઠયા જ્યારે, બારણે આવિયા;
મોહને માયા પ્રેરી, ભાવ ભુલી ગયા.
એવાં અપાર ચરિત્ર, અમે દીઠાં સહી;
માટે પ્રીત અચળ એવું, ટાળી તે ટળે નહીં:

ગોપીની પ્રેમ કથા, ઉધવે સાંભળી;
જરા અભિમાન હતું, તે તો ગયું ટળી.
અહો મહાભાગ્ય ગોપી, પરમ કૃપા હરી;
ધન્ય ધીરજ તમારી, સરવે સુંદરી.
તારૂણી ટેક તમારી, સરવેથી સાર છે;
સુંદર સ્વરૂપ સાથે, નેહ નીરધાર છે.
ઉધવ કહે અબળા, તમો ઘણું ગુણવંત છો;
પ્રીત પ્રવીણ પુરાં, સરવે સાવધાન છો.
પ્રેમ કટાક્ષ કરી, વશ કર્યા નાથને;
સદા છે પ્રસન્ન હરી, સહુ વ્રજ સાથને.
કૃતાર્થ રૂપ થયો, ગોકુલ આવતે;
અલૌકીક લાભ હુવો, તમ દરશન થતે.
વંદ્રાવન વૃક્ષવેલી, સહુ રસ રૂપ છે;
કારણ કોઇ ન જાણે, કૃષ્ણ સ્વરૂપ છે.
ઉધવ કહે આજ્ઞા, આપો સરવે સુંદરી;
મધુપૂર જાવા માટે, મન ઇચ્છા ધરી.
પછી વ્રજનાર વદે, ઉધવજી આવજો;
એક વાર અલબેલાને, તેડીને લાવજો.
પછી નંદ જશોદાજીને, કરજોડીને કહ્યું;
હવે હરી મળવા માટે, મન ચંચળ થયું.
પછી જશોદાજી બોલી, ઓધવ સાંભળો;
બહુ દિનથી દીઠા નથી, શંકરષણ શામળો.
મારે મન ઈચ્છા એવી, કુંવર કેવા હશે;
જુગલ સુત જોઇશું, ત્યારે સુખશાતા થશે.
એક વાર માટી ખાતાં, મુખમાં નિહાળ્યું;
ત્રણ તહાં ભોવન દીઠાં, અચરજ ભાળિયું.
ઇંદ્ર રવી ચંદ્ર તારા, અજ ઉમિયાપતિ;
નવખંડ મુખમાં નિહાળ્યાં,એવી એની ગતિ.
પછી પરણામ કરી, ઉધવ ઓચરે;
તમારાં ભાગ્ય ભલાં, સહુ કીરતિ કરે.

રહ્યો જશ જુગમાં ફેલી, ચતુરદશ લોકમાં;
ભક્ત આનંદ પામ્યા, પાપી પડ્યા શોકમાં.

**સાખી.**

અસુર પડ્યા સહુ શોકમાં, સુખ પામ્યાઅતિ સંત;
પ્રગટ પુરણ બ્રહ્મ એ, ભકતવત્સલ ભગવંત.
ભૂમિ ભાર ઉતારવા, દુષ્ટ તણે શીર કાળ;
સુખદાયક સદા સંતને, પ્રભુપૂરણ પ્રેમ દયાળ.

**વિશ્રામ ૧૮ મો.**

ઉધવે આજ્ઞા માગી, ઉઠયા આનંદમાં;
જઇ નીજ રથે બેઠા, મન ગોવિંદમાં.
ઉધવજીને અબળા, સહુ કરે આધીનતિ;
વાલાજીને વિનય કરી, કહેજો ઘણી વીનતિ.
વિવેક જ્ઞાની તમે, ઘણું ગુણવંત છો;
તમારો મહિમા મોટો, શિરોમણ સંત છો.
તમારાં દર્શન થકી, દુષ્કૃત સહુ ટળે;
તમારી કીપા જેને, કૃષ્ણ તેને મળે.
ઉધવ કહે અબળા તમો આનંદ રૂપ છો;
ત્રિલોકમાં તારણી તમો, પરમ અનૂપ છો.
વ્રજ રેજ ઉધવ વંદે, નંદે નિજ દેહને;
ધન્ય ધન્ય દ્રુમવેલી, કૃપા ઘણી એહને.
ગોપીની ચરણ રેણું, ઉડી લાગે અંગને;
તેણે કૃતાર્થ કહીએ, પામ્યા સત્સંગને.
ઉધવે શીશ નમાવ્યું, ગોકુલગામને;
હરીનું ચરણ જાણી, નમ્યા તે ઠામને.
પછી પોતે પંથે પળ્યા, રૂપ રંગ છાય છે;
વસુધા વ્રજની જોતાં, આનંદ થાય છે.
ઉધવજી ઉલટ ભર્યા, મધુપૂર આવીયા;
જઇ હરી ચરણે નમ્યા, ભીતર ભાવીયા.
ગોપીની પ્રેમ કથા, સહુ માંડી કહી;
ધન્ય ધન્ય વ્રજ જોષિતા, રસમાં છકી રહી.

વરરાજ જુવંતી કેરો, ઉપમાએ શું કહું;
મંદમતિ મારી માટે, મહિમા નવ લહું.
એવી કૃપા કરશો, સુંદરવર નાથજી;
અખંડ એકજ વૃતી, સદા તમ સાથની.
કૃષ્ણ વિના નજરે નાવે, એવી દશા એમની;
સમોવડ કોણ કરે, સીમા રસ પ્રેમની.

સાખી.

સમોવડ કોણ કરે એમની, એવી તે વ્રજનાર છે;
એક ટેક શ્રી કૃષ્ણ સાથે, પ્રેમ પ્રીત અપાર છે.
હરી વિયોગે શરીર સુકે, પુષ્ટ થાય હરી જોઇને;
ઉધવ કહે તેને દરશન દીજીયે, રહ્યાં ચીત પ્રોઇને.

વિશ્રામ ૧૯ મો.

પછી શ્રીકૃષ્ણ કહે, જથારથ જાણજો;
ઉધવજી વચન મારાં, સત્ય પ્રમાણજો.
મારૂં નીજ સ્વરૂપ, તે તો વંદ્રાવનમાં ફરે;
વ્રજજન વિહાર લીલા, નિત્ય નવલી કરે.
વંદ્રાવન અખંડ ભોમી, અખંડ રાસ છે;
અખંડ ગાબળા સહુ, અખંડ વિલાસ છે.
સદા સુખ સાગર શોભા, તેવા વંદ્રાવનમાં;
નિત્ય નિત્ય એશ કરૂં, અધિક આનંદમાં.
ગોપી મન મારે વિશે, ગોપી વીશે હું રહ્યો;
ઉધવની ભ્રાંતી ભાગી, ઉતર શ્રી કૃષ્ણે કહ્યો.
એવી શ્રીકૃષ્ણ લીલા, જે કોઇ સાંભળે;
અતિશય ભક્તિ આવે, સંશય સહુ કો ટળે.
ત્યારે શ્રી કૃષ્ણ કેવળ, તેને રૂદયે વસ્યા;
ત્યારે હરિ ભકિત આવી, પ્રગટી પ્રેમદશા.
વસે હરી હૃદયે સહુને, ગોપી સ્વાદથી;
કરજોડી કૃષ્ણ, કહે ગુરુ પ્રસાદથી.
હરિની અકળ લીલા, અગાધ ગતિ;
પીવાનો પ્રેમ થયો, ગુરુ પ્રસાદથી.

હરિ ગુરુ સંતતણી, પરમ કૃપાએ કરી;
સનેહે સરસ ગીતા, આનંદે ઉચરી.
ઠાકાર કુંજબીહારી, પ્રિતમ પ્રકાશ છે;
સંદેસરમાંહે સદા, આનંદ વિલાસ છે.
સંવત અઢાર વીશે, વિશી છે વિષ્ણુની;
એકમીસે અસાડસુદે, લીલા કરી કૃષ્ણુની.
તૃતીયા ચંદ્રવારે, કથા પુરી થઇ;
પ્રેમદાને પ્રોય અતી, ગીતા સરસ ગાઇ.
પતિતને પાવન કરે, એવા ગુણગ્રામ છે;
ચોપાઇ ચારસે ને, વીશ વિશ્રામ છે.
શીખે ગાય સાંભળે, ભાવે ભાગ્ય બહુ તેહનો;
તેને હરી કરૂણા કરે, ટળે દુઃખ દેહનો.

સાખી.

હરિગુણ ગાતાં હેતસું, ઉધરા અધમ અનેક;
કૃષ્ણ કદી ન છોડીએ, હરી કીર્તનની ટેક.
તીલકછાપને તુલસી કંઠે,સુખે ગોવિંદ ગુણ ગાયછે;
પ્રાણી પતિત હોય, પણ પ્રેમે પુનીત તે થાયછે.

---

## પદ સમુદય.

### પદ ૧ લું.

હે યશોદાજી, આવડો લાડકવાયો લાલ ન કીજે;
ચાલો ત્યાં સુધી, સુતનાં પ્રેમ ચરિત્ર દેખાડી દીજે. ટેક.
વાલે કૌતુક કીધું મંદિરમાં,માખણનો પીંડો લઇ કરમાં;
બહુ માંકડલાં ઘાલ્યાં ઘરમાં, હે યશોદાજી૦ ૧
વહાલો સુતાં બાલકનાં અંગ મોડે, બાંધ્યાં વાછરડાં જઇ છોડે;
દધિભાંડ તે દૂર રહી ફોડે, હે યશોદાજી૦ ૨
વહાલો સંતાડ્યું શોધી કાઢે, ઊંચેથી દેહું ઉતારે;
ખાય ખવરાવે ને બીજું બીગાડે, હે યશોદાજી૦ ૩

વહાલો કોઇનું કીધું નવ માને,મારાં મહી ખાધાં છાને માને;
પરનારીનો પાલવડો તાણે, હે યશોદાજી૦ ૪
પ્રીતમનો સ્વામિ છે રસીયો, ગહીમાખણુ ખાવાને ધશીયો;
ધન ભાગ્ય અમારા વ્રંજવશીયો, હે યશોદાજી૦ ૫

પદ ૨ જું.

હે યશોદાજી, દાકલમાં રાખીને સુતને વારો;
હો નંદસતી, આળ અમારી લેછે કાન તમારો. ટેક.
હું જાતી હુતી યમુના પાણી, મારી લોબડલી કાને તાણી;
હું સાંખું છું નંદકુંવર જાણી, હે યશોદાજી૦ ૧
મારી શેરડીએ આવે છાનો, અણુઘટતી આળ કરે કાનો,
હું સાંખું છું જે છે નહાનો, હે યશોદાજી૦ ૨
આવડો શું આવ્યો છે છરમાં,એ મોટપણું રાખો ઘરમાં;
નહિ લાડપણું શોભે ઘરમાં, હે યશોદાજી૦ ૩
એ વાત હજી હું મનમાં રાખું,જન સંભાળાવા હું સહી દાખું;
એ લાડ હવે હું નહીં સાંખું, હે યશોદાજી૦ ૪
ધાતીલામાં છે ઘાત ઘણી, પ્રેમે મુક્તિ નવ જાય કલી;
શી વાત કહું ગોવિંદતણી, હે યશોદાજી૦ ૫

પદ ૩ જું.

કહે નંદરાણી, આહીરડી અણુઘટતી વાત ન કીજે;
કહુંછું તાણી, અણુસમજુ આવડાને દોષ ન દીજે. ટેક.
પહેલો તમને લાગ્યો વહાલો,સૌએ ઘેરીને ઘરમાં ઘાલ્યો;
હવે કેમ લાગો કપટી કાલો, કહે નંદરાણી. ૧
એ રીત શું જાણે રંગતણી,અજાણેથી આવ્યો તમભણી;
તેમાં શું આવડી વાત બની, કહે નંદરાણી. ૨
વ્રજનારી તમને વર્ષ થયાં, અણુલેખે સઘળાં તેજ ગયાં;
તે કાનડને કૂડાં વચન કહ્યાં, કહે નંદરાણી. ૩
મેં વહાલાને જોયો વારી, સમજાવી કહુંછું વ્રજનારી;
નંદનંદનથી હું રહી હારી, કહે નંદરાણી. ૪

પદ ૪ થું.

કહે વ્રજનારી, આવડું કાં અલખુંરે એમ લગાડો;
રાખો વારી, કાનડનો નહિં સાંખું એવડો તાડો. ટેક.
મારે નહિં કંઇ સગપણ કે સાંધો,નિત્ય આવે શું છેડે બાંધ્યો;
અણસમજ્યુ શેણે છે માધો, કહે વ્રજનારી. ૧
શા માટે આળ કરે મારી, સૌ દેખે લોક દુરાચારી;
એ વાત કરે અવળું ધારી, કહે વ્રજનારી. ૨
હરી એ ઘણું વહાલા છે અમને,એ વાત અમો શું કહું તમને;
હાર હૈયાનો જાણું પ્રભુને, કહે વ્રજનારી ૩
આવડાં શાં લાડ કરે લાલો, હોય બાળક ત્યાં લાગે વહાલો;
ગોવિંદ હવે શું છે કાલો, કહે વ્રજનારી. ૪

પદ ૫ મું.

હે વ્રજનારી, નિત્ય ઉઠી શા માટે ઝગડો લાવે;
હવે રહે વારી, કાનડને કાં કૂડાં કલંક ચઢાવે. ટેક.
આ અણઘટતું ન ઘટે તુજને, તેં વચન અનેક કહ્યાં મુજને;
તેથી અવળું લાગે છે અમને, હે વ્રજનારી૦ ૧
અલબેલાથી દીઠે આડી, ચાવટે જઇ નિત્ય કરે ચાડી;
તેથી દીલ દાઝે મારૂં દા'ડી, હે વ્રજનારી૦ ૨
મારી મોટમ તો મનમાં નાંણી, મુને તેં તો દીન કરી જાણી;
તું શું છે કંઇ ગોકુલની રાણી, હે વ્રજનારી૦ ૩
મરદામ અમોને નવ દેજો, કહેવું હોય તે અમને કહેજો;
યદુનંદન રાજસહી રહેજો, હે વ્રજનારી૦ ૪

પદ ૬ ઠું.

હે વાંસલડી, વેરણ થઇ લાગીરે વ્રજની નારને;
શું શોર કરે, જાતડલી તારીરે મન વિચારને. ટેક.
તેં એવડાં કામણ શાં કીધાં, શ્યામલીયે મુખ ચુંબન લીધાં;
મન વ્રજનારીનાં હરિ લીધાં, હે વાંસલડી૦ ૧
તુને કોડ કરી કૃષ્ણે ઝાલી, ગૌ નાદ સુણી આવી ચાલી;
તું વિશ્વંભરને બહુ વહાલી, હે વાંસલડી૦ ૨

પૂરત તું કાંઇ નથી લાવી, ઊધાડે છોગે છે આવી;
ભગવાન તણે મન બહુ ભાવી, હે વાંસલડી૦ ૩
તેં વ્રત વ્રતાદિક શું કીધું, રાધા થકી માન અધિક લીધું;
તુને આલિંગન પ્રભુએ દીધું, હે વાંસલડી૦ ૪

## પદ ૭ મું.

રાધા પ્યારી, પ્રેમી જનને દોષ ઘણો નવ દઈએ;
કપટી ન થવું, જપતપ કરીએ તો ભવસાગર તરીયે. ટેક.
મારો મેઘ પિતા પૃથ્વી માતા, મારા લેખ લખી ગઇ વિધાતા;
સુંદરશ્યામ મળે થઇ છે શાતા, રાધા પ્યારી૦ ૧
છે બંસીવટ જનમ મારો, તેથી મુજપર મોહ્યો કંથ તારો;
છે કોયલનાથી કંઠ સારો, રાધા પ્યારી૦ ૨
હું ધર્મે ધોલે છઉં દીધી, બાપે પાણુ નથી લીધી;
મુને માનીતી પ્રભુએ કીધી, રાધા પ્યારી૦ ૩
મુને મોહન મુખપર માન ઘણું, વંદ્રાવનમાં હરી સંગ ફરૂં;
હું ત્રીકમ તનમન માંહે ધરૂં, રાધા પ્યારી૦ ૪
મારે પુણ્યના સુત્ર બહુ પ્રગટ્યા, મેં નટવર નાગર મુખથી રટ્યા;
ભવસાગર જીવન ફંદ મટ્યા, રાધા પ્યારી૦ ૫

## પદ ૮ મું.

રહોને રંગ રસીયારે, એવડી આલાવ ન કીજે;
અમે વ્રજ વનિતારે, મહિનાં દાણ ન દીજે.
નવ કોઇ દીઠોરે, દાણી વંદ્રાવનમાં;
સહિયર શું છે રે, મોહનજીના મનમાં.
જેને તમે તાકોરે, તેની તક નથી મળતી;
ન ગમે અમનેરે, વાહાલા વાતો હલકી.
પરપંચ પ્રીછ્યારે, પાતળીયા મેં તારા;
પ્રભુ પ્રીતમનારે, પ્રાણથકી છો પ્યારા.
ઘેલી ગોપીરે, ગર્વભરી શું બોલો;
લજ્જા શેનીરે, ગોપી ઘુંઘટ ખોલો.

હવે હેમાતીરે, તારૂણીને તેડાવો;
નવી રીત માંડીરે, અમને શું સમજાવો.
છો તમે છાનારે, જગતમાં સૌ જાણે;
દિસો ડાહ્યારે, ચતુરપણે નવ ચાલે.
લટકતા જાઓ છોરે, સુંદર શ્યામ શેરડીએ;
પ્રીતમના સ્વામીરે, ઘેર્યો ગોવાલણીએ.

### પદ ૯ મું-ગરબી.

મન મોહનલાલ, મારગડો મૂકો તો મથુરાં જઇયે;
સુણ ચતુરસુજાણ, પરનારીનો પાલવડો નવ ગ્રહિયે. ટેક.
તમે નંદ કુંવર છો નાનડિયા, તમે આવો છો હઇડે ચડિયા,
તમે મારી પૂઠે કયમ પડિયા. મન મોહનલાલ૦ ૧
મારી પ્રાતુસ્કાળની વેળ વટે, મારાં મહીનાં વાહાલાં મૂલ ઘટે,
મારાં મોઘાં મહિ તે શિર સટે. મન મોહનલાલ૦ ૨
મારી સરખી સમાણી વહિરે ગઈ, હું તો એકલડી વનમાંરે રહી,
મારૂં શીર તપે ને માથે મહી. મન મોહનલાલ૦ ૩
પ્રીતમના સ્વામી રોહો રીતે, મારો ઘાટ રેકો છો વણ રીતે,
તમને ગોરસ પાઇયે પ્રીતે. મન મોહનલાલ૦ ૪

### પદ ૧૦ મું-રાગ પ્રભાતી.

પ્રથમ પ્રભૂજીશું પ્રીત કીધી, અંતે સંત તેડાવોરે;
તુળસી લાવો કોઈ તિલક બનાવો, રામ ભજન સંભળાવોરે. પ્રથમ૦ ૧
લાહ લાગી ત્યારે કૂપ ખોદાવો, કહો કેમ અગની બુઝાશેરે;
ચોર ધન સહુ હરી ગયા પછી, દીપ કરે શું થાશેરે. પ્રથમ૦ ૨
બાળપણૂં રમતામાં ખોયૂં, જોબન વાહાલી જુવતીરે;
વૃદ્ધપણે છોકરડાં વાહાલાં, પછી મુવે તે માગે મુકતીરે. પ્રથમ૦ ૩
કહે પ્રીતમ પ્રભૂ પુરણાનંદ ભજો, એજ પદારથ સાચૂંરે;
વેદ પુરાણ શાસ્ત્ર એમ બોલે, એમાં નથી કાંઈ કાચૂંરે. પ્રથમ૦ ૪

### પદ ૧૧ મું-રાગ ભૈરવ.

હરી હરી રટણ કર કરંતકળિ કાળમાં, પહણ પરબ્રહ્મ શું રાખ પ્રાણી;
પરપંચ પરહરો સત્ય રૂદિયે ધરો, આચરો અપ્રીત વિમલ વાણી. ૧

માયાના પૂરમાં વિશ્વ સહુ વહી ગયું, નીરખવા ના રહ્યા રંક રાજા;
બ્રહ્માના દિવસમાં કીટ ગણુતી કસી, ઉપજે ને ખપે જીવ ઝાઝા. ૨
અલ્પ સુખ સારૂં શું જીવ ભૂલ્યો ભમે, શીર ઉપર રહ્યો કાલ દંત કરડી;
પામરા પલકની ખબર તુજને નથી, મૂઢ શું જોઇને મૂછ મરડી. ૩
કાલનું ચાવણું કીટથી બ્રહ્મા લગે, મોટા મહંત તો પાર નારે પ્રીછે;
પ્રીતમ પ્રભુજીનું ભજન ભૂલેશમાં, આતમાનું જોને કલ્યાણુ ઇચ્છે. ૪

## પદ ૧૨ મું.

ચેત મન ચેત મન ચાલવાની ચાલ છે;
કુડા મોરે સૌદા ચાલે, કોણુ ખુદા બાળ છે. ટેક ૧
દિવસમાં ત્રણુ વારતા, કે સીર સીંચાણો કાળ છે;
તેને ત્રાસે સૌ કોઇ કંપે, બલા બલાને ફાળ છે. ૨
કાયાનો છે કાચો પાયો, ધરતી વસ મોહાળ છે;
ઘર ધંધામાં સૌ ગુચવાયું, માયાની મધલાલ છે. ૩
આજ માયા મીઠી લાગે, અંતે તો જંજાળ છે;
દાતરડાં ગળવાં તો સારાં, વળતાં વિકરાળ છે. ૪
બાપા કહીને સૌ બોલાવે, જમવા સાળ દાળ છે;
સ્નેહ વધારે સુંદરીને, રહેવા મેડી માળ છે. ૫
દુઃખ વેળાએ દુર રહેશે, જેવો તુટ્યો વાળ છે;
પ્રીતમના સ્વામીને સમરો, બીજું આળ પંપાળ છે. ૬

## પદ ૧૩ મું.

હરી ભજનથકી, છોટા હોય તે સહુથી મોટા થાએ;
તન તાપ ટળે, જન્મ મરણુનું સંકટ સર્વે જાએ. ટેક.
શુકજીનું મુળ જુવો શોધી,સજનો ઘાતી તે પશુ રોધી;
થયા ઇશ્વર આપે અક્રોધી, હરી ભજન થકી ૧
જુઓ વાલ્મીકજીની વાત ખરી,જેણે દરભસલાથી દેહધરી;
તેણે શત કોટી રામયણુ કરી, હરી ભજન થકી. ૨
જુઓ એકલશીંગી હરણીના,વળી વ્યાસમુની વણુ પરણીના;
ઋન પૂરાણીક કોણુ કરણીના, હરી ભજન થકી. ૩

દાસી સુતથી શું હીણપણું, પુણ્ય પવિત્રને ચરિત્ર ઘણું;
થયા નારદ મન ગોવિંદતણું, હરી ભજન થકી. ૪
જુવો માંડવની મીડકી માતા, વશિષ્ટ વિશ્વે વિખ્યાતા;
જુઓ ચતુરાનન પંકજ જાતા, હરી ભજન થકી. ૫
જેમ મધ્યમ જળ ગંગામાં ભળે, તેતો ગંગા સરખુ થઇને ફળે;
જેમ પારસ પરશે લોહ ટળે, હરી ભજન થકી. ૬
એમ જાત ભાત સૌની જાણી, હરી ભજે તે હરી તોલે પ્રાણી;
કહે પ્રીતમ ઓળખ એંધાણી, હરી ભજન થકી. ૭

## પદ ૧૪ મું—રાગ કલ્યાણ.

દ્વારે જુએ છે જસોદાનો કહાનો, મારે છે પીચકારીરે. દ્વારે૦
હસતોરે હસતો પાછળ આવે, આવે છાનોમાનોરે;
અમે તો મોટાં વહુઆરું, એ તો બોલે નહાનોરે. દ્વારે૦
અબીલે ગુલાલે એતુરે મુખડું, રાજી થઇને શાણોરે;
એ તો રંગી રંગે ભીનો, પ્રીતમ ઉર સમાણોરે. દ્વારે૦

## પદ ૧૫ મું.

હસતા ને રમતા હરજીરે આવ્યા, રાધાને મુખ રોળીરે;
કનકતણી પીચકારી કરમાં, કુમકુમ કેસર ઘોળીરે. હસતા૦
ચુવા ચંદન ઓર અરગજા, અબીલ ગુલાલેભરી ઝોળીરે;
પ્રીતમના સ્વામી પાસેથી, ફગવા માગે ભોળીરે. હસતા૦

## પદ ૧૬ મું—રાગ થાળ.

ભોજનીઆં મન ભાવતાં લોને માવા;
તમે છોરે જસોદાના જાયારે, ભોજનીઆં મન ભાવતાં૦
તમે છો જસોદાના જાયા, સાકર માખણ ઉપર ધાયા;
મેં તો જોયો તમારો ચાલરે, ભોજનીઆં મન ભાવતાં૦
મગ મેવા પકવાઇ મીઠાઇ, રસોઇયે જે સુખડીની પાઇ;
નવાં નવાં પડે જદુરાઇરે, ભોજનીઆં મન ભાવતાં૦
કરી જલેબી ઘેબર ઘીમાં, કંચન પાત્ર ભર્યાં બરફીનાં;
અપ્રીત ભોજન સૌ મીસરીમાંરે, ભોજનીઆં મન ભાવતાં૦

સુરણ રતાળું તળ્યાં છે તેવાં, સુંદર બહુ બન્યાં છે એવાં;
ગીરધરગોહેતે માગીમાગી લેવાંરે, ભોજનીઆં મન ભાવતાં૦
જમુના જલ ભરી છે ઝારી, આચમન લીજે મંગળકારી;
બીડાલીજે પાન લવિંગ સોપારીરે, ભોજનીઆં મન ભાવતાં૦
હીરા મોતી હેમ ધરેણું, પ્રેમે પેહેરી લો પટ ઝીણું;
રસભરીઆં અમો જળ નેણુંરે, ભોજનીઆં મન ભાવતાં૦
પ્રીતમના સ્વામી શામળીઆ, હેતે પ્રીતે અઢળક ઢળીઆ;
હાંરે મારા તનના તે તાપ સૌ ટળીઆરે, ભોજનીઆં મન ભાવતાં૦

# ભાણદાસ.

## હસ્તામલક.

### રાગ કેદારો.

પરબ્રહ્મને પ્રણામ કરૂં, જે આદ્ય નિરંજન દેવ;
પર્મતત્ત્વ તે પુરૂષોત્તમ, આદિ મુનિ કરે સેવ. ૧
ચરાચરમાં તે પરીપૂરણ, બાહ્યાંતર તે રમી રહ્યા;
પર્મહંસ નર સેવે, ક્રોડ બ્રહ્માંડ ભર્યાં. ૨
ભેદ લહે કો જે વીરલા, જન જન કો જાણે જોગી;
સદ્ગુરુ સમ શાને પ્રીછવ્યા, લે નીરંતર ભોગી. ૩
સદ્ગુરુ ચરણે લાગું, માગું પ્રતિકાશ;
ગુરુગોવિંદ પુરણ-પુરષોત્તમ, કૃપા કરો અવિનાશ. ૪
પરબ્રહ્મ પ્રતાપથી કહું, કથા એક અદ્ભૂત;
હસ્તામલક મનોહર સુંદર, મહાદશા અવધૂત. ૫
હૃદયમાંહી હર્ષ ધરીને, હસ્તામલક હરી ગાશું;
શુદ્ધ સ્વરૂપ કહ્યો શંકરને, સુણતાં પાવન થાશું. ૬
સંસ્કૃત માંહે કોણ સમજે, પ્રાકૃત વાણી રચશું;
સુગમ અર્થ સોહેલો પ્રીછયો, આ તત્ત્વ જ્ઞાન ઉચરશું. ૭

એક બ્રાહ્મણ પાવન પરીપૂરણ, ધર્મતણો અવતાર;
પુત્ર જન્મ હવો ઘરે, તેને હૃદય હર્ષ અપાર. ૮
સામુદ્રિકામાં જે કહ્યું, તેવું સુંદર તંન;
કપોલ ગ્રીવા નયન નાસિકા, શોભિત હસ્ત વદન. ૯
જાણી પ્રીછી બાળ જડ થઇ બેઠો, બોલે બંધન દીઠ;
આત્માસુખ એકાંતપણું, તે મનશું લાગ્યું મીઠ. ૧૦
જાણું કુલ કુટુંબ સગુ થશે,પણ તેમાં કો નહીં માર઼;
તે કારણ એ મુને મળ્યું છે, તે સઘળાં પે સાર઼. ૧૧
એવું જાણીને ઉચ્ચાર ન કીધો,રૂપ હૃદયે ન જાણ્યું;
સમ્યકરૂપ સંસારતણું, તે જેમ છે તેમ પીછાણ્યું. ૧૨
જ્ઞાનામૃત તો ભોગવે, જે મૌન ધારીને રહ્યો;
જગતનું આચરણ દેખી, મનમાંહે હસી રહ્યો. ૧૩
મૌન ગૃહીને જે રહ્યો, કંઇ ન કરે ઉચ્ચાર;
બાળચેષ્ટા સરખું ભાસે, મિથ્યા માયા ભાર. ૧૪
જન્મથકી તે જડની પેરે, મુગો થઇને વરતે;
આત્મસુખ ભોગવવા લાગ્યો, એવી ચેષ્ટા કરતે. ૧૫
ત્યારે દેખીને અવટાવા લાગ્યાં,માત પિતા મન માંહે;
સુંદર બાળક લાંછન મોટું, કહો તે કેમ ખમાયે. ૧૬
એકજ પુત્ર તે પણ છે એવો, ભાગ્યહીન નરનારી;
કોણ પાપ અમારાં હોશે, એવી વાત વિચારી. ૧૭
પછે કોટી ઉપાય કરી જોયા, પૂછ્યું પંડિત જાણ;
કોઈ ન સમજે ગતિ મહંતની,અગાધ બોધ પ્રમાણ. ૧૮
માત પિતાતે કેમ કરિ જાણે,આ દુઃખ તે કેમ સહીએ;
શંકરાચાર્ય મહામુનિ મોટા, તેમને પૂછવા જઇએ. ૧૯
પછી બાળકને સંગ લઈ ચાલ્યાં, બેઉ સ્ત્રી ભરતાર;
શંકરાચાર્યને મઠે જઇને, કીધો ત્યાં નમસ્કાર. ૨૦
શ્રી શંકરને ચર્ણે નમીને, વાત કહી વિસ્તારી;
કૃપાનાથ તમ ચરણે આવ્યાં,હવે કૃપા કરો તમારી. ૨૧
જન્મ થકી જડ પુત્ર હમારો, કહો સ્વામી શું થાશે;
અનેક ઉપાય કરી કરી થાક્યાં,આવ્યાં તમારી પાસે. ૨૨

ત્રિકાળદર્શિ તગો તત્વજ્ઞાની, મહામોટા મહંત;
એ બાળકની શી ગત થાશે, કહો તે શ્રી ભગવંત. ૨૩
તવ બ્રાહ્મણ કેરાં વચન સાંભળી, શંકર દીનદયાળ;
નેત્ર નાસિકા વર્ણ મુખ ચાળા, પરીક્ષા કીધી તત્કાળ. ૨૪
ત્યારે અંતરમાં અવિલોકી જોયું, જ્ઞાનદષ્ટે તેણીવાર;
પ્રાકૃત રૂપનથી એ બ્રાહ્મણ, કો કારણરૂપ અવતાર. ૨૫
સમજીને સંકેલી બેઠો, મૌન ધરી મનમાંહે;
માયાપાશ બંધનથી છૂટયો, પરમાનંદ કહેવાયે. ૨૬
સાધુતણી ગતિ આ સંસારી, તે શું સમજે મૂઢ;
મહામુક્તિ પરંપદ ભોગી, તેની ગત્ય છે ગૂઢ. ૨૭
કોણ કળે એ ગત્ય મહંતની,ભસ્મ ભર્યો હુતાશન;
શંકરાચાર્યે પરીક્ષા કીધી, શું સમજે સહુ જંન. ૨૮

વળણ.

શું સમજે પામરજન, આશ્ચર્ય એ અબધૂતરે;
શંકર સર્વે સમજી રહ્યા, તેની ગતિ જાણી ગૂઢરે.

કડવું ૨ જું–રાગ રામગ્રી.

શંકર કહે આશ્ચર્ય સોઇજી, હસ્તામલકની મુદ્રા જોઇજી;
અંતર્યામી અલૌકિક જાણીજી,વળતા શંકર બોલ્યા વાણીજી. ૧

ઉથલો.

શંકર વાણી ઉચર્યા, તમો સાંભળો દ્વિજરાજ;
એ બાળકથકી તમતણું, એકે ન સીઝે કાજ. ૨
એ ઘેલો ને વળી બોબડો, નથી સમરથ ને રાંક;
સાવધાન નહીં સમજુ નહીં,ભાઇ એતો આડોઆંક. ૩
એ ઉપરાજી જમશે નહીં, પોતાનું ભોજંન;
ઘર ઘર ખાતો હીંડશે, એ અકરમી છે તંન. ૪
એક દિવસ આગળ આવશે, વટલશે એ બાળ;
શોભા તમારી ઘટી જાશે, ઉપજશે જંજાળ. ૫
તે માટે તમને કહુંછું, નિશ્ચયથી નિરધાર;
લોક કહેશે આ જુઓ, પેલા બ્રાહ્મણતણો કુમાર. ૬

તેં મુજને પૂછ્યું 'હતું, તેનો ઉત્તર એહ;
એથી કશું સુખ ઉપજે નહીં, તારે અર્થ ન આવે તેહ. ૭
ત્યારે વળતો બ્રાહ્મણ બોલ્યો, સ્વામિ તમો રાખો તંન;
સેવા કરશે તમતણી, તમો આપજો ભોજંન. ૮
પ્રસાદ લઇને પાવન થાશે, રહેશે તમારે ચર્ણ;
ભાગ્ય મારા પુત્રનું જે, આવ્યો તમારે શર્ણ. ૯
સ્વામિ તમો ગુરુ એહતણા ને, એહ તમારો બાળ;
સેવક જાણી આપનો ને, દયા કરો કૃપાળ. ૧૦
સંગત સારી તો મળી, હશે એનું પૂર્વનું પુણ્ય;
ઉદ્ધાર થાશે એ તણો, યદ્યપિ છે જડ મૂન્ય. ૧૧
પ્રભુએ મને મોકલ્યો, પ્રેરી તમારી પાસ;
કો ભાયગ પરભવતણું, આવ્યો મુને વિશ્વાસ. ૧૨
ત્યારે શંકર બોલીયા, ચિંતવન તમારૂં ધન્ય;
પુત્રને અહીં મૂકતાં, ચિંતા મા કરશો મંન. ૧૩
પરમ સેવક છે માહારો, છે ઘણું વલ્લભ એ તંન;
એ છે મારો આતમા, તું માને સત્ય વચંન. ૧૪
પાત્ર જાણી પ્રેમનું હું, દુભીશ નહીં લગાર;
સૌ આગળથી એહને, આપીશ ઉત્તમ અહાર. ૧૫
એવાં વાક્યજ સાંભળીને, હરખીયા ઋષિરાય;
પ્રદક્ષિણા પેહેલી કરી અને, પછી લાગ્યા પાય. ૧૬
શંકરને સોંપી કરીને, વળ્યાં તે તતકાળ;
દાંત ને ઝીમશુભ લાનું, બોલે તમારો બાળ.* ૧૭
એમ કહીને નીસર્યાં, તે ચાલીયાં નરનાર;
મહા પુરૂષનાં વખાણ કરતાં, પોહોતીયાં ઘર દ્વાર. ૧૮
પોતાને આશ્રમે આવ્યાં, બેઉને શંકરનો વિશ્વાસ;
એ બાળક મહા સુખ પામશે, તે કરજોડી કહે ભાણદાસ. ૧૯

કડવું ૩ જું–રાગ આશાવરી.

નરનારી ચાલ્યાં જેટલે, શ્રી શકરે પુછયું તેટલે;
સર્વ શિષ્ય સાંભળતા હવા, બાળકને શંકર લાગ્યા પૂછવા. ૧

*આ લીટી મૂળ પ્રતમાં જેવી છે તેવીજ છાપી છે, પણ અર્થ બંધબેસતો

## ઉથલો.

શંકર લાગ્યા પૂછવા, તું કોણ છે રે તંન;
ક્યાંથી આવ્યો ક્યાં જાએ, તું કહે સત્ય વચંન. ૨
તુજ જાત કોણ ને ભાત કોણ,તારૂં નામ શું કહેવાય;
તે વિસ્તારીને મુજને કહે, જે સાંભળતાં સુખ થાય. ૩
નિજ સ્વરૂપ તારૂં કહે, જે સાંભળતાં સુખ કોડ;
તું જીવ છે કે બ્રહ્મ છે, એકલો છે કે જોડ. ૪
મૂર્ખ છે કે પંડિત છે, વળી રંક છે કે રાય;
બંધિત છે કે મુક્ત છે, વળી કૃપણ કે દાતાય. ૫
નિર્ધન કે ધનવંત છે, તું નિર્બળ કે બળવત;
તું મધ્યે હવડાં કોણ છે, તુજ આદિ કોણ ને અંત. ૬
દેવ દાનવ કે નાગ માનવ, એમાં તું કોણ હોય;
વિદ્યાધર કે સિદ્ધ છે, તું યક્ષકિન્નર કોય. ૭
પુરૂષ છે કે નાર છે કે, નપુંસક નિરધાર;
વર્ણ કે આશ્રમ છે, તું કહેજે સત્ય વિચાર. ૮
કોણ આવણું આવી લાગ્યું, એ થયું જીવ સ્વરૂપ;
જન્મ મરણ કયમ ભોગવે, સુખ દુઃખ છાયા ધૂપ. ૯
તે સઘળું મુજને કહે તું, વિસ્તારીને વાત;
પ્રસિદ્ધ રૂડી રીતે કરી, સાવધાન થઈ સાક્ષાત. ૧૦
પાત્ર મારે પ્રેમનું, તુજ વિના નહિ ત્યાં કોય;
પ્રેમ વલ્લભ પ્રાણ મારા, તું છે જીવન સોય. ૧૧
મારે મન ઇચ્છા હતી, જે મળે કો મહંત;
તત્વજ્ઞાની બ્રહ્મવેત્તા, હંસ હરી જન સંત. ૧૨
તે ત્યાં તું મુજને મળ્યો, મોકલ્યો શ્રી ભગવાન;
આત્મ ચર્ચા હવે કરીશું, ધર્મ કેવલ જ્ઞાન. ૧૩
તું અલૌકિક અવધૂત છે, મેં ઓળખ્યો નિરધાર;
તું ગુણાતીત ગુણવંત છે, વળી નિરંજન અપાર. ૧૪
અમૃતવાણી તાહેરી, મને સાંભળવાને હેત;
રસના રસાળું બોલશે, મુખ ઉપર ઝળકે તેજ. ૧૫

ધણે વચને બોલીઆ, શંકરાચાર્ય મહંત;
મનના મનોરથ પૂરીએ, બોલીએ શ્રી ભગવંત. ૧૬
શકરવાણી સાંભળી, પછી હસ્તામલક તે હસીયા;
બોલવા મન ઉલ્હાસ ઉપજ્યો, કરૂણા કટાક્ષે નિરખીયા. ૧૭

વલણ.

કરૂણા કટાક્ષે નિરખીયા, મુને ઉપન્યો જે ઉલ્હાસ;
હસ્તામલક હવે બોલશે, તે વીનવે ભાણદાસ. ૧૮

કડવું ૪ થું—રાગ કેદારો.

જીવભાવને તે પરહરી, બ્રહ્મ દશાને પામી કરી;
સભા સુર તે શ્રવણે પાન કરે,શકર પ્રત્યે વાણી ઉચરે. ૧

ઉથલો.

શંકર પ્રત્યે વાણી ઉચરે, બ્રહ્મ નિરંજન દેવ;
સ્વરૂપ પોતાનું કહે છે, આપોઆપ સ્વયમેવ. ૨
નહીં હું માનવ નહીં હું દાનવ, નહિ હું કિન્નર કોય;
સિદ્ધ નહીં દાનવ નહીં, ગાધર્વ ગણુ નહિ સોય. ૩
બ્રાહ્મણ ક્ષત્રી વૈશ્ય નથી, હું શુદ્ર નથી નિરધાર;
વાનપ્રસ્થ બ્રહ્મચારી સન્યાસી, નહીં ગ્રહસ્થ લગાર. ૪
બંધનથી હું મુક્ત નહીં, વળી રાજસ તામસ જેહ;
સાત્વિક સ્વભાવ મળે નહીં, મારે સ્વપ્ને નહીં સદેહ. ૫
દિવસ નથી હુ રાત્રી નહીં, હું સંધ્યા નહીં સંસાર;
મહાભૂત ને શબ્દ હું નહીં,મારે રૂપ નહીં આકાર. ૬
મહારાજ નથી હું રંક નહીં,નહિ નિર્ધન કે ધનવંત;
મન બુધ્ધિ ચિત્ત અહંકાર નથી, નહિ મુરખ કે મહત. ૭
દશ ઇંદ્રિ દશ પ્રાણ નથી હું, નહીં માત્રા એક;
અક્ષર બાવનથી હું અળગો, રૂપ નથી કંઇ રેખ. ૮
હું શુદ્ધ સ્વરૂપ અખંડ અવિનાશી, જ્ઞાનાનંદ અપાર;
ચિદ્‌વિભાસ અમૃતરસ અર્ણવ, સારતણો હું સાર.
સચ્ચિદાનંદ ઘન હું પુરૂષોત્તમ, નિર્મળને નિષ્કર્મ;
આપે આપ અકળપદ મારૂં. હું તે છું પરબ્રહ્મ.

આદિ અંત્ય મધ્ય હું અજરામર,વ્યાપક સઘળે સોય;
વ્યોમતણીપેરે વિસ્તરીયો, ન ભજે બીજું કોય. ૧૧
હું નો હું અજ સદા નિરંતર, સુણો શંકર વાણી;
સોહં હંસ ગગનથી આઘો, જુઓ હૃદય શું જાણી. ૧૨
તત્વમસિ વચને વીનવ્યો, તે તે હું પરમાણુ;
નાદ બુંદ કળાથી અળગો, સ્વરૂપ છુ નિરવાણુ. ૧૩
નામ રૂપ નથી ત્યાં મારે, નિર્ગુણ છુ નિર્લેપ;
સત્ય સનાતન નિર્ભય નિશ્ચળ, નહિ આળસ ને ખેપ. ૧૪
જન્મ મરણ નથી કંઇ મારે, વળી નહી પુરાતન કર્મ;
બંધન મુક્તિ નથી કંઇ મારે, વળી ભેદ કરે નહિ ભર્મ. ૧૫
તુર્યાતીત અલૌકિક અદ્ભુત, કૂટસ્થ ને અવિકાર;
અસંખ્ય અનંત અક્ષય પદપૂરણ, અભેદ અછેદ અપાર. ૧૬
ચંદ્ર સૂર્યમા ચૈતન્ય મારૂં, તેજ તણો પ્રકાશ;
કોટિ બ્રહ્માંડ રહ્યા મુજ રોમે, ચરાચર મારો વાસ. ૧૭
વળી પાવકમાં પ્રકાશ મારો, સૌનો સાક્ષી હું કાહાવું;
સૂક્ષ્મ સ્વરૂપ સકળમાં વ્યાપક, વળી સૌ કોને શોભાવુ. ૧૮
ચંદ્ર સૂર્ય વડે નવ દીસું, અગ્નિ વડે નવ દાધું;
આપે આપતણું પદ પામ્યો, તમે જુઓ વિચારી બાધું. ૧૯
પામ્યો પદ પણ કહ્યું નવ યાયે, બોલે બીજા થાય;
તે વાણીમાં કેમે નવ આવે, કો આગળ જઇ કહેવાય. ૨૦
વચ્છ જેમ ધાવે ને પુંછ હલાવે,વળી મુંગો મિસરી ખાય;
સારૂં સ્વપ્ન થયું ગુંગાને, સ્વાદ કહ્યો નવ જાય. ૨૧
એવો હું આત્મા પરિપૂરણ, અકળને અવિનાશ;
હસ્તામલક હસીને બોલ્યા, તેમ કહેછે ભાણુદાસ. ૨૨

કડવું ૫ મું.—રાગ

પાવન વાણી સાભળી, શ્રી શંકર બોલ્યા વળી;
પરમાત્માને લાગ્યા પૂછવા, જેમ અમૃત ધારા ઉછળી. ૧

ઉથલો.

પરમાત્માને પૂછે શંકર, તમો સાંભળો ભગવંત;
પૂર્ણબ્રહ્મ હું એમ કહો છો, જેને નથી આદ્ય ને અંત. ૨

પરબ્રહ્મ પોતે કયમ બોલે, જ્યાં નહિ ઇંદ્રિય એક;
ત્યાં કોણ કલ્પે ને, કોણ બોલે, ને કોણ કરે વિવેક. ૩
કાળ કરમ ગુણથી જે અળગો, તે કેમ બોલે વાણી;
શબ્દાતીત શબ્દમાં નાવે, તમે બોલો છો શું જાણી. ૪
જ્ઞાન સ્વરૂપ આનંદઘન કહાવો, તેને મુખ નવ હોય;
વદન વિના વાતો કેમ કરશે, તે સમજાવો સોય. ૫
જીવ વિના કો શબ્દ ન બોલે, તમો કહો છો હું બ્રહ્મ;
એ તો વાત અચુંબો લાગે, મારા મનમાં ભર્મ. ૬
એ સંદેહ મારે મન મોટો, તે સમજાવો સ્વામિ;
પૂરણબ્રહ્મ તે કયમ કરી બોલે, કહોને અંતરજામિ. ૭
ત્યારે હસ્તામલક એમ વદે વાણી, જાણીને હૃદયાય;
શ્રી શંકર એવું શું કહો છો, જાણો છો હૃદયામાંય. ૮
તમો તત્વજ્ઞાની પરિપૂરણ, તમને તે શું કહીએ;
યુક્તવાદ ન કીજે સ્વામિ, હારદ હૃદયે લહીએ. ૯
જે પૂછ્યું તે ઉત્તર આપ્યો, સાંભળીએ કૃપાળ;
એ બોલ્યું; અણબોલ્યા સરખું, શંકર દીનદયાળ. ૧૦
જન્મ થકી મેં મૌન ધર્યું હતું, તેનું કારણ એહ;
બોલ્યામાં બે સરખું દીસે છે, તેમાં નહિ સંદેહ. ૧૧
તમે કહ્યું જે બ્રહ્મ ન બોલે, તે તો વાત છે સાચી;
પણ મુજને જે બોલતો દેખો છો, તે બુધ્ધિ તમારી કાચી. ૧૨
શંકરાચાર્ય સમજી લેજો, એક સાચું કહું દૃષ્ટાંત;
હળવું મળવું સમજવા સરખું, મન ધરજો મહાંત. ૧૩
વનમાંહે બહુ વાંસ રહે છે, તે છિદ્ર ભરાયે વાય;
સહજે શબ્દ ઉઠે અનાસુરતે, કોણ કરે ઉપાય. ૧૪
અણકલ્પ્યો જે શબ્દ થયો તે, વાંસ ધરે નહીં માન;
એમ સહજ શબ્દ થયો મુજમાંથી, સાંભળીએ ભગવાન. ૧૫
એ કળ સમજે, કો તત્વજ્ઞાની, પથ વિષે જે શૂરા;
પ્રાકૃત જીવ ન સમજે સમસ્યા, સંશય ભર્યા અધૂરા. ૧૬
એ સૂક્ષ્મ વાત ન સમજે મૂરખ, જે સત્યમાને સંસાર;
ભજન કરે ને ઘટમાં અંધારું, વળી વહાલા વિષય અપાર. ૧૭

તનમનધન મિથ્યા કરી માને, એક ભૂત ન ભાસે;
એ સમશ્યા કો સમજે હરિજન, અંતરમાંહિ પ્રકાશે. ૧૮
જે તમો પૂછ્યું કે બ્રહ્મ ન બોલે, તેનો ઉત્તર દીધો;
કહે ભાણદાસ એ સમજે તે મેં, સેહેલો મારગ કીધો. ૧૯

## કડવું ૬ ઠું-રાગ રામગ્રી.

અમૃતવાણી બોલ્યા બ્રંભજી, વિદ્યાનો ભરીયો કુંભજી;
ગગન સરખો શોભે સ્થંભજી, આત્મજ્ઞાનનો કરે આરંભજી. ૧

### ઉથલો.

આરંભ માંડ્યો જ્ઞાનનો તમે, સાંભળો શંકર દેવ;
આ સર્વમાં હું રહ્યો અળગો, સમજી લો તતખેવ. ૨
જેમ કાષ્ટમાં વન્હી પેઠો ભાસે, પણ નથી ત્યાં નિરધાર;
હોય તો કાષ્ટ બળે સહી, પણ પ્રગટે છે અપાર. ૩
તેમ મુજ વડે સર્વ નીપજે, પણ હું મળું નહીં કો માંહે;
સાક્ષીને પેરે વેગળો, મુને લેપ કયેમ નવ થાયે. ૪
પૃથ્વી પાણી તેજવાયુ, એ પંચભૂત આકાશ;
મન બુદ્ધિ ચિત્ત અહંકાર ઇંદ્રિ, એ મુજ વડે પ્રકાશ. ૫
રસના તો રસ ભોગવે, નાસિકા લે છે ગંધ;
નેત્ર નિહાળે રૂપને, શ્રવણ તે શબ્દ સંબંધ. ૬
ત્વચા સ્પર્શને ભોગવીને, ત્રિગુણ જે કેહેવાય;
એ નિમિત્ત કારણ હુંજછું, મુજવડે ચૈતન્ય થાય. ૭
ઉપાધિથી અળગો રહુંછું, આવર્ણ નહીં લગાર;
આકાશવત છું નિર્મળો, લાગે નહીં વિકાર. ૮
જગતમાં સૌ કાર્ય કરે છે, જૂજવાં બહુ લોક;
પણ સૂર્ય વિના નવ નીપજે, ક્યાંહે હર્ષ ક્યાંહે શોક. ૯
શુભાશુભ ચેષ્ટા કરે છે, તે મળીને સહુ કોય;
પણ સૂર્ય કોઇને ન વારે, વળી પ્રેરે નહીં ત્યાં સોય. ૧૦
કાર્ય સઘળાં નીપજે, જો રવિ કરે પ્રકાશ;
સાક્ષીવત અળગો રહે, અભિમાન નહીં કો આશ. ૧૧

ઉપાધિ વર્જિત હું સાક્ષિછું, મારે નથી તેહનું માન;
અતિ સૂક્ષ્મથી ઝીણો ગણુંછું, તમો સાંભળો ભગવાન. ૧૨
જેમ અગ્નીનો સ્વભાવ એવો, ઉષ્ણદાહક સ્વરૂપ;
પણ સૂર્ય પ્રભાવાન શોભે, તેમ સદા તેજસ્વી રૂપ. ૧૩
જેમ ચંદ્રમાનું કીરણ એવું, સદા શીતળ થાય;
તેમ જ્ઞાન ઘન છે આતમા, તે નીત્ય બોધ કહેવાય. ૧૪
આત્માને લાગે નહીં, ઇંદ્રિયતણા વિકાર;
શુદ્ધ બુદ્ધ સ્વરૂપ છે, એ અખંડ ગગનાકાર. ૧૫
તે હું નિત્ય સ્વરૂપ છું ભાઇ, પ્રાપ્ય વસ્તુ પ્રમાણ;
શુદ્ધ ચૈતન્ય સદા વ્યાપક, વળી સ્વરૂપ છે નિરવાણ. ૧૬
નિર્વાણ રૂપી હું સદા, મારે નથી કોની આશ;
પરમાત્મા એમ બોલીયા તે, વીનવે બાણદાસ. ૧૭

## કડવું ૭ મું–રાગ સામેરી.

સંત કહે ને શંકર સાંભળે;
તત્વ વિચારે મન તત્ક્ષણ ટળે. ૧

### ઉથલો.

તત્વ વિચારે મન ટળે, તમે સાંભળો દૃષ્ટાંત;
વિસ્તારીને વરણવું, એ સ્વરૂપનું સિદ્ધાંત. ૨
જેમ દર્પણ માંહે આપણું, પ્રતિબિંબ દીસે જેહ;
આપણથી અળગું નથી, પણ મુળગું તેનું તેહ. ૩
બીજું કાંઈ મળે નહીં, આપણ વિના વ્યતિરેક;
દર્પણ માટે પૃથક દીસે, પણ નેષ્ટ તારો વેશ. ૪
તેમ મૂળમાયા નિર્મળી, દર્પણ સ્થાનક સાર;
પ્રતિબિંબ પરમાત્મા તે, અખંડ વ્યોમાકાર. ૫
પછી જીવ રૂપ તે થયું, મન બુદ્ધિ ચિત્ત અહંકાર;
મહાભૂત રૂપે તે થયું, દશ ઇંદ્રિ રૂપ આકાર. ૬
શબ્દ સ્પર્શ ને રૂપ રસ, વળી ગંધ રૂપે તેહ;
થયો જગત રૂપે પોતે, નાના ભાતે થઇ રહ્યો ગેહ. ૭
થયું સરખું દેખીએ, પણ સર્વ મિથ્યા ભાસ;
ઇંદ્રજાળ સમાન દીસે, તમો આણજો વિશ્વાસ. ૮

મૃગ તૃષ્ણાવત્ બુદ્ધ રમે, નહિ દિસે હરિજન નિરધાર;
× × × × × × × ૯
મૂળ પદાર્થ આત્મતણો, સમજે સર્વ જણાય;
મિથ્યા ભાસ દીસે છે તે, પ્રમાણ સઘળે થાય. ૧૦
પણ મિથ્યા ભાસે આત્માનું, કેમ થાય પ્રમાણ;
પ્રતિબિંબ છાયા વૃક્ષનું, તે કેમ કરે વિખાણ. ૧૧
વૃક્ષ રોપ્યાં માળીએ, તે માળીને ક્યમ લહે;
કીરણો વળી સૂર્યનાં તે, સૂર્યને ક્યાં ગૃહે. ૧૨
આભાસ જે માયાતણો તે, ક્યમ લહે આત્મા રૂપ;
આત્મા જાગૃત સદા સાક્ષી, લહે સકળ સ્વરૂપ. ૧૩
વાણી મન પોંહોંચે નહીં, પરમાત્માની પાસ;
એવો નિત્યાનંદ હું છું સદા, વળી અખંડ ને અવિનાશ. ૧૪

વલણ.

અખંડ ને અવિનાશ પૂરણ, તે જાણે બંધન સર્વ ટળે;
કરજોડી ભાણુદાસ કહે તે, શંકરાચાર્ય સાંભળે. ૧૫

### કડવું ૮ મું-રાગ આશાવરી.

બ્રહ્મ પુત્ર તે એમ ઉચરે, શંકર તે શ્રવણે ધરે;
સંશય ને સંદેહ મનના ટળે,જેમ સરિતા સિંધુમા મળે ૧

ઉથલો.

સંશય ટળે મનતણા, સાભળો શંકર વાત;
પરમાત્માની કહું કથા કેવળ, તમે સાભળો સાક્ષાત. ૨
પ્રતિબિંબ મુખ દીસે નહીં, જ્યારે દર્પણનો છે અભાવ;
ત્યારે શુદ્ધ છે મુખ આપણું, એકનું એક સ્વભાવ. ૩
જ્યારે દર્પણ કરીએ વેગળું, ત્યારે ન દીસે આભાસ;
પછી કોણ ત્યાં કોને જુએ, અદ્વૈતનો છે હાસ. ૪
અદ્વૈત છે એક આતમા, જ્યારે લહ્યો શુદ્ધ વિચાર;
દ્વૈત ભર્મ ટળી ગયો, પછી રહ્યો વ્યોમાકાર. ૫
કલ્પના કારણ કો નથી, સા નથી જીવ પ્રમાણ;
કાળ કર્મ સ્વભાવ માયા, વળી નથી જાણ અજાણ. ૬

નાના બુદ્ધિ ગયાથકી, પછી રહે જે નિરધાર;
તે તે હું છું આતમા, વળી અખંડ ને અપાર. ૭
હું શુદ્ધ ચૈતન્ય સદા, એક છું અદ્વૈત;
ભરપૂર ભરી રહ્યો અકળ, અર્ણેવ ન કાંઈ દ્વૈત. ૮
પરબ્રહ્મ હું પરમાત્મા, અગાધ્ય બોધ અનંત;
મુજ વિના કામ હાલે નહીં, સાંભળો શંકર સંત. ૯
નિસાનંદ અનેકરૂપ મારૂં, સોહં હંસ અપાર;
આપે આપ પૂરણ થયું, મારે ન્યૂન નથી લગાર. ૧૦
ઇંદ્રિયકી હું વેગળો બહુ, ઘણું અંતર હોય;
મનનું મન છે આતમા, ઇંદ્રિનું ઇંદ્રિ સોય. ૧૧
પરાત્પર પરબ્રહ્મ છે, તે પરપકો પર જાણ;
મન ઇંદ્રિ ને આતમા, તે અગમ છે નિર્વાણ. ૧૨
જેમ તરંગ સાગરતણો, તે કેમ પામે પાર;
પ્રમાણ કરવા નથી સમરથ, જળતણું નિરધાર. ૧૩
અન્યોઅન્ય પૃથક નહીં, જેવી રીતેજ તરંગ;
મન બુદ્ધિ ચિત્ત અહંકાર ઇંદ્રિ, તેજ આતમાનું અંગ. ૧૪
વિશ્વ કો અળગું નથી, પરમાત્માથી રેચ;
ભિન્ન ભિન્ન દિસે જુજવાં, પણ સકળ એનો વેષ. ૧૫
જેમ પાણીથી પાળો થાય,પણ પાળો ને પાણી એક;
તેમ જીવ બ્રહ્મ જુદા નથી, જન જોજો કરી વિવેક. ૧૬
મન બુદ્ધિ ચિત્ત અહંકાર ઇંદ્રિ,અને જીવ તે બ્રહ્મ હોય;
ભાણદાસ કહે એમ બ્રહ્મ બોલ્યા, સાંભળો સહુ કોય. ૧૭

કડવું ૯ મું-રાગ રામગ્રી.

વળી વળી બોલ્યા દ્વિજ સાક્ષાતજી;
સાંભળો શંકર માહારી વાતજી. ૧

ઉથલો.

વાત હમારી સાંભળો, હરી આતમા છે એક;
શુદ્ધ બુદ્ધ સ્વરૂપ છે, એ નથી થયો અનેક. ૨
સ્વયં પ્રકાશ સદા નિરંતર, સ્વતંત્ર એ કહેવાય;
સ્વાધીનને સ્વયમેવ છે, તે સ્વયં જ્યોત સદાય. ૩

સદાનંદ કલ્યાણ છે, સદાશિવ તે રૂપ;
સદા મોદ પ્રમોદ પૂરણ, સદારસ સ્વરૂપ. ૪
તુષ્ટી પુષ્ટી આનંદ પૂરણ, ભદ્ર ને ભરપૂર;
નિરાધાર આધાર સર્વનો, વળી એકલો મહાશૂર. ૫
ચૌર્યાશી લક્ષ જીવ છે, તેની નાના બુધ્ય કહેવાય;
સકળ બુદ્ધિ તણો વિષય, પ્રતિબિંબ એનું થાય. ૬
જે જ્યાંથી વસ્તુ નીપજી, પ્રતિબિંબ મારૂં હોય;
સ્થાવર જંગમ જીવ માંહે, ન મળે બીજો કોય. ૭
વેદ શાસ્ત્ર પુરાણ સ્મૃતિ, મુન બુદ્ધિ ચિત્ત અહંકાર;
નાના રૂપે રહ્યો સરખો, દિસે છે નિરધાર. ૮
વિશ્વમાંહે મળ્યો નથી પણ, મળ્યા સરખું હોય;
એ માયાની ઉપાધી માટે પણ, એમ ન દીસે સોય. ૯
અનેક પાત્રમાં જળ ભર્યાં, જૂદાં જૂદાં જેહ;
પ્રતિબિંબ સૂર્યતણું જે, માંહે દીસે તેહ. ૧૦
એક થકો અનેક દીસે, અસંખ્યને અપાર;
પાત્ર ભેદે જૂજવો, ત્યાં નથી ભેદ વિકાર. ૧૧
નદી તીરે વૃક્ષ ઊગ્યાં, વેહેતાં જળમાં દેખીએ;
વેહેતાં સરખું દીસે પણ, વૃક્ષ વારિમાં નહીં પેખીએ. ૧૨
ત્યારે વૃક્ષ હેઠળ જઇને, ચડ નિહાળી જોય;
ત્યારે વૃક્ષ પોતાને ઠામ દીઠાં, ભરમ સઘળો ખોય. ૧૩
તેમ એક છે પરમાત્મા, નાનારૂપ પેખીએ;
માયાની ઉપાધિ માટે, કર્ત્તા સરખો દેખીએ. ૧૪
તે તે હું છું આતમા ભાઇ, નિત્ય પ્રાપ્તી જેહ;
નિત્યાનંદ સ્વરૂપ મારૂં, તેમાં નહીં સંદેહ. ૧૫
બ્રહ્માંડ આખા જગતમાં, મારો છે પ્રકાશ;
શંકર પ્રત્યે સાધુ બોલ્યા, વર્ણવે ભાણદાસ. ૧૬

## કડવું ૧૦ મું-રાગ રામગ્રી.

પૂર્ણ પ્રિત અતિ આદર કરી, શંકર પ્રત્યે વાણી ઓચરી;
મધ્યા મિનયકી પરહરી, શુદ્ધ સનાતન હસ્તામલક હરી. ૧

ઉથલો.

હસ્તામલક એમ ઊચર્યાં તે, સાંભળો શ્રી ભગવાન;
હવે કથા કહું પરમાત્માની, પાવન પરમ નિધાન. ૨
ઉત્તમ રીતે કહું તમને, સાંભળીએ માહંત;
અર્કને લોચનતણું, એક વર્ણવું દૃષ્ટાંત. ૩
નેત્રવાન્ જન જેટલા, બહુ જીવ સકળ સંસાર;
આદિત ઉગે જેટલે, ઉઘડે લોચન સાર. ૪
વળી સૂર્ય વડે સૌ કો જુએ, અને ચાલે સર્વ વ્યાપાર;
અનેક નાના ભાતના, આપતણા વેહેવાર. ૫
નેત્ર નાનાં જગતકેરાં, અસંખ્ય ને અનેક;
તે સૂર્ય વડે સૌ દેખતાં, પ્રમાણ સૂર્યજ એક. ૬
તેમ નાના બુદ્ધિ વડે કરી, આત્મા એક પ્રમાણ;
આત્માવડે બુદ્ધિ દેખતી, એ નિશ્ચે ને નિરવાણ. ૭
નાના બુદ્ધિતણો કરે છે, પરમાત્મા પ્રકાશ;
તે તે હું પરમાત્મા, તમો આણજો વિશ્વાસ. ૮
નિત્ય પ્રાપ્ત વસ્તુ હું છું, આત્મા અકળજ એક;
હરિ નિરંજન અંજન નથી, તમે જોજો કરી વિવેક. ૯
વળી કહું તે સાંભળો, એક એકનું દૃષ્ટાંત;
જેમ આપોપું સમ્યક્ ટળે, તે સમજી લો વૃત્તાંત. ૧૦
જેમ કૃત્ય ઝળકે રવિતણી, તે નેત્ર નિહાળે રૂપ;
આપણાં લોચન તે વડે, બહુ જૂએ અસંખ્ય સ્વરૂપ. ૧૧
પણ સૂર્યને મમત્વ નથી, રૂપનું એક લગાર;
અભિમાન એક ન સંભવે, સાક્ષી રહ્યો અવિકાર. ૧૨
તેમ એક જાગૃત આતમા તે, સૂર્ય કોટિ પ્રકાશ;
સકળ વસ્તુ તણે વિષે, તે કરી રહ્યો આભાસ. ૧૩
આભાસ છે આત્માતણો, પણ ધરે નહિ અભિમાન;
સ્વયમેવ નિર્ગુણ એકલો, તે પાવન પરમ નિધાન. ૧૪
તે માટે મમત્વ નથી, એ સદા છે નિષ્કામ;
ગગન સરીખો નિર્મળો, તે હુંજ આત્મારામ. ૧૫

હું અજ આત્મારામ વ્યાપક, આણજો વિશ્વાસ;
શંકરાચાર્ય હરખીયા, કરજોડીને કહે ભાણદાસ. ૧૬

## કડવું ૧૨ મું-રાગ રામગ્રી.

વળી વળી બોલ્યા શ્રી માહંતજી, તત્વજ્ઞાની કરૂણાવંતજી;
જેહેનો મહીમા છે અનંતજી, શંકર પ્રત્યે કહે છે સંતજી. ૧

### ઉથલો.

શંકર પ્રત્યે સંત કહે છે, તમો સાંભળો ઉપદેશ;
પરમાત્માની કથા કેવળ, વળી પ્રેમ સહિત કહેશ. ૨
ચલાચલ આ જગત છે, બહુ નાના વિધ કહેવાય;
સકળ વસ્તુ તણે વિષે, પ્રકાશ રવિનો થાય. ૩
વિશ્વમાં વસ્તુ જેટલી, તેને કરે પ્રકાશ;
ચલિત વસ્તુ મનુષ્ય આદે, સૌનો હોય છે નાશ. ૪
આવરદા પૂરા થાય છે, સૂર્ય વડે ત્યાં સોય;
અચળ વસ્તુ એ ઔષધી, પરિપક્વ પૂરણ હોય. ૫
ઘટ મઠ ને પટ જે છે, વળી વસ્તુ સર્વ નિરધાર;
પરિપાક સૂરજ કરે, જેણે અંતે ત્યાં સંહાર. ૬
કર્ત્તા સરખું દેખીએ, એકલો થકો અનેક;
પણ પોંચવા સમર્થ નથી, તે લગણ કાર્ય એક. ૭
કાળ માયા, કાર્ય કરે, વળી કરે બહુ અપાર;
પ્રપંચ નાના ભાતના, વળી કરે અપરંપાર. ૮
આત્મા જીવન સર્વેનો, અને સકળનો પ્રકાશ;
કાળ માયા તણો પ્રેરક, ઉદાસીન ઉદાસ. ૯
કર્ત્તા સરખો દેખીએ, પણ અળગો છે અવિનાશ;
કાર્યે એક હુંકડું, પોંહોંચી ન શકે પાસ. ૧૦
કાર્યે એકે સત્ય નથી, સંસાર મિથ્યાભાસ;
પ્રપંચ પંચ અનિત્ય છે, તેનો કરશો વિશ્વાસ. ૧૧
સ્વપ્નથી સંસાર જૂઠો, માનજો નિરધાર;
આકાશકુસુમ ને સિંધ્ર સસાને, વળી વંધ્યાને કુમાર. ૧૨

ભાઇ એક સાચો આતમા, પરબ્રહ્મ પૂરણ સોય;
નિત્ય કહે વ્યાપીક તું, વર્જિત મળે નહીં કોય. ૧૩
આનંદઘન છે આતમા, તે એક આપોઆપ;
આપ સઘળે પૂર્ણ થયો, આપ સઘળે વ્યાપ. ૧૪
તે તો હું પરમાતમા, આનંદસાગર સાર;
નિત્ય પ્રાપ્ત હુંજ છું, તમો માનજો નિરધાર. ૧૫

વલણ.

માનજો નિરધાર સ્વામી, એ છે સત્ય વચનરે;
કરજોડી ભાણદાસ કહે, એમ બોલ્યા આનંદઘનરે. ૧૬

## કડવું ૧૨ મું-રાગ સામેરી.

વળી હસ્તામલક બોલીયા, તમો સાંભળો શંકરદેવ;
એ નિર્મળ અવિચળ છે સદા, શોભિ રહ્યો સ્વયમેવ. ૧
પ્રગટ છે પરમાતમા, પણ દેખે નહીં મતિમંદ;
અણછતું સત્ય કરી લેખવે, તેનું હૃદય કેવળ અંધ. ૨
જેમ મેઘે ઢાંક્યા સૂર્યને,પછી નેત્ર નિહાળી નવ શકે;
ભાઇ આજ અર્ક ઉગ્યો નથી,એવીવાણી બાળક બહુ બકે. ૩
અલ્પમતિ જે જીવ છે તેમને,અકલ નથી એક રેપ રતિ;
સૂર્યને નિસ્તેજ માને, જે તેજ રવિમાંહે નથી. ૪
ઘન ઘટા આવી ગઈ, અંધકારનો આભાસ;
ઢાંક્યો માટે નવ દીસે, પણ નિત્ય છે પ્રકાશ. ૫
પ્રત્યક્ષ છે ને નવ દેખે, હવે સૂર્યનો શો વાંક;
આડે આવ્યું વાદળું, ભાઇ એ ત્યાં આડો આંક. ૬
અલ્પમતિ છે જીવને, વળી મૂઢ કહાવે તેહ;
પોતાના નિજ આતમાને, બંધ માને જેહ. ૭
મુક્ત તો સદા છે આતમા, પરાણે બંધાય;
જેમ નળી કેરો સૂડલો, તે પોતે પરવશ થાય. ૮
આત્માના પ્રકાશ વિના, ન છૂટે અહંકાર;
અહંતા મમતા લક્ષણરૂપી, વાદળનો નહિ પાર. ૯

અહંકાર રૂપી ઘનઘટા, હત બુદ્ધિ તેણે થઇ ગયો;
આત્મજ્ઞાન આવ્યું નહીં,તેણે આતમા અળગો રહ્યો. ૧૦
અજ્ઞાન વાદળ ઉતરે, તો પ્રગટ દીસે આતમા;
પૂર્ણ પરમાનંદ પામે, હીરો આવે હાથમાં. ૧૧
તે માટે જન સાંભળો, અહીં સાધનનું પ્રમાણ;
મનનું સંયમ ઇંદ્રિનિગ્રહ, કીજીએ નિરવાણ. ૧૨
સતસંગત કથા હરીની, સાંભળીએ અપાર;
શ્રી ભાગવત ભગવદ્‌ગીતા, અને ગુરુગીતા સાર. ૧૩
એકાંત બેસી કીજીએ, આત્માસું વિચાર;
શ્રવણ મનન નિદિધ્યાસ કરતાં, થઇએ તે સાક્ષાત્કાર. ૧૪
તત્વજ્ઞાની ગુરુ કરીને વળી, પૂછીએ એકાંત;
અહંકાર વાદળ ઊતરે, પછી પામીએ મહા શાંત. ૧૫
એવા ગુરુને સેવતાં, ઉઘડે અંતરની દ્રષ્ટ;
પછી જ્યાં જુએ ત્યાં આતમા, કરે અમૃત વૃષ્ટ. ૧૬
ત્યારે સ્વપ્નથી જાગ્યો ખરો, નિજ બોધને પામ્યો સહી;
પછી જીવ બ્રહ્મ થઇ ગયો, ત્યારે દ્વૈત બુદ્ધિ ટળી ગઇ. ૧૭
દ્વૈત જૂઠું જાણજો, અદ્વૈત બ્રહ્મ વ્યાપી રહ્યો;
ભાણદાસ કહે મહંત બોલ્યા, ઉત્તમ ઉત્તર એક રહ્યો. ૧૮

## કડવું ૧૩ મું–રાગ

અમર વાણી શીતળ સારજી;
વળતા બોલ્યા બ્રહ્મકુમારજી. ૧

## ઉથલો.

બ્રહ્મકુમાર એમ ઓચરે, વળી આત્મા કેરી ચિંત;
વિજ્ઞાન કેવળ કહું વળી, શંકર આણજો પ્રતીત. ૨
સમસ્ત વસ્તુતણે વિષે, એ સળંગ સૂત્રજ જાણ;
નાના વિધના જીવ મણકા, જેમ પ્રોયા નિરવાણ. ૩
કલા ચૈતન્ય એ વડે છે, નાના વિધના ભેદ;
અક્ષરબ્રહ્મ ખરે નહીં, તે સળંગ સૂત્ર અછેદ. ૪

સમસ્ત વસ્તુ મળી કરીને, વિમાસીને જોય;
આત્માને પ્રણામ કરવા, નથી સમરથ કોય. ૫
પ્રણામ કરવા જે ગયા તે, તે લય પામ્યા હરિમાંહે;
જેમ પાણીમાં પાળો વળ્યો, તે કેમે જુજવો ન થાયે. ૬
આપણી છાયા એ હુતીતે, આપણામાં આવી મળી;
માથે સૂરજ આવીયો, ત્યારે છાયા તે સઘળી ટળી. ૭
જ્ઞાનરૂપી હું થયો તો, છાયા તે કહેવાય;
જ્ઞાનવૃક્ષ ઉદય થયું, ત્યારે લય પામે તે માંય. ૮
જેમ શુદ્ધ નભ છે નિર્મળું, વળી સર્વે રહેતે માંહે;
ધૂળ ધુમ્રને વાદળાં, ઘન ઉપજે વરતે સમાય. ૯
આકાશવત્ અખંડ છે, અદ્વૈતને અપાર;
સર્વે માહે ને વેગળો, વળી લાગે નહીં વિકાર. ૧૦
તેમ આત્મા અખંડ છે, નિત્ય બોધ પ્રકાશ;
અક્ષરબ્રહ્મ ખરે નહીં, ત્રિગુણ માયા પાશ. ૧૧
અકળ પૂરણ સકળ વ્યાપક, નિરંજન નિરાકાર;
બ્રહ્માંડ કોટી તેમા રહેને, લાગે નહીં વિકાર. ૧૨
પંચભૂત વંટોળીઓ, ઉપજે વરતે સમાય;
પણ શુદ્ધ ચૈતન્ય આત્મા, તે કેમે નવ લેપાય. ૧૩
તે તે હું પરમાતમા, સાંભળો શંકર સત્ય;
સર્વે માંહે ને સર્વેથી અળગો, મારે નથી આદ ને અંત. ૧૪
નિત્યાનંદ સ્વરૂપ મારૂં, જ્ઞાનનો પ્રકાશ;
શંકરાચાર્યને કહ્યું તે, વીનવે ભાણદાસ. ૧૫

## કડવું ૧૪ મું-રાગ રામગ્રી.

શંકર કહે છે સાંભળો સ્વામીજી,એક તમો છો અંતરજામીજી;
અન્ય ન મળે બીજો કોયજી, સ્તુતિ કરે છે શંકર સોયજી. ૧

### ઉથલો.

શંકર સ્તુતિ કરે મળી, હરિ એક આત્મારામ;
તમો વ્યોમની પેરે વિસ્તર્યા, ઠાલો નહિ અણઠામ. ૨

આ જગત નાના પેખીએ, તે સર્વ તમારૂં રૂપ;
એ ઘાટ સઘળા તમતણા પ્રભુ, તમો અકળ સ્વરૂપ. ૩
જેમ કનકનાં કુંડળ થયાં, ને બહુ ભાતના વેષ;
આદ્ય અંત ને મધ્ય જોતાં, વરત્યો વર્ણ એક. ૪
મુદ્રિકા માળા મેખળા, વળી મુકુટ મંડન સાર;
કટીમેખળા કંકણી, કુંડળ બહુ શણગાર. ૫
ટીલડી ટીડી અને ટોડર, કુલ બેસર ફુલ;
ઝરમર ઝાંઝર ઝુમણાં, ભાતભાતનાં મૂલ. ૬
વળી પાત્ર બહુ પ્રકારનાં, પાદુકા પર્મ રસાળ;
પ્રતિમા સુંદર પદ કડી, વળી શોભતી સુખપાલ. ૭
ચુડો ચુડી ને ચાંદલો, ચંપકળી ચોસાર;
ચાક ચોકી અને ચમચી, કનક બહુ પ્રકાર. ૮
બેરખી ને વળી સેરખી, અગલી અણુવટ સોય;
આગળ વેળીઆં શોભતાં, વળી અનેક આભ્રણુ હોય. ૯
જુજવાં વળી કહું કેટલાં, કહેતાં ન આવે પાર;
એટલાં આદે લેઇને, ભૂષણુ બહુ શણુગાર. ૧૦
જેણે સ્થળે જેવું ઘટે, શોભતું શોભે જેમ;
અનેક રચના રૂપ નાના, રચ્યું તેમનું તેમ. ૧૧
જુજવા મૂળ અનેક છે,અને દેખીએ ભિન્ન ભિન્ન;
પણુ કનક તે વિચારીએ,ત્યારે જાતે નાહિ કો અન્ય. ૧૨
એ કેહેવા જેવા માત્ર છે, ઉપાધ્ય તે આકાર;
એહ મિથ્યા ઘાટ પ્રાકૃત, આરોપ્યા સંસાર. ૧૩
હેમ સદા અવિકાર છે, પરબ્રહ્મ પૂરણુ સોય;
આ જગત નાના જીવરૂપે, ચોર્યાશી લક્ષ હોય. ૧૪
સ્વભાવ સહુના જૂજવા, આકૃતિ પડી અનેક;
જ્યારે વસ્તુ વિચારીએ, ત્યારે તમો છો ત્યાં એક. ૧૫
વાસ્તવ્ય જગત થયું નથી, અને નથી જીવસ્વભાવ;
એક અદ્વૈત તમો વ્યાપક, જગતનો છે અભાવ. ૧૬

વલણુ.

જગતનો છે અભાવ સ્વામી, શંકરાચાર્ય એમ સ્તવે;
કરજોડી ભાણુદાસ કહે, તે વળી આટમ વીનવે. ૧૭

## કડવું ૧૫ મું-રાગ ધન્યાશ્રી.

સ્તુતિ કરે છે શંકર સંતજી, અદ્ભુત કારણ છો ભગવંતજી;
આદ્ય અનુપમ અકળ અનંતજી, કૃપાવત્સળ છો કૃપાવંતજી. ૧

### ઉથલો.

ભાવત્સળ કૃપાળ છો તમો, એમ શંકર બોલ્યા વચંન;
વળી એક દૃષ્ટાંત કહે છે, જુઓ વિચારી મંન. ૨
જેમ ચંદ્ર અથવા ચંદ્રકી, પ્રતિબંબ છે જળમાંય;
જ્યારે યોગ મળીયો જળતણો,ત્યારે થળ વિચળ તે થાય. ૩
જળ પ્રવાહ જ્યાં જ્યાં વસે, ત્યાં વેહેતા સરખો દેખીએ;
વાસ્તવ્ય તે વેહેતો નથી, તે ચપળતાશું પેખીએ. ૪
ત્યાં ચપળ ચંચળતા નથી, એ કહેવા જોવા માત્ર;
ઉપાધિ ચંદ્ર વિષે નથી, આપો આપે શુદ્ધ પાત્ર. ૫
તેમ તમારે વિષે સ્વામિ, નથી કૃત્ય વ ટેક;
વળી ચપળ ચંચળતા નથી, પ્રભુ નથી થયા અનેક. ૬
જોવા કહેવા ચપળતા છે, પણ નથી ત્યાં નિરધાર;
તમો વિના અન્ય કો નથી, તમે અખંડ વ્યોમાકાર. ૭
તમોને કો બંધ નથી, તમો સિદ્ધિ બુદ્ધિ સ્વરૂપ;
સકળ કરતો દેખીએ, પણ અકળ ને અરૂપ. ૮
બોલો ચાલો સાંભળો, વળી રૂપ નિહાળો જેહ;
ગંધ ગ્રહો રસ ભોગવો, તમોને નહીં લેપે તેહ. ૯
પ્રભુ ભક્ષને ભોજન કરો, બહુ નાના વિધ રસાળ;
શયન આસન શોભતાં, સુખ શય્યા ને સુખપાલ. ૧૦
ગજ રથ ને તોરીંગ ચડો, વળી ભોગવો નાના ભોગ;
પાટ પીતાંબર ધરો, અથવા કરો મહાયોગ. ૧૧
વળી નગર પાટણમાં વસો, અથવા વસો વનમાંહે;
પ્રભુ અકર્ત્તા અહંકાર વર્જિત, બંધન કંઇ નવ થાયે. ૧૨
હે નાથ હે પ્રભુ હે હરે, તમે અકળ અશરણશરણ;
દીનદયાળ અવિગત, કોટિ કલ્મષ હરણ. ૧૩

અંતરજામી આત્મા છો, પરાત્પર પરબ્રહ્મ;
નિર્લેપક નિર્વાણ રૂપી, નિર્ગુણને નિષ્કર્મ. ૧૪
પરમાત્મા પ્રભૂ પરમ કારણ, પરમ જ્યોત પ્રકાશ;
સર્વવ્યાપક સર્વરૂપી, અકળ છો અવિનાશ. ૧૫
પૂર્ણ પુરૂષોત્તમ તમો, વળી વાસુદેવ ભગવાન;
પરમ આનંદ પરમ અમૃત, પાવન પરમ નિધાન. ૧૬
નિર્મળ નિશ્ચળ નરહરી, તમો નિરંજન નિરાકાર;
અખંડ પિંડ બ્રહ્માંડ રૂપી, વળી વિશ્વના આધાર. ૧૭
ચોવીશને ચૈતન્ય કરો, પંચવીશમાં પરબ્રહ્મ;
ઋષીકેશ મુકુંદ માધવ, સનાતન મહા ધર્મ. ૧૮
પરમેશ્વર પરમાતમા, તમો પરંપદ નિષ્કામ;
માયાપતિ મહારાજ મહિપતિ, સકળ વ્યાપક રામ. ૧૯
જેણે સ્થળ વરતો તમો, ત્યાં કોણ પહોંચે નાથ;
ઇંદ્રિ થકા અળગા વસો, કોણ લહે તમારી વાત. ૨૦
અગાધ બુધ્ય વરતો સદા, કોણ લહે તમારો પાર;
જુમુક મૌન કરી રહ્યા, એ અલૌકિક વેહેવાર. ૨૧
તમો ધર્મ સાધુ દયાળ સ્વામી, સાંભળો ગોપાળ;
કૃપા ઘણી મુજને કરી, જે બોલીયા કૃપાળ. ૨૨
દીન જાણી દયા આણી, કહું કેવળ જ્ઞાન;
જન્મથી જાણી કરી, બોલ્યા નહીં ભગવાન. ૨૩

વલણ.

બોલ્યા નહિ ભગવાન સ્વામી, શકર વાણી ઓચરે;
કરજોડી ભાણદાસ કહે છે, સાભળતાં દુસ્તર તરે. ૨૪

કડવું ૧૬ મુ-રાગ

મહા પ્રસન્ન થઇને શંકર ઉચરે, વળી ઉચ્ચતી ઉત્તમ સ્તુતી કરે;
હસ્તામલકને હર્ષ આદર કરે,તનધન જીવન મન, તમોછો માહરે. ૧

ઉથલો.

તન ધન જીવન તમો, પ્રભુ પ્રાણવલ્લભ સોય;
જ્ઞાન અમૃત સીચવા, ન મળે બીજુ કોય. ૨

તત્વદર્શી ક્યાંથી પ્રભુ, કોઇ વીરલા સંસાર;
સમાગમ સમજણતણો, ન મળે વારંવાર. ૩
પ્રીછય પીંડ થોડા મળે, મહામુક્ત મહાધીર;
સંશય રહિત સોહામણી, નિર્મળ જ્ઞાન ગંભીર. ૪
ભલું થયું જે ભેટીયા, સુફળ થયો અવતાર;
ધન્ય ધન્ય દિવસ ધન્ય ઘડી, જે મળ્યા પ્રાણ આધાર. ૫
જ્ઞાનમત ગોઠડી કીધી, સમતત્વ સ્વામિ તમો;
અંતઃકરણ શીતળ થયુ, પ્રભુ પરમાનંદ પામ્યા અમો. ૬
તમ વિના બીજું કોણ કહે, એ રસતણો એ પાર;
પરબ્રહ્મ રસને પાન કરતાં, તૃપ્ત નથી લગાર. ૭
પ્રભુ એવી વસ્તુ નથી કને, જે આપી લાગું પાય;
જે અજ્ઞાનતણો પટંતરો, તે મળે નહીં જુગમાંહે. ૮
હવે ઓરણી હું એમ થાઇશ, પ્રેમે કરી પ્રણામ;
તમવડે પૂરણ થજો, સંતુષ્ટ આત્મારામ. ૯
એમ કહીને ઋષિ સંતોષ્યા, હસ્તામલક ભગવાન;
આદર ભાવ ઘણો કર્યો, પેરપેર દીધાં માન. ૧૦
હવે હસ્તામલક શંકરતણો, પૂર્ણ થયો સંવાદ;
બ્રહ્મવિદ્યા ઉચરી, ઉપન્યો મન ઉલ્હાદ. ૧૧
પછી એક સંવત્સર ગયા પૂંઠે, આવીયો તેનો તાત;
દેખીને આનંદ પામ્યો, હરખીયો સાક્ષાત. ૧૨
પેહેલાં મેં પ્રીછયો નહીં, એ પડિત પૂરણ જાણ;
અલૌકિક જ્ઞાન અવધૂત, કેમ કરૂં પ્રમાણ. ૧૩
જાણીને જડ થઇ રીઝયા, લોક બુદ્ધ ન માટ;
ભાગ્ય મારા વંશનાં, એ બ્રહ્મસાગર ઘાટ. ૧૪
કુળ તો કોટિક ઉધર્યાં, એ પ્રગટયો અકળ સ્વરૂપ;
એ પદારથ પામીયો, કૈલાસ કેરા ભૂપ. ૧૫
શંકરને ચરણે નમીને, બોલ્યો તેણીવાર;
આ પુત્ર જે પ્રીછયો પડયો, તે તમારો ઉપકાર. ૧૬
બ્રાહ્મણની આરત ટળી, શંકર થયા પ્રસન્ન;
એ કથા સહિત એટલી, સાંભળો શ્રોતાજન. ૧૭

યોગ માગ ને સકળ તીરથ, શમ દમાદિક સોય;
દયા દીક્ષા દાન સઘળાં, એ ગાતાં ફળ હોય. ૧૮
હસ્તામલક હરખે ઘણો, આદર કરજો અનુદિન;
આલોકને અનુભવો, રાખજો નિશ્ચલ મન. ૧૯
સંવત સત્તર સિતોતર, વળી જયેષ્ઠ માસ તે સાર;
શુકલપક્ષની સપ્તમી, અને સુર તણો ગુરૂવાર. ૨૦
વીશી બ્રહ્માજી તણી, અને સંવત્સર તે શરવરી;
હસ્તામલકની કથા સુંદર, પાવન વાણી ઓચરી. ૨૧
અંતરજામી આતમા, તે બેઠો અંતર માય;
ગુણ પોતાના કહ્યા પોતે, પણ આપણેથી શું થાય. ૨૨
કર્ત્તાં વક્તા શ્રીહરી, કવિદાસ કહેવા માત્ર;
નિમિત્ત મૂકી રહે અળગા, આપોપે શુદ્ધ પાત્ર. ૨૩
હસ્તામલક ને શંકર કેરો, અદ્‌ભુત એ સંવાદ;
પદબંધ પ્રેમે નીપન્યો, કૃષ્ણપુરી ગુરુપ્રસાદ. ૨૪
શ્રીગુરુતણા પ્રતાપથી, મેં કહ્યું કેવળ જ્ઞાન;
સુણજો વળી શીખજો, ને નિત્ય ધરજો ધ્યાન. ૨૫
પ્રમાદ મોહને પરહરો, સદા સેવજો હરિના દાસ;
ક્ષણભંગુર કાયા આપણી છે, આણો ઘડી ન વિશ્વાસ. ૨૬
નરનારી ગાય ને સાંભળે, નિત્યે કરે અભ્યાસ;
તેના અંતરની દૃષ્ટિ ઉઘડે, એમ કહી ગયા ભાણદાસ. ૨૭

---

# જીવણરામ.

## નવ ચાતુરી.

### ચાતુરી ૧ લી–પૂર્વછાયો.

સકળ શિરોમણી સંતગુરુ દેવજી, નામિ નામિ ચરણે કીજે સેવજી;
કુંપદ સુકી માયા તજીએજી, સતગુરુ દેવને ભાવે ભજીએજી.

## ઉથલો.

ભજીએ સતગુરુ દેવ સ્વામી, તમો કરો કૃપા પ્રીતે કરી;
જન્મ મર્ણનું દુઃખ ટાળે, દેખાડો પાસે હરી.
તે હરી હૃદયમાં ઓળખાવો, ભક્તિભજન નિરભય કસ;
કર્મ ધર્મ મટે સર્વે કલ્પના, ગુરુચરણે ચીત લેઇ ગસ.
ભાર ધર ધીરજ રાખ મનમાં, ગુરુ ગોવિંદ ભાવે ભજે;
વિશ્વાસ આણીને કરો સેવા, મોહી માયા મમતા તજે.
તજે તૃષ્ણા વિષયવાસના, મુળ અવિદ્યાનું બળે;
પ્રેડ ઉપજે વૈરાગ મનમાં, દેહ હંકાર સર્વે ટળે.
તજે ભવ સંસાર સુખ દુઃખ, સેહેજે સંતોષ પ્રેડ આવશે;
ગર્વ હંકાર ટળી જાશે, ને પ્રેમ આનંદ સુખ પામશે.
પામે વસ્તુ દયા ઉપજે, ને કરે નિત્ય સતસંગ;
બીજું સ્વમા સરખું સર્વે, જુઠું ભાસે વાધે હરીસું રંગ.
રંગ વાધે હેત હરીસું, ને બીજું કાંઇ નવ ગમે;
તે હરી ભજી શું રાખે પ્રેડતા, કારજ વિના કાંઈ નવ ભજે.
ટળી ભ્રમણા નિર્ભય મન થયું, રેહે સતગુરુ ચરણે પ્રીતે કરી;
દાસ જીવણ સમજે સુખ પામે, હેવી હરીની ચાતુરી.

## ચાતુરી ૨–પૂર્વછાયો.

ચાતુર જન તે સંતસુ જાણુજી, વચન અમૃતરસ બોલે વાણુજી;
સાંભળો કૃપાનાથ વીનતી હમારી, જે પુછુ તે કહો વિસ્તારીજી.

## ઉથલો.

કહો વિસ્તારી ગુરુદેવ સ્વામી, છો ભક્તવત્સલ પ્રતિપાળ;
હું શિષ્ય તમારો કરૂં વીનતી, તમો છો દીન દયાળ.
દયા જાણી હરો સર્વે, ટાળો ત્રિવિધી તાપને;
કરી ઉપદેશ સત માર્ગ દેખાડો, તજાવો મોહ પાપને.
તે દેખાડો ગુરુનાથ સ્વામી, ટાળો માયા હરી કેમ મળે;
હુ કરૂં વિચાર પણ જરા પડે નહી, અહંકાર તે કેમ ટળે.
હવે સાંભળ વિરા કહું તુજને, દેહ પંચભૂત કરી જાણે જેહ;
ત્વચા હાડ માંસ ને અંગાદિક, કલેશ રૂપ તું જાણેય.

એ જડ પદાર્થે ઝાંઝા ભૂત છે, ને મળ મૂત્ર દુઃખરૂપ;
પત્ય દેહ છે કલ્પી કાયા, તું છે સત્ય સ્વરૂપ.
એવા દેહથી તું ભિન્ન જાણીશ, ઓળખ થાશે હરી;
માંહે બ્રહ્મપ્રકાશ છે પરબ્રહ્મકેરો, વસ્તુ વિચાર કરજો ફરી.
ફરી જોતાં ખોળ કરતાં, તારૂં રૂપ છે તુજમાંહ;
એ સોહંગ રામ રમે ઘટ ભીતર, તુ રહેજે સુખ આનંદમાંહ.
બાઇ આનંદ છે આત્માતણો, હવે હું મારૂં સર્વે મુકજે;
જીવણરામ મળે ઘેર બેઠા, જો રામરૂદે રસ ઉપજે.

## ચાતુરી ૩ જી–પૂર્વછાયો.

રામ રૂદેમાં કેમ કરી મારીજી, સમજાવીને કેહો રૂદે ભાસજી;
જુક્તી વિના કેમ જડશે નાથજી, સતગુરુ કુંચી આપો હાથજી.

## ઉથલો.

સ્વામીરાજગુરુકુંચી કળ દેખાડો, થાય હંસરૂપ હરિ જંન;
તમો પુરણબ્રહ્મ કીરપા કરો, કે મટે કલ્પના મંન.
ચંચળ મન તે ચળ કેમ થાય, સ્વામી ચોદિશ ફરતું ફરે;
જેમ ધજા ફરકે પવન વેગી, ચપળ ચિત્ત કેમ ઠરે.
હવે બોલ્યા સદ્‌ગુરુ સાંભળ બાઇ, કહું જો તાહારે મન વસે;
જોગ ધારણ કરી જાણે, ઉનમની મંન તાહારા થાશે.
જેસમુદ્ર વિષે બહુ તુરંગ ઉઠે, પણ સાગરથી કંઇ ભીન નથી;
એમ આત્મારામ પરમ બહુરૂપે, મન લહેર ઉઠે છે માંહેથી.
એ જાણે તો સુખરૂપે થાયે, નિજ આનંદમાં રહેછે છકી;
જો પરમારથ જ્ઞાન ઉપજે, તો સદા રહે મનમાં સુખી.
બાઇ સુખીઓ થાય સમજી રહેજે, બકવાદ સર્વે મુકજે;
વિચારીને વાત કરજે, ધીર રાખીને ધીરજે.
હુતો કોણુને કયાંથી આવ્યો, કરજે મન વિચાર તું;
ત્યારે તાહારૂં રૂપ જડશે, વિચારે મટશે શે સહુ.
પછે હઠ ટળે હઠજોગ ટળશે, પછી જીવણરામ મળશે હરિ;
સર્વેમાં સૌથી અળગો, એવી હરિની ચાતુરી.

## ચાતુરી ૪ થી-પૂર્વછાયો.

ચરિત્ર એનાં છે અપરમપારજી, કહેતાં ન આવે વાણી નીરધારજી;
જે પુછુ તે સ્વામી કહીએજી, કૃપા કરીને કહો તે લઈએજી.

### ઉથલો.

હવે કૃપા કરીને કહો પ્રભુજી, સમજાવો વિધ કરી;
ઘટ ઘટ રામ વસે છે સૌમાં, તો અવતાર કોણ લે છે ફરી.
જન્મ મરણનો ભય જાણી, કયમ કીયા (સૌ) કો કરો;
નર્ક સ્વર્ગની બીક માની, કરે પુણ્ય દાન તીર્થ ફરો.
કયા પુરાણ સાંભળે ભાઇ, સંધા વંદન મંત્ર જંત્ર સાધના;
અપરાધી દીન હિણ થઈને, કરે દેવ આરાધના.
કહે સદ્ગુરુદેવ તું સાંભળ વિરા, છે જીવ દશા તું જાણજે;
જેમ ઘણા દિવસનું દર્પણ મેલું, મુખ દીસે નહીં નીરવાણજે.
તેમ મેલુ મન અંતઃકર્ણ અવલું, તેણે કરી વણસી ગયો;
છે નાહના પ્રકારની વાસના, તે કેમ કરી કશમલો થયો.
જેને સંત સંકલીત ગુરુ મળ્યા, મન ઉજ્વળ થાય પ્રકાશ;
તો ભાસે બ્રમ વૈરાટ સઘળે, તો આવે દ્રઢ વિશ્વાસ.
દેહ ભાવ ટળી જાય, સોહં સુખ જાણે સહી;
ભ્રમ કીટ પર્યંત સુધી, દેખે રામ રૂદયે રહી.
એને ગૃહરાજ સુખ સર્વે ટળી ગયું, ને ઉત્પતિ પ્રલય જંતને;
દાસ જીવણ કહે સુજે યથાર્થ, સેવો હરિ ગુરુ સંતને.

## ચાતુરી ૫ મી-પૂર્વછાયો.

સંત સદા છે પરમ કૃપાળ છે, ભ્રાંતી ટાળો દુઃખ જંજાળજી;
સુજે યથાર્થ કયમ કરી માણેજી, ઉત્પતી પ્રલય કહો સ્વામીનજી.

### ઉથલો.

ઉત્પતી પ્રલય કહો કૃપાનાથ, જન્મ જરા દુઃખ થાય છે;
ભોક્તા ભોગ થઈ સુખ માને, મુઆ પછી કયાં જાય છે.
સાંભળે તો કહું સાચું, નહિ વિચાર તેહને કરો;
એ પ્રપંચ માંહે મનડું પડયું, માયામાં આવી ફસ્યો.

છે નીત નીયમ ને પ્રાકૃત મળે, વસ્તુ વિષે કંઇ નથી;
ઉપજે દેહ સૌ દેહને દેખે, સત ભાસે ભ્રમ વિચારથી.
નિર્ગુણનો જન્મ નહિ મળે, પંચભૂતનો દેહ .પિંડ થયો;
પૃથ્વિ અપ વાયુ અગ્ની આકાશ,પોતે પોતાનામાં મળી ગયો.
એ અજર અંમર છે નાથ, અવિગત એને ઉત્પત નામ સે હાણુ;
જાત અખંડમાં જોત મળી ગયું, કહું દિસે નહીં એધાંણુ.
કો સ્વપ્નામાં ભ્રમ સર્વ દેખે, જાગ્યો પછી કંઈએ નહીં;
આળસ મરડીને ઉડીયો પછી, ખોટામાં ખોટું સહી.
હર્ષ શોક ને જન્મ જરા, દેહ ગ્રેહથી કાહાડી મુકજે;
પ્રકાશ છે દેહ ઇંદ્રિને, જ્ઞાન ઝરૂખે ઝાંખજે.
છે સૌને માહા સૌ થૈ અળગો, રૂદે સાથ બ્રમ અરૂપ એ;
કહે જીવણરામ ઓળખે તો, થાય જંન તદ્રુપ છે.

## ચાતુરી ૬ ઠ્ઠી–પૂર્વછાયો.

તદ્રુપ થઇને સમજી રહીએજી, વસ્તુ વિચારી માહા સુખરૂપ થઇએજી;
પુછું પ્રશ્ન એક નીરધારજી, પુરણપદ. હોય કેમ સારજી.

### ઉથલો.

પૂર્ણપદ તે કેમ હોય સ્વામી, સમજ્યા વિના દુઃખ કેમ ટળે;
ત્રિકુટી ત્રીગુણ મહી સૌ બંધાણું,ઓળખ્યા વિના મન કેમ ગળે.
બાઇ પુછુ તે પ્રમાણુ નિશ્ચે, કહુ તુજને પ્રીતે કરી;
ત્રીગુણાતીત જાણ્યા પછે, સહજ ન રેહેશે તે નિર્ભય થઇ.
ત્વંપદ જીવને તત્પદ ઇશ્વર, બ્રહ્મ અસિપદ જાણી જે;
અર્થ તેનો કહું તુજને, રાખી ચિત્તમાં માનીજે.
એ મન બુદ્ધિ અહંકાર મળીએ, ત્વંપદ જીવ કહેવાય છે;
તત્પદમાં વાસ મળીત ચૈતન્ય, ઇશ્વર એવું નામ થાય છે.
માયા વિકાર મોહ રહીત ચૈતન્ય, બ્રહ્મ અસિપદ છે સહી;
તત્પદ ત્વંપદના લક્ષ લેતાં, કહ્યામાં આવે નહી.
તે દેખે સોહં રામ સઘળે, જાણે સૌ પરમાત્મા;
હરિ હરિ જાણી હેત રાખે, ભુલો ના પડે ભ્રાંતી માંહે.

તે ભાવે તો ભજ ના નિર્ગુણ, ગમે તો ગોવિંદ ભજો;
સેહેજ તેના વરમાં સુખ વરતે, અન્ય ભાવ કશો ન ઉપજો.
વળી ના ઉપર જે અભિલાષ તેને,જે રહ્યો બ્રહ્મના સુખમાં ઠરી;
અચળ્યું સુખ છે દાસ જીવણ કહે, નીરખો એની ચાતુરી.

## ચાતુરી ૭ મી–પૂર્વછાયો.

ચૈતન્ય છે ધન સઘળે રામજી, નિર્ભય સ્વતુ થાય વિશ્રામજી;
ત્રીગુણાતીત થૈ સમજી રહીએ રામજી,સારૂ નરસું કોઇને ન કહીએ કામજી.

## ઉથલો.

ભાસ સારૂ નરસુ કોઇને નહીં કહીએ,જો નિર્ભય આપણું થયું;
એ ગુણ કાર્ય ગુણ સાધે છે, સુખ દુઃખ સરવે ટળી ગયુ.
સ્વામી છે ગુણ તેના ઘરમાં, તે વિધ વિધના રંગ કરે;
કરે શાંતી કેરા જશ લોભી, તામસી થઇને આચરે.
બોલ્યા સદ્‌ગુરુ સાંભળ શીષ્ય તું,છે શાંતીગુણ વિષ્ણુતણો;
બ્રહ્માયકો રજો ગુણ ઉપજે, તામસી ગુણ છે રૂદ્રનો.
ભાઇ શાંતીગુણકેરા સંતસમાગમ,ભક્તિભજન ભાવમન ધરે;
રાજસ આવે લોભ વાધે, તૃષ્ણા મન ફરતું ફરે.
એ તાપસી જન હોય કબુદ્ધિ, સમજાવ્યો સમજે નહીં;
પ્રીત કરી બોલાવે તો, ભડકી ઉઠે મારવા સહી.
એ ત્રીગુણ રૂપતું સ્વરૂપ જાણી, કરી વિચાર લો ઓળખી;
જ્યાંથી ઉપજ્યો ત્યાં સમે, હાલન માલન ચૈતન્યથી.
ભાઇ અંતરગુણ તે હેઠથી ગુણ ઉપજે, પરાપશ્યંતિ વૈખરી વિષે;
ચરિત્ર ચૈતન્ય કરાલ કંટક, ભાવ અતિતને ઓળખે.
છે ત્રિગુણાતીત સોહં સઘળે, બ્રહ્માનંદ સુખમાં રમે;
દાસ જીવણ કહે વસ્તુ વિચારી, સમજીને પોતે રહે.

## ચાતુરી ૮ મી–પૂર્વછાયો.

સમજણ ખોટી ક્યમ કરી થાયેજી,અનુભવઉપજે તે સુખ દુઃખ જાયેજી;
પીંડ વિચારમાં કંઇ નવ સુજેજી,હર્ષ શોક પુનઃ કોને ન ઉપજેજી.

### ઉથલો.

સ્વામી હર્ષ શોક તે કેમ કરી ઉપજે, સમજાવો મુજને સહી;
હું જાણું હરિ સઘળે સરખો, ઓછાં અદકાં કોઈ નહીં.
સાંભળ વિરા કહું સઘળું, જાણે જે નિશ્ચે કરી;
ષટ ઉર્મીથી રહીત નિર્ગુણ, નિર્ગુણ રહ્યા છે સઘળે ભરી.
સંકલ્પ વિકલ્પ હર્ષ શોક, મનતણો ધર્મ જાણજે;
ક્ષુધા તૃષા પ્રાણ વિષે રેહે, ધરી ચિતમાં આણજે.
ઉષ્ણ શીત ને જન્મ જરા, એ દેહ તણો છે ધર્મ;
છે નિરાલંબ પરમાત્મા, કરે પોતે પોતાનાં સૌ કર્મ.
ભાઈ જન્મ જરા મૃત્યુ એના, નામ લે એ અજન્મ પોતે સદા;
થાય ટળે તે નામ રૂપ સર્વે, પરપંચ પામે નહીં કદા.
એ આદ્ય અંત ને મધ્ય પુરણ, સચરાચર વ્યાપી રહ્યો;
નીગમ નેતી નેતી કરતાં ભુલ્યા, નિશ્ચે કેને નવ થયો.
ભાઈ કહેવામાં કંઇ ન આવે, એ અનુમાને ઓળખાય છે;
જેમ સલિતાપુરે તૃષા જણાય છે,તેમ વસ્તુ વિચારે સુખ થાય છે.
એ સતસ્વરૂપને ઓળખે તો, ભાંજે ભ્રમ સકળ ખરી;
દાસ જીવણરામ સઘળે સરખી છે, નિર્ગુણ બ્રહ્મની ચાતુરી.

### ચાતુરી ૬૯ મી-પૂર્વછાયો.

નિર્ગુણ બ્રહ્મ તે કેમ છે સતજી, સાં જુજવી સૌની છે મતજી;
નવ સમજ્યો હું સંકેતજી, ષટ પદ ઉપજે મનમાં હેતજી.

### ઉથલો.

સ્વામી ષટ દર્શન નામના છેજી,સમજ્યા વિના ચિત કેમ ઠરે;
કોઇ વૈષ્ણવ થઇને માળા રાખે, કોઇ જટા વધારીને ફરે.
કોઇ કાન ફડાવી ને મુદ્રા ઘાલે, કોઇ ઉદાસી થઈને ફરે;
કોઈ શિવ દર્શી થઇ ભસ્મ ચોળે,કોઇ શુન્યવાદી થઈ મુન્ય રેહે.
જોગી જંગમ સેવડા થઈ હીંડે,કોઇ બ્રહ્મચારી થઈ દુધ પીયે;
કો વૈરાગ રાખી ખાએ વન ફળ, કો ધીક સંસાર કઇને સહે.
એવા વિકલ્પ જોઇને ધોકે પડ્યો હું, ના પડે સુજ સુખ મનને;
છે નિર્ગુણ બ્રહ્મ એક મારે, જુજવા તે સમજાવી કહો મુજને.

અરે શીષ્ય તું સાંભળ ભાઇ, જેને ગુરુ જેવા મળ્યા;
તેને તેવો બોધ દીધો, સાંભળીજો મનમાં. ભલા.
કર્મ શાસ્ત્ર ભણી ભણી માર્ગ દેખાડે,કરે વખાણ ડાહ્યા થઈ;
તે પોતે પોતાના ધર્મ ઉત્તમ માને, ને ઝગડો કરે સામા રહી.
તે સામા સૌ કલેશ પામે, તેને શું કહીએ હવે;
એક રામ સ્વતંત્ર સઘળે સરખો, સમજ્યા વિના દુઃખ ભોગવે.
શાસ્ત્ર પુરાણ સૌ વાએક વિલાસ છે, અજ્ઞાને અંધારૂં;
ભણે ગણે પણ ભેદ ન જાણે, ભ્રમણાએ ભુલ્યા ફરૂં.
કોઈ સંત વિવેકી મળે તેહને, તો પરબ્રહ્મ પોતામાં જડે;
તો ટળે મન અહંકાર સર્વે, દીયે જ્ઞાન ચક્ષુ ઉઘડે.
પછી મુકે હંકાર પંચભૂતના, નામ રૂપ શાને જુવે;
પિંડ બ્રહ્માંડમાં પરિબ્રહ્મ દેખે, પોતાપણું સરવે ખુવે.
પછે જીવ થઇને ઉવેખે તો, હવે હરિ હરિ જાણી હેતે કરી;
દાસ જીવણ જાણે યથાર્થ, નિર્ભય પદ મન એ ઠરી.

## ચાતુરી ૧૦ મી–પૂર્વછાયો.

નિર્ભય પદ તે કેમ હોય સ્વામીજી, એ ઘટ ઘટ વ્યાપીક અંતરજામીજી;
જીવન મુક્તાના લક્ષણ કહીએજી, સમજાવો તો સમજીને રહીએજી.

### ઉથલો.

સ્વામી સમજાવો તો સમજી રહીએ, બીજો ભાવ કશો ન ઉપજે;
તે કેમ હીંડે કેમ બોલે ચાલે, શું રાખે મુકે જતે.
હારે ભાઇ રાખે સ્વતંત્ર બુદ્ધિ, કોઇ જો નંદો તેહને;

× × × ×

તે ન રાખે અહંભાવ, માન અપમાન સર્વે ગયું;
તેને ઝરે સુખ અમૃત વાણી, સેહેજમાં સુખ સૌ થયું.
રહે નિર્લેપક વાયુ દ્રષ્ટાંતે, કર્તા અકર્તા થઈ રહે;
અણબોલ્યા સરખું તે બોલે, અતિ સુખ જેને કહે.
તે ન કરે નિંદા ને ન આપ વખાણે, પરમારથ પગલાં ભરે;
છે સૌમાં પોતે પોતામાં સૌ, દયા જાણી દુઃખ હરે.
તે રાખે સઘળે કરૂણાદ્રષ્ટી, ભાઈ અપેક્ષા કોઇની નવ કરે;
દેખે ચોરાશી લક્ષવિણું, વ્યાપક જાણી જુક્તે હરે.

તે અનુભવ સાગર જ્ઞાન પામે, સમજીને સુખરૂપ થયો;
બાઈ જીવનમુક્તની દશા એહવી, જે મસ્તક થઇ રહ્યો.
પછી ગમે તો કથે જ્ઞાન વિદ્યા, ગમે તો ભજે હરિ હરિ;
કહે જીવણરામ એના સરખી, નહીં મળી બીજી ચાતુરી.

### ચાતુરી ૧૧ મી-પૂર્વછાયો.

ના મળે બીજુ અદ્વૈત એકજી, ગુરુ કૃપાથી હોય વિવેકજી;
દેહ વિતર કેમ બોલાયજી, પરમારથ જ્ઞાન કેમ લેવાયજી.

### ઉથલો.

સ્વામી પરમાર્થ જ્ઞાન કેમ કરી ઉપજે, બોલતાં બીજો થાય છે;
આભા અખંડ છે નિર્વચની, દેહ અળગો કહેવાય છે.
પછી બોલ્યા રીત ગુરુ સાંભળ બાઇ,ધન અવતાર તારી બુધને;
શું પ્રશ્ન તેં પુછ્યુ મુજને, સમજાવી કહું તુજને.
આ દેહ તું નહીં પંચભૂત આત્મા, પ્રાણ વાયુ આત્મા નહીં;
વિષય વિકાર ઇંદ્રિયગુણ આત્મા, મિથ્યા હંકાર ભાસે સહી.
નહીં મન બુદ્ધિ ચિત હંકાર આત્મા, કર્મ ક્રિયા નહીં સર્વદા;
ત્રીપુટી રહીત પરમાત્મા છે, ધંધાના નહીં સર્વદા.
નહીં સંશય ગુરુ શિષ્ય પોતે, નહીં કોઇ ધરે એક ધીર;
નહીં સ્થુલ સુક્ષ્મ કાર્યાં કારણ, ના મળે લિંગ શરીર.
સૌનો નામ કશેથી અળગો, તેને વૈતર કરી જાણજો;
ઇષ્ટ પદાર્થ બોધ કરીને, મહા વાએક ચિત ધમાનજો.
જેમ ઘટ ભાગ્યો મઠ ભાંગ્યું, આકાશમાં આકાશ સર્વ ભળ્યું;
બાઇ જેથી ઉપન્યું ત્યાં સમાએ, જેમ હતુ તે તેમ મળ્યું.
છતે સૌ અણછતું માંડે, ન્યારો રેહે નિર્ભય થઇ;
પ્રપંચ પાર પરમાત્મા છે, તે કરે કરાવે કેઇએ નહીં.
એ વસ્તુ અજર તે જરે તુજને, બ્રહ્મ બુધ તે કરી;
જીવણરામ સમજી રહીએ, છે નિર્ગુણ બ્રહ્મની ચાતુરી.

### ચાતુરી ૧૨મી-પૂર્વછાયો.

સોહંગ સુખમાં સરવે ગળી ગયુંજી,હું મારૂં સાં નામ રૂપ પલટી ગયુંજી;
અનુભવ વિદ્યા પામ્યા જ્ઞાનજી, વિવેક વિચારે ગયું અભિમાનજી.

## ઉથલો.

ગયું અભિમાનસ્વામી મટી કલ્પના, જ્ઞાનદીપક હવે પ્રગટીઓ;
ટળી આશંકા થયુ નિજ મનમાહ્રં, સેહેજમાં સુખ રૂપ થયો.
હવે ભાંગી ભ્રાંત હતું રૂપ ટળી ગયું, એ ગુરુ ગોવિંદની કૃપાથઈ;
હું અદ્વૈત બ્રહ્મ અખંડિત પોતે, દ્વૈત ભાવ ભાસે નહીં.
ચિત ધન્ય ચૈતન્ય સઘળે સરખો, એથી અળગું કાંઈ નથી;
જેમ કંચનમાં ભૂષણ રહ્યાં, કો વિચારે પારમારથી.
હવે પુછવું સરવે ટળી ગયું, એકલવણ પુરૂષ જળમાં ગયો;
તે જાતાંમાં એક એક રૂપ થઇ, પાછો ફરી નવ આવીયો.
જેમ જીવ ઇશ્વરનો વિચાર કરીજો, બ્રમસાગરમાં ગયો ભળી;
જેમ ગુંગાનો ગોળ ગુંગો જાણે, કહ્યાંમા ન આવે વળી.
હવે બોલ્યાં સદ્દગુરુ ધન્ય તુજને, કેવળ બુધ્ધિ તાહારી થઇ;
જ્યાં રવિ શશી તારાની નીયમ ના માળે, તે પદ પામ્યો સહી.
ત્યાં કાળ કર્મ ગત વેદની પોંચે નહી, ત્યાં સુખ વાણી શું કહી શકે;
જે ગયો તે પાછો ફરી શકે નહીં, શબ્દ ના પોચે શું લખે.
ભાઇ તું સરખો ના મળે સુરત, હે હેવું મુજને કોણ પુછશે;
તાહરાં વચન તો દેવને દુર્લભ, તે મુજમાં આવી વસે.
સદ્દગુરૂ સ્વરૂપ નિરંજન પોતે, પરબ્રહ્મરૂપ થઈ રહ્યો;
ગુરુ શિષ્યનું રૂપ ટળી ગયું, પછે બ્રહ્મમાંહી ગળી ગયો.
હવે શું કહું તુજને વાત વીરા, તે વિચારી સરવે લહું;
જીવણરામ રહ્યો રસ બસ થઇ, થોડા માંહે ઘણું લહ્યુ.
કોઇ ચાતુર જંન એ ચાતુરી સાંભળશે, માહા અનુભવ વિદ્યા છે ખરી;
ટળે હંકાર સુખરૂપ થઇ રહે, ભવસાગર જાએ તરી.
જન્મ મર્ણનું દુઃખ ટળે, માયા અવિદ્યા સર્વે ટળશે;
જ્ઞાન સાગરમાં ભળે, ભાઇ ભાવ પ્રિત કરી જે કોઇ સુણશે.
કોઇ શીખે સાંભળે કરે પુણ્ય પાઠ, દુઃખ મટે તેહને;
મુકિત પદાર્થ તેને નરનારી જન ગાય, અનુભવે ફરી વધારે દેહને.
ભાઈ દેહ ધર્યો તે થયો સફળતા, સુખરૂપ પછે હરિજંન;
ગુરુ પર્મહંસની કૃપાથી, બોલ્યા દાસ જીવણ.

---

# વજીયો.

## સીતા સંદેશો.

### રાગ સામેરી.

સાગરતનયા સરસ્વતી, ગવરીનંદન ગણેશ;
સીતા સંદેશો ગાઈશું, મુને આપજો ઉપદેશ;
હનુમંત હાથે મુદ્રિકા, મોકલી જગદાધાર;
અથાક મહાજળ ઉતર્યો, કપિ પહોંચ્યો પેલીપાર, રામજી;
સુંદરી સંદેશો મોકલે, જળ ઉપર પાજ બંધાવ, રામજી;
તારૂં સબળ સૈન્ય લઇ, આવ રૂડા રામજી. ધ્રુપદ. ૧
ગુફા ગવ્હર ગિરિવરો, ભાળી વજ્યો ખેંગાર;
જપતી દીઠી જાનકી, શ્રી રામ નામોચ્ચાર;
મુદ્રિકા સોંપી શીશ નામી, કહે વાનર વાત;
સુંદરી તું ક્યાં શણુમણી, આઈ અભંગ અયોધ્યાનાથ, રામજી;
સુંદરી૦ તારૂં સબળ૦ ૨
મુદ્રિકા દીઠી ચિત્ત બેઠી, ને ઓળખ્યું એધાણું;
તું સત્ય બોલે વાનરા, કપિ ક્યહાં છે ભગવાન;
પાયે લાગી માત પૂછ્યા, રળિયાત થયાં નિજનાર;
આરોગ્ય રાજા રામજી, તું સુંદરી શોક નિવાર, રામજી;
સુંદરી૦ તારૂં સબળ૦ ૩
કરજોડી કમળા કપિંદ્ર આગે, કહે શ્રીરામ ચરિત્ર;
અવિગત એ અંગે લગે, તન મન માયા રહિત;
નિર્ગુણ પ્રીતે પરણીઆ, નવ હતું સુખ શરીર;
રામના ગુણ સંભારતાં, નયણે વછૂટયાં નીર, રામજી;
સુંદરી૦ તારૂં સબળ૦ ૪
પરાપૂર્વે પ્રગટિયા, ભૃગુ ઋષિ ઘેર અવતાર;
અર્ણવ માંહે ઉદ્ધર્યા તે, સાક્ષિ છે સંસાર;

મુજ દેખતાં દયાળ માધવ, મીન થયા મહારાજ;
શંખુઓ મારી વેદ વાળ્યા; સુરનર સાર્યાં કાજ, રામજી;
સુંદરી૦ તારૂં સબળ૦ ૫

અવતાર બીજે અવતરી, આરંભ કીધો એક;
મથ્યા અર્ણવ અનડરશું, નેતરે કીધો શેષ;
કુર્મે થયો કારણે મારે, થંભીઉં થિર થાગ;
રત્ન ચૌદે વેંહેંચતાં, હું આવી તમારે ભાગ, રામજી;
સુંદરી૦ તારૂં સબળ૦ ૬

અવતાર ત્રીજે ઉદય થયો,ત્યાં શુક્ર થયા શ્રીનાથ;
પાતાળ માંહે પરાક્રમ કીધું, વિશ્વ જાણે વાત;
ઉદ્ધરી અવની અસુર માર્યો, ડગમગ્યા દિગપાળ;
વીનતી મારી દયાળજીને, કહેજો કપિ કૃપાળ, રામજી;
સુંદરી૦ તારૂં સબળ૦ ૭

પ્રાક્રમ ચોથે પ્રગટ થયા, પ્રલ્હાદ જાણી પીડ;
પાવક માંહે પરમગુરુ તે, થયા સિંહ શરીર;
હિરણ્યકશિપુ વિદારીઓ, અવની ઉતાર્યો ભાર;
સુરનર સહુકો દેખતાં, હું સાથે હુતી તે વાર, રામજી;
સુંદરી૦ તારૂં સબળ૦ ૮

પાંચમે વામન વેષ લીધો, કપટ કીધાં કોટય;
પદવી ઉગારી ઇંદ્રની, બળિતણાં બંધન છોડ્યાં;
અર્ધાંગે તહીંઆં હુતી, તે શક્ર કહે એંધાણ;
વદન એકે વેદ ચારે, ભાખ્યા શ્રીભગવાન, રામજી;
સુંદરી૦ તારૂં સબળ૦ ૯

ફરશી ધરીને ફેરવી, જડવડ થયો જગમાંય;
માતા મરાવી મુજ પાસે*, આપે અસંગી થાય:
ઋષિનાં રૂપ વધારીઆં, ક્ષત્રિનો વંશ વિડાર;
અવતાર એતા† અવતર્યા,સ્વામી તમો પુરુષ હું નાર, રામજી;
સુંદરી૦ તારૂં સબળ૦ ૧૦

---

* અર્થાત્ શક્તિ પાસે. શ્રી-જાનકી તે શક્તિ સ્વરૂપ કહ્યા છે. † એટલા.

સાતમે સ્વામી પ્રગટ થયાજી, ભુવન ત્રણ્ય ભૂપાળ;
સૂર્યવંશ વધારીઓજી, છતીઓ કળિકાળ;
જનક ઘેરે જગત અંબા, ઉપની આવાર;
ભામની કહે ભગવનજી,મારે ભવોભવ તું ભરતાર, રામજી;
સુંદરી॰ તારૂં સબળ॰ ૧૧

સ્વયંવર મંડપે રાજા, ઘણાની ગઈ મામ;
સુરનર મુનિવર દેખતાં, મેં વર વર્યો શ્રીરામ;
પિતાએ મુને પરણાવીને, આપી તમારે હાથ;
કંઠે આરોપી રૂડી માળા, હું તો આવી તમારે સાથ, રામજી;
સુંદરી॰ તારૂં સબળ॰ ૧૨

પરણ્યા પૂઠે પિઉજી, હું તો આણી અયોધ્યા માંય;
વનવાસ ચાલ્યા વિષ્ણુજી, હું પળી પૂઠે પળાય;
ભગવાં પેહેર્યાં ભમી ભૂતળે, તજ્યાં ચંદન ચીર;
જટા બાંધી જોગ પેહેર્યો, દુઃખે દાધ્યું શરીર, રામજી;
સુંદરી॰ તારૂં સબળ॰ ૧૩

રૂડું ન કીધું રામજી, જે હું રોવરાવી રાન;
સોહેલું સરશવ જેટલું, દોહેલું મેરૂ સમાન;
અપરાધ પાખે પરહરી, અવગણી પ્રીતમ છોડ;
અબળા તમારી એકલી, ક્ષત્રિયવટ લાગે ખોડ, રામજી;
સુંદરી॰ તારૂં સબળ॰ ૧૪

ગુરુમ જહાં ગુફા કરે, ત્યાં વાઘ ન કરે પાળ;
સિંહ જેહ વનમાં ચરે, ત્યાં મૃગ છાંડે ચાલ;
એટલો અંતર અસુર સુર, રઘુનાથ હૃદય વિચાર;
આગે અભંગી દૈત્ય મોટા, મારી મનાવ્યા હાર, રામજી;
સુંદરી॰ તારૂં સબળ॰ ૧૫

ફરશીધરનું પણ ફોક કીધું, તેજ લીધું તાણી;
ઋષિપત્નિ સંકટ શાપ છોડયા,ચરણ રેણુ વખાણી;
તરુવર સાતે શેષ માથે, વેધ્યા એક્ક બાણે;
બળવંત વાળી વિડારીઓ તો,રાવણ કોણ મન આણે, રામજી;
સુંદરી॰ તારૂં સબળ॰ ૧૬

રામના ગુણ સંભારતાં, મુર્છા લાગી સીત;
જાણ્યું સતીના પ્રાણ જાશે, હનુમંત થયો ભયભીત;
કપિંદ્ર કમલા પ્રીછવેજી, અબલા ગમ મ ભાજે;
સુગ્રીવને જવ શીખ દીધી, કપિ મળ્યા તારે કાજે, રામજી;
સુંદરી૦ તારૂં સબળ૦ ૧૭

રામને વિરહે હું દહી, જ્યમ વહ્નિયે દાઝે કેળ;
જોગિણી પેરે જીવવું, વૈરાગ્ય વાધે વેલ;
અધક્ષણ રામ ન વીસરે, સાંભરે સુખ શરીર;
સ્નેહ સાયર જેટલો, કયમવાળું વાનર વીર, રામજી;
સુંદરી૦ તારૂં સબળ૦ ૧૮

ઓ રામ આવ્યા સજ થઇ, આકાશે છાયો ખેહ;
શીખ દો તો વળું પાછો, થઇ શીઘ્ર વછેહ;
મોહા બળીઆ રીંછ વાનર, કટક ન રહે કાર;
મોટા મેળાવે મળ્યા માતા, થોભી ન શકે થાર, રામજી;
સુંદરી૦ તારૂં સબળ૦ ૧૯

દોહેલું શું કહું દેવર આગળે, કહેજે વાનર વાત;
દુખણીને જોવા આવજે, હું હુતી તારે સાથ;
બલવંત જાણ પ્રતીત કરવા, શેષ શુદ્ધ શરીર;
સતી પરવશ પડી રહે, શે ન લાજે લક્ષ્મણવીર, રામજી;
સુંદરી૦ તારૂં સબળ૦ ૨૦

આચાર અબળા જન્મનો,સાંભળો હનુમંત સંત;
આપણો સ્વામી શાંત હોય તો, માનવો મોહંત;
મનસા વાચા કર્મણા, ભગવાન તે ભરતાર;
પૂજી પ્રીત લગાડીએ, એ અબળાનો આચાર, રામજી;
સુંદરી૦ તારૂં સબળ૦ ૨૧

કંથને કરજોડીએ, છોડી ન દીજે છેહ;
જ્યમ જ્યમ રાઘવ સાંભરે,સુને ત્યમ ત્યમ વાધે નેહ;
અભિમાન છાંડી સેવીએ, ધરીએ નહીં અહંકાર;
ચરણ વંદન કીજીએ, અબળાનો એ આચાર, રામજી;
સુંદરી૦ તારૂં સબળ૦ ૨૨

પ્રાણથકી પિઉ અધિક કીજે,દીજીએ નિર્મળ બોલ;
પતિવ્રતા બઈ પાળીએ, અજુવાળીએ આપ કુળ;
વિરહિણી વશ રાખીએ,સાંખીએ સહીયે અસનેહ;
કંથને કહીએ નહીં, છાંડી ન દીજે છેહ, રામજી;
સુંદરી૦ તારૂં સબળ૦ ૨૩
અબળાનું કુળ ઉંચ હોય, ને કંથનું કુલ હીણ;
અગ્નિ હોય અતિ ઉજળો, જ્યમ બોલે મોઢે મીણ;
ગંગાનું જળ નિર્મળું, હરિ ચરણનું નિર્માલ્ય;
જીવમાં એમ જાણીએ, અબળાનો એ આચાર, રામજી;
સુંદરી૦ તારૂં સબળ૦ ૨૪
પતિવ્રતાનું કારણ, ઉત્તર બોલીઆ બે ચાર;
સતી કહે સુણ વીર હનુમંત, વેલો વેક ન કર વાર;
પાય લાગી માતા પ્રીછવી, માતજી ભૂખ નિવાર;
પક્વાં પક્વાં ફળ વાંછરે, પણ રખે વણસે ભાર, રામજી;
સુંદરી૦ તારૂં સબળ૦ ૨૫
વડવીર વાડી માંહે આવ્યો, કલગસ્યો કપિરામ;
તરુવર મૂળ ઉમેળીઆં, ને કીધો પુચ્છ પ્રહાર;
રાવણ પુત્ર પછાડીઓ, નાસંગ્યો નગર નિવાસ;
લંકા બાળી વળ્યો વાનર, ઉતપત્યો ઇશ આકાશ, રામજી;
સુંદરી૦ તારૂં સબળ૦ ૨૬
અંજનીસુત ઉતાવળો, ઉતર્યો અર્ણવ નીર;
પ્રણામ કીધા રામને, દુઃખ કહ્યું સીત શરીર;
વનિતા તણી જે વેદના, સાંભળો વિશ્વાધાર;
સાગર તીરે સુંદરી, તેને રોતાં રયણી વિહાર, રામજી;
સુંદરી૦ તારૂં સબળ૦ ૨૭
પ્રભુ હાર અંતર રાખતી, સમુદ્ર પેલી પાર;
વિરહિણી વિઠ્ઠલ વિના, પ્રભુ કેમ જીવે નાર;
સ્વામિ એ તો કામિનીના, કીધા ગુણપતિજ;
નિર્દય રાઘવ ન થઇએ, તમો ગરવા ગુણ ગંભીર, રામજી;
સુંદરી૦ તારૂં સબળ૦ ૨૮

વન નિવાસી રામજી, તેમને કેવો નેહ;
અબળા તમારી એકલી, તે દુઃખે દાઝે દેહ;
વીનતી શ્રી સીતાતણી, તે કહી મેં નવ જાય;
જગદીશ તુજવિણુ જાનકી, ઝુરી ઝુરી પિંજર થાય, રામજી;
સુંદરી૦ તારૂં સબળ૦ ૨૯
બિરદ જાૂઠું બાપજી, જે કહાવો દીનદયાળ;
ઘરવટ તમારે ચાલે છે, હરિશ્ચંદ્રે વેચી નાર;
તેથી તમારૂં નામ અધિકું, જાએ સીત શરીર;
તારક રાખે પ્રીતે ભાખે, પાંચમ પક્ષ શરીર, રામજી;
સુંદરી૦ તારૂં સબળ૦ ૩૦
રામ રામ જપે જાનકી, જોએ તમારી વાટ;
ચંચળ લોચન નીચોએ, તે આંસુ અતિ ઉચ્ચાટ;
જળધર જૂહો ગડગડે, વિરહિણી વાધી વેલ;
જયમ જયમ વાધે ત્યમ વિંટાયે, કાંટા સરશી કેલ, રામજી;
સુંદરી૦ તારૂં સબળ૦ ૩૧
સીતા સંદેશો સાંભળી, ઉઠયા અયોધ્યાનાથ;
કોદંડ બાથા બીડીઆ, સજ કરી સારંગ હાથ;
સુગ્રીવ સેનાપતિ કર્યો, તવ વિષ્ણુજી કહેવાત;
સતી લેના ચઢો ચંચળ, સર્વ અમારે સાથ, રામજી;
સુંદરી૦ તારૂં સબળ૦ ૩૨
સુગ્રીવે સોઢસ નાહરિયા, બોલાવીઆ સુપ્રકાર;
નલ નિલ જાંબુવાન અંગદ, મળ્યા માળી ચાર;
ગહન ગર્જર ગાજીઓ, વાનરા વાગી હાક;
રણ સુઢે બાંધી રથે બેઠો, હનુમંત ધ્વજા પતાક, રામજી;
સુંદરી૦ તારૂં સબળ૦ ૩૩
સુગ્રીવ સેનાપતિ પૂઠે, ચઢયો કપિ કપિંદ્ર;
મેહેલાણુ કીધું મહાધણી, સાધિયો સેતસબંધ;
કો ભણી ભમરા વઢે વિસમા, ચઢે ચંચલ નીર;
કોપીઓ અર્ણવ માનશું, અતિ ગર્વિયો ગંભીર, રામજી;
સુંદરી૦ તારૂં સબળ૦ ૩૪

સુગ્રીવે સ્વામી પૂછીઆ, આલોચીઓ ઉપચાર;
એ વિષમ ગેહેવર ગડગડે,કેમ પામીએ પેલેપાર;
પાજ વાનર પરઠશું, શોષશું સમુદ્ર શરીર;
દળ લાખતો બૂડતાં હવાં,એમ સુભટ કહે સુગ્રીવ, રામજી;
સુંદરી૦ તારૂં સબળ૦ ૩૫

રળિયાત બોલ્યા રામજી, શાબાસ તુ સુગ્રીવ;
કામ શું છે એહનું, કયમ બૂડે વાનર વીર;
પ્રાક્રમ મારૂં જોય કહી, કોદંડ લીધું હાથ;
મીન થા કે માગ દે, રોષે કહે રઘુનાથ, રામજી;
સુંદરી૦ તારૂં સબળ૦ ૩૬

ચક્રપાણે ચાપ ચઢાવીઉં, પોખીઆ તાજા તીર;
માંહે મગર મચ્છ કચ્છ સર્વ ધ્રૂજયાં,ધ્રૂજ્યો સમુદ્ર શરીર;
તમ શરણે આવ્યો શ્યામળા, મ મોડ મારૂં માણ;
મીટ તમારી શીરે હશે તો, તરશે જળે પાષાણ, રામજી;
સુંદરી૦ તારૂં સબળ૦ ૩૭

પાહાણ લેવા પરહિયા, કપિંદ્ર કોટિ સંઘાત;
અતિ મોટા હરિ મળ્યા, તવ કમકમ્યો કૈલાસ;
અનંત ગિરિ ઉપાડીઆ, તે સતી કરે કાજ;
કમકમ્યો કૂરમ શેષ સળક્યો, પરઠી સાગરે પાજ, રામજી;
સુંદરી૦ તારૂં સબળ૦ ૩૮

ઉભે ખડગે અસુરવાણી, બોલીઓ સોઢસ મોસ;
વૈકુંઠ લેશું વિષ્ણુનું, એમ બોલે રાવણ રોશ;
અંતકાળ વેળા આવીઆ, હવે વળી મારી વહાર;
રામ સાથે રણવટ માંડું, ધન્ય મારો અવતાર, રામજી;
સુંદરી૦ તારૂં સબળ૦ ૩૯

ઘેર ઘેર ઘોડા મોકલ્યા, શણગારીઆ ગઢ શૃંગ;
સંગ્રામ કરવા રામ સાથે, તાણી બાંધ્યા તંગ;
મેળ કરવા મોકલ્યો, સુગ્રીવે સોઢ સદૂત;
વડવીર વિષ્ટાળે આવીઓ, તે વાલી વડપૂત, રામજી;
સુંદરી૦ તારૂં સબળ૦ ૪૦

મોહોલમાં અંગદ આવીઓ, કોણુ કહીએ રાવણુ રૂપ;
અનેક અજ્ઞાની કહે, અમો છઉં ભૂતળે ભૂપ;
વળતો અંગદ બોલીઓ, જે ઘટાવ્યો આચાર;
આવડા રાવણુ જન્મીઆ, તો માતા સહી મંજાર, રામજી;
સુંદરી૦ તારૂં સબળ૦ ૪૧
રાવણે અંગદ ઓળખ્યો, તવ નેત્ર ચઢયાં લેલાટ;
લંકાતણો તો હું ધણી, મેં હરી સીતા નાર;
માંકડાને મોંહે આવી, શું કહું શુમાર;
તું મારશે મારી મોટમ જાયે, અપયશ હોય અપાર, અંગદ;
અબળા નાપું રામનેજી. ૪૨
ફૂટ ફૂટ ભૂંડા રાવણા, તું શું ન કરવી વાત;
અધર્મે તેં મોરો કસ્યો, જે સતી સાહી હાથ;
જીવતા સિંહની સુખડી, તું ઇચ્છે છે શીયાળ;
રઘુનાથ તારાં શીશ કાપી, પૂજશે દિગપાળ, રાવણુ૦
આપો શ્રીરામની જાનકીજી. ૪૩
અમર શિર છે માહરાં, ને રૂદ્ર મોટા રખવાળ;
અયોની અવિનાશ ઇશ્વર, આયુ અંત ન પાર;
તાપસપણે એ તત્વ જીત્યો, જરા જન્મ રહીત;
સબળપણે સુર સકળ જીત્યા, સકળ કરતા પ્રીત, અંગદ૦
અબળા નાપું રામનેજી. ૪૪
રુદ્ર સરખા રામને ઘેર, સેવક અસંખ્ય ન પાર;
શુક સનક સંકર્ષણુ સુરપતિ, વદે વેદ અપાર;
સ્વયંવર શામા પરણતાં, નર હરાવ્યા નવખંડ;
તુજ દેખતાં દયાળ મારે, ત્ર્યંબક કીધું શતખંડ, રાવણુ૦
આપો શ્રીરામની જાનકીજી. ૪૫
વખાણ મુખે તે વેરી કેરૂં, તુજ વિના કો નવ કરે;
વેર વાળું વાળીનું, જો મારે પાસે થઈ રહે;
નર નામે તો નિર્ભય કરૂં, વળી બોભિનો ભૂપાળ;
રામ લક્ષ્મણુ સહિત સહુ, તુજ કરાવું જો હાર, અંગદ૦
અબળા નાપું રામનેજી. ૪૬

સચુનું ગર્જન તજી, કો નાહે ખિક્ષર નીર;
રામ તું અંતર એટલો, જ્યમ કનક ને કથીર;
જેટલો અંતર અર્ક આગીઓ, સિંહ ને શિયાળ;
રામ તું અંતર એટલો, જ્યમ ઉલુક ને મરાળ, રાવણુ૦
આપો શ્રીરામની જાનકીજી. ૪૭

રોષશું રાવણ બોલિયો, અતિ ગર્વ પૂર્યાં ગાત્ર;
ત્રૈલોક્ય વશ વર્ત્તાવીઉં, તો રામ કોણુજ માત્ર;
જીવતો નાપું જાનકી, જા ઝટ પરો વહંત;
ચંદ્ર કપિંદ્ર સકળ મળીને, કર્યો કટકનો બંધ, અંગદ.
અબળા નાપું રામનેજી. ૪૮

વાળિનો સુત વેગે વળીઓ, બોલીઓ બળવંત;
તું વિના મારા તાતજીની, કીર્તિ કોણુ કરંત;
પાળણે બાંધી પરભવ્યો, સાંભરે સૂતાં વાર;
તે વાળી વૈકુંઠનાથે મારયો, સાક્ષિ દે સંસાર, રાવણુ.
આપો શ્રીરામની જાનકીજી. ૪૯

વડવીર આવ્યો વાત નમળી, સુણાવ્યું શ્રીરામ;
જીવતો નાપે જાનકી, એના કપટી કૂડાં કામ;
કેસરી મૂછ ભુજંગમણિ, આગે ઉખાણો વાત;
સતી તન ને ધન કૃપણનું, ક્યમ ચઢે પર હાથ, રાવણુ.
નાપે શ્રીરામની જાનકીજી. ૫૦

પદબંધ પદ બાવનતણો, એ રચ્યો ગુણ નાથ;
કવિ કહે વજીઓ રામ યશ, મેં જપ્યો જોડી હાથ;
સારથિ ભાથી પવંગ હાથી, સંવર્યા શૂર શરીર;
શરણાઇ વાગી સિંધુએ, રણવટ ચઢયા રઘુવીર, રાવણુ.
નાપે શ્રીરામની જાનકીજી. ૫૧*

---

* બાવનમું પદ મળ્યું નથી.

# શિવાનંદ.

## શિવ સ્તુતિનાં પદ.

### પદ ૧ લું–રાગ કેદારો.

જય જય જય શંકર ઈશ ગણે, શશિશેખર શંકર વિષ્ણુ તે;
સુર સિંધુ જટાવળી ચારૂ કચે, ભાલ ચારૂ સુધાકરખંડ ધરે. ૧
કર્ણે કુંડળ વાસુકી ભોગિપતે, નીલકંઠ સદાશિવ વિશ્વ મુખે;
કરકમલવર સ્થિત શોભિ મૃગે, ગજ અજીન અંબર ગૌરિવરે. ૨
ભવભૂતિ વિભૂષિત ભૂતપતે, આનંદ વન વાસ વિહાર રતે;
શિવ પશુપતિ મંગળ શ્વેત નગે, ગિરિજાવર શંકર દેવ વરે. ૩
સુરમુનિવર રંજિત પાદ યુગે, નખ કોટિ નિશાપતિ ચારૂ કરે;
ધિમિ મૃદંગ ધિકટ ધી ધિકટે, તતથૈ થૈ સંગતિ રંગ રટે. ૪
રણુ રણુ ઝણુ ઘુઘરૂ નાદ ઘને, તવ તાંડવ નૃત્ય વિલાસ પરે;
ભવ તાપ નિવારણુ અંધ્રિયુગે, મન વિલસક પદવિ દેવ વરે. ૫

### પદ ૨ જું–અપરાધ ક્ષમા સ્તોત્ર.

પ્રાતઃકાલે સ્નપત વિધિને, ગંગાજળ નવ લાવ્યો;
તે અપરાધ ક્ષમા કરો શંભુજી, જો હું શિવ મન ભાવ્યો. ૧
મલયાગરૂનાં ચંદન લઈને, આલેપન ના કીધાં;
તે અપરાધ ક્ષમા કરો શંભુજી, ચરણોદક નવ પીધાં. ૨
ગહન વનમાં પ્રેમે જઈને, બીલ્વી દલ નવ લીધાં;
તે અપરાધ ક્ષમા કરો શંભુજી, વિવિધ દાન નવ કીધાં. ૩
શિવ શિવ હર હર મહાદેવ કહી, જે કો માચે ને ગાય;
ભક્ત શિવાનંદ એણીપેર કહે છે, શરણુ રાખો શિવરાય. ૪

### પદ ૩ જું–રાગ ગરબાની ચાલ.

સુંદર રૂપને હું શું વખાણું, જ્યાં બ્રહ્માની મત ડોલીરે;
સુર ગુરુ સરખા ચકિત થયા, ગુણુ વર્ણન વાણી ભૂલીરે. સુંદર૦ ૧

કયા દેવને માથે સુરધુનિ, ચંદ્રકળા ક્યાં ઝૂલીરે;
વિશાળ ભાલે લોચન કોને, કોણુ કહીએ ત્રિશૂલીરે. સુંદર૦ ૨
ભુજંગનું કુંડળ કંઠે નીલો, કોણુ કહીએ મુંડમાલીરે;
અજિન ગજનું કટિએ સુંદર, હાથ કુરંગ કપાલીરે. સુંદર૦ ૩
ગિરિવર તનયા વામે કોને, અંગે વિભૂતિજ ધારીરે;
શિવાનંદ પંકજ અલિવર, પ્રેમ ગુંજારવ હારીરે. સુંદર૦ ૪

પદ ૪ થું.

ગિરિજાવરના ગુણુને ગાતાં,તમો દેહને પાવન કીજેરે;
ક્ષીર નીરને એકઠાં જોતાં, હંસ પય કેમ પીજેરે. ગિરિજા૦ ૧
દિવસ રજની જાતાં ન જાણ્યાં,જેમ સરિતા નૌકા વહીજેરે;
ચતુર નરને શી રે શિખામણુ, પોતાનું હિત કાંઇ કીજેરે. ગિરિજા૦ ૨
દિનકર કિરણે તાપે વસુધા, ધન જલ શીતલ પીજેરે;
સંસાર વહ્નિથી સઘળે દાઝ્યો, ચંદ્રશેખર મન ધારજેરે. ગિરિજા૦ ૩
ભૂખ્યો સઘળે અન્નને દેખે, તરસ્યો પૂછે પાણીરે;
શિવાનંદ ભૂલ્યો જન્મયકી, વળી ભવાટવી મન આણીરે. ગિરિજા૦ ૪

પદ ૫ મું.

શુંરે કહીએ નહીં કહેવા સરખુ,કાંઇ રૂપ અનુપમ સારૂંરે;
જેને જોવા સુરમુનિ ઇચ્છે, સૂરજ કોટિ નિવારૂંરે. શુંરે૦ ૧
દેવતરંગિણી મુકુટ માથે, ચંદ્રમા તિલક બિરાજેરે;
રવિ શશિ પાવક લોચન સિંધુ,અનલ સુધા સૌ છાજેરે. શુંરે૦ ૨
ફણિવર કુંડળ નાસા જોતાં, તિલનાં પુષ્પ વિસારૂંરે;
વિષની રેખા નીલું ભીરજ, ગંગાજલને હારૂંરે. શુંરે૦ ૩
ફેડમાલ વળી પોહોંચી ફણીની, ભસ્મોદ્ધૂલન ભાળુંરે;
દેવી દેવને જોતાં કેહતી, પાછું મન કેમ વાળુંરે. શુંરે૦ ૪
અર્ધાંગે ગિરિજા કટિએ કંદોરો, અંબર મૃગ ચર્મ ધારીરે;
ચરણુકમળ વળી સેવ્યું તેને, શિવાનંદ કહે કુલ તારીરે. શુંરે૦ ૫

પદ ૬ ઠું.

ચાલો સખિ અવિમુક્તે જઇએ, જ્યાં વિશ્વેશ્વરનું રાજરે;
કમલાસન વૈકુંઠ શચીપતિ, ઇચ્છે દર્શન કાજરે. ચાલો૦ ૧

ભૈરવ જેનો દુર્ગપતિ કહીએ, જે કોની ન રાખે લાજરે;
આનંદવનની કોરે વહે છે, સુંદર સુરધુનિ આજરે. ચાલો૦ ૨
અસી વરણા અવધિ જેનો, મણિકર્ણિકા મધ્ય વિશાલરે;
વૈકુંઠ તપને જોઇ સદાશિવ, ધુણાવ્યું મસ્તક ભાલરે. ચાલો૦ ૩
કર્ણ કુંડળથી મણિને પડતાં, જોઇને રીઝયા નાથરે;
મણિકર્ણિકા નામ ધરી, મેલ્યો વૈકુંઠ મસ્તક હાથરે. ચાલો૦ ૪
એવું અવિમુક્ત કેમ કરી પામે, જ્યાં રાજ કરે ત્રિપુરારરે;
શિવાનંદ કહે દેવને દુર્લભ, શંભુ કૃપા નહિં વારરે. ચાલો૦ ૫

## પદ ૭ મું.

જીવિતને કાં મિથ્યા કરો, વળી પુત્ર કલત્રે રાચોરે;
વહ્નિ મૂકીને ધૂમને વળગો, પ્રપંચ માન્યો સાચોરે. જીવિતને૦ ૧
એવું જાણપણું વળી તમને, કોણે આપ્યું જેમાં રાચોરે;
બર્યા જલમાં ફીણ તવ લગી, સાચું મન કરી નાચોરે. જીવિતને૦ ૨
વેદ ઉપનિષદ ભૂલ્યા જોઈ જોઈ, વાણી વિલાસજ કાચોરે;
સઘળાં કારજ અળગાં મૂકી, કારણને હવે જાચોરે. જીવિતને૦ ૩
ભક્તિ વિના શ્રી સોમ સદાશિવ, પામ્યો કેતલે લાજ્યોરે;
શિવાનંદ ગુરુ ચરણકમલથી, શિવને નામે ગાજ્યોરે. જીવિતને૦ ૪

## પદ ૮ મું.

અહિંરે આવો તો હુંજ દેખાડું, અદ્‌ભુત રૂપ ત્રિપુરારીરે;
જટાજૂટમાં સુંદરી, અર્ધે અંગે શૈલકુમારીરે. અહિંરે૦ ૧
ચોટલો ભ્રમરની શેરજ દીસે, કુંડળ નાકે વાળીરે;
ચાંદલો ભાલે સુંદર ઝળકે, પેહેરણ કટિએ ફાલીરે. અહિંરે૦ ૨
ત્રિય જટાવળી માથે લટકે, કુંડળમણિ વિષધારીરે;
ચંદ્રકળા વળી લોચન પાવક, ગળે ગરલ વિહારીરે. અહિંરે૦ ૩
મોતીની માલા કંઠે સોહે, અંગુઠિ મુદ્રિકા સારીરે;
કટિએ મેખળા રણઝણ ઝળકે, ઝાંઝર ચરણે ભારીરે. અહિંરે૦ ૪
રૂંડમાળા અતિ શોભતિ હૃદયે, પાણ પિનાકનો ધારીરે;
મૃગછાલાનું અંબર કટિએ, ધૂધર કોકિલ વારીરે. અહિંરે૦ ૫

ગિરિજાશંકર પદ અંબુજને, સેવે જે નર ને નારીરે;
શિવાનંદ ફરિ ફરીને જાચે, તે પદની બલિહારીરે. અહિરે૦ ૬

### પદ ૯ મું–રાગ ગોડી.

મૌલિ મધ્ય ગંગ,સોહત બામ અંગ,શ્રવણ ભુજંગ, શિવ શરણું;
ભાલ ચારૂ ઇશ રેન,અગ્નિ સુર શશિ નેન,કંઠે ગરલ ધરણું. મૌલિ૦ ૧
ઉર વિશાલ,સોહત મુંડમાલ, કર કમળ ધૃત મૃગ રમણું;
મેખલા ઝમકત,કિંકણી રણકત, વાઘાંબર કરિ વિભૂષણું. મૌલિ૦ ૨
ચરણકંજ,મકરંદે લોલુપ, પરમહંસ મન અલિરમણું;
કૈલાસપતિ શ્રી વૃષભવાહન, શિવાનંદ પ્રભુ ભવભય હરણું. મૌલિ૦ ૩

### પદ ૧૦ મું.

ભસ્મ ત્રિપુંડ્ર નિરખતાં, તેને વળેરે ત્રિવેણીનું સ્નાનરે;
શ્વેત ભસ્મ સોહામણી તેનું, શું રે કહીએ અનુમાનરે. ભસ્મ૦ ૧
સહસ્ર રૂદ્રાક્ષ જે અંગે ધરે,તેનું રૂપ તે શિવને સમાનરે;
એવો જેનો પ્રતાપ છે, તેવા શિવજીનું ધરવું ધ્યાનરે. ભસ્મ૦ ૨
ભસ્મ અડી અંગે સહજમાં તેને,આવ્યું તે શિવનું વિમાનરે;
કહે જીવરાજ પરાશર ભણે એ, વેદ તત્વનું ધ્યાનરે. ભસ્મ૦ ૩

### પદ ૧૧ મું.

જય જય શંકર તમ શરણું, દેવ જય શંકર તમ શરણું;
અકલ સ્વરૂપ અયોનિસંભવ, જરા મરણ નહીં અવતરણું. જય૦ ૧
જટા ત્રિનેન સરિતા સુંદર, ભાલ શશિ અમૃતઝરણું;
નીલકંઠ સંગી વિષધર, રૂંડમાલ ઉરપર ધરણું. જય૦ ૨
સન્મુખ તે નંદી ભૃંગીગણ, મૃગછાલા ગજચર્મ ધરણું;
શૈલસુતા અર્ધાંગે બિરાજિત, ભક્તતણાં પાતક હરણું. જય૦ ૩
વૃષભવાહન કૈલાસવાસી, ભૂત પ્રેત સંગ પરિહરણું;
ડમરૂ ડાક કર મૃદંગ ભેરિ ધ્રુનિ,રાગ રંગ નર્તન કરણું. જય૦ ૪
ત્રિવિધ તાપ ટાળો ત્રિપુરારી, અંતે દુઃખ દારિદ્રય હરણું;
શિવાનંદપર કૃપા કરો શંભુ, પદપંકજ અમૃત ઝરણું. જય૦ ૫

### પદ ૧૨ મું.

ભો ભય ભંજન આનંદ ધન તન, દીનકેતરણ શિવ ગૌરવરણું;
શીશ ધરણ ભાલ શશિ કિરણ,ગ્રીવ ગરલ હર મારકો ઝરણું. ભો૦ ૧

ભૂતિક ભૂષણ અંગદ ફણિ ગજધર,ત્વગ્ખસન શિવ ગૌર બરણું;
નગ ભૂ રમણ અંધક ગંજન,પ્રમથ ગણ શિવ સુખ કરણું. ભો૦ ૨
ધનન ઘૂઘરૂ બાજત ચરણ, તાંડવ નૃત્યત ભુવન પૂરણું;
કાળ ભુજંગ મૃડ ઉશત તંતુ અતિ, શિવાનંદ ભવભય હરણું. ભો૦ ૩

## પદ ૧૩ મું.

તાંડવ રંગ મધ્ય શંકર નૃત્યત;
જટા મુકુટ શિવ શીશ બિરાજત,નાચત રંગ મધ્ય શિવ હર રીઝત. તાંડવ૦ ૧
ભાલ પ્રકાશિત અમૃત કો નિધિ, કુંડલ ભુજંગ મણિ અતિ ઝલકત;
સુર શશિ ફીસં ગઉરપર વિભૂતિ, વિભૂષિત શિવ તનુ બિલ્વ શય. તાંડવ૦ ૨
પુંડરીકનેન કર મૃદંગ બાજત,પદ્મજ તાલ સ્વર રમા અલાપત;
થાકટ થોકટ ધિધિકટ ધીકટ, તતથૈ તાથૈ રંગભર નાચત. તાંડવ૦ ૩
બામાંગ અંગ સંગ ગૌરબરન, ઓ પ્રમથ ગણ પ્રમથ બડાવત;
શિવાનંદ પદકંજ પ્રણમત, અમર મુની મિલકુસુમ બધાવત. તાંડવ૦ ૪

## પદ ૧૪ મું.

શંભુ ભજન વિના સુખ નહીં પાવત. ટેક.
તનમનધન બલિનંદન અર્પિત, ભુવન ચતુર્દશ ભૂપ કહાવત. શંભૂ૦ ૧
યોગ સાધન તપ ધ્યાન કરત મા,કમલાસન આ બિરદ સ્તાવત. શંભૂ૦ ૨
રીઝત શંકર છન મધ્ય ધ્યાન સંગ,અપને નિકટ તાકું સોહાવત. શંભૂ૦ ૩
પરમહંસ જાકો ધ્યાન ધરતહૈ, નિગમ શિવકો પાર ન પાવત. શંભૂ૦ ૪
શિવાનંદ કહે તું ભક્ત ભજનકર,ભવ ભયથી શિવ સંગ બોલાવત. શંભૂ૦ ૫
શિવાનંદ પદકંજે લોલુપ, ભજન કરત શિવ સંગ સોહાવત. શંભૂ૦ ૬

## પદ ૧૫ મું.

કાલીનો કમલાપતિ મોટો, મનવાંછિત ફલ આપે;
જેથી રૂદ્ર વિરંચી પ્રગટયા, તે ભુવનતણા બંધ કાપે. કાલીનો૦ ૧
ત્રિગુણ લીલાકર વિશ્વ નિપાયું, સુર વિષ્ણુ જે સંહરે થાપે;
નિર્ગુણબ્રહ્મ નિરંજન શંકર, ન પામે વિદ્યા તપ જાપે કાલીનો૦ ૨
સ્વંભૂતિકમો પરબ્રહ્મ જાણીતે, બ્રહ્મ જગતને વ્યાપે;
શિવાનંદ કહે એવા વિરલા, ઘણું શું કહું અતુલાપે. કાલીનો૦ ૩

### પદ ૧૬ મું-રાગ ગોડી.

આવે મન્મથ મદ હારી, હર અખિલ ભુવન સુખકારી;
હર ત્રિવિધ તાપ નિવારી. આવે. ટેક.
ગંગ જટા શિશ ઝલકે, લલકે કુંડલ વિષધર ધારી;
શિવ ચંદ્રકલામૃત ભારી. આવે મન્મથ૦ ૧
ભૃકુટિ ચાપ ત્રિલોચન બાણુ, સુર ભય ત્રિપુર સંહારી;
એ તો ગિરિકૈલાસ વિહારી. આવે મન્મથ૦ ૨
નીલકંઠ નિરખિ મનમોહે, સોહે નીલ નીરજ વારી;
હર અંગે શૈલકુમારી. આવે મન્મથ૦ ૩
કર-વર-શૂલ સુલલિત માર્યો, ભય પાવક રતિ નારી;
હર અદ્દભૂત રૂપ ભવારી. આવે મન્મથ૦ ૪
રૂંડમાલ બાલમૃગછાલા, કટિતર ભુવન વિભૂતિ શૃંગારી;
એ તો પદ સુંદર નૂપુરધારી. આવે મન્મથ૦ ૫
પદપંકજની રજ થાપી સેવે, સનકાદિક નિગમ વિચારી;
તે તો શિવાનંદ બલિહારી. આવે મન્મથ૦ ૬

### પદ ૧૭ મું.

શંકર દુઃખ વિરામ;
બાલ સુધાકર કલા બિરાજે, તાપે હરે અરિ કામ. શંકર૦ ૧
સુત દિનકર કર ડમરૂ દીસે, શંભુ સુખનું ધામ;
કાલ દાવાનલ મધ્યે વસતાં, જલધર શંભુ નામ. શંકર૦ ૨
ભવાટવી મધ્ય જાતાં વળતાં, શંભુ વસતીનું ગામ;
અપાર જલનિધિ મધ્યે પડતાં, શંભુ નૌકા ગામ. શંકર૦ ૩
શિવ પદકંજે નયન અલિ રંજે, ચૌદ ભુવન અભિરામ;
કહે શિવાનંદ જન્મ જન્મ હું, તમ શરણે રહું બામ. શંકર૦ ૪

### પદ ૧૮ મું-રાગ કલ્યાણ.*

તન મન ધન પ્રાણ પઠવતા;
તલ વસુધા મધ્ય સો ઉપજ,નિશદિન શંકર જો બિનુવતા.તન૦ ટેક. ૧
બલમથન ચતુરાનન આદી, સુર પ્રણમત દંડવતા;
અપનો પાશ છુરાવે નહીં, સ્તુતિ ગીતઓ બઢવતા. તન૦ ૨

* નિશાનિવાળા પદો હિંદી છે.

કોટિ વિરંચી કોટિક ઓર જીય, પાયો પદતો નહિં વિદવતા;
શિવાનંદ અબ છાંડ વિકાર સબ, રવિસુત તોહુ ન ડરવતા. તન૦ ૩

### પદ ૧૯ સું.*

કબહુ ન મેરો જીય તું'ઓ પદપંકજ અલિવત;
ઓર સુવાસ આશ છોડવત, તોહ કિરપા મોહે જો દદવત. કબહુ. ટેક.૧
કોણુકે જૈય કહુ મન અટક બિતુ, મેં કોઉ ન સમઝત;
અંતરવાસી શિવ અવિનાશી, કહા કહું અબ સુરઝત. કબહુ૦ ૨
પશુપતિ અબ અપને જીયજાન, માન મેરો રખિયત;
શિવાનંદ કહે પ્રભુતા એહ શિવ, આપુન જાન હુજો નિભવત. કબહુ૦ ૩

### પદ ૨૦ સું–રાગ કલ્યાણ.

ચલત ગંગાધર, ત્રિપુર બિજય કરન;
તું હિમ કુંઆરી બદન કુમુદ શશિ, પ્રમથ ગણુ મય રંજન. ચલત.ટેક.૧
રથ ધરણી ચક્ર શશિ સૂર કિયે, કંજભૂશ્રુત ધરણ;
હેમધર નગકંજ લિયે, તાપ ત્રિવિધ કો હરણ. ચલત. ૨
ઉત્તમાંગ ગલિત તરંગ, ભાવિધુ* સુધ ઉરન;
વિષમનેન ભુજંગમ મણિ કુંડળ, શિવજી ગૌર બરન. ચલત. ૩
અમર વિદ્યાધર યક્ષ મુનિ, કિન્નર પરત ચરન;
અંજુરિ કર પ્રણુમત ઉર ફિરત, કહત શંકર શરણ. ચલત. ૪
અચ્યુત સાયક કરલિયો, છિતુ મધ્ય ત્રિપુરકો જરન;
પદકંજ કુસુમ દેવ મુનિ નિરખત, શિવાનંદ ભવતરન. ચલત. ૫

### પદ ૨૧ સું.*

મોપર દગવર સાયક, રખિયત† કૈલાસપતિ શિવનાથ;
પિતૃવંન સમતન મહિતા, મધ્ય વાસ રચ્યો ગણુ સાથ. મોપર૦ ૧
રીઝે સંગીત મધ્ય અસુર, નૃત્યતહે દિયો શિરપર હાથ;
તાકું અપનો છનુ મધ્ય કીયેહે, અશુકંજ ચિન નાથ. મોપર૦ ૨
સુરશશિ વજમાન† તેજમો, ગગન પબન ડર પાસ;
શિવાનંદ પદકંજ પ્રણુમત, ગાવત કિન્નર ગાથ. મોપર૦ ૩

† આ નિશાનિવાળા શબ્દો બીલકુલ સમજાયા નથી, તેથી મૂળ પ્રતમાં જેમ છે તેમજ રહેવા દીધા છે

## પદ ૨૨ મું.*

મેં કહા બરણુ શંકરકો ગુણ પાર;
અમરધુની ભગીરથકુ દિની, તારણુ રાજકુમાર. મેં કહા ટેક. ૧
કૈલાસ મૂલસેં કાઢ લિયો હૈ, પ્રસન્ન ભયે ત્રિપુરાર;
દર્પભર દશકંધર આયો, હરન રાજકુમાર. મેં કહા૦ ૨
અસુર દાનવ નર દેવ મુનિ, ભજે પ્રેમ ભક્તિકે ભાર;
તાકુ શંકર શરણુ દીયેહે, શિવાનંદ દરપાવત દૈ સંસાર. મેં કહા૦ ૩

## પદ ૨૩ મું.–રાગ કલ્યાણ.

કરકો ત્રિશૂલ પિનાક, બરદહમે યશિ પેખિયત;
કુઠાર ખટ્વાંગ ખેટક અંબુજ,કુરંગ કપાલ અબ સોહિયત. કરકો૦ ૧
દેવલગલા ચિકુર સુરધુનિ નૈન, ત્રિજોત તિલક શશિ ધરિયત;
મુંડમાલધર હરકપાલ અહિવર, એણુઅજિન ભસ્મ બહિયત. કરકો૦ ૨
રસના કટિ અંક કુંઆરી, વાહન વૃષભ ચડવત;
ચંદ્રાવદાત પદ યુગ ઘૂઘર, શિવાનંદ ભવભય હરિયત. કરકો૦ ૩

## પદ ૨૪ મું.*

જિનપેં જઈએ સો હરતુ, પદ અંબુજ સોધિયત;
નચિ નચિ રચે રચના બિરંચિ,તાંડવ ગાનમેં તાલ ભજિયત. જિનપેં૦ ૧
રમારમણુ સર્વ સુખકરણુ, પરમ પુરુષસો કહિયત;.
સંગીત વિહાર બિશાલ મૃદંગ ગંભીર,ધ્વનિત ધ્વનિ ગરજિયત.જિનપેં૦ ૨
ઓર સુરંગ ગાન જય જય સ્વરૂપ,અજ કરતાલ કરિયત;
શિવાનંદ કહે શિવકૃપાલ,અતિ ડરકુઠાર કિનહુ ભજિયત. જિનપેં૦ ૩

## પદ ૨૫ મું.*

ડમરૂ બજાય ગિરિજાપતિ રીઝે, રીઝે ડમરૂ બજાય;
સંગીત સ્વર બઢાવત તતત થેઇ થેઇ,સદા સ્વરન મિલિ ગાય. ડમરૂ૦ ૧
મધિ મધ તાર ત્રિવિધ, ગ્રામ ઇંદિરા બનાય;
ધિકટ, ધિધિકટ, ધિકટ, ધિધિકટ ધુનિ મૃદંગ સોહાય. ડમરૂ૦ ૨
હસ્ત ભેદ કીને હર એમ રસ ભનિ,ગાવત નૃત્યત અપુને રીઝાય;
શિવાનંદ પ્રભુપદ દેખત, સુર મુનિ ગણુ કુસુમ બધાય. ડમરૂ૦ ૩

## પદ ૨૬ મું-રાગ કલ્યાણ.

મોપેં બરનો ન જાય, શંકર પ્રેમ વિલાસ;
મૌલિ મધ્ય અમર ધુનિ ઝલકત, બસતહે ગિરિવરકો વાસ. મો૦ ટેક. ૧
ભાલ બિરાજત શશિ, ઓર રૂંડમાલ બિકાસ;
સ્મશાન ધરણી મધ્ય ગાવત, નૃત્યત વિઘ્નવિનાસ. મો૦ ૨
અશ્વ ગજ દ્રઢ વૃષભવાહન, ઐસો નાથ કૈલાસ;
પદકંજ શિવાનંદ પાવત, પુરન ભુવનકી આસ. મો૦ ૩

## પદ ૨૭ મું-રાગ કલ્યાણ.

તું અપનો અબ ગૌરવ બિચ દાર નઃ
એસો જોગધર જોગેશ ન કહનપર, લગિ હે આન મનાવન. તું અપ૦ ૧
કનક કમલ અલિ માલ મુંડ કંઠ, ગંઠ લીએ શિવ ધાવન; ,,
એસે કલંક મન ઇશગિરીશ છતુ,નહિન ભુજતવેજું પડાવન. તું અપ૦ ૨
અપનો અપરાધ કોઉ ન જાનત,કીનો અનલ જો નગ જારન;
ઓરહી બહુકો લલિત મુખ દેખત,શિવાનંદ પ્રભુ નેહબઢાવન.તું અપ૦ ૩

## પદ ૨૮ મું.*

અબ તું જુઆલિ તેનક નએ મોપર;
અંબુજ ગંધ લેહન પડત, આપુન જિઉ સોઉ નર જાનત પીર જ્વર. અબ૦ ૧
એસિ આટપટિ છબિ ભયિરિ વદન,માન કરન દુનિ ઓર શશિપર;
બિબિધ બિયોગ ભરતાર નમન કીજે, હો અબ શરણુ હર. અબ૦ ૨
માન ટાર નિહાર આનન ઇશ, બિકસિત નૈંન રાજીવકર;
આહિ કરૂં રાનિ આનમો સુકરતુ ચાહે,શંકર જો ચકોર એનધર. અબ૦ ૩

## પદ ૨૯ મું.*

તોકું કહા કહું અબ મુજ થકિ બાની;
અંગકી સુધ ભૂલિ બહિ ગઇ ચિત ધુનિ, લુટી પ્રેમ મધ્ય મોરાની. તોકું૦ ૧
નૈનનીમેં નીંદન આવત,ભાવતભોગ સુખ, બિબિધ ભૂષણકી બાત ન જાની;
એસિ દુઃખકી બેલ મો સિર આન પરી,કોઉન જાનત પીર બિરાની. તોકું૦ ૨

ગંગાધર શશિધર ભવહર, બાત સબ જગ માની;
શિવાનંદ પ્રભુ કઠિન ભયો મોસું, દિનમણિ કોટ મઢાની. તોકું૦ ૩

### પદ ૩૦ મું-રાગ કાનડો.*

સ્યંદન શંભુ ગિરીશ;
સુરધુનિ જુટ મુકુટ કુમુદ બંધુ, નૈન અર્ક વહ્નિ શીશ; સ્યંદન૦ ટેક. ૧
પ્રબદ્ધ કર કંજે કુડ્મલ, સકલ બિબિધ સુરાધીશ;
સત માતલિ સહસ્ર તુરંગ રથ, બેસી જપે નિરામૈ શીશ. સ્યંદન૦ ૨
બીણાબેણુ મૃદંગ તાલ પટહનિનદ,સંગ નારદ તુંબરૂ આશીશ;
કહે શિવાનંદ અંતક ભજિજે, ગંગાધર બક્ષીશ. સ્યંદન૦ ૩

### પદ ૩૧ મું.*

જગવંદન સ્યંદન શંકર;
કંઠ કપોત પોત મૃગ કર અલિક, ચારૂ ખંડશશધર. જગ૦ ૧
કોટિ રક્ત કટિ તટ ઘટ, અંક રૌલકુઅર;
કૈરવ ફુલ માલ મધ્ય વિલાસી, ફુલ કોકનદવર. જગ૦ ૨
સુર સુંદરી નૃત્યત સુર સુમનસ વરષે,ગંધર્વ ગાવત સપ્ત સ્વર;
તાલ મૃદંગ ઘન જમ ગર્જત, પ્રભુ શિવાનંદ સોહત હર. જગ૦ ૩

### પદ ૩૨ મું-રાગ કાનડો.

ન્યારો ન હોત ઘરી પલ છન તન;
યેહ બિચાર ધાર અબ ચિત્ત તેહુ,નાહિ જાનત અંતર મન. ન્યારો૦ ૧
માંહે પઢવત વઢવત નેહ યેહ,માન તુહ માનની શરણ;
શિવાનંદ ગરલ ગલ સંગ, લોચન ધન સીંચે ચરણ. ન્યારો૦ ૨

### પદ ૩૩ મું-રાગ કાનડો.

અજહુ તિહારી ઝપાબિન નહેજ રહત;
તોકું કહત જીમોલરજ* દિનરેન, ભુજ યુગ દશન. અજહુ૦ ૧
અસિત ઉદધિ મધતરિ શિવાચલત હોત ગરૂત;
તન બિચ વર્ગ અરિકો ખેલન,છિનુ છિનુ શંકર મોંકુ પીરત. અજહુ૦ ૨

ઉમાનાથ અખિલભુવન મધ, મનિ અમરાવતિ રંજિત;
શિવાનંદ મત ભવ મધ પડત,તાકું ત્રિલોચન દેખિયત. અજહુ૦ ૩

## પદ ૩૪ મું.

શિવ નગરાજ બને;
તુષાર અગ તનુજ બામ તનુજ, રંજન દ્રુમ કનક બેલ ગને. શિવ૦ ૧
અલકાવલિ લલિત ભુજગાવલિ, શિવ જટાવલિ બને;
બસન તડિત શ્રવણ ઘન મધ્ય,એણત્વગ શિવ બસન બને. શિવ૦ ૨
નગપતિ નગ ભૂ દોઉ બિરાજિત, પદ અંબુજ ભુવન શરણે;
પ્રભુ શિવાનંદ બનત હીર ફિર, મોંકુ બદન કોહો અર્પન. શિવ૦ ૩

## પદ ૩૫ મું.

ગંગાધર નગરાજ બિરાજત;
અંબર મધ્ય કોટિ ઉદિત રવિ,માનુ રૂચિર જ્યોતિ સોહાવત. ગંગા૦ ૧
ગિરીશ ગિરિ ભૂ દોઉ મિલે,પટપીત ગજાજિન ચારૂ બનાવત;
વેલ કનક શશિ કાંતિ મણિ,શિવ કંદર્પ કોટિક રૂપ લજાવત. ગંગા૦ ૨
ચિકુર ભૃંગાવલિ કનક લતાવલિ,કુંતલ કપર્દ દોઉ બનાવત;
કુંડલ શરમનિ ચકિત ભયો ભાનુ,ભુજંગ ફણી મણિ શિવ ઝલકાવત. ગં૦ ૩
લલિત મૌક્તિક માલ બનીશિવ સંગ,બિશાલ ઓર શિશ બીરાજિત;
ચરણ નેપુર રુચિર સોહત માનુ,શંકર ઘુઘરૂ અતિ ભલકાવત. ગંગા૦ ૪.
મૃગમદ અંગ વિલેપન નગ ભૂ,ત્રિલોચન તન ભસ્મ ચઢાવત;
અનંગ રિપુ પદ ઘન દમપિ શંકર,શિવાનંદઅતિ શીશ નમાવત. ગંગા૦ ૫

## પદ ૩૬ મું.

મંદર નગમધ્ય વિહરત શંકર;
કનક કંજવન, મુદિત હંસધન,લુંટન રૂચિર ત્રિદશ રમવર. મંદર૦ ૧
ચારૂલતાવલિ,મદન શરા પલી,તંતૂ તન ગંધપરરોદ્રત ભ્રૂમર;
માનુ માનની માન બિભેદન, કુસુમ અનંગ ધનુષ કરધર. મંદર૦ ૨
ત્રિદશગાયે દેવ મુનિ મિલે, અપ્સરા નૃત્યત બજાવે સસસ્વર;
કહે શિવાનંદ મોપર દેખિએ, અરણ કંજ નેંન પ્રેમભર. મંદર૦ ૩

### પદ ૩૭ મું-*

બદન નગ ભૂ શંકર નિરખત. ટેક.
કુંતલ કુસુમનિ શશિખરી શિશમધ્ય,કુંડલ અંબર મણિશિવ ઝલકત. બદન૦ ૧
અલિક તિલક પ્રશ નિશાપતિ, રત્ન સુગાવલિ ઉર લસિત;
લલિત ભુજયુગ કનક અંગદ, ભયે નૂતન શિવ વિલસત. બદન૦ ૨
રૂચિર અંગપર બસન ભયે શિવ,કટિમધ્ય મેખલા રણુઝણુ ગરજત;
નગ ભૂ તનકું નિહારત શંકર, શિવાનંદ પ્રભૂકે પદ અંબુજત. બદન૦ ૩

### પદ ૩૮ મું*

ટારિન ટરિયત ભાવકી બ્યાધ લગાઇ;
ઓરહી બ્યાધ ઉપજત સગયત, યાહ કછુ નહીં જાત બનાઇ. ટારિન૦ ૧
અનેક ઉપાય વિવિધ ઔષધ,વિધિવિધિ ચિકિ છક આઇ;
મહતો આનપરિ અબ જીયા પરવિનુ,સુરત હરકોન દેખાઇ. ટારિન૦ ૨
ગંગાધર શશિ અલિક વિલોચન, પશુપતિ શંભુ રિઝાઇ;
યહ ધન્વંતરી જિનહુ ન પાયો, શિવાનંદ બલજાઇ. ટારિન૦ ૩

### પદ ૩૯ મું.

તમ વિના શંભૂ મનડું ઠરતું નથી;
નિગમ પુરાણ ઉપનિષદ જોયું, ઇતિહાસ ગાથા બહુરે કથિ, તમ૦ ૧
ધર્મ દાન વ્રત નિયમે સાધ્યા, હરખે ફિરફિર પુન્ય પથી;
એ સઘળું પણ મિથ્યા થયું શંભૂ,મોતિવિના જેમ સીપમાથી. તમ૦ ૨
વિજનના સ્વાદ વાત ન જાણ્યો, મથન મહિનો સ્વાદ સથી;
શિવાનંદ ચોવિશ તત્વ, ચૈતન્ય રૂપે શંભુ રથી. તમ૦ ૩

### પદ ૪૦ મું*

કબહુ ન બૂજત કેહબેકી શયાની;
ઓરહિ ખિઢવત કરત કછુ યઉ, ભૂલી ચોર અજાની. કબહુ૦ ૧
નેહ બિછુહત પર તન દેહ, યેહી પ્રેમકી ચાવવી મયાની;
સોતેવિસર શિવાનંદ પ્રભૂતે, અબથકિ રસના મોહે મુરાની. કબહુ૦ ૨

### પદ ૪૧ મું.

શું કરિ વરણુંરે, મનવાણિ મારગ અટકયોરે;
વેદ ઉપનિપદે જોઇ જોઈ ભૂલ્યો, કહેવા વિરંચી ભટકયોરે. શું કરિ૦ ૧

એક ઉપાય છે રૂડોરે ભૂતલ, તાલ મૃદંગનો લટકોરે;
શિવજન સંગે શિવગુણ ગાતાં, સંગિત રંગનો રટકોરે. શું કરિ૦ ૨
ગંગાધર ગિરિતનયા અંગે, માલ સુધાકર કટકોરે;
મુંડ સ્રગાવલિ વિષની જ્વાલા, હાથ કુરંગનો મટકોરે. શું કરિ૦ ૩
કર્પૂર ગૌર ગજાંબર કટિએ, પદ યુગ ઘુઘરૂ નટકોરે;
શિવાનંદ કહે શંભૂ ભજિને, અંતક ભયથી ફટકોરે. શું કરિ૦ ૪

## પદ ૪૨ મું.

બલિહારિ હું તો આનંદવન નિવારી, જ્યારે વસે ભવહારી;
માયા પ્રપંચનો પાર નથી, પણ અંતે આવે ત્રિપુરારી. બલિ૦ ૧
નગર ધનુષ જાંહાં જ્યા સુરતટનિ, અર્ક કેશવકોટિ ધારી;
લક્ષકલિયુગ છે ધર્મ શરરે, ધનુપ ધરે અંધકારી. બલિ૦ ૨
પારધિ મૃગનો મારગ ઝાલે, ધનુપે બાણ સંચારી;
કાલતણો વેગ ગંભીર ભાસે, શરણ કાલ વિદારી. બલિ૦ ૩
ભુજંગ મુખમાં મૂષક પડીઓ, જીવને ઘણુંએ સંભારી;
દુર્લભ ભજવું ચંદ્રશેખરને, અંગે શૈલકુમારી. બલિ૦ ૪
એવો ધનુપધર મસ્તક રાખો, જન્મતણો ભય ભારી;
શિવાનંદ કહે શંભૂ ભવહર, આશા છે મુજ તારી. બલિ૦ ૫

## પદ ૪૩ મું.

શંભુ ગાજેરે, મોરે શીશ શંભૂ ગાજેરે;
ચરણ કિંકિણી ડમરૂ વાજે, સંગીત નાચે એરે. મોરે૦ ૧
ઉભે અંગ ભુજંગ સુશોભિત, અર્પિત કુંડલ કરણેરે;
જેને શિર શિવ સરખો સ્વામિ, પાય ન લાગે ધરણેરે. મોરે૦ ૨
ભાલ શશિ ત્રિલોચન સુંદર, ગિરિજાવરને સોયરે;
જન્મ મરણ ભય યમના કિંકર, પાસે ન આવે કોયરે. મોરે૦ ૩
જટાજૂટ ગંગાધર શંકર, ધ્યાન રૂદેમાં ધરશેરે;
ભાવ કભાવે સ્તુતિ નિંદાયે, તેનો અનુગ્રહ કરશેરે. મોરે૦ ૪
અવસાન કાળે સ્વામિ શિઘ્ર પધારી, આવીને રહેજો માથેરે;
વાત પિત્ત કફ શ્વાસે રૂંધ્યો, તેવારે ગ્રેહજો હાથેરે. મોરે૦ ૫

હાથ ગ્રહ્યો તેને મૂકીશ મારે, રાખો ચરણુ નિવાસરે;
કામ ક્રોધ મોહ માયા તૃષ્ણા, જેથી પામીએ સહુ ત્રાસરે. મોરે૦ ૬
દુસ્તર ભવ સ્વામિ કેમ તરાએ, કેમ કરિ પામો પારરે;
શિવ નામ છે નાવજ સબળી, ઉતરજો તેને આધારરે. મોરે૦ ૭
દિવાકર સુતશું નવ ચાલે, જે પ્રૌઢા બળવંતરે;
શંભૂ નામે પાસ ન આવે, આવે તેહેનો અંતરે. મોરે૦ ૮
પરિવારે કરિ વીંટયો પ્રાણી, ડગમગ રહ્યો જોયરે;
યમકિંકર લઈને ચાલ્યા, સાથે ન આવે કોયરે. મોરે૦ ૯
અંતે કોઇ સાથે મ આવે, સાથે શિવનું નામરે;
વિશ્વનાથ પૂજ્યા હોય પ્રેમે, અવસર આવે કામરે. મોરે૦ ૧૦
જેની વેળા પ્રાણિ પ્રસ્થાને, તોય ન મેલે આશરે;
પણ શિવતણી માયા છે સબળી, જીવિત સો પંચાશરે. મોરે૦ ૧૧
શંભૂ માત ને શંભૂ પિતા, બંધૂ વર્ગ આધારરે;
શંભૂ પ્રાણ ને શંભૂ કાયા, જીવનો મુક્તિદાતારરે. મોરે૦ ૧૨
સ્થાવર જંગમ વ્યાપક શંભૂ, ઘટ ઘટ અખંડ ઇશરે;
ભૂગોળ ખગોળ શંભૂછેરે, શંભૂ નિશા ને દીશરે. મોરે૦ ૧૩
મનસા વાચા કરિ કહું છું, શિવતણો મહિમાયરે;
કહે શિવાનંદ શિવ ભજન વિના, પછી મિથ્યા ફેરા ખાયરે. મોરે૦ ૧૪

## પદ ૪૪ મું.

આનંદવનમાંરે, શંભુ કૃપાનિધિ દીઠો;
મણીકર્ણિકા તટમાં જીવને જાતાં, ઉપદેશ તારક મીઠો. આનંદ૦ ૧
ત્રિય જટા લટ લટકે જેને, ફણિવર કુંડલ ભલકે;
અલિક સુધાકરખંડ બિરાજે, જોતાં મનડું મટકે. આનંદ૦ ૨
નીલ ગરલ શિવ કંઠે સોહે, મુંડમાલા ઉર સંગે;
હરિણુત્વચાનું અંબર કટિએ, શૈલકુમારી અંગે. આનંદ૦ ૩
કર ત્રિશૂલ વિભૂતિનો ધારી, ચરણકમલ મનમોહે;
પરમ આનંદ શિવાનંદ પામે, શંભુ કૃપા જ્હાં હોયે. આનંદ૦ ૪

## પદ ૪૫ મું.

નિર્ગુણ ભસ્મ ધરે, સગુણ વેદ વખાણું;
જટા વિના સુરધુની શીશે, ભાલે ચંદ્ર કૃષાનુ. નિર્ગુણ૦ ૧

શ્રવણે બિરાજિત ભુજંગનાં કુંડળ, કંઠે ગરલ મુંડમાળી;
અંગદ મણિધર સુંદર સોહે, કર પિનાક કપાલી. નિર્ગુણ૦ ૨
કટિએ ગજાંબર મેખલા ઝલકે, રણુઝણુ ઘુઘરૂ ઘણુકો;
શિવાનંદ કહે શું કરી વરણવું, સોમ સદાશિવ રણુકો. નિર્ગુણ૦ ૩

## પદ ૪૬ મું.

ભોળા ગંગાધારિ મહેશ, હરને કુંડળ વાસુકિ શેષ—ભોળા ગંગા૦
શિવ શંકરનું ધ્યાનજ ધરતાં, પાતિક દૂર પળાય;
બ્રહ્માદિકને સ્વમે દુર્લભ, તત્ક્ષણુ દર્શન થાય. ભોળા૦ ૧
ગિરિજાવરનો મહિમા કહેવા, સહસ્ર રસના શેષ;
રાત દિવસ મુહૂર્ત ક્ષણુ ના ચટકે, તોય પામે ન લેશ. ભોળા૦ ૨
દુરિજન પાતકી હું અપરાધી, શેરે કહું ગુણુ પાર;
મર્કટ લીલા ચિત્તમાં ધરીને, કહું ગુણુ વિસ્તાર. ભોળા૦ ૩
જટામંડળમાં ગંગાધરિને, ચંદ્રશેખર શિવ બાલ;
ત્રિલોચન શિવ ભુજગ ભૂષણુ, વિભૂતિ ધારિ કૃપાલ. ભોળા૦ ૪
કંઠે સોહિત છે રૂંડમાલા, પિનાક ધનુષ છે હાથ;
કર્પૂર ગૌરે નીલકંઠે, નીરખો કૈલાસનાથ. ભોળા૦ ૫
અર્ધ્ધાંગે છે ગિરિજાસુંદરી, વૃષભવાહન દેવ;
ચરણુકમલ મકરંદનો રસિયો, શિવાનંદ કરે સેવ. ભોળા૦ ૬

## પદ ૪૭ મું.

વિહરત શંભૂ નૃસત રંગ, બાજત દુંદુભિ ચંગ;
બાલ શશિ ઔર કુંડલ વાસુકિ, શીશ બિરાજિત ગંગ. વિહ૦ ૧
લલિત વદન સરોજે બામા, સોહે તુહે અર્ધાંગ;
અમર પંકજ દિનમણિ પ્રકટિત, વહ્નિ જારણુ હાર અંગ. વિહ૦ ૨
હૃષીકેશકર ધિધિકટ ધિકટ, બાજે રૂચિર મૃદંગ;
ગાવત ઇંદ્ર વિરંચિ સુર મુનિ, થકિત ભયે અર્ધ્ધાંગ. વિહ૦ ૩
તતથેઇ તતથેઇ નાચત, ગાવત તાન તરંગ;
નારદ તુંબરૂ બીન બજાવત, કઇલાસ ભયો રંગ. વિહ૦ ૪
અકલ અગમ નિગમ જાકો, ઢૂંઢત ઉપનિષ દંગ;
તાકે ચરણુ કમલ મકરંદપર, ફિરે શિવાનંદ ભૃંગ. વિહ૦ ૫

## પદ ૪૮ મું.

કાશી છે અવિનાશીરે, પ્રાણી જાણો કાશી છે અવિનાશી;
મુક્તિ વધૂ જહાં દાસીરે; પ્રાણી જાણો૦ ૧
અવિમુક્ત વારાણસિ જેનો, અવધિ વરણા એસી; પ્રાણી૦ ૨
ગિરિજાને રમણું વાસી જહાં, ગંગા વહે સુખ રાશીરે; પ્રાણી૦ ૩
મણીકર્ણિકા મધ્ય વિલાસી રહ્યા, મુક્તિ કરગ્રહી આશીરે; પ્રાણી૦ ૪
પુત્ર કલત્ર એ તો છે ફાંસીરે, છોડવિ ભવની હાંસીરે; પ્રાણી૦ ૫
અનેકદેવ નિદિધ્યાસી જો, જન્મ જન્મનાં ભય જશે નાશીરે; પ્રાણી૦ ૬
મન વિષયના થાશીરે, યાતના ભૈરવ ખાશીરે; પ્રાણી૦ ૭
શિવાનંદ કહે કાશી, તે પામે દ્વિજની આશીરે; પ્રાણી૦ ૮

## પદ ૪૯ મું.

જાણો જાણોરે શંભુ સુખનો દાતા, તમો ધ્યાન ધરો પીનાકીરે—જાણો૦ ટેક
મમતાને લાગીને રહ્યો, બહુ છે દુઃખની વાડી;
કામ ક્રોધ દ્રુમવર જહાં વસિયા, સુંદરિ નિત્ય રમાડી. જાણો૦ ૧
અમૃત મૂકીને શું વિષને, પીશો મધા કાઢી;
પ્રાલબ્ધ કર્મે બાંધી મૂક્યાં, જેમ પશુ એમ નારી. જાણો૦ ૨
ચંદ્રશેખર તાપ તપાયા, શું કહું દ્રદયને ફાડી;
શિવાનંદ પ્રભૂ ઘટ ઘટ, વ્યાપી વિનઠીસીt દાઢી. જાણો૦ ૩

## પદ ૫૦ મું.

જો જો સજનીરે, કૈલાસનો ધણી આવ્યો;
જટાજૂટમાં ગંગા ઝળકે, ભાલે કળાનિધિ ભાવ્યો. જો૦ ૧
અલિ કવિ લોચન મૃદુ ને વળી, જોગાધીશ કહેવાયો;
મદન વધુના તપને જોઇ, રૂકિમણિ નંદન કહાવ્યો. જો૦ ૨
પંચવદન દશપાણિ સદાશિવ, અંગે શૈલકુમારી;
કટિએ ગજાજિન અંબર સોહે, શિવાનંદ બલિહારી. જો૦ ૩

## પદ ૫૧ મું.

શિવ શિવ નિરખોરે નટવર તાંડવ રંગ;
શ્રમ જલ શીકર વદને બિરાજે, ગંગ કપર્દને સંગ; શિવ૦ ૧

ચિકુરાવળી હર શ્રવણે લલકે, કુંડલ ફણિ અતિ ઝલકે;
ચંદ્રકલા વિષ જ્વાલા લોચન, માલામુંડની ચલકે. શિવ૦ ૨
પાણી ભુજંગમ ફણિ અતિ શોભિત, કરપંકજ મૃગમોહે;
ધવલ વિભૂતિ વિલેપન અંગે, મૃગછાલા કટિ સોહે. શિવ૦ ૩
ગિરિનંદનિ સિંહાસન શારદ, ઘન સૌદામિનિ જાણો;
હસ્તકલા કરિ તતથઇ નાચે, શિવાનંદ પ્રભૂ મન આણો. શિવ૦ ૪

## પદ ૫૨ મું.

ગિરિજા મુખડું જોવાને કાજે, વેષ જોગીનો લીધો;
અંગ વિભૂતિ જટામાં ગંગા, તિલક નિશાપતિ કીધો; ગિરિજા૦ ૧
શ્રવણે માથે ભુજંગ સુશોભિત, કર કમલે મૃગ સીધો;
વાઘાંબર કટિ ભુજંગાંગદ, કર માલા ગિરિજા સંગે પ્રસિધો. ગિરિજા૦ ૨
રવિ શશિ વહ્નિ વિલોચન વિષધર, ભુજંગાંગદ કર ઉર રૂંઢ કીધો;
કૈલાસપતિ વૃષભવાહન શિવ, શિવાનંદ રસ પીધો. ગિરિજા૦ ૩

## પદ ૫૩ મું.

દેવિ દેવનું રે ધ્યાન થકી મા ખસશોરે;
કારજ તમારાં સઘળાં સીધાં, મુક્તિ વધૂ ગ્રહે વસજોરે; દેવિ૦ ૧
લક્ષ ચોરાશી નર્ક તણાં દુઃખ, જાણીને મનમાં ધરજોરે;
શરણે આવ્યો તેને ન તજેરે, શંભૂ બાલે વેશે વસજોરે. દેવિ૦ ૨
કાલ ભુજંગ ફણાફણ નાચે, નિરખિમૂષકને હસજોરે;
શિવાનંદ કહે તત્ક્ષણ પીધો, શિવ ચરણોદક રસજોરે. દેવિ૦ ૩

## પદ ૫૪ મું–રાગ કેદારો.

ભયહર ચંદ્ર લલાટ ધરન.
દીનજન ઉદ્ધરણ, કરકંજ કુરંગ પાક;
પિનાક પાપ હરન, અંગરાગ વિભૂતિ કરન. ભયહર૦ ૧
સુર શશિ નૈન જ્વલન, મુંડમાલ પાલ જગત;
અસુભગ રંગ સુર આનંદ, સુરત સુખ શરણ. ભયહર૦ ૨
સંગીતરંગશશિદુપુર, હાવભાવ નૃત્યત સુર;
ચપલધરા ગૌરી દેવી, અનંગ કોટિ રૂપ હરન. ભયહર૦ ૩

દિવ્ય તાલ માન સંગ, મેઘરંગ કૃપણુ કાલ;
ભીતિ ભંગ શિવાનંદ, સ્મૃતિ હરન. ભવહર૦ ૪

પદ ૫૫ મું.*

વામદેવ બામ વદન. ટેક.
કપર્દ ભાર વારિ ચારૂ, મેરશૃંગ ભાનુ વારૂ;
ધીરવીર નગ જારો, મૃગ કલેખ શ્વેત બરન. વામદેવ૦ ૧
સુપર્ણું કામ દંડ શુક, નિગમચાર હોત મૂક;
સંતન મુનિ ધ્યાન ચૂક, વેદ પ્રતાપ શિવ ધરણુ. વામદેવ૦ ૨
વૈકુંઠ ઇંદ્ર ધ્યાન પાવે, નદિ ભૃંગિ ગુણુ ગાવે;
તંત્રી નારદ મુનિ ધ્યાવે, શંભૂ ગૌરી રમણુ. વામદેવ૦ ૩
ગૌરિ અંગ સંગ હાથ, ભક્ત ચાત મેઘ પાથ;
શંભુ ચંદ્રકીજી સાથ, શિવાનંદ શંકર શરણુ. વામદેવ૦ ૪

પદ ૫૬ મું.

સુંદર કાશી નિવાસી ગંગજી, જ્યાં છે ગિરિજા શંભૂનો રંગજી. સુંદર૦ ૧
શીશ કપર્દ કુંતલ સંગજી, જાણે વેલકનક ભુજંગજી. સુંદર૦ ૨
સુરધુનિ હીરક ઝળકે દામિનીજી, મેઘ મધ્ય ચળકે દામીનિજી. સુંદર૦ ૩
કૈરવનાયક તિલક વિરાજેજી, ભાલે ચંદ્રક વહનિ છાજેજી. સુંદર૦ ૪
ભૃકુટિ મદન ધનુપની તોલેજી, ચંડી ચૌદભુવનને ચોળેજી. સુંદર૦ ૫
કર્ણે ઝાલ ઝબૂકે સારીજી, કુંડલ ફણિ મણિ શ્રીત્રિપુરારીજી. સુંદર૦ ૬
પાપણુ વિકસિત કંજે સોહેજી,જાણે સફરી સરોવર મોહેજી. સુંદર૦ ૭
લોચન પિયુપ સરોવર જાણુજી, એવું શું કરે વેદ વખાણુજી. સુંદર૦ ૮
નાસા ઝલકે લોચન ખંડજી, જાણે શર ચઢ્યો કોદંડજી. સુંદર૦ ૯
વદને ફેણાધરનો વાસજી, જાણે કોકનદે પલાશજી. સુંદર૦ ૧૦
શશિધર પૂર્ણે કલા વદનજી, વર્પે અમ્રિત ધરાધર તનજી. સુંદર૦ ૧૧
મુક્તા માલા મુંડ વિલાસીજી, જોતાં પદ પામે અવિનાશીજી. સુંદર૦ ૧૨
અંગદ ફણિવર મણિકર કંજજી, જેને જોતાં અંતર રંજજી. સુંદર૦ ૧૩
કટિએ રસના કિંકણી નાદજી, જાણે કોકિલ યુવતીનો વાદજી. સુંદર૦ ૧૪
ચરણ સરોજ મનોજનું પૂરજી, દીઠે દુઃખનું દળ જાય દૂરજી. સુંદર૦ ૧૫
કટિએ એણુઅજિન ભગવાનજી, ગિરિજા તડિતાંબર પરિધાનજી. સુંદર૦ ૧૬

સુંદર સૂરતરંગિણી તીરજી, શિવને સેવે ત્રિવિધ સમીરજી. સુંદર૦ ૧૭
હરને અંગે શૈલકુમારિજી, જય જય જય કરે સુર નારિજી. સુંદર૦ ૧૮
નારદ તુંબરૂ ગાને ભારિજી, સુરવર સુમનસ વર્ષે વારિજી. સુંદર૦ ૧૯
જલ ક્રીડા શ્રી ગંગાધારિજી, નિરખી સોમ શિવાનંદ વારિજી. સુંદર૦ ૨૦

## પદ ૫૭ મું–રાગ કેદારો.

તુને શંભૂ વિના કોણુ તારેરે; તુને શંભૂ૦
પ્રારબ્ધ સંચિત ક્રિયમાણુ કર્મે, ચંપાયો બહુ ભારેરે. તુને૦ ૧
માત પિતા તો જન્મ દેઇ, અળગાં રહ્યાં તે તેણીવારેરે;
વાત પિત્ત કફ બાલપણામાં, પીડાયો રોગ અપારેરે. તુને૦ ૨
વિષય વિનોદ ક્રિડારસે ભૂલ્યો, ભૂલ્યો જોબન અહંકારેરે;
મૃગ નયનીનાં લોચન બાણે, વિંધો મર્મ સંભારેરે. તુને૦ ૩
વૃદ્ધવેલા ગૃહ ધન સુતમાં તો, બાંધ્યો વિષયબંધન દ્વારેરે;
શિવ પદ કમલે પ્રીત સાધી, શિનાનંદ પ્રભૂ કેમ ઉદ્ધારેરે. તુને૦ ૪

## પદ ૫૮ મું.

નગભૂ કહે નિરખી સુરધુનિ સુંદર;
ઐસિ જો હુ જાનતહે અઘ્યહુ, નાહિ ધરત હરપર પ્રેમભર. નગ૦ ૧
જટા બઢાવત ભસ્મ ચઢાવત, ભૂષણુ ભુજંગ સુહાવત શંકર;
બસન ગજાજિન ચારૂ બનાવત, મેં કહાપ્રેમરસ કીનો ચેહપર, નગ૦ ૨
અજહુ બંચિ શંકર ગુન રૂપપર, અબ મેં જાન્યો આછો શશિશેખર;
શિવાનંદ પ્રભૂકું ભજી કૈલાસત, અચલ કુઆરી નિકસી ચાકવર. નગ૦ ૩

## પદ ૫૯ મું.*

ચકિત ઇંદુ બિધુ ગતુદ બંધન,મધ જો તુખારવત્ સોહત દિનકર–ચકિત૦
મૌંસે કહા અપરાધ ભયો, જીન રૂઠિ રહી નગરાજ કુંઅર;
સોતુ મોંકું જારત દિન રૈંન નેન, નિકસ અનલ જાસ્યો હે પંચશર ચકિ૦ ૨
અલિરી તુમ જાય કહોને કઉનસે,તુમ વિના ઘરિ ઘરિ બિત્રસત ભત્રહર;
શિવાનંદ પ્રભુ હસ આલિરિ, પસ્યો બિરહે સરોવર. ચકિ૦ ૩

# દયારામ.

## મનમતિ સંવાદ.

છંદ.

શ્રી ગુરુ ગોપીજન વલ્લભ, પદ શીર નામું;
કૃપાદૃષ્ટિ કરી કરૂણાનિધિ, ભાળો મુજ સામું;
પ્રબોધ થવા મનને, રચું મનમતિ સંવાદ;
મન ગાશે દુઃખ મનતું, મતિ શુભ મતિ ઉસ્તાદ; સુણો પ્રશ્નોત્તરે. ૧
મન–મન કહે છે સુણ સુમતિ, મારે દુઃખ છે મોટું;
સમજું છું હરિભજન વડુંજ, વિષય સુખ ખોટું;
પણ નિશ્ચલ બનતું નથી, કામ દામ મન જાય;
કંઇ જદવા તદવા બને, કયમ રીઝે વ્રજરાય; મતિ કહે કેમ કરૂં ૨
મતિ–રે મન, હું સમજી, તું દુઃખીઓ માટે રોયો;
પણ એનો કયાં પાર, જન્મ સહુ એમાં ખોયો;
હજુ તૃષ્ણા નથી ત્રૂટતી, કયારે ગોવિંદ ગાશ;
ભાણે ભર્યે ન તોખિયો, કર ચાટયે શું ધ્રાશ; વિચારી જો હૃદે. ૩
મન–હે મતિ મેં ભવસુખ નથી, ભોગવ્યું સારી રીતે;
માટે ત્યાંનું ચિત્ત, ચોટયું રહે છે નિત્યે;
સારી પેઠે ભોગવું, તો મન પામે શાન્તિ;
પછી નિશદિન હરિને ભજું, થાય વિષયવત વાન્તિ; પછી તૃષ્ણા મરે. ૪
મતિ–રે મન તું ધારે છે ત્યમ, કયમે નથી થાવું;
નિશદિન એમાં પચ્યાજ છે, રહ્યું તેને ધાવું;
ઇંદ્ર ચંદ્ર ગુરુપત્નીથી, રમ્યા ઘેર ઘણી નાર;
યયાતિ સુત યૌવન રમ્યો, તદપિ ન તૃપ્તિ વિચાર; કલ્પના કાઢજે. ૫
મન–કહી મતિ સાચી વાત, તદપિ નથી નિરાંત વળતી;
ક્ષુધિત શ્વાનની પેર, મનસા ફરે રઝળતી;
એઠો કટકો કયહું મળે, ખાય કયહું માર;
તદપિ ટેવ તજે નહીં, ના માને ધિક્કાર; નફટને લાજ શી. ૬

મતિ-મન એનું એ કરતાં, તરફડયું ચોખાણે;
મોંઘો મનુષ્યાદેહ મળ્યો, વિક એ રૂચિ આણે;
આ અવસર આ શરીરે, કૃષ્ણ ભજન અધિકાર;
શુકર કુકર ખર ઊંટ અજ, વિષય ભોગ તૈયાર; ચેત ભજ કૃષ્ણને. ૭
મન-મતિ ભય વિવેકથી પણ, મન હરિમાં નથી ઠરતું;
વિષય થકી બહુ યત્ને, ખેંચે નથી નિસરતું;
નિસરે તો કાઢે ન શું? નથી વાલું કલ્યાણ;
નાક કાપીને અપસુકન, કરે જગતમાં કોણ; પરાધીન શું કરે? ૮
મતિ-હે મન મનનો એજ સ્વભાવ, વિષયમાં જાય;
પણ તનને તો ખાળ, બિગાડ ઘણો નવ થાય;
વિકળ થાય તો થાવા દે, હરિ ભજ રાખી ધીર;
વિના ચઢાવ્યે કામઠી, કયમ કરી વાગે તીર; ચવ્યેચિત્તશું થયું. ૯
મન-સદા વિષયનું ધ્યાન, અંતકાળે પણ થાશે;
મરણે યામતિસાગતિ, જીવ અધોગતિ જાશે;
વિષની ભ્રષ્ટતા ભલી, કે તલખી મરવું સાર;
કહે બુદ્ધિ કલ્યાણ કયમ, સુઝે નહીં નિસ્તાર; ગુંચવણી ગુંજની. ૧૦
મતિ-સાંભળ મન ચિત્ત વશ કરવાનો એક ઉપાય;
જેવી સંગત કરે મન, તેવું થઇ જાય;
વિષયી જનનો સંગ તો, મન બગડ્યાનો ઠામ,
સુસંગથી મન શુચિ રહે, ભજન ગમે ઘનશ્યામ; કરીજો પારખું. ૧૧
મન-સુણ બુદ્ધિ હું બેસું છું, નિત્યે હરિજનમાં;
જ્યાં લગી સુણું પ્રબોધ, તાપ ઉપજે નહિ મનમાં;
ઉઠીને અળગો ગયો, ત્યાં વળી તેનું તેહ;
કુંજર મજ્જન ન્યાય એ, નાહીં ઉરાડે ખેહ: કર્યું તે ના કર્યું. ૧૨
મતિ-કરતાં સિદ્ધ ઉપાય, હરિ પાદોદક ક્ષીર પિયે;
હરિ પ્રસાદ, હરિ ગાય, અવિદ્યા તો ટળે;
એમ કરે મન નિત્ય પ્રતિ, લાગે હરિશું રંગ;
મન રાખવું હરિ ચરિતમાં, દૂર તજી દુસ્સંગ, હઠે મને ક્રમે ક્રમે. ૧૩
ઘણો કાળનો રોગ, જાય નહિ થોડે દાડે;
પણ ન રહે પરિણામે, કદા સમૂળો કાડે;

### પદ ૩ જું.

મોટું મનોહર મંદિર બાસેરે; શ્રીપતિ શેષશાયી.
દુર દર્શનથી પાપ તાપ નાસેરે; શ્રીપ૦ ૧
સુંદર શીખર ઉપર ધોળી ધજા ફરકેરે; શ્રીપ૦
જેને શરણે ગયે કાળ માયા થરકેરે; શ્રીપ૦ ૨
માસ કાર્તિક ચૈત્ર મોટો મેળોરે; શ્રીપ૦
લોક દેશેદેશનો થાય ભેળોરે; શ્રીપ૦ ૩
બારે માસ દરશનનો મહિમારે; શ્રીપ૦
પૂર્ણમાસી મેળાની સુખ સીમારે. શ્રીપ૦ ૪
જેને કૃપા કરીને બોલાવેરે; શ્રીપ૦
નિમે માસમાં તે એકવાર આવેરે; શ્રીપ૦ ૫
તમારો છું કહી કરે પ્રણામરે; શ્રીપ૦
તેનાં સરે સઘ સઘલાં કામરે; શ્રીપ૦ ૬
કરે પ્રેમે કોઇએક પરિક્રમારે; શ્રીપ૦
તેનો મહિમા કહી શકે નહીં બ્રહ્મારે; શ્રીપ૦ ૭
પ્રીતે કરે ચરણોદકપાનરે; શ્રીપ૦
તેથી ઓછું તીરથ સહુ સ્નાનરે; શ્રીપ૦ ૮
આવે પૈસાની સાકર લાવેરે; શ્રીપ૦
છપનભોગથી અધિક પ્રભુ ભાવેરે; શ્રીપ૦ ૯
હાલે હાથ જઈ નવ અડવુંરે; શ્રીપ૦
કંઈએક ભેટ ધરીને પાયે પડવુંરે; શ્રીપ૦ ૧૦
સાચે સ્નેહે નાચે ગુણ ગાયરે; શ્રીપ૦
તેથી રીઝે ઘણું વિશ્વરાયરે; શ્રીપ૦ ૧૧
કલીકાલમાં ભાગ્ય જેનું જાગેરે; શ્રીપ૦
દયા પ્રીતમનો રંગ તેને લાગેરે; શ્રીપ૦ ૧૨

### પદ ૪ થું.

વાલો આનંદ મંગળ રૂપરે; શાંત રૂપ શેષશાયીજી.
વિભુ અખિલ ભુવનના ભૂપરે; શાંત૦ ૧
પ્રભુ શોભા કેરૂં ધામરે; શાંત૦
છબી લજવે કોટીક કામરે; શાંત૦ ૨

મુકુટ મસ્તક ને કુંડલ કાનેરે; શાંત૦
ઘનશ્યામ કાંતિ બીનેવાનેરે; શાંત૦ ૩
વદન ચંદ્રમા ચીબુક ચારૂ શોભેરે; શાંત૦
નકવેસર મોતી મન લોભેરે; શાંત૦ ૪
હૃદેલાંછન શ્રીવત્સ વામ ભાગેરે; શાંત૦
મરતક કૌસ્તુભમણી ઉરનીરખો અનુરાગેરે; શાંત૦ ૫
ગલુબંધ કનકમુક્ત ગુંજમાલરે; શાંત૦
તીલક કેસરી સુલોચન વિશાલરે; શાંત૦ ૬
કટીમેખલા પિતાંબર રાજેરે; શાંત૦
બાજુબંધ કડાં વાંસળી વિરાજેરે; શાંત૦ ૭
પાયે નેપુર ઉપરે વલય વારૂરે; શાંત૦
તલે ભદ્રભુવન ચિહ્ન સોલ ચારૂરે; શાંત૦ ૮
શેષ શય્યા પોઢ્યા દેવદેવરે; શાંત૦
પ્રિયા પુદ્મા કરે પદ સેવરે; શાંત૦ ૯
વિવિધ વસન નવાં નિત્ય રંગભરમાંરે; શાંત૦
શંખ ચક્ર ગદા પદ્મ ધર્યાં કરમાંરે; શાંત૦ ૧૦
પતિતપાવન કૃપાના સિંધુરે; શાંત૦
ભીડભંજન ભગવંત દીનબંધુરે; શાંત૦ ૧૧
માહાત્મ્ય ક્યાં લગી કહું છે અનુપરે; શાંત૦
દયા પ્રીતમ શ્રી કૃષ્ણનું એ રૂપરે; શાંત૦ ૧૨

---

## શ્રી કૃષ્ણ અષ્ટોતરશત નામ ચિંતામણી.

### છંદ ભુજંગ પ્રયાત.

નમો શ્રી ગુરુદેવ શ્રી કૃષ્ણસ્વામી; નમો નંદકુમાર સુપર્ણ ગામી. ૧
નમો શ્રી યશોદા અસુ મીન વારી; નમો શ્રી બળાનુજ આનંદકારી. ૨
નમો રાધિકાનાથ ગોપીશવૃંદા; નમો શ્રી યમુનાંપતિ મેદકંદા. ૩
નમો ગોકુલાધીશ શ્રી શૈલધારી; નમો રાસ વિહારી શ્રીજી મુરારી. ૪
નમો કુંજકેલી પ્રિયે રત્ય દાણી; નમો લાલ ત્રિભંગી, શ્રીરેણુપાણી. ૫
નમો દ્વારિકાધીશ, લક્ષ્મીવિહારી; નમો ભક્ત ત્રાતા, મહાક્લેશ હારી. ૬

નમો દેવકી પુત્ર આનંદસીંધૂ; નમો દુષ્ટદ્વેષી, અતિદીનબંધૂ. ૭
નમો શેષ શંભુ, સતીનાથ ધાતા; નમો કંસ કેશી રિપુ મુક્તિદાતા. ૮
નમો ધર્મ ગોપ્તા, હતા ભાર જક્તિ; નમો શેષશાયી, હરી દાયભક્તિ. ૯
નમો વિશ્વ હેતુ, પતિ કાળમાયા; નમો પૂર્ણઅંશી, વિભુ ખર્દરાયા. ૧૦
નમો પુણ્યશ્લોકી, પ્રભુ પૂતનામી; નમો રામ રૂપી શુચી ગુણ ગ્રામી. ૧૧
નમો દેવ દેવેશ, ગોવિંદ વિષ્ણુ; નમો યજ્ઞયોગેશ, ગોપાલ જિષ્ણુ. ૧૨
નમો નરહરીનાથ, નિર્વાણદાયી; નમો ચક્રપાણી, ગદા નીરશાયી. ૧૩
નમો ગોપીકામિત્ર, સુભક્ત લગની; નમો રાધિકા રૂપ સિંધુ નિમગ્ની. ૧૪
નમો પુંડરિકાક્ષ, સ્વાનંદ ભોગી; નમો જન્મ મૃત્યુ જરાદી વિયોગી. ૧૫
નમો ગોપ ચૂડામણી શ્રેયકારી; નમો શ્રી જગન્નાથ, સ્વામિભવારી. ૧૬
નમો કોટિ કંદર્પ, લાવણ્ય સૌરી; નમો પ્રાણજીવન, શ્રી વાણી ગૌરી. ૧૭
નમો સર્વ શક્તિપતિ, નિર્વિનાશી; નમો ઈશ આમોદ, શ્રી તેજરાશી. ૧૮
નમો વ્યાપી વૈકુંઠ આનંદ હેતુ; નમો પ્રેમ ક્રીડા, સનાતન્ન સેતુ. ૧૯
નમો ગોપતિ, કોટિ બ્રહ્માંડ સ્વામિ; નમો શ્રી હૃષિકેશ, જય અંતર્યામી. ૨૦
નમો આત્મયોની, નમો નિર્વિકારી; નમો પર્મ ભોગી, નમો બ્રહ્મચારી. ૨૧
નમો સર્વસાક્ષી, નમો સર્વ કર્તા; નમો સર્વ ભર્તા, નમો સર્વ હર્તા. ૨૨
નમો બાલમુકુંદ, પદ્મા વિલાસી; નમો યાદવાધીશ, વૈકુંઠવાસી. ૨૩
નમો શ્રીશ ચંદ્રાવલી ચિત્તહારી; નમો સુંદરાંગી, વૃંદાવનચારી. ૨૪
નમો વલ્લભાધીશ, વાગીશ જ્ઞાતા; નમો વિઠ્ઠલાધીશ, પુષ્ટીશ ક્ષાતા. ૨૫
નમો ગોકુલેંદ્ર, રઘુનાથ સીતા; નમો સત્યભામાપતિ, કામપીતા. ૨૬
નમો અક્ષરાતીત, અચ્યુતપ્રેમી; નમો શ્રી વ્રજાનંદદાસ સુપ્રેમી. ૨૭
નમો શ્યામ નારાયણા, નંદ શક્તિ; નમો કેશવાપાર પ્રાણેશ ભક્તિ. ૨૮
ઈતિ નામ શ્રી કૃષ્ણ આનંદકારી; અને કામના સર્વ, દાતા દુઃખારી. ૨૯
મહા પાપ સંતાપ, ક્રત્ભૂત ભસ્મી; સદાકાલ ગાજે, સહુ જસમાં તસ્મી. ૩૦
મળે પ્રેમભક્તી, વ્રજાધીશ ખાસી; સદાકાલ તે વ્યાપી વૈકુંઠવાસી. ૩૧
કરશે પાઠ એ શ્રી હરી જાય રીઝી; દયાના પ્રભુજી મળે, તોય બીજી. ૩૨

---

## શિક્ષા.

છંદ (ચોપાઈ)

જેણે શ્રીગુરુ રાખ્યા રાજી, તેણે જીતી સઘળી બાજી. ૧
જેને પરમેશ્વર શું પ્રીત, તેની સઘલી વાતે જીત. ૨

જેને હરીજન વાહાલા થાય, તેને વશ શ્રીવિઠલરાય. ૩
જે કોઇ પરદુઃખ દેખી બળે, સઘળાં સાધન તેની તળે. ૪
જેને પરના અવગુણ કેહેવા, તેને વેઠે ઉકરડવા વેહેવા. ૫
જેને સઘળે ઉપજી દયા, જાણો હરી હઇયામાં રહ્યા. ૬
સેજે સહુને જે જન વાહાલા, તેથી દૂર નથી નંદલાલા. ૭
હરીજન વાહાલા તો હરી વાહાલા, નહીં તો સઘળા લટકા ઠાલા. ૮
જે કોઈ હરીભક્તને નડે, નિર્ભયપદથી નરકે પડે. ૯
જેને જેની ઉપર નેહ, તેને લેહેજો તેની દેહ. ૧૦
જેને ઇત્રાઈ શું મિત્રાઇ, ભાઇ ખરા જમ પિત્રાઇ. ૧૧
મૂઢ ઘણા ને મન મોટાઇ, સગા શેખશલ્લીના ભાઇ. ૧૨
જેમાં આગળ મોટી હાણી, તેમાં પ્રથમ રેડવું પાણી. ૧૩
સહુ સમજ્યો ન હરી વિસાર્યા, તે જન નિશ્ચે હાર્યાં હાર્યાં. ૧૪
જે કોઇ પરનારીથી હસે, જાણો ભાટ કટારી ઘસે. ૧૫
જે કોઇ ક્રોધાનંદે વ્યાપ્યા, તે જન ઘર બાળીને તાપ્યા. ૧૬
જેનું મગ્ન રહે મન લોભા, તે જન કયહું ના પામે શોભા. ૧૭
જેને પ્રપંચ પ્રીતી ઘેરી, જાણો હાથે બેડી પેહેરી. ૧૮
તેમ તેમ બહુ દુઃખ જેમ અહંકાર, જેમ કંઇ તરતાં માથે ભાર. ૧૯
જે કોઇ પરસુખ દેખી દાધા, તેને સુખ મલવાની બાધા. ૨૦
જેના મનમાં અખંડ આશ, તેની કોઇ ના આવે પાસ. ૨૧
જે કોઇ પરસુખ દેખી બળે, તેને દુઃખ મુવેથી ટળે. ૨૨
સજ્જનને સૌથી સુખ મલે, પણ ન એદખાનું દુઃખ ટળે. ૨૩
સતત જેને મન સંતોષ, તેનો કોઇને ન આવે દોષ. ૨૪
સહુ બળ છે ને બહુ ગમખાપા, સૌથી મોટા તે કહેવાયા. ૨૫
સેહેજે વાણી વિષની ભરી, જાણો કોટીક હત્યા કરી. ૨૬
જે જન સૌને થયો અકારો, તેથી સ્વપચ સમજીએ સારો. ૨૭
જેને હરી વણ કશી ન ભૂખ, તે જન સઘળે પામે સુખ. ૨૮
સમજ્યો સૌ કર્તા હરી આપ, તેને કશો ન કહીં સંતાપ, ૨૯
જેને કૃષ્ણ નામનો જાપ, તેને કશું અડે નહીં પાપ. ૩૦
જે જન સમજી મૂકે પાપ, તે જન કર્યો ના પસ્તાપ. ૩૧
જેનું મન હરીમાં ઠર્યું, તેને વણ કીધે સૌ કર્યું. ૩૨

નમો' દેવકી પુત્ર આનંદસીંધૂ; નમો દુષ્ટદેપી, અતિદીનબંધૂ. ૭
નમો શેપ શંભુ, સતીનાથ ધાતા; નમો કંસ કેથી રિપુ મુક્તિદાતા. ૮
નમો ધર્મ ગોપ્તા, હતા 'ભાર જગ્તિ; નમો શેપશાયી, હરી દાપભક્તિ. ૯
નમો વિશ્વ હેતુ, પતિ કાળમાયા; નમો પૂર્ણઅંશી, વિભુ 'બર્દરાયા. ૧૦
નમો પુણ્યશ્લોકી, પ્રભુ પૂતનામી; નમો રામ રૂપી શુચી ગુણ ગ્રામી. ૧૧
નમો દેવ દેવેશ, ગોવિંદ વિષ્ણુ; નમો યજ્ઞયોગેશ, ગોપાલ જિષ્ણુ. ૧૨
નમો નરહરીનાથ, નિર્વાણદાયી; નમો ચક્રપાણી, ગદા નીરશાયી. ૧૩
નમો ગોપીકામિત્ર, સુભક્ત લગ્ની; નમો રાધિકા રૂપ સિંધુ નિમગ્ની. ૧૪
નમો પુંડરિકાક્ષ, સ્વાનંદ ભોગી; નમો જન્મ મૃત્યુ જરાદી વિયોગી. ૧૫
નમો ગોપ ચૂડામણી શ્રેયકારી; નમો શ્રી જગન્નાથ, સ્વામિમવારી. ૧૬
નમો કોટિ કંદર્પ, લાવણ્ય શૌરી; નમો પ્રાણજીવંન, શ્રી વાણી ગૌરી. ૧૭
નમો સર્વ શક્તિપતિ, નિર્વિનાશી; નમો ઈશ આમોદ, શ્રી તેજરાશી. ૧૮
નમો વ્યાપી વૈકુંઠ આનંદ હેતુ; નમો પ્રેમ ક્રીડા, સનાતન સેતુ. ૧૯
નમો ગોપતિ, કોટિ બ્રહ્માંડ સ્વામિ; નમો શ્રી હૃષિકેશ, જય અંતર્યામી. ૨૦
નમો આત્મયોની, નમો નિર્વિકારી; નમો પર્મ ભોગી, નમો બ્રહ્મચારી. ૨૧
નમો સર્વસાક્ષી, નમો સર્વ કર્તા; નમો સર્વ ભર્તા, નમો સર્વ હર્તા. ૨૨
નમો બાલમુકુંદ, પદ્મા વિલાસી; નમો યાદવાધીશ, વૈકુંઠવાસી. ૨૩
નમો શ્રીશ ચંદ્રાવલી ચિત્તહારી; નમો સુંદરાંગી, વૃંદાવંનચારી. ૨૪
નમો વલ્લભાધીશ, વાગીશ જ્ઞાતા; નમો વિઠ્ઠલાધીશ, પુષ્ટીશ ક્ષાતા. ૨૫
નમો ગોકુલેંદુ, રઘુનાથ સીતા; નમો સત્યભામાપતિ, કામપીતા. ૨૬
નમો અક્ષરાતીત, અચ્યુતપ્રેમી; નમો શ્રી વ્રજાનંદદાસ સુક્ષેમી. ૨૭
નમો સ્યામ નારાયણા, નંદ શક્તિ; નમો કેશવાપાર પ્રાણેશ ભક્તિ. ૨૮
ઈતિ નામ શ્રીકૃષ્ણ આનંદકારી; મનો કામના સર્વ, દાતા દુઃખારી. ૨૯
મહા પાપ સંતાપ, કલ્ભૂત ભસ્મી; સદાકાલ ગાજે, સહુ જસ્મા તસ્મી. ૩૦
મળે પ્રેમભક્તી, વ્રજાધીશ ખાસી; સદાકાલ તે વ્યાપી વૈકુંઠવાસી. ૩૧
કરચે પાઠ એ શ્રી હરી જાય રીઝી; દયાના પ્રભૂજી મલે, તોય બીજી. ૩૨

---

## શિક્ષા.

### છંદ (ચોપાઈ)

જેણે શ્રીગુરુ રાખ્યા રાજી, તેણે જીતી સઘળી બાજી. ૧
જેને પરમેશ્વર શું પ્રીત, તેની સઘલી વાતે જીત. ૨

જેને હરીજન વાહાલા થાય, તેને વશ શ્રીવિઠ્ઠલરાય. ૩
જે કોઇ પરદુઃખ દેખી બળે, સઘળા સાધન તેની તળે. ૪
જેને પરના અવગુણ કેહેવા, તેને વેઠે ઉકરડવા વેહેવા. ૫
જેને સઘળે ઉપજી દયા, જાણો હરી હઇયામાં રહ્યા. ૬
સેજે સહુને જે જન વાહાલા, તેથી દૂર નથી નંદલાલા. ૭
હરીજન વાહાલા તો હરી વાહાલા,નહીં તો સઘળા લટકા ઠાલા. ૮
જે કોઈ હરીભક્તને નડે, નિર્ભયપદથી નરકે પડે. ૯
જેને જેની ઉપર નેહ, તેને લેહેજો તેની દેહ. ૧૦
જેને ઇત્રાઈ શું મિત્રાઇ, ભાઇ ખરા જમ પિત્રાઇ. ૧૧
મૂઢ ઘણા ને મન મોટાઇ, સગા શેખશલ્લીના ભાઇ. ૧૨
જેમા આગળ મોટી હાણી, તેમાં પ્રથમ રેડવું પાણી ૧૩
સહુ સમજ્યો ન હરી વિસાર્યા,તે જન નિશ્ચે હાર્યાં હાર્યાં ૧૪
જે કોઇ પરનારીથી હસે, જાણો બાટ કટારી ઘસે. ૧૫
જે કોઇ ક્રોધાનદે વ્યાપ્યા, તે જન , ઘર બાળીને તાપ્યા. ૧૬
જેનું મગ્ન રહે મન લોભા,તે જન કયહું ના પામે શોભા. ૧૭
જેને પ્રપચ પ્રીતી ઘેરી, જાણો હાથે બેડી પેહેરી. ૧૮
તેમ તેમ બહુ દુઃખ જેમ અહકાર, જેમ કંઇ તરતા માથે ભાર. ૧૯
જે કોઇ પરસુખ દેખી દાધા, તેને સુખ મલવાની બાધા. ૨૦
જેના મનમાં અખડ આશ, તેની કોઈ ના આવે પાસ. ૨૧
જે કોઇ પરસુખ દેખી બળે, તેને દુ·ખ સુવેથી ટળે. ૨૨
સજ્જનને સૌથી સુખ મલે, પણ ન એદખાનું દુઃખ ટળે. ૨૩
સતત જેને મન સતોષ, તેનો કોઇને ન આવે દોષ. ૨૪
સહુ બળ છે ને બહુ ગમખાધા, સૌથી મોટો તે કહેવાયા । ૨૫
સેહેજે વાણી વિષની ભરી, જાણો કોટીક હત્યા કરી. । ૨૬
જે જન સૌને થયો અકારો, તેથી સ્વપચ સમજીએ સારો. । ૨૭
જેને હરી વણ કશી ન ભૂખ, તે જન સઘળે પામે સુખ. ૨૮
સમજ્યો સૌ કર્તા હરી આપ, તેને કશો ન કદી સંતાપ. ૨૯
જેને કૃષ્ણ નામનો જાપ, તેને કશું અડે નહીં પાપ. ૩૦
જે જન સમજી મૂકે પાપ, તે જન કર્યાંએ ના પસ્તાપ. ૩૧
જેનુ મન હરીમા ઠર્યું, તેને વણ કીધે સૌ કર્યું. ।। ૩૨

જાણો આળસનું સુખ એવું, માણો મોજ કરીને દેવું. ૩૩
જેના મનમાં મોટો ગર્વ, તેને પાછળ નિંદે સર્વ. ૩૪
જે કોઈ મોત થકી ના ડરે, તે જે મન ચાહે તે કરે. ૩૫
જે જન હરી થકી ના ડરે, તે જન સઘળું નીચું કરે. ૩૬
જે જન સર્વે વાતે નાગા, તેથી હારી હરિએ આઘા. ૩૭
જેનો હઠ હઇયાથી ગયો, તે જન સૌથી સુખિયો થયો. ૩૮
દુઃખ દે તેને પણ સુખ કરે, તેનું દરશન અઘ દુઃખ હરે. ૩૯
જેના કરમાં આવ્યું મન, તેને સરખું ઘર ને વન. ૪૦
દુરાચારી તોયે હરિજન ભલા,હરિથી વિમુખ વિપ્ર પણ બળ્યા. ૪૧
જેને જેશું લાગ્યો નેહ, તેને મન પરમેશ્વર તેહ. ૪૨
જેને જે અતિ વાહાલું લાગે, તે માટે તે સઘળું ત્યાગે. ૪૩
જે મોઢથી બોલે મીઠું, વેહેલું કપટ પડે નહીં દીઠું. ૪૪
જે બોલે વણ સમજે કડવું, હઇએ હેત પણ દીસે અડવું ૪૫
વિચાર સમ કોઈ લાભ ન મોટો,ગફલત સમ કોઇ ન મળે ટોટો. ૪૬
હરિ કહી પ્રથમ, સૌ કામ, તેમાં બીગાડનો નહીં ઠામ. ૪૭
પેહેલું આપ વિચારી લેવું, વળતું બીજાને કાંઇ કહેવું. ૪૮
મોંઢે મીઠા મનમાં મેલા, તેની કરે પ્રતિતી ઘેહેલા. ૪૯
હરી સંબંધી વાક્ય સત્ય જાણ, તેવણ સી રાવણની કાણ. ૫૦
ગઇ તે ગઇ તેને સીદ રડે, સમજે તો હરિ ભજ રડી વડે. ૫૧
હરિવણ હરખ હરસનો રોગ, હરિવણ ભોગ તે લાગ્યો ભોગ. ૫૨
હરિવણ દ્વિજને દ્વિજ જમપક્ષી, હરિવણ સુર તે સુવર્ણ અક્ષી. ૫૩
હરિવણ રાણો ગોલો રાણો, વડો વડો જમદીવો જાણો. ૫૪
હરિ દે સુખ તો શ્રીફળ તોય, ગજકપીથ્ય ગતિ જાતું જોય. ૫૫
હરિ રાખે તો જમ પ્રલ્હાદ, મારે હિરણ્કશ્યિપુ સમવાદ. ૫૬
હરિ સમરે અવળું તે સવળું, હરી ભૂલ્યે સવળું તે અવળું. ૫૭
જે દેખે પોતાનો દોષ, તેને કોઇથી નાવે રોષ. ૫૮
ગગન ન જાણે જેમ નીજ અંત,તેમ નીજ પાર ન લહે ભગવંત. ૫૯
જે કારજ હરિ કરવું હોય, ત્યાંથી પ્રતીતિ ન ડગવે કોય. ૬૦
જેને પ્રસન્ન થયા શ્રી વલ્લભ, તેને અલભ્ય તેપણ સુલભ. ૬૧
નીત્યે ભૂલે સાચો જીવ, સદા ક્ષમા તે સાચા શીવ. ૬૨

સ્વતંત્ર એક ગતિ હરીદેવા, તેણે જે માની તે સેવા. ૬૩
તે કૃતી ભલે જેથી હરી રીઝે,કશું પ્રયોજન કારજ બીજે. ૬૪
દેવવિધિનો હઠ નવ ધરવો, બોલ હરીનો ઉપર કરવો. ૬૫
હરી વિમુખે સાધન કીધું, સાંકળ ભૂલીને તાળું દીધું. ૬૬

---

## પરિક્ષા પ્રદીપ.

જેની વિષય વાસના ભાગી, સાચા તે જોગી વૈરાગી. ૧
જેટલી વસ્તુ કરવી ટાંકી, તેટલી સઘળી જાણો વાંકી. ૨
જેવી વિષય વિરામે મતિ, તેવી સદા રહે તે યતિ. ૩
સ્ત્રીને પ્રસવ સમે રતિ પતિ, સદા સર્વદા તેમ તે સતિ. ૪
જેવી મન વૃત્તિ સ્મસાનની, તેવી સદા રહે તેજ જ્ઞાનની. ૫
નિત્ય જે મન એક હરિ આશક્ત, તેને કહીએ તે સાચા ભક્ત. ૬
સહુ સુખ છે પણ મન નહીં રાગી, તેમને કહીએ સાચા ત્યાગી. ૭
જેનું મન હરી પદ ભોગી, તેમને કહીએ સાચા યોગી. ૮
ધર્મ ના મૂકે આફત આવે, તે તે સાચા કરમી કાહાવે. ૯
શત્રુની પણ સાહે વિચારી, તે તે સાચા પરઉપકારી. ૧૦
ધડથી અંત્ય લગી મતિ એક, તે તે કહીએ સાચી ટેક. ૧૧
જેણે જેરવી આફત આણી, તે તે ધીરજવાન શિરમણી. ૧૨
જેને કશું રહ્યું નહીં ભાન, સમાધી સાચી વા અજ્ઞાન. ૧૩
સેહેજે છૂટે સઘળા નેમ, તે તે સમજો સાચો પ્રેમ. ૧૪
મન બદલાય ના સુત દુ:ખદાતા, તે તે કહીએ સાચી માતા. ૧૫
જદપિ મરી ગઇ હોય માત, પ્રીતે પોખે સાચો તાત. ૧૬
અશક્ય માતા પિતા હોય વૃદ્ધા, સાચો સુત તે સેવે શ્રદ્ધા. ૧૭
વૃદ્ધપતિ વળી દોહ્યલ આવે, સાચી સ્ત્રી જે ઢાંકી નિભાવે. ૧૮
કુરૂપ વૃદ્ધા થોડી મતિ, તદપી પોખે સાચો પતિ. ૧૯
કયમો ધરે નહીં મનહિત સિંધુ, તે તે કહીએ સાચો બંધુ. ૨૦
દેખી દોષ પણ ખુશી ના ખામી, તે તે કહીએ સાચો સ્વામિ. ૨૧
જેમ તેમ સ્વામિ સુખ અભિલાષ, તે તે કહીએ સાચો દાસ. ૨૨
ના પામે કાંઈ તોહે હિતમગ્ની, તે સાચી પુત્રી ને ભગ્નની. ૨૩

આફ્ત વેળા મન ન કાચું, તેનું મિત્રપણું તે સાચું. ૨૪
જે હરી સંગ લગાડે રંગ, સાચો કહીએ તે સત્સંગ. ૨૫
કરી કલ્યાણ ચાહે નહીં સેવા, તે કહીએ સાચા ગુરુ દેવા. ૨૬
શરણ જુવે સાધન નવ જોય, પાળે સદા પ્રભુ તે જોય. ૨૭
મન પણ ક્રોધ ન સુણી કટુ વાણી, તેથી શાંતતા જાય વખાણી. ૨૮
સમર્થથી પણુ રોશન રોષ, તે તે કહીએ સાચો ક્રોધ. ૨૯
મણું મળે તદપી જહાં ભક્તિ, તે કહીએ સાચી આસક્તિ. ૩૦
સુંદરી જોયે ચિત્ત ના ચળે, સાચું બ્રહ્મચરજ તે વળે. ૩૧
કુવચન કપટ અતિજ અનીતિ, તદપી ટળે ન તે સત્ય પ્રીતિ. ૩૨
જેનો સંગ ભુલાવે હરી, તેહજ દુષ્ટ સંગતી ખરી. ૩૩
ત્રિલોક વૈભવ મળતો મૂકે, વૈષ્ણવ રક્ષણ હરિ નવ ચૂકે. ૩૪
જેને દીઠે હરિ સાંભર્યાં, તેહજ તાદ્રસી જન તો કર્યાં. ૩૫
હરી ભૂલે માયા મધલાલા, તદપી કાહાવે પંડિત બાલા. ૩૬
સહુ સમજ્યા હરિ વિના વવાલા, સહુ તજી હરિ ભજ્યા તે ડાહ્યા. ૩૭
ધાર્યું કરે અસંભવ કામ, જાણો વસ્યા હૃદય ઘનશ્યામ. ૩૮
ત્યારે પાપ રહ્યું નહીં રતિ, જ્યારે મલીન થઇ નહી મતિ. ૩૯
જ્યારે સંત વચન વિશ્વાસ, જાણો પ્રસન્ન થયા પ્રભુ ખાસ. ૪૦
જ્યારે સૌ ચિંતા થઇ નાશ, જાણો દ્રઢ પ્રતિતી અવિનાશ. ૪૧
અનુચિત બોલતાં નવ ડરે, નહીં વિશ્વાસ કદા સમ કરે. ૪૨
સ્ત્રી વિશ્વાસ ધરે તે ઢગો, નિશ્ચે કો દિન પામે દગો. ૪૩
જમ્યા ઉપર જ્યમ જલ વિશ્વાસ, તેવો હરિશું તે હરિદાસ. ૪૪
જેના ભવ કલેશ સહુ ટળ્યા, જાણો નિશ્ચે માધવ મળ્યા. ૪૫
રેડા આંખ્યો આંજે તેહેવી, કીડી પાંખો કાહાડે જેહેવી. ૪૬
જે ઉપર કરૂણા ગોપાળ, સાધન ફળ દાખે તત્કાળ. ૪૭
જેને શ્રી ગુરુ હરિ સનમુખ, તેહેને વણુસા ધન સહુ સુખ. ૪૮
હરિ વિમુખ સૌ સાધન સાધે, તદપી કિંચીત ફળ નવ વાધે. ૪૯
દુઃખ દે દૂર થઈ નવ ગમે, તેહજ માયા સૌને દમે. ૫૦
નિત્ય ચૂકે નિત્ય ચિંતા મગ્ન, જીવ ધરમ માયા મન મગ્ન. ૫૧
કામ દામ જશ રસના ભોગી, તેથી અળગો તેજ નીરોગી. ૫૨
જેને શુભ કૃતીનો મદ નાસે, તેને ભ્રષ્ટ દોષ નવ ભાસે. ૫૩

જે ઉપર 'હરિ મન આસક્ત,' તે સરવનો શીરોમણી ભક્ત. ૫૪
જેને પુરણ પ્રસન્ન અવિનાશ, તેનું લક્ષણ દૃઢ વિશ્વાસ; ૫૫
ત્યારે સાચો હરિ વિશ્વાસ, હરિવણ અવ[ ]આશ નહીં ત્રાસ. ૫૬
અતિ ઉપાય સુખદુઃખ ના સમ્યું, તે નિશ્ચે જાણો હરિ ગમ્યું; ૫૭
સહેજે જહાં વેર વાહેત, તે કહીએ પૂરવ સંકેત. ૫૮
જે વસ્તુ જે જેહેવી પરખે, તે દેખી તે તેહેવું હરખે; ૫૯
કરયે ઉપાય મટયું નહીં જેહ, જાણો હરીનું ગમતું તેહ. ૬૦
પૂર્વાર્ધમાં કહી શુભ શિક્ષા, ઉત્તરાર્ધમાં વસ્તુ પરિક્ષા; ૬૧
સરલ સ્વલ્પ મોટું સિદ્ધાંત, વાંચ્યે સુણે ટળે મન ભ્રાંત. ૬૨
શિક્ષા વસ્તુ પરિક્ષા પ્રદીપ, ગ્રંથ વિચારે હરી સમીપ; ૬૩
દયારામ બ્રાહ્મણ હરીદાસ, ગુરુ ગોવિંદ બલ ગ્રંથ પ્રકાશ. ૬૪
હરી સનમુખ જન સમજે સાર, ગ્રંથ સરળ ગૂઢ વિચાર. ૬૫

---

## કુંવરબાઇનું મોસાળું.

### રાગ ધોળ.

પ્રથમ શ્રી ગુરૂ ગોવિંદને નમુંરે, ગાઉં ભક્તવત્સલનું ચરિત્ર;
મોસાળું માધવે કર્યુંરે. ટેક.
ગાતાં આનંદ મંગલ ઉપજેરે, પતિતપાવન પરમ પવિત્ર. મો૦
સોરઠ દેશમાં જૂનાગઢ ગામછેરે, નાગર વિપ્ર નરસૈં મેહેતો નામ. મો૦
માણુક મેહેતી, સુત શામળદાસ છેરે, કુંવરી કુંવરબાઇ ભાગ્યનું ધામ. મો૦
શ્રી રંગ મેહેતાના સુત સંગે તે વરીરે, તેને આવિયો સમય શ્રીમંત. મો૦
મામેરૂં કરવા મેહેતોજી આવીઆરે, છે સાહીત્યમાં એક ભગવંત. મો૦
કુંવરબાઇ પિતા પ્રત્યે બોલીયાંરે, વિના દામ આવ્યાનું શું કામ. મો૦
મેહેતો કહે મારી પુત્રી ઉચાટમાંરે, કોડ પુરશે સુંદરશ્યામ. મો૦
મેહેતાને નહાવા નિર તાતું ધર્યુંરે, સમાણ માગતાં કહી વાંકી વાત. મો૦
મેહેતે ત્યાંજ ત્રીકમનું સ્મરણ કર્યુંરે, પુરૂષોત્તમે પ્રેર્યો વરસાદ. મો૦
પછી મામેહેરાની વેળા થઇરે, નરસૈંયે સમર્યા શ્રી નંદકુમાર. મો૦
ઠાલી છાબ આણી મંડપમાં ધરીરે, કરે નાત ઠંઠોલી અપાર. મો૦
એવામાં શ્રીહરી શેઠ થઈ આવીયારે, સાથે લક્ષ્મીજી છે શેઠાણી. મો૦

વસનઘમોટ ને દ્રવ્યની થેલીયોરે, મૂકી મંડપ માંહે બહુ આણી. મો૦
સ્વરૂપ જોઇ સહુ ચકિત થઇ રહ્યુંરે,ગળ્યા વેહેવાઇ વેહેવાણના ગર્વ. મો૦
વિઠ્ઠલ કહે વાણોતર છું મેહેતાતણોરે, મંગાવ્યા પ્રમાણે લાવ્યા છઉં સર્વ. મો૦
અમુલ્ય અંબર છાબ સુંદર સજીરે,જેને જેમ જોઇએ તેમ આપે દામ. મો૦
શ્રીમંડળ સંતોષ્યું શ્રી મહાલક્ષ્મીયેરે, પુર્યું પ્રભુએ, કીધા પૂરણ કામ. મો૦
કુવરબાઈ કમલાયે રૂદયા ચાંપીરે, મારી પુત્રી કહે, છે શાનુ કોડ. મો૦
સોળે શણગાર આપ્યા સોહામણારે, મેહેતો સંતોષ્યા શ્રી રણછોડ. મો૦
અંતરધ્યાન થયાં બે એવું કહીરે, લાડ પૂર્યા પ્રસન્ન કર્યો ભક્ત. મો૦
આકાશેથી નાખી વળી કંચુકીરે, હરી સેવ્યાનું ફળ જુવો જગ્ત. મો૦
પ્રસન્ન કરી પુત્રી સૌને હળીમળીરે, મેહેતોજી આવ્યા જુનાગઢ ઘેર. મો૦
જે કો ગાય શીખે ને સાભળે કહે દયોરે, તેને થાય શ્રી કૃષ્ણની મેહેર. મો૦

---

## નીતિ ભક્તિ પદ સમુદાય.

### પદ ૧ લું.—રાગ રામગ્રી.

હરીને ભજે વળી અન્ય આરાધે, અનન્ય ભકત ના કાહાવેરે;
અંતે તો સહાય શ્રી કૃષ્ણ કરે પણ, આગળથી અથડાવેરે. હ૦ ૧
ભજતાં ગોવિંદ કોઈ ન રહે બાકી, મૂળનું પાણી સઘળે પોહાચેરે;
શાખાઓ છાંટયે તરુ તૃપ્તી ના પામે, શ્રમ પોહોચે સમજે ત્યારે શોચેરે. હ૦ ૨
ઘેર ગોવિંદ, નંદ અંબા આરાધે, અજગરે ગળીયા પીડા પામ્યારે;
પરીણામે છુટયા જ્યારે પ્રભુએ છોડાવ્યા,દેવીથી દુઃખ નવ વામ્યારે. હ૦ ૩
અભમાનો આશ્રય કીધો અમ્રીષ ભક્તે, દુર્વાસા દ્વારે દુઃખ દીઠુંરે;
રક્ષણ સુદર્શનરૂપે કૃષ્ણે કીધુ, પણ ક્ષુધા કષ્ટ વર્ષ એક વેઠયુંરે. હ૦ ૪
પાંડવના ઘરમાં પ્રગટ પ્રભુવસ્યા પણ,શીવાદિકને સેવ્યાની શ્રદ્ધા મનમાંરે;
કુતાસ મધ્યે કેશવ કષ્ટે તો ધાયા,પણ વિવિધની પીડા પામ્યા વનમાંરે. હ૦ ૫
એવા ઈતિહાસ ઘણા સ્વલ્પમાં સમજોરે,અન્યાશ્રય કીધે એવું થાયરે;
ઘણા ઘરનો પરોણો જેમ ભુખે મરે પણ, ઓળંભો કોઇને ના દેવાયરે. હ૦ ૬
એક આસક્તિ વિના ચિત્ત ના ચોરાય, સંશે ત્યાં લગી સીદ્ધિ શાનીરે;
કૃષ્ણનો અંશ દયો કૃષ્ણને સેવે, એના બાળકને આશા એનીરે. હ૦ ૭

### પદ ૨ જું-રાગ બરૂઓ.

હરી હીત કરતાં કદી પાપ, તે પણ ધર્મ રૂપ નિશ્ચે જાણો;
જેમાં ઈશિ અનાદર થાય, ધર્મ કરે તોય પાપજ પરમાણો. તે પણ૦ટેક.૧
હાર્યા વચન વસુદેવ કંસથી, આપીશું સહુ બાલ;
કર્યો અધર્મ પણ ધર્મ ઠર્યો, વજ પધરાવ્યા ગોપાલ. તે પણ૦ ૨
નીજ વાયક પાળ્યું નૃપ દશરથ, થયો અનાદર રામ;
દયાનીધી હરી માટે સ્વર્ગ પણ, પુરી જન સર્વે સ્વધામ. તે પણ૦ ૩
અર્જુન અપાપ ગુરુ દ્વિજ હણીયા, રૂચી કરી પંકજ નેંન;
ક્ષત્રી ધર્મ સાધ્યો પ્રભુ પીઝ્યા, ભીષ્મ પડ્યા શર શયન. તે પણ૦ ૪
ઋષિપત્ની પતિવચન ઉલંઘ્યું, પ્રભુ પોખ્યા ઠર્યો ધર્મ;
યજ્ઞવિધી સાધી પ્રભુ દુભવ્યા, તે સુની ઠર્યું કુકર્મ. તે પણ૦ ૫
ગુરુ ઉલ્લંઘી બલી હરી સંતોષ્યા, પાપ થઈ ગયું પુણ્ય;
ધર્મ શિષ્ય હીત હરી અમાન્યથી, અધરમી ઉસના મુન્ય. તે પણ૦ ૬
ધર્મ ધર્મ તે તેજ જાણવો, પ્રભુ પ્રસંન જે વાત;
દયા દયાનિધિ શ્રીમુખ કહ્યું છે, તે વરણ્યું મેં ખ્યાત. તે પણ૦ ૭

### પદ ૩ જું.

પ્રભુ પ્રસન થવાની રીત, સુણો કહું શાસ્ત્રનાં વચન વડે;
જેથી સરવે વાતે જીત, દ્રઢ વિશ્વાસ વધે સંદેહ ન અડે. શાસ્ત્ર૦ટેક. ૧
અનન્ય દ્રઢ આશ્રય એક હરીનો, તેજ અખીલની આશ;
હરી મારૂં સૌ સારૂંજ કરશે, ડગે નહીં વિશ્વાસ. શાસ્ત્ર૦ ૨
દયા સરવ દેહધારી ઉપર, સત્ય વચન સંતોષ;
ઇંદ્રિ શાંત મન શુદ્ધ દીનતા, દ્રોહ ન કોઇનો દોષ. શાસ્ત્ર૦ ૩
કૃષ્ણ શરણ ગ્રહી સરવ સમર્પે, ભજે પ્રેમ ગુણ ગાય;
દાસ ભાવ હરી ગુરુ વૈષ્ણવ સમ, સત્સંગતમાં ધાય. શાસ્ત્ર૦ ૪
કૃષ્ણ નામ મન રસના નિશદિન, વિસરે નહીં ક્ષણ રૂપ;
એ થકી શીઘ્ર પ્રસન્ન દયા પ્રીતમ, રાધાવર વ્રજભૂપ. શાસ્ત્ર૦ ૫

### પદ ૪ થું.

રાજ્ય રૂપાળા દ્વારકાધીશરે, ધન્ય જેણે નયણે નીરખ્યારે;
જેને તરસે છે વેદ વિધી ઇશરે, ધન્ય૦ ટેક. ૧

વાંકી ઢળકતી પાઘ પાંપણુપર; તોરા શીરપેચ શોભે શીશરે. ધન્ય૦ ૨
અધર અરૂણ અતિ તંબોલ રંગ; કુંદ કલીને લજાવે બત્રીશરે. ધન્ય૦ ૩
કૌસ્તુભમણી ભ્રગુલાંછનમાળા; કંચનમુક્તા દશ વીશરે. ધન્ય૦ ૪
બાજુબંધ બેરખા, કંકણ કર મુદ્રિકા; પિતાંબર કનક કપીશરે. ધન્ય૦ ૫
કટીમેખળા પાયે નેપુર શ્રીનાથને; નખ છબીપર વારૂં રજનીશરે. ધન્ય૦ ૬
ઝીણો જામો પીળો પટકો ને પામરી; જોઇ પડે ઝાંખો રતીશરે. ધન્ય૦ ૭
શંખ ચક્ર ગદા પદ્મ વાંસળી વિરાજે; પુરાં પહોંચ્યાં નથી પચીશરે. ધન્ય૦ ૮
ઠાકોર ઠાકોર કોટિ આનંદ બ્રહ્માંડની; દયાના પ્રીતમ રૂક્મણીશરે. ધન્ય૦ ૯

## પદ ૫ મું.

ચાલો નીરખીયે રણછોડરાયરે, ઠાકુર ડાકોરના. ટેક. ૧
અઢલક ઢલ ધણી ઢીંગા ઢીંગડમલ; વેદ પુરાણે વંચાયરે. ઠાકોર૦ ૨
શોભાના સાગર નટવર નાગર; સમોવડે કો ના કહેવાયરે. ઠાકોર૦ ૩
ત્રિભુવન નાયક, સેવવા લાયક; શંકર સંકર્ષણ ધ્યાયરે. ઠાકોર૦ ૪
જાતાં શરણે વાલો રાખે છે ચરણે; બીજું સાધન નવ ચહાયરે. ઠાકોર૦ ૫
એક વાર આવે, સાકર ટુક લાવે તો; છપનભોગ સુફળ થાયરે. ઠાકોર૦ ૬
નમે હાથ જોડે, સઘ બંધન સૌ છોડે; તે વ્હાલો બહુ વહાલે ગુણ ગાયરે. ઠાકોર૦ ૭
દેવને દુર્લભ સુખ, તે કર્યું સુલભ; ચરણકમલપરસાયરે. ઠાકોર૦ ૮
દયાના પ્રીતમ એવા કૃપાસિંધુ મુકીને; બીજાને ભજે છે બલાયરે. ઠાકોર૦ ૯

## પદ ૬ ઠું–રાગ ધોળ.

સદગુણ સિંધુ શ્રીનાથજીરે, સેહેજે સૌકોને મોહ લાગે રાજ;
ત્રિલોક સુંદર મોહન મુખડુંરે, નીરખે પરમાનંદ ઉર જાગે રાજ. સ૦ ૧
રૂપ શું વરણું, રશીયા રાયનુંરે, અતિ અલબેલો, નટવર નાગરરાજ;
ભૂષણ રસિક જનના લોચનનુંરે, છબિલો સુંદરતાનો સાગર રાજ. સ૦ ૨
દીનદયાળ શિવાદીક સંભાળ્યાંરે, પણ દયા દુષ્ટ ઉપર નવ વ્યાપે રાજ;
દુષ્ટ દયાકર ગુણ એક ગોવિંદમાંરે, મોંઘી મુક્તિ અરીને આપે રાજ. સ૦ ૩
એવડી ક્ષમા ના કોઈમાં સંભવેરે, જેટલી રમા રમણમાં દીઠી રાજ;
પાદ પ્રહાર સહ્યો ભ્રગુ બ્રાહ્મણનોરે, તે ઊપર વાણી કહી મીઠી રાજ. સ૦ ૪
ઇશ્વર થઈ શરણાગતવત્સળતારે, એવડી કોઈથી ના બની આવે રાજ;
સેવા સેવકની શ્રી અંગથીરે, અનુચિત કરતાં લાજ ના લાવે રાજ. સ૦ ૫

આરત બંધુ પતિતનાપાવનછોરે,ચિંતામણી જનપુરણકામ હો રાજ;
સરલ ઘણું સહુ સાધન શીરોમણીરે,એવું નંદકુવરનું નામ હો રાજ. સ૦ ૬
કોટિક વિશ્વ વિષે વ્યાપી રહ્યારે,વણ અમે નભવે સૌ કમઠાણું રાજ;
નિઃશંક રાધાસંગે નીત્ય રમેરે, એવા કોણ ચતુર વખાણું રાજ. સ૦ ૭
સરસ્વતિ રમા સરીખી રાણીયોરે, વંદે વિધિ શિવ શેષ આરાધે રાજ;
ઇશ્વર અનંતકોટી બ્રહ્માંડનારે, જેનો પાર ના કોઇને લાધે રાજ. સ૦ ૮
કંચન રત્નમણી મોંઘાં કર્યાંરે, જે વિના કોટી કલ્પ લગી ચાલે રાજ;
અન્ન તૃણ સલિલાદિક સોંઘાં કર્યાંરે, રક્ષણ રંકનું વિચાર્યું વાહાલે રાજ. સ૦ ૯
એવા દાસ દયાના પ્રીતમજીરે, સહુ ગુણ પુરણ ધર્મ કૃપાલારાજ;
જે કોઇ એ પ્રભુથી અળગા ભમેરે, તેના અંક કરમના કાળા રાજ. સ૦ ૧૦

પદ ૭ મું.

ઝુલવાને આવો રાજ;
ચંદ્રભાણુજીના બાગમાંજીરે, ઝુલવા૦
ધારો છો તે વાત આજ લાગમાંજીરે, ઝુલવા૦ ૧
મળ્યાં રાધીકાને ચંદ્રાવળીજીરે; ઝુલવા૦
મસલત કીધી છે બેઠાં મળીજીરે. ઝુલવા૦ ૨
રસબસ થયાં સ્નેહ રંગમાંજીરે; ઝુલવા૦
રોષતણો લેશ નહીં મનમાંજીરે. ઝુલવા૦ ૩
ચંદ્રાવળીજી પાયે લાગીયાંજીરે; ઝુલવા૦
મોરે ઘેર પધારો વચન માંગીયાંજીરે. ઝુલવા૦ ૪
વાટિકામાંહે હિંડોલો બંધાવીએજીરે. ઝુલવા૦
ત્યાં પ્રાણજીવન પધરાવીએજીરે. ઝુલવા૦ ૫
ઘમરઘટા છે ઘણી વૃક્ષનીજીરે; ઝુલવા૦
ન્યૂનતા નથી ત્યાં એક પક્ષનીજીરે. ઝુલવા૦ ૬
ત્રિવિધ પવન લલિતકુંજછેજીરે. ઝુલવા૦
પુષ્પલતા ઝુલે અલિ ગુંજછેજીરે. ઝુલવા૦ ૭
માધુરી સખી પક્ષિનો નિવાસછેજીરે; ઝુલવા૦
અવસર અદભુત શ્રાવણ માસછેજીરે; ઝુલવા૦ ૮
જુગલકિશોર ત્યાં ઝુલીએજીરે; ઝુલવા૦
ઝુલાવી તમોને અમો ફુલીએજીરે. ઝુલવા૦ ૯

વચન દીધું હા કહી કીરતીલલીજીરે; ઝુલવા૦
રાજને બોલાવા મુને મોકલીજીરે. ઝુલવા૦ ૧૦
લલિતાનાં વચન સુણી છેલડોજીરે; ઝુલવા૦
તત્ક્ષણ પધાર્યો અલબેલડોજીરે. ઝુલવા૦ ૧૧
ધારી તે વિધી સહુ સહજ થઇજીરે; ઝુલવા૦
તે સમાની પલક પરમ સુખ લઇજીરે. ઝુલવા૦ ૧૨
હીંડોલે બેઠાં બન્યો બેલડીજીરે; ઝુલવા૦
ઝૂકે ઝૂલાવે સાહેલડીજીરે. ઝુલવા૦ ૧૩
વિવિધીનાં વાજીત્ર વામા વાયછેજીરે; ઝુલવા૦
નવ નવાઇ ધોળ નારી ગાયછેજીરે. ઝુલવા૦ ૧૪
હીંડોળો જડિત્ર કનક ને મણીજીરે; ઝુલવા૦
ઝુલે જુગલરૂપ બહુ બનીઠણીજીરે. ઝુલવા૦ ૧૫
રસતણા સમુદ્ર લેહેરો ખાયછેજીરે; ઝુલવા૦
તેમાં દાસ દયો ઝીલી ગુણ ગાયછેજીરે. ઝુલવા૦ ૧૬

## પદ ૮ મું.

ત્રાદસી જન તેને જાણીએ, જેમા એવા ગુણ હોય;
નિંદાસ્તુતિ ન કરે કોઇની, સઘળે સમદૃષ્ટિ જોય. ત્રાદસી૦ ૧
દર્શન કરતાંમાં ભુલાવે, પ્રપંચનું ભાન;
સ્મર્ણ કરાવે શ્રી કૃષ્ણનું, નસાડે અઘ અભિમાન. ત્રાદસી૦ ૨
સકલ ચરાચરને વિષે, વસ્યા દેખે ભગવાન;
શુભ ઇચ્છે સર્વે જગતનું, લેશ નહીં અભિમાન. ત્રાદસી૦ ૩
ગુણ ગાતાંરે ગોવિંદના, પુલકીત તન નહીં થાય;
નેત્ર પ્રભાવે હે પ્રેમના, હરખે રૂદે રૂંધાય. ત્રાદસી૦ ૪
પરદુઃખે દાઝે ઘણું, કરે કોઇનો ના દ્રોહ;
ઇંદ્રીજીત સાચા સદા, ના પામે માયામાં મોહ. ત્રાદસી૦ ૫
અચળ લીલા નંદલાલની, તેમાં લગ્ન જેનું મન;
પ્રીત બહુ પરઉપકારમાં, સદા પ્રસન વદન. ત્રાદસી૦ ૬
નટવર ઝળકે નેત્રમા, કાંતિ કરૂણામય હોય;
શાંત સ્વભાવ સંતોષ બહુ, દોષ કોઇનો ના જોય. ત્રાદસી૦ ૭

વાહાલા લાગે સેહેજે સર્વને, અતિ ઉદાર જેનું ચિત્ત;
અનન્ય ભાવે ભજે કૃષ્ણને, જેને વાહાલું નહીં વિત્ત. ત્રાદસી૦ ૮
હરી, ગુરુ, વૈષ્ણવને વિષે, જેને સદા અતિ વાહાલ;
દ્દઢ વિશ્વાસ અતિ દીનતા, બોલે વચન રસાલ. ત્રાદસી૦ ૯
સેવા સ્મરણ સત્સંગમાં, જેની આશકતી અત્ય;
કપટનો લેશ નહીં રૂદે, હરીચરણ સદા મત્ય. ત્રાદસી૦ ૧૦
વ્યસનાવસ્થા વિઠ્ઠલેશશું, સદા મુખ કૃષ્ણ નામ;
તે કુ ભગવદીતણા દાસનો, સદા દાસ દયારામ. ત્રાદસી૦ ૧૧

પદ ૯ મું.

જેના હૃદયમાં અખંડ રસીકરૂપ; તેને કાંઇ નથી કરવુંરે;
પૂર્ણ લીલાસહ રાધા વ્રજ ભૂપ, તેને બાકી નથી તરવુંરે. ટેક. ૧
જેને દ્દઢ આશ્રય શ્રી વલ્લભદેવ, તેને કાંઇ૦
વ્યસન કૃષ્ણ મુખ માનસીસેવ, તેને બાકી૦ ૨
લોક વૈદિક તજી શુદ્ધ શ્રીજી શર્ણ, તેને કાંઇ૦
દીનભાવ વિરહતાપ ગીરી ધર્ણ. તેને બાકી૦ ૩
ભજન સર્વાત્મા હરી ગુરુસંત; તેને કાંઇ૦
દ્દઢપ્રીતિ ગુણ ગાન ગોપીકાંત. તેને બાકી૦ ૪
સદા સુમતી શ્રી કૃષ્ણ નામ જાપ; તેને કાંઇ૦
ભક્તદાસ દયા જગત અલગ પાપ. તેને બાકી૦ ૫
પ્રપંચ વિસ્મૃતિ મતી કૃષ્ણ સક્ત; તેને કાંઇ૦
ત્યાગતોશ સંગ રંગ કૃષ્ણ ભક્ત. તેને બાકી૦ ૬
સહજે આત્મ શાંત કર્યો કૃપાનાથ; તેને કાંઇ૦
ગુરુ ભગવદીએ ઝાલ્યો હરી હાથ. તેને બાકી૦ ૭
આસક્ત સહજ કૃષ્ણ કૃપા વડે થાય; તેને કાંઇ૦
એનો જીવ પાસે ના મળે ઉપાય. તેને બાકી૦ ૮
સહજ પ્રીતિ વિશ્વાસ પ્રભુ સંગ; તેને કાંઈ૦
દયા પ્રીતમનો જેની ઉપર રંગ. તેને બાકી૦ ૯

પદ ૧૦ મું–રાગ સોરઠ.

એવા મુને વહાલા થાઓ વ્રજભૂપ; મારૂં મન મોહ્યું રહે તવ રૂપ. એવા ટેક.
જેવો વાહાલોમૃગને લાગે છે રાગ; જેવો વાહાલો મણી લાગે છે વિજનાગ;
જેવો વાહાલો મધુવ્રત પદ્મપરાગ. એવા મુને૦ ૧

જેવું વાહાલું મીનને લાગે છે નીર; જેવું વહાલું લાગે મંજારને ક્ષીર;
જેવું વાહાલું લાગે બિબ ફલ કીર. એવા મુને૦ ૨
જેવો વાહાલો લાગે ચકોરને ઇંદુ; જેવું વાહાલું ચાતક સ્વાતિઘનબિંદુ;
જેવા વાહાલા ગોપીજન ગોવિંદુ. એવા મુને૦ ૩
જેવાં વાહાલાં જાર પરસ્પર હોય; જેવું વાહાલું ભોજન ક્ષુધિતને હોય;
જેવું વાહાલું મહાતૃષાતુરને તોય. એવા મુને૦ ૪
જેવો વાહાલો આત્મા પોતાનો સૌ જક્તઃ જેવા વાહાલા તમને તમારા નિજભક્ત;
દયા પ્રીતમ તેવી ઘો નીજ આશક્ત. એવા મુને૦ ૫

## પદ ૧૧ મું–રાગ કાફી.

પ્રયાસનું નહીં પ્રમાણુ, સુખ હરી આપ્યું આવે;
સમજે નહીં અજ્ઞાન, માટે મન તન તપાવે. સુખ૦ ૧
પરમ પ્રયાસ પ્રેસવ્રત કીતીયે, કર્યું સર્યું નહીં કામ;
શત્રુ તે મિત્ર થયા મઘવાને, વસ્યા દાસ થઈ ધામ. સુખ૦ ૨
સુધા માટ શ્રમ અસુર કર્યો અતિ, તે પાયું હરિ સુર;
સહજ મૂક્તિ હરિ અસુરને આપે, યોગી દમે દેહ પૂર. સુખ૦ ૩
પરમ પ્રયત્ન નબળી ઇંદ્રાસન, આપ્યું સહજ સુદામ;
હજુ હનુમાન ફરે પૃથ્વીપર, ગણીકા ગઇ મહાધામ. સુખ૦ ૪
કીડી કણુ સાંચે કષ્ટે, આવે તેતરને ઉપયોગ;
મુષક પડે શ્રમ મિથ્યા મંદિર, કરી મરે કરે અહી ભોગ. સુખ૦ ૫
કર્યુંહું ઉદ્યમ સુખરૂપ થાયને, કર્યુંહું ઉદ્યમ દુઃખરૂપ;
માટે મન શ્રમ મટે ન સૌનો, અકલગતિ વ્રજભૂપ. સુખ૦ ૬
સદા સ્વતંત્ર દયાનો પ્રીતમ, કહેતાં ન બને કાંઈ;
કાઢી કલ્પના રાખે ત્યમ રહી, ભજી લે જક્ત ગોસાંઇ. સુખ૦ ૭

## પદ ૧૨ મું.

આપો એવો આપ ઉપર વિશ્વાસ,પ્રભુ જેમાં ભ્રાંતીનો રહે ના આભાસ.આ૦ટેક.
ક્ષુધા તૃષા અન્ન ઉપરથી પળાય, જન્મ્યું મરે સંશય ન કોઇને થાય;
વહ્નિ શીત ચિત્ત ચતુરાથી હરાય. આપો૦ ૧
જેવી ચાતક સ્વાતિ વૃષ્ટીની પ્રતીત, અપ્રકટ પક્ષ પક્ષી અંબ નીત;
સ્વપચને સ્પર્શે સુચીવે વિદિત. આપો૦ ૨

નિશ્ચે નર્ક, અતિ અખંડ અહંકાર, નિશ્ચે જ્યમ હરિ ભજનીને ભવપાર;
નિશ્ચે જેવો જ્યોગી ન હોય જનજાર. આપો૦ ૩
સાચું શશિ ગ્રહણ પ્રહર એક પર્વ, ધુમ્ર ત્યાંહાં વહ્નિ હશે માને સર્વ;
દયા પ્રભુ દૂર જહાં અતિ ગર્વ. આપો૦ ૪

પદ ૧૩ મું.

એમ હરિ નામ હરે સઘ પાપ, એવો જેનો પ્રકટ પ્રબલ પ્રતાપ. એમ૦ ટેક.
અગ્ની જેમ શીત હરે તતકાલ, હરે જેમ ચિત્ત તુરત નવ બાલ;
કરે સઘ રતિ જ્યમ રાગ રસાલ. એમ૦ ૧
હરે જ્યમ સુક્રમ કટપય તુરત, કરે જ્યમ સઘ વિરહ થયે સુરત;
કરે જ્યમ સઘ હરખ પ્રિય તુરત. એમ૦ ૨
જ્યમ સઘ સુરજ હરે અંધકાર, જ્યમ સઘ ક્ષુધા હરે પ્રિય અહાર;
જ્યમ સઘ રતિહર કુવચ કુહાર. એમ૦ ૩
જ્યમ સઘ જાગ્રતિ સ્વપ્ન કલેશ, નિંદ્રા હરે જાગ્રત દુઃખ જ્યમ શેષ;
જ્યમ સઘ જ્ઞાન હરે રાગદ્વેષ. એમ૦ ૪
ઇત્યાદિક સહજ વધે ફળ થાય, પ્રેમે ગાતાં કેટલું ફળ ન કહેવાય;
દયા પ્રભુ સઘ મળ્યાનો એ ઉપાય. એમ૦ ૫

પદ ૧૪ મું–રાગ કાફી.

દુર્લભદર્શનરે, શ્રી ડાકોર નાથ તણું;
જેને મળી આંખ્યોરે, તેનું ઉગ્ર ભાગ્ય ઘણું. દુર્લભ૦ ટેક.
એ પ્રભુને કોન જે તે જાણુશો, એ છે પુરણ પુરૂષોત્તમ;
હર વિધી શેષ રમા જેને વંદે, નેતી નેતી પુકારે નિગમ;
તે તો વસ્તુ એ છેરે, સંશય રખે રાખો અણુ. દુર્લભ૦ ૧
ચારધામ પૂરીસપ્ત તિર્થ રહ્યાં, અનંત જેને ચરણ;
તેત્રીશ કોટી ને સહસ અઠ્યાસી, સદા રહ્યાં છે જેને શરણ;
પવિત્ર પદારથરે, એથી નથી દૂર ક્ષણ. દુર્લભ૦ ૨
વ્રજ વૈકુંઠ ગોલોક સરીખું, લહેજો ડાકોર ગ્રામ;
અષ્ટમાસિદ્ધ નવનિધ સુખ સંપત, તેને વસવાનો એ ઠામ;
મહીમા મહત છેરે, એક રસના શું ભણું. દુર્લભ૦ ૩
આનંદનો નિધિ એ અલબેલો, સમરે અતિ શુભ થાય;
ચિંતામણી ચતુર્ભુજ વાહાલો, મનવાંછિત ફલદાય;
તેહ પ્રભુ કેરૂંરે, માગે દયો દાસપણું. દુર્લભ૦ ૪

## પદ ૧૫ મું રાગ-ધોળ.

ગુણનિધિ ગીરીવર ધારીરે, સહુ પક્ષે પૂરા;
સમર્થ સૌ વાતેરે, ક્યહું પણ ના અધુરા. ૧
કોટી બ્રહ્માંડના નાયકરે, સૃજે પાળે ને મોડે;
જશવશ કરણી માયારે, જેને કરજોડે. ૨
ભયભક્ષણ કરનારોરે, જેને કાલ કહે છે;
જેનો ભય માનીરે, સદાવશ થઈ રહે છે. ૩
શેષ સહસ્ર મુખ જેનાંરે, તું તેને ગુણ ભાખે;
જેનું પદજલ શીવજીરે, સદા શીરપર રાખે. ૪
પદ્મા કરે પદ સેવારે, નેતી નિગમ પુકારે;
બ્રહ્માની શી ગણતીરે, ઘણા સેહેજે સંહારે. ૫
ઇંદ્રાદિક સુર મુની જનરે, જેને શરણે રહે છે;
તીર્થ સકલ જેને ચરણેરે, સદા વાસ વસે છે. ૬
સહુ જનને સુખકારીરે, નીજ જન અતિ વહાલા;
સેવા સમર્પા લાયકરે, એક શ્રી નંદલાલા. ૭
અચલ અખંડ અનાદીરે, હરી અંતરજામી;
દાસ દયાને મસ્તકરે, એવા સમર્થ સ્વામી. ૮

## પદ ૧૬ મું-એ રાગનું.

નંદકુંવર સરખો કોઈરે, નયણે નવ દીઠો;
પ્રાણથકી પ્રિય લાગેરે, અમૃતથી મીઠો. ૧
ત્રિભંગ લલિત નટવર છબરે, રસીયો રૂપાલો;
કોટીક મન્મથ સુંદરરે, છબીલો છોગાલો. ૨
વાંકો છેલ અલબેલોરે, સેહેજે મોહ લાગે;
સદા તરૂણ એક રસછેરે, જોતાં દુઃખ ભાગે. ૩
ગાન કલા રસ પુરણરે, ઘણું મધુર બોલે;
સ્વભાવ અતિઘણો સુંદરરે, કોઇનહીં જેને તોલે. ૪
અતિ ઉદાર અઢલક ઢલરે, ચિંતામણી નાગર;
અંતરજામી દયાળુરે, હરી કરૂણાસાગર. ૫

ભક્તવત્સળ દીનબંધુરે, મહાપતિત પાવન;
નિરભય આનંદદાયકરે, સદા પ્રીત નીભાવને. ૬
પુર્ણ કામ સંતોષીરે, એક ભાવે રીઝે;
ભક્તિ કર સહુ ભાવેરે, ચૂકે નહીં ખીજે. ૭
રાઈ સમો ગુણ દેખેરે, મેરૂ સમ જાણે;
અવગુણ સાગર સમ હોયરે, બિંદુ ના પ્રમાણે. ૮
એને તજી અન્ય ભજશેરે, કેવલ નિરભાગી;
દયો કહે એ પરબ્રહ્મશુંરે, સુજને લેહે લાગી. ૯

## પદ ૧૭ મું–રાગ દેવગાંધાર.

મૂરખ તને કૃષ્ણ કહેતાં શું બેસે નાણું;
મિથ્યા લવરી કરે મનમાની, નહિ તેનું દામ ઠેકાણુંરે. મૂરખ૦ ટેક. ૧
દામનું કામ નહિ, નહિ પરિશ્રમ, ગાતાં ગોવિંદગુણ ગાણું;
કિંચિત્ શ્રમ ને લાભ ઘણેરો, નહિ કોઈ એહ સમાણુંરે. મૂરખ૦ ૨
ખાતો ના હોય તો નબળો કહુ, તારે જોઇએ બસેરનું ભાણું;
અલ્યા હરિ વદતાં તુંને આળસ આવે,ભવ ભટકણ નિશ વા'ણુંરે. મૂરખ૦ ૩
કો દહાડે તુંને કોડ થયું ના જે, હું કૃષ્ણ કીર્તન સુખ આણું;
ત્યારે તુંમા ને પશુમાં અંતર શાનો, અલ્યા તું તે પશુ પૂછ વોણુંરે. મૂરખ૦ ૪
પ્રભુ સ્મરણ વિના ભવ ના તરાય તેં, હુ નિશ્ચે કરીને રે જાણું;
જન દયો કહે હરિ ભજ મન મારા, ફરી ન મળે આ ટાણુંરે. મૂરખ૦ ૫

## પદ ૧૮ મું–રાગ સોરઠ ઘુંઘટડાની દેશી.

મન તે મોહનથી શે ન મોહ્ય;
તેને કાજે શીદ ચિત્ત પ્રોય; મન તે૦ ટેક. ૧
જગમનમોહન મદન છે, મદનમનોહર કૃષ્ણ;
તે સગે મન મો'શ તો, પૂરણ થશે સહુ તૃષ્ણ. મન તે૦ ૨
દ્રવ્ય જોઇ સહુકો દ્રવે, તે દ્રવ્ય જેહનો અંશ,
તે કમળા મોહિત થઇ, સહુ મોહન અવતંસ મન તે૦ ૩
નારી નરચિત્ત ચોર છે, નર નારીચિત્ત ચોર;
તે બંધેનું મન હરે, નટવર નંદકિશોર. મન તે૦ ૪
જેને કશી ન કામના, એવા જોગી જન;
તે મોહિત જેમાં થયા, સોપ્યુ તન મન ધન. મન તે૦ ૫

જેની રચના જોઇને, મોહ પામે સહુ જન;
કરતામાં કમી શી રહે, દયા વિચારો મન. મન તે૦ ૬

પદ ૧૯ મું–રાગ બીલાવર.

કોણ જનમ્યું એવું જગતમાં, જેને માયા ન વળગી;
કૃપા કરી કૃષ્ણે તારીઆ તેથી, કીધી છે અળગી. કોણ૦ ટેક. ૧
નખશિખ લગી ઘણાંને ગળ્યાં, બહુ રહી લપટાઈ;
કેટલાકને લપટી ખસે ખરી, પાછી બેટે ધાઈ. કોણ૦ ૨
કેટલાકને ડરપાવે દૂરથી, કોઇને ઢાળી પાડે;
કોઈ હડશેલે હળવી રહી, કોઇને કર અડકાડે. કોણ૦ ૩
કોઈ પૂરણ, કોઈ પોણામાં, કોઈ અરધા, કોઈ પામાં;
કયહું આનો, કયહું અંશ, પણ નહિ કોઇ વણ પરશ્યામાં. કોણ૦ ૪
ચિત્ત હરિમાં ના દે લાગવા, લાગ્યું હોય તો છોડાવે;
કલેશ નિરંતર કાળજે, અવિદ્યા એજ કહાવે. કોણ૦ ૫
હું તું મારૂં તારૂં જ્યાં રહ્યું, ત્યાં સમજી લેજો માયા;
તે તો નથી એક કૃષ્ણમાં, બીજા જ્યાં કૃષ્ણદાયા. કોણ૦ ૬
મોહ પ્રપંચ તો સામટો છૂટી, હરિમાં તે લાગે;
આશા ત્રાસ સહુથી મટે, જ્યારે પ્રભુ બળ જાગે. કોણ૦ ૭
દયા પ્રભુ નિજ બળ દાખવે, જ્યાં સિદ્ધારસ સબળી;
તે તો શ્રી વલ્લભદાસને, બીજી સહુ કૃતિ નબળી. કોણ૦ ૮

પદ ૨૦ મું–રાગ કાફી.

હરિનામથકી, સહુજ સઘ કલ્યાણ દૈવી જન ભાવે;
લંબ કઠિન વિના, પ્રાકૃત જનને અલપે શ્રદ્ધા નાવે. હરિ૦ ટેક. ૧
કૂપ ખોદે દુષ્ટ જાન્હવી તીરે, ઉપજે ન ભાવ ગંગાનીરે;
માંઝાર ઉદર ન ભરાય ખીરે, હરિનામથકી. ૨
ઉંટ અતિ પ્રીતે કાંકોળ ચાવે, તેને આમ્રકુંપળી ના ભાવે;
કાઢે પાછી અજાણે ઉદર આવે, હરિનામથકી. ૩
ભલી વસ્તુ અભાગી ન ભોગ પડે, પાકે દ્રાક્ષ કાગમુખ રોગ નડે;
તેનું ઉદર ભરાય લીંબોળીવડે, હરિનામથકી. ૪
સાગર મચ્છ સરિતામાં ન ઠરે, વિખનો કીટ સાકર માંહે મરે;
મિસરી જેમ ખરના પ્રાણ હરે, હરિનામથકી૦ ૫

જ્વરવાળાને ઘૃત વિશ જેવું, મક્ષિકા તેવ જાણો તેવું;
બેઉ દીપક જીવન જોઇ લેવું, હરિનામથકી૦ ૬
આસુરી ન રૂચે હરિની ભક્તિ, ! ક્ષુદ્ર દેવ ભજે કર્માસક્તિ;
જ્ઞાની મુનિ યોગી અસુરની ભક્તિ, હરિનામથકી૦ ૭
ફળ શ્રેષ્ટ નામ હરિ શ્રમ ન કશ્યો, શ્રુતિવશ નિશ્ચય હરિદાસ વશ્યો;
પણ કઠિણ વિમુખનો ભાવ ખશ્યો, હરિનામથકી૦ ૮
કલિમાં કોઇ નામ વિના ન તર્યું, કપમ જે ઉર અચળ અવિદ્યા ભર્યું;
તેવાનું પણ નામથી કાર્ય સર્યું, હરિનામથકી૦ ૯
સર્વ દાસ વળી કૃતિ પાપ કરે, તદપિ જો નામ મુખ ના વિસરે;
હરિ પરમપદ તે જંત ઠરે; હરિનામથકી૦ ૧૦
સહજે અતિ ફળ હરિનામ વિષે, સુણી દૈવીજનનું હૃદય હિસે;
આસુર જન કેવળ કથન દીસે, હરિનામથકી૦ ૧૧
બગલા મુક્તાફળ યોગ્ય નથી, મરે મચ્છ મારે નિશિ દિવસ મથી;
ધની બીક્ષ તદપિ પ્રીતી પીતળ થકી, હરિનામથકી૦ ૧૨
ઘૃત છતે તૈલ તેલી ખાયે, કૃમિવલ કમોદ રૂચિ ના જાયે;
ત્યમ વિમુખ ન હરિ કીર્તન ગાયે, હરિનામથકી૦ ૧૩
સિદ્ધાંત કહ્યાનું એજ ઠર્યું, નામે દૈવીજનનું કાર્ય સર્યું;
દયાનું મન કૃષ્ણ કૃપાથી ઠર્યું, હરિનામથકી૦ ૧૪

## પદ ૨૧ મું–રાગ કાલીંગડો.

શ્રીહરિ ભજો કોટિ કલ્પના કાઢી, વળગી રહેશે કર્મની ફૂટય એ તો દાઢી;
નિજ બળે કોઇ શક્યું ન મૂળ વાઢી, શ્રીહરિ ભજો. ૧
દુઃખ સુખ નિર્મ્યું જે નંદકુમારે, તે ઘટયું વધ્યું કોઇથકી કહો ક્યારે;
શોક હરખ શીદ ધરોછો તેના ત્યારે, શ્રીહરિ ભજો. ૨
*દુઃખ સુખ જનમ મરણની જોડી, નિશદિન શૃંખલા કોણ શકે ત્રોડી;*
છૂટે ત્યારે, કૃષ્ણ કૃપાળ નાખે છોડી, શ્રીહરિ ભજો. ૩
દેહવડે કર્મ, કર્મે દેહ આવે, કારણ હતું પેહલું તે કોઇના બતાવે;
એ ગુંચવણી ઇચ્છા ગોપાળની શમાવે, શ્રીહરિ ભજો. ૪
સંચિત ને ક્રિયમાણ પ્રારબ્ધ બહુ વિવાદી,બોલો પંડિત કોણ ઠરાવ્યું એમાં આદિ;
ઇચ્છા વિના શું કહિયે ઝઘડો એ અનાદિ, શ્રીહરિ ભજો. ૫

કેટલા કર્મે સુખ દુઃખ દ્દપે કેટલા જાણે,મન સ્વભાવે કયેશાનંદ કેટલા પ્રમાણે;
મૂળ. સર્વેનું હરિ ઇચ્છા માન્યું સંત શાણે, શ્રીહરિ ભજો. ૬
દુઃખનું સુખ ને સુખનું દુઃખ કૃષ્ણ કરે તો થાયે, તે કરવા પણ સમર્થ જેનો
નહિ ઉપાયે; પણ નિજ જનનું અહિત બને ના મજરાગે, શ્રીહરિ ભજો. ૭
આકળ ગતિ છે અટપટી ઇશ્વરની એવી,મોટાથી મોટાની ના પોંચી ગતિ તેવી;
રાખે સમ રહે દયા પ્રીતમને સેવી, શ્રીહરિ ભજો. ૮

## પદ ૨૨ મું.

હે સ્વતંત્ર શ્રીજી સમ કરો જયમ ભાવે, ઈશ્વિર પ્રત્યે જોર ના કોઇનું ફાવે;
શર્ણું પડ્યા તેને પણ માયા અકળાવે, હે સ્વતંત્ર. ટેક. ૧
નરેનું કોઇનું નાથ કરો ના વેદ ગાયે,જીવ આશક્યે નિજ બળે કહ્યું નવ થાયે;
કહો તદા જીવ દુઃખ ભુકતે છે કીએ ન્યાયે, હે સ્વતંત્ર. ૨
શ્રુતિ સ્મૃતિ સંત સર્વે એમ ગાયે, હરિ સમરતાં સઘ સકળ દુઃખ જાયે;
સત્ય ખરે પણ દુષ્ટે કહ્યું ના દેખાયે, હે સ્વતંત્ર. ૩
હરિગુણ ગાતાં કુબુદ્ધિ રહે નહિ તામે, ગાતાં ધરડા થયા મોંવામા કામે દામે;
કહેતાં કંઇ નથી ફાવતું એણે ઠામે, હે સ્વતંત્ર. ૪
રાંમરટતાં દેહતજ્યો દશરથ હજુ સ્વર્ગે,શુકે ગિષ નામાભાસે ગણિકા ગઈ અપવર્ગે;
રામ જપતાં છૂટ્યું કપાલ નહીં ભર્ગે, હે સ્વતંત્ર. ૫
એક આરે નામે હું સરખો નર થાયે,નિત્ય નિરંતર નામ તમારાં ઘણાં ગાયે;
શું કહીએ આધિ વ્યાધિ વિષે તે પીડાએ, હે સ્વતંત્ર. ૬
કૃપા કરોછો કયહું એક બ્રહ્માદિકથી ઝાઝી, તદપિ તેને સંતાપે માયા મનમાં આઝી;
કાળજ ફાટ્યું ક્યાં લગાડે નિશા, સાજી, હે સ્વતંત્ર. ૭
તમારો છું એકજ વાર કહે કોઇ, શ્રીકૃષ્ણ તેને આપો અભય બિરદ જોઇ;
તે પણ અધુના નથી દેખાતું રહીએ રોઇ, હે સ્વતંત્ર. ૮
સ્વલ્પ ધર્મે પણ આરો મોંભયથી રાખે સાચું, શ્રીમુખ બોલ્યા આપ કહેવાય
કયમ કાચું; સભય સદા આપ કૃતિમાં જદપિ નાચું, હે સ્વતંત્ર. ૯
પાપે નામ નાસે ના, નામે પાપ નાસે,કૃષ્ણ કહું છું શી પેરે પાપ હૃદયમાં વાસે;
શાથી ભળતા છો નીત કયમ દોષ મારા ભાસે, હે સ્વતંત્ર. ૧૦
સુણે ભણે વા ગાય આદરે હરિ વખાણે, વિશ્વદ્રોહી પાવન થાય તેજ ટાણે;
સમરૂં તદપિ સાધુના શાથી કોણ જાણે, હે સ્વતંત્ર. ૧૧

વેદાદિકના વચન સકળ સત્ય કાવે,પણ ત્યારે જ્યારે તમારા મનમાં આવે;
ફેરો ચાહો તે સર્વેશ્વર શંકા કોની લાવે, હે સ્વતંત્ર. ૧૨
શરણાગતનું સાધન સાધુપણું ન જોવું, નિજ બળથી નિજ જન જાણી દુઃખ
અઘ ખોવું; દયા પ્રીતમજી નહિ શોભે જોવું મારૂં રોવું, હે સ્વતંત્ર. ૧૪

પદ ૨૩ મું--રાગ લલીત.

હરિ સંબંધવડે, અતિ અધમ વસ્તુ અતિ ઉત્તમ થાય;
કાંઈ કહી દાખું; સાંભળજો સજ્જન મન સંદેહ જાય. ટેક. ૧
ઉત્પત્તિ અધમતા સરવ ગઇ, અગ્નિસુત સહુ હરિસ્ત્રીઓ થઇ;
રમી રાસ કૃષ્ણ સંગ કૃષ્ણમયી, હરિ સંબંધવડે. ૨
નથી સંસ્કાર સાધન ભાળો, હરિ શરણ ગયો મહાદુઃખવાળો;
મળમાસ તે પુરૂષોત્તમ ન્યાળો, હરિ સંબંધવડે. ૩
મધુદૈત્યસ્થળ મધુવન થયું, તે વ્રજરજ અડી તેનું પાપ ગયું;
ધ્યાન રૂપ શિવ સરખાને ભયું, હરિ સંબંધવડે. ૪
જુઓ કુશાસુર સ્થળ દ્વારાવતી, જ્યાંહાં અસ્થિ ચક્ર તે પૂજ્યે ગતિ;
એ બળ સહુ સંબંધ લક્ષ્મીપતિ, હરિ સંબંધવડે. ૫
મળે ગંગા અધમ જળ થાયે ગંગા,ક્ષત્રી રૂધિર તીર્થ રામપદ સંગા;
વાયસ વિટપી સ્થળ અતિ ચંગા, હરિ સંબંધવડે. ૬
શુચિ નામ અસુર અરિ અંતે મળે,પૂજ્યો વાલ્મિક પાંડવે ભક્તિ બળે;
મળ મૂત્ર પવિત્ર ગૌ ઉદર ભળે, હરિ સંબંધવડે. ૭
હરિ નામાભ્યાસ પુંશ્ચલી તરી, ભકત સંબંધ એકોત્તરશત ઉધરી;
ગીધ વ્યાધ તર્યાં દર્શને હરિ, હરિ સંબંધવડે. ૮
સદ્ સંબંધ બળ સહુથી મોટું, જેથી અતિ ઉતમ હોય અતિ ખોટું;
દયા. સહુ સાધન એથી છોટું, હરિ સંબંધવડે. ૯

પદ ૨૪ મું.

શ્રી ગિરિવરધારી, તમારી અકળ ગતિ અલબેલા;
મતિ મતિપતિ હારી, જેના ચતુર સરવ છે ચેલા. ટેક. ૧
ત્રણ આવરણ ભેદી,જળ શ્રીકુળમાં કયાં થકી આવે;
મહા પંડિતની મેધા થાકી, પરને શું સમજાવે. શ્રીગિરિ૦ ૨
ગજ કપિત્થ ભક્ષી ત્યાગે, તે વાત હૃદયમાં બેઠી;
છોરૂ અદગ્ધ ગર્ભ ભસ્મ,કો'આગ્ય કયાંહાં થઈ પેઠી. શ્રીગિરિ૦ ૩

દ્વાર નથી કોશીટ, કીટ* જીવે છે તે શી રીતે;
કોઈના સમજ્યામાં નાવે, પ્રભુ તેને પોખે પ્રીતે. શ્રીગિરિવ૦ ૪
સકરખોર ખગ સાકર જીવન, સાગર મધ્યે રહેછે;
વિચારતાં સંભવે ન ત્યાં પણ,નિત્યે અહાર લહેછે. શ્રીગિરિવ૦ ૫
સર્પ કંચુકી ચારૂ ચોકડી, બની ચિતારે નાવે;
સહજે એવી કયમ થાય સહુને, અચરજ ઉપજાવે. શ્રીગિરિવ૦ ૬
વિવિધ વર્ણનાં પુષ્પ પીછ મયૂરનાં, મનોહર ભાસે;
સુંદર સદન સુઘરીનું જોઈ, સુઘડ મતિ મદ નાસે. શ્રીગિરિવ૦ ૭
મોંઘા અક્ષર પાઘ પ્રકૃતી, સાહાદિક સહુ ન્યારૂં;
સરખું છે કયમ જણાયજ જાૂદું, સઝે નહિ વિચાર્યું. શ્રીગિરિવ૦ ૮
બંદૂક રંજક ભડક ભડાકો,અરણુ ગોળી અરિ પાતા;
પાવક પલકમાં સહુ એક સંગે,અજબ જંત્ર વિખ્યાતા. શ્રીગિરિવ૦ ૯
કમળનાળ જળ સંગે, વાધે ઝાઝું થોડી વારે;
ગુપ્ત નથી એ પ્રકટ વાત છે, કૌતક વડું વિચારે. શ્રીગિરિવ. ૧૦
તુષાર બાળે નાગવેલી બળે, પત્ર પહોચ્યું શત કોશે;
કૂર્મ કરે સમરણ રહી દૂરે, પુષ્ટ બાળ વણ પોષે. શ્રીગિરિવ૦ ૧૧
સાધુ દુષ્ટ સુત દુષ્ટ સાધુ સુત, ઉગ્રસેન પ્રહ્લાદા;
મણિ સર્પથી, દીપથી કજ્જલ, માદા નર નર માદા. શ્રીગિરિવ૦ ૧૨
કૌતુક રૂપ કૃષ્ણ લીલા સહુ, કહેતાં પાર ન આવે;
દયો કહે ગાતાં અઘ નાસે, ઉર આનંદ ઉપજાવે. શ્રીગિરિવ૦ ૧૩

## પદ ૨૫ મું–રાગ કાફી.

ફૂલ્યો શું ફરે છે રે, ભૂલ્યો ભવ કૂપમાં પડયો;
મનુષ્ય દેહ રૂપી રે, ખોયો મણિ હાથે ચઢયો. ફૂલ્યો૦ ટેક.
ડાહ્યો થઇને દુનિયામાં ફર્યો તું, તેણે સર્યું શું તારૂં કાજ;
શે નવ જાણે જાવું પલકમાં,ત્યાંહાં કયમ કરી રહેશે લાજ;
ડાપણ તારૂં ત્યારે રે, જ્યારે ના જમ હાથ ચઢયો. ફૂલ્યો૦ ૧
વરણાગીમાં વાટજ ઉઠી, જ્યારે નર્ક નિવાસ ઠર્યો;
મિથ્યા જગની ભારે મારી, અલ્યા જન્મ ધર્યોના ધર્યો,
માટે જોની જાગી રે, અવસર આવી અડયો. ફૂલ્યો૦ ૨

* રેશમનો કીડો.

શું રે થયું સંપત ઘણી મળે, શું થયું મોટે ઘરદ્વાર;
નિશ્ચિંત થઇને હરિને ન ભજ્યા, તારો ધિક્ક પડયો અવતાર;
ધિક્ક તારૂં જીવ્યું હૈવે રે, તને શાને ઘડયો. ફૂલ્યો૦ ૩
સમજ મન, માન મારી શીખામણ, મમતા મુકી પરી;
કર સમરણ પુરૂષોત્તમ બ્રહ્મ, રટ રાધે કૃષ્ણ હરિ;
ત્યારે દયો જાણે રે, સર્વથી સરસ તું નિવડયો. ફૂલ્યો૦ ૪

## પદ ૨૬ મું.

સાચું તો સગપણ રે, સમજ મન શ્યામતણું;
બાકી સહુ જૂઠું રે, કશું નથી કામ તણું. સાચું૦ ટેક.
માત તાત સુત ભ્રાતને ભગિની, શ્યામા સહોદર સોય;
કુળ કુટુંબ સખા ગોત્રને જ્ઞાતિ, તારૂં છે નહિ કોય,
સગું છે એ તો સર્વે રે સુખ ને દામ તણું. સાચું૦ ૧
જનુની જનક એવાં કર્યાં તેટલાં, ધરી જેટલી દેહ;
લેણા દેણીનો સંબંધ છૂટયો, ત્યારે મૂકીને આવ્યો તેહ,
કોઇએ ના બતાવ્યું રે, ઠેકાણું વિશ્રામતણું. સાચું૦ ૨
જેની આ હરિ વિના હેત કરીને, કોણ આપે મનુષ્ય અવતાર;
પશુ પંખી ફેડીને આપ્યો, ભજનતણો અધિકાર,
ભજે તેને આપે રે, પદ નિજ ધામતણું. સાચું૦ ૩
અણ આસક્તિ કયહું નવ રાખીશ, માયા મનથી છોડ;
નિશ્ચિંત થઇ સહુ શોક તજીને, પ્રીતિ પ્રભુશું જોડ,
દયા દિન રજની રે, રટણ કર રામતણું. સાચું૦ ૪

## પદ ૨૭ મું.

શ્રીવલ્લભ ગ્રહ્યો હાથ, તેનો મુને ભારે ભરાસો;
મેળ્યો મુને તાદ્દશી સાથ, તેનો મુને ભારે ભરાસો. તેનો૦ ૧
પ્રમેયબળવડે પોતાનો કરી, સાંપ્યો ગોવર્ધન નાથ;
સાધન હીન પીન સહુ પાપે, તદપિ ચરણ રજ માથ. તેનો૦ ૨
ઉભય લોક થઇ ચૂરણ ચિંતા, બળિયું બરદ શ્રુતિ ગાથ;
ખેતી કર્યાનો ખપ ન રહ્યો મને, સિદ્ધ સહજ ગહ્યો ભાથ. તેનો૦ ૩
જનની જઠરમાં હાવાં જવું નથી, હરિપદ વસવુ જાથ;
મહાપ્રભુ બોલ્યા રોગ ગયો ભવ, વણ ગોળી વણ ક્વાથ. તેનો૦ ૪

અનાયાસ મુને પાર પમાઓ, દુસ્તર ભવનિધિ પાય;
દયા પ્રિતમ શ્રીજી શ્રીમુખ નિજનો, કહ્યો ભરી રેતિ બાથ. તેનો० ૫

### પદ ૨૮ મું.

સાચી તે સેવા તે સેવા, મન માની હરિ દેવા. ટેક. ૧
નિકટ વાસી જય વિજય પાર્ષદ, અસુર કર્યાં શુચિ એવા;
દોષ માની ગુણ સુરપતિને કરી, આપ્યા લેવા દેવા. સાચી० ૨
નારાયણ છળવા સ્મરસૈન્ય, એથી અવર ખળ કેવા;
તેને ઉલટી ઉર્વશી આપી, ટેહેલ ગણી તતખેવા. સાચી० ૩
ગોવિંદદાસ ભલાની સેવા, અતુલ ન ઉપમા દેવા;
ત્યા ખીજ્યા, રીઝ્યા ભાજીથી, માધવ કો કળે એવા. સાચી०. ૪
ભરત દુ:સંગી કર્યો શું કરીએ, કો બલિ કક્ષા એવા;
શિશુ હત્યારી વિપદ બકી ગુણ, માન્યા નિજ જન જેવા. સાચી० ૫
તેજ ભલું જે ગમિયું ગોવિંદ, પ્રમાણુ હડી જડ હેવા;
દયા પ્રિતમ કેહ ગતિ અકળ અટપટિ, કોઈ ન સમર્થ લેવા. સાચી० ૬

### પદ ૨૯ મું-રાગ કેદારો.

શ્રીવલ્લભ શ્રીવલ્લભ શ્રીવલ્લભ શ્રીવલ્લભજ, રટણ રતિસહ રજની દિવસ જેને;
પુષ્ટિપથ સકળ સિદ્ધાંત વણ શ્રમ સદા, વાસ પૂરી રહે હૃદય તેને. શ્રી. ૧
સહજ સેવા સિદ્ધ માનસી મુખ્ય ફળ, પ્રેમ આસક્તિસહ વ્યસન ભક્તિ;
સતત નિરોધ મન નંદનંદન વિષે, શ્રીગુરુ દ્દઢાશ્રય ભવ વિરક્તિ. શ્રી. ૨
શ્યામ શ્યામા સુધા રૂપ રંજિત મતિ, વ્રજપતિ હોય વશ વણ પ્રયાસે;
હેતુ કરૂણા કૃષ્ણ દૈન્ય દાસત્વ દૃઢ, ઉચિત વસ્તુ અખિલ સહજ પાસે. શ્રી. ૩
વાસ વિશ્વાસ ઉર શરણ બળ શુદ્ધ મુખ, મંત્ર ગુણ ગાન મતિ શુદ્ધ ધર્મે;
પાપ સંતાપ પ્રતિબંધ પ્રલ્લે સકળ, જાય નહિ ધી કદાપિ કુકર્મે. શ્રી. ૪
લુબ્ધ સતસંગ મન મોહ દંપતી અતિ, ગમતિ ગોવિંદ કૃતિ સદ્ય ભાસે;
નિર્ભયાનંદ નિજ હૃદય સર નિરંતર, પ્રસીદ પ્રીતમ દયા મન હુલાસે. શ્રી. ૫

### પદ ૩૦ મું.

પ્રકટ મળે સુખ થાય, શ્રીગિરિધર પ્રગટ મળે સુખ થાય;
અંતરયામી અખિલમાં છે, તેથી કહો કોનું દુ:ખ જાય. શ્રીગિરિધર. ૧

તૈલ વિના સ્ફુટ તિલ પુરેથી, દીપક કેમ પ્રગટાય;
પ્રકટ પાવક વિના કાષ્ટને ભેટે, શી પેરે શીત શમાય. શ્રીગિરિધર. ૨
પૃથ્વી ચાટચે તૃષા ટળે નહિ, અંતર જળ શ્રુતિ ગાય;
દીવાશળી પાષાણુ સ્પર્શથી, કો કહે જવાળા જણાય. શ્રીગિરિધર. ૩
સુરભિ પેટમાં પય તેમાં ઘૃત, તેથી પુષ્ટિ ન પામે ગાય;
દોહી મથી માંખણુ તાવ્યે, સર્પિ ભક્ષણુ સુખદાય. શ્રીગિરિધર. ૪
વ્યાપકથી વાતો નવ થાય, તે વિના જીવ અકળાય;
રસિયા જન મનરંજન નટવરં, દયા પ્રીતમ વ્રજરાય. શ્રીગિરિધર. ૫

## પદ ૩૨ મું.

સુણો સહુ હરિજન, અન્ન વસન ચિંતા રખે હૃદયા રાખો;
નિશદિન નિશ્ચિંત, થઇ સેવા શ્રીકૃષ્ણુ નામ નિસ ભાખો. ટેક. ૧
વિશ્વંભર શ્રીપતિ બરદ સદા, જગ પોષણુ જેને જ્યમ જદાતદા;
તે નિજ જન નહિ ભૂલેજ કદા, સુણો સહુ૦ ૨
વણુ ઉદ્યમ અજગર અહાર મળે, નિત્ય સાકર સકરખોર ગળે;
તદપિ મન સંદેહ રો ન ટળે, સુણો સહુ૦ ૩
ગિરિશિખર વૃક્ષ જો સદા હર્યાં, હરિ વિણુ ત્યાં સિંચન કોણે કર્યાં;
શુકે વાડીવિટપ જન પોષ્યા ઠર્યા, સુણો સહુ૦ ૪
જે સમય ન ઉતરતું અન્ન ગ્રીવા, ત્યારે ઉદય કર્યું સ્તનપય પીવા;
આજ મુગ્ધપણે બેઠો બીવા, સુણો સહુ૦ ૫
પ્રારબ્ધે આમંત્રણ દીધું, જીવિત લગી નિજ નિજનું લીધું;
એમ સમજી ભજન જોઇએ કીધું, સુણો સહુ૦ ૬
પે'લી ચુગણી રચી પછી ચુંચુ કરી, ધર્યું નામ સત્ય ભવભરણુ હરિ;
બળ વણુ પણુ બેસે શીદ ધરી, સુણો સહુ૦ ૭
મુખમેરી' અજખગુલ રટણુ કરે, પૂંછે પાણી પીએ ને પગે ચારો ચરે;
જુક્તિ કરી હરિ, હરિજન દુઃખ હરે, સુણો સહુ૦ ૮
પીએ સ્વાતિ જળ ચાતક વિશ્વાસે, બગવંત ભરોંસાથી પાસે;
વણુ પ્રતીતિ ભર્યું રહે ઉર ત્રાસે, સુણો સહુ૦ ૯
પડી સુદૃઢ પ્રતીતિ દયાપ્રીતમ તણી, જાણેસર્વ સાધન આવ્યાં તેથી બણી;
તેને જાણે સંત સહુ મુકુટમણિ, સુણો સહુ૦ ૧૦

## પદ ૩૨ મું.

શીદ કરે સોચના રે, છે શીર શ્રીજી સરખા સ્વામી;
મહાકૃપાળ જનવત્સલ સમર્થ, ઈશ્વર અંતરયામી. શીદ. ૧
આત્માદિક સહુ કૃષ્ણ સમર્પ્યું, કહે જૂઠું કે સાચું;
સાચું તો તારે શી ચિન્તા, જો ચિન્તા તો કાચું. શીદ. ૨
જે થકી કર્મ શુભાશુભ ઉપજે, તે મતિ હરિને અર્પી;
પછી તેની કૃતિ તારી શાની, શીદ મરે છે ડર્પી. શીદ. ૩
અશ્વ ચઢીને ખાંધે ખડિયો, કે શા માટે વહે છે;
વાહનને શો વિરામ તેથી, મુર્ખપણે દુઃખ સહે છે. શીદ. ૪
તદા કહીશ તું કુકૃતિ હરિ, કરાવી કયમ કેવાયે;
તે સાચું પણ તુજ કૃતિ કહેતાં, સહુ કર્ત્તાપદ જાયે. શીદ. ૫
જાણી જુગુપ્સિત સજ્જન ન કરે, અશકયતા એ થાયે;
જાણી જોઈ અનુચિત આરંભે, તો પછી શીદ પસ્તાયે. શીદ. ૬
પછી પાપ કરે : પસ્તાય ન, તે તો કહીએ પાપી;
અથવા નારદાદિ પણ નિર્ભય, નિશ્ચય હરિ મતિ આપી. શીદ. ૭
તદા કહીશ એટલા ઉપર મેં, કર્યું ભાસે શા સારૂં;
તે પણ ઇચ્છા સમજ હરિ, તારૂં સહુ કરશે વારૂં. શીદ. ૮
અકળ અટપટી ઇશ્વર ઇચ્છા, હારદ નવ સમજાયે;
સહુ કરવા સમરથ શ્રીજી પણ,નિજજન અમલ ન થાયે. શીદ. ૯
કદી વ્યવહાર વાણી મોટાની, ચિંતા સરખું ભાસે;
પણ સૂક્ષ્મ સમજણ છે માટે, અંતરથી નવ ત્રાસે. શીદ. ૧૦
સ્મરણ સમર્પણ ન રેહ નિરંતર, માટે ઉપજે ચિંતા;
જો રહે તો હુંપદ હારે સહુ, કૃતિ ભાસે ભગવંતા. શીદ. ૧૧
ચિંતા કોઇ વાતની પણ કરવી, ન શ્રીમહાપ્રભુ ભાખ્યું;
દયાપ્રીતમ પુષ્ટિફળ, સંબંધમાત્રે નિજ બળ દાખ્યું. શીદ. ૧૨

## પદ ૩૩ મું.

શીદ કરે ચિત્ત ચિંતા, છે શિર ભગવંતા રે ભગવંતા. ટેક.
કહીશ સર્વને શિર છે તે તો, સહુ કયમ મરે ઉચાટે;
પણ તુને આત્મ સાત કીધો છે, તું અધિકો તે માટે. છે શિર૦ ૧

કહીશ ભજન સમરણ હીણો, હું છું સહુ પાતિક રાશિ;
પણ કહ્યું કૃષ્ણે, સહુ મુજ ઇચ્છા, તું શીદ ધરે ઉદાશી. છે શિર૦ ૨
લાગવાજ નહિ દેઉં કહ્યો, પ્રતિબંધ તુને, તું મારે;
કરે દોષ તું તદપિ ન માનું, હરિ બોલ્યા હું તારો. છે શિર૦ ૩
જયમ અરૂણને તિમિર ત્રાસ નહિ, સદા સૂર્યને શરણે;
ત્યમ તુને પણ ભય નહિ કોઈનો, નિજ કીધો ગિરિધરણે. છે શિર૦ ૪
લીલા પૂરણ નિત્ય અમારી, હરિ બોલ્યા તજ સંધે;
પ્રગટ પટંતર પ્રસાદ પ્રાપ્તિ, ફળ સમાન જ્યમ બંધે. છે શિર૦ ૫
મુજ પાસે રહેવું છે હાવાં, ચરમ જનમ છે તારો;
શ્રીજી બોલ્યા તુજ હૃદયા સ્ફુટ, સદા નિવાસ અમારો. છે શિર૦ ૬
કોઇનું માઠું હરિ ન કરે તો, નિજનો કહી કયમ કરશે;
કૃતિ કરાવવી જે વિધિ કેશવ, તેવી મતિ ઉર ધરશે. છે શિર૦ ૭
સૂચક સત્યનું સ્વપ્ન વચન વિણુ, તુર્ત ન ભાસે સાચું;
આગળ આમંત્રણ પછી ભોજન, સમર્થનું ન કદી કાચું. છે શિર૦ ૮
સાક્ષાત તુને પ્રાણ પોતાનો, મહાપ્રભુ શ્રીમુખ ભાખ્યો;
સ્વપ્ન સત્ય અંત્ય જનમ હરિ, રક્ષણ સંદેહ નવ રાખ્યો. છે શિર૦ ૯
શ્રીગુરુ બોલ્યા શ્રીજી સેવા, અમો કરી તે તારી;
પ્રસન્ન થઇ ઈત્યાદિક વર, દીધા શ્રીકર શિર ધારી. છે શિર૦ ૧૦
નહિ તજીએ કર ગ્રહ્યો કદાપિ, ઉભય લોકમાં તારો;
કશી ન ચિંતા તારે કરવી, થશે વિચાર અમારો. છે શિર૦ ૧૧
સહુ સુખ આપ્યું સહુ દુઃખ કાપ્યું, સઘળી કરૂણા કીધી;
શ્રીમહાપ્રભુ પોતાનો કહી, સહુ દુર્લભ વસ્તુ દીધી. છે શિર૦ ૧૨
અદેય દાન શ્રીજીએ પાઠવ્યું, તે સહુ પ્રગટ ન કહેવું;
સત્ય સંકલ્પ નથી ડગવાના, વ્યર્થ હૃદે શું દહેવું. છે શિર૦ ૧૩
અચળ કૃપા હરિ ઇંદ્રની ઉપર, નિઃસાધન અપરાધી;
તું સદોષ પણ ત્યમ તુને કરૂણા, હરિ ઇચ્છા બળ લાધી. છે શિર૦ ૧૪
સર્વ દોષની માતા ચિંતા, કાઢય હૃદયથી દૂરી,
મલિન હૃદયમાં હરિ ન વિરાજે, વૃથા મરે શીદ ઝૂરી. છે શિર૦ ૧૫
દૈન્ય ઉપજવા તુરત સર્વ સમ, રાખ્યો છે નિજ જાણી;
દયા પ્રીતમ કયમો નહિ મૂકે, નિજ કહી સાહ્યો પાણિ. છે શિર૦ ૧૬

### પદ ૩૪ મું-રાધાઅષ્ટોતરશતનામ-છંદ દુવૈયા.

જય શ્રીરાધા રાધિકા, શ્રીવૃષભાનુનંદિની શ્યામ;
કીર્તિકન્યા કમળાક્ષિ, પરમાનંદા સુખધામ.

પુણ્યા શ્રીવૃંદાવનેશ્વરી, વ્રજેશ્વરી શ્રેયકરણી;
હરિમોહિની પ્રગલ્ભા ચતુરા, શ્રીગિરિધર મનહરિણી. ૨
કામિની સ્વામિની કૃપાસાગરી, નાગરી નવલકિશોરી;
માધવી મધુરા લલિતા લલના, લાડલી સુભગા ગૌરી. ૩
શ્રીકૃષ્ણાકર્ષણી દેવી, રસિકા વિહારિણી કાંતા;
શ્રીવૃષભાનુદુહિતા આનંદરૂપિણી શાંતા. ૪
શ્રીવૃંદાવનચંદ્રભૂષિતા, કનકપ્રભા જીતચંદ્રા;
જીતસિંહા જીતમૃગા, જીતપિકા, સર્વેશ્વરી મહેંદ્રા. ૫
મોદવતી આમોદની કુમારિકા, અતિચારૂ સ્વરૂપા;
દિવ્યાંબર કનકમુક્તામણિ, વિભૂષિતા સુઅનુપા. ૬
કુંજપ્રિયા શ્રીકૃષ્ણવલ્લભા, કુંજસ્થા દ્યુતિસદ્મા;
કુંજનાયિકા જીતરંભા, જીતશુકબિંબા જીતપદ્મા. ૭
ચંદ્રા શિવા ભગવતી, કુમુદા પ્રિયા સુંદરી વામા;
શ્રી કૃષ્ણવેણું સંગીતા, મુરલીહારિણી રામા. ૮
ભક્તવત્સલા ભક્તિસ્વરૂપા, નિવાસિની વનવૃંદા;
કૃષ્ણાત્મા શ્રીકૃષ્ણસ્વરૂપા, શુભા અજા આનંદા. ૯
પતિતપાવની અઘમોહરણી, ભવભયહરણી અગમ્યા;
પટરાણી ઠકરાણી પ્રમદા, મહારાણી અતિરમ્યા. ૧૦
નિત્યસયુગ્મસ્વરૂપણિ કૃષ્ણા, હરિક્રીડા રતિ કૃષ્ણ;
મંગળરૂપા માનવતી માનિતી, પ્રિયપૂરણતૃષ્ણ. ૧૧
શ્રીગોવિંદસહચારિણી, ચપળા સુમધ્યમા અજીતા;
ભાંડીરનિવાસિની શુભ્રા, શ્રીગોપીનાથદયીતા. ૧૨
નિગમાગમસંતતસેવ્યા, ગોપિકા મંડળીયુક્તા;
નંદકુમારપૂજિત રાસેશ્વરી, રસસકળસંયુક્તા. ૧૩
લક્ષ્મીકોટિવિલાસિની, અલસા હરિકેલીધામા;
પરમેશ્વરી અખિલેશ્વરી, ઇશ્વરી સર્વેશ્વરી શુભનામા. ૧૪
એ અષ્ટોત્તરશત શ્રીરાધા, નામ દામ સુખ જેને;
શ્રદ્ધાસહ નિત્ય પાઠ કરે, તો કૃષ્ણ થાય વશ તેને. ૧૫
જુગલકિશોર સમીપ નિરંતર, નિવાસ તે જન પામે;
દાસ દયાના પ્રાણવલ્લભ બે,વલ્લભ થાય દુઃખ વામે. ૧૬

## પદ ૩૫ મું-યમુનાજીની સ્તુતિ.

### આર્યા.

જય યમુના શ્રીયમુના, પાને દરશ કિંકર યમના;
પુનરપિ આવાગમના, નિજપદદાતા નિજબળ જળશ્રમના. ૧

### છંદ ભુજંગપ્રયાત.

નમો શ્રીયમૂને મહારાણી દેવી, સુરાસુર બ્રહ્મા શિવાદિક સેવી;
પ્રેવાદિ થયા ધ્રુવ ધામે નિવાસી, પ્રિયા ગોપિકા કૃષ્ણ થૈ આપ દાસી. ૨
સરિતા સહૂ સ્વામિની શ્રેષ્ટ ગંગે, મહાસિદ્ધિ પામી તમારા પ્રસંગે;
અહો, અત્ય અદ્ભૂત મૈં'મા શુભાખું, સમુદ્રેથી બિંદુ સમુ જલ્પિ દાખું. ૩
થયું હોય જેણે પયઃપાન માતા, કદા તેહને યમ નૈ દુઃખદાતા;
કદા દુષ્ટ તોયે સ્વસાસુત કા'વે, વિચાર્યું યમે યાતનામાં ન આવે. ૪
કરે સ્નાન નિશ્ચે નવો દેહ થાયે, તદા યોગ્યતા સેવવા કૃષ્ણરાયે;
જગત્પાવની જાહ્નવી વેદવાણી, શિવે શીશ રાખી પરાપૂત જાણી. ૫
ત્રિવિક્રમ પાદોદકી એજ હેતુ, સદાનંદ શ્રીકૃષ્ણ તે મૂળ કેતુ;
રવિજા તમો તે તણાં પટ્ટરાણી, શકું કેમ કીર્તિ તમારી વખાણી. ૬
પતિ નામ છે કૃષ્ણ, કૃષ્ણા તમારું, રૂપે એક વસ્તુ કશું છે ન ન્યારું;
રંગે શ્યામળાં સ્નાનથી શ્વેત પ્રાણી, વડું એજ આશ્ચર્ય અદ્ભૂત કા'ણી. ૭
કૃપાસાગરી નાગરી જગતમાતા, હરિવલ્લભા ઇશ્વરી ભદ્રદાતા;
સદા સપ્ત સિંધુ થકી નીર ન્યારું, અને કોણથી કર્મ અદ્ભૂત સારું. ૮
નદી નવસેં ને નવાણું નવાયે, સમું પુણ્ય ગંગા વરાં એક નાયે;
વિધિકલ્પ ગંગા ભજે મન્ત્ર ગાત્રે, ફળે યુક્ત તે યમુના સ્મર્ણું માત્રે. ૯
મીનાદિ રૂપે કાલીંદિ કે નિવાસી, થયા જીવ જે પૂર્વ મ્હાપુણ્ય રાશિ;
ગિરા ગોમતી ગૌમતી નર્મદાજી, ભીમા ગલ્લકી સર્યૂ આદિક રાજી. ૧૦
કુરૂક્ષેત્ર કાશી ગયા પુષ્કરાદિ, વસે નિમિષારણ્ય જ્યાં બ્રહ્મવાદિ;
નદી તીર્થ ઇત્યાદિ સંગે સમાજા, તમોમાં કરે સ્નાન પ્રયાગરાજા. ૧૧
ઘણા જન્મનાં પાપ મ્હા' ઓઘ કાપે, કદા વર્ણું કો નામ યામી અલાપે;
ધરે પાય તે પૃથિવિ પૂત માનું, કુળેયુક્ત પાવન ત્યાં ચિત્ર શાનું. ૧૨
કરે સ્નાન સૌ તીર્થમાં નિત્ય કોઇ, કૂહુ પુણ્ય તે તીર્થરાજેથી હોઇ;
રવિપર્વ કોટિક સિંધુ ભજેથી, મળે તેટલું પુણ્ય કૃષ્ણા રજેથી. ૧૩

નંદી ક્ષેત્ર સૌ તીર્થ પ્રત્યેક સાધે, અયુતાબ્દથી જેટલું પુણ્ય લાધે;
પરિક્રમ પંચાસ કોટિ ફરેથી, ફળે પુણ્ય તે મથ્થુરા સાંભરેથી. ૧૪
મધુપૂર ગોકુળ વૃંદાવને વા, વસે પ્રાણી તે પ્રાણી પ્રાણેશ સેવા;
વડું માહાત્મ્ય સહેજે વરી માત્ર રેવું, વરી કૃષ્ણ કૃષ્ણા ભજે તો શું કેવું. ૧૫
તહે રાસક્રીડા સદા કૃષ્ણ ગોપી, લીલા લાડિલી લાલ એકાંત ઓપી;
જહાં વૃક્ષ વૃક્ષે વસ્યા વેણુપાણિ, પત્રે પત્ર ઓભુજ છે વેદવાણી. ૧૬
અલૌકિક આનંદદાતાર આજી, દયો દાસ મારો મુખે કોની ગાજી;
ભણે વા સુણે સ્તોત્ર આ પ્રેમ આણી, કૃપાદષ્ટિ તેને કરે કૃષ્ણરાણી. ૧૭

## પદ ૩૬ મું–કૃષ્ણઉપવીત.

પ્રથમ પ્રણમું શ્રીગુરુ ગોપીનાથને રે; સૂક્ષ્મ રીતે ગાઉં જદુવર જનોઇ.
વસુદેવ ઘેર સોહેલો.
પરમ પવિત્ર એ ચરિત્રને રે; ભાવે ભણજો સુણજો સર્વ કોઇ. વસુ૦
વ્રજવાસીને લાડ લડાવીને રે; મધુપુરીમાં પધાર્યા માધવરાય. વસુ૦
કંસને ઉથાપિ ઉગ્રસેન સ્થાપિયા રે; માતપિતા મન મોદ કહ્યો ન જાય. વસુ૦
પ્રથમ પગરણ મંદિર માંડિયું રે; દેવકી વસુદેવે પૂરણ પ્રીતે. વસુ૦
કૃષ્ણ કુંવરને ઉપવીત આપવા રે; લાડયો કોડયો જાદવકુળની રીતે. વસુ૦
ગર્ભ સહિત દ્વાદશ વર્ષે ક્ષત્રિય કુળને રે; દ્વિજાતિસંસ્કાર કરાવ્યો હોય. વસુ૦
અષ્ટ સોળ સંવત્સર વાડવ વૈશ્યને રે; વેદ વિધિમાં ભાખ્યું નિશ્ચે સોય. વસુ૦
જોશી તેડી મુહૂર્ત્ત જોવાડિયું રે; માસ દિવસ શુભ બેસાડયા ગણનાથ. વસુ૦
દેશે દેશ લખાવી કંકોતરીરે; મુહૂર્ત્ત ઉપર આવજો સહુ સાથ. વસુ૦
નવ વરઘેથી પીઠી ચોળી નાથને રે; લાડકાલાડુ સર્વ કોઇ લાવે. વસુ૦
પુષ્પ ચોસર ગજરા ગુંથી માલણ લાવે રે; નટવર મારો નાથજી શોભાવે. વસુ૦
વાજીંત્ર વાજે નાના પ્રકારનાં રે; મંગળ ગાય માનુનીનાં વૃંદ. વસુ૦
દશ દિશાથી નોતર સહુ કોઇ આવ્યું રે; પાંડવ આદે પામીને આનંદ. વસુ૦
મંડપ મનોહર રચિયો વિશ્વકર્મા રે; ગાન તાન થાય થેઇકાર. વસુ૦
પૂર્વે દિવસે જટાઅધિવાશન કીધું રે; ગર્ગાચાર્ય વિદ્યાના ભંડાર. વસુ૦
બીજે દિવસે ગોત્રજ ગણપતિ પૂજિને રે; વૃદ્ધશ્રાદ્ધ કીધું વસુદેવ. વસુ૦
રન્નાદે પધરાવ્યાં જાતકર્મ કીધું રે; નામકર્મ કરિયું તત્ખેવ. વસુ૦
અન્નપ્રાશન કર્મ ચૌલકર્મારંભ્યું રે; દધીઓદન ભક્ષ્યું બટુકાચાર. વસુ૦

શુદ્ધાચમન કરાવ્યું સુંદરશ્યામને રે; પવનવિધિ કરી દેવમોરાર. વસુ૦
કુતિ ક્રોધએ વહાલ ધરી વાળ ઝીલ્યારે;શત ધણું સુવર્ણું લીધું બંધવ પાસ. વસુ૦
અંઘોળ કરાવી અંગવસ્ત્ર કર્યું રે; ગુરુ પાસે પધરાવ્યા શ્રીઅવિનાશ. વસુ૦
કટિમેખળા કૌપીન ધરાવીને રે; ભાળે અરચા કેસર કેરી કીધી. વસુ૦
શીશ ઉપર કીધો કુંમકુમ સાથિયો રે; આરંભ્યું ઉપનયન કર્મ વિધિ. વસુ૦
શિવસુત પૂજી કુશાદિકાકર્મ કર્યું રે; અજિનાભાવે ધનુજ ધાર્યું નાથે. વસુ૦
મુંજની મેખળા પ્રાણનાથે પેરી રે; ન્યગ્રોધનો દંડ તેની સાથે. વસુ૦
આચમન કરી યજ્ઞપુરૂષ પ્રભુએ રે; યજ્ઞોપવીત પેર્યું તત્ખેવ. વસુ૦
ગર્ગગુરુ કેવરાવ્યું કોહ બ્રહ્મચારી થયો રે; ઇંદ્રના સૂર્યના વિશ્વદેવ. વસુ૦
હસ્ત હ્રદે મૂકી આચાર્યે એમ કહ્યું રે; મારી રીતે વર્ત્તે સર્વ પ્રકાર. વસુ૦
વૈશ્વદેવ કર્યાં વિના આપોશન વિના રે; મુકરર ભોજન કરવુ નહિ બ્રહ્મચાર. વસુ૦
વૃથા વાણી કદાપિ ના બોલીએ રે; શિક્ષા એ, દિનસે ન સૂવુ લેશ વસુ૦
પિતા ગુરુ બે મળીને વસ્ત્ર ઓઢી કીવો રે; બ્રહ્મચારીને ગાયત્રી ઉપદેશ. વસુ૦
શિવ બ્રહ્માદિક દેવ મુનિ મહીપતિ રે; સભા સુંદર શોભાનો નહિ પાર. વસુ૦
મંજુલ મંડળ સામુ તેવું સ્યામાઓનું રે; ગાયે ગીત સમયાનુસાર. વસુ૦
વાજંતાં ગાજતા સુંદર ઠાઠથીરે; ઉગ્રસેન લાવ્યા ત્યાં મોસાળું વસુ૦
વસ્ત્રાદિક જે જોઇએ તે સહુ લાવિયા રે, જ્યા જોઇએ ત્યાં સર્વે ઝાકઝમાળું. વસુ૦
શ્રીફળ દડે બાધી પ્રદક્ષિણા કીધી રે; ઇત્યાદિક સહુ વિધિ માધી સાક્ષાત. વસુ૦
એટલે ભિક્ષા પરિવેપણ કરવાને આવ્યારે; અતિ આનંદે દેવકીજી માત. વસુ૦
ઓમ્‌ભવતિભિક્ષાંદેહિ કહી બ્રહ્મચારી રે; ઓમ્‌સ્વસ્તિ કહી ગ્રહી શ્રીનાથે. વસુ૦
તાદુળ ફોફળ મોદક મુદ્રા સરવે ધરી રે; જનની ભિક્ષા દીધી સુતને હાથે વસુ૦
સાતવાર એ રીતે લેઇને ગુરુને અર્પી રે; માતુન ભિક્ષા ગ્રામતણી એ રીતે વસુ૦
મુંજમેખળાદિક આચાર્યને આપી રે, લૌકિકસ્નાંન કર્યું પ્રભુએ પ્રીતે. વસુ૦
વસ્ત્રાભૂષણ વળતાં પેર્યાં વિઠ્ઠને રે; કેસરી અરચા ભવ્ય ભાળે કીધી. વસુ૦
ગોત્રજ ગુરુ ગુરુજનને નમિયા નાથજી રે, ચિરજીવો આશિષ અખિલે દીધી વસુ૦
વળતા વેણુદંડ દેઇ બટુઓ વોળાવ્યા રે; મામે કટિ બેસાડીને પધરાવ્યા. વસુ૦
બળરામને કૃષ્ણ બધે રે; ચાર સૌભાગ્યવતીઓએ વધાવ્યા. વસુ૦
બ્રાહ્મણભોજન સહુકોને સુંદર રીતે રે; વિવેકે સહુને કીધાં સનમાન. વસુ૦
રન્નાદે આદિ નોતર વિધિએ વોળાવી રે; એ શ્રીહરિજનોઇ કીધું ગાન. વસુ૦
નાગર જ્ઞાતિ વિપ્ર સાઠોદરો રે; દયાશંકર કવિ શ્રીકૃષ્ણદાસ. વસુ૦
તેણે આ ચરિત્ર ચાર કોડે ગાયું રે; ગાતા સુણતા સહુને વૈકુંઠવાસ. વસુ૦

વલણ.

વાસ વૈકુંઠ પામીએ, વામીએ ત્રય સંતાપ રે;
પ્રેમે પ્રભુજશ ગાન કરતાં, ભય ટળે મહાશાપ રે.
મનુષ્યાદેહ ભરતખંડમાં, તેના ભાગ્યનો નહિ પાર રે;
દયો ભણે જેણે ભાવશું, ભજિયા શ્રીનંદકુમાર રે.

## પદ ૩૭ મું-રાગ ગરબો.

('મોટાનું વચન સુખ ધામ' તેના રાગનું.)

થાય કલ્પનું અલ્પમાં કામ, નિશ્ચે મહાજનને;
સતસંગ સકલ સુખ ધામ, નિશ્ચે મહાજનને. ટેક.
મોટા શ્રી હરી ભક્તતણી કૃતિ, છોટે ના બણી આવેરે;
તેના અનુમોદન સ્મર્ણથી, તે સમાન ફલ પાવે. નિશ્ચે० ૧
કોટી કલ્પ લગી કોટી સાધને, હરિ પ્રસન્ન ન થાયરે;
તે એક સાચી દીનતા માત્રે, સદ્ય પ્રસન્ન વ્રજરાય. નિશ્ચે० ૨
પૃથ્વી પરિક્રમાનું ફલ સહજે, શ્રીહરી પરીક્રમા લાધેરે;
દશ હયમેધ થકી એક કૃષ્ણ, પ્રણામતણું ફલ વાધે. નિશ્ચે० ૩
દુષ્ટ મને પણ હરિ સ્મર્ણેથી, પાપ તાપ સહુ જાયરે;
હૃદે રૂપ હરી નામ જપે, થોડામાં મહાફલ થાય. નિશ્ચે० ૪
કોટ્યાવધિ હરિ નામ અવરથી, જેવા હરિ નવ રીઝેરે;
તેવા એક શ્રી કૃષ્ણ નામ, ઉચ્ચાર કરે હિત ભીંજે. નિશ્ચે० ૫
સુખ વા દુઃખ આવી પડે તેમાં, ગુણ ગોવિંદના માનેરે;
અખંડ હરિ ગુણ ગાની જગતમાં, તે સરખો કહુ કાને. નિશ્ચે० ૬
પ્રભૂ મારૂં ભલુંજ કરશે, દીન શરણાંગત જાણીરે;
એવો નિશ્ચય રાખે શ્રીજી, તેમજ કરે નીજવાણી. નિશ્ચે० ૭
અતિશે દુરાચાર કરતો પણ, અનન્ય કૃષ્ણ આરાધેરે;
યોગ ક્ષેમવહે હરિ તેનો, સાધુ પાપ તવ બાધે. નિશ્ચે० ૮
સર્વે ધર્મ પરિત્યાગ કરી, શ્રીકૃષ્ણ શરણ એક ઝાલેરે;
સકલ પાપથી છોડાવે હરિ, કોઇનું જોર ન ચાલે. નિશ્ચે० ૯
કૃષ્ણ ભક્ત શ્રદ્ધાએ સ્મરતાં, તે તે સરખો કહાવેરે;
તેમ પાપી સગે નામે, વણ કીધે પાતક આવે. નિશ્ચે० ૧૦

કૃષ્ણ ચરણ મન એકવાર ધરે, સ્વલ્પ તે યમ નવ ભાળેરે;
કૃષ્ણ તમારો એકવાર કહે, સર્વ થકી ભય ટાળે. નિશ્ચે૦ ૧૧
હેલણથી પણ એકવાર કોઈ, જગનાથ મુખ ભાખેરે;
બ્રહ્મહત્યાદીક પ્રાપ સકલને, સઘ ભસ્મ કરિ નાંખે. નિશ્ચે૦ ૧૨
પાપજ કરે સર્વદા સહુ, કારજમાં કદી કોઇ દાસરે;
મુખે કૃષ્ણ કીર્ત્તન કરે, તેને પણ શ્રી વૈકુંઠવાસ. નિશ્ચે૦ ૧૩
સ્વર્ગ તથા અપવર્ગતણું સુખ, ધરે તુલા એક અંગેરે;
નવ તુલાય તે ઉભય મળી, પણ જે સુખ લવ સતસંગે. નિશ્ચે૦ ૧૪
કૃષ્ણ સંબંધી સર્વ વસ્તુનો, સ્વલ્પાપાર પ્રભાવરે;
પણ હરી ઇચ્છા જહાં જેટલી, ત્યાં તેટલો દરશાવ. નિશ્ચે૦ ૧૫
દયા પ્રિતમ શ્રીકૃષ્ણ કૃપા, તેને ઉત્તમ નિશ્ચે આવેરે;
શ્રુતિ શાસ્ત્ર વચ મિથ્યા માને, તેજ બહિર્મુખ કાહાવે. નિશ્ચે૦ ૧૬

## પદ ૩૮ મું-રાગ પરજ.

અંતઃકર્ણ પવિત્ર અતી મારૂં કરો જો;
કરૂણા દ્રષ્ટી કરીને શ્રી વ્રજરાય જો;
શર્દ સંબધે જે વિધિ શુદ્ધ સલીલની જો;
અતિ ડોહોળાય સમલ તદપી નવ થાય જો. અંતઃ૦ ટેક. ૧
ચાર સ્વભાવે કરી એ વરતે છે સદા જો,
ચિત્ત મન બુદ્ધિ અહંકાર ચતુરંગ જો;
અનાદિ કાલતણું અપવિત્ર એહ છે જો,
પુનિત સદા રહે હરી નિજ સંગી સંગ જો. અંતઃ૦ ૨
શાસ્ત્ર કહે શુભ અશુભ બે વિધી વાસના જો,
તેનું કારણ મહદ કૃપા ને કોપ જો;
દીન થઈ હું મહદ ચરણ શરણે પડ્યો જો,
અશુભ વાસના કરો કૃપા કરી લોપ જો. અંતઃ૦ ૩
કુતર્ક તર્ક સરીખાં દુઃખ અતી ઘણાં જો,
નાથ નીરંતર કોટિક વિધિ દે ક્લેશ જો;
હે શ્રીકૃષ્ણ કૃપા કરીને ટાળો તમે જો,
દાસ શરણ છું મુજ ઉપાય નથી લેશ જો. અંતઃ૦ ૪

સતસંગતી વણુ ભ્રષ્ટ થાય મન માહેરૂં જો,
દુઃસંગ દુર્મતિ કીર્તન સ્મર્ણુ ન થાય જો;
વિપથી વિષમહરી દુરીજનતમથી દુર દરો જો,
જન્મો જન્મ અપરમીત વણુસી જાય જો. અંતઃ૦ ૫
ચિત્ત ચળ્યું મન મેલું બુદ્ધિ બગડી ગઇ જો,
અહંકાર મુજ અવળી રીતે ચાલ્યો જો;
દુઃસ્વભાવ બાધક સરવ સાધક થયાં જો,
કળી કુસ્વાન કરડેથી હડકવા હાલ્યો જો. અંતઃ૦ ૬
મન કરી મુક્તિ બંધનમાં જન બોલિયા જો,
સુમતી વિના સહુ શુભતણો વિનાશ જો;
નીજ મળવાની મતિ નિજ આપેથી મળે જો,
શુભ પથ પ્રેરક મતિ ઉધરે નિજ દાસ જો. અંતઃ૦ ૭
અચલ અમલ મતિ દેની નિરંતર નાથજી જો,
મુજને દાસ લહી નીજ કરૂણાસિંધુ જો;
નીજ ઇચ્છા વશ છે કોઇને સ્વાધિન નથી જો,
માનો તો મુજ અર્થ સરે દીનબંધૂ જો. અંતઃ૦ ૮
અખંડ ક્લેશ હૃદયમાં વિકલ રહું સદા જો,
સેવા સ્મર્ણે ન થાય મન પ્રસન્ન તમારૂં જો;
દુર્મતિ જનિત કૃતિ મુજ વેષ વગોય છે જો,
શુભ બુદ્ધિ વીણુ સદા કર્મ ક્યાં સારૂં જો. અંતઃ૦ ૯
ગાયત્રીમાં પ્રારથના પણુ એજ છે જો,
શ્રીહરિ પદ સનમુખ રહો બુદ્ધિ મારી જો;
સહુ શુભ ફલ પ્રાપ્તી છે શુભ બુદ્ધીવડે જો,
તે પ્રાપ્તી જહાં પૂરણુ કૃપા તમારી જો. અંતઃ૦ ૧૦
આપ ઉપેક્ષા દેખી દુષ્ટ દમે ઘણું જો,
નામ સ્મરણુ હરી નથી જણાતું જોર જો;
મોટું કૌતુક કહેતાં કંઇ બનતું નથી જો,
નૃપની ચોકી મધ્યે નિર્ભય ચોર જો. અંતઃ૦ ૧૧
જેવો તેવો પણુ મહા પ્રભુ કુલ સોંપાયો જો,
સુખ દુખ નથી અજાણ્યું અંતરજામી જો;

બળતું ટાઢું પાડો મારૂં કાળજું જો,
દયા પ્રીતમજી સમર્થ શ્રીજી સ્વામી જો. અંતઃ૦ ૧૨

## પદ ૩૯ મું-રાગ ગોડી.

મારીવારે ચડો વ્રજનાથજી, મુજને અસૂર દુષ્ટ દમે છે હો;
મતિભ્રષ્ટ કરીને ભમાવે છે જોરાવરી,જેમ તેમને ગમે છે હો. ટેક. મારી૦
હડકાયા શ્વાનતું કરડેલું, જન શ્વાન સરીખું થાય;
તદવત ચિહ્‌ન આવેશમાં મૂળે, મનુષ પરતાતું જાય હો. મારી૦ ૧
દેખી હરિજન હરિ ભજતા ઉઠે,અસૂર સ્વાભાવિક કલેશ;
મન કરિ મલિન કુતર્ક ઉદે કરી, દે છે અસંભવ કલેશ હો. મારી૦ ૨
યથાશક્તિ હરિ સ્મરણું પાદોદક, પ્રસાદ હરિ ગુણ ગાન;
તદપી તે ભય નથી માનતા,લીલા અકલ ગતી ભગવાન હો. મારી૦ ૩
રમત તમારે એ રાધાવર, પણ મુજને છે આધી અપાર;
નથી સહેવાતું દુઃસહ દુઃખ, કૃપા દ્રષ્ટે કરો નિસ્તાર હો. મારી૦ ૪
નીર્દોષ હું ક્યારે હતો, જાણી સદોષ લીધો શર્ણું;
હવે મા દોષ વિચારશો, કૃપાસિંધુ વિભૂ ગિરિધર્ણું હો. મારી૦ ૫
સર્વજ્ઞ સર્વ સામર્થ્યે સહિત છો, હું છું દીન દુઃખીદાસ;
દુષ્ટજનીત દુઃખ હરતા નથી,કોણ કારણ કરૂણા નિવાસ હો. મારી૦ ૬
કોણ જાણે કોણ દોષથી, મારી કરી ઉપેક્ષા નાથ;
દાસ તમારો હું જાઉં ક્યાં નથી, ઉચિત તજો ગ્રહી હાથ હો. મારી૦ ૭
પાળી ધેનુ ખેંચી જાય યવન, તમો દેખંતાં દીનદયાળ;
તદપી છોડાવતા છો નહીં, સમર્થ કેશવ કાળના કાળ હો. મારી૦ ૮
કામ ક્રોધાદિક રિપુ પ્રતિબંધક, કાઢો કૃપા કરી દૂર;
આપ નિરંતર નંદકુંવર વસો, વલ્લભસહ મુજ ઉર હો. મારી૦ ૯
દુષ્ટ જનિત કે કર્મ કાલકૃતિ, વિઘ્ન વિપત્તિ ગ્રસ્ત;
અતિ ઉદવેગ ભજન નથી બનતું, કોણ યારો મારી ફસ હો. મારી૦ ૧૦
મહા દુષ્ટાસુર મર્દી નાખ્યા, દાસ માટે દામોદર દેવ;
વિનતી વિના કરતા જન રક્ષણ, કેમ તજી તે ટેવ હો. મારી૦ ૧૧
ચિંતા-દાવાનલ દગ્ધ થયો છું, અવર ન અણુ આધાર;
સહજ કૃપા કર કૃપાદષ્ટી કરો, નવઘન નંદકુમાર હો. મારી૦ ૧૨

જેવો તેવો શ્રીવલ્લભ કુલ સોંપ્યો છું,તેજ સંબંધ વિચારી;
દયા કરી દયાનાં દુઃખ કાપો, દર્શન દો ગિરિધારી હો. મારી૦ ૧૩

## પદ ૪૦ મું–રાગ સારંગ તથા લલિત.

શોચો શીદ શાણા, ભાવી સર્વેને ભૂલાવે;
જ્ઞાની મૂર્ખ સમાન તદા, સૌ નાચે જેમ નચાવે. શોચો. ટેક.
શિવે વૃકાસુરને વર આપ્યો, જાણ્યું ના મન મેલું;
ત્રિકાલજ્ઞ અતિ ભય દુઃખ પામ્યા,કેમ ન સમજ્યા પેલુંરે. શોચો. ૧
નારદ નૈષ્ટિક બ્રહ્મચારી, તે સુંદરી વરવા ધાયા;
ગ્લાની પામ્યા હરિને શ્રાપ્યા,પાછલ બહુ પસ્તાયારે. શોચો. ૨
રામ નાટ્ય જોઇ સતિ ભૂલ્યાં,શિવ વચને રહ્યો ન સંધે;
ગણપતિ દ્વિજ હત્યા થઈ કોટિક, પછી પસ્તાયા બંધેરે. શોચો. ૩
લક્ષ્મણ પ્રત્યે અનુચિત વચન,વદાયું હરી રૂચિ સીતા;
હરિનું કપટ ભાસ્યું હલધર,કેમ સંભવ મતિ વિપરીતારે. શોચો. ૪
વિધિ પુત્રી પાછળ ધાવા, ગુરુ ભાભી સાથે ભૂલ્યા;
ભીષ્મ ભક્ત ભગવંતશું ભડીયા,ભવિષ્યે ડાહ્યા ડૂલ્યારે. શોચો. ૫
વિષ્ણુરાત વિવેકી વૈષ્ણવ, ભવિષ્ય ભૂલમાં આવ્યો;
સર્પ હણીને શમીક સાધ્યું, મુનિકંઠે અહી ભરાવ્યો. શોચો. ૬
વસિષ્ઠ જનક જ્ઞાની મણી બન્ને,મુઆ પરસ્પર શ્રાપી,
નાશી ગયું અદ્વૈત ભાન ભવિષ્યે,ત્યાં દુર્મતિ વ્યાપીરે. શોચો. ૭
ભવિષ્ય ક્રોધ ઉપજ્યો સનકાદિક,કુમતિ પારષદ આલી;
વૈકુંઠથી અસંભવ પડવું, ભક્ત અસુર તનુ ભાવીરે. શોચો. ૮
વ્યાસ વદન જનમેજય ભવિષ્ય,સાંભળ્યું ચેતી ચાલ્યો;
ઘણો મથ્યો ભાવી ન મટયું, નિદાન હુતવત્ ઝાલ્યોરે. શોચો. ૯
કોટિક પ્રવિણ કોટિક વિધિના, કોટિક યુક્તિ બનાવી;
મથી મરશો પણ શ્રમજ લાભ છે,નહીંજ મટે કદી ભાવીરે. શોચો. ૧૦
ભાવી ન ટળે જાણું તદપી, જીવ સ્વભાવ ભ્રમાવે;
અલ્પ વસ્તુને ભ્રમણ સંભવે,હરિ વળગે સ્થિર પાવેરે. શોચો. ૧૧
કર્મ,કાલ,ગ્રહ,મન,સ્વભાવ,જીવ,ભાવી ભવિષ્ય વખાણે;
એ સર્વેનું કારણ, સાધુ, ઇશ્વર ઇચ્છા જાણેરે. શોચો. ૧૨

વિવેક રાખી પ્રમાણુ પંથમાં, ડગલું ભરવું જોઇ;
તદ ઉપરાંત બને તે ભાવી, ઘેલું કહે નહીં કોઇરે. શોચો. ૧૩
વિવેકથી ભાવી ન મટે પણ, મન પરતાવો ભાગે;
દયા પ્રીતમ શ્રીકૃષ્ણુ ભજનમાં,ભ્રમે ન ટળે મન લાગેરે. શોચો. ૧૪

## પદ ૪૧ મું–રાગ ગુર્જરી.

અતિદુર્લભ વસ્તુ મળે સહજે,જ્યારે કૃપા શ્રી કૃષ્ણુ કરે;
કોટિ પ્રયાસ કરો વણુ કરૂણા,શ્રમ ફલ અર્થ ન એકુ સરે. ટેક.
પરમ પ્રેમ ગોપીજન સહજે,જેથકી વશ વ્રજરાય થયારે;
તેવો પ્રેમ શ્રીશેષ સદાશિવ,બ્રહ્માદિક પણુ નથીજ લહ્યારે. અતિ. ૧
મધુપુરીના માલી ને ભકત્યાદિક,વૈભવ સુખ સર્વ મળ્યુંરે;
કશો પ્રયાસ ન,પુષ્પ કંસનાં,ભગવદ ઇચ્છા ભાગ્ય ફળ્યુંરે. અતિ. ૨
પદ્માને પણુ દુર્લભ જે સુખ, કુબજા સહજે પામીરે;
અનાયાસ મલમાસ થયો, પુરૂષોત્તમ સમ શી ખામીરે. અતિ. ૩
પરમજ્ઞાન સહજે મળ્યુ કદર્ય, કક્ષા કૃષ્ણુ વખાણીરે;
સુદૃઢ પ્રતિતિ પ્રાપ્ત પોંગળા,વણુ સાધન જગ જાણીરે. અતિ. ૪
અજામીલ,પારધી,ગીધ,ગણીકા,સહજ પરમપદ પામ્યાંરે;
દોષની સેવા માની ઇંદ્રની, વણુશ્રમ સંકટ વામ્યાંરે. અતિ. ૫
ઇંદ્રથી અધિક વૈભવ ઘર બેઠાં,વિપ્ર સુદામો પામ્યારે;
માતાની ગતિ સહજ પૂતના,ભવના ક્લેશ વિરામ્યારે. અતિ. ૬
વેદ વિરૂદ્ધ કુંતિસુત કીધાં,વણુ સાધન હરિ વહાલારે;
હરિ પ્રસન્ન તો સહજ સુગમ સહુ,તે વિણુ શ્રમ સહુ ઠાલારે. અતિ. ૭
હરિ કરૂણાની હેતુ દીનતા,તે પણ હરી આપી આવેરે;
પ્રભુ પ્રસન્ન સાધને કથન છે,હરિ સ્વતંત્ર શ્રુતિ ગાવેરે. અતિ. ૮
તદપિ દાસને શ્રી ગુરુ આજ્ઞા, પ્રમાણુ પગલું ધરવુંરે;
બુદ્ધિ પ્રેરક પ્રિતમ દયાના, તેનું સ્મરણુજ કરવુંરે. અતિ. ૯

## પદ ૪૨ મું–રાગ સોહણી.

સીદને તનમન તપો, હરીનું ચિંતામણી છે નામ જપો. ટેક.
અખિલ અમંગલ ભય દુઃખ દુરિત,સઘ સંકટ સહુ જાય;
આનંદ મંગળ ઉદય દશોદિશ, વિવશ નામ હરિ ગાય. સીદ૦ ૧

તુરત નફળ જોયામાં આવે, માટે પ્રતિત ન વાસે;
તેનું સમાધાન કહું શ્રુતિવચન, સુણતાં સંદેહ નાસે. સીદ૦ ૨
સઘ માહાત્મ હરિ નામ બતાવે,પાપ કરે ખલ જાણી;
જપતપ તીર્થ ધર્મ નેમ વ્રત,સહુ સાધન કરે પાણી. સીદ૦ ૩
પાતિક પ્રાયશ્ચિત કો નકરે, અયોગ્ય મુક્તિ પામે;
કલેશ તાપ રૂજ રોગ રહે નહીં, ઉદ્યમ વૈદ વિરામે. સીદ૦ ૪
સઘ સફલ કહે શાસ્ત્ર સત્ય પણ, બીજું બગડી જાય;
માટે સમજી હરિ બળ ઢાંક્યું, દેખી અસુર વહવાય. સીદ૦ ૫
તીજથી વિમુખ કરાવ્યા અસુર, હરિએ શિવજી પાસે;
તે વિધિ નામ વિષે પણ સમજો, કીધી છે અવિનાશે. સીદ૦ ૬
અયોગ્ય સહુ ભક્તિ પામે તે, ખેલ જાય ભવ ભાગી;
માટે શ્રમ નાંખ્યો ભગવંતે, સમજ્યા હરિ અનુરાગી. સીદ૦ ૭
સ્વલ્પ માત્ર મુજ ધર્મ હોય તો, મહાભયથી પણ રાખે;
'ભગવદ્ગીતા વ્રજપતિ વાણી, તે જૂઠું કેમ ભાખે. સીદ૦ ૮
સ્પર્શમણી લોહે પેટી મૂક્યો, ઇચ્છાંબર આચ્છાદી;
કનક કરંતાં તનકવાર નથી,સમજુ સુઓ સુપ્ય ગાદી. સીદ૦ ૯
અજામેલ ગુણકા સઘ ફલીયું, કહુંએક વાર લગારે;
સ્વતંત્ર પ્રભૂએ સમજી કર્યું, નહીં નિજ જન કામ બગાડે. સીદ૦ ૧૦
કઠીણ લંબ સાધનમાં પ્રતિત, આસુરી જનને આવે;
સરળ નામ હરિ યોગ્ય નથી તે, દૈવી જનને ભાવે. સીદ૦ ૧૧
સુધા યોગ્ય સુર, અસુર ઉચિત નહીં,હરિ મોહની છબિ વાયા;
સુઢા જન્મની જનમની એ,અક્ષર હરિગીતા ગાયા. સીદ૦ ૧૨
નામવિના સહુ સાધન દીપક, કલી વાયુથી વામે;
કૃષ્ણ નામ અગની અંગારા, પવને વૃદ્ધિ પામે. સીદ૦ ૧૩
માટે તજી ભ્રમકોટિ કલપના, કૃષ્ણનામ રતિ ગાશો;
દયા પ્રીતમ વ્રજપતિ વલ્લભ થઇ,પરમાનંદ પદ જાશો. સીદ૦ ૧૪

## પદ-૪૩ મું-રાગ આશાવરી.

શ્રીજી મોરો અભિલાખ.
આપ પાસે તેડો ઉતાવળી, પિઉજી તમો તેના સાખ. આપ. ટેક૦

જીવમતી ભ્રષ્ટ હોય વટલતી વારજો,
માયા સુખ મોહ જણાવજો ખાખ. આપ. ૨
પાણી ગ્રહી દાસી કીધી,શીઘ્ર તેડો સાસરે;
પામવામાં પ્રતિબંધ હરિને લાખોલાખ. આપ. ૩
ભાગ્યહીન વાયસીનું સુખ પાકું મટાડજો;
દયા પ્રીતમ પ્રાપ્તી હું ભુકતું પાકી દ્રાખ. આપ. ૪

પદ ૪૪ મું.

હરિ નામ ખરૂં, સઘ સકલતો હેવા વાર લગાડે;
મન માને છે, જાચક જનને અંત્યે સ્વપદ પમાડે. ટેક.
પાવસઋતુ ગ્રહણ ક્યાં ભાસે,કહ્યું શાસ્ત્ર સત્ય સંદેહ નાસે;
હરિ નામે સીદ સંઘે વાસે; હરી નામ ખરૂં. ૧
આસૌચ સ્નાન કહો કોણ દેખે, વૈધૃતાદિ દુર્યોગ કોણ પખે;
પણ સાચું શાસ્ત્ર વચન લેખે; હરી નામ ખરૂં ૨
આ એમ કરે આ પાપ થયું, પછી એમે કરતાં તે સઘ ગયું;
સહુ સાચું લાગે શ્રુતિએ કહ્યું; હરી નામ ખરૂં. ૩
સાંભરિ મંત્ર સઘળા તુર્ત ફળે,તે જોઇ મૂર્ખનું ચિત્ત ચળે;
પણ સજ્જનને સંતોષ વળે; હરી નામ ખરૂં૦ ૪
હરિ નામ સ્મરણ સઘળું સાચું, નથી કોટી કલ્પે તે કાચું;
કહે દયો હું તો એથી રાચું; હરી નામ ખરૂં૦ ૫

પદ ૪૫ મું-રાગ ગોડી.

નિશ્ચે હરીનો ભાવ જહાં ત્યાં હરી જાનું,મૂર્ત્તિ સંબંધીની વસ્તુ હો;
કૃલિભુત હોય હરી માન્યાથી, હરીરૂપ છે જકત સમસ્તુ હો. નિ૦ ૧
જ્યાં ભાવ ભગવદી ત્યાં નહીં, વેદવિધી ન પ્રમાણ;
નરહરી પ્રગટયા સ્થંભથી, ત્યાં કરી પ્રતિષ્ઠા કોણ હો. નિ૦ ૨
છ અરચા મૂર્ત્તિ તે હરિ વિશ્વાસે, પડે સાચી વાત;
જૂઓ મૃદા મૂર્ત્તિ રચિ દ્રોણની પોતે,વિદ્યા ભણીયો કિરાત હો. નિ૦ ૩
અલીખાન પઠાણની દીકરી, પાયો ખોદતાં જડયું પ્રભૂ રૂપ;
તે સાથે પ્રીતિ ઉદય થતાં રંગે, રમવા લાગ્યા વ્રજભૂપ હો. નિ૦ ૪
શ્રી કૃષ્ણ અન્યનું રૂપ ધરે વા, અવર ધરે કૃષ્ણ રૂપ;
મયુરધ્વજ ઘેરે હરિ થયા દ્વિજ કોલી હરી થયો,કૃષ્ણા જગ ભૂપ હો. નિ૦ ૫

રાસધારી જુગલ રૂપ ધરી, વ્રજલીલા કરે લો ભાલી;
તેનું સત્ય તુલ્ય સનમાન કરે,શ્રી વલ્લભ કુલ શંકા ટાલી હો. નિ૦ ૬
ઠગ વૈષ્ણવને રૂપે દાસ, નારાયણની સ્ત્રી ગારી;
બાનું સત્ય સમજે તે જીવી, પ્રસન થયા ગિરીધારી હો. નિ૦ ૭
દયા ભવૈયાને વૈષ્ણવ વેષ, ધર્યાથી પૂજ્યો રાય;
વેશ માત્રે ત્રણ હત્યા નીસરી, બાનુ સત્ય શ્રુતિ ગાય હો. નિ૦ ૮
હરિ સંબંધી વસ્તુ સર્વ તે, હરિ સમાન લેવી જાણી;
પતિ પાઘ સાથે પણ સ્ત્રી બળે,ખાંડુ પરણે પણ રાણી હો. નિ૦ ૯
ભુતમાં ભગવત રૂપ માન્યું, નામદેવે થયું તેવું દર્શ;
કેવલ ભાવથી નિકટ નંદસુત, સમજણવાળાને હસ્ત હો. નિ૦ ૧૦
નિશ્ચે ભાવ હરિ કરણાથી આવે, અવર ઉપાય ન કોઇ;
જેવા ભાવનું બળ તેવું ફળ, દયા તું લેજે જોઇ હો. નિ૦ ૧૧

## પદ ૪૯૬મું—રાગ બિલાવલ.

હે મન સીદ ચિંતા કરો, કહું તે વાત વિચારો;
જીવ કે ઇશ્વર પ્રકૃતિ ન ફરે, અનાદિ છે એ ધારો. હે મન૦ ૧
જીવ અણૂ વસ્તુ છે તે ભમે, સૌના માન્યામાં આવે;
ઇશ્વર કોટિ બ્રહ્માંડથી મોટા, તેને કોણ ડોલાવે. હે મન૦ ૨
પ્રભુ કરણા બળે દાસને, મોટું વરદાન આપે;
તદપી ચિંતા પુરી ના મટે, મનમાં અધીરતા વ્યાપે. હે મન૦ ૩
ચાંડાળીને રાજા પત્ની કહે, તદપી પ્રતીતિ ના બાઝે;
અતિશે અધમ હું, રાણીપણું મારે શી પેરે છાજે. હે મન૦ ૪
પોતાની પતિતતા જોઇને, જીવનું મન ડોલે;
તેનો દોષ હરિ ના ગણે, પાળે વચન જે બોલે. હે મન૦ ૫
સહજ વચન સદ્પુરૂષનું, જેવી પાષાણે લીટી;
અસદ વચન લીટી જળ વિષે, થાતામાં જાયે રીટી. હે મન૦ ૬
આપ્યું પાછું પ્રભૂ લે નહીં, નીજનો કહીને ના મૂકે;
આત્મસાત અપરાધ જોઇ, હરી બરદ ના ચૂકે. હે મન૦ ૭
કુંતા, ગંગા ડાકોરમાં, વિભીષણ, મેહેતો ચળિયા;
ભગવતે ભૂલ ભાળી નહીં, બોલ્યા તે રીતે ફળિયા. હે મન૦ ૮

સર્વે સર્વાત્મા વિભૂ, દક્ષ સર્વજ્ઞ સાચા;
નિજજન કોઇ છલી ના શકે, છલકર ખાય તમાચા. હે મન૦ ૯
નિજજન હિત નિજમાં નથી, હરિ સઘળું કરે છે;
નેત્રપલક પેરે ભક્તનાં, પ્રભૂ રક્ષક રહે છે. હે મન૦ ૧૦
કુંતિ સમંધે ભક્ત સહુ પાંડવ, કાહાવ્યા ના કાચા;
તેમ શ્રી વલ્લભના સંબંધથી, વલ્લભી ભક્ત સાચા. હે મન૦ ૧૧
અકલગતી દયાનાથની, કોઇના સમજ્યામાં નાવે;
તદપી અહિત નિજ ભક્તનું, હરીથી ના બની આવે. હે મન૦ ૧૨

## પદ ૪૭ મું–રાગ ભૈરવ.

હરી સહુ માહરી ચિંતા ચુરણુ કરો;
પાપ તાપ પરસે ન કદાપે,એવી વસ્તુ મુજ હૃદય ધરો. હરી સહુ૦ ટેક. ૧
વિવેક ધૈર્ય અખંડ નિજાશ્રય, મુજ મનમાંહે ભરો;
માયા કાલાદિક ભય બાધા, ભય ઉદ્વેગ હરો. હરી સહુ૦ ૨
અધર્મે સ્વભાવ જનીત દુખ છેદો,ગ્રહી હરી કૃપા છરો;
દુષ્ટ વચન વિષ સરખાં સુણી મુને, થાશોમાં અજરો. હરી સહુ૦ ૩
શ્રીવલ્લભ શરણાગત લહી મુને, કાઢો પ્રપંચ પરો;
દયા પ્રીતમ પરમાનંદ સાગર, અંતઃકરણુ ઠરો. હરી સહુ૦ ૪

## પદ ૪૮ મું–રાગ કેદારો (પ્રભાત અથવા ઝૂલણા.)

શ્રુતિ સ્મૃતી ગાયું તે મિથ્યા કોઁ કહી શકે,ફલ ન ભાસે માટે લાગે કાચું;
જેટલું જે સમે હરીના મનમાં વસ્યું, તે સકલ ભાસે છે માટે સાચું. શ્રુ૦ ટેક.
ધાએ નારાયણુ એકવારજ કહ્યું, તે અજામીલ વૈકુંઠ વસીયો;
રામ શ્રી રામ કહી દશરથે તન તજ્યું, તે હજૂ સ્વર્ગસુખમાંજ ફસીયો. શ્રુ૦
વિપ્રના જન્મવિણુ મુક્તિ નહીં શ્રુતિ કહે, હરી તે મુચકુંદ વેળા વિચાર્યું;
નામ આભાસ બળ ગણીકા વૈકુંઠ વરી, ત્યાં પ્રભૂ દ્વિજપણું સેહે ન ધાર્યું. શ્રુ૦
કાલોંધન અલ્પ અઘ તેથકી અસુર સુત, દિતિ ઉર ઉપન્યા કશ્યપ વામા;
મધ્ય ગંગા પરાશર દિવસ ઢીમરજા, વણુવરી ભોગી સુત વ્યાસ પામ્યા. શ્રુ૦
દાસ માધવનું મળમૂત્ર પ્રભુ પખાળ્યું, પ્રારબ્ધ ભોગવ્યાં માન્યું મોટું;
પારધી પાપી તન સહિત વૈકુંઠ વરયો, ત્યાં થયું પ્રારબ્ધ કેમ ખોટું. શ્રુ૦

સનકાદિક શ્રાપ જય વિજય અસુર થયા, ભૂતળ પડીઆ હુતા વૈકુંઠવાસી;
દુર્વાસાશ્રાપ અમરીષને નવ અડ્યો, નમિયા ત્યાં વિપ્ર બલ ગયું નાશી. શ્રુ૦
એવા ઇતિહાસ છે શાસ્ત્રમાં અતિઘણા, સ્વલ્પમાં સમજિલ્યો વાત સાચી;
હરિ ઇચ્છા આગળ બળ ચાલે નહીં કોઇનું, શાસ્ત્રવાચક જુગતી સર્વ કાચી. શ્રુ૦
દયા પ્રભૂ સ્વતંત્ર છે, સર્વ સામર્થ્ય સહિત, જેમ ગમે તેમ કરે, લેવું જાણી;
પણ અહિત નિજ ભક્તનું કરી ના શકે, એ વાત ખચીત છે વેદવાણી. શ્રુ૦

## પદ ૪૯મું–રાગ કેદારો.

કર્મરેખા ટાળી કોઈથી ટળતી નથી,
હરી ટાળે તો ટળે નરતી સારી;
ઇચ્છાબળ આગળ અદ્રષ્ટ અળગું રહે,
ના થવાનું કરે ગીરિવરધારી. કર્મરેખા૦ ૧
જુવો મલમાસ પામ્યો પુરૂષોત્તમપણું,
મુનિ સુદામો વૈભવ ઇંદ્ર પામ્યા;
એ એના કરમમાં એહેવું કાંહાં લખ્યું હતું,
જોઇ ઉદાહરણ સર્વે વિરામ્યા. કર્મરેખા૦ ૨
પુત્રિ લાંછન બ્રહ્મા ભાગ્યમાં કયાં હતું,
શિવ કર્મ કયાં હતું બ્રહ્મ કપાળ;
જય વિજય કરમમાં અસુર અવતાર કયાં,
ધ્રુવ ભાગ્યમાં પાપ કયાં શિશ કાલ. કર્મરેખા૦ ૩
સંચિત, ક્રિયમાણ, પ્રારબ્ધ નવ સંભવે,
દુઃખ પામ્યા પાંડવ, કયે કરમે;
કયાં હતું ધ્રુવને ધ્રુવપદ જુવો કર્મમાં,
કૌરવ સુખ પામિયા કીયે ધરમે. કર્મ રેખા. ૪
અસુરના કર્મમાં મુક્તિ કયાં લખી હુતી,
પ્રલ્હાદને કર્મ કયાંહાં દુઃખ મોટું;
વિદુર દ્વારા કૌરવ મંગલ મિથ્યા કર્યું,
કુરૂક્ષેત્ર સુભટે કર્યું આયુર ખોટું. કર્મ રેખા. ૫
કર્મ સાચું ખરૂં, હરિવિમુખ જીવને,
હરિસમુખ સુખ દુઃખ હરિના કરમાં;

નિજભક્તનું અહિત દયા પ્રભૂ યાચનાં,
થાય એ વાત નહીં હરિના ઘરમાં. કર્મ રેખા. ૬

## પદ ૫૦ મું–રાગ દેવગાંધાર.

(કોઈએ ન કળાય ગતિ, અકલ તમારીરે; તે ઢાળે છે.)

કોઇ ના જાણે કૃષ્ણ, કઈ રીતે રાજીરે;
આ રીતે પ્રસન્ન, કોઇએ કહેવાય ના ગાજીરે. કોઈ૦ ૧
ધ્રુવાદિને સાધન કરેથી મળ્યા આપરે;
પ્રાચિનબર્હિષ નૃપ, સાધને સંતાપરે. કોઇ૦ ૨
સહજે શ્રેષ્ઠ જ્ઞાન પામ્યા, ભિક્ષુમહાભ્રષ્ટરે;
તેવું બીજા પામ્યા નથી, સહે બહુ કષ્ટરે. કોઇ૦ ૩
સહજે પ્રેમભક્તિ પામ્યો, મથુરાંનો માળીરે;
તેવી કો બીજા ના પામ્યા, દેવ વાણી પાળીરે. કોઇ૦ ૪
વિશ્વામિત્રાદિક તવલિયા, અપછરા છળીયારે;
સંસારમાં સરસ્યા વ્રજવાસી, પ્રભૂ મળીયારે. કોઇ૦ ૫
ઘણા હરી શરણે ગયા, નથી સુખદાનરે;
શરણે મળમાસ ગયો, થયો હરી સમાનરે. કોઇ૦ ૬
અરધે નામે સહજે ગણીકા, ગઇ હરીધામરે;
હજુ લગી સ્વર્ગે દશરથ, અંત્યે રટયા રામરે. કોઇ૦ ૭
સંત કહ્યુંહું અસંત સુખી, દુખી કયહું બંન્નેરે;
બન્ને વાત હરીને હાથે, રખે રાખો સંધેરે. કોઇ૦ ૮
શ્રમે કયાંહી સહજે સહૂને, થાવાનું તે થાયરે;
હરિ પ્રસન્નતાનો, હરી પાસે ઉપાયરે. કોઇ૦ ૯
તારવા હરીએ ધાર્યો, કેમે નહીં બૂડેરે;
નથી ધાર્યાં નહીં તરે, કોટી કર્મ રૂડેરે. કોઇ૦ ૧૦
પ્રમાણમાં ચાલવું સુકૃતિ, તજી ગર્વરે;
દયા પ્રિતમ સ્વતંત્ર છે, તેના કરમાં સર્વરે. કોઇ૦ ૧૧

## પદ ૫૧ મું–રાગ લલિત.

હરિ હું મહા દુખિયોરે, મહા દુખિયો,
પ્રભૂ કૃપા કરો થાઊં, સુખીયો. હરિ હું. ટેક. ૧

શ્રીતાપ તપ્યા, તપે છે, તપશે તે સહુમેં હું સુખિયો;
સ્પર્ષ્યા સ્પર્ષો તોહે સ્વર્ણ થયો, ભોજન મળે રહ્યો સુખિયોરે. હરિ હું ૨
આત્મસાત કીધો તોહે અભાગ્ય, કૃપા કટાક્ષે પુખિયો;
દયા પ્રીતમ વચતે નપળ્યા મુજ, માટે સ્વભાવ રૂખિયોરે. હરિ હું ૩

### પદ ૫૨મું—રાગ કાફી.

હરિભક્ત તણા, દોષ ન જોશો થાશો નર્ક નિવાસી;
પ્રભુ સમજી ધર્યા,જીવ જત્નથી તે કેમ જાશે નાસી. હરિ૦ ટેક.
હોય કર્મ જનિત, દુખ દોષ કદા, કેમ ટકી શકે જહાં ભજન સદા;
રવિ ઉગ્યો રહે કેમ તિમિર તદા. હરિભક્ત૦ ૧
કારણ ન જડે શા માટ ધર્યા, કરવા ન ઘટે ત્યાં અચલ કર્યા;
હરિ રૂચિવણ કોઈથી કેમે ન ફર્યા. હરિ ભક્ત. ૨
નિજ દોષ દેખી દીનતા આવે, પરદોષ તેના મનમાં નાવે;
દીનજન સાચા હરિ પ્રિય કહાવે. હરિ ભક્ત૦ ૩
ન્યૂનતાથી દીનતા ગરવ હરે, જેમ ખાતર ખોટે ખેતર સુધરે;
રૂચિ જનિત દોષ હરિ જનમાં ધરે. હરિ ભક્ત૦ ૪
જે દોષે હરિ હણીયો વાળી, કૃતી તેજ રામ સુગ્રીવ બાળી;
વિભિષણુ પણ નાજ શક્યા ટાળી. હરિ ભક્ત૦ ૫
દુખ દૂષણ પાંડવને ધામે, જેને પ્રિય કીધા સુંદરશ્યામે;
ઋણ જાણે હરી રાખ્યા શા કામે. હરિ ભક્ત૦ ૬
મોટા ભક્ત ભુશંડી રામ તણા, જેને ગરૂડ નમ્યા તેમાં શી મણા;
તદપી વપુ વાયસ ગુણી તો ઘણા. હરિ ભક્ત૦ ૭
મુનિ નારદ કલેશ પ્રિયે લાગે, હનુમાન સુણે સ્તુતિ બળ જાગે;
પિતુ દશરથ કામ રૂચિ ન ભાગે. હરિ ભક્ત૦ ૮
જન માસ્વદાસ ગુણીકામાં ગડયું, નીજબળ ચકી તે શીકુ ન પડયું;
તેને હરિબળ ભક્તિ રત્ન જડયું. હરિ ભક્ત૦ ૯
બ્રહ્મ કૃપાલ શિર શિવ સંત મણી, સંભવે કેમ સંગતિ પ્રેતતણી;
ઘણું ક્રોધી એ ઇચ્છા અખિલ ધણી. હરિ ભક્ત૦ ૧૦
ગયા સુર અસુર ગુણ સાધુ કર્યા, કલિ દોષ તેમાં શું ગુણ ધર્યા;
દયા પ્રીતમ તર્યા તેજ તર્યા. હરિ ભક્ત૦ ૧૧

## પદ ૫૩ મું.

જન જક્ત સમાન, જાણે ભક્તજનને તે નર્કનિવાસિ;
સમ તનુ આકાર, ધર્મે કાંઇક પણ અંતરપદ અવિનાશી. ટેક.
જલ અવર ગંગાજલ સમ નાવે, જલ ધરમે કાંઇ સમતા કાહાવે;
ગુણ પ્રતાપ સમ ક્યાંથી લાવે. જન જ૦ ૧
ભવવિષયીજન બંધન રોગી, હરિજન સંસારી પણ યોગી;
જેમ અલેપ રસના રસ ભોગી. જન જ૦ ૨
ત્યાં લગી રાગાદિક ચૌર નડે, ગ્રહ કારાગ્રહ મોહ બેડી પડે;
જ્યાં લગી હરીદાસપણું ન જડે. જન જ૦ ૩
લોહ ખડગ કનક જેને સ્પર્શ અડે, કૃતિ પૂર્વ દાઘ તદપી ન પડે;
થાય વિક્રય ઝાઝા મૂલ્ય વડે; જન જ૦ ૪
જુઓ પદ્મ પત્ર પાણી ન અડે, સમડાનું કાષ્ટ જલમાં ન સડે;
એ બલરવિ અગ્નિ સમંધ વડે. જન જ૦ ૫
રતી ચંદ્ર, ચકોર ખાય અંગારા, જુઓ ધ્રુવજી અચલ, ચલ સહુતારા;
પતિ પંચ સતી પાંડવ દારા. જન જ૦ ૬
ક્યાં કેરી ક્યાં આકા ડોડો, ક્યાં ખચ્ચર ને તેજી ઘોડો;
ગુણ સમ ક્યાં આકાર છે થોડો. જન જ૦ ૭
ક્યાંહાં રત્ન કાચ સમતા ભાળો, હંસ બક ક્યાંહાં રંગ ઉજ્વલવાળો;
જોઇ તારતમ્ય સંશય ટાળો. જન જ૦ ૮
સદા પવિત્ર રહે ભવ ભક્ત વસી, હરીનામ ન જાય ક્ષણ હૃદય ખસી;
દેવમણી તુરી ખોડ નડે ન કશી. જન જ૦ ૯
શશિ સનમુખ લેઈ જે પ્રયાણ કરે, તેનું બળ અવયોગ અનેક હરે;
તેમ હરિ સનમુખ થકી દોષ હરે. જન જ૦ ૧૦
બેહુ બળદ સાંઢ સુત ગાયતણા, એક સાધૂ, એકમાં દોષ ઘણા;
હરી બાંના બળે નિર્ભય ન મણા. જન જ૦ ૧૧
અપરાધથી વ્યાસ પિતા ન ડર્યો, અતિ પુન્યજન ક્ષય ધ્રુવજીએ કર્યો;
તેણે હરિ બલ પગ શિર કાલ ધર્યો. જન જ૦ ૧૨
હરિ શરણાગતી દયા બલ મોહટું, તેની આગળ સાધન સહુ ખોટું;
તે અસુર એ વચન જે કહે ખોટું. જન જ૦ ૧૩

## પદ ૫૪ મું-રાગ જોગીયા આશાવરી.

શ્રીજીની જગતી અતી અટપટી, કશું કહી શકે ન કોય;
મન ને વાણી થકી વેગળી, જાણે અનુભવી હોય. શ્રીજી૦ ૧
પાંડવ છે પ્રિય પ્રભૂ પ્રાણથીરે, તેને દુઃખનો નહીં પાર;
સંચિત ક્રિયમાણ પ્રારબ્ધ તો, એમને છે નહીં લગાર. શ્રીજી૦ ૨
હરિ ગુરુ સંત દ્રોહી શક્રનોરે, ગણ્યો ન એકો અપરાધ;
જે માટે ભક્ત બળી બાધ્યો, હેતુ કો લહે અગાધ. શ્રીજી૦ ૩
કચ જીવાડ્યો બહુ બહુ જુક્તી કરીરે,વિદ્યા સંજીવન અપાવી;
નીજ રૂચિ કે અરૂચિ સમજાઇ ના,નિષ્ફળ ત્યાંની ત્યાં કરાવી. શ્રીજી૦ ૪
બહુશ્રમે ન ફળ તે સહજે ક્યહુંરે, રીત અસંભવીત ભાળી;
વિધિ સુતપા પ્રષ્ણી સાધન જુઓ,કુબજા ફલ મથુરા માળી. શ્રીજી૦ ૫
પતિવ્રતા જુવતી જાલંધ્રનીરે, શ્રીજી સત્યથી છોડાવી;
અધમ મામણી જાત પુંશ્ચલી, શુકમીશે વૈકુંઠે વસાવી. શ્રીજી૦ ૬
સુખ છે ક્યહીં સંત ને અસંતનેરે,દુખ પણ સંત કહીં અસંત;
કહેતાં કશું બનતું નથી, આપ ઈચ્છા બળવંત. શ્રીજી૦ ૭
કળી દોષ કોપ નર્ક ક્યાં પળોરે, ધર્મે ક્યાં વૈકુંઠ વાસ;
કદર્યે ને જ્ઞાન પ્રેમ ગોતીને, પિંગળા સહજે વિશ્વાસ. શ્રીજી૦ ૮
આ તે શા માટે હરી કર્યું હશેરે, કેમ કર્યું હશે આ કામ;
એવું તમને કહેવાય ના, વિરૂદ્ધ ધર્માશ્રય શ્યામ. શ્રીજી૦ ૯
સઘળું કરવાને સત્રય ખરારે, ઇશ્વર કોઇનો ન ત્રાસ;
પણ નીજ જન અહિત કરી ના શકો,નિશ્ચે ગાય દયો દાસ. શ્રીજી૦ ૧૦

## પદ ૫૫ મું-(રાગ "મોટાનું વચન.")

નથી નિશ્ચે કોઇને નાથ, ક્ષણ પછી શું કરશો;
અતિ અચિંત્ય અતર્ક્ય ગાથ, શું કરશો હરશો. ટેક.
જેહ સમય રાજ્યાભિષેક રઘુપતિ, તે વેળા વનરે;
ચંદ્રહાસનો મૃત્યુકાલ, તે વેળા રાજ્યાસન. ક્ષણ પછી૦ ૧
દેવકીવસુદેવનો કંસ રથ હાંકે, સ્નેહ ભર્યો ભાણ્યારે;
ગઇ વાત પલટાઇ પલકમાં, કારાગ્રહ પધરાવ્યાં. ક્ષણ પછી૦ ૨
જતો હતો ઇંદ્રાણી મોહોલે, નહુષ સંધ મુનિ ચઢીયોરે;
તત્ક્ષણ શ્રાપ થયો બ્રાહ્મણનો, સર્પ થઇ ભૂમિ પડિયો. ક્ષણ પછી૦ ૩

પરિક્ષિત રાજા જળ મારે સહજે, મુનિ આશ્રમ પેહેરે;
કુમતીયદ્રીચ્છા શ્રાપવિપ્ર, ગ્રહ તજી, ગંગા તટ બેઠો. ક્ષણ પછી૦ ૪
સનકાદિક હરિ દરશણ જાતાં, ભનિષ્ય જય વિજય નડિયારે;
શાંતથી શ્રાપ થયો હરિ પાર્ષદ, અસુર થઈ ક્ષિતિ પડિયા. ક્ષણ પછી૦ ૫
જનક ભૂપ મુનિ વસિષ્ટ બંને, જ્ઞાની શીરોમણી કહાવેરે;
સહજ વાતમાં શ્રાપ પરસ્પર, હારદ હૃદે ન આવે. ક્ષણ પછી૦ ૬
કલેશ અચિંતવ્યો દેવ સભામાં, દક્ષ સદાશિવ સુણિયેરે;
ભાળ જાણવા હરી તમે વિભૂ એક, બીજો નથી કોઇ બનિયો. ક્ષણ પછી૦ ૭
અતિ દુખિયા સુખિયા હોય પળમાં, અતિ સુખિયા હોય દુખિયારે;
નિજ ગતિ અકલ કળ્યામાં નાવે, ઇચ્છું કરો પ્રભુ સુખિયા. ક્ષણ પછી૦ ૮
દયા પ્રીતમજી અટપટિ લીલા, કશું બને નહીં કહેતાંરે;
રાખો તેમ રહિ પાડો તે સહી, ડાહાપણ મુન્યજ ગ્રેહતાં. ક્ષણ પછી૦ ૯

## પદ પ૬ મું—રાગ સોહેણી.

શ્રી હરિ સહુ જાણેરે સહુ જાણે;
મન મનસુબા પ્રમાણે. શ્રી હરી. ટેક
વ્યાપી રહ્યો છે વ્યોમ વાયુની, પેરે સર્વ ઠેકાણે;
સુખ દુ:ખ દે કોઇ પ્રેરક પોતે, કશું ન જાય અજાણે. શ્રી હરી. ૧
અચિંત્ય અતર્ક્ય કાર્ય કૃષ્ણનું, નિશ્ચે થાય ન શાણે;
બુદ્ધિ પ્રમાણે કરે કલ્પના, મન ગોઠે તેમ તાણે. શ્રી હરિ. ૨
આ શા માટે એમ કર્યું પ્રભૂ, જીજર્વું સાંજે વાહાણે;
હરિદાસ સમજ્યામાં નાવે, અકલિત વેદ વખાણે. શ્રી હરિ. ૩
અતિ અટપટિ અસંભવ લીલા, તે જાણે જે માણે;
સહુ કરવા સમ્રથ પણ નીજ જન, અહિત ન થાય મજરાણે. શ્રી હરિ. ૪
વિનતિ વિના રક્ષક નિજ જનના, અવગુણ ઉરમાં નાણે;
સહુ વાતે બળ રાખ દયા પ્રભુ, સાવધાન સહુ ટાંણે.' શ્રી હરિ. ૫

## પદ પ૭મું—રાગ કાફી કે લલિત.

શ્રી કૃષ્ણ થયા, શ્રી રઘુપતી, જેને નામે અઘ દુ:ખ નાસે;
સુખી સર્વ પ્રજા, દુષ્ટ દુર્મતી કલેશી કહીં નવ ભાસે. શ્રી કૃષ્ણ૦ ટેક.

સંચીત ને ક્રિયમાણ દોષ, પ્રારબ્ધ ન સંભવે જેનેરે;
કુંતી સુત અતિ વલ્લભ મુજને, જૂઓ અતિ દુઃખ તેનેરે. ૪
પાપજનિત જોતા પદાસતો, કેમ ન ટળે મુજનામેરે;
મુજ રૂચિ જનિત કષ્ટ, નવ ચાલે ઉપાય બળતે ઠામેરે. ૫
અકલ અટપટિ લીલા માહી, કશું કહ્યું નવ જાયેરે;
કેટલાંક જનને ચલવું અનીતે, તદપિ ન દુખિ તે થાયેરે. ૬
કરૂં નચવાનું, થવું મટાડું, હું તંત્ર સહુ ભાતેરે;
તદપી નિજ જન અહિત કદાપી, નાજ કરૂં કોઇ વાતેરે. ૭
મુજ ઈચ્છા નહીં શાસ્ત્ર નિયામક, મુને ગમ્યું તે ન્યાયરે;
દુકૃતી ભક્તનું કદી નિજ રૂચિમાનું, અવલું સવલું થાયરે. ૮
હું સર્વજ્ઞ કાલ કર્માદિક, મુજાધીન લો જાણીરે;
દયા પ્રીતમ કહે શ્રી વલ્લભજન, નહિ દુભવું ધ્રુવ વાણીરે. ૯

## પદ ૬૩ મું-રાગ કેદારો.

ભાવિ સમજ્યા તદપિ સુમન સમ્રથનકો, શ્રમ પડે શીશ ભાવી ન ભૂલે;
શાણા શાંતી ગ્રહે, મૂર્ખ મિથ્યા મથે, થાય થવાનું નિદાન ટૂલે. ભા૦ટેક.
સૂર વાણી સુણી કસેશ કંસને બહુ થયો, કર્મ પ્રયત્ન કરી કરીને હાર્યો;
પાપમાં પચી ગયો, ધર્મ શોધી થયો, નંદનંદનજી નિદાન માર્યો. ભા૦
ભાવિ ભય ભાંજવા, બાણાસુર બહુ મથ્યો, પુત્રિને એક સ્થંભે ચઢાવી;
તદપિ અનિરૂધ વર્યા હસ્ત છેદ્યા હરી,શિવ વચન ના ચળ્યું નિપજ્યું ભાવી. ભા૦
ક્રષ્ટ મતિ દ્વિજ મૂખથી ભવિષ્ય સુણીને ભ્રમ્યો,ચંદ્રહાસને દમ્યો,થવું ન મટીયું;
વિપ્રની વિષયા કરી, નૃપ સુતા પણ વરી,નૃપ કર્યો જન હરી, વિઘ્ન વટીયું. ભા૦
વ્યાસ વદનથી સુણ્યું ભવિષ્ય જનમેજયે,પણ નહિ કરૂં કહ્યું તદપિ કરીયો;
અષ્ટાદશ બ્રહ્મહત્યા મુનિ કહી મળી, ચેતે પણ અર્થ એકો ન સરીયો. ભા૦
નિજ પરાજય સુણ્યો રાવણ સુયોધને,તદપિ શ્રમ કરી મૂઆ ભાવિ ટળવા;
ગુરુ વચન ના ગણ્યું બનવાનું તો બન્યું, સહુને આશા શ્રમે સુખ મળવા. ભા૦
નારિનો નર કર્યો સુદ્યુમન વસિષ્ટે, તદપિ તે નારિ થઇ ભાવિ ફ્લીયું,
વળી મુની તપ બળે સ્ત્રી પુરૂષ પ્રતિપક્ષ, એમજ થાવું હતું થઇને ખળીયું. ભા૦
ના ઇતિહાસ બહુ સ્વલ્પમાં સમજી લો, હરિ ઇચ્છા ફેરવવા કોન,
જડ જીવનો શોચ સમતો નથી, દયા પ્રિતમ ચરિત્ર ના જાય કળીઉ. ભા૦

## પદ ૯૪ મું-રાગ કેદારો.

સાચી વસ્તુ શક્તિ જેમાં તે તો સહજે ફળે, પ્રાર્થનાની અપેક્ષા ન રાખે;
વહાલ વિશ્વાસાદિ કામ ત્યાં કશું નહીં, વ્યર્થ કેમે ન ગુણ આત્મ દાખે. સા૦ ટેક.
સાધુ ઉપદેશ શ્રદ્ધા વિના જ્ઞાન વણ, મંત્ર વા ઔષધ નીજ ગુણ દેખાડે;
તો પછી સહજ હરી સંબંધી વસ્તુ સહુ, કેમ અભિલાખ પૂરા ન પાડે. સા૦
ચલી પ્રતિતિ કુંતી મંત્ર રવિનો જપ્યો, રવિ પધાર્યો વસ્તુ શક્તિ ભારી;
તો ભરોસા વિના વસ્તુ હરિ સંબંધી, સફળ થાશે ન કેમ જો વિચારી. સા૦
તેમ વિભીષણનો પણ ચળ્યો વિશ્વાસમન, તદપિ ફળ ના ચળ્યું રામ સાચા;
સત્ય સંકલ્પ વચન આપ્યું પાછું ન લે, જીવ જડ સ્વાભાવિક હોય કાચા. સા૦
દ્વારિકેશે બોડાણાની સ્ત્રીને કહ્યું, વાળી તારી સમોવડ હું થાશ;
તદપિ છાની છરી રાખિ વિશ્વાસ વણ, વચન પાળ્યું પ્રભૂ દોષ નાશ. સા૦
ઇશ્વરની અકળગતિ જાણી મેહેતો ડગ્યા, સાસરે જાઓ પુત્રીશુ બોલ્યા;
તદપિ આપ્યો હરી હાર ભરદે પળ્યા, શું થયું આફતે દાસ ડોલ્યા. સા૦
વિષ વા અમૃત અજાણે ઉદરમાં ગયું, તદપિ ગુણ નીજ જાણ્યા જેવો આપે;
તો પછી હરિ નામાદિક ગમે તેમ ગ્રહ્યું, તેથી દુઃખ ટળી સુખ કેમ ન વ્યાપે. સા૦
સમજે એ રીત વિશ્વાસ સહજે ભળે, મન હઠીલું અવળચંડી જેવું;
અવળું કહિએ ત્યારે સવળું માને મુરખ, યુક્તિથી કામ કાઢીજ લેવું. સા૦
દાસ ચિત દૃઢ ચળ્યું, તદપિ તે ફળ મળ્યું, પ્રભુ વચન ના ચળ્યું, નિશ્ચે આવ્યું;
સર્વ સાચું દયા પ્રિતમનું શ્રુતિ કહે, અહિત નિજ ભક્તનું કદી ન ભાવ્યું. સા૦

## પદ ૯૫ મું-રાગ લલિત.

તેવા હરિ સનમુખના દોષ, સાધન વિમુખતણાં;
જેમ નિષ્ફળ મૃગ જળ, તદવત, થોડાં અથવા ઘણાં. સા૦ ટેક.
જેવાં ષંઢસ નર નારી, જેવાં તેજ વિનાં લોચનરે;
જેવા અજાના કંઠ સ્તન, જેવું પક્ષઘાતિક અર્ધ તન. સા૦ ૧
જેવી છઠ્ઠી અંગુળી કર પદ, જેવી તિથી અવામરે;
જેવો ક્રોધ સુહૃદનો, જેવું ઠગનું હેત નકામ. સા૦ ૨
જેવું પરાધીનનું સુખ, જેવા વ્યસની કેરા સંમરે;
જેવી પાંખ પિપિલિકા કેરી, જેવો ખલનો ધર્મ. સા૦
ધ્રુવજી પરાશર પરશુરામને, ક્યાં લાગ્યું જો પાપરે;
સુગ્રિવ વિભિષણ અનઘ, ભ્રાત પત્નિ ભોગે અઘાપ.|સા૦

રાગાદિક તસ્કર નહિં તેને, કારાગ્રહ ન ભુવજરે;
મોહ બેડી ત્યાં લગી તેને, જ્યાં લગી નહીં હરિનો જંન. સા૦ ૫
દુરાચારિ વિષપી અજિતેંદ્રિય, ભવસુખ ભોગી ન બાધરે;
હરિથી વિમુખને વળગે શ્રુતિ કહે, હરિભક્ત ન અપરાધ. સા૦ ૬
નૃપ પ્રાચિન બર્હિષકર્ણાદિ, સુકરમ ફલ શું મળિયુંરે;
અભક્તના ગુણ દોષ રૂપ છે, શાસ્ત્ર વચનથી કળીયું. સા૦ ૭
જાણી જોઇ ધ્રુવે હણ્યા પુણ્યજન, કુબેર શિવજન હાર્યારે;
પાપ ન ભોગ્યું સદેહ સર્વોપરિ, ધ્રૂવ લોક સધાર્યાં. સા૦ ૮
સંચીત ક્રિયમાણ પ્રારબ્ધ ન, પાંડવને શ્રુતિ ગાયરે;
તદપિ દુઃખી, શિવ વિષ પડ્યુ પીવું, દોષ ન હરિ ઇચ્છાય. સા૦ ૯
બે ઉપાય અપરાધ ટળે હરિ, ક્ષમા નરક વા રોગરે;
ક્ષમા વિમુખ સંભવે ન અઘટિક બક્ત નરક દુખ ભોગ. સા૦ ૧૦
દયા પ્રિતમની લીલા અટપટી, કહેતાં કશું ન ફાવેરે;
પણ એટલું નિશ્ચે અમને, હરિભક્ત અહિત બની નાવે. સા૦ ૧૧

પદ ૬૬મું–રાગ કાલીંગડો.

કેવા કહીને તમને વરણવું વ્રજપતિ, કાંઇ કહેતાં સંભવતું નથી,
હે શ્રીનાથજી. ટેક.
વિરૂધ ધર્માશ્રય રૂપ અકલિત ગતી, સહુ વાતે શ્રેષ્ઠ છો સરવથી. હે૦
જીવ અણુ માત્ર અંતર વસો અતિ, અણુ મોટું તનૂ કોટિ બ્રહ્માંડથી. હે૦
આચ્છાદિક કોટી માયાથકી અતિ, ઘણા પ્રકાશક અતી માર્તંડથી. હે૦
ભક્ત રિપૂ ભયંકર કોટી કાળથી, અધિક અભયંકર કોટી શિવથી અતી. હે૦
કોટી અર્ભક અધિક અસ નીજ ભક્ત હીત, કોટી ગણપતી અધિક મહામતી. હે૦
ઇંદ્ર કોટિક અધિક ભોગી ભગવંત છો, કોટિ શુક અધિક યોગેંદ્ર છો. હે૦
કોટિક અગ્ની અધિક દહનતા આપમાં, શીતલ અધિકા કોટિક ચંદ્ર છો. હે૦
કમલ કોટિક અધીક મૃદુ હૃદયજન દુખે, વજ્રાધિક કઠણ દુરીજન સમે. હે૦
કોટી અવગુણ ગણો ગુણ અધિક નીજ નમે, કોટી ગુણદોષ નીજ જન દમે. હે૦
વેદ તપ દાન પૂજન કરે પ્રાપ્ત નહીં, તે અનન્ય ભક્તિ આધીન છો. હે૦
[illegible]લ માયા કંપે બ્રહ્માદિક ભય ધરે, તે ગોપીજન આગલ દીન છો. હે૦
[illegible] દુર્લભ ઘણા તે સુર્લભ ભકતને, પ્રેમવશ ન કરવાનું કરો. હે૦
અપરાધ આત બાધ માનો નહીં, વિનતિ વણ કલેશ કોટીક હરો. હે૦

શ્રી વલ્લભ શરણુ સંબંધ સુને શ્રી હરી, ભકત સાચા કરો સર્વદા. હે૦
દુષ્ટ સંગતી દુર્મતી રતી પાપમાં, કહે દયો આપશો મા કદા. હે૦

## પદ ૬૭ મું–રાગ આશાવરી.

શ્રીજી સાંભળજો એક વિનતી છે મારી;
શ્રી વલ્લભ શરણાગત સંબંધ વિચારી. ૧
સમર્થ છો સ્વતંત્ર છો, કાંઇ કહેતાં ન શકું;
અપરાધી પણ ગુરુ સોંપ્યો વિનતીને આવું. ૨
પુષ્ટીપથ પ્રભુ કર સાહ્યો કરૂણાબલ તારો;
મર્યાદા રીતે કરણી જોઇને શું મારો. ૩
નીજ કહી કર ગ્રહણ કર્યો નીજને તો વિચારો;
બુદ્ધિ પ્રેરક અનુચિત કરતાં કેમ ન વારો. ૪
કરતાં વારો કે કરવા દો તો ના ગણુશો;
અઘટિત દેખાશે કરવા દેશો ને હણુશો. ૫
અણુગમતું તમને મુજને કરવું ના ભાવે;
તેવી મતિ દો તો દહાડો દુઃખનો સીદ આવે. ૬
આપ પ્રસન્ન જે કાંધે તે મુજથી થાય;
તે બુદ્ધી આપો સહજે સહુ સુધરી જાય. ૭
કામ ક્રોધાદિક રિપૂ મુજ હૃદયાથી ટાળો;
આપ વસીને સદા તહાં ચિંતા કલેશ સહુ બાળો. ૮
માયાસુખ મોહકાસ કરમની ફાંસી;
નીજ કરૂણા વણુ નહીં તૂટે જનની જગ હાંસી. ૯
ફરી ફરી એ માગું મુજ મતિ તમમાં રહો લોભી;
મલીન ના થાય કદા વૈષ્ણવતા રહે શોભી. ૧૦
મોટા છો, માનો તો રક્ષ, નહીં તો એ લવરી;
આપ માન્યાથી મોટી મુનિ સહુથી શાબરી. ૧૧
આપ માન્યાથી ઘેલું ડાહ્યું કહેવાય;
આપ કરૂણાથી અવળું સવળું થઈ જાય.
આપ ઇચ્છાએ જે પાડો છો તે સહું છું;
દુઃસહ દુઃખ નથી સેહેવાતું ટટલીને કહું છું.

આપને ગમતી હોય તે કૃતીતો કરાવો;
પણ એ યાચું અપરાધ થકી તો બચાવો. ૧૪
પ્રપંચ વિસરાવી દો નીજમાં આસક્તિ;
દ્યો પ્રેમલક્ષણા પુષ્ટીપથ સાચી ભક્તિ. ૧૫
શ્રી ગોવર્ધનધર દયા પ્રીતમજી શ્રીજી;
વિશ્વાસીમાનો બાહરે, ઓય ના ખીજી. ૧૬

## પદ ૬૮ મું.

ગોપીનામ કીર્તન નિર્ભયાનંદકારી;
પાપ સકળ સંતાપ દુર્મતિ, મહા સંકટ હારી. ટેક.
ગોમતિ ગંગા યમુના સરયુ, તત્ર નર્મદા ગો;
ગોપાલ બાલ કીર્તિ સરતી, પત્રોચ્ચારતિ ગો;
ગોવણુ જીમેં કૃષ્ણ કીર્તને, પ્રાપ્તી લેવર ગો;
ગોત્રનાથ ગોત્રનાં તુલાફલ, દાન કોટિજે ગો. ગોપી૦ ૧
પિતા માત્ર ગુરુ ગૌબ્રાહ્મણ, મહાપવિત્ર શ્વાદોપી;
પિનાકી ગો નિઃસાધની મહાપદ કૃષ્ણ નામ જલ્પી;
પિશાચ પ્રેતાદીપલાયહરી, કામેથી ડરપી;
પિડા ભવભય માયા કાલથી, છૂટ કૃષ્ણ જપી. ગોપી૦ ૨
નારાયણ કહેતાંજ તર્યો દ્વિજ, પાપી પ્રેમ વિના;
નામાભાસે સુગતિ પુંશ્ચલી, છૂટી અમિત ગુના;
નાથ અનાથતણા એ રીતે, સમજી લે તું ,મના;
નારદાદિ ગ્રહ્યું નામ મૂકી ઉપાય બહુ વિધિના. ગોપી૦ ૩
થરથર કંપે કાલ અજા, નામે અતિ સભય;
થવું ન કશી વન ન જાવું, સેહેજ સરે અરથ;
થડ મૂકી શાખા સીંચે શું સમજો સુભગપથ;
થશો પરમપદ ભોગી દયા, ગાતાં ગોપીનાથ. ગોપી૦ ૪

## પદ ૬૯ મું-રાગ લલિત.

મ થાનીરે મનુવા, મૂક મૂરખતા તારી;
સક હલીયા શ્રીજી તુજને, શે ના જોય વિચારી. નિર્ભય૦ ૧

પુષ્પમાળ શ્રી કંઠતણી, શ્રીદ્વારિકેશ તુને આપી;
સહજનને છુટી તમને આપી, નીજ સેવકે અલાપી. નિર્ભય૦ ૨
વિનતી સુણીપ્રભુ ચક્રસુદર્શન, તુજ રક્ષણને આપ્યું;
અમીષની પેર સમજજે, હરિ ઇચ્છા આલાપ્યું. નિર્ભય૦ ૩
આપ્યું કમળ કૃપા કરી, વિનતી સુણતાં શ્રીજી તુજને;
એ તે પર્મ અનુગ્રહ કે નહીં, કહે સુગ્ધ તું મુજને. નિર્ભય૦ ૪
ચંદ્રહાસને વિષ કરી વિષયા, સહજમાં સુખજ આપ્યું;
શ્રી નાથજી દયાના પ્રીતમ, સત્ય કરી દુઃખ કાપ્યું. નિર્ભય૦ ૫
શ્રી વલ્લભ કુળ નિજ રૂચિ,વર દીધો અધરામૃત આપી;
રૂક્મિણી તુલ્ય કરીશ તું સેવા, આત્મારામ અલાપી. નિર્ભય૦ ૬
શ્રી ગુરુપદ શિર ધરી નીજ ભાખ્યો,ભવના પાપ સહુ ખોવ્યા;
મેં તો પુષ્ટીને અંત જનમ તુજ, મારી દોષ ટહી ડોલ્યા. નિર્ભય૦ ૭
તું તે પ્રાણ નીજ મહાપ્રભૂ બોલ્યા, અચલ વાણી કહી ફરીને;
ધાર્યું છે તે સિદ્ધજ કર જા, બોલ્યાં કરૂણા કરીને. નિર્ભય૦ ૮
નિજ ઇચ્છાથી શ્રીગોકુલપતિ, શિર કર દઇ વર દીધો;
ત્રીલોકમાં તુજને કોઈ નહીં જીતે, મહા અનુગ્રહ કીધો. નિર્ભય૦ ૯
શ્રીજીમાં ચિત્ત અખંડ રહેશે, ચિંતા સકળ પળાશે;
દ્વારિકેશ્વર શ્રીજી, વાતો કરશે સંશય જાશે. નિર્ભય૦ ૧૦
ફરી નથી અવતરવું સુત મારા, અખંડ ગોકુલવાસી;
શ્રી સ્વામિની મંદિર ઉરતારૂં, શિર કર ધરિ કરી દાસી. નિર્ભય૦ ૧૧
શ્રી પુરૂષોત્તમ નિજ રૂચિ બોલ્યા, કદા ન રેહશો ત્રાસે;
કર્તવ્ય કશું તમારે છે નહીં,' રહો પ્રભૂ દ્રઢ વિશ્વાસે. નિર્ભય૦ ૧૨
ઇત્યાદિક કરૂણા શ્રીજી, શ્રી વલ્લભ બળ લે જોઈ;
તે આગળ તુને વિઘ્ન કરવા, સમર્થ છે નહીં કોઈ. નિર્ભય૦ ૧૩
હરી કરૂણાનો ગર્વ ન ધરવો, રહેવું દીનતા રાખી;
તદુપરાંત બને હરિ ઇચ્છા, એ વિવેક શ્રુતિ સાખી. નિર્ભય૦ ૧૪
છે ભગવાન હરી ઇશ્વર છે, જેમ રાખે તેમ રહેવું;
તમને જેહ ગમ્યું તે સારૂં, જે પાડે તે સહેવું. નિર્ભય૦
સહુ કરવા સમર્થ શ્રીજી પણ,નિજજન અહિત ન થાય;
દયા રાખ વિશ્વાસ સરવ, સારૂં કરશે મજરાય. નિર્ભ૦

## પદ ૯૭ મું–રાગ ગુર્જરી.

[illegible] હેતુ અવિદ્યા, હરિ આપ મટાડો તોજ મટે;
[illegible] ઉપાયે, તવ કરૂણા વણુ કદી ન કટે. ટેક.
[illegible] અનેક ઉપદ્રવ, ઉપજાવી દે કલેશરે;
[illegible] સહુ જ્ઞાની વિવેકી, વિવેક રહે નહીં લેશરે. સહુ૦ ૧
[illegible] શાણા સરવને, શુભકૃતિ મનમાં લાગેરે;
[illegible] અખંડ હૃદેમા, કેમે કરે નવ ભાગેરે. સહુ૦ ૨
[illegible] ગુણવણી અકથ આરતી, કશું કરે નવ ફાવેરે;
સહજ સઘ સુખ થાય સર્વ પ્રભૂ, દયા તમોને આવેરે સહુ૦ ૩
દુ સહ દુખદ સ્વભાવ મળ્યો છે, કશું કહેવાતુ છે નીરે,
શ્રીજી તમ વિણુ નથી કોઈ મારે, બાગુ સહાય કહો કેનીરે. સહુ૦ ૪
બાધો જન્મ ગયો કરગરતા, હજુ લગી નથી સુખ દહાડોરે;
હવે તો હિમત હારી ગયો છુ, રખે અથડાવી કાઢોરે. સહુ૦ ૫
બહુ પેરે પીડાયો હરી હુ, પ્રતિદિન પીડા વાધેરે;
આપ તો કાને કર દઈ બેઠા, સુખનો દિન કેમ લાધેરે. સહુ૦ ૬
વેદે કહ્યુ પણ મેં નવ દીઠું, શરણે બંધન કાપોરે;
વણુ ભોગવાવે નથી છોડવવા, સહન શકિત મુને આપોરે. સહુ૦ ૭
લીધો શરણ મુને પુષ્ટીનાથ, તમો સાધન જોવા લાગ્યારે;
સદાવર્ત એ કેવુ, માગણ પાસે પૈસા માગ્યારે. સહુ૦
સર્વ સમર્પિ શરણે પડયો, જે ગુલામ ઘરનો કાહાવ્યોરે,
તેને જૂના ખત ખાતા કાઢી, સીદ જોઇએ દબાવ્યોરે સહુ
ભજન વિના દુખ ટળે ન કહે સહુ, વિકલ ભજન બની નાવેરે;

ચાંડાળી નૃપ પત્ની કરે તેમ, તમો કૃપા મુને કીધીરે;
ઇશ્વર થઇ ન ધટે તદપી તે, પાછી ખેંચી લીધીરે. સહુ૦ ૧૪
દુઃખ દાવાનલ બળતો બોલું, દોષ રખે મુજ માનોરે;
જેવો તેવો પણ પાળ્યો પાળશો, છેડો સાહુ હું કોનોરે. સહુ૦ ૧૫
છૂટયું ભોજન નિદ્રા નાઠી, વિકલ સરીખો વરતુરે;
શું જાણું આગળ શું કરશો, આવું મા નીપજે નરતુંરે. સહુ૦ ૧૬
માયા દમે મર્યાદા મૂકી, કલીકાલ ભવ કંપૂરે;
કૃષ્ણ સ્મરણ મહિમા સંતાડ્યો, પતિત જીવ કેમ જંપૂરે. સહુ૦ ૧૭
સ્વલ્પ કલેશ મારો નવ સેહેતા, પેહેલા એવા હતારે;
દુઃસહ દુખ જાણો છો હવડાં, ઉદાસ જાગ્રત સૂતારે. સહુ૦ ૧૮
શો અપરાધ વસ્યો અંતર, પ્રભૂ એકાએક બદલાયારે;
સત્ય સંકલ્પ સત્ય વાચી મહા, સહિષ્ણુ શ્રુતિએ ગાયારે. સહુ૦ ૧૯
આત્મસાતને અસુર આરતી દે છે, દેખો છો (તમે) સ્વામિરે;
સર્વેશ્વર સર્વાત્મા છો નવ, લાજે મોટી ખામીરે. સહુ૦ ૨૦
સકલ ધર્મ સાધન હીણો હું, અપરાધે નથી ઓછોરે;
પણ શ્રી વલ્લભ સુત સોપ્યો છું, તે સંબંધ ન છોછોરે. સહુ૦ ૨૧
સદોષ તદપી સહાય કરો, કેશવ મુજ સામુ ભાળોરે;
દુઃખ જશે સહુ સુખ આવશે, બરદ વચન નીજ પાળોરે. સહુ૦ ૨૨
ઘણી વાર કરગરીને થાકયો, મારૂં બળ શું બીજુંરે;
અલ્પ જીવ મતિ ધૈર્ય કેટલું, દુઃખ દાઘ્યો પ્રભૂ ખીજુંરે. સહુ૦ ૨૩
પ્રપંચ વિસરાવી પુરૂષોત્તમ, સેવા સ્મરણ કરાવોરે;
ભક્તિ પ્રેમ આશક્તિ આપો, દાસ દયાનો દાવોરે. સહુ૦ ૨૪

## પદ ૭૨ મું.

તથી જીવને ભ્રવિષતું જ્ઞાન, હરી જન હિતજ કરે;
વણ સમજ સોચ અજ્ઞાન, આગળ અર્થ સરે. ટેક.
ઉર્વશી દ્વારા અર્જુન બ્યઢલ, થાજો શ્રાપ આપ્યોરે;
ગુપ્ત રહ્યા એક વરસ પારથ ત્યાં, ઉપયોગી તે આપ્યો. હરી૦
સર્પ હણી મુની કંઠ ભરાવ્યો, એ મતિ ના ઉપજાવતરે;
રાજ્યાસન તજી શ્રી સુખ ભાગવત, શ્રવણ સમય કયા આવત? હ૦

કરકોટક નાગે નલને કરડી, કુરૂપ કરી દીધોરે;
અતિ રૂપાળો ગુપ્ત રહત કેમ, હરીએ એ ગુણ કીધો. હરી૦ ૩
મનોવ્યથાના વ્યાસ ઉપજત, કર્મે પ્રીત કેમ વામતરે;
નારદ દ્વારા પ્રેમ લક્ષણા, કહો ભક્તિ કેમ પામત. હરી૦ ૪
કંદાને છળી સત્ય સુકાવી, મનમાં અતિ દુઃખ પામીરે;
એમ ન થાત તો ત્રિલોક સુંદર, શ્રીજી મળત કેમ સ્વામી. હરી૦ ૫
જ્ઞાન ગર્વ ના ઉદ્ધવ ઉપજત, તો વ્રજમાં સીદ જાતરે;
પરાભક્તિ કેમ પામત હરી, વલ્લભા દરસ કેમ થાત. હરી૦ ૬
અભયાશ્રય અગ્રપ નૃપને, જો ન કદાપી જાગતરે;
અનન્ય ભકતી ના પામત, દુર્વાસા ગર્વ ના વામત. હરી૦ ૭
ચિત્રકેતુ સુત શોક ના ઉપજત,નારદ ગુરુ કયાં પામતરે;
સાક્ષાત્ હરી દર્શ થાત નહી, ભવનો કલેશ ના વામત. હરી૦ ૮
રોમહર્ષથી શ્રાપ ભુશંડી, મુનિ પામ્યા હરિ જુક્તિરે;
નહીં તો માયા કાલ તરત કેમ, કેમ પામત મહાભક્તિ. હરી૦ ૯
નંદદાસ શ્રી મોહન ઉપજત, તો ગોકુલ કેમ આવતરે;
પ્રત્યક્ષ પુરૂષોત્તમ કયાં દેખત, ભક્તિ ભક્તિરા કેમ ભાવત. હરી૦ ૧૦
ખોટું શ્રીફળ ખોટો રૂપૈયો, છીત સ્વામીનાં લાવતરે;
તો શ્રીપુરૂષોત્તમ કેમ પામત, સંદેહ કોણ છોડાવત. હરી૦ ૧૧
ગોપી જનમન ગર્વ ન ઉપજત, તો વ્રેહેતાપ ન થાતરે;
પરાપ્રેમલક્ષણા ભક્તિ હરીની, કેમ હૃદયે સમાત. હરી૦ ૧૨
તુલસીદાસ શ્રી કઠણ વચન, વણ સુણો મોહનાં જાતરે;
ભક્તિ પામત શ્રીરઘુપતીનું, પ્રગટ દરશ ના થાત. હરી૦ ૧૩
બીલ્વમંગળે ચિંતામણી કટુવચન સુણ્યું દુઃખ લાગ્યુંરે;
જઇ વૃંદાવન વ્રજપતિ સમર્યા, થયું દરશ દુઃખ ભાગ્યુ. હરી૦ ૧૪
કોઇ કહેશે દુઃખવણ સુખ આપે,તો શું હરી ના અપાયરે;
પણ હરિનું હિત જકત ના જાણે, ભવ તરવા શું ગાય. હરી૦ ૧૫
કોઇનો કલેશ સહે નહીં કેશવ, હરીજન દુઃખ કેમ ભાવેરે;
પણ છે અકલ અટપટી લીલા, કશું સમજ્યામાં નાવે. હરી૦ ૧૬
જેમાં તારૂં ભલું હશે તે, વિનતી વિના હરિ કરશેરે;
દયા તુને શ્રી વલ્લભે સોપ્યો, કહે હરિ કેમ વિસરશે. હરી૦ ૧૭

પદ ૭૨.

અલ્યા! ઉઠતાં કૃષ્ણ કહે, બેસતાં કૃષ્ણ કહે;
સુતાં શ્રી કૃષ્ણ કહે, હરતાં ફરતાં;
ચાલતાં કૃષ્ણ કહે, દોડતાં કૃષ્ણ કહે;
વણ કહે કૃષ્ણ, રખે કાંઇ કરતા. અલ્યા૦ ૧
કૃષ્ણહી ખાન કર, પાન કર કૃષ્ણહી;
કૃષ્ણ ગુણ ગાનકર, દુઃખ સુખમાં;
ગુપ્ત પણ કૃષ્ણ કહે, પ્રગટ શ્રી કૃષ્ણ કહે;
અહર્નિશ કૃષ્ણને, રાખ મુખમાં. અલ્યા૦ ૨
પ્રીતે શ્રી કૃષ્ણ કહે, ભીતે પણ કૃષ્ણ કહે;
સહજ શ્રી કૃષ્ણ કહે, કૃષ્ણ કામ્યો;
સર્વે કાળે સદા, સઘળે શ્રી કૃષ્ણ કહે;
સિદ્ધિ કારજ સકળ, કૃષ્ણ નામ્યો. અલ્યા૦ ૩
સહેજ બની આવે, સાધન સકળ શીર મણી;
ચેત આવ્યો ધસ્યો, કાળ ડસવા;
લટકું અમુલક, ચાલ્યું ચેતો દયા;
નહીં તો નિશ્ચે પડશે, હાથ ઘસવા. અલ્યા૦ ૪

પદ ૭૩-લાવણી (છંદ ચોપાઈ.)

અભક્તને અચ્યુત પદ મળે, અકર્મીનાં અઘ દુઃખ ટળે;
નર્કે જાય ભજે ભગવતી, હરી વલ્લભ મોટી દુર્મતી.
વિખ દાતા સહુને સુખકારી; સુણી સિદ્ધાંત ઉદય ભય ભારી;
યોગીને દુઃખ દે ભગવાન, તે મોટા જેહેને અજ્ઞાન.
વેદશાસ્ત્ર નિંદે ગોપાલ, નમન કરે હરી તે ચાંડાલ;
પાપી મોટા હરીજન કાહાવે, પાપી ભક્ત નહીં સહુ ગાવે.
મનમાં મદન મોહ તે સંતા, અબળા ભજે મળે ભગવંતા;
બાળક પ્રસન્ન કરે તે ભક્ત, સ્ત્રીમાં નરહરી આશક્ત.
હરિજન દૈસ લહે તે દાસ, સ્વજન સંબંધે મોટા ત્રાસ;
મુગ્ધ મનુષને અવળું લાગે, પંડિતને સુણતાં સુખ ભાગે.
દયારામ કહે જે હરિદાસ, તેને સુણી ઉપજે ઉલ્હાસ.

## સમશ્યા ૧લી-ચોપાઇ.

મા પુત્રી જોડે અવતર્યાં, એક ધણીને બંધે વર્યાં;
માત કરે તે પુત્રી કરે, માત મરે તો પુત્રી મરે. ૧
માતા સંગે સઘળે ડોલે, મા બોલે પુત્રી નવ બોલે;
દીવસે બેસે આસન જુવે, રાતે માતા પાસે સુવે. ૨
માતા ગોરી પુત્રી શ્યામ, જુગલ વરણુ બે જુદાં નામ;
જળ ભીંજે ના અગ્નીએ બળે, તે બળ મા પાસે ના મળે, ૩
કૃષ્ણ તણી સાસુ દીકરી, માને કાંઈ સગા નહીં હરી;
દયારામ કહે ચેતો દક્ષ, જો પોહોચે બુદ્ધિનો લક્ષ. ૪

ઉત્તર-છાયા.

---

## સમશ્યા ૨જી.

ધર્મ ધોરિંધર વડો વિવેક, તે ઘર કૌતક દીઠું એક; ૧
પિતા પોતાના સુતનો ભ્રાત, સ્વામી તેજ પિતાનો તાત. ૨
માત સસુરની પોતે પત્ની, જનક જનેતા સત્ય પત્ની; ૩
સ્વામિ હરી અરીનો તાત, સ્ત્રી કોણ નામ જગમાત. ૪
સ્ત્રીના કાકા કમલાપતિ, નવ સમજાય અટપટું અતિ; ૫
શ્રી ભાગવત તણી એ કથા, રખે માનતા ટીખલ વૃથા. ૬
દયારામ કહે ચેત ચતુર, તુજમાં જો બુદ્ધિ ભરપુર. ૭

ઉત્તરઃ-વાણી વિલાસ સાચો અને હરી ઉપર છે.



# કોશ.

## અ.

અવલોકવું–જોવું, નિહાળવું, તપાસવું.
અનશનવ્રત–ઉપવાસ કરવા, નિરાહાર વ્રત કરવું.
અભ્ર–વાદળાં.
અશનિ–વજ્ર, વિદ્યુત્પાત.
અધર–નીચેનો હોઠ.
અધરામૃત–ઓઠના ઉપલા ભાગનું અમૃત, 'અધરસુધા.
અરવિંદ–કમળ.
અવિધાર–આખું, નક્કી.
અવની–પૃથિવી, ભૂમિ.
અનેરી–અવનવી.
અહોનિશ–દિનરાત, સર્વદા, નિરંતર.
અંગના–સ્ત્રી, યુવતી, પ્રમદા, નારી.
અંજન–આંખમાં આંજવું–મેંશ વગરે.
અર્ચન–ચોળવું, લગાડવું.
અમોઘ–ઘણું, વધારે, પ્રબળ.
અવર–બીજું, અન્ય, ઇતર.
અવસાન–છેવટનો કાળ, મરણ સમય.
અવયવ–શરીરના ભાગ.
અવિગત–નહિ જણાયલી, અજાણી.
અન્વય–પદેપદનો અનુક્રમ કરવો.
અનુદિન–પ્રતિદિન, સર્વદા.
અવધાર–નક્કી, જરૂર.
અષ્ટોત્તરશત–એકસોને આઠ.
અભિલાષી–ઇચ્છુ, ઇચ્છાવાળો, ઉમેદવાળો, જીજ્ઞાસુ.
અભિષેક–નવરાવવું તે, મંત્રાદિવિધીએ પાણી રેડવું અને સ્નાન કરાવવું.
અનંગ–કામદેવ, મદન.
અસ્થિ–હાડકાં.
અષ્ટવિધિ–આઠવિધે–રીતે.
અસિ–તરવાર, સમશેર, ખડ્ગ.
અસિવ્રત–આ એક જાતનું વ્રત છે. તે પુરૂષોથી થાય છે. સ્ત્રીની સાથે વસવા છતાં તરવારની ધાર ઉપર રહેવું એટલે મોહવશ ન થવું તેનું નામ અસિવ્રત, અસિધારાવ્રત ઈત્યાદિ.
અલક–ચોટલો, વેણી, અંબોડો.
અલકાવળી–કચાવળી, વેણુ, લટોની આવલી–સમુદાય–જથો.
અનુકંપા–દયા.
અભયા–અભય, ભય વગરની, નિર્ભયા. ૨ ભાઇ, કોઈ પુરૂષ.
અર્બુદાચળ–આબુ પર્વત.
અજા–બકરી.
અશોક–એક જાતનું ઝાડ–આસોપાલવ.
અભિનવ–નવું, નૂતન.
અંબુજ–કમળ, પદ્મ.
અક્ષી–આંખ, ચક્ષુ.

અરી–શત્રુ.
અગોચર–નહિ દેખાય તેવું.
અક્ષૌહિણી–મોટી સેના.
અદેય–નહિ આપી શકાય તેવું.
અઘોળ–સ્નાન, નહાવું.
અપરિમિત–મપાય નહિ તેવું.
અચિર–ક્ષણભંગુર, જલદી, ઉતાવળે.
અનુચિત–અયોગ, નહિ કરવા યોગ્ય.
અઢળક–અપાર, અત્યંત, ઘણું.
અવતંસ–સ્કંધ, ખભો.
અવકાશ–માગ, જગા, નિરાંત.
અહ્લાદ–ઉમંગ, આનંદ, પ્રમોદ.
અસુરારી–ઇંદ્ર, પુરંદર.
અપુપ–પુરી, તળેલી રોટલી.
અનુરાગ–પ્રેમ, પ્રથમ રાગ.
અપરિચ્છિન્ન–અમાપ, ન મપાય તેવું. અદ્ભુત.
અસુરી–આસુરી–રાક્ષસી.
અવિને–અવિનય.
અંબર–આકાશ, વસ્ત્ર.
અગાધ–ઘણું, વધારે.
અરગજા–ચંદનાદિની સાથે સામેલ કરવામાં આવતી સુગંધીદાર વસ્તુ.
અચંબો–આશ્ચર્ય, વિચિત્ર.
અવધૂત–બાવો, જોગી.
અવટાયા–અકળાયા, અમુઝાયા, રઝ[ળ્યા.]
અર્ણવ–સાગર, સમુદ્ર, દરિયો.
અર્ક–સૂર્ય, રવી. આકડો.
[અ]જ–બ્રહ્મા. વિષ્ણુ. શિવ. કામદેવ.
[અ]ર–જુવાન.
[અ]દ્રુ[શ્ય]તું–નહિ દેખાતું.
[અ]સિ–તરવારિયો.
અચવ્યું–રસ વગરનું. ભાવ–અનુભવ વગરનું.
અનાડી–અવળો–નહિસમજે તેવો.
અસંગી–નહિ સંગતવાળું, સંગરહિત.
અજીન–ચામડું, ત્વચા.
અંઘ્રીયુગલ–બે પગની જોડ.
અલિવર–ભમરો, ભ્રમર.
અલાપત (આલાપ ઉપરથી)–ગવાય–[ગાતું.]
અહી–સાપ.
અનુચર–દાસ, સેવક.
અક્ષત–વગર ભાગેલું. પુજાના ચોખા.
અશુચિ–અપવિત્ર.
અનંત–ઘણું.
અશ્વમેવ–જરૂર.
અટાટ–નકામું. ૨ પુષ્કળ.
અનુમાન–અટકળ.
અદબદ–પડતું મુકેલું. અપૂર્ણ.
અમીત–અપરિમિત, અપાર.
અધોમુખ–ઉંધે મોંડે.
અર્ભક–બાળક.
અવગાહન–નહાવું.
અગર–એક જાતનું સુગંધીદાર કા[ષ્ટ].
અધોગતિ–નીચીગતિ.
અભિગત–જાણેલું.
અચ્યુત–કૃષ્ણ. જેનો જન્મ નહીં તે.
અધમ–પાપી.
અમર–દેવલોક.
અમરધુની–દેવગંગા.
અસતી–વેશ્યા, કુલટા સ્ત્રી.
અસુયા–ઇર્ષ્યા.
અચળ–પર્વત.
અચળસતા–પાર્વતી

અગમ-ઝાડ. શાસ્ત્ર.
અવશેષ-બાકી રહેલું.
અમંગળ-અશુભ.
અયુત-દશ હજાર.
અગોચર-ન દેખાય તેવું.
અગમ્ય-અલક્ષ.
અભય-ભયરહિત.
અહમેવ-માત્ર હુંજ, અભિમાન.
અધિદેવતા-ગામદેવતા, કુળદેવતા.
અવર-બીજું.
અલુણું-મીઠા વગરનું.
અમરવેલ-અંતરવેલ એક જાતનો [વેલો.

## આ.

આઘાત-સખત વાગવું તે, ઘાત, આસ્ફાલન.
આક્રોશ-ઠપકો દેવો, ક્રોધથી શાપ દેવો, ગાળ દેવી.
આચ્છાદન-ઢાકણુ, આવર્ણું.
આંખડલી-આંખ, અક્ષિ.
આવર્ણું } આચ્છાદન, ઢાંકણુ.
આવરણુ }
આક્ષેપ-એકદમ કોઇના ઉપર ગુનો મુકવો, ઠપકો દેવો-આપવો.
આયસ-લોખંડ, લોખંડનું બનાવેલું.
આપ-પોતે. (અપ) પાણી.
આનન-મુખ.
આત્મા-પ્રાણ, જીવ.
આત્મારામ-ઇશ્વર, પરમેશ્વર.
આહાર-ખાવું.
આકુલી-વ્યાકુળી.
આક્રંદ-રોવું, ઘણું રોવું.
આલાપ-બોલવું, ભાષણ, વાતચીત. ગાવા માટે સુર લેવો.
આલાપવું-ગાવું, રાગે ગાવું, સ્વર
આલેપન-લગાડવું, ચોળવું. [ખેંચવો.
આલોચવું-વિચારવું, મનન કરવું.
આગિયો-પતંગ-ચોમાસામાં જે કીડાઓ રાતે અગ્નિ જેવા દેખાય છે તે. ખદ્યોત.
આપોપુ-પોતાની જાતે.
આભા-કાન્તી, તેજ.
આરો-કિનારો, તટ.
આધી-મનની પીડા, ફીકર, ચિંતા.
આવૃત્ત-ઢંકાયલું, છવાયલું.
આજ્ય-ઘી.
આમિષ-માંસ.
આશ્વાસન-ભરદાશ, ચાકરી.
આલોક-દેખાવ, મૃત્યુલોક.
આકાશિકા-અગાશી.
આદોલમાન-હાલણડોલણ.
આજાનબાહુ-જેના હાથ ઢીંચણ સુધ પહોચતા હોય તેવો પુરૂષ.
આદેશ-હુકમ. ગુરૂની [illegible].

## ઈ.

ઇઅેલ-જીવડું-ચોખા કિંવા અનાજમાં પડે છે તે જીવ.
ઈલા-પૃથ્વી, ભૂમિ.
ઇક્ષ્વાકુ-સર્યવંશી રાજાઓ.

કપોળ-ગાલ.
કપોત-હોલો.
કનક-સોનું, હેમ.
કદળી-કેળ.
કપર્દી-શિવ, શંભુ.
કમળલોચન-કમળના જેવાં જેનાં લોચન છે એવી સ્ત્રી કે પુરૂષ.
કમળનયન-કમળના જેવાં જેનાં લોચન છે એવી સ્ત્રી કે પુરૂષ.
કદમ-એક જાતનું ઝાડ, કૃષ્ણ ગોપીયોનાં વસ્ત્ર લઈ જેના ઉપર ચડયા હતા તે, એ ઝાડ વૃંદાવનમાં યમુના તટપર છે.
કચમાળા-અંબોડો.
કલરવ-હંસોનો અવાજ. મધુર અવાજ-સ્વર.
કલ્મષ-પાપ, પાતિક.
કવ-ક્યારે.
કરાલ-ભયંકર.
કપીન્દ્ર-વાનરરાજ, હનુમંત.
કલત્ર-સ્ત્રી, બાયડી.
કપાળી-શિવ, શંભુ.
રમું-ભયંકર, બીહામણું, અલૌકિક.
ળકૂટ-ઝેર, વિખ, હલાહલ.
ત્ત-સ્વામિ, પતિ, ધણી.
રાગૃહ-બંધિખાનું, કેદખાનું.
પડી-નાનું કાપડું. એક જાતના [ભિક્ષુક.
મદેવ-મદન, માર.
ર-જુલમ.
ણગારો-કામણ ટુમણવાળો, મો-
રો, મોહિની મંત્ર જા-

કાલીંદી-જમુના નદી.
કિન્નર-અર્ધદેવની એક જાત. ગાનારા ગાંધર્વની એક જાત.
કીર-પોપટ, શુક.
કુમઠ-કાચબો.
કુચ-સ્તન.
કુમુદ-પોયણી, કૈરવ. ચંદ્રને જોઈ ખીલનાર કમળ.
કુન્જલતા-ગૂઢવેલીનો મંડપ, વેલીનો માંડવો.
કુબ્જા-રાધાની સપત્નિ, એ વિરૂપા [હતી.
કુત્સિત-નઠારૂં, અશુભ.
કુશાસન-કુશ નામના ઘાસનું બનાવેલું આસન. દર્ભાસન.
કુન્જરી-હાથણી. વારૂણી.
કુસુમ-ફૂલ, પુષ્પ, સુમન.
કુકુર-કુરકુરિયાં.
કુવ-કમળ, પદ્મ, અંભોજ.
કુસ્વાન-હડકાયું કુતરૂં.
કુરૂબક-એક જાતનું ફૂલઝાડ.
કુરંગ-હરણ, સારંગ, મૃગ.
કુમુદપતિ-ચંદ્રમા, ચાંદો. [ઝુલકાં.
કુન્તલ-કપાળ આગળ ઝુલતા વાળ,
કુસુમાકર-વસંત. વાટિકા.
કુંજર-હાથી.
કુંભસ્થળ-ગંડસ્થળ-હાથીના આગલ ભાગપર જે બે ટેકરા હોય છે તે.
કુંમકુંમ-કંકુ.
કુંજરમંજન-હાથીઓનું સરોવરમાં નહાવું, સ્નાન કરવું તે.
કૂહુ-કોયલનો બોલ. ૨ અમાવાસ્યા.
કૂટસ્થ-સ્થિર, અચલ.

કોણુ–ઘોડો.
કોશ–ખજાનો. ચાર ગાઉનું માપ.
કોવિદ–વિદ્વાન, પંડિત, ભણેલો.
કોટીધ્વજ–કરોડ ધજાઓ જેને ત્યાં ઉડતી હોય તેવો.
કોશિટો–એક જાતનો કીડો જેમાંથી રેશમ નિકળે છે.
કોલાહલ–હોકારો, ઘોંઘાટ.
કોદંડ–ધનુષ, કામઠું, ચાપ.
કોડ–હોંસ, મનની અભિલાષાઓ.
કોઠો–મન, મોટો કુવો, આશય. જુદા જુદા ખાતાઓના આંકડાવાળો કોઠો.
કૈવલ્ય–મુક્તિ માર્ગ.
કૈરવનાથ–નાયક, ચંદ્રમા, શશી.
કૌપીન–સંન્યાસીની લંગોટી, અથવા સાથે રાખવાનો કપડાનો કટકો.
કંદ–મૂળ. જમીનમાંજ જેની ઉત્પતી છે તેવા. સુરણુ, બટાટા વગરે કંદ કહેવાય છે. ૨ પરિસીમા.
કંદર્પ–કામદેવ.
કંચુકી–સ્ત્રીઓના ઓરડાના દ્વાર પાસે રહેનાર સેવક. ૨ કાંચળી, કમખો.
કંદરા–ગુફા, ગહ્વર.
કંચવો–કમખો, ચોળી.
કંટક–કાંટો.
કંજવન–કમળવન.
કાંકોલ–એક જાતનું કાંટાનું વૃક્ષ, જેને રાતાં પુષ્પ થાય છે તેવું કાંટાવાળું ઝાડ.
કૃત્રિમ–બનાવટી, બનાવેલું, મનુષ્યકૃતિ.
કૃષિવલ–ખેડૂત, કૃષિકાર.
કૃશાનુ–દેવતા, અગ્નિ.

## ખ.

ખડ–ઘાસ.
ખડમાંકડી–ઘાસમાં થનાર જંતુ.
ખડ્ગ–તરવાર, સમશેર.
ખદ્યોત–આગિયો.
ખીત–આનંદ.
ખીર–દુધ, દુધમાં રાંધેલા ચોખા.
ખીચડો–દાળ અને ચોખાનુ મીશ્રણ.
ખેચરી–રાક્ષસી, નિશાચરી. આકાશમાં ફરવાની વિદ્યા.
ખેહ–આકાશ.
ખંજર–સીધુ અને બન્ને તરફ ધારવાળું ગોળાકૃતિનું એક શસ્ત્ર.
ખંજન–એક જાતનુ પક્ષી. દીવાળી ઘોડો.
ખાંડુ–તરવાર. ગરાશિયા, કે ક્ષત્રીમાં એક જાતની વિવાહ વિધિ વેળાએ તે મોકલવામાં આવે છે.

## ગ.

ગજ–હાથી, માતંગ.
ગજમોક્ષણુ–ગજમોક્ષ.
ગજદંત–હાથીદાંત.
ગજદેહ–હાથીનું શરીર.
ગભસ્તી–કિરણુ, મરીચી.
ગર્દ–ઝીણી ધુળ.

